*To,*

# Sir Mungaldass Nattoobhoy

KNIGHT, G. S. I. &c. &c.

MY DEAR SIR,

The privilege I have enjoyed of your close acquaintance for over ten years, and the opportunities it has given me for a due appreciation of your character make it my most pleasant duty to associate your name with this compilation.

Your appreciation of learning and of men of letters, your lofty benevolence and your wonted liberality; the very exalted position to which you have attained in the community which cherishes with affectionate pride the choicest selections of genius contained in these pages; your warm support to the cause of true reform, social and religious; your unremitting zeal, indefatigable exertions and incessant sympathy, for over three decades, in the promotion of Indian Political progress; above all, the rare combination in you of *Lakshmi*, *Vidyâ and Audârya*—these enjoin me to dedicate to you, this Second Volume of the Gems of Gurjara Poetry.

*Bombay 8th April 1887*

With respect and esteem,
Ever yours,
ITCHARAM S. DESAI.

# સર મંગળદાસ નથુભાઈ

## નાઈટ, સી. એસ. આઈ. વિગેરે.

પ્યારા સાહેબ,

આજ દશ કરતા વધારે વર્ષ થયા જે ગાઢ પરિચય આપની જોડે મને થયો છે અને જેથી આપની ખરી ખૂબીઓ પીછાણવા મને બની આવ્યું છે, તેને લીધે આ પુસ્તક સાથે આપનું નામ સયુક્ત કરવુ, એ હું મારી હર્ષભરી ફરજ સમજું છુ

આપ સાહિત્યના પોષીન્દા છો અને વિદ્યા તથા વિદ્વાનોના કદરદાન છો; ઉદાર હઇડાના અને સદા ત્યાગની બુદ્ધિ ધરાવો છો; સાંસારિક અને ધર્મ સમ્બન્ધી સાચા સુધારાના વિજયસ્તંભ છો; આજ ત્રણ દાયકા થયા ભરતખણ્ડના રાજકીય અભ્યુદય અને વૃદ્ધિ માટે આપે મોટી ઉત્કઠાપૂર્વક અતિ શ્રમ લીધો છે અને હજી પણ નિરતર દીલસોજી ધરાવો છો; ગુર્જર મંડળમાં આપ ચૂડામણિની પદવીએ પહોંચ્યા છો; અને સદાનાં વિરોધી–લક્ષ્મી, વિદ્યા અને ઔદાર્ય, એઓની ત્રિપુટી આપ વિષે વાસો કરી રહી છે, તે સર્વની યોગ્યતા વિચારી ગુર્જર કાવ્યાબ્ધિમાંનાં મોતીઓનું આ બૃહત્ કાવ્યદોહન આપને બહુ માનપૂર્વક અર્પણ કરુ છું, તે સ્વીકારશો.

ચૈત્ર શુદિ પૂર્ણિમા–સંવત્ ૧૯૪૩ } સદાનો તમારો,
ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ.

# પ્રસ્તાવના.

—✿✿✿✿—

પ્રાચીન કવિઓનાં કાવ્યો લોકોમાં એટલાં બધાં પ્રિય થઈ પડ્યાં છે કે, સાંપ્રત કાળના કવિઓ તેમની આગળ હારી જાય છે; એટલે આ સંગ્રહ ઘણો અગત્યનો છે, એમ કહેવામાં કશો દોષ નથી. પહેલા ગ્રન્થની બે આ[illegible]ત્તિ થઈ ને પાછળથી ઘણા ગૃહસ્થો તરફથી આ ગ્રન્થને આશ્રય આપ[illegible] કવિતાનો સઘળો સંગ્રહ બહાર પાડવાનું ઠરાવ્યું છે. દરેક કવિનું ચરિ[illegible]વામાં આવશે ને તેનાં કાવ્યપર ટીકા જૂદે સ્થળે થશે, એટલે એ સંબંધી [illegible] પ્રસંગે કંઈ પણ બોલવું વ્યર્થ છે.

રા. રા. છગનલાલ ઠાકોરદાસ મોદી બી. એ., રા. રા. ઇચ્છાલાલ પરમાનંદદાસ, ડા. વિજભુખણદાસ ધનજી, અને રા. કીલાભાઈ દુલભદાસ એલ. સી. ઈ. નો આ ગ્રન્થને લગતા હસ્તલિખિત લેખો શોધી આપવા માટે તથા કવિ સવિતાનારાયણ ગણપતિનારાયણ તથા ભાઈ વનમાલી લાધા મોદીનો ગ્રન્થના સંશોધનમાં મદદ કરવા માટે ઉપકાર માનું છું.

ખાસ કરીને ધીરા ભક્તનાં કાવ્ય માટે બે શબ્દ કહેવા અગત્યના છે. એ કવિનું કાવ્ય તેના પુત્રનો પુત્ર, જે, ગોઠડામાં રહે છે, તેની પાસે, જે જૂની પ્રત છે, તેમાંથી ઉતાર્યું છે. ધીરા ભક્તના પૌત્રની દશા એટલી તો દિનહીન છે કે, હાલમાં અન્નને ને દાંતને વેર જેવું છે, છતાં તે, એ કાવ્યસંગ્રહ કોઇને પણ પૈસા લઈ આપતો નથી.

જાનેવારી ૧૮૮૭ }.                    ઇચ્છારામ સૂ. દેશાઈ.

[illegible]ચેના ગૃહસ્થોએ બૃહત્ કાવ્યદોહનના સઘળા ગ્રન્થોને આશ્રય આપ-
[illegible]તાની ઇચ્છા દર્શાવી છે, તેઓનો મારા ઉપર તો ઉપકાર થયો છે જ;
ગુજરાતી ભાષા ઉપર પણ એક રીતનો ઉપકાર થયેલો હું માનું છું.

સર વિલયમ વેડરબર્ન બારોનેટ, સી. એસ.

ભાવનગરના દરબાર શ્રીસર તખ્તસીંગજી, જી. સી. એસ. આઈ.

કચ્છના રાઓ શ્રીખેંગારજી બહાદુર.

જુનાગઢના નવાબ સાહેબ.

ધ્રાંગધરાના રાજસાહેબ માનસીંગજી.

વાંસદાના દરબાર શ્રી.

શેઠ લક્ષ્મીદાસ ખીમજી.

# निवेदनम्



ગુજરાતના પ્રાચીન કવિવરોનાં કાવ્ય વાંચવાની રુચિ ગુર્જર પ્રજાની હજી મોળી પડી નથી, તે આ ગ્રંથની ત્રીજી આવૃત્તિની માંગણી દર્શાવી આપે છે. આ ગ્રંથની પ્રથમની બે આવૃત્તિઓ કરતાં આ આવૃત્તિમાં કેટલાક કાવ્યનું પુનઃ સંસ્કરણ થયું છે તેની નોંધ લેવી જરૂરની છે. નરસિંહ મેહેતાનું કાવ્ય અને પ્રેમાનંદનાં તમામ કાવ્યો સદ્ગત શ્રી આદ્ય સંગ્રહકર્તાએ પોતે સુધારેલાં છે. અખા ભક્તનાં કાવ્યો વડોદરાની સયાજી વિજય હાઇસ્કુલના પ્રીન્સીપાલ અને વેદાંતના જાણીતા અભ્યાસી શ્રીયુત હીરાલાલ વ્રજભૂષણદાસ શ્રાફે કૃપા કરીને પોતાની પાસેની પ્રાચીન ચાર પ્રતો ઉપરથી સુધારી આપ્યું છે, અને કુતિયાણાના તુલસી કવિકૃત ધ્રુવાખ્યાન અને કવિ શામળભટ્ટનાં કાવ્યો જૂની પ્રતો ઉપરથી નટવર ઇચ્છારામ દેશાઈએ સુધાર્યાં છે, અને બની શકયું ત્યાં સૂધી શેષ ભાગનું શુદ્ધ સંસ્કરણ કરવામાં આવ્યું છે.

આ ભાગમાં આદ્ય સંગ્રહકર્તાએ આદિ ભક્ત ગુર્જર કવિ નરસિંહ મેહેતાનું જીવન ચરિત્ર લખ્યું હતું પણ નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહનું એક મોટું પુસ્તક છુટું સદ્ગત શ્રીએ છપાવ્યું છે, તેમાં નવી શોધખોળ ઉપરથી સુધારેલું જીવનચરિત્ર આપવામાં આવ્યું છે અને કેટલાક વિશેષ ખુલાસા પણ કરવામાં આવ્યા છે; માટે અત્રે જૂનું જીવનચરિત્ર પુનઃ છાપવાની જરૂર ન લાગવાથી આપ્યું નથી. જિજ્ઞાસુએ નરસિંહ મેહેતાકૃત કાવ્યસંગ્રહમાં આપેલું જીવનચરિત્ર વાંચવું.

વિ. સં. ૧૯૬૯ના આશ્વિન<br>મુંબઈ.

પ્રકટ કર્તા.

# સાંકળીયું.

—❋❋❋❋—

પૃષ્ઠ.

### દાણની ગરબીઓ.



### જ્ઞાન માસ.



### ન્દર તિથિઓ.



### ગાર સંગ્રહ.



### ભક્તિ પ્રકાશ.



### જ્ઞાન પ્રકાશ.



## રણછોડજી દીવાન.

## ધીરો ભક્ત.

### કક્કો.



### જ્ઞાન બત્રીશી



## રણછોડ ભક્ત.

### રણછોડજીનો ગરબો.



### છુટક પદો.



## ધનદાસ.

### અર્જુન ગીતા.



## રામકૃષ્ણ.

### શૃંગારનાં પદો.

**બ્રહ્માનંદ.**

**કૃષ્ણ કીર્તનનાં પદો.**

# બૃહત્

# કાવ્યદોહન

ગ્રંથ ૨ જો.

—————

## નરસિંહ મેહેતો.

પહેલો ગુજરાતી કવિ—સંવત્ ૧૫૧૨—ઈ. સ. ૧૪૫૬ માં હૈયાત હતો.

—————

### ચાતુરી ષોડશી.

#### પદ ૧ લું—રાગ રામગ્રી.

લલીતા-સુણોજી સલુણા સેણજી, શાને ભરો છો નેણજી;
શું દુઃખ છે તમારે નાથજી, વહાલા કહોને અમને વાતજી.

ઢાળ.

વાત કહોને વહાલા અમારા, કાં થઈ રહ્યા આસંન;
શાને કાજે શામલા તમો, મુકો છો નિશ્વાસંન.
વદન તમારું વાલમા, કરમાણું તે શાને માટ;
કપોલ કર કાં દઈ રહ્યા, ઉપનો તે શો ઉચાટ.
મહાવજી તમારું વદન જોતાં, જનમ દુષ્કિત જાય;
નાથજી તમારું નામ લેતાં, પતિત પાવન થાય.
જેને કરુણા હોયે તમારી, તેને સ્વપને ન શોક હોય;
તમે એમ કાં મૂઢ થઇ રહ્યા, અમને તે અચરજ જોય.
સુદ્ધ બુદ્ધ તમારી શામલા, શાને હરિ કહોને સ્થામ;
નયને તે આંસુ કાં ભરો, વૈષ્ણવના વિશ્રામ.
અંગે કોટી અનંગ શોભા, રોમ રોમ અભિરામ;
તમે કલા પાડી કેમ રહ્યા, સમરથ શ્રી ભગવાન.

સુખતણો સાગર સુકાયો, આનંદ કંદ અવિનાશ;
કેશવ કારણ કહોને અમને, હું છું તમારી દાસ.
માધવ તમારા મન તણી, કહોને કરૂણાનિધાન;
હું તેડીને લાવું તેહને, જે તમારૂં જીવનપ્રાણ.
નિમિષ માત્રમાં નાથજી, લાવી કરૂં પ્રસંન;
વાત કરતાં વ્રજપતિ, ટળશે વડું વિઘન.
મહીધર મનમાં ધરો ધીરજ, નહિ અકળાયાનું કામ;
નરસૈંયાના નાથજી, મને કહોને તેનું નામ.

પદ ૨ જાું.

પણ–વળતા બોલ્યા જુગજીવનજી, પ્યારી રાધામાંહિ છે મંનજી;
છે બીખુભાનની કુમારજી, તે મારા નયનનો શણગાર.

ઢાળ.

શણગાર મારા નયનનો, ઉરતણો એ છે હાર;
તન મન જોબન જુવતી, મારા પ્રાણનો આધાર.
અબલા તે નેહે અવતર્યો, મારો વ્રજ વિષે અવતાર;
વસે તે વ્રિજની નારમાં, એમ નીગમ કહે નિરધાર.
શ્રી વિશ્વ ધાયે મુજને, વ્રિજનાર મારું ધન;
સર્વમાં શ્રેષ્ઠ સુંદરી એ, વેદ વાયક માન્ય.
લલીતા તેસું રંગે રમતાં, શ્રી વૃંદાવંન મોઝાર;
અંગનાને ઉરે લેઇને, ભુજ ભીડ્યા તેણીવાર.
રસ રીતે પ્રેમ પ્રિતે, કરતા સુધારસ પાન;
તે મટ્યા પછી શું થયું, માનુનીને વાધ્યું માન.
રાધા–લંપટ મેં'લી દેને મુજને, નિર્લજ સાથ શું નેહ;
મુજથી વહાલી વાલમા, ઊર વિષે રાખી છે તેહ.
કૃષ્ણ–કર મુકાવ્યા પાણથી, રમા ભરાણી રોષ;
વનિતા તે વન છોડી ગઇ, મુજને દઇ ગઇ દોષ.
ચતુરા ચિત્ત ચોરી ગઇ, પ્રેમદા લઇ ગઇ પ્રાણ;
મદનશર મારી ગઇ, કામની તે કામબાણ.
કયમ કરું કહાં જાઉં હવે, કયમ ધરું ધીરજ મેન:
તારા સમ જો તારુણી વિના, ત્રયલોક લાગે શૂન્ય.

અપરાધ નહિ કંઇ માહરો; વિણુ વાંકે કીધો ત્યાગ;
દોષ કોને દીજીએ લલીતા, એવાં અમારાં ભાગ.
સુખ દુઃખ હોયે મંનમાં, તે તો સજ્જનને કહેવાય;
માનુનીને મળવાને કીજે, કાંઇક કરો ઉપાય.
આધિન છું હું તાહરો, તું જશ લેને જુવતી;
નરસૈંયાનો નાથ કહે, કરજોડીને એ વીનતી.

**પદ ૩ જું.**

લલીતા–વળતી બોલી લલીતા વાણીજી, તમે સાંભળો સારંગપાણીજી;
પ્રભુજી હું તમારી દાસજી, માધવ રાખો મન વિશ્વાસજી.

**ઢાળ.**

વિશ્વાસ રાખો મન વિષે, ધરણીધર ધરો મન ધીર;
હું મનાવું એ નારને, તમો ચૈતન્યમાં રાખો શરીર.
નિઃશંક થાઓ નાથજી, તમો ભક્તના આધાર;
તમને જે વહાલી વાલમા, લાવું તે વન મોઝાર.
અંબર લઇ આંસું લુવો, કાં થઈ રહ્યા આસંન;
તમને દેખું દોહેલા, તારે દાઝે તે મારું મંન.
માવજીરે મને સમ તમારા, કુંજે લાવું જુવતી;
શોક નિવારી સુખ કરું, તો જાણજો દૂતિ હતી.
પ્રભુજી તમોને પ્રાણ સુંપું, વિવિધ વન ક્રિડા કરો;
કહોતો હું લાવું જુવતી, તમો શોક સઘળો પરહરો.
નિઃશંક થાઓ નાથજી, નહિ અકળાવાનું કામ;
કવિ–લલીતા ચાલી વન વિષે, શ્રી કૃષ્ણને કરી પ્રણામ.
વિનતા તે વન જોતી ગઈ, જ્યાં કામનીનું ભૂવન;
શોક સાગર અંગે આતુર, રહી રહી કરે રૂદંન.
હાર ચીર શણગાર ભૂષણ, કંકણ કડણ જેહ;
શણગાર સર્વ અંગ થકી, અબળાએ ઉતાર્યાં તેહ.
તે સોળ કળાએ શોભતી, (ત્રિ)લોક્ય તારણી સુંદરી;
શોકસાગરે પડી શ્યામા, લલિતાએ દીઠી અણુમણી.
કમળ સરખાં નયન દીઠાં, નિઃશ્વાસ મહેલે નાર;
નરસૈંયાના સ્વામી તે પ્રતે, લલીતા બોલી તે વાર.

ચીર ચંપક સાડી પટોળી, ઓપતાં તે પહેર્યાં અંગ;
ઘુંઘટમાં મધુરું હસતી, નારી નેણુ કુરંગ.
શીશફુલી રાખડી, નેણે તે કાજળ રેખ;
લીલવટ સોહે ચાંદલો, વેણીએ તે વળગ્યો શેષ.
નિરમલ મોતી નાકમાં, શ્રવણે પેહેરી ઝાલ;
અધર અરુણુ ઓપતા, ત્રાજવું શોભે ગાલ.
મોતીઆળી ઝરમર કંઠે, ઉર એકાવળ હાર;
ચોળી પહેરી કસકસી, કર કંકણુનો ઝણુકાર.
ચુડિલો હાથે સોહામણો, બીડી મુખમાં જાણુ;
કાકણુ સર્વ સોહામણાં, શાં શાં કરું વિખાણુ.
ચરણે નેપુર ઘુઘરી, વીછુઆ તે અણુવટ સોહે;
નખ શિખ જોતાં સુંદરી, મુનિ જનનાં મન મોહે.
હંસાગમની ગજગતિ, કટી કેસરીનો લંક;
ઉર અંબુજ બે ઓપતાં, મુખડું તે જાણે મયંક.
મુખડે તે મધુરું બોલતી, હલવે શું મોડે અંગ;
પત્નીને પ્રેમ વાધ્યો ઘણો, મળવાને શ્રીભગવંત.
અબળા તે સજ થઈ, પુરિયાં તે ખટ બાણુ;
નરસૈંયાના નાથને કાજે, લલિતાએ મુકાવ્યું માન.

## પદ ૬ હું.

લીતા સાંભળ મ્હારાં વચનજી, અંગમાં પ્રગટ્યો છે અનંગજી;
ણે કરી દાઝે મારું તંનજી, વેગે કરીને ચાલો મહાવંનજી.

### ઢાળ.

વિ—વેગે કરીને મહા વન ચાલી, મદન દલ લઈ હાથ;
જાયે લલીતા જાણુ કરવા, સજ થાયે તહારો નાથ.
તા—અનેક અબળા અનુભવી, પણુ નાર ન મળી કોય;
સુરપણું હું શિખવું, તું રહેને ત્યાં જોય.
પૂર્વ દિશાથી પ્રકટ્યો, સોળ કળાનો ચંદ;
નયણે તે દેખી નારને, ડગવાને લાગ્યાં દિગંજ.
મયંક મન ઝાંખો થયો, શશિ તે તેણુવાર;
એ કલંકી કેમ થાય, તહારું તેજ અપાર.

મહાવન અતિ રળિયામણું, શોભા તણો નહિ પાર;
હાસ્ય કોકીલા શબ્દ સોહામણા, મધુકરનો ગુંજાર.
ત્યાં મોર શબ્દ સોહામણા, ચાત્રક નવલ વીર;
ત્યાં અનેક પક્ષી શબ્દ કરે, શીતલ જમુના નીર.
ત્યાં કદમ અતિ રળિયામણું, તેની તે શીતલ છાંય;
હું માન વધારું તહારું, તું ઘેશ મારી માંય.
કવિ–ત્યાં સમિર ત્રિવિધ પ્રકારનો, લાવિયો તે બહુ સુગંધ;
કુંજભોવનમાં ગઇ ચાલી, ધ્યાન ધર્યું મુકુંદ.
મહામતિએ જપે જોગી, તેનું ધ્યાન ધર્યું મન ધીર;
તતકાળ તેનું ધ્યાન ધર્યું, સુધ ના રહી શરીર.
રાધે રાધે કરે માધવ, જપે તે સારંગપાણ;
નરસૈંયાના નાથને, લલિતાએ કીધું જાણ.

## પદ ૭ મું.

લીલતા–લલીતા કહે સાંભળો મારાવાલાજી, સુંદરી છે મહા રિસાલાંજી;
પેરે પેરે લાવી છું નાથજી, આવો સાંપુ તમારે હાથજી.

### ઢાળ.

આવો તમારે હાથ સોંપુ, સાંભળોને મારી વાત;
મત્સર છે ઘણો નારને, તમે નમીને તેડો નાથ.
કવિ–એવાં વાયક સાંભળી, આનંદ પામ્યા મંન;
ચિંતામાંથી ચાલી આવ્યા, જુવતીના રે જીવંન.
સામ સામા ચાલી આવ્યા, નયણે તે નિરખી નાર;
કૃષ્ણજીએ લલીતાને આપ્યો, કૌસ્તુભ મણીનો હાર.
લલીતા–કુંવરીને કરમાં આપી, લોને તમારું તંન;
સલુણી છે કુંવરી શામળા, કરજો એનું જતંન.
બહુ પેરે સુખ દેજો, કરજો તે વિવિધ વિહાર;
ઇચ્છા તે એની પૂરજો, રમી રજની માસ અપાર.
કવિ–કુંજ સમિપે આવિયા, કુંવરીને તેડી કુમાર;
એકાંત સ્થાને રચી શૈયા, મળી કરે રે વિહાર.
ભુદર તે બીડી હદેશું, ચુંબન લીધું ગાલ;
રસિઆ તે રસ પ્રીતે પીએ, કંદર્પ રસ રસાલ.

તેજ સમે રસ તેજ સ્થાને, ઉપજ્યો તે અધિક આનંદ;
રસિક જનને પાન કરવા, મુકીઓ તે વ્રજ શર્જન.
મૂર્ખ જડ પામે કહાં થકી, અન્ય ઉપાસીક જેહ;
જેને કૃપા હોય નાથની, નિઃશંક પામે તેહ.
રસિકના રસ આગળે, અમૃત શું લેખાય;
નરસૈંયો જુગો જુગ અવતરી, વિહાર ચરિત્ર એ ગાય.

## પદ ૮ મું.

મહાવન સ્યામની ને શ્યામજી, કરતાં કોટી કલા કામજી;
નંદનંદન પુરે મનની હામજી, ભુજ ભરી રમે ચારે જામજી.

ઢાળ.

ભુજ ભરી ચારે જામ રાખી, ભોગવે રસ જામિની;
અબળા તે ઉર બળ કરી પિયુને, કુચપર લીધો કામિની.
સરોજ સકોમલ સુંદરી, માલતીની પેરે મુકુંદ;
ભમર થઈ પીયુ ભોગવે, સુધારસ ગોકુલચંદ.
સુરત સાધના સઘળી રાગિની, રમે કોટી કલા કરી;
મુદિત થઇ સાં માનુની, લજ્જા પિયુની પરહરી.
મૃગાનયની કરે મરકલા, મોહની પિયુનું મન હરે;
અતિ નિકટ નાગર નાગરી, વિવિધ વન ક્રીડા કરે.
પ્રેમદા સાથે પ્રેમસું, પિયુડો અતિ રંગે રમે;
અધર ડસી કુચ કર ગ્રહી, કૃષ્ણ કંદ્રપને દમે.
ભુજ બલ બીડી બાથશું, કસકસે બહુ કામિની;
કનકવેલ કેસમાંહિ લપટી, જાણીયે ઘન દામિની.
ચુંબન ચારુ કપોલ પાભી, પ્રેમસું પિયુડો દિયે;
સુડીલો તે થઇને શ્રી હરી, અમૃતપે રસ મુખમાં દિયે.
સ્વર્ગ મૃત્યુ પાતાલમાં, બ્રહ્મ લોક ને કૈલાસ;
વૈકુંઠમાં સાગર સુતા તે, કરે રસની આશ.
ધન એ દિવસ ધન એ શોભા, ધન ધન તે રાધિકા નાર;
ધન ભોગવે વ્રજવિનતા, કહે કૃષ્ણ સાથે વિહાર.
શ્રી વંદાવન જમુના તીરે, બંસીવટે રસ જામિયો;
પ્રેમે પીયા રાસ રમિયા, ત્યાંહ નરસૈંયો ઝુલી રહ્યો.

### પદ ૯ મું.

સુંદરી પામી અતિ ઉલ્હાસજી, કરતાં કામ રસ ભોગ વિલાસજી;
વિલસાવવા બેહુ વાસજી, હુતો નરસૈંયો પાસજી.

ઢાળ.

પાસ રહીને નયમ નિર્ખ્યો, અનુભવ રસ થયો જેહ;
જેવી લીલા નજરે દીઠી, મુખડે તે ગાઈ તેહ.
દીવી તે મહારે હાથ દીધી, કહે નરસૈંયો આ નિધ જોઇ;
વિલાસ ગોકુલનાથનો, ભૂતલ ગાયો સોઈ.
બલ અધિક કરી કરુણા, આપીયો કર તાલ;
હું સુખે લાગું ગાન કરવા, પ્રસંન થયા ગોપાલ.
ભામનીમાં ભળી ગયો, જેમ સાગરમાં રતંન;
મહારસમાં ઝીલીયો, આનંદ પામ્યો મન.
ભાવ જણાવ્યો નયનમાં, ઉપજ્યો મનમાં નેહ;
માનુનીને રુઠી મનાવી, દૂતી થઈ તેહ.
જે રસ શંકર કોઈ ન દેખે, હું ઝીલી રહ્યો તે માંહે;
મહારસમાં મહાલિયો, તે શંભુ કેરી સાહે.
કૃપા હવી ભોળાનાથની, તેણે દીધી તે મુજને આશ;
રંકને શિખિપત કીધલો, કાપયો તે ભવનો પાસ.
અનાથ હુંને સનાથ કીધો, પાર્વતિને નાથ;
દિવ્યચક્ષુ આપ્યાં મુજને, મસ્તક મેલ્યો હાથ.
તેના તે ચર્ણ પ્રતાપથી, પામ્યો તે પ્રેમ નિધાન;
પછી ગોપેશ્વર નાથનું, અનનીપે શું કરુ ગાન.
ભાભીએ ભાગ્ય ઉદે કર્યાં, મને કહ્યાં તે કઠિણ વચંન;
ત્યારે નરસૈંયો નિરભય થયો, પામ્યો તે જુગજીવંન.

### પદ ૧૦ મું.

લલિતા-બેહેની હું સાંભળ માહારી વાણીજી, બોલી ત્યાં સખી શહાણીજી;
રસ ભર્યાં દીસે તારાં નેણુજી, શિરથી છુટી તે તારી વેણુજી.

ઢાળ.

વેણુ છુટી કસણુ ત્રુટી, ઉલટાં તે દીસે અંગ;
સાચું કહેને સૈયર મહારી, કયમ રમી પીયુની સંગ.

હારતણાં તે ડંસણુ હૈયે, અંગ છે કુમકુમ રોલ;
અંગે તે રેખા અતિ ઘણી, મુખ ભર્યાં છે તાંબોલ.
કપોલ તારા હસી રહ્યા, મુખડે તે પ્રગટયું નૂર;
દસન નખ દીસે ઘણા, અબલા તે તારે અધુર.
પિયળ પુરી રહી અધુરી, ટળી તે કાજલ રેખ;
બોલ અભિનવ બોલતી, વનિતા તુરે વિશેષ.
તીલક પીયુનું લલાટ તારે, દરપણ લઈ મુખ જોયે;
પીતાંબર કહાં પલટયું, નીલાંબર તારું ન હોયે.
કૌસ્તુભ મણિ તું કેનિ લાવી, નહિ એકાવલ હાર;
પાલટી આવી પ્રેમદા, મુજને કહેને વિચાર.
ચુવા ચંદન કુસુમ પરિમલ, અંગ માંહિ સુગંધ;
હું જાણું છું હે સખી, તુંને મળ્યો તે નંદનો નંદ.
સ્વેદ શીતળ અંગ તાહરું, તે દેતું હશે મનસાખ;
સંકોચ શાને કરે. શ્યામા, મુજ આગળ તું દાખ.
ઉચું જોને અંગના, કયાં ઢાળે નીચાં નેણ;
વણ કહે સર્વે લહું, તું સંતાડે જોને વેણ.
સુરતનું સુખ કહેને મુજને, મા ધર મારી લાજ;
નરસૈંયાનો નાથ તુજસું, વિલસીયા છે આજ.

## પદ ૧૧ મું.

રાધા—સજની સુરતનું સુખ જેહજી, સાંભળ તુજને કહું તેહજી;
જે અનુભવ્યો રસ આજજી, કહેતાં મુજને આવે લાજજી.

### ઢાળ.

કહેતાં મુજને લાજ આવે, એવી લીલા થઈ જેહ;
તુજને કહું છું તારુણી, તું ગુપ્ત રાખજે તેહ.
રખે કોને જણાવતી, વ્યભીચારીની એ વાત;
શ્યામ સંજોગી રસનો ભોગી, વનમાં મળ્યો વ્રજનાથ.
કર ગ્રહ્યો મારો કામીએ, કે ભલે આવી ભામિની;
આવ અબલા આપણ બેહુ, ક્રીડા કીજે કામિની.
અમૃત એના નયનમાં, એવા એ ઘનશ્યામ;
હું અંગ ફુલી થઈ ઘેલી, કામીએ જગાડ્યો કામ.

કસણ તે ચોળીતણાં, ઉર બળે ત્રૂટ્યાં તેહ;
મેં નીલાંબર નવ જાણિયું, કટીથકું ખસીયું તેહ.
પ્રેમતણો સાગર ઉલટ્યો, વાધ્યો કામ અપાર;
જઈ કામીને કંઠ વળગી, મારું ચિત્ત ચલ્યું તે ઠાર.
ઉછંગે લીધી વાલમે, વિવિધ વિલાસ્યા શ્રીહરી;
જેણે ગોવરધન કર ગ્રહ્યો, તે મેં રાખીઓ ઉરધરી.
આલિંગન દીધું શામળે, કરે બીડયું તંન;
અંતર ટાળી એક કીધી, મનાવ્યું તે મારું મંન.
શ્યામ સકોમલ અંગ પીયુનું, કઠણ કુચ ફલ માહેરાં;
નાયકજીની ભુજે બાથ ભરતાં, ખુન્યાં કુચ ફ્લ બેહેરાં.
ચુંબન ચારુ કપોલ સરસી, અધર ડશી કરે પાન;
રતીપતિ રણજોધ જીત્યો, મદને તે મુક્યું માન.
આજનાં સુખતણી શામા, સંક્ષેપે કહું તુજ સુંદરી;
વિસ્તાર તેહનો નરસૈંયો, ભૂતલ કહેશે અવતરી.

પદ ૧૨ મું.

રાધા—સજની સાંભળો મહારાં વચંનજી, ધીર રાખજે તારું મનજી;
જે સુખ પામી આણે તંનજી, આજ હું ગઈ હતી મહાવંનજી.

ઢાળ.

આજ મહાવંન હું ગઈ હુતી, મુસ્તક મહીનો ભાર;
કારમો તે આવ્યો કુંજમાં, નટવર નંદકુમાર.
વહાલમાં એણે રોકી વનમાં, હું કરું તે કુણ ઉપાય;
આજ તે જાણી એકલી, માહાવજી મા કરશો અન્યાય.
મળવું તે ખોટું મન વિના, ઘેલા ન થઈએ ગોવિંદ;
ચીર મહારું ફાટશે, ટુટશે તે ચોળી બંધ.
વળગો મા રહો વેગળા, ફુટશે તે મહિનું માટ;
માણુસમાં મહારે મહાલવું, તમને તે નહિરે ઉચાટ.
કૃષ્ણ-મેલ મહીડું શિરથકી, તું ધીરજ રાખજે મંન;
આવ અહીં દેખાડું તુજને, મારું તે કુંજભુવંન.
રાધા-શીતલ શૈયા પાથરી, રચ્યો તે રંગ વિલાસ;
અનેક રસ પીએ અનુભવી, કરે મન ઉલ્હાસ.

હું હુંતીરે જોબન સમે, કુચ ફલ પીયુડા જોગ;
કોમલ કર લઈ સોંપીઆં, કરવાને રસનો ભોગ.
અમર ફલ લઈ અર્પિયું, મેં પીયુના મુખ માંહિ;
રસ પીએ રસીઓ પાય મુજને, આનંદ પામી ત્યાંહે.
કંઠ ધાલી બાંહેડી, ચુંબન લીધું કપોલ;
સંગ્રામનું સુખ શું કહું, કરતાં તે રંગ કલોલ.
વદન સકોમલ શ્યામનું, કરતાં તે નયને પાન;
નિર્ખતાં ધીરજ ટળે, કંદ્રપ કોટી સમાન.
રમતાં રંગીલે એમ કહ્યું, જુવતી તું પ્રાણ જીવંન;
સર્વમાં તું વડી સુંદરી, તું માન વેદ વચંન.
અકળગતી એની કોઈ નવ જાણે, નહિ કોને આધીન;
વન આવી વચન બોલે, મુજ આગળ થાય દીન.
સાહી લીધી શામળે, એની વાત કહી નવ જાયે;
જાવા ન દેતા મહાવજી, કર ગ્રહીને લાગે પાયે.
એટલા દિવસ હું નવ જાણતી, રહેતી હુતી અસંન;
હાવે તે ક્ષણું મેલું નહીં, વેધાણું મારું રે મંન.
સંસારનું સુખ શું કરું, ન ગમે ધરની વાત;
નરસૈંયાના નાથ સાથે, વિલસી દિન ને રાત.

## પદ ૨૩ મું.

રજની આવી જુગનીધાનજી, ઇચ્છા હુતી રમવાને મંનજી;
સજની આજ મહારે મંનજી, પ્રેમે પધાર્યા પ્રાણજીવંનજી.

### ઢાળ.

પ્રેમે શું પધરાવીઆ, મેં તો સાંજ સમે તે શ્રી હરિ;
ચરણ ધોયા પ્રેમશું, મેં તો સેજલડી ફુલની કરી.
કૃષ્ણની તે કપુર લઇને, અગરે કીધી આરતી;
પ્રેમે પીયુનું વદન જોતી, તન મન ઉપર વારતી.
પ્રથમ સંગમ પીયુજીસું, રમવાનેરે મારું મન થયું;
લજ્જા તે લોપી નવ શકું, મુખડે તે નવ જાએ કહ્યું.
જોબન મારું જાગીયું, કામાતૂર અંગે હું થઈ;
ભાવ નયનમાં જણાવીઓ, ત્યારે પ્રેમે મુને કરે ગ્રહી.

લજ્જા લોપી અંગ સુંપી, પ્રેમે પીયુજીને મળી;
રમતાં તે રસબસ એક થઈ, જેમ દૂધમાં સાકર ગળી.
સહિયર હું બોલી શ્યામને, સંભાળ અંગ તાહેરૂં;
અનેક રામા સંગ રમીયો, પણ આજ જો પ્રાક્રમ માહેરું.
સનમુખ થાને શામળા, કરવાને રણસંગ્રામ;
આજ તહારા મન તણી, પુરું તે સઘળી હામ.
મુજ અબળાની આગળે, કાયર ન થઇએ શામળા;
સાવધાન થઇને શીખનું, રતીરણની સઘળી કળા.
ઉરપે લીધો વાલમો, કુચ બંધન તુટયાં તડતડી;
સુરતની સાધન સાંધવા, હું જોદ્ધા સાથે આથડી.
નાથ સાથે બાથ ભરતાં, ધસીને રે લીધો ઉર;
અધર ડંસ ડસીને મુકીયો, ત્યારે લડથડ્યો મહાશુર.
બાલપણામાં અતી બળીઓ, ગોવરધન કર તોલીઓ;
તે સુભટને મેં તારણિરૂપ, રંગમાં તે રોળીઓ.
ભ્રુકુટી ચઢાવી નયન જોડી, મેં મારીયાં તે મોહનાં બાણ;
કામિનીની આગળ કાયર થઇને, માગવા લાગ્યો માન.
કૃષ્ણ—શરણ રાખો સુંદરી, હું તુજ આગળ ઓચરું;
દીન જાણી દયા આણી, પ્રેમશું ઊરપર રમું.
રાધા—આજ પછે હે વાલમા, મોટપણું આણેશ ન મંન;
લઘુવેશ જાણી દયા આણી, મુકું છું પ્રાણજીવંન.
શ્વાસ ભરાણો હે સખી, સ્વેદ કણ અંગે ઝરે;
મુજને તે જીત્યો જીવતી, કાયર થઈ પીયુ કરગરે.
કૃષ્ણ—અબલા તે મારું અંગ દુઃખે, બીડીશ માં રે ભામિની;
કઠણ પયોધર તાહરાં, મુજને તે ખુંચે કામિની.
અમૃતપે અદકું હતું, મુજ કને ફળ જેહ;
પછે પીયુના મુખમાંહી, પ્રેમશું મુકયું તેહ.
પ્રસન્ન થયા પીયુ પાન કરતા, રસીયાને મન તે રસ ગમ્યો;
ચુંમન લીધુ હસી હસી, પ્રગટ થઈ ફરી રમ્યો.
કુસુમ પેરે રાખીઓ, ઉર ઉપર ચારો જામ;
હોંસ હતી મનમાં પિયુના, પુરી તે સઘળી હામ.

સફળ તે રજની આજની, ધન ધન મારો અવતાર;
નરસૈંયાનાં નાથશું, રંગ રમ્યાં તે વિહાર.

### પદ ૧૪ મું.

ધો—સજની સાંભળ મારી વાતજી, ધન ધન આજની રાતજી;
હસતા ડોલતા આવે સાથજી, ભોવન પધાર્યો મોરો નાથજી.

#### ઢાળ.

ભુવન પધાર્યો નાથ મોરો, અબલાને સુખ આપવા;
કોટી કંદ્રપ થયા કામી, નાથજી મુજ વશ હુવા.
નવલ સજ્જા પુષ્પની, ભુવન અતિ રલીઆમણુ,
ચોદશ દીપક જલહલે, હરખ ઉપનો મન ઘણુ.
શણુગાર કીધો શોભીતો, નયને કાજલ સારીઆં;
કટાક્ષ સરખાં કસણુ કસીને, કામીના ઊરમાં મારીઆં.
શ્યામ સુંદર વદન જોતાં, અનંગ અંગે સજ થયો,
રતિપતિ રણુયુદ્ધ કરવા, સુભટને તે મેં કર ગ્રહ્યો.
નાથજીને ભુજ બાથ ભીડી, હૃદયામાં લઇ ચાંપીઆ,
સુભટ નરમાં શૂર કહાવે, તે મારી આગલ કાંપીઆ.
મદનમાતી શ્યામ સંગે, રતિ રંગ રસમાં રમી રહી;
પીન પયોધર પ્રાણુ પિયુને, અધર સુખડે રહી સહી.
તૃપ્ત ન થયો પિયુ પીતાં, પછે તે હું લાજી રહી;
ચોળીતણા બંધ તુટયા, શરીરે શીતલ થઇ.
મેહેલ માવા હું માન માગું, મારા નાથ હું તૃપ્ત થઈ;
ચાર જામ સંગ્રામ કરતાં, રજની સઘળી વહી ગઈ.
દરપણુ લઇને વદન જોતાં, અધર ડંસ દીસે ઘણા;
નિર્ગુણ તારા જોને કામી, નિર્લજ્જે કાંઈ ન રાખી મણા.
કહ્યું ન માને હો સખી, ભુજબાથ ભીડીને રહ્યો;
સુરતનો સંગ્રામ સજની, બાળપણનો તુજને કહ્યો.
એણી પેરે રસપાન કરતાં, નાથ નયણે નિહાલતી;
પિયુને અંગે પ્રેમ વાધ્યો, પલક પાછી ન વાળતી.
અનંગ આપદા અંગ ટાળી, તન તે શીતલ થઇ રહ્યું;
તે સમાન સુખડું સજની, સુખથી નવ જાએ કહ્યું.

મારા સમ કોઇને મા કહેશ, એ વાત મનમાં જાણજે;
વિહાર ચરિત્ર વિહાર લીલા, નરસૈંયા થઇ માનજે.

પદ ૧૫ મું.

રાધા-રસનિધાન આજની રાતજી, જાગો મ્હારા પિયુજી હવો પ્રભાતજી;
દીપક જોત ક્ષણું ક્ષણું થાયજી, પંખીડાં રાગ પંચમ ગાયજી.

ઢાળ.

પંચમ ગાએ પંખીઆ, પૂર્વ દિશાએ રવી પ્રગટિયો;
સારી જામ સંગ્રામ કરતાં, હજી તે તૃપ્ત નવ થિયો.
રવી ઉગ્યો ને ઇંદુ આથમ્યો, ગૌ દોહ્યાની વેળ થઇ;
સાસુ ને નણંદ પુછશે, મારો કંથ કહેશે ક્યાં ગઈ.
તેને ઉત્તર આપવો, ને રાખવો કુલનો ધર્મ;
પરવેદના જાણો નહિ, શામળા તુજને શર્મ.
હજુએ તાહારા મનમાં, જાણુને શું થયું શ્રીપતિ;
ભુજ બાથ શું ભીડી રહ્યો, સુકતો તે સુજને શે નથી.
કંઠ વલુધી બાંહેડી, પિયુ પોઢીઆ નિઃશંક;
લક્ષણુ તાહરાંરે શાં કહું, ભુડાં દીસે છે ઢંગ.
પૂરવે હતું પોતાતણું, એમ નિર્ગુણ નાથ ના રહી;
આજુની શીખામણ શામલા, નહી આવું ફરી વેચવા મહી.
હું તુજ સરખી નવરી નથી, મારે ઘેર ઘણેરું કાજ;
પ્રાતઃસમે પિયા ભોવન જાતાં, આવે છે મુજને લાજ.
રેણી સમે રસ ઉપજે, સંયોગે રંગની રેલ;
કરજોડીને માન માગું, બાવા તે મુજને મ્હેલ.
વાટે જાતાંરે વાલમા, મુજને દેખે દુરીજંન;
નરસૈંયાના નાથજી, મારું દૂર છે ભોવંન.

પદ ૧૬ મું.

રાધા-કૃષ્ણ પ્રત્યે રંગે રમીઆં તે ક્યાં રેણુજી, અરુણ ઉજાગરાં રાતાં નેણુજી;
અધર ભર્યો રંગ તંબોલજી, કાજલ રેખા તારે કપોલજી.

ઢાળ.

કાજળ રેખા કપોલ સોહે, તિલક ખંડિત તાહેરું;
બિલિહારી બોલ મા વાલમા, તો મન માને માહેરું.

અટપટી શીર પાઘ લટકે, કેસર ને ફુલે ભરી;
અબીલ ગુલાલને ચુવા ચંદન, શોભે નાભી શ્રીહરી.
કંકણ કોમલ અંગે ખુંચ્યાં, રેખા દીસે નખ તણી;
જેશું રંગે રમ્યા રજની, વેગે પધારો તે ભણી.
આ નીલામ્બર કોઈ નારનું, તમો સાચું કહોને સમ તેહનાં;
આધીન થયા પ્રભુ તેહને વહાલા, લાવ્યા ને ક્યાંથી રેણમાં.
કૌસ્તુભ મણિ આ ક્યાં વિસારી, નવસેરો પેહેર્યો કહી નારં
રીસ મા આણો મન વિષે, મુને કહોને સુખ વિહારનો.
કઈ ભામનીએ ભોગવ્યા, રજની તે ચારે જામ;
કોમલ અંગે કેમ ખમ્યાં, રતિપતિ રણસંગ્રામ.
વેગે પધારો ભુવન તેને, હું આવું તમારે સંગ;
શ્રીહરી સુખ દેખાડ તારું, રમીઆ તે જેશું રંગ.
હાવે તેને પ્રસંન થઈને, હું આપીશ ઉરનો હાર;
નરસૈંયાના નાથજી, મારી વિનતડી વારંવાર.

—o—

## દાણ લીલા.

—:o:—

જાગો જાગો રે શામળા, જગાવે જશોદા માત;
જાગોરે સહુ જન જાગિયા, જાગોને હુઓ પ્રભાત.
જશોદાએ જદુપતિ જગાવિયા, ઝાલી સુવર્ણ ઝારી હાથ;
વદન પખાળો મારા માવજીરે, આરોગો શ્રી જદુનાથ.
જશોદાએ જદુપતિ જગાવિયા, આરોગાવ્યા જગદાધાર;
ધેન છોડીને વહાલો સંચર્યા, મોહન મદન ગોપાળ.
મોરે તે શ્રીરંગ શામળા, જીરે કેડે તે સઘળી ગાય;
બલદેવ- કોટે બાંધડી, પ્રભુ વૃન્દાવન જાય.
ઇંદ્રાદિક જગ મોહી રહ્યું, મોહન મધુરો ચરાવે ગાય;
જીરે બજાવે રુડી મોરલી, દુઃખ દળદર ભંજન થાય.
ગાયો ચારે છે ચોફેર ફરી, જીરે ગોવર્ધનને માળ;
બળભદ્રે ફાંસો પાડીયો, શીંકું બાંધ્યું ડાળ.

કો કહેછે કૌવચ લહી, વાહાલા અંબરીષને કરે આળ;
અન્યોઅન્ય માને નહિ, હરિ દેવા લાગે ગાળ.
જ્યમ જ્યમ કૌવચ ખાજુએ, ત્યરે ત્યમ ત્યમ રુએ બાળ;
બળભદ્ર સામું જોઇને, હરિ હસિયા મદન ગોપાળ.
મરકટ કોટે સાંકળાં, ત્યરે ફુમતડાં લળકે કાન;
શૃંગાર સર્વ સજાવિયા, તેણે વિચિત્ર શોભે વાન.
છોડી છોડી નાખે માંકડાં, બાંધે બાંધે નંદકિશોર;
મરકટ માને નહિ માવનું, ત્યારે કરે ઝાઝું જોર.
ઊખાણો સાચો થયો, ત્યરે મરકટ કોટે હાર;
છોડી છોડી નાખે માંકડાં, બાંધે બાંધે નંદકુમાર.
ગોવાળીયા મંડળી મળી, ઉભી ગોવર્ધનને માથ;
કૃષ્ણ આરોગે રુડો કરમદો, આહીરડાંની સાથ.
ચાખે ને ચખવી જુએ, વહાલો પીએ પીવડાવે ખીર;
જમી જમાડી પોતે જમે, હરિ હળધર કેરો વીર.
બમણું તે લે વહાલો વેંહેચતાં, તતક્ષણ આરોગી જાય;
જેનું દેખે વહાલો વાધતું, તેનું પડાવી ખાય.
ગાયો હીંડી ગોવરધન ભણી, ત્યરે ક્ષણ એક લાગી વાર;
વારો આવ્યો પ્રભુ તમ તણો, તમો વાળોને દીનદયાળ.
કર ગેંડી લઈ ઉભા થયા, ધાડે સ્વરે બોલાવી ગાય;
હીંડે વૃન્દાવન શોધતા, ચૌદભુવનનો રાય.
સિંચાણી બગલી ને સારસી, પારેવી ચાતોર મોર;
પીળી ધોળી ને કાજળી, બોલાવે નંદકિશોર.
ગોવર્ધન ચઢી વહાલે ચિંતવ્યું, દૂર દીઠી અનોપમ નાર;
તેજે ત્રિભુવન મોહી રહ્યાં, ત્યરે નરખે નંદકુમાર.
દોડી વહાલો પહોંચી વળ્યા, પુછયું કેની તમો છો નાર;
હીંડો છો સૌ મલપતી, નચવો ઘુંઘટમાં નેણ ઝલકાર.
છો રે રંભા કે રે મોહની, કે છો રે આનંદ કે ચંદ;
કે રે પાતાળમાંની પદ્મની, એવો વિચાર કરે ગોવિંદ.
નહિ રે રંભા નહિ રંનાદેવી, ત્યરે નહિ આનંદ કે ચંદ;
ભ્રખુભાનની કુંવરી છું, રાધે બાળમુકંદ.

ગોકુળ મથુરાં જાઉં આવું ને, શું રે થયા અજાણ;
હું રે ગોકુળની ગોવાલણી, પ્રભુ ના આપું મહીના દાણ.
મુખ ભર્યું એનું મોતીએ, જી રે અમર વાસિક વેખ;
સુંદર સોહિયે રાખડી, નયણે કાજળ રેખ.
ચૂડી મુદ્રિકા ને બેરખા, મુખે ચાવંતી તંબોળ;
વૃંદાવનમાં સંચર્યાં જી રે, સજીને શણગાર સોળ.
મોર મુકુટ વાહાલે શિર ધર્યો, મકરાકૃત કુંડળ કર્યું;
પીતાંબર વાહાલે પેહેરિયું, જાણે ઉપમા મેઘજ વર્ણું.
કેસરનાં તિલક ધર્યાં, પેહેર્યો ગળે ગુંજાનો હાર;
પાલવ સાહ્યો પીતાંબરે, દાણ આપ્ય તે જાની નાર.
મુખ આડો પાલવ ગ્રહી, તાણ્યા ભવાનાં બાણ;
નેન કટાક્ષે નિહાળીને બોલી, "પ્રભુ શાનાં માગો છો દાણ."
કનક કલશ તારે શિર ધર્યો, નિરખે તે નંદકુમાર;
આંખો નચાવે શાનિયો, શીખ ન માનું લગાર.
કોણે તે દાણી બેસાડિયો, જી રે કોણે લીધી છે છાપ;
આણે મારગ જાઉં એકલી, હું તો કોને ન દેવું જવાપ.
નવરે દીઠું નવ રે સાંભળ્યું, જી રે અમને શાને વિપરીત;
દાણ માગો કેવાં દૂધનાં, કો'ને કીયા તે દેશની રીત.
આધિવાયાં નથી અમ સાથે, કે નથી બળદ કે પોઠ;
એક બે ટકાનું ગોરસડું, તેમાં શાની તે માગો ગોઠ.
ગંગા ને જમુનાં વચે, જી રે ચોકી બેસે આદ;
માણસ જોઈને માગીએ રે, જેવો માલ તેવી રે જકાત.
વિત કેટલું છે દાણનું, જી રે જોતાં નથી એમાં માલ;
દાણનું લેખું નથી રાધે, સહસ્ર કોટી કે મોઘી માલ.
બોલ્યાં રાધા રાણી, હૈડે રીસ આણી, જા ઘેલા ગોવાળા ઘેર;
છબીલે મોહીની નાંખી ત્યારે, રાધે થઈ પેરપેર.
હાર આપું હૈડાતણો, જી રે ધરાણે મૂકું ઝાલ;
મથુરામાંથી આવીને, છોડાવી લેઈશું કાલ.
તે વિદ્યા તો શીખ્યા નથી, નથી ભણ્યા કોની પાસ;
હાથમાંથી હરાવીને પછે, કર્યાં માંડિયે અભ્યાસ.

કૃષ્ણજી પ્રત્યે બોલ્યાં રાધિકાજીરે, બોટી થાઉં છું હાલ;
મન મનાવોને માવજી, વાઓને વીણા રસાળ.
કૃષ્ણજીએ વેણુ વાઇને, જીરે રાધે કીધાં રળીઆત;
હસી હસી પૂછે હે સખી, સંભળાવો નવલી વાત.
દાણલીલા ગાઇશુંજી રે, હોંસે વૈકુંઠવાસ;
ગાયે શીખે ને સાંભળે, નરસૈંયો હરિની પાસ.

---

## શૃંગારમાળા.

### પદ ૧ લું–રાગ કેદારો.

આવો રે અલબેલા વહાલા, મોહન મારા રસિયા રે;
આવડીવારો તમે ક્યાંહાંરે લગાડી, કોને તે મંદિર વસિયા રે. આવો.
તમને ટેવ પડી ઘરઘરની, હવે તે શી પેર કરીએ રે;
સંસારમાં કાંઈ સાર ન દીઠો, કેને તે જોઈ જોઈ ઠરીએ રે. આવો.
આજ પછી હરિ એવું ન કરીએ, લોકહસારત થાશે રે;
નરસૈંયાના સ્વામી હમને તજશો, બિરદ તમારું જાશે રે. આવો.

### પદ ૨ જું–રાગ કેદારો.

સાચું બોલો શામળિયા વહાલા, કહો કયાં ગયાતા રે;
માનીતીને ભવન તજીને, કોને મહોલ રહ્યાતા રે. સાચું
આજ રજની રડતાં વીતી, કંથ વિના કયમ રહીયે રે;
તલપાપડ થઈરજની ગાળી, એવું થાયતે કયમ સહીયેરે.* સાચું.
હમણાં હેત ઉતાર્યું હરજી, પેલી નવલ નારશું મન મોહ્યું રે;
તમો વિના અમો તલસી મરિયે, તોલ તમારું જોયું રે. સાચું.
†વહાલપણની પ્રીત શામળિયા, સેજે સૂતાં ઘણી સાલે રે;
ફુટયું ગુમડું ને થયો વૈદ્ય વેરી, એવી ગત કીધી વહાલે રે. સાચું.
ભલે પધાર્યા મારા મંદિર માંહી, ભાવે ભામણાં લીધાં રે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, દુઃખ ફેડી સુખી કીધાં રે. સાચું

### પદ ૩ જું.

શામલીઆ તે ઉરનું ભુષણ, હૃદયા ભીડી રાખું રે;
સગુણ ટવાલીને જોઉં, વિને વચન મુખ ભાખું રે. શામ.

---

* પા 'કોને કહિયે રે.' † પા૦ 'બાલપણાની પ્રીત.'

સેજ સમારું પરીમલ પૂરણ, સકળ કરું શણગાર રે;
દીવડીઓ અજવાળી મેલું, પોઢે પ્રાણ આધાર રે. શામ.
મૃગમદ અંજન નયને સમારું, નાના ભાવ જણાવું રે;
નરસૈંયાચા સ્વામીશું રમવા, લટકંતી હું આવું રે. શામ.

પદ ૪ થું.

ઉરપર રાખી સુંદરવરને, વિલસું ચારે જામ રે;
પ્રેમ ધરી પાતળીઓ આવે, પુરે મનનાં કામ રે. ઉર.
આવંતો વહાલો દેખીને, ફુલી અંગ ન માઉં રે;
હાર કુસુમના કંઠે ઘાલી, ભામણે હું જાઉં રે. ઉર.
નિરમલ જ્યોતી કરું રે દીવે, સકળ સજું શણગાર રે;
નરસૈંયાચા સ્વામીચે સંગમ, રસમાં કરું વિહાર રે. ઉર.

પદ ૫ મું.

શામલીઆને સંગમાં રમતાં, માન તજીને મળીએ રે;
*અલવેસું આલીંગન આપી, જેમ રીઝે તેમ ભળીએ રે. શા.
વદન નીહાળી વહાલા કેરું, નયને અમી રસ ભરીએ રે;
અંગો અંગે અનંગ વાધે, ભાવ ધરી ઉર ધરીએ રે. શા.
જોબન હોય સફળ તે તારુણી, જો વહાલો વહાલ જણાવે રે;
ભણે નરસૈંયો ધન તે નારી, જેને અલવેશું ઉર આવે રે. શા.

પદ ૬ ઠું—રાગ સોરઠ.

નંદના ગોવાળિયા રે, તારો રસીલો સનેહ. ટેક.
ગ્વાલણ પાણીડાં સંચર્યાં રે, જળમાં ન ખોળે પાય;
કદમ કેરે છોડવે રે, ઉભલા દીસે જાદવરાય. નંદના.
સહસ્ર કોટિનો મારો કંચવો રે, તે સાડી નવ તાણ્ય;
લાખના બંધ મારા ટૂટશે રે, તારે હસવું ને મારે હાણ્ય. નંદના.
કહાનજી કેસર ના છાંટીએ રે, ભીંજે અમ અબળાના કેશ;
ભીંજે જાદવરાય લોબરી રે,† હું તો ઘેર શો ઉત્તર દેશ.‡ નંદના

---

* અલવે=સહજના અર્થમાં છે. વિના કારણ, અમસ્તી. સં. अल् (to adorn) ધાતુ ઉપરથી, અથવા અલ્પે (થોડામાં, સહજમાં) એ ઉપરથી પણ એ શબ્દ થયો હોય. સ્ત્રીઓની કામાતુરતા જણાવવાના એક ચિન્હ તરીકે એ શબ્દ વપરાયો છે. 'હળવે' એ શબ્દ ખોટો છે.

† એક જાતનું સ્ત્રીઓનું પહેરવાનું વસ્ત્ર-કાઠીયાવાડમાં આહીરડી ને બીજી સ્ત્રીઓ, જાડું હોવાથી ગાંઠવાળી ચણિયાની જગ્યાએ પહેરે છે. ‡ પા૦ "હું શું કહીશ બાળેવેશ"

કહાનજીને મુક્રટ બિરાજતો રે, રાધાજીને એકાવળ હાર;
નરસૈંયાચો સ્વામી મળ્યો રે, વાહાલે ઉતાર્યાં ભવપાર. નંદના.

### પદ ૭ મું–રાગ કાફી.

મારો નાથ ન બોલે બોલ, અબોળાં મરિયે રે;
હું કયમ કરી વેઠું વિજોગ, હવે શું કરિયે રે. અબોળાં.
સાંભળ્ય સહિયર વિનતિ, આ દુઃખ કેમ સેહેવાય રે;
મેલી ગયા મુને માવજી, મારો જન્મારો ક્યમ જાય રે.* અબોળાં.
શેરડીએ સામો મળે, તો વાટ મરોડી જાય રે;
ઊંચું જોઉં ત્યારે નીચું જુએ, મલવાને વિમાસણ થાય રે. અબોળાં.
મોર મુગટ પીતાંબર સોહિયે, કુંડળ ઝળકે કાન રે;
નરસૈંયાચો સ્વામી મળ્યો રે, વાહાલે વાળ્યાં અમારા વાન રે. અબોળાં.

### પદ ૮ મું–રાગ પ્રભાત.

આજ ઉજાગરા અંગ આળસ ભર્યા, માહરે મંદિરે કેમ આવ્યા;
ભુવન ભુલ્યા અવર† ભામની ભોગિયા, સાથ સાહેલડી શેં ન લાવ્યા. આજ.
અળતા અળતીતણે, રંગે રાતા થયા, તિલક અધર રહ્યું સુભગ ભાળે;
સીમ‡ જળ કારણે, કુંડળ સોહિયે ઘણું, અપૂર્ણતા અધિક લોચન વિસાળે. આજ.
પટ પીત વિસારિયા, નીલાંબર ધારિયાં, અધર અંજનતણી રેખ લાગી;
પરમ પુન્યવતી, કોણ તે સુંદરી, તમ સંગ તે નાથ રજની જાગી. આજ.
કારણ કહો કરી, કારજ અમતણું, ભલેજી પધારિયા પ્રાત પેહેલા;
મન હરખી ઘણું, કાર્ય થયું તેતણું, તે નાર કેઇ કહો લાડ ઘેહેલા. આજ.
શું મુજમાં નથી, તે સહુ કોહો કથી, ગર્વ કરતી નથી, પ્રાણ પ્યારા;
નરસૈંયાચા નાથજી, સાહો હરિ હાથજી, કરો વ્યભિચાર ખોટા એ ધારા. આજ.

### પદ ૯ મું–રાગ પ્રભાત.

પ્રાત થયો મારો પાલવ મેલો, વેરણ નણદી જાગે રે.
દિનકર ઉગ્યો થયું અજવાળું, ઝીણું વલોણું વાગે રે. પ્રાત
સમીરે સંગની સૈજ્યાએ આપી, પેર પેર મળી સંગ લીધા રે;
આવભાવ લીધો મનગમતો, અમૃતની પેરે પીધો રે. પ્રાત.

---

* પા૦ "મને વડી વિમાસણ થાય રે." † પા૦ "વરભામની" વર એટલે સારી, અને અવર એટલે અન્ય, બીજી. ‡ શ્રમ.

પ્રતિ ઠામ ઠામ તો રડાડંક* દિસે, અધર થયા રંગ રાતા રે;
વ્યભિચારીનાં નોહોય એ લક્ષણ, કો દેખે જાતાં વળતાં રે. પ્રાત.
સુણો તમો નારી અમો બ્રહ્મચારી, અમને તે કોઇ એક જાણે રે;
વેદ ભેદ લહે નહીં મારો, સનકાદિક નારદ વખાણે રે. પ્રાત.
એક જાણે છે વ્રજની ગોપી, કે રસ જયદેવે પીધો રે;
ઉગનો રસ અવની ઢળતો, નરસૈંયે તાણીને લીધો રે. પ્રાત.

## પદ ૧૦ મું–રાગ પ્રભાત.

લડસડતી કાંહાં જાછે રે અબળા, કોણુ પુરુષે તને ભોળવી રે;
કહેરે સખી તને ગરડરસ લાગ્યો, કે વિષ પીધું ઘોળવી રે. લડસડતી.
અશનપણામાં સૂતીરે હુતી, શ્યામ ભુજંગે ચટકાવી રે;
હરિ મંત્ર જપ્યો તેણી વારે, તો જીવતડી ઘર આવી રે. લડસડતી.
એ ડંખ બેઠો જે નરનારી, તે ભુતળ દેહ નહિ ધરશે રે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, વાહાલો આપ સરીખડાં કરશે રે. લડસડતી.

## પદ ૧૧ મું.

પ્રેમે પ્રેમદા પિયુજી સાથે, હરખે હાસ્ય કરતી રે;
મરકલડા દેખીને મોહી, અલવે ઉરપર ધરંતી રે. પ્રેમે.
કૃષ્ણ કામિની જેમ જેમ નાચે, વાજાં વાગે ભારી રે;
ત્રિભુવનમાં ધૂની સાંભળી, †સુરજનની ગતિ હારી રે. પ્રેમે.
જય જય સુરીનર મુનીજન બોલે, સુરવનિતા અંગ ફુલી રે;
કૃષ્ણકૃપાથી નરસૈંયો ત્યાંહાં, લીલામાં રહ્યો ડુલી રે. પ્રેમે.

## પદ ૧૨ મું–રાગ કાલેરો.

શ્રી વૃન્દારે વનમાં વેણુ વજાડી, ગોપી (મન) વિહ્વળ કીધાં રે;
વર આપ્યા તે વચન પાળવા, ચિત્ત હરિએ લીધાં રે. શ્રી.
‡એક નૈનમાં કાજલ આંજી, અને બીજી તે માંગ સીંધુર રે;
જુવતિ જુથ મળીને ચાલે, જમ સાહેર વાધ્યું પુર રે. શ્રી.
પીતાંબર પટોળી પહેરી,§ કંઠે એકાવળ હાર રે;
¶વીંછીડાને ઠમકે ચાલી, નેપૂરનો ઝમકાર રે. શ્રી.

---

* રડા–રદા–રદ=દાંત+ડક–દંશ–ઘા. ચુંબન કરતાં પાડેલી દંતપંક્તિ. † પા૦ "ગાંધર્વની." ‡ પા૦ "એક તો અન્ન મૂકીને ચાલી." § પા૦ "પલવટડી વાળી." ¶ પા૦ "ઝાંઝર ઝનકે ને ઘુઘરી ઘમકે."

રતન જડીત્ર રાખડલીરે રૂડી, એને ઝાલ ઝબુકે કાને રે;
રાતારે દંત અધુર મુખ ઓપે, ગોપી તે ગોરે વાને રે. શ્રી.
હરખ ભર્યાં હરી પાસે આવ્યાં, શ્રી વૃન્દાવન મોઝાર રે;
નરસૈંયાચો સ્વામી ભલેરે મળીઓ, ઉલટ અંગ અપાર રે. શ્રી.

## પદ ૧૩ મું.

શાને કાજે તમો સહુ મળી આવ્યા, શું છે તમારે કામ રે;
પતિવ્રતાનો એ ધરમ નોહેરે, ગોપી જાઓને તમારે ધામ રે. શાને.
મોહન કેરાં વચન સાંભળી, નીચુ નીહાળે બાળી રે;
મુખમાં આંગલડી ને મનમાં વિમાસે, તમો એ શું બોલ્યા વનમાળી રે. શાને.
ગદગદ કંઠે ગોપી વચન પ્રકાશે, તમે સુણજો દેવ મોરારી રે;
મોહન નહી રમો અમ સાથે, તો તજીશું દેહીડી અમારી રે. શાને.
અંતર પ્રીત જોઇને હરી હસિયા, હૃદિઆ ભીતર લીધાં રે;
નરસૈંયાચો સ્વામી ભલે મળીઓ, વાહાલે આપ સરખીડાં કીધાં રે. શાને.

## પદ ૧૪ મું.

શા માટે શામળીઆ વાહલા, સાંન કરીને સહુ તેડી રે;
*રહી ન શકે વ્યાકુળ થઈ વનમાં, વેણુ વજાડી વા'લે રૂડી રે. શા.
આંણી વેળા મધરાત્રીએ, અમે પરહરીઓ પરિવાર રે,
સામરિ આળ ચઢાવ્યાં અમને, હેવા નિરલજ નંદકુમાર રે. શા.
વચન વિચારીને બોલો પ્રભુજી, અમો અબલા બલ થોડું રે;
નરસૈંયાચા સ્વામી આશ પૂરો, દાસી થઇને કરજોડું રે. શા.

## પદ ૧૫ મું.

હે આજ સખીરે શ્રી વૃંદાવનમાં, મધરાતે મોરલી વાગી રે;
સુણતાંરે ચીતહર્યાં મારી સજની, ભરનિદ્રામાંથી હું જાગી રે. હે.
હે જાગ્રત સ્વપન સુષુપતિ તુરીયા, ઉનમીએ તાલી લાગી રે;
ત્રિગુણુ રહીત થયું મન મારું, કામવાસના તાંહાં ભાગી રે. હે.
હે જમ જમ દ્રષ્ટ પડે મારી સજની, તમ તમ તાણી મોહતી રે;
નરસૈંયાચા સ્વામીની લીલા, હરખે હીડું હું જોતી જોતી રે. હે.

---

* પા૦ "વ્યાકુળ થઇ વનિતા સહુ અંગે."

## પદ ૧૬ મું.

ધન્ય ધન્ય રે વૃન્દાવનની શોભા, ધન્ય ધન્ય રૂડો આસો માસ રે;
ધન્ય ધન્ય કૃષ્ણ તણી જે લીલા, ધન્ય ગોપિયોનો રાસ રે. ધન્ય.
શણગટડામાં સાન કરીને, માનુની મોહ ઉપજાવે રે;
અળવે અંગ મોડ અતી અબળા, નેહ નેણાંમાં જણાવે રે. ધન્ય.
કંઠ કોકિલા સ્વર ઉચ્ચરે, *ગાંધર્વ ગાન હરાવે રે;
વચન મીઠાં મધુરાં ઉચરતી, †વા'લાને સુખ મનાવે રે. ધન્ય.
‡અમર લોકનાં જૂથ મળ્યાં ત્યાં, મુનિવર જોવા આવે રે;
સુર નર જય જયકાર કરીને, ઇંદ્રાણી પુષ્પ વધાવે રે. ધન્ય,
ધન્ય એ ગોપીને ધન્ય એ લીલા, ધન્ય જે રાસ રમાડે રે;
§ગોપીશ્વરની કૃપાથકી રે, નરસૈંયો તાળ વજાડે રે. ધન્ય.

## પદ ૧૭ મું.

મધરાત્રીએ મધુરી રે વાહાલેજીએ, વાંસલડી રુડી વાઈ રે;
કામની કામઘેલડી થઇને, સૌ વૃંદાવનમાં ધાઇ રે. મધરાત્રી.
સાસુ નણંદીની લાજ તજીને, આભુષણ અવળાં સજિયાં રે;
રેણી રાસ રમવાને કારણ, જઇ જાદવને ભજિયાં રે. મધરાત્રી.
નયણાં ભરી નરખ્યો લક્ષ્મીવર, આનંદ અબળા પામી રે.
નરસૈંયાચો સ્વામી વૃન્દાવનમાં, ખેલ કરે બહુનામી રે. મધરાત્રી.

## પદ ૧૮ મું.

આવ્યાં આશ ભર્યાં વાહાલાજી, આવ્યાં આશ ભર્યાં.
વેંધિલાં મન ન વળે પાછાં, તારી મોરલીએ ચિત્ત હર્યાં. આવ્યાં.
સુતને મેહેલી પતીને મેહેલી, મેહેલી કુળ મરજાદ;
માત તાત વિસર્યાં રે મોહના, એકલા તુજને કાજ. આવ્યાં.

---

* પા૦ "નૌતમ તાન ઉપજાવે રે."
† પા૦ ૧ " * * હ્રદયા ભીતર ભીડી રે;
પ્રેમ ધરીને નરસૈંયો નિરખે, સરખા સરખી જોડી રે."
પા૦ ૨ "નરસૈંયાચા સ્વામી સંગ રમતાં, આપ સરીખાં કીધાં રે."
‡ પા૦ ૧ "ભૂદર અમને નહીં ભજે તો."
પા૦ ૨ "અમર કોટી ત્રીશ હભાં, ત્યાં બ્રહ્મા ઇંદ્ર સંધાન રે;
જય જયકાર કરીને, પુષ્પવૃષ્ટિ કરે ખાંત રે."
§ પા૦ "હમિયાવરની બાંહે વળગ્યો, નરસૈંયો દીવી ઝાલે રે."

એવાં વચન સુણીને હરી હસીઆ, આપણુ રમસું રાસ;
મોટાં કુલની તમો રે માતુની, પૂરશું તમારી આશ. આવ્યાં.
સુંદીર રાત શરદ પુનેમની, સુંદીર આસો માસ;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, રજની થઇ ખટ માસ. આવ્યાં.

### પદ ૧૯ સું.

વૃન્દાવનમાં રચ્યો રે અખાડો, નાચે ગોપી ને ગોવાળીઓ;*
તાલ પખાજ† ખંજરી વાંસળી, તાન મીલાવે સામળીઓ.‡ વૃન્દા.
સુંદીર રાત શરદ પુનેમની, અતી સુંદીર ઉગ્યો ચાંદલીઓ;§
સુંદીર ગોપી કંચનમાળા, વચ્ચે મરકત ગોવિંદીઓ.¶ વૃન્દા.
ઝળકે કુંડળ રાખડલી અતિ, ઉર લેહેકે મોતનમાળા;
રુમઝુમ રુમઝુમ નેપુર વાજે, મરકલડાં કરતી બાળા. વૃન્દા.
હરખ્યા સુરીનર (દેવ) મુનીજન, વરસે કુસુમ ભરી પલવટીઓ;
જય જય શ્રી દેવકીનંદન,‖ નરસૈંયો ત્યાં દીવટીઓ. વૃન્દા.

### પદ ૨૦ સું.

લઇ ચાલો મને વૃન્દાવનમાં, મદન મુરત રુડી દીઠી રે;
**સોળ કળા શશીયર અતિ શીતલ, અમૃતપે અતિ મીઠી રે. લઇ
મોર મુકુટ કાને કુંડલ ઝલકે, મુખ મુરલી સ્વર રણકે રે;
જુવતી જુથ મલાં છાં તત્‌ક્ષણુ, હરી મુખ જોવા મલકે રે. લઇ.
રાખલડી રતનાલી ઓપે, ઝાલ અનોપમ ટળકે રે;
કંઠ એકાવલ એણીપેર લળકે, જોઇ જોઇ મનડું ઠળકે રે. લઇ.
કટી મેખલા બાજુ બાંધ્યા હસી, કમલ ફુલ્યા જળ હળતાં રે;
સુંદડી રુડી જડીત સલૈયા, ઝાંઝરીઆંને મળતાં રે; લઇ.
પાએ નેપુર રણઝણુ વાજે, બીછુઆ તે ઠળકે રે;
મુરલીધરનું મન ભમાવ્યું, શીશફુલને લળકે રે. લઇ.
ચરણુ ચીર સુંદડી ઓપે, મુખ શોભા ભરી પાન રે;
શામળીઆસું રંગભર રમતાં, ગોરી ગોરે વાન રે. લઇ.
નાટારંભ રમો રાધાવર, ઝાંઝરીનો ઝમકાર રે;
તાલ પખાજ રબાબ વાંસલી, ઘુઘરીનો ઘમકાર રે. લઇ.

* પા૦ 'ગોવાળ.' † પા૦ "રબાબ." ‡ પા૦ "નંદનો લાલ." § પા૦ "સુંદર હદિયો નભમે ચંદ." ¶ પા૦ "મણિ ગોવિંદ." ‖ પા૦ "જશોદાનંદન." ** પા૦ "પીતાંબર કાછ કચ્છી અતિ૦"

એક એક પ્રત્યે અંગના, માધવ માંહો માંહે નાચે રે;
અમર આશીશ દીએ ત્યાંહાં ઉભા, ચરણ રેણુ નાંખે રે. લઇ.
જેજેકાર બ્રહ્માદિક બોલે, પુષ્પ વૃષ્ટિ વળી હોએ રે;
ઉમિયાવરની બાંહે વળગો, નરસૈંયો ત્યાં જોએ રે. લઇ.

પદ ૨૧ મું.

અમને રાસ રમાડ વહાલા,
ગોકુલથી વૃંદાવન રૂડું, તે મુજને દેખાડ વહાલા.
જલ જમુનાને કાંઠડે રે, વાયો વેણુ રસાલ; વહાલા.
નાદે મોહી ગોપીકા રે, ઘેર રોતાં મેલ્યાં બાળ. વહાલા.
એક એક લોચન આંજ્યાં રે, કૃષ્ણ કરે સનમાન; વહાલા.
અવળાં આભ્રણ પહેરીઆં રે, તેણે નેપુર ઘાલ્યા કાન. વહાલા.
સનમુખ ઉભી રહી રે, નયને નીરખ્યા નાથ; વહાલા.
તન મન ધન સહુ સોંપીયું રે, ગોપી ઉભી જોડી હાથ. વહાલા.
વૃન્દાવન રળીઆમણું રે, શરદ પુનેમની રાત; વહાલા.
લાલ ત્રિભંગ શોભા બની રે, ત્યાં દીસે નવલી ભાત. વહાલા.
ગાય શીખે ને સાંભળે હરી, રાધાજીનો રાસ; વહાલા.
તે પદ વૈકુંઠ પામશે રે, એમ ભણે નરસૈંયો દાસ. વહાલા.

પદ ૨૨ મું–રાગ કાલેરો.

વારીશ મા માતા તું મુજને, નંદતણો સુત નાથ ભણું;
બ્રહ્માદિકને મોહ ઉપજાવે, અમો અબળાનું કોણ ગજું. વારીશ.
ધન ધન રે સાહેલી પેલી, ખેલે હરિસું રાસ રમે;
હસતું મુખ હરજીનું દેખી, મરકલડે ભવ તાપ શમે. વારીશ.
આડી આંખ કાં દે રે માતા, જાવા દે જદુનાથ ભણી;
રંગભર રાસ રમે રાધાવર, સખી સમાણી મળીય ઘણી. વારીશ.
લોક કહેશે તે સહુ કેહેશે, દુરીજન શીર ડાબા પાયે;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં, મારે અંગ ઊલટ ન માયે. વારીશ.

પદ ૨૩ મું.

કહાનજી કહાનજી કરતી હીંડે, વૃન્દાવનમાં ગોપી રે;
મોરલીને નાદે નારી નીસરી, કુટુંબની લજ્જા લોપી રે. કહાનજી.
શરદ રેણી સોહામણી સુંદર, રૂડો આસો માસ રે;
વીણા વજાડી વિઠ્ઠલ કરીને, રંગ ભેર રમતા રાસ રે. કહાનજી

મનડું વ્યાકુળ વિનતા કેરું, નાદેં હરી લીધાં મંન રે.
ભૂષણુ વસ્ત્ર ભૂલી ભામનિયો, વાંસળીએ હર્યું તંન રે. કહાનજી.
અબળા એકલડી નીસરિયો, તજીને ઘર પરિવાર રે:
નરસૈયાચા સ્વામીને મળવા, *રમવા ઇચ્છે નાર રે. કહાનજી.

## પદ ૨૪ મું.

વાંસલડીને વારો રે વારો, વહાલા વાંસલડીને વારો રે.
ઓછાંનો કાંઈ સંગ ન કીજે, એ પાખે તમો સારો રે. વહાલા.
તમારા અધર વિષે છે અમૃત, એમ કાં છુટું રાખ્યું રે;
પોતે પીયે બીજાને પાયે, તો રેલછેલ કરી નાખ્યું રે. વહાલા.
પશુ પંખી તરુવરને પાયે, લાંબી થઇને બેઠી રે;
કોહેલું પાણી જેમ પીએ, ભેંસ ખાબડે પેસી રે. વહાલા.
જ્યહાં જોઉં ત્યાં આસને બેઠી, અમને ઠામ ન આપે રે;
નિર્લજપણે સંગી થઇને, માથે છાણાં થાપે રે. વહાલા.
બાપતણી મીરાંત હોએ જો, તે ઉપર મન ચરકે રે;
ધણી રણી દાતાર થઈ છે, હાથ પીયે રે હડકે રે. વહાલા.
એટલે કીધે નવ સરે, અમ ઊર અમલ ચલાવો રે;
મધ્ય નિશાએ મન આકર્ષી, ઘેર ઘેર વાત છોડાવો રે. વહાલા.

* * * * * *
* * * * * *

## પદ ૨૫ મું.

વહાલે કોણુ વેળા કોણુ વાર, કામણુ કીધુ રે;
વહાલે વાઈ વેણુ રસાલ, મન હરી લીધુ રે.
હરીનાં નેણુ સલુણાં બાણુ, હદયામાં વાગ્યાં રે;
તું વૈદડા વેરે મા માર, જેર ઉરપર લાગ્યાં રે.
સર્વ છેલ માંહે તું છેલ, કહાનજી રસીઆ રે;
વહાલે વાઈ મોહની વેણુ, મોરે મન વસીઆ રે.
અમો રમતાં રાસ વિલાસ, છેડલે ચંપાણી રે;
મુને દીધું આલીંગન, સારંગપાણી રે.
મુને કાંઈ ન સુઝે કામ, થઈ છું દીવાની રે;
મારો ગયો સહિયરનો સાથ, જમુનાં પાણી રે.

---

* પાઠ "રમવા રાસ મોરાર રે."

હરી પ્રેમલ સુણી ઝાળ, હૃદયામાં લાગી રે;
મારાં નયણાં વહે દિન રાત, વિરહણી જાગી રે.
અમો રમતાં માઝમ રાત, વેદના વામી રે;
એવો ધુતારો શ્રીમહારાજ, નરસૈંયાચો સ્વામી રે.

## પદ ૨૬ મું.

નહિ દેઉં સાંઈ રસ લેવા, અધર અમૃત રસ પીવા;
કુચ ફલ ગ્રેહવા આવ્યા સુંદરવર, નંદના લાડકવાયા એવા. નહિ.
આજ લગે અમારા કુલમાં,' એવું કાંઈ ન કહેવાએ;
લક્ષણ લાગે લક્ષમીવર, તમો અમથી અળગાએ. નહિ.
તમ દીઠે દાઢ ગળે મહાવરતીઆ, અમો અભિમાન ધરેવા;
નરસૈંયાચા સ્વામી સંગે રમતાં ભવસાગર તરેવા. નહિ.

## પદ ૨૭ મું.

આવું હવે નાવડીઆ રે, સાંઇડાં કાં ન લેત;
સાંઇડાં લેતાં રે વહાલો, લોચન કાં મીંચેત. સાંઇડાં.
સાંઇડાં લેઈ તેય જાણે, જે હોએ રાજકુમાર;
નંદ આહીર વસે ગોકુળે, તુ તેહતણો ગોવાળ. સાંઇડાં.
જો કહો હરિ તો શીખાઉં, સાંઇડાં લેવાની પેર;
મારું કહ્યું એટલું કરજો, પરમદિર પરહેર. સાંઇડાં.
કુચ ગ્રહી મુખ અધરડસીને, એણીપેરે સાંઇડાં દીજે;
આમા મંત્ર જપું જેણે વેળા, મહારું મન પતીજે. સાંઇડાં.
અંતર ટાળી એક કરે રે, સાચા તેહના સ્વામી;
નરસૈંયાચા સ્વામી સાચા વિના, હું નવલ પદ કંઈન પામી. સાંઇડાં.

## પદ ૨૮ મું.

ભાવે રે ભામિની ભોગવતા, શામળિયાની સંગે રે;
આલાપે અબલા આનંદી, ઉમંગ વાધ્યો અંગે રે. ભાવે.
કરસુકર ઉરસુઉર ધરતા, પલવટડી તે વાળી રે,
નેહની ઝડી લાગી ઉલટી અબળા, વશ કીધા વનમાળી રે. ભાવે.
ધન ધન જીવન જુવતી બાળા, વૃન્દાવનમાંહે મહાલે રે;
ધન નરસૈંયો નેણે સોહાગી, રંગ રેલ રસ નિહાળે રે. ભાવે.

### પદ ૨૯ મું.

નહિ જાઉં રે જમનાં પાણીડાં, મને મારગડે નંદલાલ મળે;
બાળપણાંની સહીઅર દેખે, હુએ ટળ્યું પણ એ એ ન ટળે. નહિ.
અમેરે આહીરડાં સદાએ સુંઆળાં, કઠણ કઠોર પેલો કાનુડો;
નંદરાયની આણ ન માને, જસોદાનો કુંવર લાડકડો. નહિ.
સાન કરે દેહી પરવશ થાએ છે, છાંનાં છાંનાં વાહે વહાલડો;
નરસૈંયાચો સ્વામી ભલે મળીઓ, વૃન્દાવનમાં એકલડો. નહિ.

### પદ ૩૦ મું.

લટકો તારો લાખ સવાનો, મરકડલાનું મૂલ નહિ;
જેમ શામલીઓ વદન નિહાળે, તુજ સમાન કો નાર નહિ.
પાયે કાંબી કનક તણી રે, નેપુર ઝાંઝરનો ઝમકાર;
નાકે નંગ નંગોદર સોહે, ઉર સોહે એકાવલ હાર.
વેણિયે ઝલકે રાખલડી, ફુમટલડાં ફરકે તલખે મન;
કહાનજી કહે આલિંગન નહીં દેઉં, કઠણ પયોધર ખુંચે તન.
નવજોબન નવરંગી બાળા, જમણે ઉભા વનમાળી;
કાંચલડી કસમસતી પહેરી, સાત સાટકે કસ વાળી.
કહાનજીએ કામિની કર ઝાલી, માખણપેં અતિ કોમળ અંગ;
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, દીધું આલીંગન રાણી રંગ.

### પદ ૩૧ મું–રાગ પ્રભાત.

પ્રાત હવો પ્રાણપતી, ઈંદુ ગયો આથમી, કાં રહો બાંહુડી કંઠ ઘાલી;
નાથ મુકો બાથમાંથી, સુજને વળગો નહીં, શું કરશો હજુ હાથ ઝાલી. પ્રાત.
આ જુવો અરુણ, પુરવ દશા ઉગિયો, તેજ તારાતણાં ક્ષીણ દીસે;
શબ્દ સોહામણા, સાવજો ઓચરે, વચ્છ ઘેન ઘણું ઘેર હીસે. પ્રાત.
*લલિત સ્વર સુંદરી, લલિત આલાપતી, ઘેર ઘેર દાધ મથન ઘોષ થાયે;
દીપક જ્યોત, ઝાંખી થઇ કાહાનજી, સુરભી સુપવન શીતલ વાયે. પ્રાત.
કમલ વિકાસીયાં, મધુપ મધ્ય ઉડી ગયા, કુરકુટા બોલે પીયુ પાય લાગું;
સૂર્ય ઉગ્યા સમે, લાજીએ ઘર જતાં, નરસૈંયાચા સ્વામી માન માગું પ્રાત.



* પાઠ "ઉઠ આળસ તજી, કાનજી માહરા, સાસુ જશોદા સાદ સાહે."

# વસંતવિલાસ.

—:o:—

## પદ ૩૨ મું-રાગ વસંત.

પ્રથમ દિવસ વ્રજ વસંતપંચમી, પુરુષ સખા ઘર સોહે રે;
જે પૂંઠે બહુ સુંદરીયો રે, હરીજીનું મન મોહે રે. પ્રથમ.
ફુલડે *રંગાડાં ભરાવો કામિની, કેસર કળશ ભરાવો રે;
અગરચંદન છંટાવો મારી સજની, માવજી મંદિર આવો રે. પ્રથમ.
સોના પાટે પટ પથરાવો, વહાલાને પધરાવો રે;
આંબા મંજરી વિશેક રચિને, અભિષેક ભણાવો રે. પ્રથમ.
ચીરંજીવો તું વાલમીયા રે, કોટી વસંત રમીજે રે;
નરસૈંયાચા સ્વામી શામલા, ભામિની ભુવન ભમીજે રે. પ્રથમ.

## પદ ૩૩ મું.

આવ્યો વસંત રમવાને જઇએ, વનડામાં વનમાળી;
સખી સર્વે ભવન ભવનથી, રમવા ચાલી બાળી. આવ્યો.
મંહિ મંહિ મરકલડાં કરતી, હરી હરી દે કર તાળી;
કૃષ્ણ કલેવર કુચની સાથે, કંઠે બાવલડી ઘાલી. આવ્યો.
ઉન્માદ અનંગ પ્રગટ્યો ઉરમાં, રમત રમે રસવાળી;
નરસૈંયાચા સ્વામી તમ પાખે, કોણ શકે લેઇ તાળી. આવ્યો.

## પદ ૩૪ મું.

ચાલ ચાલ સૈયર સહી, મહેલ મથવું મહી,
વસંત આવ્યો વનવેલ ફુલી;
મહોરીયા અંબ કદમ, કોકીલ લવે વસંત,
કુસુમ કુસુમ રહ્યો ભમર ભુલી. ચાલ૦

સાર ને હાર આભૂષણ, સજી ગજગામની, કહવારની કહું છુ, ચાલ ઊઠી;
રસીક સુખ સુમીએ, વલગીએ ઝુંબીએ, આજ તો લાજની દોરાઈ છૂટી. ચાલ૦
ચુવા ચંદન ચર્ચી, વળી અરગજા, કેસર ગાગર લોને ભરી;
કોણ પુણ્યે કરી, પામી સુંદર વર, આ અવસર નહિ આવે ફરી. ચાલ૦

---

* પા૦ "પગારાં"

હેતે હરી વશ કરી, નાવલો ઉર ધરી, કરગ્રહી કૃષ્ણજી પાછા કેમ ફરશે;
નરસૈંયાચ્યા સ્વામી રંગમાં, અંગે ઉદમસ્ત હવો, કોઇ પણ દિવસને ખંગ વળશે. ચા

## પદ ૩૫ મું.

ગુલાલે વધાવે રે, ગોપી ગુલાલે વધાવે,
સુંદર શામલીઓ મન ભાવે રે;
જમુનાને તીરે મોહન બાંસુરી બજાવે રે,
લટકતી રાધે બાંહોલડતી આવે રે. ગુલાલે
તાલ મૃદંગ વજાડે વનિતા, લલિત રાગ આલાપે રે;
રુમઝુમ રુમઝુમ નાચે સુંદરી, વાહાલાજીને ગતીએ દેખાવે રે. ગુલાલે
મંગલ ગાયે માનુની ત્યાં, નરસૈંયો સંગ સોહાવે રે;
પ્રથમ વસંત પચમી પુજ્ય, હેત કરીને લાડ લડાવે રે. ગુલાલે

## પદ ૩૬ મું.

રસભેર રંગતણા રે ઝાકમ ઝોળ, હોળી રમે રસાળી;
કેસર ચંદન વહાલાજીને છાંટે, ધાઇ ધાઇ વ્રજ બાળી. રસ૦
અબીલ ગુલાલ અગર રસ કુમકુમ, ઉછાળે વ્રજ નારી;
કેલી કલા રસ સ્યામ મનોહર, સ્વામિનીજી અતિ સુકુમારી. રસ૦
હારી કે ઝીતી સખી જન, લોપી લાજ શા કાજે;
નરસૈંયાચ્યા સ્વામીની ક્રીડા, જે બોલું તે છાજે. રસ૦

## પદ ૩૭ મું.

કેશુડાં રાતાં ને ઋતુ રાતીજીરે, કોયલડી વનવાસી રે;
માનુની જોબન મદમાતી, માધવ ચરણ ઉપાસી રે. કેશુડાં.
મોરાં તો સેહેકાર મનોહર, મોરી અતિ દ્રુમવેલી રે;
ક્રીડા કારણ શામ મનોહર, મળી છે સરખી સાહેલી રે. કેશુડાં.
ધન ધન રે જમુનાં તીરે, ધન બંસીવટ શોહે રે;
નરસૈંયાચ્યા સ્વામીની લીલા, દેખી સુરી નર મોહે રે. કેશુડાં.

## પદ ૩૮ મું.

આ રત રૂડી રુડી મારા વાહાલા, રુડો તે માસ વસંત;
રુડાં વનમાંહે કેશુડાં ફુલ્યાં, રુડો રાધાજીનો કંત. આ રત.
આ રત રુડી વૃંદાવન શોહીયે, રુડું તે જમુનાનું તીર;
રૂડી ગોપી ગોવાળાની મંડળી, રૂડા તે હળધર વીર. આ રત.

રूડી રંગ ભેર વાજે વાંસલડી, તારુણી લે કર તાળ;
ચતુરાં નાચી ચંગ વગાડે, મોરલી વજાડે મદન ગોપાળ. આ રત.
રુડા રંગ કુમકુમ કેશર, રુડાં તે મુખ તંબોળ;
અતિ રુડો તેમાં નરસૈંયો સ્વામી, નિત નિત ઝાકમઝોળ. આ રત.

### પદ ૩૯ મું.

હાં હાં રે રત આવી રે આવી, ફુલ્યો ફાગણ માસ;
નિઃશંકપણે નંદજીનો કુંવર, પુરે તે અબળાની આશ.* હાં હાં.
મન ગમતો શણગાર સજીને, કરીશું હાસ્ય વિલાસ;
સુંદરીનું ભૂષણ શ્રીવ્રજજીવન, અમો તમારી દાસ. હાં હાં.
કામણગારો કાહાન ગોવાળો રે, વસે વ્રજમાં વાસ;
નરસૈંયાચા સ્વામીએ રે વિંધી, પડી પ્રેમને પાશ. હાં હાં.

### પદ ૪૦ મું.

આવી રત ફુલી વૃંદાવન, પ્રફુલ્લિત ફુલી ગોપી;
અનંગ વ્યાપ્યો અંગો અંગે, નારાયણ રહ્યો ઓપી. આવી.
દેહ દશા ભૂલી સુણ સજની, રહી ચરણે ચિત્ત ચોંપી;
ક્રીડા વન કીધું કામિનિયે, કુટુંબની લજ્જા લોપી. આવી.
પ્રીતમજીસું પ્રીત ઘણેરી, તન મન સર્વે સોંપી;
નરસૈયાચો સ્વામી મળીયો, કંચનમાળા આરોપી. આવી.

### પદ ૪૧ મું.

સાસરિયાં દેખે મારા વાહાલા, કેઇ પેરે રમવાને આવું રે;
પ્રીતલડી કરતાંશું કીધી, કહણ પડી છે હાવું રે. સાસરિયાં.
આજ અમોને મૈયરિયામાં, ભાભીએ મેણાં દીધાં રે;
મારી બાઇજીએ ભૂધરજીને, કામણિયાં શાં શાં કીધાં રે. સાસરિયાં.
પ્રીતની રીત નવ રહે છાની, બહુ આપ્યાં છે ઓઠાં રે;
નરસૈંયાચા સ્વામી વસંત રમે, આવી મળ્યાની ગોઠાં રે. સાસરિયાં.

### પદ ૪૨ મું.

રમવા સરખું શ્રીવૃંદાવન, પાસે જમુના તીર;
રુડી ગોપ ગોવાળની મંડળી, રુડો હળધર વીર. રમવા.

---

* પા૦ 'મનડાની આશ.'

શીતળ મંદ સુગંધ બહેહે, બોલે ચાતક મોર;
મુખ જોઈ મોહનજી કેરું, નવ રહે કોઇનો તોર.* રમવા.
નવસપ્ત ભૂષણ અંગ ધરે ગોપી, પેહેર્યાં ચંપક† ચીર;
નરસૈંયાચો સ્વામી વાંસળી વહાતો, મળી સકળ આહીર.‡ રમવા.

## પદ ૪૩ મું-રાગ હોરી.

ચાલો હરિ હોળી રમવા વૃંદાવન જઇયે, ઝાકમઝોળ કીજે મારા વાહાલા;
કોણ હારે કોણ જીતે, હાં હાં હરજી હાર્યા, એમ કહેતી પરસ્પર બાળા. ચાલો.
વળી વિઠ્ઠલે ગોવાળા બોલાવ્યા, વસ્ત્ર લીધાં ઉતારી;
મોરે નાથ નાસે પુઠે દોડે અબળા, ધરો ધરો રે કોઇ રાખો વનમાળી. ચાલો.
સકળ શૃંગાર સજ્યા અંગ સ્યામા, રંગે રમે મદમાતી;
નરસૈંયાચા સ્વામી સંગ રમતાં, માનુની મદ ભરાતી. ચાલો.

## પદ ૪૪ મું.

ચાલો સખી વૃંદાવન જઇએ, ગોવિંદ ખેલે હોળી;
નટવર ભેખ ધર્યો નંદનંદન, મીલી હે ભાવતી ટોળી.§ ચાલો૦
એક નાચે એક ચંગ બજાવે, એક છાંટે કેસર ઘોળી;
એક અબીલ ગુલાલ ઉડાડે, ગાયે ભમ્ભરભોળી. ચાલો૦
કરો શણગાર હાર અનોપમ, પેહેરો ચરણા ચોળી;
સેંથો સિંદૂરે સમારો રે, કુમકુમ કાજળ રોળી. ચાલો૦
એક છાના છંદ કરાવે, વગર બોલાવી બોલી;
માંહોમાંહિ કરતી મરકલડાં, હસી હસી દે કર તાળી. ચાલો૦
વસંત ઋતુ વૃંદાવન શોભે, પ્રફુલ્યો ફાગણ માસ;
ગોવિંદ ગોપી હોળી રે રમતાં, જુવે નરસૈંયો દાસ. ચાલો૦

## પદ ૪૫ મું.

લાવ લાવ રે માલણ વેસ મરવો;
મારે પૂજવો છે ગોપીનો નાથ ગરુવો. લાવ૦ ટેક.
જાઇ જુઈ કેતકી ને કમળ સાર;
લાવ ફુલ ગુલાબ ચાર ગુંથીએ હાર. લાવ૦
આવી છે માલણ ભાવ જાણી;
પ્રેમે પૂજવા સમરથ સારંગપાણી. લાવ૦

---

* પા૦ "નવ રહે કોને ધીર." † પા૦ "ચરણાં." ‡ "મધ્ય ઉભો સકળ આહીર." બીજે પાઠ "આવી ઉભો." § પા૦ "મળી માનનીની ટોળી."

આવી છે માલણુ લટકાળી;
મેહેતા નરસૈયાચો સ્વામિ વનમાળી. લાવ૦

પદ ૪૬ સું-રાગ પંચમ.

રજની રમીને રે શ્રીહરી ઘેર આવીયા, ખળિયા ખારૂં બાર મા ડેલ;
મંદિર પધારો પ્રભુ બોલી નારને રે, જ્યાં થઇ રંગડાની રેલ. રજની.
રાતાં રાતાં નેણું રે, દીસે નિદ્રાળાં રે, રાતી અધર* તંબોલ રંગેલ;
અંબર પીતાંબરરે, પ્રભુ ક્યાં પાલટ્યાં રે, તે પાટલી પરોળી પાછી મેલ. રજની.
ક્રોહેતી રાધાજી રે, અમે શું કરૂં, જો તું મારૂં કહ્યું રે માન;
આનિ દ્રષ્ટિએ આવીશ રે, રાધા તારે આંગણે, ભોળી મનમાં ભ્રાંત મા આણ. રજની.
દાવાનલ પીધો રે, સાહેર વલોઇઓ રે, નેતરે કાપી તાણ્યા વાસુકી નાગ;
વિષ રે હલાહલ રે, પ્રભુ તમને શું કરે, તો સમ લાગે શેણે રે માટ. રજની.
ચાંદલીયોને ઉગ્યો રે, હરણ્યો આથમ્યો રે, ત્યાં લગી જોઇ તમારી વાટ;
ફુલડીયે આછાઇ રે, સેજ સુની રહી, બોલ દીધો તો શાને રે માટ. રજની.
પંચમને આલાપ્યો રે, પંખીડાં સૌ લવે રે, પરગટ હુવા છો પરભાત;
નરસિંહનો સ્વામીરે, મંદીર પધારીયા, તે સ્નેહ તો ઘણો ને થોડી રાત. રજની.

પદ ૪૭ સું-રાગ પંચમ.

શોકડલા ધૂતારી રે, સહીયર શું કરૂં રે, તેને દેખે દાઝે મારો દેહ;
ઘણુાદિવસ થયા રે, વહાલો મારૂં ઘર તજ્યા, જઈ કીધો નવલ નારસું નેહ. શો.
એ તો કાંઇ ચંચલ રે, બાઇ અમે સાંસતાં, તેણે અમ ઘેર નાવે દીનાનાથ;
સરખાને સરખું રે, બાઇ એને સાંપડ્યું રે, ધુતો મળ્યો ધુતારાને સાથ. શો.
કામણગારો રે, બાઇ એનો કંચુવો, ચંચલગારો છે કંઇ એના ચીર;
અમે તો પહેરૂં રે સાદી ચુંદડી રે, તેણે ન મળે હરજી કેરૂં હીર. શો.
નિર્લજ વેશેરે, બાઇ અમને નાવડે, તે લાજતાં કાંઇ બોલું નહીં રે લગાર;
નરસંહીંયાનો સ્વામી રે, સબળ સવાદીયો, તેથી ગળી લાગી રે એની ગાળ. શો.

પદ ૪૮ સું-રાગ પંચમ.

કાહાનજી છોગાળો રે, બેતી મારે મન વશ્યો રે, જાદવ મળિયા જમુના તીર;
અંગેને ઓપે રે, પીતાંબર પામરી રે, બાઇ મારે ઓઢણુ નવરંગ ચીર. કાહાનજી.
વૃન્દાવનની કુંજે રે, મોહન આવે મલપતો રે, કંઠે તો મુક્તાફળનો હાર;
મારે ને ચોળી રે, નવરંગ ચળકતી રે, પાવલિયે ઝાંઝરનો ઝમકાર. કાહાનજી.

* નીચેનો ઓષ્ઠ.

ધન્ય ધન્ય ગોપી રે, ગોકુળ ગામની રે, ધન્ય ધન્ય ઉત્તમ રાસવિલાસ;
ધન્ય ધન્ય લીલા રે, લક્ષ્મીવરતણી રે, ધન્ય ગુણ ગાય નરસૈંયો દાસ. કાહાનજી.

## પદ ૪૯ મું–રાગ પંચમ.

મનોહર વાઈ રે, આંગણે મોરલી રે, હવે કેમ છુટુંરે મોરી માય;
રજની સંતાપે રે, મા મારી દેહડી રે, હરિ વિના ક્ષણ ના રહેવાય. મનો.
જાતાંને જાણી રે, મરી અમો નવ ગયાં રે, રહ્યાં રહ્યાં ગાતર ગાળવા કાજ;
ભાળ રે બતાવો રે, કોઇ ભૂધરતણી રે, કહું છું મેલીને મારી લાજ. મનો.
વૃન્દાવન શોધ્યું રે, સ્વામા સઉ મળી રે, આંખડીએ આવે ભરી ભરી નીર;
શોધતાંથાકી રે ફૂટી જોઇ જોઈ આંખડીરે, તોય ન મળ્યા વાહાલો બળના વીર. મનો.
મીઠાનો મેળાપી રે, આવી જો મળે રે, એ વ્રજમંડળનો આધાર;
નરસૈંઆના સ્વામી રે, જવા નહિ દેઉં રે, કરી રાખું હૈડાં કેરો હાર. મનો.

---

# હિંડોળો.

## પદ ૫૦ મું–રાગ હિંડોળ.

પરમ ચતુર ઝુલે નાથ મારો, શ્રી સ્વામિનીજીની સંગ રે;
શી વર્ણવું અંગોઅંગ શોભા, વારું કોટિ અનંગ રે. પરમ.
શ્રાવણમાસ સદા સુખકારી, ઝરમર વરસે મેહ રે;
દાદુર મોર બપૈયા બોલે, તેમ તેમ વાધે નેહ રે. પરમ.
આજ સખી મેં અદભૂત દીઠું, હીચંતા હરી હસિયા રે;
સામાસામી દૃષ્ટ કરીને, નયન નચાવે રસિયા રે. પરમ.
સ્યામ સામળા ને રાધા ગોરી, સુવર્ણ હીંડોળે ઝુલે રે;
જ્યમ જ્યમ હિંડોળો હલાવે સજની, ત્યમ ત્યમ નરસૈંયો ફુલે રે. પરમ.

## પદ ૫૧ મું.

રાધા મોહન વર ઝૂલે છે, ઝૂલે છે મન ફુલે છે;
એક એકની સુંદરતા જોઇ, પેલા દુર્જનનાં મન દૂલે છે. રાધા.
રસની વાત પરસ્પર બેઉને, મરકડલે મન ફુલે છે;
રાધા રૂપે ન સાવિત્રી ન પારવતી, પણ એ લક્ષ્મી તૂલે છે. રાધા.

હિમથી શીતળ હરિથી શીતળ, એવી જમનાજીની ધૂળે છે;
ભણે નરસૈયો સુરનર બ્રહ્મા, શંકર જોઇ જોઇ ફુલે છે. રાધા.

પદ ૫૨ મું.

ઝાંઝર ઝમકે ને ઝુલે હીંડોળે, શ્યામસુંદરને સખી વાયુ ઢોળે;
દામની દમકે,ને ગગનમાં ગાજે, ભ્રકુટી ધનુષ્યપર શોભા બિરાજે. ઝાંઝર.
લીલાંબર પીતાંબર સોહિયે, નિરખી હરખિ માનની મન મોહિયે;
નેત્રાંબુજ નાશા કીર જેવી, છે દશનપંક્તિ દાડિમ બિજ તેવી. ઝાંઝર.
આમ્રફાતળીશા અધર સોહતા, લાલ ગાલ સ્ત્રીના મનમોહતા;
બ્રહ્માદિક રૂપ જોઇ ધન્યધન્ય કેહેતા,મુનિએ ન દીઠું રૂપ ધ્રુમ્રપાને રેહેતા. ઝાંઝર.
વન વન વેઠે સુર સનકાદિક, તોએ ન કદીએ દૃષ્ટે પેખે;
એ રૂપ નહિ દ્વાપર નહીં ત્રેતા, એ રૂપ નિસ જુવે નરસંઇ મેહેતા. ઝાંઝર.

પદ ૫૩ મું.

ઓ સખી શ્રાવણ આયોરે, ઓ શ્રાવણ આયોરે. ટેક.
ચાલો સખી ઝુલિયે સુવર્ણ હિંડોળે, કીજે શ્યામ મન ભાયો;
હાવભાવ ખંજન મનોહર, કંચુકી કંકન સોહાયો. ઓ સખી.
કામ જપત વૃષભાનનંદિની, રસિક રાય વર પાયો;
મનમાન્યો દેખી મન મોહી, જઈ હાથ હરિનો સાહ્યો. ઓ સખી.
શ્રાવણ માસ સોહામણો, સોહામણો સહુ વ્રજ સાથ;
પરમ સોહાગી સ્વામીજી, કોડામણા છો પ્રાણનાથ. ઓ સખી.
સદા રમણ વૃન્દાવન સોહિયે, નિત્ય પ્રતે રાસવિલાસ;
શ્રી જમુનાજીને કાંઠડલે કંઇ, કીધો આહીરડે વાસ. ઓ સખી.
સખી મળી છે નાની મોટી, દોડી આવી છે રમવા રાસ;
મધ્યે વિરાજે શ્રી સ્વામિનીજી, જેનું સદા નિરંતર રાજ. ઓ સખી.
એ શોભા મેં કેમ રે કેહેવાયે, કદી શંકર પૂછે વાત;
કહેનાર શેષ સરખા હારે, ત્યાં પામરની કોણ જાત. ઓ સખી.
રે વૃન્દાવનની કુંજગલનમાં, હિંડોળે રે હીંચાય;
મારા વહાલાજી ઘાલે ઘુમડલી, સહિયેરા માહોમાંહી ગાય. ઓ સખી.
મારા વહાલાજીશું વાત કરતાં, ઘુમરી થઈ દશ વીશ;
વેણુ વછૂટી ને હારજ ત્રૂટ્યો, અંબર ખશિયાં શીશ. ઓ સખી.
હીંડોળો રાખો મારા વહાલા, અંગ ઉઘાડાં થાય;
સહિયેર સર્વે હાસ્ય કરે છે, તેમા તમારું શું જાય. ઓ સખી.

હવે નિર્લજ થયા છો તમે, જાણ્યા લાડકવાયા નાથ;
નહિ બોલું નહિ ચાલું વહાલા, આજ પછી તમ સાથ. ઓ સખી.
એવાં એવાં વચન સુણીને હરિ હસિયા, રસિકવર સુકુમાર;
પ્રસન્ન થયા શ્રી સ્વામિજી, નરસૈંને આપ્યો હાર. ઓ સખી.

### પદ ૫૪ મું—રાગ કેદારો.

કાંઇ ઝાંઝરીયાં ઝમકે ને ધમકે ઘુઘરીઓ, કાંઇ ફરતી હિંચે હરીને સંગ જો; ટેક.
કાંઇ સાન કરે રે શામા સુંદીર શામની જો, આગળ આવી નાચે નવલે છંદ જો;
અબળા અતિ આલાપે પુરણ પ્રેમશું જો, કાંઇ વાધ્યો વાધ્યો મનમાં આનંદ જો. કાં.
એક એકને સંગે સાંઇ દે શામળો જો, કાંઇ કરતાં કરતાં અધર અમૃત પાન જો;
કાંઈ ઝળકે હીંડાળે તે સર્વે સામટાં જો, કાંઇ ગમતા ગોપી કરતાં ગાન જો. કાં.
સુરનર મુનીવર જોઈ ત્યાં મોહી રહ્યા જો, કાંઇ નીરખી ગોપીને ગોપાલ જો;
અંગો અગે તેહેને ત્યાં સુધ વિસરી જો, હોંસે અરપે કુસુમની માલ જો. કાં.
નરસૈંયાની રસના ગુણ કહે કેટલા જો, કાંઇ લીલા અગણીત અદભુત રસાલ જો;
તરુણીના ટોળાં માંહે મલપતો જો, કાંઇ તેમાંથી લીધી કણીકાનો વિચાર જો. કાં.

### પદ ૫૫ મું.

હીંડાળે હીંચેર નારી નાથશું જો, કાંઇ વાધી વાધી ઘુમલડી અતિ અંગ જો;
શામલીઓ શામાને ભુજમાં ભરી રહ્યો જો, કાંઈ અલગાં અંબર થાએ અંગ જો. હીં.
ચુવા ને ચંદનનો પરીમલ અતિ ઘણો જો, કાંઇ વિધવિધ આણ્યા કુસુમના વારજો;
છેલપણે આવીને ઘાલી નાથને જો, કાંઇ ભામણા તે લેતાં વારંવાર જો. હીં.
ચળકે રે મુગટને સુંદીર રાખડી જો, કાંઇ વાદે વાદે ઘાલિ ઘુમણ નાર જો;
મરકલડો કરતી રે માનુની મદભરી જો, કાંઇ ઝમકે નેપુરનો ઝમકાર જો. હીં.
પલવટડીએ વાલીરે પરોળી ચુંદડી જો, કાંઇ કુમકુમના કરતી રે કામારોળ જો;
હાસ્ય વિનોદ જ કરતી શામા સહુ મળી જો, વાધ્યો વહાલાજીશું લોલ જો. હીં.
ચહું દીશથી મોર મધુરા બોલતા જો, કાંઇ ઝીણી ઝીણી ઝરમર લાગી ધાર જો;
ત્યાં નરસૈંયો લાવ્યો રે બીડાં પાનનાં જો, કાંઇ આરોગે છે નારી નંદકુમાર જો. હીં.

### પદ ૫૬ મું.

આ જોરે આ નાહાનો રમતો રસભર્યો જો, હીંડાળે હીચંતો દેતો હેર જો;
શામળીઓ ને શામા બેહુ રંગમાં જો, કાંઇ ગમતી ગમતી કરતાં ગેલ જો. આ.
વનિતાશું વહાલો અતિ વાદે ચઢ્યો જો, કાંઈ ઘુમલડીના ઘમણ ઘાલે નાથ જો;
અંગેથાં અંબર ખશીઆં અંગનાં જો, કાંઇ બીડી બીડી ભામિની બાથ જો. આ.

નિરખતાં નાથને નારી ભલી રહ્યા જો, કાંઇ હરખે હૈડે હર્ષ ન માય જો;
મરકટ મણિમાં ઝલકે કનકની વેલડી જો, કાંઇ શોભા તે સુંદર કહી ન જાય જો. આ.
ચમકંતી આવી રે ત્યાં ચંદ્રાવળી જો, કાંઇ મરકલડાં શું બોલે વાહાલા સંગ જો;
હીંડોળો રાખો રે સુંદીર શામળા જો, કાંઇ કાંપે સ્વામિનિ કેરું અંગ જો. આ.
ધન ધન રે સુરીનર મુનીવર ઉપરથી કહે જો, કાંઇ ધન ધન ગોકુળકેરી નાર જો;
નરસૈંયો ત્યાં અંગો અંગ ફુલીઓ જો, કાંઈ નિરખી નિરભય રંગવિહાર જો. આ.

પદ ૫૭ મું.

ઠમ ઠમ રે વરસે મેહ સોહામણો જો, કાંઈ હીંચે હરખે હીંડોળે અતિ રંગ જો;
સ્યામા ને સ્વામિ બેહુ શોભતાં જો, નીલામ્બર પીતામ્બર શોભે અંગ જો. ઠમ.
ઘુમલડી ઘાલેરે ગોપી રસ ભરી જો, કાંઈ શામળીઆને સનમુખ કરતી સાન જો;
મરકલડા કરતીરે માનુની મોદશું જો, નાચે ને વળી ગાયે મધુરાં ગાન જો. ઠમ.
મધુરે બોલે કોયલ મોર સોહામણા જો, કાંઇ ગાજે ગાજે ગગનમાં ગંભીર જો;
વૃંદાવન તે શોભે અતિ સોહામણું જો, શોભે શોભે સુંદીર જમુનાનું નીર જો. ઠમ.
વાયે વહાલો વેણુ મહુઅર વાંસળી જો, કાંઇ વાજાં વાજે તાળી તાલ મૃદંગ જો;
કાંઇ મગન થઇને વહાલો સહુને નિરખતો જો, કાંઇ ઉલટ વાધ્યો અબલા અંગ જો. ઠમ.
ઉપરથી તો કુસુમ વરસી રહ્યાં જો, સુરીનર મુનિજન બોલે જેજેકાર જો;
નરસૈંયો નિરખીને હરી ગુણ ઓચરે જો, ધન ધન કામિની કૃષ્ણ વિહાર જો. ઠમ.

પદ ૫૮ મું.

હીંડોળે હીંચે રે વહાલો હર્ષશું જો, જોડ જ મળી શશિવદની સકુમાર જો;
કાંઇ આનંદ વાધ્યો અંગ અંગના જો, ત્યાં હીંડોળો હુલાવે ગોકુળનાર જો. હીં.
વાય રે મહુઅર ને વેણુ વાંસળી જો, કાંઇ વાજ્ન વાજે નાના રંગ જો;
પાયે તો ઝાંઝર ને નેપુર રણઝણે જો, કાંઇ આલાપી અબલા ગાયે સંગ જો. હીં.
અંગેરે ભુષણ ભામીનીને ભાવતાં જો, કાંઇ ચોળી પટોળી ચમકે નારી રંગ જો;
મરકલડે રે મોહી કામી કૃષ્ણને જો, કાંઇ ઉલટ્યો અબળા અંગ અનંગ જો. હીં.
કાંઇ વહાલાને વાહાલે રે અગર ઉવેખતી જો, કાંઇ ભામણડાંરે લેતી વારંવાર જો;
કાંઇ પેરપેરનાં પકવાન તે આગળ આપતી જો, લઇ આરોગે આનંદે પ્રાણાધાર જો. હીં.
ઘુમલડી ઘાલેરે ગોપી રસભરી જો, કાંઇ કરતી સનમુખ શ્યામ સામા સાન જો;
નરસૈંયો તે લીલા રસમાં રસ ભર્યો જો, કાંઇ ગાએ તે ગુણ ભગવાન જો. હીં.

પદ ૫૯ મું–રાગ ધનાશ્રી.

શામળીઓ મહાબળીઓ કાંઇ, હીંડોળે હીંચતો રે;
રંગ ભરી શામાનું કાંઇ, મરકલડે મુખ જોતો રે.

સર્વે મળી સામટી કાંઇ, સંગમાં સુંદીર શામ રે;
ઘુમલડીનો રસ ઘણો કાંઇ, વાદે ચઢી છે વામ રે.
છેલે પણ તે અતિ ઘણું કાંઈ, છબીલાને છલ કરતી રે;
શુધ બાલા અતિ ઘણી, કાંઇ હળવે આલિંગન લેતી રે.
ગોવિંદજી ગોવિંદજી કાંઇ, ગોતી સંગ સોહાયે રે;
નરસૈયો કરતાલ લઇને, ગોવિંદના ગુણ ગાએ રે.

પદ ૬૦ મું.

આ જોને તું આ જોને હરી, હીંડોલે હીચંતો રે;
શામળીઆ સ્વામિની કંઠે, બાંહલડી ત્યાં ધરંતો રે.
પ્રેમે શું તે પ્રેમદા કાંઇ, ઘુમલડીને ઘાલે રે;
મદભરી તે માનુની કાંઇ, હંસતણી ગત ચાલે રે.
રસ ભરી રસભરી કામની કાંઇ, કરતી મનનું ગમતી રે;
વારણે જાએ ગોપી જન તે, વહાલાજીને મળતી રે.
નરસૈંઓ સાં નિરભય થઇને, એ લીલારસ ગાએ રે;
કરણા કરી શ્રી કૃષ્ણજીએ, રાખ્યો યુવતી માંહે રે.

પદ ૬૧ મું.

હીંડોળે હીંચંતો વહાલો, સંગે સ્વામિનિ સોહંતી રે;
નીલામ્બર પીતામ્બર ફરકે, જાણે ઘન દામિની જ્યોતિ રે. હીંડો.
ઘુઘરડી ઘમકે અતિ સુંદીર, ઘાલે ઘુમણુ ગર્વઘેલી રે;
ચતુરપણે અતિ ચિત ચલાવે, નયને નયનાં મેલી રે. હીંડો.
ઉરવર ચોળી કસણુ કસીઆ રે, ચુંદડીનો ચટકો રે;
સનમુખ થઇ હીચોળંતી, વાજે વીછીઆનો રણકો રે. હીંડો.
મદમાતી રાતી રંગે રામા, ઝાંઝર ઝમકે જમલા રે;
ભણે નરસૈંયો અંગે ફુલી નીરખી નાથને નારી સબલા રે. હીંડો.

પદ ૬૨ મું.

ઘુમણુ ઘાલે ગાએ ગોપી, વહાલાનું મુખ નીહાળી રે;
વાદે ચઢી વનિતા વહાલાશું, તરુણી દે કર તાળી રે. ઘુમણુ.
રુમઝુમ રુમઝુમ નેપુર વાગે, કીંકણીની ધુન થાએ રે;
તેમ તેમ વહાલો વહાલ ધરીને, વેણુ મધુરી વાએ રે. ઘુમણુ.
ઉલટી અબળા સનમુખ આવી, શામલીઆ સંગે રાતી રે;
હીંડોળે હીંડોળે હર્વે, યુવતી જોબન માતી રે. ઘુમણુ.

અબળા અંગે અંબર ઓપે, સણગટડામાં જોએ રે;
ભમરી દેતા ભામિનીને ભાવે, વહાલાનું મન મોહે રે. ઘુમણ.
નરસૈંયો આનંદ્યો અંગે, કૃષ્ણલીલા ગુણ ગાએ રે;
સુરનર મુનીજન કુસુમ વધાવે, દેવ દુંદુભી વાએ રે. ઘુમણ.

પદ ૬૩ મું.

ધન ધન રે અવનીની શોભા, જ્યાંહાં સુંદીર વર મહાલે રે;
ધન ધન રે હીંડોળે હિંચે, ગોપી ઘુમણ ઘાલે રે. ધન.
ધન ધન રે એ જમલા જોડે, કંઠે બાંહેલડી વાળી રે;
માન ધરી મરકલડું કરી રહી, વહાલાનું વદન નિહાળી રે. ધન.
ધન ધન રે વિધવિધનાં વાજાં, ઉપર અંબર ગાજે રે;
ધન ધન રે નાચંતા રંગે, ઝાંઝર નેપુર વાજે રે. ધન.
ધન ધન રે જમુનાને તીરે, મોર મધુરા બોલે રે;
ધન ધન રે ગોકુલની નારી, નહીં કો એને તોલે રે. ધન.
નરસૈંયાની રસનાએ રસ તો, કરુણાએ આવ્યો રે;
ફુલ્યો અંગે મનમાં મહાલ્યો, હરીલીલાએ મન ભાવ્યો રે. ધન.

પદ ૬૪ મું.

હીંડોળે શામલીઓ શામા, હીંચતાં મન હીસે રે;
નીલામ્બર પીતામ્બર ઝલકે, શોભા સુંદીર દીસે રે. હીં.
માનુનીઓ મન મોદ જ આણે, જેમ જેમ જીવન જોતી રે;
આનંદે આગળ આવીને, ઘુમણડી ઘાલંતી રે. હીં.
વાંસલડી વહાલો જે વાએ, તેમ તેમ નાચે વાદે રે;
નાદ નવા વિધ વિધના વાગે, ગાએ તે સરુએ સાદે રે. હીં.
શૃંગારે શોભંતી શામા, (સર્વે) ઉરપર હાર હુલાવે રે;
નેપુર નાદ ઘુઘરડી ઘમકે, તરુણી તાન મેલાવે રે. હીં.
લતા કુસુમની ઉપર આવી, સંગે સરખી સોહે રે;
વૃંદાવન રળીઆમણું ત્યાં, પરિમલ પૂરણ બહેકે રે. હીં.
સુરિનર મુનિજન અતિ આનંદ્યા, પુષ્પ વૃષ્ટી શાએ રે;
નરસૈંયો ત્યાં નિર્મલ કીધો, હરખી હરિગુણ ગાએ રે. હીં.

પદ ૬૫ મું.

ધન ધન રે જુવતી જીવનસું, હીંડોળે હીચંતાં રે;
શામળીઆને કંઠે વળગી, કામની ગેલ કરંતાં રે. ધન.

જોબન માતી રસમાં રાતી, પ્રેમદા પ્રેમ ભરાણી રે;
થેઇ થેઇ કરીને તાન મેલાવે, બોલે મધુરી વાણી રે. ધન.
આલાપે ઉલટે અબલા સહુ, ગગન ઘટા થઇ આમી રે;
વાજાં વાજે નાદે નાચે, ભીમની ભેદ જ ભાગી રે. ધન.
*ઘુમણું ઘાલે મનમાં મહાલે, વહાલાજીનું વદન નીહાળી રે;*
મોર કોકીલા કરે કુલાહલ, ધન ધન ઋતુ રઢીઆળી રે. ધન.
નીલામ્બર પીતામ્બર સજેડે, ઝાંઝર નેપુર વાગે રે,
સનમુખ શામા સુંદિર વરશુ, તાળી દઇ દઇ ગાજે રે. ધન.
ધન વૃંદાવન ધન જમુના ત્રટ, ધન જે લીલા જોએ રે;
ભણે નરસૈંયો કૃષ્ણ કામિના, સમોવડ નહિ કોએ રે. ધન.

### પદ ૬૬ મું.

હિંડોળે હીચંતાં રુડું, જમલા જાદવ રાએ રે;
વાએ વીણા ઝળકે ઝાંઝર, નેપુર સાદ સોહાએ રે. હિંડોળે.
તાલ પખાજ મહા ધુન વાધી, નાચે નારી રંગે રે;
વહાલા કેરું વદન નીહાળી, ઉલટ વાધ્યો અંગે રે. હિંડોળે.
ઝીણી ઝડ લાગી ઉપરથી, બિચ બિચ વીજ ઝબુકે રે;
ઉલટ્યા અંબર ગાજી રહ્યા મેહ, મોર મધુરા ટુહુકે રે. હિંડોળે.
સનમુખ આવી સર્વે શામા, લઇ કુસુમના હાર રે:
જીવનને કંઠે આરોપી, મારે નયનનો, માર રે; હિંડોળે.
શામલીઆને શશિવદની, જોડે જમલા રાજે રે;
ઘુમણી ત્યાં વાદે ચઢીને, ગાન કરે ને ગાજે રે. હિંડોળે.
નરસૈંયાની રસના રુડી, ગોવિંદના ગુણ ગાએ, રે;
કૃષ્ણ લીલામાં લોભી રહ્યો રે, જોતાં તૃપ્ત ન થાએ રે. હિંડોળે.

### પદ ૬૭ મું.

ધન ધન રે ગોકુલની નારી, ધન ધન જીવન જોતી રે;
ધન ધન રે હિંડોળે આવી, હસંરીગે હીચંતી રે. ધન.
ધન ધન વૃંદાવન ફુલ્યુને, ધન ધન ઋત રઢીઆળી રે;
ધન ધન મોર કોકીલા બોલે, વાએ વેણુ રસાળી રે. ધન.
ધન ધન વાજાં ત્યાં વાજે, ઝાંઝર નેપુર નાદે રે;
ધન ધન રે આનંદી અબલા, ઘુમણુ ઘાલે વાદે રે. ધન.

ધન ધન રે જમુના જલ ઉલટયું, ત્રિવિધ પવન ત્યાં વાએ રે;
કુસુમ વધાવે ધાઈ સમીપે, પરીમલ પૂરણ આવે રે. ધન.
સુરી નર ઉપર કુસુમ વધાવે, બોલે જેજેકાર રે;
નરસૈંયો ત્યાં નયન સફલ કરી, નિરખે કૃષ્ણવિહાર રે. ધન.

પદ ૬૮ મું.

અદ્‌ભુત શોભા રે, હરિના હીંડોળાની રે, મેતા નરસિંહથી વર્ણી નવ જાય;
વિશ્વકર્મીએ રે, રચીને આરોપિયો રે, કુંજ ભોવનની માંય. અ.
બારે અતિ દાંડી રે હેમ જડાવની રે, ઝલકે ઝગમગ હીરા જ્યોત;
રાધા ને માધવ રે, હીંચે રસ ભર્યાં રે, રવિ શશિ કોટી કામ ઉદ્યોત. અ.
ઘુમચીને વાળે રે, સખી સાહેલડી રે, પ્રેમે પ્રફુલ્લિત અંગ;
સ્વપ્ને ન આવે રે, જાગી મુનિ જેહને રે, તેનો હું પામી છું સંગ. અ.
મેઘની ઘટા રે, ગગનાં શોભતી રે, બિચ બિચ ચમકે વીજ;
ભણે નરસૈંયો રે, હીંડોળો અભિનવો રે, ભુલ્યા વ્રજવાસી નીજ. અ.

---

## બાળલીલા.

---

### પદ ૬૯ મું—રાગ કેદારો ચરચરી.

નંદનું આંગણું પરમ રળીયામણું, સદાએ સોહામણું કૃષ્ણે કીધું;
માનો વૈકુંઠ કૈલાસ બ્રહ્માસદન, ઈંદ્રઆસનથી અધિક સીધું. નંદનું.
સકળ તીરથ વસે વાસ જ્યાંહાં વિઠ્ઠલો, ઇશ અજ ઈંદ્ર ને દેવ સઘળા;
ભક્ત વિશ્રુ ભૂધરો વશ કોને નહિ એકથી એક અધીક સબળા. નંદનું.
માત ઉભાં રહે નાથનું નયણ હસે, ભક્ત વહાલા વસે પ્રેમ પ્રીતે;
નરસૈંઆચો સ્વામિ નંદને આંગણે, બાળલીલા રચી એણી રીતે. નંદનું.

### પદ ૭૦ મું.

આવડી રાઢ શી વિઠ્ઠલા તુજને, ગગનથી ઈંદુ કેમ આપું આણી;
કુંવર કાંઈ નવ લહે, વાત અવીનવી કહે, નાહે કાંઈ રોપરું ગોળ ધાણી. આવડી.
આંખે આંસુ ઢળે, ઈંદુ દેખી ચળે, ટળવળે મા કને માન માગે;
રેહે રેહે રોતો તું રે જોતો ઘણું, રમને રમકડાં છે જે આગે. આવડી.
ઈંદુ થયો અરતને રહે નહિ રાખીઓ, દધિસુત પ્રગટ કરી આણી આપે;
નરસૈંઆચો સ્વામિ માખણે ભોળવ્યો, સકળ વૈભવ તણો બંધ કાપે. આવડી.

### પદ ૭૧ મું-રાગ કહુલેરો.

માતા આગળ મોહન નાચે, આંગળીએ હરી વળગ્યા રે;
વદન સકોમળ નિરખે જનુની, ક્ષણુ નવ મેલે અળગા રે. માતા.
મંદીરમાંથી મોદીક લાવી, માતા મુખ મેલંતી રે;
નાસી જાએ આઘો આવે, વાહી વાત કરંતી રે. માતા.
એમ કરી જુવતી જન આવ્યાં, રાવ કુંવરની કરવા રે;
નરસૈંઆચો સ્વામી નયન નચાવે, માનનીનાં મન હરવા રે. માતા.

### પદ ૭૨ મું.

આંગણુડામાં રમતો મોહન, માતા રહી મુખ જોએ રે;
મીટલડી માંડીને મોહન, જુવતીનાં મન મોહે રે. આંગણુ.
ઘુઘરડી ઘમકંતી પાએ, કટી કાંકણી ધુન થાએ રે;
તેવ તેવડી ટોળી શોભંતી, માતા મોદ ન માએ રે. આંગણુ.
ભામણુડાં લઇ ભેટે ગોપી, તે તો કોએ ન જાણે રે;
નરસૈંઆચા સ્વામિની લીલા, જે ભણે તે માને રે. આંગણુ.

### પદ ૭૩ મું.

માને માતુની રાવ કરંતા, નયને નયનાં મેલાવી રે;
અંગો અંગે આનંદ વાધ્યો, ભામિની ભાવે ભાવી રે. માને.
કંદ્રપ કોટી સરીખો સુંદિર, સનમુખ સાન કરંતો રે;
માતા જાણે મહારે આગળ, મેરો મોહન રમતો રે. માને.
શામા સઘળી શામળીઆનું, વદન નિહાળી રહેતી રે;
ભણે નરસૈયો હરનિશ ગોપી, ગોવિંદના ગુણુ ગાતી રે. માને.

### પદ ૭૪ મું.

ગાએ ગોપી ગોવિંદના ગુણુ, ઉલટ અંગ ન માએ રે;
રાવ મશે તે શામળીઆનું, મુખડું જોવા જાએ રે. ગાએ.
દુધ દહીં આગળ કરી રાખે, માંખણુ સાકર માંહે રે;
ઘરનાં દ્વાર ઉઘાડાં મુકે, જો આવે તો આએ રે. ગાએ.
ધન ધન ગોકુલ ધન ધન ગોપી, કૃષ્ણુના ગુણુ ભાવે રે;
નિશ દિન ધ્યાન ધરે મન હરીનું, એમ જાણે ઘેર આવે રે. ગાએ.
જેનું ધ્યાન ધરે મહા મુનિજન, તે સ્વપને ના દેખે રે;
તે શામલીઓ પ્રગટ થઇને, પ્રેમદા પ્રેમે પેખે રે. ગાએ.

યત્ન કરે ત્યાંહાં પ્રગટ ન થાએ, તે ગોપીના ઘર માંહે રે;
ભણે નરસૈંયો ગોરસગમતું, માખણ ચોરી ખાએ રે. ગાએ.

પદ ૭૫ મું.

જુઓ રે આ બાળકની ગતી, આંગણડામાં રમંતો રે;
માતા આગળ બોલી ન જાણે, તે માનુનીનાં મન હરંતો રે. જુઓ.
ધન ધન માતા જશોમતી, ઓછંગે આવંતો રે:
બ્રહ્માદિક જેનો ભેદ ન જાણે, તે ભામિની મન ભાવંતો રે. જુઓ.
વાછલડાનું પુચ્છ ગ્રહીને, ઉઠી ઉભો થાએ રે;
ભણે નરસૈંયો ધન એ ગોપી, બીડે હદિયા માંહે રે. જુઓ.

પદ ૭૬ મું.

બીડે ભામિની ભામણાં લઈ, માંખણ માંહી નચાવે રે;
બ્રહ્માદિકને નિગમ નિરંતર, તેને સમીપે ન આવે રે. બીડે.
આગળ આવ્યા નંદકુવરને, પાલવ ગ્રહીને નિહાળે રે;
ક્રીડા કેલ કરે હરિ સાથે, જેમ જાણે તેમ માહાલે રે. બીડે.
ગમતું ગોપી કરે ગોવિંદશું, મધુરું મધુરું ગાએ રે;
નરસૈંઆચા સ્વામિ દેવમુનિ દુર્લભ, તે કરમલડો લઇ ખાએ રે. બીડે.

પદ ૭૭ મું-રાગ કેદારો.

કામણગારો કેમ વીસારું, જાણું જે અલગી ન થાઉં રે;
આખો દહાડો કાંઇ કામ ન સુઝે, વહાલા વિણ બ્યાકુળ થાઉં રે. કામણ.
મધુરી વેણુ સુણીને શ્રવણે, ભાવતાં ભોજન પાઉં રે;
આવે તો આગળ લઈ મેલું, જીવણ જોતી ન ધરાઉં રે. કામણ.
સેજ રચી મહારા શામળીઆને, પ્રેમ ધરી પધરાવું રે;
નરસૈંયાચા સ્વામિ આગળ ઉભી, મુખમાં બીડી ધરાવું રે. કામણ.

પદ ૭૮ મું.

રુમઝુમ નાદે નેપુર વાજે, ઝાંઝરના ઝમકાર રે;
તાળી તાલ મૃદંગ ધૂને નાચે, કટી કીંકણી રણકાર રે. રુમઝુમ.
એક વેણુ મોહરે વાહે, કામિની કેલ કરંતાં રે;
શિરપર સોહે રાખડલી રે, ઝલકે ભમરી દેતાં રે. રુમઝુમ.
કાને કુંડલ મુગટ મહા મણિ, શોભા કહી નવ નાવે રે;
ભણે નરસૈંઆ આનંદ થયો અતિ, હરિ ભામિની ભાવે રે. રુમઝુમ.

### પદ ૭૯ મું–રાગ પ્રભાત.

જશોદા તારા કાનુડાને, સાદ કરીને વાર રે;
આવડી ધુમ મચાવે વ્રજમાં, નહીં કોઇ પુછનાર રે. જશોદા.
શીંકુ તોડયું ગોરસ ઢોળ્યું, ઉઘાડીને બાર રે;
માંખણુ ખાધુ ઢોળી નાખ્યું, જાન કીધું આ વાર રે. જશોદા.
ખાંખાં ખોળાં કરતો હીંડે, બિહે'નહીં લગાર રે;
મહી મથવાની ગોળી ફોડી, આ શાં કહિયે લાડ રે. જશોદા.
વારે વારે કહુંછું તમને, હવે ન રાખું ભાર રે;
નિત ઉઠીને એમ કયમ સહિયે, વશી નગર મોઝાર રે. જશોદા.
મારો કાનજી ઘરમાં હુતો, કયારે દીઠો બ્હાર રે;
દહીં દૂધનાં માટ ભર્યાં છે, ખીજે ચાખે ન લગાર રે. જશોદા.
શાને કાજે મળીને આવી, ટોળી વળી દશ બાર રે;
નરસંઇયાનો સ્વામી સાચો, જૂઠી વ્રજની નાર રે. જશોદા.

### પદ ૮૦ મું–રાગ ધોળ.

જમો તો જમાડું રે, જીવન મારા. ટેક.
વાલાજી મારા, સોવણુ થાળ ભરી લાવું;
કાંઇ મોતીડે વધાવું રે, જીવન મારા.
વાલાજી મારા, ખાજાં જલેબી ને મેવા;
કાંઇ ધીરે ધીરે લેવા રે, જીવન મારા.
વાલાજી મારા, શીરો પુરી ને કંસાર;
કાંઇ ઊપર ઘીની ધાર રે, જીવન મારા.
વાલાજી મારા. જમના જળ ભરી લાવું;
કાંઇ આચમન લેવરાવું રે, જીવન મારા.
વાલાજી મારા, પાનની બીડીઓ આપું;
માંહી લવિંગ સોપારી નાખું રે, જીવન મારા.
વાલાજી મારા, આવો તો આસન આપું;
વીંજણીએ ઢોળું વાયુ રે, જીવન મારા.
વાલાજી મારા, સુંદર સેજ સમારું;
કાંઇ રંગભેર રમાડું રે, જીવન મારા.
વાલાજી મારા નરસંઇઆચા સ્વામી રંગ કીધો;
કાંઇ ભોગ ધરીને લીધો રે જીવન મારા.

### પદ ૮૨ મું.

જમો જમો રે જુગદાધાર, જુગતે જમાડું;
શામળીઆ સરજનહાર, રંગભરી રમાડું.
પુરીઓ સુંદર સાર, કુર કપુરે વાસી;
સીરાવો સાકર દૂધ, હરીની હું દાસી.
મારે ઘરે ધરી રહું છું, ઘી ભરી છે વાટી;
હું હારું રે મારો હાથ, જીવન જમાડી.
પીરસું પીરસું રે પોળીપાક, સુંવાળી સેવું છે;
મારું મંદીર જુઓ મહારાજ, જોવાને જેવું છે.
બેસો બેસો રે મંદિર માંહે, છોગલીયાં છોડીને;
શું કરશે દુરિજન લોક, મુખડાં મોડીને.
મારે નહિ રે કોઇનું કામ, કામ તમારું છે;
મારે તમ પ્રતાપે શ્યામ, સરવે સારું છે.
પીયો પીયો રે પૂર્ણાનંદ, જીવન જળ લોટા;
મુખવાસે બીડી પાન, ગંગેરી મોટાં.
નરસૈંયાના ઠાકોર ઠીક, મન મારું મોહ્યું છે;
શામળીયો જાણ સુજાણ, સામું જોયું છે.

# તુલસી.

—

જુનાગઢ તાબે કુંતિયાણાનો સારસ્વત બ્રાહ્મણ--સંવત ૧૬૧૪—
સને ૧૫૫૮ માં હૈયાત હતો.

—

## ધ્રુવાખ્યાન.

### ચોપાઈ.

ગૌરીનંદન તુજને વર્ણવું, કીરતન કરૂં એક અભિનવું;
હરિગુણ ગાવાને ઇચ્છે મંન, જે ગાતાં નિર્મળ થાએ તંન.
એક દંત લંબોદર રાયે, સુધબુધ દાતા સેવક ધાયે;
શોભિત સુંઢ સિંદુર સાર, કવિતા જન કોઈ ન લહે પાર.
વિઘ્નહરણ નિર્વિઘ્ન નાયક અપાર, વાહન મુષક મોદીક આહાર;
અદભુત રુપ લહે નવ પાર, આયુધ ફરશી ને ભુજ ચાર.
ઉર પહેર્યાં શોભે સણગાર, મુગટમણી ઝલકે ઝાતકાર;
સુર તેતરીસ આગળ સમરે, સિધ કારજ સેવકનાં કરે.

### પૂર્વછાયો.

સુધ બુધ નાયક સેવીએ, ગુણવંત ગુણભંડાર;
તું ત્રુઠે સરવ પામીએ, અક્ષર કથા અપાર.

### ચોપાઈ.

અંબુજ સુતસુતા વર્ણવું, શીતલ સુંદર રૂપ અભીનવું;
તેહ તણો ઉત્તમ શણગાર, ભવસાગરના તારણહાર.
સુંદર વદન શરદનો ચંદ, કીધી આડ કે શશી વદંન;
દીસે કંઠે અનોપમ હાર, કવિતા કહેતાં ન આવે પાર.
શોભે સુંદર શુદ્ધ શરીર, નારીકુંજર પેરણ ચીર;
પાએ નેપુરતણો ઝણકાર, મુનિજન રૂપ ન પામે પાર.
અદભુત રૂપ કહ્યું નવ જાએ, અગમ અગોચર તું સૌ માંએ;
વાહન હંસ કમલ સંજોગ, વામ પુસ્તક વીણારસ ભોગ.

એવું રૂપ હું સમરું માય, માતા અનાથને થાજે સાહ્ય;
ભવસાગર તુજ નામે તરું, સમરણ સેવા તારી કરું.
શુક સનકાદિક સનતકુમાર, વિશ્વતણી તું જુગદાધાર;
ધ્રુની કથા કેરો ઉલ્હાસ, સુણો વિનતિ વદે વેદવ્યાસ.
શુકદેવે જે કહી વાત, પરીક્ષિતે સાંભળી સાક્ષાત.

## પૂર્વછાયો.

માતા રે માતા માતા તું, સેવક સમરે સોય;
અક્ષર એહવા આપજે, જે ખોટ ન કાઢે કોય.
કવિતા તે કેહેતા કહી ગયા, કેહેતા તે કહેશે ભેદ;
અક્ષર એહવા આપજે, જે વાચા અવિચલ વેદ.
અક્ષર સારસ કંઇ નવ લહું, નવ લહુ ભેદ વિચાર;
તું તુઠે સરવ પામીએ, અંધો તે આંખો સાર.
દ્વાપરે દૈત જેણે નિર્દળ્યા, ને પૃથ્વીનાં કીધાં કાજ;
પાંડવ હીમ પધારીયા, પરીક્ષિતને પરઠી રાજ.

## ચોપાઈ.

કરે કાજ અતિ લીલા વિલાસ, નહીં પાપ ને પુણ્ય પ્રકાશ;
ચોર દંડ નહીં અસત પ્રજા, સુણી ને રામની ખ્યાત.
ધરમ ધજા નગરમાં ફરે, વિપ્ર બહુ અગની હોમ જ કરે;
હરિને ભજે સહુ નર ને નાર, પરીક્ષિત રાજ કરે પ્રકાર.
પાપ બુદ્ધિ સૌ જન પરહરે, ધરમતણી સહુ મનશા ધરે;
આવ્યા મેહ મહીમા ઘણા, અતિથિ લક્ષ નહીં કોએ મણા.
એવી રિદ્ધિ હસ્તીનાપુરતણી, અશ્વમેધનો જુવે તૂરી;
એમ કરતાં કેટલા દીન થિયા, મૃગયા રમવાને રાજા ગિયા.
અખે વનમાં રમે રાએ, પશુઘાતતણો ઉપાએ;
કલી સમાગમ વનમાં થયો, તજી મત દુરમત આવીયો.
આવ્યા ચાલીને રણમાં વીર, ધરં ધ્યાન એક તપસી ધીર;
કર્યો સાદ તપસી તે ન સુણ્યો, વાધ્યો ક્રોધ તે રાજાને ઘણો.
મનમાં કાંઇ ન આણ્યું પાપ, નયણે દીઠો મુવો સાપ;
લઇ ઘાલ્યો તપસીને ગળે, લખ્યા લેખ ટાળ્યા નવ ટળે.
ઘાલી સાપ રાજાજી ગયો, તાંહાં તે તપસી કેરો પુત્ર આવીઓ.
દીઠો પિતાને કોટે કાળ, પગથી તે શીરે વાધી ઝાળ.

કોણ અધરમી આવ્યો વન જેહ, પિતા મારાને દુખ હવો તેહ;
બાળી ભરમ કરૂં તતકાળ, સ્વરગ મૃત્યુ ને હોએ પાતાલ.
બાલક મનમાં વાધી રીસ, ધસે હાથ ને ધુણાવે શીશ;
બાલકે મનમાં કીધું સહી, હવે દેઉં શાપ તે વેગે વહી

પૂર્વછાયો.

પિતા માહારો પરભવ્યો, જેણે ગળે ઘાલ્યો કાળ;
સાતમે દિવસે તક્ષક કરડજે, રીસે તે બોલ્યો બાળ.
શાપ દઇ ઉભો હવો, તાંહાં તાણી છુટી તાત;
પૃથવી જાણ્યું પતિને શાપિયો, અણઘટતી કીધી વાત.

ચોપાઈ.

ઉદર ભરે એ પૃથવી તણાં, બહુ ભાગ એહ શું છે ઘણાં;
એહને શાપ ન દીજે બાળ, આપણે તપસીને શો કાળ.
તપ્યાં કરવું ને ધરવું ધ્યાન, નહીં ક્રોધ ને બ્રહ્મગનાન;
એહવી વાત મનમાં આદરો, ભવસાગર રુડી પેરે તરો.
દીજે શાપ જેણે દુખ થાએ, તપતણું ફળ એ લઇ જાએ;
તે માટે વારું છું આપ, રખે તું કેને દેતો શાપ.
વેગે હેતે કીજે જાણ, પુણ્ય જોગ કરવાને પ્રાણ;
નવ બ્રાહ્મણ એક નગરમાં ગયો, થયો શાપ રાજાને કહ્યો.
સાત દિનમાં સાધન સાધ, પછે કરડશે તક્ષક નાગ;
સુણ્યો શાપ પરીક્ષિત વીર, કેહે જાઉં હવે ગંગા તીર.
તેડું મુનિવર તપસી જેહ, જાણું મ્રતુક ન પામે તેહ;
એવો તે મનમાં કરી વિચાર, વેગે તે ગયા ગંગાપર.
અનેક ઋષિ સાથે બહુ પળ્યા, દેશ દેશના રાજા મળ્યા;
નગરતણો જે અરધો વાસ, આવી બેઠો છે રાજા પાસ.
પ્રેમે કરી ગંગાનું સ્નાન, પરીક્ષિતે પરઠ્યાં અતિ બહુ દાન;
આતમસાધન ભાવે કરી, હરિભક્તિ મનમાં આદરી.
રાજા કરમતણે અનુસાર, શુકજી આવ્યા તેણી વાર;
રાય પરીક્ષિતે કર્યો પ્રણામ, હું કૃતારથ કીધો શામ.
પુછે ઋષિ રાજાને એ શું, ટાણે આવ્યા તે કારણ કશું;
કરી વાત નીપની જેહ, શુકજીને સંભળાવી તેહ.

હવે તે વિધ કરો કીરતાર, ભવસાગર હું પામું પાર;
ગુણ ગોવિંદ સંભળાવો ઋષિજન, જેણે તે નિરમલ થાએ તંન.
ઋષિજીએ મનમાં દયા ધરી, ભગવંત કથા હેતે આદરી;
કથાસંબંધ જવ આવ્યો એહ, હરિભક્ત ફળ પામ્યો જેહ.
ધર્યું ધ્યાન મન શ્રીગોપાલ, સ્મરણસું જે પામ્યો બાલ;
કાળ કેટલાએક રાજ કરી, પછે પોતે આવ્યા નરહરિ.
મેરુ શિખર લઈ થાપ્યો જાણ, અવિચલ પદ આપ્યું નિરવાણ;
પાંચ વરસનો બાલક જેહ, તપ કરીને ફળ પામ્યો તેહ.
સ્વયં દેહે નર ને નાર, ધ્રુવ સુખ વિલાસે સ્વર્ગ મોઝાર;
કથાસંબંધ જવ એહેવો કહ્યો, રાજા તે મનમાં વિસ્મે થયો.
તપ મહિમા સાંભળીઓ ઘણો, પાંચ વરસના બાલક તણો;
નરપતી મનમાં નિર્મળ અશું, પુછે એનું સુકૃત કશું.
પરીક્ષત પુછે શુકજી સુણો, ધ્રુવતણો મહીમા અતિઘણો;
તે કારણ કહો સુજને એવ, કેમ પામ્યો જે પુરણદેવ.
પાંચ વરસનો બાલક જેહ, તપ કરીને પદ પામ્યો તેહ;
તપ કઠણ આદરીયું અતિસાર, કેમ વશ કીધા દેવ મોરાર.
કોણ કારણે મહા વનમાં ગયો, દુભવ્યો કોણે વેરાગી થયો;
કેમ જાણી એણે વનની વાટ, નહીં બુદ્ધિ ને અવસ્થા ઘાટ.
મહા વનમાં બીનો તે બાલ, ધણી વિધિએ હોશે વિકાલ;
કહો એનો વિસ્તારી મર્મ, એ શું જાણે વૈષ્ણવનો ધરમ.
એ એકલો કેણી પેરે ગયો, મહા મંત્ર કોણે ઉપદેશીયો;
કેમ દર્શન આપ્યું પરિબ્રહ્મ, શું તે સુકૃત એહેનું કરમ.
શું તપ સાધ્યું એણે સાર, શું અશ્વમેધ કીધી શતવાર?
શું અનાથ પ્રેત સંસ્કાર જ કરે, કોણ ધરમ અધિક આદરે.
શું સતકન્યા પરણાવી ધર્મ? અગ્નિહોત્રનાં પાળ્યાં કર્મ?
શું માતપિતાની સેવામાં રહ્યો? દેતાં ધેન સુર પ્રત્યે ગયો?
શું ઝાઝાં દીધાં તલદાન, શું ધરા અંબ સંતોખ્યા માન?
શું સરોવર કુપ વાવ અતિ કરી, કે દુર્લિક્ષામાં અંન ઉદકવાવરી?
કોણ ઉપાયે નાનું બાલ, દરશન પામ્યો શ્રીગોપાલ;
શુકજી કહો કથાનો ભેદ, તમારી વાચા અવિચલ વેદ.

શુકજી કહે સુણ પાંડુકુમાર, ધન્ય ધન્ય રાજા તુજ અવતાર;
એ કથાનો સાંભળતાં ધરમ, કોયે ન જાણે એનો મરમ.
બીષ્માવંતી નગરી અવિધાન, ભગતજન ને વૈષ્ણવસ્નાન;
તેહતણી કથા કહું સાર, જેહને કુળે ' ધ્રુવનો અવતાર.
ઉત્તાનપાદ તીયાં રાજ કરે, ધરમ મારગે સરવે સાંચરે;
અખંડ વ્રત એકાદશી કરે, તુલસી માલા કંઠે ધરે.
બાર લાખ ચોરાસી ગામ, જમકિંકર નવ પેસે ઠામ;
ઉત્તાનપાદની દુહાઈ ફરે, જમકિંકર આડા નવ નીસરે.
એણીપેરે રાજ કરે રાજંન, હવે કહું નગરીનું ધન;
એક લાખ ચોસઠ હજાર, કોટીધજ ઉત્તમ વખાર.
ચૌટાં ચોવીસ ને ચોકજ સોળ, વૈષ્ણવ કીરતન કરે ઝકઝોળ;
રત્નજડિત તોરણ ઝલકાર, નગર સરવમાં દીસે પ્રકાર.
કોય દેશ બહુ જોધે સજાએ, પાંચ કોટ ને ફરતી ખાએ;
નગરે નદી વેહે સરસ્વતી, જેને દરશને પાતિક ન રહે રતી.
હવે કહું કટકબંધ જેહ, શ્રવણે રાજા સુણજે તેહ;
હય હેમ રથ પાળા પળે, કેટલા બેસી સુખપાલે ફરે.
આઠ હજાર હેમરથ અતિસાર, ચોવીસ લાખ ચડે અસ્વાર;
પાયદલ રથ દલ હય સારથી, મોટા નાયક લક્ષ મહારથી.
રાજા રાજ એણી પેરે કરે, વાજંત્ર શબ્દ સ્વરગે સંચરે;
છજાંમેડી મંદીત માંડણી, તે પુરની અતિ શોભા ઘણી.
તે રત્નજડિત ગોખ પ્રકાશ, દીપક ત્રણ અહરનીશ ઉજાશ;
હીંડોળા ખાટે કડાં કસકસે, અષ્ટમાસિદ્ધિ ત્યાં વાસો વસે.
નર નારી મને ધર્મ ધીર, નિશ દિન સમરે વિઠ્ઠલ વીર;
પતિવ્રત નારી આદરે, સ્વામિની બહુ સેવા કરે.
ઘેર ઘેર ક્યારા તુલસીતણા, પૂજે અભ્યાગત નહીં કોય મણા;
દુષ્ટ વિઘ્ન ન ચઢે રાજંન, ક્રીડા કરે ને નાટ્યારંભ.
કુડું નહીં નગર પરવેશ, ભગત રીત છે રાયને દેશ;
રીધરાજ એણી પેરે કરે, ભવસાગર આછી પેરે તરે.
એ રાજા ઘેર તારુણી બેય, અતી રૂપ ને રંભા છેય;
મસ્તક વેણી ભુજંગ રાખડી, નયણાં બાણે અનગ કર ચડી.

કીર નાસિકા શુભ કપોલ; અધર પ્રવાલી દેશે ઘોલ;
અંગે કસ્તુરી પ્રેમલ સાર, રામારૂપ ન લહે પાર.
મુખ શોભે છે ચંદ્રાકાર, વિકસિત કમલ ને અલી આકાર;
ઓપે કંઠે હેમના 'હાર,' સુંદર કુમુદી દેશે બહુ સાર.
ઉર તાલફલ જેમ આશરી, કટી લંક જાણે કેસરી;
ઉદર ઉપર ઓપતા ત્રિખંડ, જાણીયે વિધિયે રચ્યું ત્રિપંડ.
બાંહે બેરખા કંકણુ સાર, અતિ કીરણુ ન પામે પાર;
કર પોંચી મુદ્રીકા રાખડી, તે શોભા દીસે અભીનવી.
કટીમેખલા નેપુર ઝંણુકાર, વીછુઆ વાજે બહુ સાર;
સુભગ ચાલ ગત હંસાતણી, વસ્રો પેહરવાની શોભા ઘણી;
વરસ અષ્ટાદશ રૂપનીવેશા, નહી જરા નારી પરવેશા;
અહોનિશ રાયશું ક્રીડા કરે, એણી પેરે રાત દિવસ વિસ્તરે.
ઘણું માન તે પ્રભાવતી, બીજી નેત્રવતી મહાસતી;
એમ કરતાં કેટલા દિન થયા, બેહુ નારીને ગરભજ રહ્યા.
ગરભસ્થાનનું આવ્યું તે કાજ, વસિષ્ઠને તેડાવ્યા મહારાજ;
[સજન કુટુંબના મળ્યા મોહો થયાં,.અમ ઘેર સ્વામિ તમ આવિયા.]*
સજન કુટુંબ મળી બહુ સાર, ગુરુ ગોત્રજને કીધો જુહાર;
વસિષ્ઠ બોલ્યા તવ મુખથકી, સાંભળ નેત્રવેતી મહાસતી.
તમ ઉદરે હશે ગરભ જેહ, અવિચલ પદ પામશે તેહ;
નેત્રવતી મન લજ્જા પામી, તમારું વચન સત હજો સ્વામી.
દઈ આશિષ ને ઋષીજી વળ્યા, વળાવાને રાય પાછા પળ્યા;
એમ કરતાં કેટલા દિન થયા, જનમ સમે જોશી આવિયા.
ખગોલ ભૂગોલ સૂર્ય સિદ્ધાંત, ખગ લક્ષણ ને તારાપાંત;
એવા તેડાવ્યા જોશી જાણ, ત્યાં મધરાતનું થયું પ્રમાણ.
બ્રહ્મતુલ શ્રેષ્ટ શુદ્ધસાર, ચતુર લક્ષણુ જોતિષ મુખ અપાર;
એવા જોશી બેઠા જાણુ, ત્યાં મધરાતનું થયું પ્રમાણ.
નેત્રવતીને પ્રસવજ થયો, ભાણુ શબ્દ નારી તબ કહ્યો;
સાધ્યા ગ્રહ જોશીએ સાર, રેણી વીતી પહોર જ ચાર.

આ કડી માત્ર એક જ પ્રતમાં છે; બીજી બે પ્રતમાં નથી, પણ તે પ્રત ઘણી જુની છે—૮૫૪ની છે તેથી જ એ કડી રહેવા દીધી છે.

જ્યાં આટ ઘડી પાછળી રહી, ત્યાં પ્રભાવતી પ્રસવતિ થઈ;
જોશી મનમાં વિચારે વાત, ત્યાં પુત્ર જન્મ થયો પ્રભાત.
ગુણીજન મંગલ ગાએ બહુ, ઘેર ઘેર ઓછવ માંડે સહુ;
વૃદ્ધિશ્રાદ્ધજ તવ રાજા કરે, માંગણ જનનાં દલિદર હરે.
અનેક ભાવટ ભાંગી ભાટ, ચારણ ભાટ મળ્યા બહુ જાત;
હય હેમર પીતાંબર પટકુલ, માકો સ્વજન કુંકુમ કલોલ.
ઘેર ઘેર ઉંબર દુધે ધુએ, આકાશથી અમર સહુ જુવે;
વાધે બાલક મનમાં આનંદ, ક્રીપા કીધી પરમાનંદ.
વાજીંત્ર વાગે બહુ પેર, ધજા પતાકા મંડિ ઘેર ઘેર;
તરીયા તોરણ બાંધ્યાં બાર, શણગારી બહુ પેરે બજાર.
તેડી લાવ્યા જોશી જાણ, જનમ પત્રિકા કરે વખાણ;
માઘ માસ ને પક્ષ અંધારી, તિથિ એકાદશી સોમવારી.
કન્યાલગન વહે રાજન, મીન રાશી ગત ક્રમે ચંદ્ર;
જનમ નામ ભોજ જન્મોતરીએ ખરી, લખ્યું વિધાતાનું ન ટળે કદી.
તિથિ વાર બે એકજતણાં, પણ લગને ફેર પડ્યા છે ઘણાં;
ધન લગન વેહે અતિ માન, એક કુંવરનું ઉત્તમ નામ.
ધ્રુવ ઉત્તમ બે નામ જ ધરી, ભણી મંત્ર પ્રતિષ્ઠા કરી;
જોશીને તવ દીધાં દાન, શત અશ્વ ને સુવર્ણ વિમાન.
માણક મોતી હીરા સાર, કુળદેવિને કીધા જુહાર;
ઘણું સુખ ભોગવો રાજેંદ્ર, વાધે કુંવર શુક્લ પક્ષનો ચંદ્ર.
હુંકારો રાયનું મન હરે, સ્તનપાન અન્યનું ન કરે;
આઠ માસના બોલ્યા બાલ, વિકસિત કમલ નેત્ર વિશાળ.
સોનું ને સુગંધને બહુ સાર, તેમ હરિભગત ને રાજકુમાર;
હંસ સુત કેશર છાંયા જેહ, તેથી સુંદર બાળકની દેહ.
પ્રભાવતીનો ઉત્તમ તંન, રાયતણું તે ઉપર મંન;
અતિ માનિતિ પ્રભાવતી, રાય વચને રેહે એવી સતી.
આદર ભાવ ઉત્તમપર ઘણું, નામ ન લીએ ધ્રુવજીતણું;
બાળકને નવ બોલાવે કોએ, નેત્રવતી મન દોહેલાં હોએ.
નીર ન મુકે નયણા થકી, કોએને દુઃખ કહેવાતું નથી;
એમ કરતાં કેટલા દિન ગયા, કુંવર જાણવા જેવડા થયા.

એમ કરતા ધ્રુવ રાતને સમે, કરે વાત માતાને ગમે;
હે માતા એક સાચું વદે, શું દુઃખ છે તારે હૃદે.
વણુ નીર જેમ વેલ કરમાએ, તેવું મુખ તારું દીસે માએ;
જનુની કારણુ કોહોને એહ, કશું દુઃખ છે તાહારે દેહ.
લઘુ વેશ અમે છાંડીઆ, કાં હરખ તારે હૈયેથી ગયો;
તે કારણુ માતા કોહોને કથી, શો અપરાધ આ દેહજ થકી.
માતપિતા સુખ કારણુ ધર્મ, અવતરે પુત્ર એણે કર્મ;
તે વિસ્તારીને કહો મુને માય, હું અવતરે સામું દુઃખ થાય.
પ્રભાવતીનું મુખ જવ હસે, તે મરમ સમજાવો માહારે વિષે;
એ કારણુ કહો માહારી માત, અમે છોરું નવ જાણું વાત.
નેત્રવતી કહે સાંભળ તંન, તું બાલક નવ જાણે કેનું મંન;
શ્રી ગોવિંદ જન મોટા કરે, અંતર દુઃખ સહુ મારું હરે.
બીજી વાત કરી આલપંપાલ, બહુ પેરે સમજાવ્યો બાલ;
એમ કરતાં થયો પ્રાતઃકાલ, રમત માંડી નિરગમવા કાળ.
પાંચ વરસના બાળક બે, રમત રમવાને હોરા છે;
રમત મિષે રમે બેહુ જણા, લક્ષણુ બતરીશ નહીં કોઇએ મણા;
ઉત્તમ તણી દાસી જેહ, ધ્રુવતણે હાંકલે છે તેહ;
કુંવર મનમાં વિમાસે અશું, આ દાસી બોલે તે કારણુ કશું.
એમ કરતાં કેટલા દિન થયા, બે બાંધવ સભામાં ગયા;
અમી દૃષ્ટે નીરખતાં રાજાન, ઉત્તમને તવ કીધી સાન.
બેઠા લઇ ઉત્તમ ઓછંગ, રાજાને મન વરત્યો રંગ;
ધ્રુવ તો મનમાં ઝાંખો થયો, પણુ હેઠા બેસ કોણે નવ કહ્યો.
ધ્રુવ સામુ રાજા નવ જૂવે, ધીરો બાળક પ્રસિદ્ધ નવ રૂવે;
ભુપતિ ભાવ મનમાં નવ ધરે, બાળકને આદર નવ કરે.
કુંવર સામું સહુ જોઇ રહ્યું, હેઠા બેસ એવું કોણે નવ કહ્યું;
સભા આદર નવ દેખે બાળ, હૃદે સમરે શ્રી ગોપાળ.
બાળક વળતું વિમાસે મંન, હવે હું જાઉં હરીને શરણુ;
ધ્રુવ તણે મન વસિયો કાળ, વળ્યો પાછો આંખે અશ્રુઆળ.
તજી સભા પાછા સંચર્યા, નયણે મેઘ આષાડી ઝર્યા;
રાખે રુદંન હઇએ ન માએ, પરઠે પાગ પાછો નવ થાએ.

ઉદે અરક જશે પરભાત, દીઠી માલીએ* અપરમાત,
પ્રભાવતી વચન ઓચરે, ધ્રુવ દુઃખ શાને મન કરે.
તારે દાસી હતી રાણીની પાસ, તે બોલી વચન પ્રકાશ;
ઉત્તમરાય ઓછંગે ગિયો, ધ્રુવ દુઃખી તે કારણે થિયો.
પ્રભાવતી મન લાગે દુઃખ, કઠણ વચન તત્ર બોલી મુખ;
સાંભળ ઓછી નારના તંન, વિકલ કાં થયું તારું મંન.
દુરભાગી ઉદરે અવતર્યો, તો એવડું દુઃખ શાને કરો?
ઉછંગતણું જો વાંછે સુખ, તો તજી દેહ અવતર માહારી કૂખ.
પુણ્યનહિ તુજ માતા તણું, તો ઉછંગ સુખ કેમ પામીશ ઘણું?
ઉદરે અવતરે મારી તું, તો ઉછંગતણું સુખ આપીશ હું.
તારી માતાને નહીં પુણ્ય ભાગ, તેમાંથી તું લેવા કરે લાગ;
તે સારુ અરથ નવ સરે, ફોગટ બીજો ફેરો ફરે.
હું કહું કુંવર તેમ કરો, મહા વનમાં જઈ તપ આદરો;
ભજજે ભૂધરને ભક્તિસાર, ઉદર માગજે મારે અવતાર.
વચન સુણી વિમાસે બાળ, પગથી મસ્તક લાગી જ્વાળ;
મનમાં ક્રોધ માલીએ ચઢ્યો, અપરમાને પગે જઈ પડ્યો.
સુણો માતા વિનતિ કરું, દીઓ આશીશ હું વન સાંચરું;
માગી શિખ ને ધ્રુવ ચાલિયો, નિજ માતાને મંદિર આવિયો.
દીઠું વદન માતાએ સુતતણું, અંતરમાં દુઃખ લાગ્યું છે ઘણું;
બોલી ન શકે બેહુ જણાં, અંતર દુઃખ ત્યાં લાગ્યાં ઘણાં.
ધ્રુવને તવ પુછે છે માત, કોણે દુભાવ્યો કહેને વાત;
બાળક રુદન કરે અતિ ઘણું, હેત નવ દીઠું પિતાતણું.
માતા સાંભળ એહ વિચાર, અમે ગીયા સભા મોઝાર;
હતા બન્ને બાંધવ સંગ, પિતાએ લીધો ઉત્તમ ઓછંગ.
રાયે મીટ ઉત્તમપર કરી, જહાં બોલું તહાં જુવે ફરી;
તાતજીને અભાવ જ થયો, બેહો નહીં હું ઉભો રહ્યો.
માણસ બેસ કોયે નવ વદે, અતિ દુઃખ થયું મહારે હદે;
તે કારણ મનમાં અતિ દુઃખ થયું, દુઃખથી નેત્રે રુદન આવીયું.
તેમાં ઓછું કાંઇક રહ્યું, પ્રભાવતીએ વચને કહ્યું.

* માળ ઉપર.

### પૂર્વછાયો.

હું સભા માંહે રે પરવર્યો, અને પિતાએ ન દીધાં માન;
આ જીવ્યાપેં મુવું ભલું, ધૂળ ખાવી નહીં ધાન.
અમે બેહુએ બાંધવા, રમતા તે હેતે માત;
ઉત્તમ રાયે ઓછંગે ગયો, ને મને પરહરીયો તાત.
ભોંઠો થઈને શું કરું, માત ન પામે માન;
માનભંગ થઈ નીસર્યો, જેમ દેશ રહિત રાજાન.

### ચોપાઈ.

મહા પાતિક કોઈ મેં અતિ કર્યાં, ભરી સભામાં મને પરહર્યાં;
સરોવરતણી મેં ભાંજી પાળ, તો દુઃખ પામ્યો આણે કાળ.
સતી સંચરતી અગનીની ઝાળ, તે શિર બોલ્યો હુ કંઈ આલ;
તે પાતિક મુજ લાગું એહ, તો દુઃખ પામ્યો આણી દેહ.

### પૂર્વછાયો.

ગાયો પીયાવે કે ગાદરે, ધવરાવે જ્યહાં વાછ;
સાદ કરીને વારીયો, તે પાતિક લાગ્યું સાચ.

### ચોપાઈ.

અધીક આચર્યો અધરમ, હાડવિક્રય કીધાં કરમ;
બેઠો આસને ભોજને જે વાર, ઉઠાડ્યો બ્રાહ્મણ કરી તીરસ્કાર.
દુરબળ કેને જાણી કરી, ન દીધું માન આદર કરી;
તે પાતિકનો નહી કાંઈ છેહ, જાણું આવી લાગ્યું તેહ.
પર ખેત્રે જે પેઠી ગાય, વણુ સ્વારથે વાળી જાય;
એહેવાં પાપ જો મુજથી થીયાં, તે આણે કાળે ઉગિયાં બીયાં.
અન્યા થાયે રાજદ્વાર, રવિરથ બેસે તેણી વાર;
ખોટી શાખ પૂરી ત્યાં જેહ, પાતિક જાણુ લાગ્યું તેહ.
તીલ કાલાં પિયારે હર્યાં, વાધે* ભોમ કુડા પગ ભર્યાં;
થાપણ પરાઈ રાખી પાસ, કીધી ઘાત કરી વિશ્વાસ.
એહેવાં પાપ જો મુજથી થયાં, તો તે આણે કાળે આવીઆં;
ધ્રુવ કહે માતા સાંભળે, કીધાં પાપ કોએ નવ ટળે.

---

* વધ કરવાની જગ્યા.

કીધાં પાપ ભોગવશો સોય, લખ્યું વિધાતા વ્યર્થ ન હોય;
નથી સગું કો કોનું સંસાર, લેણે દેણે લે અવતાર.
માત પિતા સુત દારા બંધ, એ સર્વે માયાનો સંબંધ;
અગાધ જલ છે આ સંસાર, હરિ નામે તે પામે પાર.
શીખ દીઓ માતા હવે હસી, એહ વાત મારે મન વસી;
ખોટી આશા શી આ જંજાળ, હવે હું સમરૂં શ્રીગોપાળ.
તપ સાધુ મહા વન સંચરી, દર્શન પામુ શ્રીનરહરી;
માતા વચન એવાં સાંભળી, મુરછાંગત થઈ ધરણી ઢળી.
પામી અચેત મૃત્યુ કાળ, બાંહ્ય ગ્રહી બોલાવે બાળ;
માતા હું નથી વન સંચર્યો, તો દુઃખ એવડું શાને કરો.
અમૃત વચન ધ્રુવ બોલે અશાં, માતા પ્રાણ તવ હૃદે વસ્યાં;
બેઠી થઈ ઉઘાડ્યાં નેત્ર, કોમલ વદને નિરખ્યો પુત્ર.
માતા વચન બોલી એમ, બાપુ તું વન જાઈશ કેમ;
ઘેર બેઠાં તું કરજે રાજ, સભામાં તારે શું છે કાજ.
જવ અંબાજી પ્રૌઢો કરે, રાજભાર શિર ઉપર ધરે;
કરે તપ જે જોગેશ્વર હશે, રાત દિવસ જે વનમાં વસે.
રાજકુંવર તું મહારા તંન, કશી વાત વિચારીશ ન મંન;
વનમાં હોય વનચર વિકાળ, ઉપદ્રવ તુજને કરશે બાળ.
વિકટ પંથ ને વન અતિ દૂર, અંધકારે નવ સુઝે સૂર;
અનેક પંખી કરે પોકાર, મનુષ માત્ર નહીં વનમોઝાર.
વૈતરપાલ અંગુભી મુખ જેહ, તેહતણો નવ લીધે છેહ;
વિપરીત તિહાં વસે જમદૂત, વિવિધ પેરનાં ત્યાં હોય ભૂત.
સિંહ ચીતરા વિછુ વિકાળ, રોઝ સાબર ને ભેસુ શિઆળ;
નાહર શશા જંગલ મોઝાર, વાનર શેન ન લાધે પાર.
મોટા ભુજંગ મણિધર જેહ, નવ કુળના અધિકારી તેહ;
વસે વન એ ત્યાં અતિ ઘણા, પુરણ વિષે નહીં કોએ મણા.
ઉમિયા કંથના આભ્રણ છે જેહ,* જેને અળગા ન મુકે તેહ;
વસે વન મણીધર ઘણા, પુરણ વીખ નહીં કાંઈએ મણા.

* શિવના આભ્રણ સર્પાદિ.

## કડવાની ચાલ.*

તૃષા તે તુજને લાગશે, સાંભળ માહરા વીર;
એકલડો કેમ ચાલીશ, નહીં પામે નીર.
પુત્ર ધરણુપર પોઢવું, નથિ રે તિહાં પલંગ;
ચરણ તારાં કોણ ચાંપશે, નથી સેવક પણ સંગ.
ખેર બાવળ ગોખરુ, કઠણ કાંકરા ધરણ;
પંથ પાળા કેમ ચાલીશ, કોમળ તારાં ચરણ.
ભોરડી અતિ વીકટ છે, ચાલી શકે નહીં સાર;
બાવળતણા કાંટા ઘણા, તેહતણો નહીં પાર.
ગિરિ જંગલ બહુ ડુંગરા, માંહે વાનરના ઠાઠ;
પંથ આગળથી નથી દીઠો, કેમ તું જાણીશ વાટ.
સાદ કરું હું કેહને, પુત્ર પુત્ર કહી નામ;
સજ્જનડા વળાવ્યા પછી, ઉજ્જડ દીસે ગામ.
દેવો સઘળા પૂજીને, પામી છું હું તુંજ;
રાંક કેરું રતનડું, એમ ગણું છું હુંજ.
દૈવજ દુરબળ ઘાતકી, મેં જાણ્યો છે તેહ;
સુખ કશું આપ્યું નહિ, હવે કાં દીએ છેહ.
પુત્ર મેં ન પરણાવિયો, કોય ન કીધાં કામ;
ભૂતલ ભુલાં આવિયાં, હઈડે ન પો'ની હામ.
અંધા કેરી લાકડી, હું દુબળીનું ધંન;
હું વિદેશજ એકલી, કઠણ કરો છો મંન.
પુત્ર પાંચ હોએ જેહને, તેને સુખ ને સહાય;
એકજ હોએ દુબળીને, તેનું દુઃખ નવ જાય.
નેત્રવતી એમ આચરે, સાંભળે તેહ બાળ;
વસિષ્ઠે વચન કહ્યાં હતાં, સાંભરિયાં તતકાલ.
વચન હૃદેમાં રાખિયું, નહિ મનમાં ભેદ;
વસિષ્ઠ વાણી સાચી જાણી, વાચા અવિચળ વેદ.
વચન એ જ નિશ્ચય કર્યું, રુદન નિવાર્યું માએ;
પુત્રને બોલાવીયો, ચાંપ્યો હઈડામાંહે.

---

* જુની પ્રતમાં પૂર્વછાયો પાઠ છે.

ધ્રુવ વળતો બોલિયો, મુખે એવી વાણ;
માતા મુજને શીખ દો, નહી તો તજશું પ્રાણ.
બાળક કેરો ભાવ જાણી, શીખ દીએ છે માય;
પુત્ર તમે રેહો ત્યાં લગે, ખટ રસ ભોજન થાય.

ચોપાઈ.

કરે વાત સંશય ટાળિયાં, ખટ રસ ભોજન તતપર થિયાં;
હેમ થાળ લઈ આગળ ધરી, પીરસે માતા પ્રેમે કરી.
છેપન ભોગ આરોગ્યા બહુ, દાસી રાજવલ્લભની સહુ;
વળતો ધ્રુવ એણીપેરે વદે, એ વાત તમો રાખજો હદે.
કોયને નહીં કરશો જાણ, રખે રાજા મુજ રાખે પ્રાણ;
કુંવરે વાર્યાં એણી પેરે કરી,ત્યાં પરતાનાની વેળા થઈ ખરી.
માતાતણે ધ્રુવ લાગે પાય, વળતી આશિષ દીએ છે માય;
પંથે પુરુષોત્તમ તુજને રાખશે, શ્રીરંગ નિશ દિન સાહે હશે.*

પૂર્વછાયો.

એકકી દિશા જેટલી, જોગણી વસે જેહ;
બાળક જાણી રાખજો, દયા કરીને તેહ.
મધુકેટભ જેણે મારિયા, પામ્યા દશ અવતાર;
જયવિજય જેણે ઉદ્ધારિયા, કરશે તાહારી સાર.

ચોપાઈ.

ધરા ઉપર જેટલા છે દેવ, રક્ષા તારી કરશે તેહ;
સિદ્ધ સાધક ને ખેતરપાળ, રક્ષા કરશે તાહારી બાળ.
વનઔષધીના જે રખેવાળ, રક્ષા તાહારી કરશે બાળ;
મુજ અનાથને દયા કરી, રાખે તુજને હ્રદયાસું ધરી.
માતા વચન તવ નિશ્ચે કરયો, લાગ્યો પાગે વન સંચર્યો;
મંદિર મેલી આઘેરો ગયો, ત્યાં વામ ભાગે ખર બોલિયો.
વચ્છ સહિત ગાયજ મળી, નદી પાસે દરશન પરમલી;
કર અપ્યાણું લઈ આવે નાર, વેદતણો સુણ્યો ઝમકાર.
મેહેલી નગર ને આઘો પળ્યો, ત્યાં મદ મેગલ સામો મળ્યો;
એવા શુકન કુંવરને મલ્યાં, જમણે ભાગેથી આજ (?) ગલ્યા.

---

* પા૦ "પંચગ્રખ પણ દાંજ રાખશે, દુઃખ તારું હરશે દિનનિશે."

મન દૃઢ કરીને આલ્યો બાળ, જપતો મુખે શ્રીગોપાળ;
એ શુકનનું કારણ જેહ, મનવાંછિત ફલ પામે તેહ.
જોજન એક ધ્રુવ પંથે ગયો, થઇ રેણી ને વાસો રહ્યો;
વીતિ રેણી ને થયું પ્રભાત, હરિ ગુણ મુખે રાખી વાત.
ચાલિ આવ્યો નદીને તીર, દંતધાવન તવ કીધું પીર;
ચાલ્યો બાળક પંથે પરવરી, હવે કથા નગરમાં સાંચરી.
જણ જણ મુખે વાત જ થઇ, ધ્રુવ તે વનમાં ચાલ્યો સહી;
કરે વાત સહુ ટોળે મળી, રાયે કાને પોતે સાંભળી.
ભણે ભુપતિ એ વાત શી થાય, ધ્રુવ વનમાં કેણીપેરે જાય;
નેત્રવતિને માણુસ મોકલ્યું, બાળક કયાં તેં મોકલ્યું એકલું.
રાણીએ વચન સુણીયાં કાન, દુભવ્યો બાળકને તમે રાજાન;
ધ્રુવ ઉત્તમ વચ્ચે વહેરો કર્યો, તેણે દુઃખે ધ્રુવ વનમાં સાંચર્યો.
વચન સુણી દાસી મુખે જેહ, રાજા મનમાં પામ્યો છેહ;
નરપતિ મનમાં વિમાસે અશું, આપ હાણુ જગ હાંસુ થશું.
સેન સજાઇ તતપર કરો, ગયો બાળક તે વન પરવરો;
હય હેમરથ પાળા અતિ જેહ, રાજદ્વારે મળીયા તેહ.
નેત્રવતિ તવ પૂછે દાસ, માણુસ બહુ મળે પ્રકાશ;
દાસી મુજને કેહેજે ખરું, રાયનું કટક કયાં પરવર્યું.
ત્યારે દાસી વદે સાંભળો માય, રાજા ધ્રુવને મનાવા જાય;
રાણી વચન તવ બોલી અશું, હવે મનાવવાનું કારણ કશું.
પહેલી વાત વિમાસી નહીં, હવે લોક બુઝાવણી માંડી સહી;
જા દાસી રાજાને એમ વદે, શુભ ચિંતન ધરજો હદે.
ઘણું મન તમે વાળજો દયાળ, નિરવિઘ્ન એને હશે બાળ;
એની મનમાં દયા ધરો, કુંજરની પેરે હેત આદરો.
દાસી મોઢે સાંભળી વેણ, નીર વછુટયાં રાયનાં નેણ;
એહ વાત નિત મનમાં ધરી, કટક ઉતાર્યું પાછું ફરી.
પછે રાજા સમરે શ્રીગોપાળ, તમ ચરણે છે મારો બાળ;
નરપતિએ કીધું જ આંતરું, દેખી ધ્રુવ ત્યાં દુઃખ પાતરું.
અશન પરહર્યું ધરણીને શરણ, તજ્યાં ભોજન જે સુખનાં કરણ;
એ વાત રાયે મનમાં ધરી, હવે કથા શુકે વનની કરી.

ચાલ્યો રે ધ્રુવ દિન બીજો થયો, જોજન પંથ ત્રણ તવ ગયો;
કરી પંથ દિન અઢાર, જઇ પોતો મહા વન મોઝાર.
દીઠું વન વિધવિધ સુરંગ, દીઠા પરવત પ્રોઢા અંગ;
ગીરી ઓગીર બહુ દીઠા સાર, ઉંચાં શિખર નહીં કો પાર.
પ્રેઢા પરવત દીસે ઘણા, ઉંચાં શિખર નહિ કાંઇ મણા;
ક્ષણ અંધારું ને ક્ષણ ઉજાશ, એણી પેરે હોય રવિ પ્રકાશ.
પર્વત શિખર રવિસું મળે, અંધકારે ભોમી આફલે;
અતિ ભયંકર દીસે વંન, બાળકનું નવ ડોલે મન.
વનસ્પતિ તે ભાર અઢાર, સાવજ પંખી કરે પોકાર;
વિપરિત શબ્દ અનેક ઓચરે, જાણે તરુવર આયુધ સજ ધરે.
અશુભ ભયંકર વન વિકાળ, બાળક સમરે શ્રીગોપાળ;
દશા ન સૂઝે કોઅેજ તણી, બાળક મન વિમાસણ ઘણી.
તું કરુણાનિધ કેશવરાય, બાળક જાણીને કરજો સહાય;
એમ કરતાં થઈ સંધ્યા કાળ, તપસ્થાનકે પો'તો બાળ.
પડી રાત થયું અંધકાર, વ્યંતર ભૂત કરે હોકાર;
વાચાથી જ્યોત અમતની કરે,* છળ કરવાને ઠીમોt ભરે.
વિવિધ પેર પંખીના નાદ, કરે વિછુના સરખો સાદ;
મોટા ભુજંગ ભોમે સંચરે, અનેક જીવનો મારો કરે.
એમ કરતાં નારદ ઋષી જેહ, કૈલાસથી ઉતરિયા તેહ;
વૈકુંઠપુર જાવાનું મને, દીઠું બાળક એકલું વને.
ઋષિનાં મનમાં દયા થઈ, હરિભક્ત કોઈ દીસે સહી,‡
ઋષિ તે ઊભા એકજ તાલ, પ્રસિદ્ધ નામ જપે ગોપાળ.
નારદે વાત મનમાં ધરી, કોક મહાદશા એણે પરવરી;
નહીં વય ને નહીં આ કાળ, શાને કોણે ઉપદેસ્યો બાળ.
અજસુત મન વિમાસણ કરે, લઘુ વયે શાને તપ આદરે;§
અનેક ભકત હુવા બહુ કાળ, આ અધિક તપ આદર્યું બાળ.
એમ કરતાં રેણી સહુ ગઈ, સ્નાન સંધ્યાની વેળા થઈ;
ત્યારે ધ્રુવે જોયું આકાશ, ત્યાં સુરજ કોટી દીઠા પ્રકાશ.

---

ામાંથી અગ્નિના ભડકા કાઢે. † માટીના વાંસણનો તુટેલો નીચેનો ગોળ ભ
" ત્યાં હરિ મુખે જપે બાળ." § પા૦ "બુદ્ધિ પણ જ્ઞાન કશું આદરે.

ત્યારે નારદ આવ્યા બાળકની પાસ, બાળક બોલે વાણિ પ્રકાશ;
કોણ દેવ તમારૂં શું નામ, કોણ ઇશ ને ક્યાં વિશ્રામ.
ત્યારે ઋષિજી બોલ્યા સાંભળ તું, બ્રહ્માસુત તે નારદ હું;
પવન પ્રવેશ કરે જેટલે, માહારૂં નામ જપે તેટલે.
પરબ્રહ્માનું હું છું મંન, હરિભક્ત તે મારા તંન;
ઋષિ નારદ એણીપેરે વદે, દેખી ભાવ બાળકને હદે.
ઋષિ પૂછે તું સાંભળ વાત, કોણ નગર કોણ તુજ માત તાત;
માતાએ તુજને કાં મેલિયો, કોણ અરથે વનમાં પળિયો.
કશો મન તુજ લાગ્યો છેહે, તપ આદરીયું કાં લઘુદેહ;
કોણે દુભવ્યો તુજને શામાટ, કેમ જાણી આ વનની વાટ.
કેહે વાત તું સાચું વદે, કપટ મ રાખીશ તારે હદે;
હુંથી અર્થ સરશે તું જાણ, તો સતવચન બોલ નિરવાણ.
બાળક બોલે નારદ સુણો, મહત મહિમા છે તમતણો;
ઉત્તાનપાદ સુત ધ્રુવજ નામ, ભીષ્માવતી નગરી સ્વસ્થાન.
નેત્રવતી નિજ માતા સતી, અપર માતા* તે પ્રભાવતી;
પ્રભાવતીનો તન ઉત્તમ, તે ઉપર ઘણું રાયનું મંન.
અમે બાળક રમતા એકવાર, ચાલી ગયા સભા મોજાર;
ઉત્તમ રાય ઓછંગે ગીયો, મુજ સાથે અંતર તવ કીયો.
તે કારણ દુઃખ મનમાં ધર્યો, તજી નગર તે વન સંચર્યો;
પિતાએ અતિ અભાવ જ કર્યો, ભરી સભામાં મુજને પરહર્યો.
તે કારણ દુઃખી મનમાં થયો, ધરી વૈરાગ વન આવિયો.
હવે તપ કરી ઇંદ્રિ વશ કરૂં, ભવસાગર એણી પેરે તરૂં.
એવો મનશું કીધો નેહ, મળે બ્રહ્મ કાં હું પાડું દેહ.
નારદ મનશુ બોલ્યા હસી, બાળકે વાત વિમાસી કશી.
ઋષિજી કહે સાંભળરે બાળ, કેમ પામીશ તું શ્રીગોપાળ;
મોટા મુની સનકાદિક જેહ, સ્વપનાન્તરમાં ન પામે તેહ.
જગન જાગ ભાવેસું કરી, દર્શન ન પામ્યા તે નર હરી;
અનેક તપ વનમાં સાધે એહ, સ્વપનાન્તરમાં પામે તેહ.

---

* સાવકી મા.

તપ સાધતાં કહી દીન થયા, પંખીયે અંગે માળા ઘાલિયા;
બાર વરસ પૂર્યાં લોચન, હરિસું રાખ્યું એકાગ્રે મંન.
બહુ વરસ એ વનમાં રહ્યા, દેવ ધ્યાને તેને નવ આવિયા;
તો તું કેમ પામીશ રાજદુવાર, અનેક વિપત છે વનમોઝાર.
હ્રદે વચન ધરજે મુજ સાર, બાંહે ગ્રહી લઈ જાઉં તુંને સાર;
પિતા પાસે અપાવુ રાજ, સઘળાં. સારુ તારાં કાજ.
હું નારદનું વચન નવ ફરે, હું કહું તે તારો પિતા કરે;
તે માટે વચન ધરજે તુંય, ચાલને તેડી જાઉં હુંય.
આપે રાજ અતિ આદર કરી, ચાલો બાળક વન પરહરી.

## પૂર્વછાયો.

બાળક નારદને કહે, સાંભળો મુનિ જંન,
હું રાજને અર્થે નથી આવિયો, પામવા સુખ મંન.
કાં હરી મળે મુજને, અને દર્શન પામુ એહ;
મંનમાં તે નિશ્ચય જાણજો, નહીં તો પાડું દેહ.
ઓછે તપે હું આવિયો, ઓછાં તે કીધાં કર્મ;
ઓછે તે ઓછે સહુ મળ્યું, પછે ઓછે તે ઓછે ધર્મ.
ત્યારે નારદે મન વિચાર્યું, બાળક મનમાં ધીર;
એ તો ભક્ત નક્કી પામશે, એને મળશે વિઠ્ઠલ વીર.

## ચોપાઈ.

દૃઢ ભક્તી દીઠી જેટલે, એને નિશ્ચે પૂરણ બ્રહ્મ મળે;
બાળકની મનમા દયા થઈ, એને હરી મંત્ર આપું તો સહી.
ત્યારે નારદ બોલે થઈ દયાળ, સાંભળ રે તું નાહાના બાળ;
ભલી ભક્તિ તેં દૃઢ કરી, આપું મંત્ર તું લેજે હરી.
હરીમંત્ર નારદે આપિયો, પનગ ને પાંખાળો થીયો;
પરિબ્રહ્મ રૂપ કહું તુજને જેહ, બાળક હ્રદે ધરજે તેહ.
સાંભળ રૂપ કહું પૂરણ બ્રહ્મ, જેને દેહ નથી કઈ અધર્મ;
સૂર્ય કોટ જેને વદન પ્રકાશ, દર્શને અધર્મ પામે નાશ.
ચરણ પદ્મ ઝલકે મોરાર, સુંદર શામ દેહ અતિ સાર;
ભૃગુલાંછન હ્રદે મોઝાર, કૌસ્તુભ મણિનો કંઠે હાર.

ચતુર ભુજ ને કોટિક કામ, ચરણે કમળા કેરું ધામ;
ગદા પદ્મ શંખ સ્નેહે કર ધરે,* ચક્રસુદર્શન અહોનિશ ફરે.
કાને કુંડળ મકરાકાર, પીતાંબર પેહેરણ અતિ સાર;
વાહન ગરુડ ચડે ગોપાળ, એ રૂપ તું હ્રદે ધરજે બાળ.
મંત્રરૂપના આપ્યા વેશ, આસનતણા આપ્યા ઉપદેશ;
આસન મુદ્રા ધ્યાનની આશ, ખટ કર્મનો યોગાભ્યાસ.
નોળી કર્મ ગ્રહેવાનો સાસ,† નારદે ધ્રુવને કર્યો પ્રકાશ;
તપ મંત્ર સઘળા આપિયા, રેણી એક ધ્રુવની પાસે રહ્યા.
થયું પ્રભાત ઉઠ્યા બે વીર, દીખાડયું ધ્રુવને કાલિંદી તીર;
ધ્યાન સંધ્યા કીધા ઋષિધીશ, બાળકને દીધી આશીષ.
ધ્રુવ તપ થાનકે પરવરે, માગી શિખ નારદ સાંચરે;
ઋષિ જઈ પોતા નગર મોઝાર, ચાલીને ગયા રાજદૂવાર.
નારદ આવતા દીઠા રાય, તજી સિંહાસન લાગ્યો પાય;
કનક પાટ તે માંડ્યા સાર, ચરણ પખાળે નર ને નાર.
ધન અવતાર દિશા અમતણી, સ્વામી તમે કૃપા કીધી ઘણી;
અમે અનાથને સનાથજ કીધ, અમ ઘેર સ્વામી આવ્યા સિદ્ધ.
અધિક ભાવ દીઠો રાજન, ઘણું સંતોખ્યા નારદ મુન્ય,
ચરણ તળાંસે ઋષિજીતણા, નિસાસા મેલે અતિ ઘણા.

પૂર્વછાયો.

નિસાસા દેખી કરી, ઋષી વિમાસે મંન;
પૃથવિ કેરા રાજીઓ, કશું દુઃખ છે રાજેન.
નારદ કહે નરપત સુણો, તું પૃથવિપતિ રાય;
શું રે દુઃખ છે એવડું, જે હઇડે શ્વાસ ન માય.

ચોપાઈ.

એવડું દુઃખ તે શાને ધરો, પ્રજા કેરાં ઊદર ભરો;
માગ્યા મેહ વરસે તમદેશ, ભક્તિરૂપ તમારો વેશ.
લીલા રાજ ભોગવો સોય, કશું દુઃખ તે તુજને હોય;
નારદે વચન કહ્યાં સધીર, નરપતિ નયણે વહે અતિ નિર.
સુણો ઋષી રાજા એમ વદે, ઘણું દુઃખ છે મારે હ્રદે;
તે દુઃખ ટાળો તમે દયાળ, વનમાં સંચર્યો મારો બાળ.

---

* પાઠ—"ગદા પદ્મ શંખ અતિ ધરે." † શ્વાસ

મૃઢમતી મેં અતી* કરી, બાળક વૈરાગે વંન પરવરી;
એવો મેં કીધો અપરાધ, મંદમતી મેં દુભવ્યો સાધ.†
સુખ ભોગ સર્વે પરહર્યા, નિઃશ્વાસ મેં તેણે ભર્યા;
ગૂઢ વન હશે વિકાળ. તાંહાં એકલો કેમ રહેશે બાળ.
કોમળ મુખ છે અતી જેહ, રવિ કીરણે કરમાશે તેહ;
મુજ સુખ ધ્રુવ સાથે સંચર્યું, નિસાસા હું તેણે ભરૂં.
તે દુઃખડું ટાળો તમે દયાળ, એકવાર નયણે નિરખું બાળ;
એવાં વચન રાજાનાં સુણી, અજસુત‡ બોલ્યા ભૂપતભણી.
ધન ધન નરવર તુજ અવતાર, તારે કુળ ધ્રુવનો અવતાર;
ધન માતા ઉદરે વસો, ધન રાત જે જનમ અસો.
ધન નગર ને ધન અવાસ, ધન માનવી જે ધ્રુવની પાસ;
ધન ભૂમિ ત્યાં કહીયે તેહ, ચરણે ચાંપી ચાલે તેહ.
ધન પંખી ને ધન તે વન, નિશ દિન નિરખે ધ્રુવનું તન;
સફળ હવો તારો સંસાર, કુળ એકોતેર તારણહાર.
મહા વન તે ધ્રુવ સંચર્યો, અધિક તપ જુગતે આદર્યો;
હરી મંત્ર મેં આપ્યો ઉપદેશ, જ્ઞાન મંદિરે કીધો પ્રવેશ.
એ બાળક તપ આદરે, ચક્ર સુદર્શન રક્ષા કરે;
ચિંતા મ કરીશ પૃથવીધીશ, દયા એને કરશે શ્રીજુગદીશ.

## પૂર્વછાયો.

વચન સુણી વિધાતા સુત તણાં, રાજા મન આનંદ;
કૃપા થઇ નારદજીતણી, તે પામશે પરમાનંદ.
ઋખીએ રાજાને કહી, માંડીને સઘળી વાત;
ધ્રુવને તપ બેસાડી કરી, પાસે રહ્યો એક રાત.
ચિંતા સઘળી પરહરો, પામો મન ઉલ્લાસ;
કુળ એકોતર ઓધારવા, પામશે વૈકુંઠવાસ.

## ચોપાઇ.

એમ કહી નારદ સંચર્યા, તજી ભોમ વૈકુંઠ પરવર્યા;
બાળકની શુદ્ધ રાજા પામિયો, કયા સંબંધ હવે વનમાં ગયો.

---

* ઘણી. † સાધુ. ‡ બ્રહ્માના પુત્ર.

ભોમી શુદ્ધ કીધી તત્કાલ, આસન વાળી બેઠો બાળ;
નારદમંત્ર મનમાં ધરી, કહ્યું ઋષીએ હૃદે સાંભરી.
તજી નિદ્રા ક્ષુધા બેહુ આહાર, ઇંદ્રિય શિર તે દીધો માર;
માયા તૃષ્ણા આશા પરહરી, દ્વાદશ ,ઇંદ્રિને વશ કરી.
પેહેલે દિન કીધો ફળનો આહાર, બીજે નીર પીધું નિર્ધાર;
ત્રીજે મૂળ મોંહમાં લૈ ધર્યું, પવન પારણું ચોથે કર્યું.
એમ કરતાં દિન પંદર થયા, મન ઇંદ્રી સહુ વશ આવિયાં;
તપ ધ્યાન સહુ સિધ્યું સાર, ઇંદ્રિય સહુને દીધો માર.
આણે આતમા બ્રહ્મદ્વાર, સિદ્ધાંત ગુણ આવ્યા તત્કાલ;
માસ એક જવ પુરો થયો, છુટી તાલિ ને ધ્રુવ જાગિયો.
તેવે સમે શૃંગી ઋષી જેહ, મહાવનમાં આવ્યા તેહ;
ચાલીને આવ્યા તપને ઠામ, ઉઠી ધ્રુવે કીધો પ્રણામ.
ઋષીજીએ બોલાવ્યો બાળ, તું કોણ રૂપે બેઠો કાળ;
કશું તપ માંડયું આ વંન, સત્ બોલ હું થાઉં પ્રસંન.
ધ્રુવ ભણે સ્વામિ સુણો, હું કુંવર છું રાજાતણો;
ભીષ્માવતિ નગરી મુજ ઠામ, ઉત્તાનપાદ સુત ધ્રુવ મુજ નામ.
એક સમે હું સભામાં ગયો, દુભ્યો પિતાએ વન આવિયો;
નારદે મુને કૃપા કરી, તો હું કીડી બેઠો કુંજર ચડી.
એહેવાં વચન જ બોલ્યો બાળ, શૃંગી તે મનમાં થયા દયાળ;
કૃપા શૃંગી ઋષિએ કીધી, બાળકને શિશ આશીશ દીધી.
અભયમંત્ર આપ્યો તેણીવાર, ઋષી ગયા વન મોઝાર,
દઈ આશીશ ગયા ઋષીરાય, તવ ત્યાં ધ્રુવ લાગ્યો છે પાય.
કરી સ્નાન ધ્રુવે તપ સાધિયો, આત્મા બ્રહ્મદ્વારે આવિયો;
માયા મોહ સર્વે મુકયાં ટાળી, હરીમંત્રસું લાગી તાળી.
વીંછી કુછી કીડી કીટ, અનેક સરપે દીધી વીટ;
કાયા ઉપર પંખી જેહ, માળા ઘાલીને બેઠાં તેહ.
એમ કરતાં થયા ત્રણ માસ, તપ તેજ હવો પ્રકાશ;
ભય દુઃખ ટળીયું બાલક મંન, અતિ કંપિત થયું ઇંદ્રાસંન.
ઇંદ્રાસન ડોલે એણીપેર, ત્યારે ઇંદ્રિ તેડ્યા ગુરુને ઘેર;*
ત્યાં શક્ર કહે કરવો કુણ ઉપાય, અનુચર અનેક તેડાવ્યા રાય.

* પા૦ "૦ એણી પેરે, તપ તેજ સ્વર્ગે સંચરે."

પીઠ પૃથ્વી માંહિ પરવરો, શોધ સઘળી આવીને કરો;
દીશોદીશ તવ ચાલ્યા જન, દેહેલું દેખી રાયનું મન.
એક જન આવ્યો તત્કાળ, દીઠો તપ કરતો જાંહાં બાળ;
અનુચર મન વિમાસણ થઈ, કેમ બોલાવું આઘો જઈ.

## પૂર્વછાયો.

મુન્ય થઇને પાછો વળ્યો, તે આવ્યો સુરપતિ પાસ;
સહી ઇંદ્રાસન ડોલાવ્યું, આ તપ તેજ પ્રકાશ.
વેગે તે જઈ પોંચિયો, ઇંદ્રપુરી મોઝાર;
સ્વામિ મહા તપ માંડિયું, અસુર એક અપાર.
બાળક મહા તપ આદરે, મહાવન કાલીંદી તીર;
તપ તોલે આવે નહીં, મ્હોટા જોગેશ્વર ધીર.
સેવક વચન સુણી કરી, મનમાં પામ્યો ખેદ;
બાળકે એવું તપ આદરયું, તે કોએ ન જાણે ભેદ.

## ચોપાઈ.

ઇંદ્રિ સુર તેડાવ્યા તત્કાલ, તપ કરે અસુર કેરો બાલ;
ઇંદ્રાસનની રક્ષા કરો, એને ધ્યાનથકી છેતરો.
મળી દેવે કીધું પરિયાણ, માયાને કરાવ્યું જાણ;
અનેક પેરે કરી ઉત્પાત, ધ્યાનથકી ચુકવો સાક્ષાત.*
તેડી કપટી માયા જેહ, બાલક છળવા ચાલી તેહ;
વેગે પહોતી મૃઢ મસાણ, વૈતાલ ભૂત સર્વ તેડ્યા જાણ.
ભષ્ટ કરવાનાં યુદ્ધ હાથે ધર્યાં, વેશ જુજવા ભૂતે કર્યાં;
કપટીમાયા આગળ થઈ, ચાલી અધ મસાણે ગઈ.
શુવાધુશ (?) ભૈરવ અતિ જેહ, અશુચી દુરમતી તેડ્યા તેહ;
સજ્યું કટક નાશંતો કાળ વિઘન કરવાને ચાલી બાળ.
ચાલી માયા વનમાં પરવરી, છેતરવાની પેર આદરી;
કરે એકલી હાહાકાર, કરે માહોમાંહ મારામાર.
અનેક શબ્દ બહુ વશમા કરે, રુદે પોક ને કારમું રડે;
એણી પેરે માંડ્યો જંજાળ, ધ્યાનથકી ન ચૂકે બાળ.

---

* પા૦ "તપ તણો કરવો ઘાત."

બાલક મનમાં ન આણે વાત, ગાતાં નારીને થયું પરભાત.
સમર્યો મંત્ર શૃંગી ઋષી તણો, વનિતા તાપ ઉપનો ઘણો;
નાઠી અબલા ઉભે વંન, સબલ કરિ વિધાણું તન.
સુરપતિ બેઠો સભામોજાર, આવતી દીઠી નયણે નાર;
વદન ઝાંખું છે વનિતાતણું,. આ કારણ તપશીનું ઘણું.
આવી અબલા કીધી વાત, એ બાલક તપસાધે વિખ્યાત;
તમે ચાલો સવારી કરો, એને અમે નથી છેતર્યો.
વિપરિત સેન હતું મુજ સાથ, અનેક પેરે કીધા ઉત્પાત;
કશો ભય મનમાં નવ ધરે, શૃંગીમંત્ર તે રક્ષા કરે.
કરે તપ મહા તેજ પ્રકાશ, એને ઇંદ્રાસન લેવાની આશ;
કારણ કોઈ એનું નવ લહે, દ્વાદશ ઇંદ્રી એણીપેરે દહે.
વચન સુણી વનિતાનું અશું, સુરપતિના મનમાં બહુ વસ્યું;
દેવ પ્રત્યે શક્ર એમ વદે, વાત વિમાસો તમે હૃદે.
એ બાલકે તપ માંડ્યું અપરંપાર, એ ઇંદ્રાસનનો લેવનહાર;
પછે દુઃખ પડશે નિરવાણ, પુરણબ્રહ્મને કીજે જાણ.
આગે દૈત જે તપસી વેશ, સુર સંતાપીને લીધા દેશ;
તે માટે ઉપાયજ કરો, પછે થાનક પોતાનાં પરવરો.

### પૂર્વછાયો.

વચન સુણી સુરપતિ તણાં, કરે સહુ અમર વિચાર;
આતુર થઈને નીસર્યા, તે બ્રહ્મા કેરે દ્વાર.
વિરંચીએ અવલોકિયા, આવ્યા સુરપતિ એવ;
કોણ અસુરે સંતાપિયા, જે થાનક છોડે દેવ.

### ચોપાઈ.

ગડગડે નિશાણ વાજીંત્ર બહુ, આવિયા વિરંચી દ્વારે સહુ;
ચિત્ર વિચિત્ર સામા આવીયા, તેડી ઇંદ્રને આઘા લાવીયા.
તજી આસન બ્રહ્મા તવ મળ્યા, કરી ભાવ સુરપતિને મળ્યા;
અમ ઉપર બહુ કીપા કરી, કોણ કામ આવ્યા આદરી.
ઇંદ્ર કેહે સાંભળજો સ્વામ, અમે આવ્યા તમારે ઠામ;
દૈત કોઇએક વનમાં સંચરી, બેઠો તે બાલક તપ આદરી.
એકાગ્ર એણે કીધું મંન, તેણે ડોલ્યું ઇંદ્રાસન;
ભય ઉપનો કારણ એવ, મયા કરો અમ ઉપર દેવ.

સુર બ્રહ્મા મળી કરે વિચાર, અનુચર મોકલો વન મોઝાર;
જઈ બાલકની લાવો શુદ્ધ, જપે નામ કેવું પરસીધ.
અનુચર તેડાવ્યો તત્કાળ, જઈ વન શુદ્ધ લાવો કુણ બાળ;
માગી શીખ સેવક સંચર્યા, પીઠ પૃથ્વીપર પરવર્યા.
એક જન આવ્યો તતકાલ, ત્યાં દીઠો તપ કરતો બાળ;
દીઠો તપસી બાળક વંન, જેનું પંખી વિખધરે વિટ્યું તંન.
વળિયો પાછો કરી વિચાર, વેગે પોતો સ્વર્ગ મોઝાર;
અનુચર આવીને વદે એવ, સાંભળજો સુર બ્રહ્માદેવ.
મહાતપ આદરીયું બાળ, પ્રસિદ્ધ નામ જપે ગોપાલ;
હવે સુર સર્વે વૈકુંઠ પરવરી, સુખસેજાએ પોઢ્યા શ્રીહરી.
લક્ષ્મી ચરણ તળાશે સંગ, ગાંધ્રવ કરે બહુ નાટ્યારંભ;*
સુભગ મૃદંગ વેણા વાજે સાર, અપછરા ઊભી અપાર.
રંભા નૃત્ય કરે અભિનવી, સંગીત ગત ચાલે જુજવી;
અનેક અપછરા ઉભી પાસ, જેણે નાટારંભ કર્યાનો અભ્યાસ.
સિદ્ધ નવે નિદ્ધ મળી છે ઠાઠ, વેણા સ્વરનાં બાંધ્યા ઘાટ;
અનેક મુનિવર મોટા જેહ, જેજેકાર કરે સહુ તેહ.
કેટલી શોભા કહું અવાશ, જ્યાંહાં પોઢ્યા પ્રભુ કમળા પાસ;
નયણે સુરજ કોટી પ્રકાશ, જે નરખે અઘ પામે નાશ.
તે શોભા હું કેટલી કહું, કવિતા કહે એનો પાર નવ લહું;
હરી પોઢ્યા નિદ્રાને ધ્યાન, તાંહાં સુતને દીઠો આતુરતાન.
ભક્તતણી મન દયા ધરી, ઉઠયા નાથ નિંદ્રા પરહરી;
લક્ષ્મી ઉભાં દ્વે કરજોડ, કારણ કોણ કર્યા અંગ મોડ.
કોણ ઉપર અતિ કીરપા કરી, તજી સજની† નિંદ્રા પરહરી;
દીઠી અબળા આતુર જેહ, હરીવચન પ્રકાશ્યું તેહ.
ભક્ત એક માહારો મહા વંન, દુઃખ પામે છે તેનું મંન;
અધિક ભાવે મેં દીઠો બાળ, કમલાને કહે શ્રી ગોપાળ.
ચડી ગરુડ ને વન સંચરું, દુઃખ સઘળું એનું પરહરું;
એવો મનમાં કીધો વિચાર, ત્યાં બ્રહ્મા ઇંદ્ર સહુ આવ્યા દ્વાર.

* પા૰ 'સુખે નિંદ્ર આવી શ્રીરંગ.' † પા૰ "સુખદ."

જય વિજય અંતઃપુર જઈ, સુધ સઘળી પ્રભુને કહી;
વચન સુણી જગતપતિ ઈશ, નિર્મળ વાણી વદે જગદીશ.
બ્રહ્મા ઇંદ્ર સુર નામે શીશ, વળતા વચન વદે જુગદીશ;
દ્વારપાળનાં વચન સુણી, પ્રભુજીએ કૃપા કીધી ઘણી.
તેડ્યા બ્રહ્મા શિવ ને ઈશ, મળવા ઉઠ્યા શ્રી જગદીશ;
પિતામહ કહીને દીધું માન, પછે કુશળ પુછ્યું ભગવાન.*
બ્રહ્મા કહે કો દૈત વન સચર્યો, તેણે ભયભિત ઇંદ્રને કર્યો;
તે કારણ શ્રીકમલાનાથ, કરે વિનતિ સઘળો સાથ.
વાધે દૈત પછે જંજાળ, પૂર પેહેલી બાંધો પાળ,
બ્રહ્મા કહે વેગે આદરો, ઇંદ્રાદિકની રક્ષા કરો.
ત્યારે હસીને કહે કમલાનાથ, બ્રહ્માને કહે છે માંડીને વાત;
ભય ચિંતા તમે શાને કરો, નહીં દાનવ એ ભક્ત મહારો.
તપ કરતાં થશે ખટ માસ, નારદ મંત્રતણો ઉપાસ;
મોહ મચ્છર એણે મુકયાં ટાળ, ચરણે માહરે આવ્યો બાળ.
એથી ભય કશો ન ધરો, સહુ સહુને થાનક પરવરો;
આપ્યાં અમર ફલ સહુને હાથ, હેતે કરીને વૈકુંઠનાથ.
પછે તે ઇંદ્રિ માગી આશ, હરી બોલ્યા વચન પ્રકાશ;
સાંભળો ઇંદ્ર અમરના ધણી, નિર્મળ વાણી વદે જુગમણી.
ઇંદ્ર પુત્રી તમારી જેહ, વરાવવી ધ્રુવને વેરે તેહ;
વળતા સુરપતી એણીપેરે વદે, ગમી વાત તે મારે હદે.
એ પુત્રીનાં ભાગ્ય અપાર, સ્વામિજી તમે કીધી સાર;
એમ કહીને સેના પરવરી, ઇંદ્રવચને સંતોષ્યા હરી.
સહુ સહુને થાનક ગયા, ખટમાસ ત્યાં પુરા થયા;
ગરુડે ચડ્યા વેગે ગોવિંદ, મનમાં આણી અતિ આનંદ.
જઈને પોતા વન મોઝાર, નયને ધ્રુવે દિઠા મોરાર;
કોમલ વદન કુંડલ ઝલકાર, કહ્યું નારદે રૂપ અપાર.
હસતે વદને બોલ્યા દયાળ, ધન્ય ધન્ય ભક્તિ તારી બાળ;
ઘણી કૃપા કીધી શ્રીરંગ, હરખે લીધો ધ્રુવને ઓછંગ.

* પા૦ 'પૂછી કુશળ બેઠા સ્વસ્થાન.'

વદે બાળકસું કોમલ વેણુ, વેહે નીર પ્રભુને નેણ;
માગ માગ રે બાળક તું, મનવાંછિત ફળ આપું હું.
સરવ માગજે મારી પાસ, તાહરા મનની પુરું આશ;
હૃદયની સહુ પુરું આશ, તપ માંડયું તેં જે જે કાજ.
તપ માંડયું તેં જેને કાજ, ત્રિભુવનપતિ હું આપું આજ;
ત્રિલોકનાથ હું થયો દયાલ, માગ માગ રે તું નાના બાળ.
ત્રણ વાર વિક્રમ એમ વદે, માગ માગ જે હોય તારે હૃદે;
ત્યારે ધ્રુવ કહે તમે સ્વામિ સુણો, મારો મહીમા રાખ્યો ઘણો.
દરશન પામ્યો હું તમતણું, તેથી ફલ શું માંગુ ઘણું?
જગ્ન જાગ કરે અતિ જેહ, હરિ દરશન નવ પામે તેહ.
અનેક તપ જેણે સાધ્યાં વંન, બાર વરસ પુરયાં લોચંન;
હરિસું રાખ્યું એકાગ્રે મંન, બાર વરસ પરહરિયાં અંન.
શીત તડકે જેણે બાળી દેહ, તજ્યા સંસાર સુખ ભોગવે તેહ;
એણીપેરે જેણે સાધ્યા જોગ, તજયાં વિષયતણાં ભોગ.
એવા જોગેશ્વર મોટા જેહ, હરિદરશન નવ પામે તેહ;
હું બાલકની કરુણા કરી, દરશન આપ્યું શ્રીનરહરી.

## પૂર્વછાયો.

હુંરે અજાણ બાપડો, નવ લહું વિવિધ વિચાર;
મુજપર કરી કૃપા ઘણી, મુજ ભાગ્યનો નહિ પાર.*
ત્રણ વાર વિક્રમ કહે, બાલક માગ ગમે જેહ;
અમર નામ તુજનું થશે, તુજ નામે તરશે દેહ.

## ચોપાઈ.

સાંભળો સ્વામિ ધ્રુવ એમ વદે, તમારું ધ્યાન રહો મુજ હૃદે;
બીજું માગું સુણજો સોય, આપો સ્થાનક લીયે ન કોય.
ત્રીજું સ્વામિ એટલું કરો, આ દેહી ફેરો નવ ફરો;
માગ્યું તે ધ્રુવે મનસા શુદ્ધ, તે તો પુર્યું પુરણાધીશ.
આપી નારાયણે નવે નિદ્ધ, મળી સર્વે અષ્ટમા સિદ્ધ;
આપ્યાં કવચ ને જુદ્ધ હથિયાર, કીડી કીધા કુંજર પાર.

---

* પાઠ ' ભકત અવિચળ બહું પાળવા, કીધી મારી સાર.'

વરસ પુરાં તે છત્રીશ હજાર, કરજો રાજ ભીષ્માવતી મોઝાર;
રાજકાજ જવ પૂરાં સરે, પછે સ્મરણ તે મારું કરે.
અવિચલ થાનક આપું એહ, દેવ દાનવને દુર્લભ તેહ;
તજી વન નગર પરવરો, મધવા કુંવરી વેગે વરો.
ધ્રુવ કહે સાંભળજો સ્વામ, હવું દરશન સાર્યાં સહુ કામ;
બાલક મનમાં વરત્યો રંગ, કરી કૃપા શ્રી પુરણાનંદ.

પૂર્વછાયો.

વચન સુણી સેવક તણાં, પામ્યા તે મન ઉલ્હાસ;
વિપત પડે મુજને સંભારજો, હું આવીશ તારી પાસ.
એમ કહીને સંચર્યા, ગરુડે ચડીને ગોવિંદ;
વેગે વૈકુંઠ પોંચીયા, મન આણી આનંદ.
કમલા કેશવને કહે, સાંભળજો મુજ સ્વામ;
રેણી એક રહ્યા (એક) વનમહિ, કારણ કોણ વિરામ.
ક્ષણું દરશનમાં પામીએ, ત્રિવિધ તાપનો નાશ;
રેણી રહ્યા તમો વનમાંહિ, તે કોણ સુભાગી પાસ.
વનિતા વચન સુણી કરી, તવ બોલિયા ગોપાલ;
તપ કરી મુજને જીતિયો, ભીષ્માવતી ભૂપાલ.
બળી બીજો એક અવતર્યો, બળિયો તેજ અપાર;
જો માગત એ મુજને, તો રેહેત એને દ્વાર.
ભગતીએ અતિ આદર્યો, તપેશ્વરી મહા ધીર;
કહી કમલાને પ્રીછવે, વિગતે વિઠ્ઠલ વીર.

ચોપાઈ.

તજી વનને ધ્રુવ ચાલીયા, શૃંગીઋષી સામા આવીયા;
ઋષી જુવે જ્યાં બાલક ભણી, ત્યાં શોભા દીસે દેહની ઘણી.
ધન ધન બાલક તુજ અવતાર, દરશન પામ્યો શ્રીમોરાર;
દીઠું વદન તારું જેહ, ગંગા નિરમલ નાહ્યા તેહ.
બાલક વદે સ્વામિ તમે સુણો, હું સેવક સદા તમતણો;
જો તમે કૃપા કીધી ઘણી, તો હું પામ્યો ત્રિભોવન ધણી.
મૃગીનંદન બોલિયા થઇને દયાળ, ઘણું સુખ તું પામીશ બાળ;

એક મંત્ર આપ્યો તેણી વાર, સ્વરગે આવાગમન નિરધાર.*
કરી પ્રણામ ધ્રુવ સંચર્યો, મેહેલી વન આઘો પરવર્યો;
ત્યાં શુભ શુકન પિતાને થાય, ભુજ ફરકે ને જમણી બાંહ.
ઉત્તર મુખે કાગ અવાસ, બોલે શુભ વચન પ્રકાશ;
સ્વપ્નાંતરમાં જમણે અંગ, કીધો ડંશ ઘોળે ભુજંગ.
એવા શુકન રાજાને થયા, નેત્રવંતીને તેડીને કહ્યા;
શુકન વિચારે નર ને નાર, ત્યાં નારદ આવ્યા રાજદુવાર.
અજસુત આવતા દીઠા રાય, તજી સિંહાસન લાગ્યા પાય;
કનક પાટ આણીને ઢાલિયા, કરી પ્રણામ ને બેસાડિયા.
નારદ કહે સાંભળો રાજાન, ધ્રુવના તપતણું વિધાન;
ઇંદ્રાસન ડોલ્યું તપતોલ, સુર બ્રહ્માપદ ડામાડોલ.
થાનક છાંડ્યાં આ કારણ એવ, જઈને પ્રાર્થિયા પુરણદેવ;
મુજ પિતા બ્રહ્માદિક જેહ, ખરો ભય ઉપજાવ્યો તેહ.
પછે ચાલી ગયા સરવે સાથ, હસીને બોલ્યા વૈકુંઠનાથ;
ભય ચિંતા તમે શાને કરો, નહિં દાનવ એ ભક્ત માહરો.
સુર સંતોષ્યા વચને કરી, ઇંદ્રપુત્રી ધ્રુવને વરી;
સહુ સહુને થાનકે ગયા, વૈકુંઠનાથ વનમાં આવિયા.
અતી તપમાં દીઠો બાળ, નયણે નીર વહે ગોપાળ;
ઘણી કૃપા કીધી શ્રીરંગ, બેસાડ્યો તેડી ઉછંગ.
ત્રણ વાર ત્રીકમ એમ વદે, માગ માગ જે તારે હદે;
માગ્યું ધ્રુવે મનેચ્છાં સિદ્ધ, તે તે પુર્યું પુરણ પ્રસિદ્ધ.
વરસ પુરાં છત્રીસ હજાર, આપ્યું તુજ કુંવરને રાજ;
રાજ કાજ જવ પુરાં થશે, આવી હરી તવ બાંહે ઝાલશે.
એવો જશ મેળવ્યો મહારાજ, પછે આપશે અવિચલ રાજ;
તજી વંન‡ આઘેરો પળ્યો, ત્યાં મૃગીનંદન સામો મળ્યો.
દઈ આશીશ જવ ઉભો રહ્યો, તપ ફલ સિદ્ધ મંત્ર ધ્રુવને કહ્યો;
ઘણું થયા ઋષી મન પરસંન, આપ્યો મંત્ર ને આવાગમન.
ધ્રુવની સુધ નારદે કહી, ઘણું સુખ રાયે પામ્યો સહી;
બ્રહ્માસુત ગયા આકાશ, રાજા મન વાધ્યો ઉલ્લાસ.

---

* પા૦ 'સ્વર્ગ સદા તુને હોજો નિરધાર.' † પા૦ 'મનસા.' ‡ પા૦ 'તજી વન ને ધ્રુવ જવ વસ્યો.'

જાણુ કરે એવું નગ્ર મોઝાર, હય હેમ રથ કરો તૈયાર;
હેમ રથ છે આઠ હજાર, શણુગારીને આણ્યા દુવાર.
અનેક રથે ચડીઆ અસ્વાર, પાયદલ હયદલનો ન લહે પાર;
નગરતણાં જે નર ને નાર, ચાલ્યાં તે કરવાને જુહાર.

પૂર્વછાયો.

નગરતણા જે વેહેવારિયા, તેહતણી જે નાર;
રાણી સાથે સંચરી, બહુ પેરે શણુગાર.
નગર શોભા અભિનવી, કીધી વિધવિધ પ્રકાર;
ધજા પતાકા તોરણે, ને શણુગારી બજાર.
ઉત્તમ આગળ સંચર્યાં, નગર લોક સરવે સંગ;
ભાઇને ભેટવા કારણે, મનમાં તે વાધ્યો ઉમંગ.*

ચોપાઈ.

બેશી સુખાસને ચાલ્યા રાય, નીશાણુ ફરકતા દુંદુભી ધાય;†
તજી નગ્ર આઘા સંચર્યા, જોજન બે ઉતારા કર્યા.
યાકુંસેન સાં રહ્યા રાત, આનંદ ઓચ્છવથી થયા પ્રભાત;
ચપળ તુરી હતા જેહ, આગળ ચાલી આવ્યા તેહ.
ધ્રુવતણે પગે લાગી કરી, વેગે રાજાને કહ્યું ફરી;
સેના શ્રવતા તત્પર થયું, તજી વાહન ને ચાલી ગયું.
નયને ધ્રુવને દીઠા જેટલે, હૃદિયે રાયે ભેટ્યો તેટલે;
અનેક પ્રશંસા પુત્રની કરે, રાજા નયણે નિર અતિ ભરે.
તુંથી પુત્ર થયો અપરાધ, મંદમતી મેં દુભ્યો સાધ;
જાણ્યો નહીં મેં જશ દાતાર, કુલ એકોતર તારણહાર.
ધ્રુવ મનમાં જાણે લાગ્યું પાપ, આંસુ બહુ ઢાળે છે બાપ;
કરી આલિંગન લાગ્યો ચરણુ, દેહ તો જાણીએ રવિનો કિરણુ.
બાલક વદે સાંભળો મહારાજ, નહિ રુદન તમારું કાજ;
હું દરશન પામ્યો મોરારી, પિતા તમારે કુલ અવતરી.‡

* પા૦ 'તેહ મનમાં આણી આનંદ.' † પા૦ 'બેશી સુખાસને રાજા આવે, શુભ શુકન રાજાને થાએ.' ‡ પા૦ 'પુણ્ય પ્રવાહે તમારે કરી.'

તમથી હું પામ્યો સંસાર, એક તોલે પિતા કરતાર;
અનેક રીતે સમજાવ્યું મંન, હસિઆ રાય તજી રુદંન.
ફરી ફરી ધ્રુવ લાગે પાય, ત્યાં નયણે દીઠી અપર માય;
પ્રભાવતી મન થઈ દયાલ, ચાલી હૃદિયે ભીડ્યો બાળ.
અનેક અવગુણ અમથી થયા, તે દુઃખે તમે વનમાં ગયા;
*અધરમ મેં અતિ આદર્યો, અવગુણ અમારા પરહરો.
ઉત્તમ છે જે મહારો તંન, તે ચાલશે તમારે વચંન;
અપર માતાનાં વચન સુણી, ધ્રુવ બોલ્યો તવ માતા ભણી.
દરશન હરિનું પામ્યો જેહ, સરવે પુણ્ય માત તમારુ તેહ;
એમ કહીને લાગ્યો પાય, ત્યાં દીઠી નેત્રવંતી નિજ માય.
નયણે નીર વેહે અતિ ઘણું, વદન નિરખ્યું માતાએ સુતતણું;
આઈ શબ્દ એવો છે જેહ, દેવતાનો† દુર્લભ છે તેહ.
કૃપા જો કરી મોરાર, અમરમાંહી આપે અધિકાર;
માતા સુખ તે ત્યાં નથી, નિશ્ચે દેવ કહે છે કથી.‡
માતા સુખને કારણ એવ, તજી વૈકુંઠ અવતરિયા દેવ;
એમ કહી આઘો§ સંચર્યો, લઇ માતાએ ઓછંગે ધર્યો.
નેત્રવંતીનું નાઠું દુઃખ, હદે પ્રગટ્યું પૂરણ સુખ;
¶અંગ સામું જોયું જ્યાં માતાય, સ્તનથી છુટ્યા દુધ પ્રવાહ.
મુકી તપ મુદ્રાસુખ ધર્યું, પય પારણું તે દિન કર્યું;
ત્યાંથી બાલક ઉભો થયો, ઉત્તમને તવ મળવાને ગયો.
દઇ આલિંગન મળ્યા બે વીર, બેહુ તન કીધાં એક શરીર;
ઉત્તમ નયણે નિર અતિ વહે, હું અપરાધી તારો સહે.
જે દિનથી તમે ચાલ્યા વંન, નથી મુકયું નયણેથી રુદંન;
દિન સત્તર ને માસજ સાત, રમત કેરી વીસારી વાત.
એવો અપરાધ મુજથી જેહ, સ્વામિ હદેમાં ધરશો ન તેહ;
ધ્રુવે તે મનમાં દયા ધરી, ઉત્તમને સંતોષ્યા વચને કરી.
ત્યાં બોલે મુનિ જેજેકાર, ઉત્તમને તવ કીધો જુહાર;
પાંચ પ્રધાન હતા જેહ, આવીને ચરણે લાગ્યા તેહ.

---

* પા૦ "ધીરપણું તમે મન આદરે" રુદે અવગુણ અમરાપર હરો." † પા૦ 'સ્વર્ગમાં.' ‡ પા૦ નિગમ મોહેથી કહે છે કથી.' § જુની ગુજરાતીમાં 'આઘો' શબ્દ ઘણી વાર 'પાસે'ના અર્થમાં વપરાયો જણાય છે. ¶ પા૦ 'અંગે વરસ્યો જાંહાં ધ્રુવનો સાહ.'

ગુણીજન બોલે જેજેકાર, મોતીએ વધાવે નર ને નાર;
નટવા બહુ નાટારંભ કરે, માગી જનના દારિદ્ર હરે.
જેજેકાર મંડાયો તેહ, સુવર્ણરૂપે વરસ્યા મેહ;
ચાલ્યું સૈન નગર દડવડી, પિતા પુત્ર સુખાસને ચડી.
આવીને પોંતા નગર મોઝાર, સૈનાને શિખ દીધી તેણીવાર;
અંત:પુરમાં તે આવીયા, વધાવીને મંદિરમાં લાવીયા.
સ્વજન કુટુંબ મળિઉં સહૂ, તપતણી વિધ પૂછે બહૂ;
મુલ થકી માંડીને કીધી વાત, ધ્રુવે તે કહાડી આખી રાત.
ગયું પાપ સરવનું એવ, સુણી રૂપ જવ પૂરણ દેવ;
પિતા કીધી આસનાવાસ, કુંવર આવ્યા નીજ અવાસ.
સ્નાન સંધ્યા ઉપાસના કરી, પિતાની પાસે આવ્યો ફરી;
વચન એક બોલ્યો પ્રકાશ, માગું તાત તમારી પાસ.
તપ સાધન મુજ પુરું કરો, વેગે જગન એક આદરો;
યજ્ઞ વના તપ કીજીયે, તેનું ફળ નહિ લીજીયે.
પામ્યો રાજ સરવે સંજોગ, યજ્ઞ વના તેનો ન હોય ભોગ;
પુત્રતણું વચન સાંભળી, માણુસ મોકલ્યાં લેખક ભણી.
તેડી લાવ્યા લેખક વીર, લખો લેખ ગંગાને તીર;
વસિષ્ઠને લખો પ્રણામ, વેગે પધારો તમારું કામ.
મારકંડને લખો પ્રણામ, ગલકી તીરે બેઠા નિર્વાણ;
લખો લેખ બદ્રીને ઠામ, સકળ ઋષિનો જ્યાં છે વિશ્રામ.
લખો લેખ કાલિંદી તીર, આશ્રમ ભૃગીનંદન વીર;
લખજો તમે રાજા મોટા જેહ, તપસી મોટા તેડવા તેહ.
વેગે તે ચાલ્યા બ્રાહ્મણ બહુ, ભાવે કરીને તેડ્યા સહુ;
કીધો વેગે મંડપ રસાલ, ભોજન એક પોહોળો વિશાળ.
રત્નજડીત સ્થંભ પ્રકાશ, મોતીતણાં તોરણ ચોપાસ;
કરી મંડપ ને તત્પર થયા, એટલે ગુરુ વસિષ્ઠ આવીયા.
કનકપાટ માંડ્યા તેણીવાર, ચરણ પખાળે નર ને નાર;
પુછે કુશલ પ્રેમે ઘણે, કર્યો સાદ તવ ધ્રુવ જ તણે.
ધ્રુવ આવીને લાગ્યો પાય, ધંન ધંન વદે છે ઋષી રાય;
વળતા ઋષિને નેત્રવતિ વદે, વચન છે તમારું મમ હૃદે.

સત વચન સદા તમ સ્વામ, તમ કૃપાએ પામ્યો તપ જ્ઞાન;
ઉઠી ઋષિ મંડપમાં આવીયા, જગન કર્મ ત્યાં ચાલુ થીયાં.
મોટા ભૂપત તેડાવ્યા જેહ, આવ્યા યજ્ઞને નામે તેહ;
દઈ માન સહુ રાજા ભણે, આપ્યા ઉતારા અતિ આદર ઘણે.
ઋષીશ્વર પધાર્યા જેહ, વરણી કરી બેસાર્યા તેહ;
ધજા ધરમની બાંધી સાર, મંડપમાં માંડ્યો જેજેકાર.
નાટારંભ કરે અનેક, વાજીત્ર વાજે બહુ વિશેક;
નગરમાં વાધ્યો અતિરંગ, પેહેર્યાં વસ્ત્ર વિવિધ સુરંગ.
રાજા બેઠા સભા મોઝાર, નવલ રૂપે બે આવી નાર;
ધ્રુવ બેઠા પિતા ઉછરંગ, અબલાને મન વાધ્યો આનંદ.
પછે ચાલી આવી રાજાની પાસ, બોલી વનિતા વચન પ્રકાશ;
કરજોડીને ઉભી રહી, ' ધ્રુવને અતીશે વિનતિ કહી.
આ અમે આઠે સિદ્ધ ને નવે નિદ્ધ, આપી ગોવિંદે બહુ રિધ;
અંગીકાર કરો બોલી વચંન, કરજોડીને ઉભી દાસી જંન.
પછે ધ્રુવ ઉઠી પગે લાગિયો, ઘણો વિવેક વનિતાને કહ્યો;
ત્યાં સભા સઘળી કરે પ્રણામ, અંતઃપુર આપ્યો ઉતારા ઠામ.
નિરખે અંતઃપુરમાં નાર, ધનના ત્યાં ભર્યાં ભંડાર;
કરજોડીને માગી આશ, સમરણ કરી ઉઠી આકાશ.*

## પૂર્વછાયો.

અબલા આકાશે ઉત્પતિ, ધ્રુવને કરી પ્રણામ;
રાજા પ્રિતે મન સંતોખિયા, પુત્ર તપે નિર્વાણ.
રાજા કુલ છત્રીસના, શીશ નામે સર્વ કોય;
બળી બીજો અવતર્યો, કુળ તમારે સોય.

## ચોપાઈ.

પછે જગન કાજ થયાં ચાલતાં, સ્વજન કુટુંબ મંડપમાં મળતાં;
વિવિધ પાક નિપજે ત્યાં સાર, ઋષિ ભણે ત્યાંહાં જેજેકાર.
અગ્નિ કુંડ રચ્યો છે જેટલે, સૂર આવાહન કીધા તેટલે;
કરી સ્તુતિ મંત્ર ભણાવિયા, તે દેવ આવી પ્રસક્ષ બેસિયા.

---

* પા૦ 'કરો સમરણ તમારે પાસ.'

આવ્યા બ્રહ્મા ઇંદ્ર ને ઇશ, સદા જક્ષતણા જે ધીશ;
આશા સ્થાપન હોએ જેહ, મુરત વંતા બેઠા તેહ.
ને જો ભાએગ રાજાતણું, જોઈ સંતોષ્યા તે ઘણું;*
પછે ઇંદ્ર ભણે સાંભળો રાજંન, હું જોઉ તમારો તંન.
જેણે બ્રહ્માદિક ઊપજાવ્યો બે, નિરખું પુત્ર તે કેહેવો છે;
બાલકને કહ્યું એવું જાણ, વેગે તે આવ્યો વચન પ્રમાણ.
મહા તપસ્વિ દીસે બાલ અપાર, હરિભક્ત ને રાજકુમાર;
તેણે દીઠા બ્રહ્મા તેજ પ્રકાશ, વંદ્યાચરણ પ્રથમ જઈ પાસ.
પછે કૈલાસ તણો જે રાય, ચાલી વંદ્યા તેના પાય;
પછે જઇને સુરપતિ ધીશ, જઇને નામ્યું ચરણે શિશ.
ત્રણેને દંડવત પ્રણામજ કરી, પુછે કુશલ અતિ આદર કરી;
સુરપતિ મન પામ્યા આનંદ, પૂર્ણ કૃપા તમે પ્રેમાનંદ.
બેઠા બ્રહ્મા સુરપતિ બહુ, જગન વિધિ ચલાવે સહુ;
ઇંદ્રે અનુચર તેડાવ્યા તેણીવાર, કારજ આપણે છે અપાર.
હુતા મોટા જે મહારથી, તે થયા મંડપમાં સારથી;
અનેક આહુતી દ્રવ્ય હોમ્યું સાર, કવિતામાં કહું કેતો પાર.
દિન બેતાલિસે જગન થીયો, ત્યાં પૂર્ણાહુતિ દિન આવીયો;
સુરપતિ બોલ્યા વાણી સાર, વિવાહતણી મા કરો વાર.
મંડપમાં મળ્યા રાજા ઋષિ જેહ, આવો જાન સંગાથે તેહ;
બ્રહ્માજીને ગમી તે વાત, ઘણું ઉત્તમ એ કીજે કાજ.
એમ કહીને ઇંદ્ર પરવર્યા, નીજ સ્થાનકે પોહેતો ખરા.

**પૂર્વછાયો.**

વૈશાખ સુદ સપ્તમી, ઉત્તમ તે ગુરુવાર;
જાન અસ્વારી લાવજો, ઇંદ્રપુરી મોઝાર.
વિરંચી ને સુરપતિ, તે માગીને ચાલ્યા આશ;
વેગે જઇને પોચીયા, નિજ સ્થાનકે આકાશ.

**ચોપાઈ.**

†ત્યાં વેદ ધુન બહુ બહુ કરે, નરનારી આનંદમાં ફરે;
શુદ્ધ મંત્ર સહુ પુરા થયા, ઋષી દેવ સરવે સંતોખીયા.

---

* પા૦ 'શું કયા વર્ણવું અતિ ઘણું.' † પા૦ 'પૂર્ણાહુતી ઋષિજી કરે.'

સ્વસ્તિવાચન કીધું સાર, બોલ્યા તે આશિષ વેદજ ચાર;
કુશલે જગન પુરો થયો, ગચ્છ ગચ્છ મંત્ર પરઠીયો.
ઘણું સુખ પામ્યો ભૂપાલ, વિવાહ કેરી માંડી ચાલ;
કીધાં કારજ તે કુમકુમરોળ, ચાલી જાન તે ઝાકમઝોળ.
મંડપ હુતા રાજા ઋષી જેહ, જાને સરવે તેડ્યા તેહ;
ઈંદ્રપુરી જોવાની આશ, ચાલ્યો સાથે નગરનો વાસ.
પોતી જાન ઈંદ્રપુરમાં જઈ, ત્યાં તો લગનની વેળા થઈ;
પછે જમાડ્યાં ભોજન બેવાર, ત્યાં વરત્યો જેજેકાર.
ધ્રુવ તોરણે આવ્યો જવ, ઋષી નારદજી આવ્યા તવ;
કનકપાટ બહુ ઢાળ્યા સાર, મધુપર્ક કીધો તેણીવાર.
સુંદર મંડપ રચ્યો છે જાંહાં, વરકન્યા પધરાવ્યાં તાંહાં;
ત્યાં નૃત્ય કરે અપછરા બહૂ, સુરપત્ની મળીને ગાયે સહૂ.
માયા વન છલ કરતી જેહ, ઉભી ચંમર ઢાળે તેહ;
પરણાવ્યા બહુ વિધ સુંદરી, વિશ્વકર્માએ ચોરી ચીતરી.
ઈંદ્રે આપ્યાં ચોરીમાં બહુ દાન, કવિતા કહે કહું તું માન;
દિન પંદર રહ્યા ઈંદ્રપુર મોઝાર, પછે ચાલવાને થયા તૈયાર.
નિશ્ચે તે કીધા સુરરાજ, અનેક જુગનાં સાર્યાં કાજ;
દિગનંદન સુર હતો જેહ, સુરપતિ પાસે આવ્યો તેહ.
અમ ઘેર પુત્રી છે એક બાળ, ઉત્તમ વેરે કરો વેશવાળ;
સહી કરી કીધું એ કાજ, ઉત્તમને પરણાવો આજ.
દિગનંદને આપ્યાં અતિ દાન, ઘણી પેરે સંતોખી જાન;
દસ દિવસ મંડપમાં રહ્યા, પછે ચાલવાને તત્પર થયા.
કરી શીખ તવ ચાલી જાન, બ્રહ્મા ઇન્દ્રે બહુ દીધાં માન;
જઈ પહોંતા ભીષ્માવતી મોઝાર, વાજીંત્ર વાજે બહુ પ્રકાર.
ઉતારી સૌના સ્થાનકે ગઈ, ત્યાં ભોજનની વેળા થઈ;
જમ્યા જઈ ભોજન વહેવાર, પછે વરત્યો જેજેકાર.
પુરી સભામાં બેઠા રાજ, મનમાં ઉપન્યું ઉત્તમ કાજ;
હું બેઠાં ધ્રુવ શીખે જેહ, રિદ્ધ રાજ્ય ચલાવે તેહ.
એવો તે મનસું કરી વિચાર, ઋષિ અર્થે બોલ્યા તે વાર;
શુભ દિન તમો જોજો સહી, ધ્રુવને રાજ આપવું કહી.

### પુર્વછાયો.

રાજા કહે ઋષિરાજ સુણો, આપવું કુંવરને રાજ,
શુભ દિન જોઈ મુહુર્ત કહો, આપણે કીજે કાજ.
જેઠ સુદ એકાદશી, ઉત્તમ તે ગુરુ વાર;*
અનેક રીતે યોગ્ય છે, ધ્રુવને બેસાડો રાજ.†
આવ્યો તે દિન એકાદશી, ધ્રુવને બેસાડ્યો પાટ;
ઋષી આશીશ ઓચરે, તે મંત્ર કેરે ઠાઠ.

### ચોપાઈ.

અપાવ્યું કુંવરને રાજ, ઉત્તાનપાદનાં સિદ્ધાં કાજ;
પરોણા આવ્યા હતા જેહ, કરી શીખ ને વલાવ્યા તેહ.
રાજ કાજે ધ્રુવ પરવરે, મનમાં ધ્યાન હરીનું ધરે;
માગ્યા મેહ વરસે મહીમાયે, નગરમાં એવું પુન્ય પ્રવાહે.
ધરમ રાજ્ય ચલાવે બહુ, પ્રજા તે સુખ પામે અતિ સહુ;
રિદ્ધ રાજ ને લીલા વિલાસ, પૂર તે બીજું થયું કૈલાસ.
કનક ઈંઢોણીએ પાણી ભરે, મનમાં ભય કેનો નવ ધરે;
નર નારીને નહીં વિરોધ, દેશમાંથી નિસરિઓ ક્રોધ.
દેખી પુત્ર કેરું એવું રાજ, ઘણું તે સુખ પામ્યો મહારાજ;
એમ કરતાં રાજા વૃદ્ધ થયો, અવસાન સમો જાણ્યુ આવીયો.

### પૂર્વછાયો.

વરસસોળ હજાર લગી, માસ સાત દિન બાર;
ધ્રુવ પાસે રાજા રહ્યો, ભીષ્માવતી મોઝાર.
અંગઘાત પ્રીછી કરી, કીધો મન વિચાર;
વેગે જઈને પોંહોંચીયો, ગંગા કેરે પાર.

### ચોપાઈ.

બે પુત્રને સોંપી પરિવાર, શાસ્ત્ર ભણીને કીધા હુશિયાર,‡
આત્મસાધન ભાવે કરી, ભગવત કથા શ્રવણે ધરી.

---

* પા૦ 'સુરત લગ્ન તે સાર' † પા૦ 'પટાભિષેક કીજીએ, રાજા એણીવાર.'
‡ પા૦ 'ઘણું દાન કીધું તે વાર.'

રાજા દેહ તે પૂરણ ધર્મ, તે પુણ્યે પામ્યો મોક્ષ પર્મ;*
રાજા પોહોંચ્યો વૈકુંઠવાસ, આવી નારદ કેહે પ્રકાશ.
હુતી નારી બંને જેહ, રાજા સાથે પોહોંચી તેહ;
માત પિતાનાં સાર્યાં કાજ, વિધિ ગતે તે ચલાવે રાજ.
મહિના તેર લગી જે ધરમ, વેદ વાયકનાં પાળ્યાં કરમ;
સદ્ધર્મે રાજ કરે ધ્રુવરાયે, રાજ કરે પૂરણ મહીમાયે.
ચોરી દંડ ચાડી નહિ ચિંતા, પ્રજા સુખની રાજાને ખંતા;
એણી રીતે ધ્રુવરાય પરવરે, ઉત્તમ ધ્રુવની સેવા કરે.
ઇંદ્રપુત્રી ધનકુમાર; ધ્રુવતણી તે એકજ નાર;
તેને બહુ કાળે ગરભ જ રહ્યો, પૂરે માસે પુત્ર આવિયો.†
ઉત્તમ કુલ કુંવરનું નામ, ઘણો સુંદર તે રૂપ નિધાન;
એમ કરતાં કેટલા દિન થયા, ઉત્તમ ઘેર બે પુત્ર આવિયા.
જય નંદન બેહુનાં નામ, ઘણા સુંદર વિદ્યાનિધાન.

## પૂર્વછાયો.

પુત્ર ત્રણને ભણાવ્યા, તે વિશ્વામિત્રની પાસ;
આક્ષેપે‡ કરાવિયો ત્યાં, ધનુર્વિદ્યા અભ્યાસ.
ભણી ગણીને પૂરણ થયા, લક્ષણ બત્રીશે બાળ;
અતિ ખંતે પરણાવ્યા, ત્રણને રાખ્યા દીન દયાળ.§

## ચોપાઈ.

એમ કરતાં અનેક દિન થયા, મૃગયા રમવાને ઉત્તમ ગયા;
જક્ષ દલ હુતું વન મોજાર, માંડ્યો સંગ્રામ તે તેણીવાર.
અનેક સુભટ સંગ્રામે રહ્યા, ઉત્તમરાય મૂર્છાગત થયા;
તવ રાજાને થયું જાણ, જે જુદ્ધમાં બાંધવે તજ્યા પ્રાણ.
એવી વાત સાંભળી કાન, ઘણું દુઃખ પામ્યો રાજાન;
ક્રોધ અતિશે મનમાં ધરી, ચલાવ્યું સૈન વનની ભણી.

---

* એ કડી પછી નીચેની ત્રણ લીટી એક પ્રતમાં વધુ જોવામાં આવે છે
'આત્મસાધન ભાવે કરી, વેગે ચાલ્યા વન પરવરી;
જઇ પો'તા ગંગાને તીર, ધર્યું ધ્યાન ત્યાં વિઠ્ઠલવીર.
પરિબ્રહ્મનું પો'તુ જ્ઞાન, તતક્ષણ આવ્યું પુષ્પ વિમાન.'

† પા૦ 'પ્રસવિયો.' ‡ ચેવટથી, કાળજીથી. § પા૦ 'ત્રણે લઈ ગયા મોશાળ.'

બેસી સુખાસને રાજા પળ્યો, સેના ભારે શેષ સલંકયો;
દશે દિશાના ડોલ્યા દીક્પાળ, ક્રોધ ભર્યો જેમ કોપ્યો કાળ.*
સેનતણી રજ ઉડે આકાશ, રવિતણો ઝાંખો થયો ઉજાશ,†
આયુધતણો દિપ્યો ઝણુકાટ, જાણે વિજતણો પ્રકાશ.
પોંહોંચી સેના વેગે થઈ, અલકાનગરી વીટી જઈ;
સબલ માર દીધો તે વાર, જક્ષરાયને પમાડ્યો હાર.
સબળો રાય તણે મન ક્રોધ, ચઢ્યુ સૌ શૂરાતન જોધ;
અવની આવીને આતુર થઈ, કરજોડીને ઉભી રહી.
પ્રહાર ચરણુ મારે છે શૂર, તેણે તે પૃથ્વી થાય છે ચૂર:
અવની આતુર દેખીને રાય, વાળ્યું સેન જે વદતું અટકાય.
જક્ષ રાજાને મારી કરી, આવ્યા વેગે ભીષ્માવતી પુરી;
રાજા મન વીમાસે અશું, હવે રહ્યાનું કારણ કશું.
મેં મહારાં સાર્યાં સઉ કાજ, ઉત્તમ કુલ શિર આપુ આ રાજ;
મહેલ મેડા ને મેલ્યા ઠાઠ, પછે કુવરને બેસાડ્યો પાટ.
જય નંદન બાંધવ બે સાર, રાજકાજ શિર તેને ભાર;
રાજકાજ સહુ દીધાં હાથ, કુવરને ભળાવ્યો સાથ.
એમ કહીને ચાલ્યો વંન, ધર્યું ધ્યાન ગોવિંદનું મન;
'તજી નગર ગંગાજી ગયા, ત્યાં ગરુડે ચડી ગોવિંદ આવિયા.
વિમાને બેસાડ્યો નાથ, હેતે કરી પોતાને હાથ;
વેગે તે જઈ પોહોતા આકાશ, ત્યાં તેડ્યા બ્રહ્મા ઇંદ્રને પાસ.‡
તેડ્યા ઇશ ને દિક્પતિધીશ, મુકે કર રાજાને શીશ;
ત્યાં ઋષિ અઠયાસી સ્વરગે જેહ, સુરપતિ સંગે આવ્યા તેહ.
ભણે ઋખી વેદ અપાર, ધ્રુવને કરાવ્યો અમૃત અહાર;
બ્રહ્મા મંત્ર ભણે બહુ ઠાઠ, ધ્રુવને બેસાડ્યો અવિચલ પાટ.
હતા તારા દિક્પતિ જેહ, આવીને ચરણે લાગ્યા તેહ;
ચૌદસેં જોગણી છે જેહ, ઉભી રહી ચંમર ઢાળે તેહ.
નારદ આવી આશિશ ઓચરે, મુનિવર તે પારાયણ કરે;
નૃત્ય કરે અપ્સરા અતી બહુ, સુરપતિ વધાવે સહુ.
વિશ્વકર્માં તેડ્યા તેણીવાર, નગર રચ્યો આ ઠામે સાર,

* પા૦ 'ડોલ્યા દિક્ ને ધ્રુજી ધરા, શુરપણે ચાલ્યા સર્વે જણા.'. † પા૦ "ઝાંખો પડયો તાંહ રવિ પ્રકાશ." ‡ પા૦ 'જાંહાં કૌસ્તુભ મણિ કરે પ્રકાશ'

પ્રભુ વાત હઇઆમાં ધરી,* રચી સુંદર કનકમય પુરી.
રત્નજડીત તોરણ ઝળકાર, ક્ષુધા તૃષા ત્યાં નહીં લગાર;
વૈકુંઠવાસી હતા જેહ, આણીને પાસે રાખ્યા તેહ.
નગર રચ્યું વૈકુંઠ શામવું, નીત દરશન હરિનું પામવું;
બોલ્યા ઇંદ્ર વચન પ્રકાશ, મારું વચન સ્વામિ તમ પાસ.
તમ વચને પરણાવી બાળ, મૃત્યુલોકમાં કેમ રેહેશે આ કાળ;
એની ચિંતા તમારે હાથ, કરો સાર શ્રી વૈકુંઠનાથ.
સુણી વચન સુરપતિના સાર, હરિ મુખે બોલ્યા તેણીવાર;
મઘવા કુંવરી તમારી જેહ, વેગે સ્વરગે લાવો તેહ.
સ્વદેહે લાવો આકાશ, થિર કરી થાપું ધ્રુવની પાસ;
ઇંદ્રે મોકલ્યું પુષ્પક વિમાન, લાવ્યા પુત્રી તેણે ઠામ:
પછે અમૃતનું કરાવ્યું પાન, વામાંગે થાપી નિરવાણ;
ત્યાં પુત્રીને દેવે દીધાં માન, સરવે મળીને દીધાં વરદાન.
સ્વામી પુણ્ય કરે જેહ, અરધ અર્ધાંગના પામે તેહ;
એ એંધાણે જે જે કથી, સત્ય છે કાંઇ મિથ્યા નથી.
ધ્રુવને શિરે મુકયો હાથ, હેતે કરીને વૈકુંઠનાથ;
પોતે બીદ પાલવા કાજ, આપ્યું ધ્રુવને અવિચળ રાજ.
હેવા ભગતનો મહિમા છે ઘણો, તેવો ધ્રુવતણો મહિમા વર્ણવ્યો.

પૂર્વછાયો.

આશીશ ઋખી ઓચરે, ગાંધર્વ કરે વખાણ;
એ પરીક્ષતે કથા સાંભળી, શુકદેવ કેરી વાણ.
ગાશે સુણશે ભાવશું, થઇ એકાગ્રે મન;
તેનું તો પુણ્ય જાણજે, જે ગંગા સ્નાન સમાન.†

ચોપાઈ.

એ કથાનું કીર્તન જ્યાં, હું પોતે ઉભો છઉં ત્યાં;
તેમાં કાંઇ મ જાણશો ભેદ, સત્ય વાચા તે અવિચલ વેદ.
એ કથાનું કીર્તન કરે, જન્મજન્મના પાતક હરે;
ગાશે સુણશે ભાવે જેહ, અવિચલ પદવી પામશે તેહ.

* પા૦ 'પ્રભુનું વચન મસ્તક ધરી.' † પા૦ 'તેનું સદા જાણજે, ગંગા ઝીલે તન.'

એ કથા સ્તુતિ કાને થાય, પાતક પચ દેહના જાય,
ઘણું સુખ તે પામે જન, કથા ઉપર જે રાખે મન
નિર્ધન ધન તે પામે સહિ, સદા સિદ્ધિ તે નિર્ધન નહિ,
નિર્વિઘ્ન સદા જે હોય, અજીત સદા ન જીતે કોય
અપુત્રવાન્ પુત્ર પામશે, નહિ દુર્ગતિ સદાએ ગતિ હશે,
એ કથાનું કીર્તન થાયે, હું ઉભો રહું એકે પાયે
ચાલે નાવ જે નીર પરતરી, વિપમ પડે થાને સચરી,
મનવાછિત મદિર પામશે, જો જળમાથીસદા તે ખરો *
અગાધ જળ સમુદ્ર લાગ, ધ્રુવને હાથે આપી વાધ,†
જે કથા શ્રવણે ધરે, જળ જોખમાથી તે ઉગરે
એ કથાના ફળ અનેક, હરિ પોતે કહે છે વિવેક,
અડસઠ તીરથ કથાને સગ, ગાતા નિર્મળ થાએ અગ
કહી એમ ને પ્રભુજી વળ્યા, બ્રહ્મા ઇંદ્ર સહુ સાથે પળ્યા,
સૌ સૌને સ્થાનકે ગયા, ધ્રુવ રાજા થઇ અવિચળ રહ્યા

### પૂર્વછાયો.

શુકદેવે માડી કરી, કથા કહી એ સાર,
પરિક્ષત કહે હું પામીઓ, ભવસાગરનો પાર
પરિક્ષત કહે સ્વામી, પામ્યા અતિ આનદ,
ભક્ત મહિમા રાખીઓ, પૂર્ણ પ્રેમાનદ.
વેળા પરિક્ષત સુકતી, શુકજી ઋષિ જેહ,
કથા રસ સીંચી કરી, ઉદય પમાડી દેહ

### ચોપાઈ.

ગવરીનદને કીરપા કરી, તે કવિમુખે કથા ઓચરી,
વિપ્રસારસ્વત કુલ્નપુરી‡ ગામ, માધવસુત તુલસી તેહનું નામ.§
કાવ્યાવાળા કીધા જેહ, સરસ્વતિએ ઉપદેસ્યા તેહ,
ખોડ મા દેશો કવિજન કોય, શત વચન મારુ દુ બોલ્યું સોય.¶

---

* પા૦ 'અભે જળમા સદા તે હરો' † દોરી–તરવાની ‡ પા૦ 'કુતવપુરા' § પા૦ 'સુત તુલસી ને વૈકુંઠ નામ' ¶ પા૦ 'સહુનું ધ્યાન પ્રભુસુ હોય'

ચારસેં ને ઓગણુસાઠ, પંચાસ પૂર્વછાયાનો ઠાઠ;*
કડવાં એક ને સોળ સંબંધ, એવો કથા કેરો બંધ.
બાણુ નેત્ર ને બાણુ (?) જે જેહ, કથાતણો સરવાલો તેહ;
ચતુર હોય તે જોજો કથી, છે પૂરી કાંઈ ઓછી નથી.
સંવત નારતણો શણગાર,[૧૬] એક અતને[૧] વેદજ ચાર;[૪]
નિર્મળ માસ કહીએ જેહ, રમણ રાસ તિથિ વંદીએ તેહ.
રવિનંદન છાયા કુમાર,† પનોતી કેરો જે ભંડાર;
તે દિન કથા કીધી સાર, ગાશે સુણશે તે ઉતરશે પાર.‡

—ꕥꕥꕥꕥꕥꕥꕥꕥ—

* ત્રીજી પ્રતમાં ઉપરને બદલે નીચે પ્રમાણે ઉપસંહારની કડીઓ છે.

સંવત નાર તણો શણગાર,[૧૬] આદ અત[૧] ને વેદ[૪] વિચાર;
માઘ માસ ને પક્ષ અંધાર, તિથિ એકાદશી સોમવાર
તે દિન કથા પુરી કરી, તે હરિજને છંદે વિસ્તરી;
સુણે તેની પોંહોચે આશ, ચાર પદારથ પામે પાસ.

પુર્વછાયો.

ચાર પદારથ પામશે, ને ગાશે સુણશે જેહ;
કથા તે ધ્રુવ રાજા તણી, મોહોટું ફલ છે એહ.
શ્રીમંત કથા જે સાંભળે, તો પામે મન ઉલ્લાસ;
એક મને જેહ સાંભળે, તેને હોયે વૈકુંઠવાસ.

† શનિવાર. ‡ આ કાવ્ય પ્રથમાવૃત્તિમાં બે પ્રત ઉપરથી શુદ્ધ કરીને છાપવામાં આવ્યું હતું,—એક શીલામાં છાપેલી પ્રત, અને બીજી હસ્તલિખિત પ્રત. નવું સંસ્કરણ સંવત ૧૮૩૬ ની ભાવનગરની એક જૂની પ્રત ઉપરથી કર્યું છે. પ્રથમાવૃત્તિનો પાઠ જ્યાં તદ્દન ખોટો લાગ્યો અને હસ્તલિખિતનો વધારે શુદ્ધ દેખાયો, ત્યાં અસલનો પાઠ ફેરવ્યો છે. જ્યાં બન્ને પાઠ ઠીક લાગ્યા ત્યાં નવો પાઠ પાઠાંતરમાં આપ્યો છે. માત્ર છેલ્લો ભાગ નવી પ્રતનો સ્વીકારી તે મૂળમાં આપ્યો છે અને પૂર્વનો પાઠ ટીપ્પણમાં લેવો પડયો છે

# પ્રેમાનંદ.

વડોદરાના કૃષ્ણુરામ ભટ્ટનો પુત્ર-ચાતુર્વેદી બ્રાહ્મણ-સંવત ૧૬૯૫થી
તે ૧૭૯૦ સુધીમાં હૈયાત હતો, એમ કલ્પના કરવામાં આવે છે.

---

## ચંદ્રહાસ આખ્યાન.

### રાગ કેદારો.

પ્રથમ સમરૂં ગણપતિ, જ્યમ ટળે મારી દુર્મતિ;
જેથી સરે મનોરથ મનતણાં રે. ૧
સાહે કરો માતા સરસ્વતિ, હું બાળક કાંઈ લહેતો નથી;
સતી શારદા સેવક છઉં તમતણો રે. ૨

### ઢાળ.

સાહે કરો માતા સરસ્વતિ, હું લાગું તમારે પાય;
નિજ ગુરુ કેરું ધ્યાન ધરતાં, ગ્રંથ ચાલતો થાય. ૩
વૈશંપાયન એણીપેરે બોલ્યા, સુણ જનમેજય રાજન;
અશ્વમેધની ઉત્તમ કથા છે, શ્રોતાવક્તા ધન્ય. ૪
પાંડવ પરાક્રમ કીધું ઘણું, ક્રોધ ધરીને કાય;
શત કૌરવ સંધારિયા, તે કુરુક્ષેત્રને માંય. ૫
પછે હસ્તિનાપુરમાં રાજ્યે બેઠા, કુંતિ કુંવર જે ધર્મ;
પાંચાલીના મનોરથ પૂરી, પધાર્યાં પરંબ્રહ્મ. ૬
યુધિષ્ઠિર અતિ દુઃખ પામે, ઉપન્યો અંતર તાપ;
એ રાજ્યને માથે ધિક્ક પડો, સ્વજન માર્યાનું શિર પાપ. ૭
એટલે આવ્યા વ્યાસ મુનિ, પૂછ્યો પાપ ગયાનો ભેદ;
પછે મહા મુનિયે મહીપતિને, મંડાવ્યો અશ્વમેધ. ૮
અશ્વની પુઠે રક્ષા કરવા, સંચર્યો અર્જુન;
પુઠે વૃષકેતુ પરવર્યો, વળી વીર પ્રદ્યુમન. ૯
વાટમાં જાતાં નીલધ્વજ, ને હંસધ્વજ ભૂપાળ;
સુધન્વા સુરથ રાજા નામે, હણ્યા બન્યો બાળ. ૧૦

મણિપુર નગ્રે અશ્વ આવ્યો, રાજ્ય કરે બભ્રુવાહન;
જેણે મહા બળિયા પાર્થનું, મસ્તક કર્યું છેદન. ૧૧
પછી તુરી ત્યાં થકી પરવર્યો, સામો મળ્યો તુખાર;
તે તુરી તામ્રધ્વજે બાંધ્યો, અર્જુનનો નિર્ધાર. ૧૨
રાય મયૂરધ્વજ મળ્યો આવી, કૃષ્ણને રહ્યો કરજોડ;
પછે વીરવર્માને દેશ આવી, સુભટ ઝુઝયા કોડ. ૧૩
એક હ્રદ આવ્યો જળ તણો, તે તરી ઉતર્યો વાજીન;
ત્યાં આગળ રમતા હતા, બે ચંદ્રહાસના તન. ૧૪
વડો પુત્ર પદ્માક્ષ નામે, એક મકરધ્વજ એવું નામ;
તે અશ્વ અનુપમ દેખી, લેઈ ગયો પોતાને ગામ. ૧૫
તાંહાં પાંડવની સૈના વિષે, હવો તે હાહાકાર;
શ્રીકૃષ્ણ અર્જુન જ્યાં હતા, ત્યાં લાવ્યા સમાચાર. ૧૬
વાત સાંભળી સવ્યસાચીને, ઉપન્યો અતિ ક્રોધ;
અશ્વની સંભાળ લેવાને, મોકલ્યા મહાજોધ. ૧૭
પણ પાર તે પામ્યા નહિ, કહ્યો કિરીટીને નકાર;*
સાંભળીને સવ્યસાચી, દુઃખ. પામ્યા અપાર. ૧૮
વિચારીને વિનવ્યા, અર્જુને ત્યાં શ્રીકૃષ્ણ;
પાર્થ પૂછે પ્રભુજીને, કહો અશ્વ ગયાનું પ્રશ્ન. ૧૯
વળતી વિશ્વંભર ઉચર્યા, સાંભળ પાંડુકુમાર;
તારા તુરીને સંભાળ તાંહાં, જો કોણ છે ઝાલનહાર. ૨૦
એવું કહીને મૌન લીધું, પ્રભુ શ્રી ગોપાળ;
એવે સમે અંતરિક્ષ માર્ગે, અતિ હવું અજુવાળ. ૨૧
હરિગુણ ગાતા વીણા વાતા, આવ્યા નારદ ભગવાન;
નર નારાયણ ઉભા થયા, સાદરે દીધું માન.* ૨૨
ત્યારે દેવ ઋષી એમ બોલિયા, અર્જુન દીઠો દીન;
હે સાધુ પા[illegible] ખિન્ન. ૨૩
પછે ગદ્‌ગદ્ કંઠે થઇને, બોલીયા તે પારથ;
મારા અશ્વ બન્યો ગયા, તેથી ઉપન્યો અનરથ. ૨૪

* પા૦ "૦આવ્યા નારદ મુન્ય; નર નારાયણ ઉભા નિરખ્યાં, પણ કરે બેનાં ધન્ય."

સ્વર્ગ મૃત્ય પાતાળ સઘળે, તમો જાણો છો મુનિરાય;
જાણતા હો તો કહો મુને, મારા અશ્વ ગયાનો ઉપાય. ૨૫
વળતા ઋષિ એમ ઉચ્ચરે, સાંભળ અતલિબલ અર્જુન;
તારા તુરીને લઈ ગયા છે, ભક્ત ચંદ્રહાસના તન. ૨૬
દેવ દાનવ યક્ષ કિન્નર, ત્રૈલોક્ય ટોળે થાય;
સહસ્ર વસા સતવાદી રાજા, કોણે જીત્યો નવ જાય. ૨૭
ઋષિજીનાં વચન સુણીને, અર્જુન બોલ્યો વાણ;
તે ચંદ્રહાસનો મહિમા કહો, મુજને વીણાપાણ. ૨૮

### વલણ.

કહો વીણાપાણ વેગે, સાન્નિધ્ય શ્રી ગોવિંદ રે;
ચંદ્રહાસનો મહિમા કહે, કરજોડી પ્રેમાનંદ રે.

### કડવું ૨ જું—રાગ રામગ્રી.

એણીપેરે બોલ્યા બ્રહ્મા તનજી, સાંભળ સાધુરાય અર્જુનજી;*
એક અંગદ નામે દેશ કહેવાયજી, રાજ કરે ત્યાં સુધાર્મિક રાયજી. ૧

### ઢાળ.

સુધાર્મિક રાજા રાજ્ય કરે, પણ પેટ નહીં સંતાન;
પુત્રને અર્થે રાજાએ, આરાધ્યા પંચવદન. ૨
મહાદેવ આવી ઉચ્ચર્યા, માગ માગ મહીપતિ વરદાન;
પછે શંકર પાસે સુધાર્મિકે, માગીઓ એક સંતાન. ૩
સ્વામી મુજને કરી કરુણા, એક આપો પુત્ર સંતાન;
કરુણા કરો મહાદેવજી, એ જ માગુંછું વરદાન. ૪
ત્યારે શિવ કહે તારા કર્મમાં,† નથી સરજીત પુત્ર;
તું પુત્રનું સુખ દેખીશ નહિ,‡ આગે ભાગશે ઘરસૂત્ર. ૫
વળતી રાજા બોલ્યો જે, મિથ્યા ન થાય હોનાર;
સ્વામી મુજને આપીએ, ઉઘડે વાંઝિયાં બાર.§ ૬
ત્યારે શંભુ વળતા બોલિયા, જા હશે પુત્ર નિર્વાણ;
પણ આયુષ તારું નહીં રહે, એમ કહે પિનાકપાણ. ૭

---

* પા૦ "પાંડુ તનજી." † પા૦ "ભોળા શંભુ કહે કર્મ તારે." ‡ પા૦ "દેખીશ જવ."
§ પા૦ "મુજનું ટળે વાંઝિયા દ્વાર."

મહારાજા મંદીર આવિયો, શંભુ થયા રે કૃપાળ;
ધાત્રી નામે પ્રેમદા, તેણિયે પ્રસવ્યો બાળ. ૮
સર્વકો આનંદ પામ્યુ, ઉઘડ્યું વાંઝિયાં બાર;
ખટ માસનો બાળક થયો, ભૂપતિ હરખ્યો અપાર.* ૯
ત્યાં એક દિવસ અસુર આવિયા, પાપી પડિયા ત્રૂટી;
મધ્યરાત્રે માર્યો મહીપતિ, ને નગ્ર લીધું લૂટી. ૧૦
પેલા બાળકને ધવરાવતિ, સુધાર્મિકની દાસી;
રાજપુત્ર ત્યાંથી સંતાડ્યો, ધાવ છૂટી ત્યાંથી નાસી. ૧૧
રાત દિવસ તે હીંડે રામા, સુત સાંતી† સોડામાંય;
કૌંતલ દેશ આવી ચઢી, ત્યાં કુંતલ નામે રાય.‡ ૧૨
ધૃષ્ટબુદ્ધિ નામે પ્રધાન વસમો,§ જેનો રાજ સૈનમાં ભાર;
વિશ્વ જીતી વશ કર્યું, મન વિષે મહા અહંકાર. ૧૩
તે ગામમાં દાસી ઠરી, સૂત સંગાતે નેટ;
દામણી થઈને ધંધો કરતી, દોહેલે ભરતી પેટ. ૧૪
ખાંડવું દળવું અને ધોવું, કોનાં વાસીદાં કરતી;
કોનાં પાત્ર પખાળે એઠાં કાહડે, કોનાં પાણી ભરતી. ૧૫
દિન દિન પુત્ર મોટો થયો, શેરિયે રમવા જાય;
લોક જાતાં જોવા રહે, એ કુંવર કેરી કાય. ૧૬
શરીરે સુવર્ણ સરિખો, શોભતો અતિ રંગ;
દાસી તે ભરમે કરી ઢાંકે, કુંવર કેરું અંગ. ૧૭
એક દિન દાસીએ શયન કીધું, પુત્રને રાખી પાસ;
એવે કોએક તેડવા આવ્યો, વેહેવારિયાનો દાસ. ૧૮
ઉઠ્ય ધાવ ઉતાવળું છે, વસ્ત્ર ધોયાનું કામ;
સ્વામી મારો તેડે તુજને, આપશે બહુ દામ. ૧૯
મધ્યરાત્રિયે ચાલી માતુની, સુતો મૂકી બાળ;
લોભે તે કાંઇ પ્રિછ્યું નહીં, આવ્યો તેનો કાળ. ૨૦

* પા૦ "૦રાયનું થયું વાંઝિયા મેહેણું; ષડ માસનો જવ કુંવર નિરખ્યો, રાજા હરખ્યો મન ઘણું." † સંતાડી. ‡ પા૦ "રાજ કરે ત્યાં કુંતલરાય." § પા૦ "૦નામે પુરોહિત વસે ત્યાં."

માર્ગ માંહે ઉતાવળે જાતા, પડ્યો હતો મોટો નાગ;*
પ્રેમદાએ પૃષ્ટ ઉપર, અધારે મૂક્યો પાગ. ૨૧
તતક્ષણે ઉછળી નાગ વળગ્યો, અંતર આણી રીસ;
ડંસી દાસી પડી પૃથ્વી, મૂખે પાડી ચીસ. ૨૨
કંઠે તે બાઝી કાચકી, ને મુખે પડિયો શોષ;
ધાવ ઢળી ધરણી વિષે, ત્યારે ધાઈ મળીયા બહુ લોક. ૨૩
મરતી વેળા માનુની, મુખથી બોલી વાણ;
મારા પુત્રને કો પાળજો, એમ કેહેતાં નીકળ્યા પ્રાણ. ૨૪

વળણ.

એમ કહેતાં ગયા પ્રાણ તેના, ભાગ્યની જે મદ રે;
એ પુત્રની શી ગતી થઈ, તે કહે ભટ્ટ પ્રેમાનંદ રે.

### કડવું ૩ જું—રાગ વેરાડી.

નારદજી એમ ઉચ્ચરે, સુણ પાર્થ બલવંત;
પછે એ પુત્રની શી ગત થઈ, તેને રાખ્યો શ્રીભગવંત. ૧
વહાણું વાતે જાગ્યો બાળક, મુખે બોલતો વાણી;
આંખ્યો ચોળતો ને અન્ન માગતો, માતા મુઇ ન જાણી. ૨
સુનું ભુવન જ્યારે પુત્રે દીઠું, નેત્ર ભરીને રોય;
આકુળવ્યાકુળ થાવા લાગ્યો, ઉત્તર ન આપે કોય. ૩
સાંભળી આવી સર્વે શ્યામા, પાસેના પાડોશી;
કો બાળકને પહુઆ આપે, ઘણા વર્ષની ડોશી. ૪
કો કુવરને કેડે ચઢાવી, લાગિ આસનાવાસના કરવા;
આ આવી જનેતા તારી, આ ગઈ છે પાણી ભરવા. ૫
એણી પેરે તે સર્વે માનુનીએ, કુવરને માંડ્યું વહાવું;
કોઇ પ્રેમદાએ દૂધ પાયું, કોઇએ આપ્યું ખાવું. ૬
એમ રમતાં જમતાં તે કુંવરના, સુખે દિવસ જાતા;
બે સવત્સર વહી ગયા, વિસરી ગઈ ત્યાં માતા. ૭
હીંડતાં ચાલતાં કુંવર મનથી, લેતો હરિનું નામ,
એક દહાડે તેને વાટમાંહિથી, જડિયા શાલિગ્રામ. ૮

* પા૦ 'માર્ગમાંહે ચાલતા, એક પડ્યો મોટો નાગ."

તે હાથ ગ્રહિ હૈયાશું ચાંપ્યા, સ્નેહ અતિશે આણ્યો;
સહુ બાળક સાથે રમવા લાગ્યો, સખો સુંદર જાણ્યો. ૯
એકવાર પુરોહિત ધૃષ્ટબુદ્ધે, જમાડ્યા મુનિ જન;
તે બાળક સૌ મળતો તેઓ, રાંક જાણીને તન. ૧૦
સર્વે ઋષિજીની પૂજા કરવા, ધૃષ્ટબુદ્ધિ તે આવ્યો;
પુષ્પ દક્ષિણા હાથ માંહિ, તે થાળ ભરીને લાવ્યો.* ૧૧
પૂજા કરી પ્રધાન પરવર્યો, દક્ષિણા આપતો મુઠ્ઠીવાળી;
સૌ પંડિતની પગત વિધેથી, તે બાળક મૂક્યો ટાળી. ૧૨
એવે ગાલવ ઋષિ બોલ્યા, ભાળે પ્રાણી માત્ર;
કાં મહારાજ એને ટાળી મૂક્યો, હેતે પૂજો છે પાત્ર. ૧૩
વિધિએ એમ લખ્યું છે, એસું તારે સગાઈ;
વિષયા પુત્રીને એ પરણશે, તારો થાશે જમાઈ. ૧૪
એવાં ગાલવનાં વચન સુણીને, પ્રધાનને લાગી ઝાળ;
મુનિ માત્ર મારીને કાઢ્યા, પછાડી પૂજાની થાળ. ૧૫
બીજા બ્રાહ્મણ દુઃખ પામ્યા, કહોજી અમારો વાક;
દક્ષિણાનું જાન થયુ, અમો કેમ જીવિયે રાંક. ૧૬
ગાલવ કહે તમે શું જાણોછો, પુરોહિત છે પાપી;
એવું કહીને સર્વ મુનિઓને, ઘેરથી દક્ષિણા આપી ૧૭
નારદ કહે સાંભળ પાર્થ પછે, પાપીને પ્રગટ્યો કાળ;
મારી પુત્રીને અમરઇચ્છે, તે કેમ પરણે ભિક્ષુક બાળ. ૧૮
એક ઠામ બેશી વિચાર્યું, ચાંડાળ તેડાવ્યા ઘેર;
સાધુ સુતને મારવાને, આરંભી ત્યાં પેર. ૧૯

વલણ.

આરંભી ત્યાં પેર ધૃષ્ટબુદ્ધે, દ્વેષ મનમાં ધર્યો રે;
કરજોડી કહે પ્રેમાનંદ પછે, સાધુ સુત કેમ ઉગર્યો રે. ૨૦

### કડવું ૪ થું–રાગ વેરાડી.

ધૃષ્ટબુદ્ધે તેડાવ્યા ચાંડાળ, હણવા સુધાર્મિકનો બાળ, ૧
કહે પેલો દાસીનો તન, ચાંડાળ તમે તેને કરો નિધન. ૨

* પા૦ "દક્ષિણાને લઇને પાતરી, તે૦"

એણી પેરે મારવો ન થાએ જાણુ, માર્યાનું કાંઈ લાવજો એંધાણું; ૩
આપીશ ધન ઉચકાશે જેટલું, જો કારજ કરશો એટલું. ૪
આનંદ પામી અંત્યજ પળ્યા, હરિભક્તને વાટે જઈ મળ્યા; ૫
વાહિને તેઓ બાળક વન, દીધી આશા જમે છે મુનિ જન. ૬
બાળકને છે હરિનું ધ્યાન, તેડી ચાલ્યા ચારે અજ્ઞાન; ૭
અઘોર વન તણી જખજાળ, આરડે વણીયર ફુફવે વ્યાળ. ૮
ખડુ ખાબડાં પર્વત ખોહ, ગુફામાં ઘુઘવે બહુ ઘોહ; ૯
ભુંડ ભૈરવ વંતર પર માઝાર, દીસે પશુ વનમાં અપાર. ૧૦
ઉઝરડાયે અગ અતિ પામે ખેદ, શરીરથી ચાલ્યો પ્રસ્વેદ. ૧૧
એક ઊંડું સ્થાનક જ્યાં ન મળે જંત, ત્યાં બાળક લઇ ગયા એકાંત. ૧૨
માહે માંહે સામુ જોઇ હસે, એકપાપી પહાણુ સું પાળિ ઘસે. ૧૩
તે દેખી બાળકને થયો વિચાર, મુને મારી લેશે નિર્ધાર. ૧૪
પામ્યો દુ:ખ જળ નયણે ભરે, મુખે રામ કૃષ્ણવાણી ઉચ્ચરે. ૧૫

વળણ.

મુખે રામ કૃષ્ણ વાંણી ઉચ્ચરે, સમર્યા શ્રીગોપાળ રે;
ભટ્ટ પ્રેમાનંદ કહે કથા, કેમ ઉગરિયો બાળ રે. ૧૬

કડવું ૫ મું—રાગ રામગ્રી.

સાધુ સુતે સમર્યા હરિ, ગરુવા શ્રી ગોપાળ;
વહારે ચઢજો વિઠ્ઠલા, દિનાનાથ દિન દયાળ. સાધુ. ૧
સાહે કગે સેવકતણી, પ્રભુ સુંદર શ્યામ શરીર;
બાલક શુદ્ધ નથી જાણતો, જાગ્યા શ્રી જદુવીર. સાધુ ૨
આગે ભીડ ભાંગી ભક્તની, ભોળા શ્રી ભગવંત;
દુ:ખ ટાળ્યાં સર્વે દેવનાં, આણ્યો અસુરનો અંત. સાધુ. ૩
અંબરીષ કરતો એકાદશી, આવ્યો અત્રિ કુમાર;
શાપ ટાળ્યા સર્વે તેહના, લીધા દશ અવતાર. સાધુ. ૪
પછે મચ્છ રૂપે વેદ વાળીઆ, અહો અશરણ શરણ;
તમો વિશ્વંભર વહારે ચઢી, મૂકાવી દાઢાગ્રેથી ધરણ. સાધુ. ૫
પ્રહ્લાદ પીડાથી રાખિયો, ધરી નરસિંહ રૂપ;
વિદાર્યો નખે કરી પાપી, હિરણ્યકશિપુ દુષ્ટ ભૂપ. સાધુ. ૬
વામનરૂપ થઇને વેગે છળ્યો, બળવંતો બલિ રાજન;
પ્રભુ થઈ રહ્યા પોળિયા, રાખ્યું જતું ઇંદ્રાસન. સાધુ. ૭

કચ્છપ રૂપે કૃષ્ણજી, તમે મથિયો મહા સાગર;
લક્ષ્મી કહાડ્યાં ત્યાં થકી, ટાળ્યું દેવનું દળદર. સાધુ. ૮
પરશુરામ રૂપે પુરુષોત્તમ, પાળ્યું તાતનું વચન;
માત મારી તાત વચને, હણ્યો સહસ્રાર્જુન. સાધુ ૯
સાતમે રાક્ષસ કુળ સંધારવા, અવતરિયા શ્રી રામ;
વાનરસું મૈત્રી કરી, ફેડ્યો રાવણનો ઠામ. સાધુ. ૧૦
આઠમો અવતાર શ્રી કૃષ્ણનો, પાંડવના પ્રતિપાળ;
કંસાસુરાદિ પાપી હણ્યા, માર્યો તે શિશુપાળ. સાધુ. ૧૧
હરિશ્ચંદ્રે સત્ય મૂક્યું નહિ, કાપતાં કામિનીનું માથ;
અવિનાશી અંતરિક્ષથી ઉતર્યા, આવી ઝાલ્યો હાથ. સાધુ. ૧૨
પાંચ વર્ષનો બાળિયો, જેનું ધ્રુવજી નામ;
દાસ જાણી આપ્યો તેહેને, ઠરવાને અવિચળ ઠામ. સાધુ. ૧૩
શું શયન કીધુ હો સ્વામજી, પ્રભુ ગરુડારૂઢ;
જાગીને વેગે આવજો, દુઃખ પડિયું છે પ્રૌઢ. સાધુ. ૧૪
ભક્તવત્સલ બિરદ તાહરું, રાખજો આ વાર;
સેવકને જો વિસારસો તો, લાજશે લક્ષ્મી ભરથાર. સાધુ. ૧૫
ચતુર્ભુજ તમો ચિત્તમાં, ચિતવીને દુઃખ જાય;
તમ વિના ત્રૈલોક્યમાં, નથી મારે કોય. સાધુ. ૧૬
અલ્પ જીવ અવની વિષે, આકાશથી હું પડિયો;
મૃત્યુ પાન મહારા હાથમાં, ચાંડાલ હાથે ચઢિયો. સાધુ. ૧૭
હું મર્ણ પામ્યો હો મહાવજી, 'મારો' કોણ કહેશે;
મોટું દુઃખ મારા મન વિષે, મારો સખો લહેશે.' સાધુ. ૧૮
એવે નિદ્રા વશથી જાગિયો, કમળાનો જે સ્વામી;
પછે ચંદ્રહાસના ચિત્ત વિષે, પ્રગટ્યા અંતર્યામી. સાધુ. ૧૯

વળણ.

અંતર્યામી પ્રગટ હવા, ચાંડાળ કેરે મન રે;
ભટ પ્રેમાનંદ એમ કહે, કયમ ઉગર્યાં સુધાર્મિક તન રે.

કડવું ૬ ઠું-રાગ કેદારો.

નારદજી એમ ઉચ્ચરે, પાર્થ વીર શ્રવણે ધરે;
શું કરે પછે તે સાધુને રે. ૧

ચાંડાલ ચારે જોઇ રહ્યા, સુતને દેખી વિસ્મે થયા;
અંતર્યામી પ્રગટ હવા તેહને રે. ૨

ઢાળ.

તેને પ્રગટ હવા અતર્યામી, આવી બેઠા શ્રીભગવાન;
દુષ્ટ ભાવ ગયો અધર્મીના, ઉપન્યું અંતર જ્ઞાન. ૧
શ્યામા સુત સ્વજન મનોહર, આપણ તે ઉપર હિત કરીએ;
બાળક તો સર્વેના સરખો, નમાયાને શેં હણિએ. ૨
એક કહે સાધુને મારીએ, પાપીને પમાડિએ હર્ષ;
એ કર્મ કીધે સાધુ પ્રાણ લીધે, પડિયે કુંભીપાક નર્ક. ૩
બીજો કહે છે મૂકો અને, શું દુષ્ટ મળતા દુષ્ટ થઇએ;
એ પુરોહિત પડશે નર્કમાં, વિષ્ણુભક્તને જીવતદાન દઇયે. ૪
ત્રીજો કહે માર્યાની વાતે, અગ તપે છે મારુ;
એ સાધુ સામુ જુએ તેને, હુ આગળથી સંધારું. ૫
ચોથો ચતુર થઈને બોલ્યો, સાંભળો એક ઉપાય;
એ સુત ન મરે ને અર્થ સરે, દુષ્ટ મન નવ દુભાય. ૬
એંધાણ આપિયે અધર્મિને, એનું અંગ તમો કાંઈ કાપો,
અભડાયે નહિ માટે વેગળા રહીને, પાળી એ હાથ આપો. ૭
એવું કહીને કુંવરને, છુરિકા કરમાં આપી,
જોતાં માહે જમણા પગની, છઠ્ઠી અંગુલી કાપી. ૮
જ્યાં લગણ વધતી હતી, આંગળી પગ મોઝાર;
ત્યાં લગણ બાળકને નોહોતો, રાજ્યતણો અધિકાર. ૯
ચાંડાલ ચારે વિસ્મે થયા, સૂત સામું જોઈ;
પીડા ન પામે અંતર વિષે, પાગે વહેવા લાગ્યુ લોહી. ૧૦
પછે અંત્યજ ઉઠીને ચાલ્યા, કહેતા ગયા એક વચંન;
નગ્ર ભણી ન આવીશ સાધુ, જાજે બીજે વંન. ૧૧
એક મૃગ વાટે મુઓ હતો, તેનાં લોચન કાઢી લીધાં;
અન્યોઅન્યે કહેવા લાગ્યા, કાર્ય આપણાં સીધ્યાં. ૧૨
જઈ પુરોહિતને* પાગે પડિયા, માંગ્યા આપ્યાં એંધાણ;
ધૃષ્ટબુદ્ધિ તે દેખી હરખ્યો, સાતા પામ્યો પ્રાણ. ૧૩

* ધૃષ્ટબુદ્ધિ જો કે પ્રધાનનું નામ છે, પણ ત્રણે પ્રતમા પુરોહિત આપવાથી તે કાયમ રાખ્યુ છે.

વળણ.

શાતા પામ્યો પ્રાણ રે, ચાંડાળને ધન આપ્યું ઘણું રે;
પુરોહિતનું હરખ્યું મન જે, મિથ્યા વચન થયું મુનિતણું રે. ૧૪

## કડવું ૭ મું-રાગ ચોપાઈ.

નારદ કહે સાંભળ અર્જુન, પાસે બેઠા છે જગજીવન;
ત્યાં બાળક એકલો કરે વિલાપ, અંતર્ગત અતિ પામે તાપ. ૧
રામ કૃષ્ણ વાણી ઉચરે, રુદન કરે જળ નયણે ભરે;
એવે વન વિષે આવી ચમરી ગાય, પૂંછ કરીને નાખે વાય. ૨
આવ્યા સુડા વનના કીર, ચાંચે ભરીને લાવ્યા નીર;
પંખી જાત સરવે ટોળે થયાં, પાંખે છાયા કરીને રહ્યાં. ૩
એવે મૃગ આવી એક ઉભો રહ્યો, સુતને દેખી વિસ્મે થયો;
મૃગ સ્વામીભાવ મન આણિયો, ચંદ્રમા પડિયો જાણિયો. ૪
એવી આશંકા મૃગે મન ધરી, ચાટ્યું રુધિર જીભે કરી;
ત્યાં આવ્યો કૌંતલ દેશનો રાય, કુલિંદ નામ તેનું કહેવાય. ૫
નવનિધ અષ્ટમાસિદ્ધ ઘરસૂત્ર, પેટ ન મળે એક પૂત્ર;
તે રાજા મૃગયા નીકળ્યો, મહાવનમાં એક મૃગલો મળ્યો. ૬
સારંગ ઉપર સર કર્યો સધાણ, મૃગે જાણ્યું મુઓ નિર્વાણ;
મૃગ ભય પામી નાશી ગયો, પછે કુલિંદ કુરંગ કેડે થયો. ૭
આગળ જાતાં મૃગ થયો અંતર્ધ્યાન, ઉભો રાજા ને થયો મધ્યાન;
ભૂલ્યો ભૂપતિ નગ્રની વાટ, એટલે થયો મનમાં ઉચ્ચાટ. ૮
એક વૃક્ષ તળે ઉભો ભૂપાળ, એવે રોતો સાંભળ્યો બાળ;
રામ કૃષ્ણ કહી કરે રુદન, સાંભળી રાજાએ વિમાસ્યું મન. ૯
જોવા અર્થે અશ્વથી ઉતર્યો, કુંવર ભણી કુલિંદ પરવર્યો;
રાજા આવતો દીઠો જેટલે, પશુ પક્ષી નાઠાં તેટલે; ૧૦
અભ્રમાંથી ચંદ્ર દીસે જેમ, પક્ષી પરાં થયે કુંવર શોભે તેમ;
વાસવ વિરંચીનો અવતાર, એ નો લોપે માતુપતણો કુમાર. ૧૧
તત્ક્ષણ રાય તજી આવીયો,* પ્રેમે પુત્રને બોલાવીયો;
કહે કુવર તું કોણ છે જાત, કોણ પિતા કોણ તારી માત. ૧૨

* પ્રા૦ "પઠે માહારાજા પાસે.૦"

મહારાજાનાં સુણી વચંન, વળતું બોલ્યો સાધુ જંન;
માતા પિતા મારે નથી કોય, આધાર એક અચ્યુતનો હોય. ૧૩
એવું સાંભળી હરખ્યો ભૂપાળ, મુને કેશવજી થયા કૃપાળ;
પરમેશ્વરે મુને આપ્યો કુમાર, ઉઘડ્યાં મારાં વાંઝિયાં બાર. ૧૪
પછે સુતની કીધી આશ્વાસન, તેડી દીધું આલિંગન;
પ્રેમશું પુત્રને હદે ધર્યો, પેહેરાવી વસ્ત્ર ને સાસતો કર્યો. ૧૫
રાય અશ્વે થયો અસ્વાર, નરપતિ સાથે ગયો નગ્ર મોઝાર;
પાળા સેવક ધાયા પુર ભણી, રાણીને કહેવા વધામણી. ૧૬
રાણીને જઈ નામ્યું શિશ, તમને તુષ્ટમાન થયા જગદીશ;
પાંચ વર્ષનો હરિએ આપ્યો બાળ, આ લઇ આવે છે ભૂપાળ. ૧૭

વળણ.

ભૂપાળ બાળકને લાવે માતા, હરખ્યું રાણીનું મન રે;
કરજોડી કહે ભટ્ટ પ્રેમાનંદ, સામી આવી સ્ત્રીજન રે. ૧૮

## કડવું ૮ મું–રાગ રામગ્રી.

ઋષિ નારદ બોલ્યા વાણીજી, તું સાંભળ ગાંડિવપાણીજી;
સુતનો સમાચાર જાણી જી, પ્રેમે સચરિ સામિ રાણીજી.

ઢાળ.

શામા* ચાલી સુતને જોવા, સામગ્રી લીધી ઘણી;
સાથે તેડી સર્વ શ્યામા, સાહેલિયો પોતાતણી. ૧
સાંભળ્યું મેં સ્વપ્ન સરખુ, પુત્ર લાવે છે નિજ પતિ;
મન માંહે મહાલી સામી ચાલી, મળવાને મેધાવતિ. ૨
વેહેવારિયા સર્વે સંચર્યા, વહેલ સુંદર જોતરી;
નગ્રની નારી નિસરી બાહરી, થાળ મોતીયે મદ ભરી. ૩
પાળે પાગે અતિ અનુરાગે, માતા તે મળવા આવી;
અતિ પ્રેમ કીધા હ્રદયાસું લીધા, મોતીડે સુતને વધાવી. ૪
શુભ લગ્ન શુભ નક્ષત્રે, શુભ તિથિ રવિવાર;
ગાજતે વાજતે ઘેર આવ્યો, કુલિંદનો કુમાર. ૫
કુળ કર્મ કીધું દાન દીધું, ગીત ગાયે સર્વ સુંદરી;
મહારાજાયે જોશી તેડાવ્યા, લખવા પુત્રની જન્મોતરી. ૬

* પા૦ "સામી જોવા સુતને કાજે."

જન્મોતરી લખી બોલ્યા ઋષી, મહિ મહિમા બાળકતણો;
ભુમંડળમાં ભૂપતિ ભાગ્યવંત, થાશે કુંવર અતિ ઘણો. ૭
એનું વદન ચારુ સોમ સરખું, જાણે સોળ કળા પ્રકાશ;
હસી રહ્યું માટે નામ એનું, ધર્યું છે ચંદ્રહાસ. ૮

વળણ.

ચંદ્રહાસ નામ સુતનું સુણી, રીઝ્યો રાય કુલિંદ રે;
પછે કેણુ રીતે ભણ્યો કુંવર, કહે ભટ્ટ પ્રેમાનંદ રે. ૯

કડવું ૯ મું—રાગ કલ્યાણી.

મહારાજાએ વિમાસ્યું, દિન જોયો એક વારુ;
પુત્રને ભણવાને કાજે, ઘેર તેડ્યો અખ્યાર. ૧
ત્યાં સોંપી આપ્યો પુત્રને, ભણવાને ભૂપાળે;
અશ્વ થઈ અસ્વાર કુમાર, ગયો ગુરુ નિશાળે. ૨
ત્યાં ખડખડ હસિઓ સાધુ, દેખીને સઘળો સાથ;
શું ભણો છો સર્વે ભૂર, મૂકી બ્રહ્માંડનાથ. ૩
તમો ગુરુ કરો ગોવિંદને, જેથી ન નિસરે વાંક;
નિર્મળનામ નારાયણ ભણિયે, બીજો આડો આંક. ૪
ત્યારે નિશાળિયાએ મુક્યું ભણવું, પાસે આવી સૌકો બેઠા;
નિજ જ્ઞાન પ્રગટ્યું સૌં હૃદયામાં, ભગવાન અંતરમાં પેઠા. ૫
નિશાળિયા પ્રત્યે ચંદ્રહાસ બોલ્યો, પ્રેમે મધુરી વાણી;
સાંભળો નિશાળિયાનો સાથ, નાથની કહું કાહાણી. ૬
કરો નિર્મળ મુખકમલસગ, નેહ દેહ છે કાચી;
ખોટી સંસારની રીત છે, પ્રીત પરબ્રહ્મસું સાચી. ૭
ગુણ ત્રણ રહિત વિશ્વરાયો, જેને નારદજી નમે;
ઘર ઘર ગતિ ગહન ચલવે, ઠલ્યો ભુલ્યો બ્રહ્માજી ભમે. ૮
નરહરજીને વંદો રે ભાઈ, નંદો પુત્ર પરિવાર;
ચૌદ ભુવનનો જે સ્વામિ કા'વે, નવ લહે તેનો કોઇ પાર. ૯
છૂટો માતાના ગર્ભ પાશથી, અવિનાશી અંતર આણો;
જગમાં છે જગદીશ સાચો, અનુભવ એવો જાણો. ૧૦
ઝાંઝવાં નિર સંસાર વીરા, છે મૃગતૃષ્ણા જેવું;
નરહરજીનું નામ મુખે, શત કામ મૂકી લેવું. ૧૧

ઢાળો ભાઇઓ મનનો દ્વેખ, એક જાણો અવિનાશી;
ઠાલો એક ઠામ નથી નિશ્ચે, મુરારી રહ્યો પ્રકાશી. ૧૨
ડગ ભરજો વિચારિ મન, ન્યારી માયાની જાળ;
ઢુંકડું જાણો મૃત્યુ માથે, સત્ય નહિ મૂકે કાળ. ૧૩
રણે છુટશો આ અવતાર, બીજી વાર ગર્ભે નહિ આવો;
ત્રણુ લોકને મહિ શ્રેષ્ઠ સબળ, વિષ્ણુ કોણે નથી વહાવો. ૧૪
થાવર જંગમ જે સૌનો નાથ, નેહે રહ્યો વિસ્તરી;
દેવ વૃક્ષ દયાલ દાતા, ડાળ ચારે રહ્યો પ્રસરી. ૧૫
ધરો ધ્યાન તમે ઊંચે પાગ, મુખ ભાગ હેઠો રાખી;
નમો નિચા થઈ ગોપાળ, ડાળ દોરડું નાખી. ૧૬
ધરણીધર ત્રિભુવનરાય, છાય કરીને રહેશે;
ફળ સાટે મુક્તિનું દ્વાર, ચતુર્ભુજ દેખાડિ દેશે. ૧૭
બંધ છૂટશો બાળકો સર્વ, કાળ કર્મ નહિ દેખે;
ભમવું નહિ પડે ભૂદર ભાળે,* કાગળ ચડશે લેખે. ૧૮
મન મારી કરો ચૂર, શૂર શામાટે ન થઇયે;
યમુનાપતિ જગદીશ સાચો, રૂપ ભૂપ જેવું લહિયે. ૧૯
રાતો પીળો રંગ નથી, સંગ લક્ષ્મીનો જેને;
લેશે હરિનું નામ, ઠામ અવિચળ તેને. ૨૦
વામન રૂપ વૈરાટ, ચોધાટ 'ચાલે જેનો;
સમરે તે તરે સંસાર, ભાર ન રહે કેનો. ૨૧
હરિ ખોળી લો રે મૂઢ, ગૂઢ અહમેવ મૂકી;
સંસાર ગયો સર્વે દુઃખે, રખે ચાલતા રે ચૂકી. ૨૨
હરિ મળે મહોટો હર્ખ, નર્ક થશે રે નિવારે;
ક્ષમાએ મળે વિશ્વરાય, સંસાર સમુદ્ર તારે. ૨૩
એ કહ્યું કકાનું જ્ઞાન, ભગવાને શુદ્ધજ આપી;
કરજોડી કહે પ્રેમાનંદ, ગોવિંદે દુર્મતિ કાપી. ૨૪

વળણ.

કાપી દુર્મતિ ગોવિંદે, એમ કહે હરિ જન રે;
સાધુ સંગે નિશાળીયાને, લાગ્યું રામસું લગન રે. ૨૫

---

* ૦ પડે આગળે.”

### કડવું ૧૦ મું-રાગ મારુ.

નારદજી એમ ઉચ્ચરે, શુણ હસ્તિનાપુર રાજન રે;
ચંદ્રહાસ પ્રત્યે નિશાળિયાને, અંતર ઉપન્યું જ્ઞાન રે. ૧
અધ્યારુ અમથો રહ્યો, કીધો ચંદ્રહાસનો સંગ રે;
પાટી પાટલા પછાડ્યા પૃથ્વી, લાગ્યો રામસંગાથે રંગ રે. ૨

ઢાળ.

રામ સંગાથે રંગ લાગ્યો, સર્વને અંતરમાંય;
સુતની વિદ્યા સાંભળીને, હૈડે હરખ્યો રાય. ૩
હરિ કીર્ત્તન મંદીર મંદીર, મુખે કહે માવજી નામ;
દેહ દમન હરિ ભજન, વૈષ્ણવ કીધું બાધું ગામ. ૪
એમ કરતાં પુત્ર પ્રૌઢ થયો, રાજ રીત સર્વે લીધી;
પૃથ્વી ગઈ ધર્મના ધામમાં,* દિગ્વિજે ત્યાં કીધી. ૫
જીતી સર્વે વશ કીધા, દેશ દેશના રાય;
છત્ર ચામર ધન આપી, લાગે કુલિંદને પાય. ૬
પછે ચંદ્રહાસે યજ્ઞ કરીને, આપ્યાં ભિક્ષુકને દાન;
ભાટ ચારણ બંદીજન ગુણી, સંતોષ્યા રાજન. ૭
એવે કૌંતલપુર વિષે, પ્રોહિત ધૃષ્ટબુદ્ધિ જેહ;
એક દહાડે તે અહંકારી, અંતર વિચાર્યું એહ. ૮
દેશ દેશાંતરના રાજા, જીતીને વશ કીધા;
છત્ર ચામર ધન લેઈને, દંડ તેહને દીધા. ૯
કૌંતલ દેશતણો જે રાજા, કુલિંદ એવું નામ;
અગિયાર વર્ષ વહી ગયાં, નથી આપ્યો એકુ દામ. ૧૦
વાંઝિયો થયો અહંકારી, હાવે દેઉં એને શીખ;
નગ્ર એનું લેઉં લૂટી, કરું માગતો ભીખ. ૧૧
એવું વિચારી મહારાજાએ, સૈન તત્પર કીધું;
ફરફરે ધ્વજા હસ્તી હલકાર્યાં, દુષ્ટે દુદંભિ દીધું. ૧૨
ધૃષ્ટબુદ્ધિ કહે યોદ્ધાને, એનો દેશ કરો નરેડાટ;
એવે સમે સામા મળ્યા, બંદીજન ને ભાટ, ૧૩
તેણે પુરોહિતની પાસે આવી, ચંદ્રહાસ વખાણ્યો;
કુલિંદનો કુંવર મહા પરાક્રમી, પછે પાપિયે જાણ્યો. ૧૪

---

* પા૦ "પૃથ્વી ગઇ પોતાની વાળી."

ધૃષ્ટબુદ્ધે બંદીજનને, પૂછયો ત્યાં સમાચાર;
દાસ મારો વાંઝિયો હતો, ક્યાં થકો તેને કુમાર. ૧૫
યાચક કહે સાંભળિયે સ્વામી, કુલિંદ નામે રાજન;
એક દહાડે મૃગયા રમવા, નીસર્યો હુતો વન. ૧૬
સારંગ વળતો ગયો નાશી, ઉભો રહ્યો ભૂપાળ;
નીચે ખામણું* દામણુ સરખો, રોતો સાંભળ્યો બાળ. ૧૭
હોયે કાપી આંગળી પગની, પુત્ર પૃથ્વી પડિયો;
ચંદ્રવદન જેહનું તે, કુલિંદને પુત્ર જડિયો. ૧૮
અશ્વથી ઉતરી રાજાયે, તે બાળક હૃદયાસું લીધો;
વાંઝિયો ટાળ્યો વિશ્વંભરે, પુત્ર આપી પનોતો કીધો.† ૧૯
તે રાજાયે આપિયું, તેને સરવે રાજ્યધાન;
પૃથ્વી તળમાં નવ મળે, તે સરખો કો બળવાન. ૨૦
યજ્ઞ કરીને ચંદ્રહાસે, આપ્યાં ભિક્ષુકને દાન;
તે પાસેથી અમો આવું છું, તમ પાસે રાજાન. ૨૧
એવું સાંભળી પુરોહિતને, અંતર અગ્નિ લાગ્યો;
સાંભર્યો દાસીનો નંદન, ભાલો હૃદેમાં વાગ્યો.‡ ૨૨

વળણ.

વાગ્યો ભાલો વહનિ લાગ્યો, પાપીના હૃદે વિખ રે;§
કાંઇ કપટે મારું એહને તો, રાજ હું કરું સુખે રે. ૨૩

### કડવું ૧૧ મું—રાગ સારંગ.

તાલાવેલી લાગી પાપીને, સુણી યાચક તણાં રે વચન;
ગાલવિયાનું કહ્યું થાશે, દાસીનો પરણુશે તન. તાલાવેલી. ૧
એવું સાંભળી ચાલ્યો પાપી, સૈના તેડી સાથઃ
એવે સમાચાર પહોંત્યો, જ્યાં કૌંતળ દેશનો નાથ. તાલાવેલી. ૨
કુલિંદ રાજા ઉઠ્યો ભડકી, ધ્રુજવા લાગ્યો આપ;
*હવે શું થાશે રે વિધાતા, પ્રધાનનો સદા સંતાપ.¶ તાલાવેલી.* ૩

---

...૦ નાદે." † પા૦ "૦ તે બાળ હૃદયમાં ચાંપ્યો; નગરમાં આવી ઉત્સવ કીધો, ...પદે થાપ્યો." ‡ પા૦ "૦ અંતર લાગી અગન ઝાળ; પાપીને દાસી નંદન સાંભર્યો, બન્યા સર્પ સમ તે કાળ." § પા૦ "કાળ સમ બન્યો પાપી, હૃદે વ્યાપ્યું બહુ વિખ રે."
¶ પા૦ "પ્રધાન મેળશે પાપ."

મેં ઘણાં વર્ષ થયાં પાપીને, નથી આપ્યું સુવર્ણ;
તે માટે જાગીને આવ્યો, હવે પમાડશે મર્ણ. તાલાવેલી. ૪
પછી કુલિંદ કુંવરને તેડી, મળવા સામો સંચરિયો;
પિતા પુત્રને આવતા દેખી, રથથી પ્રધાન ઉતરિયો. તાલાવેલી. ૫
ધામને આલિંગન દીધું, ધૃષ્ટબુદ્ધિ બોલ્યો વાણી;
ધન્ય ધન્ય કુલિંદ રાજા, મેં તમારી મૈત્રી જાણી. તાલાવેલી. ૬
પરમેશ્વર તુજને પ્રસન્ન થયા, પુત્ર પાંચ વર્ષનો લાવ્યો;
વાંઝિયાબાર ઉઘાડ્યું તારું, સમાચાર મુજને નવ કહાવ્યો. તાલાવેલી. ૭
એવું સાંભળીને મહારાજાનું, હર્ષ્યું અતિશે ચિત્ત;
ભાગ્ય મહારું ઉદે થયું, ત્રેવડી વાધી પ્રીત. તાલાવેલી. ૮
ગાજતે વાજતે આવ્યા ગામમાં, આપ્યા ઉત્તમ ઉતારા;
સહસ્ર એક મોકલ્યા સેવક, સેવાના કરનારા. તાલાવેલી. ૯
શાક પાક સ્વાદિષ્ટ અન્ન, રાયે રસોઈ કરાવી;
સર્વે મળીને ભોજન કીધું, નવ જાણે કો ભાવી.* તાલાવેલી. ૧૦
સુભટ માત્ર સભામાં બેઠા, પ્રધાન બોલ્યો વચંન;
આજ જવું પડયું ઉતાવળું, મને પાછાં ફરી ભોવંન. તાલાવેલી. ૧૧
તમો પિતા પુત્ર મળવાને આવ્યા, પણ કાર્ય એક વિસરિયું;
ભેગા મળ્યા ને ભોજન કીધું, સુખ પામે સાંભરિયું. તાલાવેલી. ૧૨
તમશું મુજને ગોઠ કર્યાની, ઘણી હુતી ઇચ્છાય;
પણ આજ ઉતાવળું જાવું પડયું, મુને કૌંતલપૂરની માંય. તાલાવેલી. ૧૩
અગોપ વાત મારા મનતણી, તે મદન પુત્રથી થાય;
પત્ર લખીને મોકલું પણ, કોય એવો નથી જે જાય. તાલાવેલી. ૧૪
વાટમાં વાંચે નહિ એવો, સાધુ તમારો તન;
પત્ર લખીને મોકલો પુત્રને, મળવા ઇચ્છે છે મદન. તાલાવેલી. ૧૫
એવું સાંભળીને મહારાજાએ, સમીપ તેડાવ્યો ચંદ્રહાસ;
પિતા કહે રે પુત્ર લેઇ પધારો, મદન મિત્રની પાસ. તાલાવેલી. ૧૬
કુંવર કહે રે મુને મોકલો છો, વણ વિચારે ભૂપ;
તાત તમારું કહ્યું કરવું મારે, જો નાખો અંધારે કૂપ. તાલાવેલી. ૧૭

---

* પા૦ "૦ જેને મનમાં લાવી."

એવે પત્ર લખ્યું પાપીએ, કૌંતલપુર નિજ ગામ;
સકળ ગુણશિરોમણી, સુત મદન એવું નામ. તાલાવેલી. ૧૮
અહીં ચંદ્રહાસ મોકલ્યો છે, માન ધણેરું દેજો;
અમો તમારા કિંકર છું, એમ હાલા થઈને કહેજો. તાલાવેલી. ૧૯
રૂપ ના જોશો રંગ ના જોશો, ન પૂછશો ઘરસૂત્ર;
મુહૂર્ત માત્રમાં વિષ દેજો, ઘણું શું લખિયે પુત્ર. તાલાવેલી. ૨૦
કપટે લખિયું કુડું દુષ્ટે, પછે પત્ર વીંટયું પાપિયે;
કહે નારદ બોલાવ્યો સાધુ, કાગળ કરમાં આપિયે. તાલાવેલી. ૨૧

વળણ.

આપી પત્ર ચંદ્રહાસને, ધૃષ્ટબુદ્ધિ બોલ્યો વાણી રે;
રખે માર્ગમાં પત્ર વાંચતો, મેં કીધી છે ઔંધાણી રે. ૨૨

## કડવું ૧૨ મું-રાગ મેવાડો.

નારદજી એમ ઉચરે સુણ, અતલિબળ અર્જુનજી;
પછે મેધાવિની માતાની પાસે, મળવા આવ્યો તનજી. ૧
હે માતાજી હું જાઉં છઉં, મોકલે છે કુલિંદ તાતજી;
પુરોહિતે પત્ર લખ્યું છે, કાંઇ નથી જણાતી વાતજી. ૨
મેધાવિની કહે કાર્ય કરીને, ઘેર વહેલા આવો બાળજી;
એવું કહીને આલિંગન દીધું, તિલક કીધું કપાળજી. ૩
પુત્ર જાતી વેળા તું પુટડો, દીસે છે શી કહું શોભાયજી;
વર થઈ ચાલજે તું વહેલો, લાવજે એક કન્યાયજી. ૪
આજ્ઞા માગી પાગે લાગી, પૂજ્યા શાલિગ્રામજી;
પછે અશ્વ અનુપમ પલાણ્યો, હંસલો જેનું નામજી. ૫
પરમ વિષ્ણુ વળી સાથે લીધા, સેવક તેઆ ચારજી,
પછે પરવર્યો તે પુર વિષેથી, સર્વને કરી નમસ્કારજી. ૬
કોટે કોટિ બ્રહ્માંડનો સ્વામિ, શાલિગ્રામ કીધા બંધનજી;
વાટમાં વૈષ્ણવ જનને, મંડાયાં શુભ શુકનજી. ૭
કાળી કપિલા ધેનુ મળી, વળી વચ્છ જેને સંગજી;
દક્ષિણ ભાગે મૃગલિ સાથે, ઉત્તર્યો કૃષ્ણ કુરંગજી. ૮
વળી વરકન્યા પરણી પધાર્યાં, માનિની મંગળ ગાયજી;
એવે બ્રાહ્મણનું ટોળું મળ્યું, જાતાં મારગ માયજી. ૯

ઋષિ કહે તમો રાજપુત્ર, (વાજતે) ગાજતે ગામમાં આવોજી;
પરણજો કો પ્રેમદાને, સુંદરી* સુંદર લાવોજી. ૧૦
શુકન વદિ સંચર્યા સાધુ, મુખે લેતો હારનું નામજી;
જાતે થકે આગળે આવ્યું, કૌંતલપુર જે ગામજી. ૧૧
એવે એક સરોવર દીઠું, જેમાં ભર્યું મીઠું નીરજી;
સેવક પ્રત્યે વાત કહી, અશ્વથી ઉતરિયો વીરજી. ૧૨
પછે કલ્પવૃક્ષ હેઠળ જઇ બેઠો, મનમાં આનંદ આણીજી;
એક સેવક વાયુ નાખે, એક લાવે છે પાણીજી. ૧૩
સ્વામી કહે અરે સેવકો, ક્ષણ એક ત્યાં રહીએજી;
ઘટિકા ,એક શયન કરું, પછે પૂરમાં જઇએજી. ૧૪
એવે સમે એક જમણી પાસે, હતું સૂકું વનજી;
નવપલ્લવ થઇ રહી વાડી, સાધુ તણે દર્શનજી. ૧૫
સેવક થયા જોઇ વિસ્મે, રહ્યા વિચારીને આપજી;
સૂકાનું લીલુ થયું એ, પ્રભુ તણો પ્રતાપજી. ૧૬
પછે કુંવર પોઢ્યો પૃથ્વી, પરિસ્તરણ પથરાવીજી;
એક ચાંપે એક વાયુ નાખે, એમ કરતાં નિદ્રા આવીજી. ૧૭

વળણ.

એમ કરતાં નિદ્રા આવી, સાધુ પુરુષને સુખે રે;
પછે સેવક ઉઠીને સંચર્યા, જોવાને વાડી વિખે રે. ૧૮

કડવું ૧૩ મું-રાગ વસંત.

સૂકાં કાષ્ઠ લીલાં થયાં રે, સાધુ તણે દર્શન;
સેવક ચાર ઉઠીને ચાલ્યા, જોવા ‡અશોક વન સૂકાં. ૧
નારદ કહે સાંભળ રે પારથ, વાડી તણો વિસ્તાર;
ગુલ્મ લતા લલિત અતિ વાંકિ, સૌગંધિક અપરંપાર. સૂકાં. ૨
ભાત ભાતના વડ ને પીપળા, વનસ્પતિ ભાર અઢાર;
અવલોકનમાં અતિ ઉત્તમ, શોભાતણો નહિ પાર. સૂકાં. ૩
વેલ વાળો ને વલસડો વારુ, વાયુ સુગંધિક વાય;
સાગ શિસમ સમડા સાદડિયા, સરગવા તણી શોભાય. સૂકાં. ૪

---

* પા૦ "શ્યામા"

શ્રીફળ શોફળ કેવડી રે, છાઈ રહી કેળ ને કોરંગી;
બીલિ બદરી મલિયાગર મરચી, લીંબડો ને લવીંગી.. સૂકાં. ૫
જાઈ જુઇ મોગરા ને માલતિ, ચંદન ચંપાના છોડ;
પુષ્પ ભારે વનસ્પતિ તે, સર્વ રહી છે વંક મરોડ. સૂકાં; ૬
વાપી કૂપ ને પાવટ કુંડ ત્યાં, તળાવ ભરિયાં તોય;
ચાતક હંસ ને મોર કોકિલા, શબ્દ કરંતાં હોય. સૂકાં. ૭
જ્યાં જુએ સેવક સાધુના, ત્યાં અટકે ચંત;
શોભા સુંદર વન તણી, જાણે રત ફુલી વસંત. સૂકાં. ૮
એવાં દેવ ઋષિનાં વચન સુણીને, અર્જુનને સંધે પડિયો;
ક્યમ લીલાંનું ચકું થયું, એમ સવ્યસાચી ઉચરિયો. સૂકાં. ૯
નારદ કહે સાંભળ રે અર્જુન, થયો પૂર્વ સમાચાર;
તે વાડીમાં ભમતા આવ્યા, દુર્વાસા એક વાર. સૂકાં. ૧૦
ત્યાં છાયા દીઠી શિતળ વૃક્ષની, મુનિ બેઠા આસન વાળી;
એવે સમે મંદીરથી આવ્યો, વાડીતણો જે માળી. સૂકાં. ૧૧
માળી મુનિ ભણી ધાયો, ચોર બેઠો જાણી;
પ્રહાર એક મુષ્ઠીનો કીધો, જટા કર ગ્રહી તાણી. સૂકાં. ૧૨
(ત્યારે) ક્રોધ કરીને દુર્વાસાએ, જોયું નેત્ર ઉઘાડી;
અગ્નિ જ્વાલા ઉઠી તેથી, ભસ્મ કીધી સર્વ વાડી. સૂકાં. ૧૩
ઉઠયા ઋષિ થઇને દુઃખી, અન્ય સ્થાનક સંચરવા;
માળી મુનિને પાયે લાગ્યો, કાલાવાલા કરવા. સૂકાં. ૧૪
માળી કહે મેં નવ ઓળખ્યા, ઈશ્વર હવે કરુણા કીજે;
અપરાધ મૂકી અત્રિનંદન, શાપ અનુગ્રહ દીજે. સૂકાં. ૧૫
દુર્વાસા બોલ્યા તવ વાણી, આનંદ અંતર પામી;
એ વન લીલું થાશે જ્યારે, આવશે વિષયાનો સ્વામી. સૂકાં. ૧૬
નારદ કહે સાંભળ અર્જુન, એ સાધુતણું કારણ;
ચંદહાસ દર્શને લીલી થઈ વાડી, જેને વહાલા અશરણુશરણ. સૂકાં. ૧૭

વળણ.

વહાલા અશરણુશરણુ તો, સાધુ ભેળપણે ફરે રે;
જ્યાં શાલિગ્રામ કંઠ સાથે, ત્યાં અવળાનું સવળું કરે રે. ૧૮

## કડવું ૧૪ મું–રાગ ગોડી.

નારદ કહે સાંભળ રે અર્જુન, વાડીતણો વિસ્તારજી;
તે વાડીમાં ભૂલ્યા સેવક, જોતાં પેલા ચારજી. ૧
શયન કીધું છે ચંદ્રહાસે, નિદ્રા અતિશે આવીજી;
દૈવ તણી ગત કોય ન જાણે, થાય વાત જે ભાવીજી. ૨
તે ધૃષ્ટબુદ્ધિ પ્રધાનની પુત્રી, વિષયા જેનું નામજી;
યૌવનમાતી રંગે રાતી, પીડે પાપી કામજી. ૩
ચંપકમાલિની રાજાની પુત્રી, વિષયાની સહિયારીજી;
અન્યો અન્યે પ્રીત ઘણી, પણ બંને બાળકુમારીજી. ૪
બેને અનંગ અંતર અતિ પીડે, તાપ તે નવ ખમાયજી;
બેહુ સખિ સંગાથે સરોવર, નિત્યે નહાવા જાયજી. ૫
તે દિવસે તો તારુણી આવી, નિત્યનું સ્થાનક જ્યાંયજી;
ચંદ્રહાસે શયન કીધું છે, વિશ્રામ કારણ ત્યાંયજી. ૬
સામું ત્રટ સરોવરનું ત્યાં, દાસી આવી ઉભીજી;*
જળ ભરો ને નૃત્ય કરો, સર્વે વિષયાને કહેતીજી. ૭
કો કુસુમ નેણે કો કંઠ ઝીલે, ગુણવતી લાગી ગાવાજી;
કો શરીર સમારે ઉત્તમ ઓવારે, કોઈ ઉતરે નહાવાજી. ૮
કો તટ બેસે કો જળમાં પેસે, તારુણી જાયે તરવાજી;
કો ડુબકી ખાય સંતાડી કાય, વળી બહારનિસરે વઢવાજી. ૯
કો કેશ ઝાલે તાણી કાડે, લાગી હાસ્ય વિનોદ કરવા બાળીજી;
કો આલિંગન દેતી મુકે.(મુકો) કેતી, કો કર દેતી તાળીજી. ૧૦
એવે વાડી દીઠી નવપલ્લવ, જે પૂર્વે હુતી સૂકીજી;
શ્યામા સર્વે ધશી જોવાને, સંગ વિષયાનો મૂકીજી. ૧૧
ચંપકમાલિની ચાલી જોવા, જાતી વાડી મધ્યજી;
સર્વેને જાવા દેઈ રહી એકલી, વિષયાએ વિચારી બુદ્ધજી. ૧૨
પૂર્વે પિતા મુનિ એમ કહેતા, તે પાસેથી હું સાંભળતીજી;
*આજ નિદ્રાએ સ્વપ્ન આવ્યું, વાતા દીસે છે મળતીજી.* ૧૩
સૂકું વન થાશે અતિલીલું, જ્યારે આવશે વિષયાનો નાથજી;
આ સ્વપ્ન વિષે ચંદ્રહાસે, પરણીને ઝાલ્યો હાથજી. ૧૪

પા૦ "૦ આવી રહેતીજી."

એવું વિચારી વિષયા નારી, ચઢી સરોવર પાળેજી;
એવે અતિ ઉજ્જ્વલ અશ્વ દીઠો, બાંધ્યો આંબા ડાળેજી. ૧૫
તુરીનું તેજ દેખી મનશાં હરખી, જોવા જીવ સાં ખુત્યોજી;
એવે દક્ષિણ પાસ ચંદ્રહાસ, સેવક રહિત દીઠો સુતોજી. ૧૬
હરિ ભક્તને દેખી હયને પેખી, હરિવદની હર્ષને પામીજી;
શું સ્વપ્ન નિશાનું થાશે સાચું, શકે સૂતો મૂજનો સ્વામીજી. ૧૭
વિમાસે વાત જો હોય નાથ, તો જોયા વિના કેમ ચાલેજી;
ઘેર કેમ જવાય શી રીતે રહેવાય, મળ્યા વિના હૃદયા સાલેજી. ૧૮

વળણ.

સાલે હૃદયા મળ્યા પાખે, તે માટે જોતી જાઉં રે;
એને જોઇ ઓળખી, હું નિરખી નિર્ભે થાઉં રે. ૧૯

## કડવું ૧૫ મું–રાગ ગોડી–ઢાળ બીજો.

વિષયાએ વિમાસી જોયું, એ પુરુષને હું નર્ખું;
અન્ય પશુ પક્ષી ને માનવ, નથી કોય ત્યાં સરસ્યું. ૧
રખે ચતુર તુરી કહેતો સ્વામી, જાગશે તો શું થાશે;
નિદ્રાવશથી કેમ ઉઠાડું, પછે શું કહેવાશે. ૨
હે અશ્વ તું અતિ અનુપમ, તારું રુડું વાન;
માગી રે લેઉં છું હું માનિની, રખે કરતો સ્વામીને જાણ. ૩
તારે રત્ન જડીત મુખ મોરડો, ઉદયાચળ ઉગ્યો ભાણ;
પેંગડાં તારાં પરમ મનોહર, રત્ન જડીત પલાણ. ૪
એવું કહેતી ચાલી ચતુરા, ચંચળ નયણે જોય;
રખે સખિ સહિયર આપણી, છુપી રહીને જોય. ૫
નેપૂર ઝાંઝર અણુવટ વિંછિયા, સોનીએ આભ્રણ ઘડિયાં;
પ્રથમ વાજતા રુડાં લાગતાં, આજ શત્રુ થઈ નિવડિયાં. ૬
એવું કહી મન દ્રઢ કરી ચાલી, ઝાંઝર ઊંચા ચઢાવી;
સર્પે ડરતી ડગ જેમ જાળમાં ખગ, એમ સ્વામી સમીપે આવી. ૭
ચંદ્રહાસની પાસે અતિઉલ્લાસે, હરિવદની હરખે બેઠી;
મજ સ્વાસ લાગે સાધુ જાગે, ચિંતા તે ચિત્તમાં પેઠી. ૮
રખે કો દેખે સહિયર મૂજ પેખે, એમ દ્રષ્ટ રાખતી આડી;
પછે પિછોડી પરી કરીને, જોયું વદન ઉઘાડી. ૯

નખ શિખા લગી ચંદ્રહાસને રે, જોતી નયણે નરખી;
હરિભક્તને દેખી હરિવદની, હૈડામાં ઘણું હરખી. ૧૦
આકાશે અભ્ર અળગું થાયે, ચંદ્રબિંબ દીસે જેવું;
ત્યમ પિછોડી પરી કીધે મુખ, કુલીંદ કુંવરનું તેવું. ૧૧
સુવદન અંબુજ ઉપર ભ્રકુટી, ભ્રમર કરે ગુંજાર;
શંકે શશિ બિંબ પુંઠે તારા, એવો શોભે છે મોતીહાર. ૧૨
શુક ચંચા અતિ ઉત્તમ, જાણે અધર બિંબ અલંકૃત;
શશિ સવિતા શ્રવણે કુંડળ, ડાડમ કળીશાં દંત. ૧૩
કપોત કંઠ કર કુંજરના સરખા, હથેલી અંબુજ વરણ;
બાંયે બાજુબંધ બેરખા, મુદ્રિકા આદે આભરણ. ૧૪
વિશાળ હ્રદે ને હાર હેમનો, કટિ કેસરિના સરખી;
દેખી રૂપ રંગ,તેજ તારુણી, જાણે નાખી પ્રેમની ભુરકી. ૧૫
ધન્ય માત તાત એનાં દીસે છે, કોણે કીધાં હશે પુન્ય;
હીમે હાડ ગાળ્યાં સુખ ટાળ્યાં, તો એહેવો હશે તંન. ૧૬
જપ તપ વ્રત દેહ દમન, એવી તારુણી ધર નાર;
તે નારીનું પરમ ભાગ્ય જેને, આવો હશે ભરથાર. ૧૭
મેં પાપણિયે પુન્ય ન કીધું, તો ક્યથિ આવો સ્વામી;
એમ દુઃખ ધરતી આંસુ ભરતી, વિષયા શોકને પામી. ૧૮
એવે એક કભાયની કસે, કાગળ બંધન દીઠો;
જોવા કારણ યૌવનાએ, તતક્ષણ છોડી લીધો. ૧૯
સરનામું અક્ષર તાતના દેખી, બાળા મહા સુખ પામી;
શકે પત્ર લખી મોકલ્યો, પિતાજીએ મુજ સ્વામી. ૨૦
સ્વસ્તિશ્રી કૌંતલપૂર સ્થાને, મદન કુંવર બળવંત;
અહીં ચંદ્રહાસને મોકલ્યો છે, તે પત્ર લેજો ગુણવંત. ૨૧
રૂપ ન જોશો રંગ ન જોશો, ન પૂછશો ધરસૂત્ર;
મુહૂર્ત ઘટિ કોને ન પૂછશો, એને વિષ દેજોની પુત્ર. ૨૨
વાંચી પત્ર ને વિષયા બોલી, ત્રાહે ત્રાહે ત્રિભુવન નાથ;
વિષયાને સાટે વિષ લખાયું, શું કાપ્યા જોઇએ હાથ. ૨૩
પત્ર લેતું તો પાછો ફરી જાય, પરણ્યા વિનાવિઘ્ન થાય;
અક્ષર એક વધારું એ માંહિ, વિષની કરું વિષયાય. ૨૪

એક નેત્રનું કાજળ કાઢ્યું, બીજા નેત્રનું નીર;
તરણાવતે લખ્યું તારુણીએ, ધરી હૃદયા મધ્યે ધીર. ૨૫
નારદ કહે સાંભળ રે અર્જુન, કર્તા હર્તા અવિનાશ;
વિષ ફેડી વિષયા કરી, એમ ઉગાર્યો ચંદ્રહાસ. ૨૬
પત્ર ફરી બાંધ્યું પ્રેમદાએ, જળ ભરતી તે નેણ;
ઉઠી અબળા ચાલી ત્યાંથી, મૂખે કહેતી વેણ. ૨૭
ઘેર જઇને વાટ જોઉં છું, ઉતાવળા તમો આવો;
મદન ભાઇને મળજો સ્વામી, પત્ર લખ્યું તે લાવો. ૨૮

વળણ.

પત્ર લખ્યું તે લાવો સ્વામી, એમ કહી વિષયા વળી રે;
થર થર ધ્રુજે ને કાંઇ ન સુઝે, સખી જ્યાં સામી મળી રે. ૨૯

કડવું ૧૬ મું-રાગ ગોડી-ઢાળ બીજો.

સખી સર્વે સામી મળી, ચંપકમાલિની પૂછે રે;
વડી વારની વિષયા ક્યાં ગઇતી, શ્વાસ ચઢ્યો છે શું છે રે. ૧
ત્યારની વિષયા ક્યાં ગઇતી, તુને આવડી વાર ક્યાં લાગી રે;
ઘેર જવા બેસી રહી સર્વે, વાટ જોઇ જોઇ ભાગી રે. ૨
મેં તો તું સાધવી જાણીતી, તો કીધી સહિયારી રે;
અમને મુકી ગઇ તું એકલી, એ શી રીત બાઇ તારી રે। ૩
મુને છેતરી ગઇ તું છાની, એ સૌજ ભુંડું તારું રે;
એ વાતે કુળને લાગે લાંછન, મોટા બાપનાં છોરું રે. ૪
વિષયા કહે તમે ધાયાં જોવા, વાડી ચોદિશ દિઠી ફુલી રે;
મેં આવતાં એક પોપટ દીઠો, જોવા રહી તેણે હું ભૂલી રે. ૫
પોપટ જોયો અરે પ્રેમદા તો, તુને પરસેવો શેં વળિયો રે;
જારી વજારી મૂકો રે વિષયા, કોઇક કામી મળિયો રે. ૬
વિષયા કહે બાઇ રહે અણબોલી, વારું છું ચંપકમાલિની રે;
પડપૂછ પરસેવાની શી છે, તું બડબડ કરતી ચાલની રે. ૭
આવડી રીસ કાં કરે વિષયા, હું તો હસું છું બેની રે;
આ દાસી માત્ર હું અળગી રાખું, મુંને તું છાનું કેની રે. ૮
પછે સાન કરી સમજાવી કુંવરી, એક નેત્ર વાંકું વાળી રે;
તારે મારે એક સ્વામી છે, એમ કહી કરે દીધી તાળી રે. ૯

નારદ કહે તે રાજકુંવરીને, વાત વિષયાની ભાવી રે;
હસતી રમતી બંને પ્રેમદા, ઘેર પોતાને આવી રે. ૧૦

વળણ.

ઘેર આવી વિષયા નારી, પછે વાટ જુએ સ્વામીતણી રે;
ચંદ્રહાસે શું કીધું જેને, માથે ત્રિભુવન ધણી રે. ૧૧

### કડવું ૧૭ મું–રાગ દેશાખ.

ઋષિ નારદ બોલ્યા વાણી રે, તું સાંભળ ગાંડિવપાણિ રે;
પેલા સેવક ચાર જે હુતા રે, ફરી આવ્યા જ્યાં સ્વામી સુતા રે. ૧
સ્વામીને ગયાતા છાંડી રે, છાની સેવા કરવા માંડી રે;
એક ચાંપવા માંડ્યા ચરણ રે, એક ઢોળે વાયુ બેસી ધરણ રે.* ૨
સેવકનો સાંભળી શ્વાસ રે, જાગી ઉઠયો ચંદ્રહાસ રે;
નેત્ર ચોળતો બોલ્યો શૂર રે, લાવો અશ્વ થયું અસૂર રે. ૩
એક લાવ્યો ભરીને પાણી રે, એક અશ્વ આપ્યો આણી રે;
પછે અશ્વે થયો અસ્વાર રે, આગળ ચાલે ચતુર ચાર રે. ૪
વિષયા જુએ સ્વામી વાટ રે, લાગી વાર થયો ઉચ્ચાટ રે;
એવે સમર્યાં આદ્ય ભવાની રે, આઈની સેવા અતિશે માની રે. ૫
એવે સ્વામી આવતો દીઠો રે, અમૃતપેં લાગ્યો અતિ મીઠો રે;
ચંદ્રહાસે જોયું ગામ રે, દીઠો નાનપણાંનો ઠામ રે. ૬
ત્યાં હું બાળક સાથે વઢતો રે, નિરાધે ઓટલે પડતો રે;
ત્યાં ભિક્ષા માગીને જમતો રે, ત્યાં શાલિગ્રામ સાથે રમતો રે. ૭
ત્યાં મોઈ હુતી માતા મારી રે, મુને લોક કહેતાં ભિખારી રે;
એ ટળ્યા સર્વ સંતાપ રે, આ શાલિગ્રામ તણે પ્રતાપ રે. ૮
વિચારતાં પહોંતો રાજદ્વાર રે, જ્યાં ઉભો છે પ્રતિહાર રે;
સાધુ અશ્વથી ઉતરિયો રે, પોળિયા પ્રત્યે ઉચરિયો રે. ૯
જાઓ તેડો તમારો સ્વામી રે, કહાવ્યું કુલિંદ કુંવરે શિર નામી રે;
કહો એક ઉતાવળી વાત રે, પત્ર મોકલ્યું તમારે તાત રે. ૧૦
પોળિયે કહ્યો સમાચાર રે, મદને તેડ્યો કુલિંદ કુમાર રે;
વેગળેથી આવતો નરખ્યો રે, ઓળખી આભ્યાંતર હરખ્યો રે. ૧૧

* પા૦ "૦માંડ્યા પાયરે, એક ઢોળવા લાગ્યો વાય રે."

ધાઈ આલિંગન દીધુ રે, આસન આપી પૂજન કીધું રે;
ચંદ્રહાસ પધારો પરણા રે, મુને કેશવે કીધી કરુણા રે. ૧૨
વિષયા મનમાં હરખે રે, આઘું ઓઢી પિયુને નરખે રે;
એવે ચંદ્રહાસે છોડી ચીઠ્ઠી રે, પણ શિથિલ ગાંઠડી દીઠી રે. ૧૩
ધૃષ્ટબુદ્ધ રહ્યા ગામ અમારે રે, મોકલ્યું પત્ર પિતા તમારે રે;
પ્રધાન પાંચ દિવસ ત્યાં રહેશે રે, લખ્યું કામ તે કાગળ કહેશે રે. ૧૪
પત્ર મદને કરમાં લીધો રે, ઉકેલી અવલોકન કીધો રે;
સ્વસ્તિ શ્રી કૌંતલ ગામ રે, સુત મદન એવું નામ રે. ૧૫
અહિં મેં મોકલ્યો છે ચંદ્રહાસ રે, જેનું મુખ ચંદ્ર પ્રકાશ રે;.
લટપટ કરી મળતા રેજો રે, અમો સેવક છું એમ કે'જો રે. ૧૬
રખે રૂપ રંગ તું જોનો રે, એવો સમો રખે તું ખોતો રે;
એનું મન હરીને લેજે રે, એને સઘ વિષયા દેજે રે. ૧૭
એથી અધીક શું લખીએ રે, પછે અર્થ કરી નહિ શકીએ રે;
એવું પત્ર વાંચી જોયું મદન રે, અતિ ઉલટ પામ્યું મન રે. ૧૮
ધન્ય તાત તણી કમાઈ રે, આવો ખોળી કાઢ્યો જમાઈ રે;
ત્યાં તેડાવ્યો બ્રાહ્મણ કોય રે, જે લગ્ન ઉતાવળું હોય રે. ૧૯
એવે ટીપણું મુગટમાં ખોશી રે, ત્યાં આવ્યા ગાલવ જોશી રે;
ઋષિયે ચંદ્રહાસ આવી નમ્યોં રે, ઓળખી આભ્યંતર હર્ષ્યો રે. ૨૦
શકે પ્રશ્ન અમારું મળિયું રે, એ વચન પૂરવનું ફલિયું રે;
પછે મદને દીધું અતિ માન રે, સંતોષ્યા ગાલવ મુનિ ભગવાન રે. ૨૧
કહો મુહૂર્ત તમે ગાલવ મુન રે, ઢુકડું ક્યારે છે લગન રે;
ગાલવ કહે વચન મારું માન રે, છે લગ્ન આજ મધ્યાહ્ન રે. ૨૨
તુજ તાતે વિચાર્યું હશે પહેલું રે, વર મોકલ્યો તો મુહૂર્ત છે વહેલું રે;
માટે આજ લગ્ન કીજે રે, ધૃષ્ટબુદ્ધિનું મન જેમ રીઝે રે. ૨૩
હર્ષ્યો મદન મહા ગુણવાન રે, પિતા લાવશે પુઠેથી જાન રે;
મડાવ્યું વિવાહતણું કાર્ય રે, ઋષિ ગાલવ થયા આચાર્ય રે. ૨૪
આપ્યા વરને ઉત્તમ ઉતારા રે, મોકલ્યા સેવક સેવા કરનારા રે;
બહુ પ્રેમદા પીઠી ચોળે રે, વર ઉષ્ણોદક અંઘોળે રે. ૨૫
વાજિત્ર વિધવિધનાં વાજે રે, શું મેઘ ગગને ગાજે રે;
નગરની નારી જોવા જાય રે, જેના કુમકુમ વર્ણા પાય રે. ૨૬

વનિતાએ વરને નિરખ્યો રે, શ્યામા કહે સ્વરૂપે શશિ સરખો રે;
એનું મુખ કમળ રઢિયાળું રે, વિષયાને વર જોડી વારુ રે. ૨૭
એવે દુંદુભિ સર્વ ગગડિયાં રે, વિષ્ણુભક્ત વરઘોડે ચઢિયા રે,
વિસ્મે થઇ થઇ બોલ્યા લોક રે, વરને માનુષ કહેતા ફોક રે. ૨૮
દેવ કુંવરશું રૂપ એનું શોભે રે*, મન જ્યાં જોઇયે ત્યાં લોભે રે;
કરમાં દેવું શ્રીફળ લીધું રે, એને ગાલે ટપકું દેવું કીધું રે. ૨૯
મુસળ મુસળે પોંકી પધરાવ્યા રે, માહેરામાં ગાલવ ઋષિ લાવ્યા રે;
પછે તામ્બુલ છાંટણું કીધાં રે, ગાલવે ગોત્રજનાં નામ લીધાં રે. ૩૦
આવ્યાં ચોરિયે યુગ્મ નિધાન રે, મદન આપે કન્યાદાન રે. ૩૧

વળણ.

મદન કન્યાદાન આપે, સર્વને મન ઉલ્લાસ રે;
કરજોડી કહે પ્રેમાનંદ, કન્યાદાન લે ચંદ્રહાસ રે. ૩૨

### કડવું ૧૮ મું—રાગ સોરઠી.

બોલ્યા નારદ ઋષિ ભગવાન, સુણો અર્જુન વીર બળવાન;
મદન આપે કન્યાદાન, લે છે ચદ્રહાસ રાજાન. ૧
પહેલું મંગળ જ્યાં વરતાય, વરકન્યા ફેરા ફરાય;
માનુની મંગળ ગાય, ભેરી નફેરી શબ્દ બહુ સંભળાય.† ૨
બોલ્યો મદન મુખે ઉચ્ચાર, સાંભળો કુલિંદ રાજકુમાર;
પેહેલે મંગળે મોતીના હાર, આપ્યા રથ સહિત તોખાર. ૩
બીજે ગૌધણ દઉં દાન, ત્રીજે સહસ્ર કુંજર કેરા લો માન;
ચોથે કુંચી સહીત ભંડાર, આપી કીધા ત્યાં નમસ્કાર. ૪
મદને જોડ્યા બન્યો પાણિ, ગદગદ કંઠે બોલ્યો વાણી;
નથી એવું જે આપું આણી, તમને સોંપુ મારો પ્રાણી. ૫
હું સેવીશ તમારાં ચરણ, શુદ્ધ રાખજો અંતઃકરણ;
તમને રાખજો અશરણ શરણ, સાટે મુને આવજો મરણ. ૬
એમ મદને દીક્ષિતપણું લીધું, વિસ્તારે દાન સત્પુરુષ કીધું;
વિષયાનું કારજ સીધ્યું, નારીનું મન વિહ્વળ કીધુ. ૭
નારદ કહે અર્જુન અવિધારો, ધૃષ્ટબુદ્ધિ બાજી હાર્યો;
જાણ્યુ શત્રુ સુતે માર્યો, પણ પાર શ્રીકૃષ્ણે ઉતાર્યો. ૮

* પા૦ "એનું શરીર દેવું શોભે રે." † પા૦ "જોરીના શબ્દ બહુ થાય."

વળણ.

ઉતાર્યો કૃષ્ણે દાસ જાણી, તે ત્યાં હારી બેઠા સહીરે;
નારદ કહે સાંભળો રે અર્જુન, એ કથા એટલેથી રહી રે. ૯

કડવું ૧૯ મું-ચાલ પરજીઆની.

નારદજી એમ વાણી વદે, સુણ પાર્થ પાંડુ કુમાર રે;
હવે કુલિંદની શી વલે થઇ, તે તણો કહું વિસ્તાર રે. ૧
ચંદ્રહાસ વળ્યો વેગે પુરથી, પ્રધાને કીધું કપટ રે;
પછે કુલિંદ રાજા તેડિયો, મુખે કીધી લટપટ રે. ૨
જાણ્યું શત્રુ સુતે માર્યો હશે, ને સરિયું મારૂં કાજ રે;
પાપિએ પછે વાહી બાંધ્યો, રાણી સાથે કુલિંદ મહારાજરે. ૩
સેના સર્વે મારીને કાઢી, પાપી પડિયાં તુટી રે;
હય હસ્તી ને કનક કચોલાં, રાજ્યભવન લીધું લુંટી રે. ૪
પોતાની ત્યાં આણ વરતાવી, માર્ગ ચાલતો કીધો રે;
પછે મેધાવિની રાણી સંગાથે, કુલિંદને બાંધી લીધો રે. ૫

ઢાળ.

રાજા રાણી બાંધીયાં ને, હવો તે હાહાકાર રે;
યમકિંકર સરખા સેવક પાપી, કરતા પાદુના પ્રહાર રે. ૬
મસ્તક તે મુગટ વોણું કીધું, વિખેર્યા તેના વાળ રે;
કાંટા તે ભાગે પાગ વિષે, ભૂમિ પડે ભૂપાળ રે. ૭
સોટા વાગે ધુળે દાઝે, જેની ચંપકવર્ણી પાની રે;
રોળાઈ ઘોળાઇ તે ચતુરા, જે મહારાજાની રાણી રે. ૮
આશિયાળાં મુખ ને પામ્યાં દુઃખ, નર નારી સામું જોયરે;
પોતાના પુત્રને સંભારી, સાધવી માતા રોય રે. ૯
તીવ્ર તાપ તે તેને લાગે, તેણે અકળાયો પ્રાણી રે;
વાટે ચાલતાં ચર્ણ થાકે, પણ સેવક દીડે તાણી રે. ૧૦
પછે રાજાયે સ્કંધે વળગાડી, મેધાવિની જે રાણી રે;
કાંટા તે પડે કંઠ વિષે, પ્રેમદા માગે પાણી રે. ૧૧
સ્યામા પૂછે સ્વામીજી, આપણું શું થાશે રે;
સુતની સંભાળ નથી તો, કેઇ પેરે રેહેવાશે રે. ૧૨
મોટું દુઃખ એ મન વિષે, પુત્ર પરણી ઘેર ન આવ્યો રે;
દીપક સરખી દીપતી વેહેલે, વહૂવર ન લાવ્યો રે. ૧૩

પુત્ર સાથે કુળવધૂ તે, લાડકોડે ચરે દર્શાયાં રે;
આદર કરીને અન્ન પીરસું, દેખી ઠરે મારાં હૈયાં રે. ૧૪
હાક મારતાં જીજી કહીને, ઉત્તર આપે વહુ રે;
તે સુખ તો મેં કાંઇયે ન દીઠું, કેઇ પેરે રોતી રહું રે. ૧૫
એવાં રાણી તણાં વચન સુણીને, રાજા રોતી રાખે રે;
સામું જુઓ રે સુંદરી, પછી વચન મર્મનાં દાખે રે. ૧૬

વળણ.

વચન દાખે મર્મનાં, જાતાં તે માર્ગ વિખે રે;
મેધાવિની અતિ દુઃખ પામી, કેઈ પેરે કહિયે મુખે રે. ૧૭

## કડવું ૧૯ મું–રાગ વેરાડી.

રાજા વળતું બોલિયો, કહું કામિની;
એ તો ભવબંધનો ભાવ, ભોળી ભામિની. ૧
સુખતણા સમુદ્રમાં, કહું કામિની;
ભાગ્યુ પુત્ર રૂપિયું નાવ, ભોળી ભામિની. ૨
વાવ્યા વિના શું લણિયે, અહો કામિની;
એણે દ્દષ્ટાંતે સર્વે જાણ, ભોળી ભામિની. ૩
તો સુખ ક્યાંથી પામિયે, અહો કામિની;
જે દાન ન દીધું દક્ષણ પાણ, ભોળી ભામિની. ૪
પૂર્વે આપણ વાંઝીયાં, કહું કામિની;
અન્ન ધને ભર્યું ઘરસૂત્ર, ભોળી ભામિની. ૫
આખો દહાડો આપણ દામણાં, કહું કામિની;
એવે પ્રભુએ આપ્યો પુત્ર, ભોળી ભામિની. ૬
કાક ઉછેરે કોકિલા બાળને, અહો કામિની;
વય પામે ઉડી જાય, ભોળી ભામિની. ૭
તેમ કુંવર તે કોકિલાનું બચ્ચું, અહો કામિની;
કાક આપણ માતપિતાય, ભોળી ભામિની. ૮
પક્ષી સેવે કલ્પવૃક્ષને, સુણ કામિની;
જ્યાં લગણ ફળની આશ, ભોળી ભામિની. ૯
ફળ ઘટે દ્રુમને પરહરે, સુણ કામિની;
અન્ય સ્થાનક પૂરે વાસ, ભોળી ભામિની. ૧૦

તેમ કર્મ ફળ ધર્યાં* આપણાં, કહું કામિની;
તો તજી ગયો તજ તંન, ભોળી ભામિની. ૧૧
આપણું સૂકાં લાકડાં, કહું કામિની;
હવે ધટે હુતાશન, ભોળી ભામિની. ૧૨
આપણ વરતા ગામ ઉદવસ્ત કર્યાં, અહો કામિની;
છેદી કલ્પવૃક્ષની ડાળ, ભોળી ભામિની. ૧૩
કાં તો પર્વટ પાવટ રોધિયો, અહો કામિની;
કે ભાંજી સરોવર પાળ, ભોળી ભામિની. ૧૪
કે વત્સદ્રોહ સ્વામી દ્રોહ કર્યાં, સુણ કામિની;
કે પયથી વછોર્યાં બાળ, ભોળી ભામિની. ૧૫
સાધુ વૈષ્ણવની નિંદા કરી, સુણ કામિની;
ભાંજ્યાં મળતા વેવીશાળ, ભોળી ભામિની. ૧૬
સૂર્ય સામાં મળમૂત્ર કર્યાં, કહું કામિની;
કે સાંભળ્યો અત્યજનો રાગ, ભોળી ભામિની. ૧૭
ગૌ બ્રાહ્મણને ન પૂજ્યાં,† કહું કામિની;
કે કણને ઠેસ્યા પાગ, ભોળિ ભામિની. ૧૮
કાંઇ પુણ્ય આપણે કીધાં નહિ, અહો કામિની;
ન રાખ્યાં વ્રત ને નેમ, સાંભળ ભામિની. ૧૯
તો સુખ પામિયે કયાં થકી, અહો કામિની;
હવે સુતને કેમ હોય ક્ષેમ, સાંભળ ભામિની. ૨૦

વળણ.

સુતને કુશળ કયાં થકી, જો હરિ નવ ધર્યાં હ્રદે રે;
એવાં વચન સાંભળી ભૂપનાં, મેધાવિની વાણી વદે રે. ૨૧

કડવું ૨૦ મું–રાગ કાફી.

મેધાવિની એમ ઉચ્ચરે, સાંભળો મારા સ્વામ;
આ દુષ્ટ કષ્ટ દેઈ લેઈ જશે, પાપી પોતાને ગામ. ૧
ત્યાં સુત મુઓ કેશે, મન કયમ રેશે, દાઝશે મારું તન;
કાંઇ ધિરજ ધરિયે, ભેદ કરિયે, વાટ વિપે સ્વામીન. ૨

* પા૦ "ખૂટયાં." † પા૦ "ગૌ બ્રાહ્મણને દટકારિયા."

### ઢાળ.

એમ રોતાં નર ને નાર રે, જાય વાટ મોઝાર રે;
સેવકે બાંધી ઝાલ્યાં રે, બંન્યો જણ જોડે ચાલ્યાં રે. ૩
એવે આવ્યું ગામ રે, પાપીનો જ્યાં ઠામ રે;
જાતાં જાતાં વાટ રે, સામા મળિયા ભાટ રે. ૪
પ્રધાનને જોઈ રે, આવ્યા છે સર્વ કોઈ રે;
વાણી એવી બોલે રે, નથી કો તવ સુતને તોલે રે. ૫
પછે પુરોહિત એમ પૂછે રે, વખાણો તે કારણ શું છે રે;
ક્યાં થકી તમો આવ્યા રે. ધન ક્યાં થકી ભીખી લાવ્યા રે. ૬
બોલિયા બહુ બંદિજન રે, રાજા તુંને છે ધન ધન રે;
મદન તમારો અંશ રે, તેણે દિપાવ્યો કુળવંશ રે. ૭
ધન તેણે આપ્યાં રે, દારિદ્રય અમારાં કાપ્યાં રે;
ભિક્ષુક સર્વે કોય રે, ભૂપતિ સરખા હોય રે. ૮
મદન મન શું થોભ્યો રે, વિવાહ સુંદર શોભ્યો રે;
તમે જોયું સત્પાત્ર રે, ચંદ્રહાસ સરખો જામાત્ર રે. ૯
ધન્ય તમારી કમાઈ રે, જે આવો મોકલ્યો જમાઈ રે;
રૂપે ન જાય વરણીયો રે, તે વિષયાને પરણીયો રે. ૧૦
એવી સાંભળી વાત કર્ણે રે, પાપી પડિયો તત્ક્ષણ ધર્ણે રે;
મૂર્ચ્છા તેણે ખાધી રે, વચને આંતરડી દાધી રે. ૧૧
ઘણું થયો મન દુઃખી રે, એટલે આવ્યા ગાલવ ઋખિ રે;
ઋષિ મનમાં આલ્હાદ રે, દેતા આવ્યા આશીર્વાદ રે. ૧૨
પુરોહિત તમને ધન્ય રે, જે આવો તમારો તન રે;
જે વિષયા કુમારી રે, તે તો પુત્રી તમારી રે. ૧૩
જેને ઘટે જેવો રે, તેને સ્વામિ મળિયો તેવો રે;
તમો મોકલ્યો તે આવ્યો રે, એક પત્ર તમારું લાવ્યો રે. ૧૪
તે તો સર્વને મન ભાવ્યો રે; તેને મદને લેઇ પરણાવ્યો રે;
એ તો કર્યું શ્રેય કાર્ય રે, ઋષિ ગાલવ થયા આચાર્ય રે. ૧૫
એવે આવ્યા ગાંધર્વ ગુણવાન રે, કરતા સંગીત ગાન રે;
તે દેખીને લોચન રે, હ્રદે લાગ્યો હુતાશન રે. ૧૬
ચટકો લાગ્યો બહુ શિશ રે, ત્યારે ચઢી છે બહુ રીસ રે;
વાટમાં આવી રહેતો રે, ધન્ય ધન્ય મુખે કહેતો રે. ૧૭

જાચકને કાંઇ મન રે, પુરોહિત આપશે ધન રે;
વડું માંડયું તેણે વખાણું રે, તન વાગ્યાં કારી બાણ રે. ૧૮
સેવકને કીધી સાન રે, આપો પાડુ મુષ્ટિ દાન રે;
ગાંધર્વનાં મૃદંગ ફોડ્યાં રે, આંતરડાં તાણીને ત્રોડ્યાં રે. ૧૯
ભાંગી ભેર ને નફેરી રે, તાલ કાંસી નાખ્યા વેરી રે;
ભાટને દીધી શિક્ષા રે, ભટ્ટોને મગાવી ભિક્ષા રે. ૨૦
વેદ પુસ્તક તરભાણી રે, તેના ઝોળિયાં લીધાં તાણી રે;
ઋષિ વેદિયા બહુ મોટા રે, તેના માથામાં માર્યા સોટા રે. ૨૧
ભાટ બ્રાહ્મણ નાઠા જાય રે, અપડાઇ પડે ને બેઠા થાય રે;
ઋષિ કહે દુષ્ટ થયો તુષ્ટમાન રે, વધામણીમાં ક્ષુધાનાં દાન રે. ૨૨
કેટલા સાહી બંધન કીધા રે, આગળ દોરીને લીધા રે;
પછે કુલિંદ મૂક્યો છોડી રે, પાપી બોલ્યો કરજોડી રે. ૨૩
સુણો કુલિંદ રાજાય રે, એ તો મારો છે અન્યાય રે;
પાછા ફરી ઘેર જાઓ રે, તમો વળી રાજા થાઓ રે. ૨૪
જે ચંદ્રહાસ તમારો રે, તે તો પૂજ્ય થયો છે અમારો રે;
મેં તમને દુઃખ દીધું રે, તમારું નગ્ર લૂટીને લીધું રે. ૨૫
તે સહી કેમ રહેશો રે, પણ પુત્રને કંઇ ના કહેશો રે;
જો જાણશે મુજને પાપી રે, રાય મસ્તક નાખશે કાપી રે. ૨૬
મુને આપજો પ્રાણનું દાન રે, ક્ષમા કરી રહેજો રાજાન રે;
જે કુંવર છે તમારો કાલો રે, તે મદનપેં અદકો વહાલો રે. ૨૭
હું વિષયાને સાથે લાવીશ રે, એને કાલે બોલાવીને આવીશ રે;
સાંભળી ઉપન્યો આનંદ રે, બોલ્યો રાજા કુલિંદ રે. ૨૮
જો પુત્રી તમો આપી રે, તો એવા અમો નથી પાપી રે;
દુઃખ સઘળું સમાવી રહેશું રે, પણ પુત્રને કંઇ નહીં કહેશું રે. ૨૯
પછે નર નારી પાછાં વળિયાં રે, પુત્રના દુઃખથી ટળવળિયાં રે. ૩૦

વળણ.

દુઃખ ટળ્યું કુંવર કુશળો, કુલિંદ તે સુખિયો થયો;
પછે પાપીએ શું કીધું, જે પોતાને મંદિર ગયો. ૩૧

કડવું ૨૧ મું–રાગ કહાલેરો.

નારદજી એમ વાણી વદે, સુણ અતલિબલ અર્જુન;
પાપો પુરોહિત પુરમાં આવ્યો, રીસે ભર્યાં લોચન. ૧

મારામાર કરતો પુરમાં પેઠા ને, લોક સામાં આવે;
શુદ્ધ નહિ શરીર પોતાને, મિત્રને ''નવ'' બોલાવે. ૨
પ્રજા સર્વે વિસ્મે પામી, સેનાપતિને ચઢિયો ક્રોપ;
કાગળે લખ્યું તેટલું ના ખર્ચ્યું, મદને મર્યાદા કીધી લોપ. ૩
જેવા આવે તે ત્યમ નાસે, ઉભા સેવકને મારે;
ધુંધવાતો ફુંફવાતો આવ્યો, પાપી રાજદ્વારે. ૪
પ્રતિહારે જઇ કહ્યું અંતઃપુરમાં, મદનને નામી શિશ;
ધૃષ્ટબુદ્ધિ આવ્યા એ પેલા, ચઢી છે કાંઇક રીસ., ૫
પાળે પાગે અતિ અનુરાગે, પીતામ્બર પલવટ વાળી;
પિતાજી સામો સંચરિયો, કરે ગ્રહી પૂજાની થાળી. ૬
અષ્ટમા સિદ્ધ નવ નિદ્ધ મેં ખર્ચી, થયું હશે પિતાને જાણ;
મદને જાણ્યું જે મુને પિતાજી, કાંઇક આપશે લાહાણ. ૭
ગાલવ ઋષિયે ગમન કીધું, ત્યાંથી રીસે ચઢ્યો મહારાજ;
પિતા પુત્ર વઢીને મરશે, અહીં રહ્યાનું નહિ કાજ. ૮
ઓઢી ચુંદડી મિઢળ હાથે, પીળું પીતામ્બર પેહેરી;
વિષયા વેગે આવી મળવા, તાત ન જાણ્યો વેરી. ૯
દાસ દાસી ઘરના બ્રાહ્મણ, આવ્યા સર્વે મળવા,
પીળું કુસુંબ કેશરિયે વાગે, અદેખો લાગ્યો બળવા. ૧૦
પુત્ર પ્રત્યે ક્રોધ કરીને બોલ્યો, પછાડ્યું પુજાનું પાત્ર,
કહે કુંવર મૂઢ મૂર્ખ મારા તેં, શત્રુ કીધો જમાત્ર. ૧૧
શું કીધું તેં રિપુ સંગાથે, તુને લેઇ પૃથ્વીમાં દાટું,
એવું કહી પાસે જઇ પાપીએ, પુત્રને મારી પાટુ. ૧૨
જેમ ચંદ્ર પડે વ્યોમથી ભોમ, રાહુ ગ્રહી લે જેવો;
તેમ મદન કુંવર મૂર્ચ્છાગત કીધો, પિતા પ્રહારે તેવો. ૧૩
હાહાકાર થયો મંદિરમાં, દાસ દાસી ત્રાસે નાસે;
ખળભળાટ થયો ખડકી લગે, મંત્રી કાળ સરિખો ભાસે. ૧૪
ધીર ધરી ઉઠ્યો સુત સાધુ, પાયે લાગી ઉભો કર જોડ;
તમો વિષ્ણુ વિરંચી જેવા મારે, પણ કાઢો કુંવરની ખોડ. ૧૫
ગુરુ જયેષ્ટ ભ્રાતા ને પિતામહ, તેનું વચન લોપે તે મહાપાપી;
મેં તો તમે લખ્યું તેટલું ખર્ચ્યું, જે કાગળમાં આજ્ઞા આપી. ૧૬

પછે પુત્રે પત્ર આપ્યું શોધીને, બડબડ કરતાં લીધું;
સર્વે દેખતાં શોક સહિત, ઉકેલી અવલોકન કીધું. ૧૭
વિષની વિષયાનો અક્ષર દીઠો, શું અજાણે લખાયો;
કોમળ કુંવરને કઠિણું માર્યો, શું લખતાં કર ન કપાયો. ૧૮

વળણ.

કર કપાયો વાંક જાણી, પુત્ર શું ભેટ્યો મળ્યો રે;
પણ અરે એ દિકરીને પરણ્યા થકી, દુઃખે હ્રદયાસું બળ્યો રે. ૧૯

## કડવું ૨૨ મું–રાગ મારૂ.

પછે પુત્ર પ્રત્યે પિતા કહે, તું સાંભળ સાચી વાત;
લખ્યુંતું કંઇ ને થયું કઈ, એ દીઠી વિપરીત વાત. ૧
જે પત્ર લખ્યું મેં ખપ કરી, સાધુ સગાથે કાવ્યું;
તે કાગળ ફાડી કટકા કીધા, તુજને મન ન આવ્યું. ૨
એવું સાંભળી તે વેળાનો, કોપ મુજને ચઢિયો;
તે માટે અણપ્રિછયો આવી, તુજ સગાથે વઢિયો. ૩
ક્યાં છે કુંવર કુલિંદ કેરો, આપણો રે જમાઈ;
મળવાને મારૂં મન હીસે છે, કાં જે અંતરની સગાઈ. ૪
એવા સગા સ્વપ્ને ક્યાંથી, વૈષ્ણવ ને વળી ડાહ્યા;
કષ્ટ પડે આપણને ઉગારે, એ તો મોટા પુરુષની છાયા. ૫
મદને જાણ્યું બહુ પ્રકારે, અમ પિતાએ ઇચ્છયો;
તેડવા ધાયો શીઘ્રસું પણ, તાત કપટ નવ પ્રિછયો. ૬
ચંદ્રહાસને ચરણે લાગી, મદને કહી એક વાત;
મળ્યા વિના નથી પાણી પીતા, સાધુ તે મુજ તાત. ૭
જો શીઘ્ર ચઇને તમ સંગાથે, વિષયાનું લગ્ન સાધ્યું;
તો તે પેહેલાં પિતાજીનું, મન હું ઉપર ઘણું વાધ્યું. ૮
હરિભક્ત હરખીને ઉઠ્યો, સાળા સાથે ચાલ્યો;
વાટમાં વાતો કરતાં કરતાં, અન્યોઅન્ય કર ઝાલ્યો. ૯
બાહે બેરખા પાંચે પોંચી, બન્યો બેલડિયે વળગ્યા;
જાણે અશ્વિનીકુમાર યુગ્મ જોડું, એ નથી થતા અળગા. ૧૦
પુરોહિતે આવતા દીઠા, બેહુ બત્રીશ લક્ષણા વીર;
યામાત્રનાં યુગ્મ લોચન તે, સસરાને મન તીર. ૧૧

અતે કરીને 'પવન સરિખો, ગંભીરતાએ સમુદ્ર;
દેહે જાણે અનલ સરિખો, શીતળતાએ ચંદ્ર. ૧૨
સંગ્રામે સુરપતિ સરિખો, ગણેશ સરખો ગુણવાન;
મહિમાએ મહાદેવ સરિખો, તેજે કરીને ભાણુ. ૧૩
મસ્તકે મુકુટ કાને કુંડળ, નીલમણી ઉજ્જ્વલ મોતી;
કંઠે કંઠી ને હાર હેમના, દુગદૂગી રહે છે દ્યોતી. ૧૪
શોભે સૂક્ષ્મ કટિ કંદોરો, ધુંટી કેરો કમલનો વાગો;
ધૃષ્ટબુદ્ધિ ક્રોધી દૃષ્ટે જોતો, જમાઇ જમ સરખો લાગો. ૧૫
પુષ્પ પરિમલ ચંપક ચંદન, અંગ 'અરગજાના રોળ;
મિંઢળ કરે બાંધ્યું વરે, રંગિત અધર તંબોળ. ૧૬
નેત્ર નેહ ભર્યાં જાગરણે, આવર્યાં છે વિષયા નાર;
સસરા પાસે આવ્યો સાધુ, જ્યમ શાર્દૂલ નિસરે બાર. ૧૭
પુરોહિતે પ્રેમ જણાવી, લોક લાજ ત્યાં માંડી;
મુખે હસતો વાતો કરતો, હૃદેની રીસ ન છાંડી. ૧૮
આવો સાધુ પૂજ્ય કહીને, પાપી કપટે ભેટ્યો ભૂર;
કો શૂર જાણી સ્નેહ આણી, જેમ રાહુયે ભેટ્યો સૂર. ૧૯

વળણ.

સૂર સરિખો શોભનો સાધુ, મળ્યો સસરાને મને કરી રે;
નારદ કહે પછે કુલિંદ કુંવરને, કેઇ પેરે રાખ્યો શ્રી હરિ રે. ૨૦

### કડવું ૨૩ મું-રાગ મારુ.

નારદ કહે સાંભળ અર્જુન, ધૃષ્ટબુદ્ધિ વિચારે મન;
જામાત્ર તે મને મળિયો, સસરાનો સ્નેહ નવ કળિયો. ૧
ધૃષ્ટબુદ્ધે વાત વિચારી, આ પુત્રીને પરણ્યો ભિખારી;
કહો શત્રુને દેખી કેમ રાચુ, ગાલવિયાનું વચન થયું સાચુ. ૨
એ જામાત્રને જુગતે મરાવું, વિષયાને તે વિધવા કરાવું;
એ યુદ્ધે નહીં જીતાય, કરું કપટ કે બીજો ઉપાય. ૩
યદ્યપિ જો છે મુને પાપ, પુત્રીને વિધવા કરે છે બાપ;
પૂજ્ય મારે હત્યારો થાઉં, પેરે અડસઠ તીરથ નાઉં. ૪
એવી વાત વિચારી છે જેવે, ઋષિ ગાલવ પધાર્યાં તેવે;
સભા સરવે એ માન જ દીધું, શામ ભૂપ પ્રધાને કીધું. ૫

પ્રધાન બોલે છે રે વચન, સાંભળો ચંદ્રહાસ રાજન;
કહોજી વિપ્ર દેખીતા મોટા, પણ પ્રશ્ન પડે છે ખોટાં. ૬
પૂર્વે કોઈ એક હુતો અધિકારી, તેને પુત્રી એક કુંવારી;
એક જુગમાં જાણીતો પુર્ખ, પણ વિચારે બોલ્યો મૂર્ખ. ૭
અધિકારી પુત્રી આ જે તારી, તેને પરણશે રંક ભિખારી;
તે વેળાએ હુતો હું તો પાસે, મેં તો નિશ્ચે જાણ્યો વિશ્વાસે. ૮
તે ભિક્ષુક રઝવડી મુઓ જોજો, તે કન્યાને પરણ્યો બીજો;
એમ સાચું બ્રાહ્મણ બોલે, જાણે નથી જાણતા અમ તોલે. ૯
પણ કહ્યું જેનું નવ થાય, તે દેશ ત્યાગી ઉઠી શે ન જાય;
એમ મર્મ બોલ્યો વાણી, જમાઈને નથી ઓળખતો જાણી. ૧૦
ત્યારે જામાત્રે નીચુ નીહાળ્યું, પણ ગાલવે પાછું વાળ્યું;
પોતાનો હાથ ઉંચો કીધો, પ્રધાનને લટપટમાં લીધો. ૧૧
અલ્યા એમ શું બોલે હો ત્રાડે, બ્રાહ્મણનું ખોટું કોણ પાડે;
મિથ્યા થાય રામનું બાણ, પણ વિપ્ર વચન ન અપ્રમાણ. ૧૨
કદાપિ પડે આકાશના તારા, તોયે બ્રાહ્મણ ન હોય ખોટારા;
રવિ ચંદ્ર મંડળ ધ્રુવ ચળે, પણ ઋષિનાં કહ્યાં નવ ટળે. ૧૩
ડગે શેષ નાગ ને મેર, તોયે ન પડે કહ્યામાં ફેર;
સાત સાગર મર્યાદા મૂકે, પણ વિપ્ર વચન નવ ચૂકે. ૧૪
જો એક થાયે ચૌદ લોક, બ્રાહ્મણ બોલે તે ન હોયે ફોક;
વિપ્રથી વાજ આવ્યો વિધાતા, મઘવા મહાદેવ વિષ્ણુની માતા. ૧૫
તો કોણ માત્ર તું રંક, જે કાઢે છે વાડવનો વંક;
તેં જે કહ્યો અધિકારી, તેની પુત્રીને પરણ્યો ભિખારી. ૧૬
તેણે મારવાનો ઉપાય કીધો, ત્યાં કૃષ્ણે ઉગારી લીધો;
તેને કોઇએ ન શકે ગાંજી, પરણ્યો સસરાના હાથ ભાંજી. ૧૭
ગાલવે વિકાર્યું રૂપ, ત્યારે થર થર ધ્રુજ્યો દુષ્ટ;
જાણ્યું શાપે બાલશે વળી, પછે પ્રધાન બોલ્યો મળી. ૧૮
થનાર હોય તે થાઓ આ ઘડિયે, પારકી વાતમાં શિદ પડિયે;
પછે ઉઠી ગયો અજાણ, ઋષિનાં વાક્યો થઇ વાગ્યાં બાણ. ૧૯
સહી ના શકાય હવે આવું, એ જામાત્રને કપટ મરાવું;
ઋષિને વચને થયો પરિતાપ, માર્યાનું મુને ન લાગે પાપ. ૨૦

પાછલો દિવસ ઘટિકા ચાર, તે વેળા તેડ્યો કુલિંદ કુમાર;
દેખી મુખડું હરતું કીધું, મન વોણું માન જ દીધું. ૨૧
તમને હું બોલાવું છું લાડે, જે સગપણ સિંધ્યા આડે;
સાંભળો કુલિંદજીના લાલા, મુને મદનપેં અદિકા વહાલા. ૨૨
સગા તે સોનાનું ઢીમ, આંખ થાય છે ટાઢી હીમ;
પણ એક કામ ભૂલ્યા છો તમો, હિત માટે કહું છું અમો. ૨૩
બીજા ભુંડું મનાવે શાનું, વહાલા હોય તે કહેશે છાનું;
એક અમારા પૂર્વજે સેવી, અમ કુલની કાલિકા છે દેવી. ૨૪
જે કોઇ નવો જમાઈ થાય, તે કરે દેવીની પૂજાય;
આયુધ વિના એકલો જાતે, જાય પુનમની મધરાતે. ૨૫
જો શક્તિ સંતોષ થાયે, તો વિઘ્ન માત્ર તેના જાયે;
દેહેરું નગ્રથી ઓતરાડું, વાટ તેની એંધાણી દેખાડું. ૨૬
છેક પૂરની પૂઠે ફરજો, પવિત્રપણે પૂજા કરજો;
સાંભળી હરખ્યો હરિનો દાસ, જાઉં કરી ઉઠ્યો ચન્દ્રહાસ. ૨૭
આણની પૂજા વિધ વિધ અણાવી, વાત મદનને ન જણાવી;
ધૃષ્ટબુદ્ધે કર્યો વિચાર, ત્યાં ચાંડાલ તેડાવ્યા ચાર ૨૮
છાની વાત એક તેને કહી, પેહેલાંની પેઠે કરવું નહિ;
પૂર્વે કામ મારું નવ કીધું, છેતરી ધન મારું લીધું. ૨૯
એક તમને દેઉં છું કાજ, જોઉં કેવું કરો છો આજ;
પુર્વમાં અવડ જુનું છે દેહરું, ત્યાં તમને મોકલું છું હેરુ. ૩૦
જોવું પૂજાનું પાત્ર જેને હાથ, એકલો બીજો નહિ કો સાથ,
તમો રહેજો દેહેરા પૂંઠે, તે જ્યારે પૂજા કરી ઊઠે. ૩૧
દ્વારે ખડ્ગ સામાં ધરજો, નિસરતાં તેના કટકા કરજો;
જો કરશો એટલું કામ, તો આપીશ એકેકું ગામ. ૩૨
ચાંડાલ કહે શીર નામી, એ કાર્ય અમારું સ્વામી,
હરખીને ચારે ચાલ્યાં, ખાંડાં પાણીવાળાં કરે ઝાલ્યાં. ૩૩
દેહેરે સંતાઈ ચારે રહ્યા, પણ ચન્દ્રહાસ નવ ગયા,
જેના હરિજીયે ગ્રહ્યા છે હાથ, શાલિગ્રામ બાંધ્યા કંઠ સાથ. ૩૪
તેને કોણ કપટે મારે, જેને અવિનાશી નીત ઉગારે. ૩૫

વળણ.

ઉગારે અવિનાશી જેને, તેને કોઈ ગાંજે નહિરે;
નારદ કહે સાંભળો અર્જુન, એ કથા એટલેથી રહીરે. ૩૬

## કડવું ૨૪ મું-રાગ મેવાડો.

હવે જૈમિનિજી એમ કહે, તું સાંભળ જનમેજય રાયજી;
તે નગ્ર માંહે કુંતલ રાજા, તેને એક કન્યાયજી. ૧
ચંપકમાલિની નામ તેનું, વિષયાની સહિયારીજી;
કષ્ટ પામી તે કલેવરમાં, પોતે રહી કુંવારીજી. ૨
ચંપકમાલિનિ મને વિમાસે, વિષયાના વરને વરુંજી;
એથી અધિકું મુંને કોણુ મળશે, તે સાથે વિવાહ કરુંજી. ૩
પણ વૃદ્ધ પિતાને કેહેવાય નહિ, જે છત્રપતિ મહારાજજી;
કન્યાએ મદનને કહ્યું, મૂકી મનની લાજજી. ૪
મદન મંત્રી માહરાજ પાસે નિત્યે, સેવા કરવા રહેતોજી;
કુંતલ રાજા મનની વાત તે, મદનને માંડી કહેતોજી. ૫
ત્યાં પૌર્ણમાસીની પહોર રાતે, આવ્યું રાયને સ્વપનજી;
તે વેળા ભડકી ઉઠ્યો, પાસે દીઠો મદનજી. ૬
અરે મદન કોઈ બ્રાહ્મણુ છે જે, જાણે ત્રિકાળનું જ્ઞાનજી;
તે વેળાએ મદને તેડાવ્યા, ગાલવ મુનિ ભગવાનજી. ૭
કર જોડીને પ્રશ્ન પૂછ્યું જે, આવ્યું ઘોર સ્વપનજી;
ઉંટે ચઢી દક્ષિણુ ગયો હું, કરતો રુધિર પ્રાશનજી. ૮
કાળ પુરુષ વાટમાં મળ્યો તે, ગ્રસવા પૂઠે ધાયોજી;
ગળીના કુંડ વિષે હું પડિયો, કપે કરી લેપાયોજી. ૯
એવું સાંભળી ગાલવ બોલ્યા, વિચારી અંતઃકરણુજી;
મહારાજ આજથી છટ્ઠે માસે, આવ્યું તમારું મરણુજી. ૧૦
કહેતાં માંહે કુંતલ ઉઠ્યો, મદનને સોંપ્યો રાજભારજી;
હું તપ કરીને સ્વર્ગે જાઇશ, શું મારો કુમારજી. ૧૧
પણ દાઝ રહી એક મોટી મનમાં, જ્ઞાનામૃત નવ પીધુંજી;
દશ વર્ષની રાજકુંવરીનું, કન્યાદાન નવ દીધુંજી.* ૧૨

* પા૦ "૦ કુંવરી નવ દેવાઇજી; મેં દશ વર્ષ લગી પુત્રીને, ન ખોળિયો જમાઇજી."

હવે તું પરણાવજે કુંવરીને, એ બેન છે તારીજી;
ત્યારે કર જોડીને મદન કહેછે, સાંભળો વિનતિ મારીજી. ૧૩
મેં વિષયા બેનને પરણાવી, ચંદ્રહાસ રાજનજી;
કુળે ગુણે બળે પૂરો, સાધુ ને સુજનજી. ૧૪
ચૌદ વિદ્યા સંપૂર્ણ જાણે, નરખે હરખે મનજી;
આજ્ઞા હોય જો રાય તમારી, તેડી લાવું રાજનજી. ૧૫
ત્યારે ગાલવ કહે એ વર કેરું, લગ્ન કરો થઈ મગ્નજી;
વિવાહ કરો તો આજ મધરાતે, છે ઘડિયાળાં લગ્નજી. ૧૬
હે મદન જાઓ તે સાધુને, શિઘ્ર તેડી લાવોજી;
હું દેખતાં હરિભક્તને, પુત્રી મારી પરણાવોજી. ૧૭
મદન ચાલ્યો ચંદ્રહાસ તેડવા, અશ્વે થઈ અસ્વારજી;
એવે વાટમાં સામો મળ્યો, કુલિંદ તણો કુમારજી. ૧૮
પીતામ્બરની પલવટ વાળી, હસ્તમાં ઝાલી થાળીજી,*
સોમ સરખું વદન વિરાજે, કેસંર અરચ્યા ભાળજી.† ૧૯
હરિભક્તને દેખી અશ્વથો, મદન કુંવર ઉતરિયોજી;
વિસ્મે થઈને આવ્યો પાસે, પ્રણામ પ્રેમસું કરિયોજી. ૨૦
અરે મહારાજા આ મધરાતે, સેવક રહિત ઉઘાડું ગાત્રજી;
શસ્ત્ર વસ્ત્ર વિના બંધુ કાં જાઓ, કર ગ્રહ્યું કાં પૂજન પાત્રજી. ૨૧
ચંદ્રહાસ કહે પિતા તમારે, મુજને આજ્ઞા આપીજી;
શ્વશુર તે પિતાને થાનક, વચન લોપે તે મહા પાપીજી. ૨૨
તેણે કહ્યું કુળદેવી પૂજે, જે થાય નવો પૂજનિકજી;
મધરાત્રે કાલિકા જાઉંછું, કોની ન ધરશો બીકજી. ૨૩
થરથર ધ્રુજે કાંઈ ન સુઝે, મદને તે વાત જાણીજી;
પિતા મારો મહા પાપી છે, રખે લેતો પૂજ્યના પ્રાણીજી. ૨૪
અરે સુરાધ પ્રાતઃકાળે, કુળદેવીનું પૂજન કરવુંજી;
રાજપુત્રી વરજો રાજ કરજો, મહારાજ નિરમ્યું છત્ર ધરવુંજી. ૨૫
કો મેરુ આપે કનકનો તોય, ના જાઉં હું એ નવ મુકુંજી;
સસરાનું વચન લોપી, સાધુ થઈ કેમ ચૂકુંજી. ૨૬

* પા૦ "૦ પૂજાની થાળી લીધીજી." † પા૦ "૦કેશરની અરચ્યા કીધીજી"

મદન કહે તમને પ્રાણ સોંપ્યો છે, સાટે હું કરું પૂજાયજી,
તમે પધારો રાજભવનમાં, કાંજે લગ્ન વેળા જાયજી. ૨૭
શસ્ત્ર વસ્ત્ર અશ્વ આપીને, વળાવ્યો બનેવીજી;
પૂજા સામગ્રી પોતે લીધી, ચાલ્યો જ્યાં કુળદેવીજી. ૨૮
મદનને માર્ગમાં જાતાં, મંડાયાં માનશુકનજી;
વામાંગ તે ફરકવા લાગ્યું, ફરકે વામ લોચનજી. ૨૯
માર્ગમાં જાતાં જમણે પાસે, બે સર્પ ઉતર્યા કાલાજી;*
વળી વદતાં પગે અફળાયા, વાટમાં રાનિ બિલાડાજી. ૩૦
નિશાચર જે ઘુવડ પક્ષી, તે મદનને મસ્તક બેઠોજી;
રખે ચંદ્રહાસને વિઘ્ન થાતું, તે ખરખરો મનમાં પેઠોજી. ૩૧
અરે પરમેશ્વર એટલું માગું હું, સાધુને હજો કલ્યાણજી;
વિઘ્ન આલવજો વિષ્ણુ ભક્તનું, સાટે મારા જાજો પ્રાણજી. ૩૨
એમ દુઃખને ધરતો દેહેરે પોહોંતો, પૂજા આદરે કીધીજી;
આ સેવાનું ફળ હજો ચંદ્રહાસને, આશિશ એવી દીધીજી. ૩૩
પછે દેહરાંમાંથી બાર નિસરતાં, ભર્યાં ઉતાવળાં ડગજી;
દ્વારે નિસરતાં મદનને મસ્તકે, ચાર પડિયાં માહ ખડ્ગજી. ૩૪
ચાર કટકા કાપી કીધા, સચવાયું નહિ ઓસાણજી;
હે ચંદ્રહાસ, હે ચંદ્રહાસ, એમ કહેતાં નિસરયા પ્રાણજી. ૩૫

વળણ.

એમ કહેતાં પ્રાણ નાઠા, સુણ પાર્થ બળવાન રે;
મરણ થકો ઉગર્યો રાજા, જેને માથે શ્રી ભગવાન રે. ૩૬

### કડવું ૨૫ મું–રાગ સામેરી.

નારદજી એમ ઉચ્ચરે, સુણ પાર્થ બળવંતજી;
મર્ણથી ઉગર્યો રાજા, જેને માથે શ્રી ભગવંતજી. ૧
હવે ચંપકમાલિની કેમ પરણી, તે કહું કથાયજી;
ચંદ્રહાસ કુંતલને મંદીર, હરિ ભજતો જાયજી. ૨
પોંકી પૂજીને ઘરમાં લીધાં, ગાલવ દેખી પ્રસન્ન થાયજી;
રાજાને કહે ઉતાવળ કીજે, લગ્ન વેળા જાયજી. ૩

* પા૰ "બ્યાડાજી."

માહેરામાં ગોત્રોચ્ચાર કીધા, ચોરીમાં તેડી લાવ્યાજી;
કન્યાદાન કુન્તલે દીધું, દેવ ગગને જોવા આવ્યાજી. ૪
મંગળ ફેરા પહેલાં ફરિયા, આપ્યાં હસ્તી મૂક્યું પાણીજી;
ગાલવ ઋષિ વખાણ કરે છે, હરખ હૈયામાં આણીજી. ૫
બીજા મંગળ ફેરામાં આપ્યાં, કનક સહિત સપ્ત ધાતુજી;
એમ રાજાયે માંડ્યું દાન જ, મન રાખ્યું ત્યાં માતુજી. ૬
ત્રિજા મંગળના ફેરામાં આપી, વસ્તુ રાજ્યાસન માંયજી;
રથ સુખપાલ ને વસ્ત્ર નાનાવિધ, મન મૂકી આપ્યાં ત્યાંયજી. ૭
ચોથો મંગળ ફેરો ફરિયાં, આપ્યું રાજ્યાસનજી;
ચંદ્રહાસને પાગે પડિયા, રાયજી બોલ્યા વચનજી. ૮
અમો અપરાધી વનમાં જાશું, પુત્રીને છેહ ન દેશોજી;
વિષયા તો ઘણું રૂપવાન છે, રુડુંભુડું કાંઇ ન કેશોજી. ૯
પછે કંસાર જમ્યાં વરકન્યા, હૈયે હર્ષ ન માયજી;
પુત્રીને શીખામણ દીધી, આળસ ન સેવા કરતાંયજી. ૧૦
ચંદ્રહાસ વળાવી વળિયો, જળે આંખો ભરીજી;
ચંદ્રહાસે શાતા દીધી, રોશો મા સુંદરીજી. ૧૧
રાજ્યાસન કુંવર બેઠા, શાલિગ્રામપર છત્ર ધરાયજી;
બે સ્ત્રીઓ અર્ધાંગે રેહેતી, સુંદર શોભે શોભાયજી. ૧૨
આવ્યા ગાલવ ઋષિ કહેતા, ચંદ્રહાસ યોગ રાજ્યાસનજી;
ચંદ્રહાસે પૂજન કીધું, સંતોખિયા ભગવનજી. ૧૩
અરે ગુરુજી કોણ એવો છે, સસરાને લાવે તેડીજી;
આપણા રાજ્યમાં શું ખાઇ ગયો છે, તે સર્વે લીજે ઉંએડીજી. ૧૪
ત્યારે ઋષિ કહે એ કાર્ય મારું, કહી ઉતાવળો ચાલ્યોજી;
સવારે શય્યાથી ઉઠતાં, પાપી પુરોહિત ઝાલ્યોજી. ૧૫
કુલિન્દ કુંવરને રાજ્ય આપ્યું, કુંતલ પધાર્યાં વનજી;
નામુ લેખું ચોખ્ખું કરવા, તેડે ચંદ્રહાસ રાજનજી. ૧૬
સાંભળતાં હુતાશન લાગ્યો, જમાઇ જીવ્યો તે જુઓજી;
કુંવરી સાથે રાજ્ય પામ્યો, મેં મરાવ્યો નવ મુઓજી. ૧૭
દંત કરડતો ને મૂછ મરડતો, આવ્યો રાજસભા મોઝારજી;
ચંદ્રહાસે માન જ દીધું, કર જોડી કીધા નમસ્કારજી. ૧૮

ધુણાવી શિશ ચડાવી રીશ, મુખે બોલ્યો મર્મની માંયજી;
અરે સાંનું મોકલ્યાતા કરવા, દેવી તણી પૂજાયજી. ૧૯
જમાઇ કહે જ્યારે ગયાની વેળા, ત્યારે હતું લગનજી;
મારે સાટે મોકલ્યા છે, પૂજા કરવા મદનજી. ૨૦

વળણ.

મોકલ્યો મદન પૂંજાને, એવી વાત દુષ્ટે સાંભળી રે;
ઉડી ગયું સુખને પામ્યો દુઃખ, મૂર્ખને મૂર્છા વળીરે. ૨૧

કડવું ૨૬ મું—રાગ મેવાડો.

પુરોહિત પડિયો હો, મૂર્છા ખાઇજી;
મદન શું મુવો હો, ન મુઓ જમાઇજી. ૧
ચાંડાલ ચારે હો, તેડાવ્યા પાસજી,
પૂછયું તેઓને હો, શાને ન કીધો નાશજી. ૨
અંત્યજ કહે છે હો, અર્થ જ સીધ્યાજી;
શત્રુને મારી હો, કટકા કીધાજી. ૩
આડવણ પાગે હો, ધાયો તાતજી;
પુત્રને રાખજો હો, ભવાની માતજી. ૪
વદન વીલે હીંડે હો, દીસે પ્રસ્વેદજી;
લોચન ભરતો હો, પામ્યો અતિ ખેદજી. ૫
અખડાયે વાટે હો, બેઠો થાતોજી;
પાળે પાયે હો, દેવી ભણી ધાતોજી. ૬
પડિયો દીઠો હો, જ્યારે કુમારજી;
જુજવા પડ્યા છે હો, કટકા ચારજી. ૭
અગ્નિ જ્વાલા હો, અંગે લાગીજી;
શૃંગ જેમ મેરુનું હો, પડે જેમ ભાંગીજી. ૮
એમ પુત્રને દેખી હો, પિતા પડિયોજી;
આરત નાદે હો, આરડી રડિયોજી. ૯
કટકા ચાર હો, એકઠા કીધાજી;
સોહિયે ખરજ્યા હો, ખોળે લીધાજી. ૧૦
બોલો દિકરા હો, મદન ગુણવંતાજી;
મુને અતિશે હો, થઈ છે ચિંતાજી. ૧૧

શય્યાયે સરખાં હો, હસતાં રોમજી,
વાંકી વસમી હો, ખુંચશે ભોમજી. ૧૨
કૃપા કરીને હો, કહો કાંઇ કાલાજી;
વાંક તજીને હો, ઉઠો સુત વહાલાજી. ૧૩
તમો મુવા તેરે હો, મારી કમાઇજી;
મેં મારવા માંડ્યો હો, સાધુ જમાઇજી. ૧૪
ત્રણ વરાં મેં રે હો, ખપુવે કીધાજી;
હિનાનાથે રે હો, ઉગારી લીધાજી. ૧૫
કીધી કરણી રે હો, કેમ પેરે ચૂકેજી;
દૈવ ને ડાહ્યા રે હો, કંઇએ નવ મૂકેજી. ૧૬
મદન મૂઓ રે હો, મન કેમ વાળુંજી;
કેમ જાઉં પુરમાં રે હો, મુખ લેઈ કાળુંજી. ૧૭
પછે મસ્તક ફોડયું રે હો, કુટિયા પહાણજી;
હા હા કહેતાં રે હો, ગયા તેના પ્રાણજી. ૧૮

વળણ.

પ્રાણ ગયા સસરાના જાણી, જે ચંદ્રહાસ જમાઈ રે,
ભડકી ઉઠયો આસનથી, દેહેરે આવ્યો ધાઈ રે. ૧૯

## કડવું ૨૭ મું-રાગ રામગ્રી.

ધાઇ આવ્યો છે જે ચંદ્રહાસજી, કાંઇ ન સૂઝે મૂકે નિઃશ્વાસજી;
થરથર ધ્રુજે મહા ઉચ્ચાટજી, આ બે મુઆ તે હુંય જ માટજી. ૧

ઢાળ.

હું માટે બન્નો મુઆ તેણે, તિલક થયુ શામ;
યુગ કહેશે જમાઇને પગલે, શ્વશુર સાળાનો ફેડ્યો ઠામ. ૨
હવે આદ્યશક્તિને હત્યા આપું, પછે પ્રગટાવ્યો હુતાસન.
ખપુવે કાપી દેહ પોતાની, હરિભક્તે માંડ્યો હવન. ૩
પાદ પૃષ્ઠ ને સ્કંધ છેદી, હોમ્યું પાવક જ્વાળ;
મસ્તક હોમ્યાનું મન કીધું, ત્યારે ધાઈ આવ્યા ગોપાળ. ૪
હાં હાં કહી હેલામાં હરિયે, હરિભક્તનો ઝાલ્યો હાથ;
ખપ કરીને ખપુવો ખેંચી, લીધો વૈકુંઠનાથ. ૫

માગ્ય માગ્ય ભક્ત મુજતણા, કેહે તો આપું ઈંદ્રાસન;
એવે હલહલાટ કરતાં આવી, બોલ્યાં આદ્યશક્તિ વચન. ૬
ભગવંતજી વેગળા રહો, ભક્ત ભવાનીનો એહ;
મારે થાનક મદન મારે, હોમી પોતાની દેહ. ૭
ચંદ્રહાસ કહે કરો જીવતા, બે સુભટ પામ્યા મર્ણ;
હે વિષ્ણુજી મને વૈકુંઠ તેડો, હું સેવું તમારાં ચર્ણ. ૮
શિર હાથ મૂકી સેવક પ્રત્યે, ઉચ્ચરે અવિનાશ;
જા દાસ મારા હું સદા લગી, રહીશ તારી પાસ. ૯
તવ સર્વ દેખતાં આદ્ય શક્તિએ, ઉઠાડ્યા બે યોદ્ધ;
કરે ગ્રહી કહેતા ગયા, પ્રગટ થઇ પ્રતિબોધ. ૧૦
પછે દેવ દેવી દેખતાં, હવા તે અંતર્ધ્યાન;
ચંદ્રહાસને ચર્ણે લાગી, પિતા પુત્ર માગે માન. ૧૧
પ્રધાન કહે મેં કપટ કીધું, ત્રણ વરાં હું ચૂકયો;
પણ સાધુ પુરુષે મન ન આણ્યું, સ્વભાવ પોતાનો ન મૂકયો. ૧૨
પછે ગાજતે વાજતે આવ્યા નગ્રમાં, તેડાવ્યો કુલિંદ બાપ;
મેધાવિની મા મોહને પામી, દેખી પુત્રનો પ્રતાપ. ૧૩
કેટલેક કાળે બે વેવાઈ, ગયા ઉઠીને વન;
મદન સાથે ચંદ્રહાસે, ચલાવ્યું રાજ્યાસન. ૧૪
ચંદ્રહાસથી વિષયાને, પદ્મમાક્ષ નામે કુમાર;
ચંપકમાલિનીનો મકરધ્વજ, જે લેઈ ગયા તોખાર. ૧૫
અર્જુન પ્રત્યે કહે નારદ, તું સાંભળ સાચું રાય;
અમે તુંને માંડી કહ્યો, સાધુતણો મહિમાય. ૧૬
શાલિગ્રામનો મોટો મહિમા, સાંભળે પૂજે ને ગાય;
પૂર્વજ તેના ઓદ્ધરે, કોટિક હત્યા પ્રલે થાય. ૧૭
કાંઇ ઓછું હશે તે કૃષ્ણ કહેશે, નારદ હવા અંતર્ધ્યાન;
અર્જુન આહ્લાદ પામિયો, પછે વિનવ્યા ભગવાન. ૧૮
સ્વામી સાધુ સાથે યુદ્ધ કરતાં, આપણને લાગે ખોડ;
હરી કહે હવડાં આવશે, કુંવર લઇ તુરી જોડ. ૧૯
વાત કરતાં વેગળેથી, આવતો દીઠો ચંદ્રહાસ;
સભા માંહિથી સામા ચાલ્યા, અર્જુન ને અવિનાશ. ૨૦

શ્રીકૃષ્ણ ચરણ જ માંગતો, હરિયે અહિ બેઠો કીધો;
ભક્તવત્સલ શ્રીકૃષ્ણજીએ, હ્રદયા સાથે લીધો. ૨૧
ખભે હાથ મૂકી હરિ કહે છે, સાંભળ રાય મુજ વચન;
હું સવ્યસાચી સાથે આવ્યો, કરવા તારૂં દર્શન. ૨૨
સુણી વાક્ય ભગવાનજીનું, ભક્ત વળતો રોય;
આંખનાં આંસુ અવિનાશી, પટકુળ પોતાથી લોય. ૨૩
અર્જુન સાથે સૈન સહુએ, તેણુ સાથ ચંદ્રહાસ;
પ્રાહુણા કર્યા પુર વિષે, કૃપા કીધી અવિનાશ. ૨૪
ત્રણ દિવસ પ્રાહુણા રહ્યા, હરિ ને અર્જુન;
બીજાં વસ્ત્ર અશ્વ આપ્યા, આપ્યો અશ્વમેધ વાજીન. ૨૫
ચંદ્રહાસ રાજા સાથે તેઓ, ત્યાંથી સચર્યો પારથ,
કુલિંદ કુંવર ને કિરીટી બેહ, કૃષ્ણે હાંક્યો રથ ૨૬
હવે જૈમિનિ એમ ઉચ્ચરે, સુણ અતલિબલ પરીક્ષત તન;
અહીં થકી પૂરણ થયું, ચંદ્રહાસનું આખ્યાન. ૨૭
સત્તાવિશ કડવાં એહનાં, પદ છસેં ને પાંત્રીશ;
રાગ આઠ એના જુજવા, કૃપા કીધી શ્રી જુગદીશ. ૨૮
સંવત સત્તર. સતાવિશ વર્ષ, સિંહસ્થ વર્ષની સંધ;
જ્યેષ્ઠ શુદી સાતમ સોમવારે, પૂર્ણ પાવન કથા પદબંધ. ૨૯
વટપત્ર વાસી ચાતુર્વેદી,* ભટ પ્રેમાનંદ નામ;
કથા કહી ચંદ્રહાસની, કૃપા કીધી શાલિગ્રામ ૩૦

વળણ.

કીધી કૃપા શાલિગ્રામે, રુડી પેરે રક્ષા કરી રે;
એમાં કાંઈ સંદેહ નહીં, શ્રોતા બોલો શ્રીહરી રે. ૩૧

## ચંદ્રહાસ આખ્યાન સંપૂર્ણ.

* પા૦ "ચાતુર્વિશી"

# અભિમન્યુ આખ્યાન.

—:o:—

## કડવું ૧ લું—રાગ કેદારો.

પ્રથમ લંબોદર ગુણ સ્તવું, બેઉ કરજોડીને વિનવું;
અનુભવું આખ્યાન અભિમન્યુતણું રે. ૧
એક દંત દુંદાળો દેવ, સુરી નર કરતા તમારી સેવ;
વાઘેશ્વરી વિદ્યા તુજવડે જડે રે. ૨

### ઢાળ.

જડે વિદ્યા મુખ નિર્મળ વાણી, જો સરસ્વતિ હોય તુષ્ટમાન,
પદબંધ કરવા ઇચ્છું છું, અભિમન્યુનું આખ્યાન. ૩
વૈશંપાયન વાણી વદે, સુણ જનમેજય રાય;
દ્રોણપર્વની નિર્મળ કથા છે, તેહનો કહું મહિમાય.* ૪
કુરુક્ષેત્રમાં રાજને અર્થે, કૌરવ પાંડવ વઢ્યા;
દસમે દિવસે બાણ શય્યાએ, ભીષ્મ પિતામહ પડ્યા. ૫
પાંડવનાં પ્રાક્રમ દેખીને, કૌરવ માત્ર મન, બીધા;
પછે દુર્યોધનનો† સર્વ જોદ્ધા મળીને, દ્રોણ સેનાપતિ કીધા. ૬
મહા અતૂળ ત્યાં જુદ્ધ હતું, ને વહી ગયા બે દન;
અભિમન્યુના મારથી, હાર્યા દ્રોણાચાર્ય સુજન. ૭
સુભટ સર્વે મળી સાંજે, દુર્જોધનને દ્વારે;
કોને બોલવા શક્તિ નહિ રે, ક્ષોભ પામ્યા અભિમન્યુને મારે. ૮
(પછે) કૌરવપતિએ બેઉ કરજોડીને, વિનવ્યા ઋષિદ્રોણ;
સ્વામિ અભિમન્યુરુપિ આ સાગરમાંથી, તમવિન તારે કોણ. ૯
અર્જુને એ હાથી સાથે, સહ્યો હેલાએ ભગદત્ત;
મુનિ તમો મૂર્છા પમાડ્યા, અભિમન્યુ મહા ઉન્મત્ત. ૧૦
એવું કહેતાં મસ્તકથી ઉતારી, ઋષિચરણે મુગટ ધર્યો;
ગુરુ બંધાવો તો બાંધુ શિરપર, એમ વાણિ ઓચર્યો. ૧૧
ત્યારે ઋષિ રીસ કરી બોલ્યા, ઉદક અંજલી લીધી;
અભિમન્યુને મારવાની, પ્રતિજ્ઞા ત્યાં કીધી. ૧૨

---

* પા૦ "૦સુણતાં પતિત પાવન હોય." † પા૦ "શકુની."

કીરીટી કુંવરને કાલે મારવો, ગુરુનાં વચન શ્રવણે ધર્યાં;
હરખ્યો હસ્તિનાપુરનો રાજા, દુંદુભિ સર્વ ગડગડ્યાં. ૧૩
કૃષ્ણ ગયા અર્જુનને તેડી, સંસપ્તકની માંહે;
ભગવંતને ભાણેજ પોતાનો, નાશ કરાવવો છે તાંહે. ૧૪
વૈશંપાયનનાં વચન સુણીને, રાયે જનમેજય પૂછે;
અભિમન્યુ મરાવ્યો મામે, તે કહોની કારણ શું છે. ૧૫

વળણ.

શું છે કારણ શ્રીકૃષ્ણનું, જે કીધો મોટો કેર રે;
ધૃતરાષ્ટ્ર પુછે સંજયને, કહો મામા ભાણેજનું વેર રે. ૧૬

કડવું ૨ જું–રાગ કેદારો.

સંજયનાં વાયક સુણી, બોલ્યો હસ્તિનાપૂરનો ધણી;
અતિ ઘણી સંદેહની વાર્તા રે. ૧
હરિનું હેત હતું અતિ ઘણું, શુંભ ઇચ્છે જે પાંડવતણું;
નવ ગણ્યો ભાણેજ પ્રભુએ મરાવતાં રે. ૨

ઢાળ.

મરાવવો અભિમન્યુ કેમ ગમ્યું, ગોવિંદને શું વેર;
પ્રદ્યુમ્નની સાથે ઉચ્છેર્યો, રાખી પોતાને ઘેર. ૩
પ્રશ્ન સુણી પ્રજાપતિતણું, સંજય કહે કથાય;
વેરભાવ ધૃતરાષ્ટ્ર જે, પૂર્વતણું સાંભળ રાય. ૪
એક અયંદાનવ* દૈત્યનો રાજા, તેણે મહા તપ કીધું;
થોડે દહાડે મહાદેવે, આવીને દર્શન દીધું. ૫
આદર કરી શંભુજી બોલ્યા, માગ દાનવ વરદાન;
તારું તપ અતિ નિર્મળ દેખી, હું હવો તુષ્ટમાન. ૬
અયદાનવ બન્ને કરજોડી, લાગ્યો શિવને ચર્ણ;
સ્વામિ હું માગું છું જે, કો કાળે ન પામુ મર્ણ. ૭
અષ્ટોત્તર સત વ્યાધિ ન વ્યાપે, શરીરે પંચ વદંન;
ચૌદલોકમાં ગત ગયાની, હું જાઉં બ્રહ્મ સદંન. ૮
દેવ દાનવ જક્ષ વિદ્યાધર, તે હુંથી જુદ્ધે હારે;
બ્રહ્મ ક્ષત્રિ વૈશ્ય શુદ્ર સ્વામિ, મુને કો નર મારે. ૯

---

* પા૦ "મયદાનવ અસુરનો રાજીઓ."

સર્પ ડંસે તો વીષ ચઢે નહીં, પશુ પંખી મારો આહાર;
લોહ કાષ્ટ મારા અંગ ગડે નહિ, વશ વરતે સંસાર. ૧૦
મહાદેવ કહે તું સર્વને જીતીશ, ચૌદ લોકની માંય;
વૈકુંઠવાસી આદ્ય અવિનાશી, તેને તે નવ જીતાય. ૧૧
અંતરધ્યાન ઇશ્વર હવા, એવું કહીને વચંન;
અયદાનવ આવ્યો નિજ ગ્રામે, માંડ્યું રાજ આસંન. ૧૨
દસો દિશા જીતી વશ કીધી, વધાર્યો અધર્મ;
મુનિ માત્ર મારીને કાઢ્યા, મૂકાવ્યાં ખટ કર્મ. ૧૩
ગુરુ શુક્રાચાર્યને આપીઓ, રાજ્યનો ત્યાં ભાર;
અમરાપુરી મૂકાવી ઇંદ્રને, લીધો પોતે અધિકાર. ૧૪
પછે દેવ માત્ર ટોળે મળ્યા, આવ્યા દ્વારિકા ગામ;
અંતરિક્ષમાં રહીને સ્તુતિ કીધી, વિનવ્યા કેશવ રામ. ૧૫

વળણ.

વિનવ્યા કેશવ રામ રે, સંજય વાણી ઓચરે;
દેવના પ્રેર્યા દીનાનાથ તે, વેરીનો વધ કેઇ પેરે કરે. ૧૬

કડવું ૩ જું–રાગ આશાવરી.

સંજય વાણી ઓચરે, ધૃતરાષ્ટ્ર તે શ્રવણે ધરે;
શું કરે હરિ તે કહું રે. ૧

ઢાળ.

તે કહું તે સાંભળ રાજા, દેવ મળ્યા તેત્રીશ ક્રોડ;
દ્વારામતિમાં કૃષ્ણજીને, વીનવ્યા કરજોડ. ૨
દેવકીનંદન વિશ્વવંદન, અઘનિકંદન રામ;
દુઃખ ટાળો દેવતાનું, દૈત્યનો ફેડો ઠામ. ૩
અયદાનવે અવની વિષે, વધાર્યો અધર્મ;
તે તમારે હાથે મરે, મહાદેવે કહ્યો મર્મ. ૪
તમો અસુરને સંહારવાને, લીધો છે અવતાર;
અયદાનવને સંહારીને, ઉતારો ભૂનો ભાર. ૫
ઉઠ્યા હરજી શંખ લીધો, શબ્દ કીધો પ્રૌઢ;
ગદા સારંગપાણ લીધી, પલાણ્યો ગરૂડ. ૬

શંકર્ષણ સાથે થયા ને, જાદવ કોટી છપ્પંન;
શ્રોણીતપુર ભણી સર્વે ચાલ્યા, દેવનાં હરખ્યાં મંન. ૭
અયદાનવ આવ્યો ત્યાં સામો, ને ગોપીઓ રણસ્થંભ;
રથિએ રથિ આવીને આફળ્યા, પ્રથમે દીવસે આરંભ. ૮
ખડ્ગ ખેડાં ને વળી ફરશી, ઝળકતી તરવાર;
જુગદીશના પ્રેર્યા જાદવા, સર્વે કરે મારોમાર. ૯
અયદાનવ ને અવિનાશી, સામા* આવી મળિયા;
કોઇ કોઇથી હઠે નહીં, બેહુ સમાન શોભે બળિયા.
દાનવે દીનાનાથને, ઢાંકયા શર જાળ;
ગરુડ ઉપરથકી બાણુ પ્રહારે, પાડીઆ ગોપાળ.
જીવરખી ને ટોપ કવચ, શ્રીકૃષ્ણના નાંખ્યાં કાપી;
બલિભદ્ર નાઠા રણ વિચેથી, પછે ગડગડ્યો પાપી.
સૈન્યા નીરખી નહાસતી, ને જાગ્યા તે જદુનાથ.
ક્રોપ કરીને શ્રીકૃષ્ણજીએ, ચક્ર લીધું હાથ.
સુદર્શનને દેખી સામું, અદસ્ય હવો અજાણ;
માયા કીધી અંતરિક્ષ માર્ગે, ને વરસાવતો પાષાણ.
કરે કોરણ કાટક, ને અત્રિક્ષ અંધારું ઘોર;
ન જાય જાદવ જીવતો, કહે મારો માખણ ચોર.
કર્દમ કાંટા ને કાષ્ટ સૂકાં, અંતરિક્ષ લોહીનો વરસાદ;
બ્રહ્માંડ લાગ્યું ડોલવા, ને ઉપન્યો ઉત્પાત.
સારંગ લીધું હાથમાં, ને શર ચઢાવ્યું ગોપાળ.
વિદ્યુશસ્ત્ર બાણે હણી માયા કીધું અતિ અજવાલ.
નિરાળો કીધો દાનવ હરિએ, મૂકયું સુદર્શન;
ચતુર્ભુજનું ચક્ર વાગ્યું, થયું મસ્તક છેદન.
દેવતાનું દુઃખ ભાંગ્યુ, પછે પળ્યા પૂરમાં છૂટી;
શ્રોણિતાક્ષ નગર જે દૈત્યનું, તે લીધુ દેવે લૂટી.

વળણ.

લુંટ્યું નગર ને નાઠું સર્વકો, એક અયદાનવની નાર રે;
તેના ઉદરમાં ગર્ભ હતો તે, નાઠી પીયર મોઝાર રે.

* પા૦ " મુખે આવી."

### કડવું ૪ થું–રાગ આશાવરી.

સંજય બોલ્યા વાણી રે, એક અપદાનવની રાણી રે;
નવ જાણી દૈવે જાતિ પિયર વિષે રે. ૧
તે કરતી અશ્રુપાત રે, દેખી રોયાં માત ને તાત રે;
સર્વે વાત માંડીને કહી છે મૂખે રે. ૨
તેના પિતા પુંડરીકે વહાલે રે, રાખી કુંવરી આપત કાળે રે;
એક બાળક પુરે માસે પ્રસવ હુવો રે. ૩
તે જણતામાં કુંવર રોયો રે, જાણે પ્રલેકાળ શું હુવો રે;
આવી જોયો સર્વે નાગેણે દીકરો રે. ૪
વધવાનું મન કર્યું રે, જાત કર્મ કુવરનું કર્યું રે;
ધર્યું રે અહીલોચન નામ જ જાણજો રે. ૫
કુંવર દિન દિન મોટો થાય રે, મોશાળ સાથમાં રમવા જાય રે;
રમવા ગયો નાગના બાળમાં રે. ૬
માંહો માંહે બાળક બહુ વઢિયા રે, અહીલોચન પર તુટી પડિયા રે;
કઇ ચઢિયા રે વાંસાપર ઉભા રહ્યા રે. ૭
અહીલોચન મહાબળિયો રે, તે આકાશ લગી ઉછળિયો રે;
વળિયો રે પાછો સર્પ કંઠે ગ્રહ્યા રે. ૮
બાળક પાડે બરકા રે, અહીલોચન આપણે સરખા રે;
જેમ વરસાદ વરસે એમ આસુંડાં ભરે રે. ૯
ત્યારે સરપ સૌ ક્રોધાયા રે, અહીલોચનના કર સાહ્યા રે;
કહે ભાઇ તું કોના નગ્રમાં ઉછરે રે. ૧૦
કોણ જાણે તારો બાપ રે, કોણે જણ્યો ને કોને સંતાપ રે;
એમ સર્પે મેહેણું દીધું અતિઘણું રે. ૧૧
થયો ઓશિયાળો અહીલોચન રે, હૈડે લાગ્યો હુતાસન રે;
સુણો ધૃતરાષ્ટ્ર તન કાંપ્યું પોતાતણું રે. ૧૨

વળણ.

પોતાતણું તન કાંપ્યું તે, આવ્યો જ્યાં છે માત રે;
દીન દીઠો દીકરો, પછે પૂછે જનુની વાત રે. ૧૩

### કડવું ૫ મું–રાગ રામગ્રી.

૧ કાંઇ દીઠો અતિશે રોતોજી, હૃદયા ફાટેરે આંસુ લોહતોજી;
૨ અહીલોચન રે મારા બાળાજી, કોણે કષ્ટ દીધું રે કુંવરજી કાળાજી. ૧

### ઢાળ.

ઢાળા કહેની કષ્ટ મુજને, કાણે પીઓ તુંય;
આંખડિ ભરે આંસું ખરે છે, અનમનો છે શુંય? ૨
પુત્ર વળતું બોલિયો, તમો માતાજી અવિધારો;
સર્પ સર્વે મેહેણું દીધું, મને કહ્યો નઠારો. ૩
કોણ સ્થાનક આપણું, ને કોણ મારો બાપ;
ઉદર ભરવા હ્યાં રહ્યાં કાં, જે મેહેણું દે છે સાપ. ૪
વચન સાંભળી કુંવર કેરાં, ગળગળી થઈ નાર;
સુખ સાંભર્યું સ્વામિતણું પછે, નેણે ભરતી વાર. ૫
પુત્ર મુજને શું પૂછ્યું એ, કહ્યું કંઇ પેરે જાય;
પેટ ભરો પરવશ થકી જે, લખ્યું છેદન ન થાય. ૬
બાપ તારો મહા બળિયો, અપદાનવ એનું નામ;
તેણે ચૌદ લોક જીતિ વશ કર્યો, પણ કૃષ્ણે કેઓ ઠામ. ૭
એવું સાંભળીને સુત બોલ્યો, મેં આજ જાણી પેર;
શ્રીકૃષ્ણના કટકા કરું, પછે વસું બાપને ઘેર. ૮
જનુની કહે જુગદીશ મોટો, તું ન હોય તેહની જોડ;
તું જાતે એકલો, હરીને જાદવ છપ્પન કોડ. ૯
તાત તાહરો જીતતો, તે મહાદેવનું વરદાન;
તુને કો ઓળખે નહીં, બેસી રહે સ્વસ્થાન. ૧૦
વળતુ અહિલોચન ઓચરે, જઈ ઈશ્વરને આરાધું;
અમર થઇને સધારું હું, જાદવનું કુળ બાધું. ૧૧
એવું કહીને ઉતપત્યો, માતા મૂકી મામા પાસ;
વાર્યું કોઇનું કીધુ નહીં, તે પરવર્યો કૈલાસ. ૧૨
નવે દ્વાર રુધન કીધાં, બાંધ્યો શ્વાસોશ્વાસ:
જમણે પગને અંગુઠે, ઉભો રહ્યો ખટ માસ. ૧૩
પછે પંચવદન પધાર્યા, હવા અતિ તુષ્ટમાન;
માગ માગ રે બાળક, આજ ઇચ્છિત માગ વરદાન.* ૧૪
અહિલોચન આવી નમ્યો, સદાશિવને ચર્ણ;
વરદાન આપો એટલું, હુથી કૃષ્ણ પામે મર્ણ. ૧૫

* પા૦ "૦,મહાદેવ કહે માગ વરદાન."

મહાદેવે મન વિચાંરિયું જે, મરે નહીં જુગદીશ;
પછે વિચારીને વજ્રપંજર, આપતા હવા ત્યાં ઈશ. ૧૬
જે કો પેસશે પંજરમાં, કહે પીનાકપાણ;
તાળું દેતાં તેના તે, સદ્ય જાયે પ્રાણ. ૧૭
ઈશ્વર કહે આ અહિલોચન, જો હોય તુજમાં આય;
ઝાલી મરડી કૃષ્ણને, ઘાલજે પેટીમાંય. ૧૮
પીપીલીકા પેસી નવ શકે, સંચરે નહીં પવંન;
એવી પેટી આપીને, પછે વળ્યા પંચ વદન. ૧૯
એવું કહીને અવિનાશી, હવા તે અંતર્ધ્યાન,
પુત્રે પેટી લીધી મસ્તક, આવ્યો તે સ્વસ્થાન. ૨૦

વળણ.

નીજ સ્થાનક માતાતણું, પાતાળમાં મોસાળ રે;
પેટી મૂકી માતા આગળ, પછે પાગે લાગ્યો બાળ રે. ૨૧

કડવું ૬ ઠું—રાગ ગોડી.

પાયે લાગી પુત્ર બોલ્યો, હો માય રે;
મુને મળ્યા શ્રી મહાદેવ, લાગું પાય રે. ૧
પેટી આપી પંજરની, હો માય રે;
એથી કૃષ્ણ મરે અવશ્યમેવ, લાગું પાય રે. ૨
હવે જાઉં છઉં દ્વારકા, હો માય રે;
વાળવા પિતાનું વેર, લાગું પાય રે. ૩
પછે રાજ કરું શ્રોણીતાક્ષનું, હો માય રે;
તમો આવી વસો આપણે ઘેર, લાગું પાય રે. ૪
એવા સુખના દહાડા આવિયા, હો માય રે;
જ્યારે હું સરખો તમને પુત્ર; લાગું પાય રે. ૫
દ્વારિકા લાવું ઊચળી, હો માય રે;
સોને વસાવું ધરંસૂત્ર, લાગું પાય રે. ૬
તત્પર તમે થઈ રહેજો,' હો માય રે;
કંઈ જાવાને નિજ ગામ, લાગું પાય રે. ૭
જાદવ છપ્પન ક્રોડસું, હો માય રે;
આવું કૃષ્ણને મારી આ ઠામ, લાગું પાય રે. ૮

વચન સુણી માતા ઓચરી, વિરા વહાલા રે;
તમો બોલો વિચારી બોલ, કુંવરજી કાલા રે. ૯
ખદ્યોત ખીજ્યો શું કરે, હો વહાલા રે;
ન હોય સૂર્ય સમ તોલ, કુંવરજી કાલા રે. ૧૦
બળિયા શું બકીએ નહીં, વીરા વહાલા રે;
પર્વતસું ભીડે બાથ, કુંવરજી કાલા રે. ૧૧
તે તને ન મૂકે જીવતો, હો વહાલા રે;
કૃષ્ણ ચૌદભુવનનો નાથ, કુંવરજી કાલા રે. ૧૨
કાળીનાગ નાથી કરમાં ગ્રહ્યો, વીરા વહાલા રે;
તેને તું કેમ જીતીશ તન, કુંવરજી કાલા રે. ૧૩
તેણે કેશી કંસ પછાડ્યા, હો વહાલા રે;
તેણે ઉચલ્યો ગોવર્દ્ધન, કુંવરજી કાલા રે. ૧૪
તે રૂપ ધરે નાના વિધનાં, વીરા વહાલા રે;
તજી જોબન ઘરડો થાય, કુંવરજી કાલા રે. ૧૫
એની માયામા ભમ્યા બ્રહ્મા, હો વહાલા રે,
એ નિગમ નેતિ ગવાય, કુંવરજી કાલા રે ૧૬
તારો તાત તેણે મારિયો, હો વહાલા રે;
વળી વિદાર્યો જરાસંધ, કુંવરજી કાલા રે. ૧૭
તે પેટીમાં પેસે નહીં, વીરા વહાલા રે;
તું કેમ કરીશ તેને બંધ, કુંવરજી કાલા રે. ૧૮
જો તું હઈયા રહેની જીવતો, હો વહાલા રે;
આ છે માતામહનુ ઘર, કુંવરજી કાલા રે. ૧૯
તો રાજ પામુ ત્રિલોકનું, વીરા વહાલા રે;
મુવો કૃષ્ણને વળ્યું વેર, કુંવરજી કાલા રે. ૨૦

વળણ.

વેર આપણ કેમ વળે, જો દુબળાં દૈવે કર્યાં;
તેવો ઉઠી ચાલ્યો અહિલોચન, માતાનાં વચન શ્રવણે ન ધર્યાં. ૨૧

### કડવું ૭ મું-રાગ ગોડીની ચાલ-લેહેકણી.

અહિલોચન ઉઠીને ચાલ્યો, ન રહ્યો ઝાલ્યો હાથે;
સજ્યા ટોપ કવચ ને બખ્તર, શંકર પેટી લીધી સાથે. ૧

સર્પ સાથ વારીને રાખે, વણુ ખુટે મરે છે શાને;
આવ્યો કાળ બાળકને લેવા, કોનું કહ્યું નવ માને. ૨
આંસુ ભરતી આંખડી રાતી, માતા આગળ પડતી;
ઉન્મત્ત અહિલોચન ચાલ્યો, મૂકી જનુનીને રડતી. ૩
ભેદી ભોમ ને બહાર નિસરિયો, ચાલ્યો પશ્ચિમ દીશ;
દ્વારિકાની વાટ પૂછતો, હણુવાને જુગદીશ. ૪
ઉજમ સહિત ધાયો અહંકારી, ગ્રહેવાને ગોપાળ;
કુંવરે કેશવને નવ જાણ્યા, જે કાળ તણો છે કાળ. ૫
હિડતાં પગને પ્રહારે કરીને, ધરા ધમધમ થાયે;
ટિમ્બા ટેકરા ગીરી તરુવર તે, ઠેમ્બે ઉડાડી જાયે. ૬
કુમાર્ગ તે સુમાર્ગજ કીધા, વાધે મૂક્યાં વંન;
જાણે પૂર્વ દીશાથી પશ્ચિમ પાસે, ગાજીને ચાલ્યો ઘન. ૭
રાતા ડોળા અગ્નિના ગોળા, ભ્રુગુટી તાણી કોદડ;
તાડ પ્રમાણે કાયા જેની, દેખાઇતો પ્રચંડ. ૮
શકે ગ્રૌઢ પારધી પંજર લઇને, ગ્રેહેવા ચાલ્યો કીર;
તે અંતરમાંહે દ્વારામતિમાં, જાણ્યુ શ્રીજદુવીર. ૯
જે અહિલોચન આવે છે બળિયો, તે તો જુદ્ધે નહીં જીતાય;
પેટીમાં પેસે એ પાપી, એવો કરું ઉપાય. ૧૦
જુગતે મારું પ્રપંચ કરીને, એ ખીજવ્યો નવ મરશે;
એ કોપ્યો થકો રે બ્યોમ વસુધા, બંને એકઠાં કરશે. ૧૧

વળણ.

કરે. એકઠાં બ્યોમ વસુધા, ઉજાડે ચૌદ લોક રે;
કહે કૃષ્ણુ કપટ વિના એને, જીત્યાની આશા ફોક રે. ૧૨

કડવું ૮ મું–રાગ ગોડી.

સજય કહે સાંભળની રાય, દેવકી નંદનનો મહિમાય;
મારવા દાનવ કેરો ભૂપ, ભગવાને ધર્યું બ્રાહ્મણુ રૂપ. ૧
શત્રુ હણુવા સારવા કાર્ય, શ્રીકૃષ્ણુ થયા શુક્રાચાર્ય;
વૃદ્ધ વેશ કર ગ્રહી-લાકડી, વાગે ઠેસ પડે આખડી. ૨
જલજલાં નેત્ર જુવે અરુંપરું, માંથે બાંધ્યુ ફાટું ચીથરુ;
થરથર દેહડી ધ્રુજે જદુરાય, કાયામાં પ્રગટ્યો કંપ વાય. ૩

મુખ નાસિકાયે લાળો ચૂવે, કર કપાળે દઇ આડું જૂવે;
ચેરે વળી છે કરચલી, દીનબંધુ દુબળા જાણે પેપલી. ૪
ઉધરસનો હૉંસો ને ચઢે શ્વાસ, ખઇ રોગિયા થયા અવિનાશ;
ખોં ખોં ખોં ખુંખારો કરે, ભોમ પડે ને પગ લડથડે. ૫
નીસરી ખુંધ કટી ખેવડ વળી, પગે વાયુ ને માથે પળી;
ખોડાગતો ચાલે કાનુવો, વાંકું ઘુંટણ પગે જાનુવો. ૬
વળગે જીભ બોલતાં આવે થુળી, ઓઢ્યો કામળો પહેર્યું વનફૂળ;
એવે રૂપે પરમેશ્વર પળ્યા, અહિલોચનને સામા મળ્યા. ૭
આંખ ઉપર દઇ આડા હાથ, દાનવ પ્રત્યેબોલ્યો દીનોનાથ;
અલ્યા ભાર ઉંચલી હીંડે શું પાપ, પેટીમાં છે કાલ કે સાપ. ૮
સજ્યાં ટોપ કવચ હથિયાર, દીસે ભાગ્યવાન કાં ઉચયે ભાર;
ભર્યાં માણેક કે રત્ન ઝવેર, કોને આપવા ચાલ્યો ઘેર. ૯
તું જાતો રખે દ્વારિકા ભણી, કૃષ્ણ લેશે પેટી તુજતણી;
તે પાપી હૃદે દયા નથી, મારશે ને મારે તે સર્વથી. ૧૦
જેણે મામાના લીધા પ્રાણ, માર્યો અયદાનવ મુજ જજમાન;
તેને માગતો કીધો મને ભીખ, નથી દુષ્ટને કો દેતું શીખ. ૧૧

વળણ.

શીખ દેનારો કો નથી, એમ કહીને રોયા શ્રીભગવાન રે;
મુને સાલેછે પેટ વિષે, માર્યો અયદાનવ જજમાન રે. ૧૨

### કડવું ૯ મું-રાગ ગોડી.

વાયક સાંભળી અહિલોચન તે, અંતર પામ્યો આનંદ રે;
પૂછવાને પાસે ગયો પ્રેમે, ન ઓળખ્યા ગોવિંદ. માયા મોટીજી. ૧
પરમેશ્વરસું પ્રીત માંડી, મોહને મૂળથી ખોટી રે;
ન સમજ્યો દાનવ અલ્પમતિ રે, હરીની માયા મોટી; માયા૦ ૨
કહો ઋષિજી તમો ક્યાંથી આવ્યા, કોણ તમારું ગામ રે;
મ્હારા પિતાને તમે શું સંભારો, કોણ વસ્યાનો ઠામ, માયા૦ ૩
તમો તે મને શું જાણો છો, હું અયદાનવનો તન રે;
એવું જાણી હરખ્યા હરજી, ધાઈ દીધું આલિંગન; માયા૦ ૪
હાથે ઝાલી હડપચીને, બોલ્યા શ્રી ભગવાન રે;
ભાઇ સાચો અયદાનવનો દીકરો, હું ગુરુ તું જજમાન; માયા૦ ૫

જેમ ગયાં નેત્ર આવે અંધને, આપે વંધ્યા રુડો તનરે;
તેવું સુખ મારે થયું, આ સાચું કે સ્વપ્ન; માયા૦ ૬
તું સરખો ભડ મોટો ભાઈ, બેશી કેમ રહ્યો ઘેર રે;
પાપી કૃષ્ણને ન માર્યો તેં, ન વાળ્યું બાપનું વેર; માયા૦ ૭
પૂર્વે પિતાએ જીત્યા તારે, જીત્યા સુર પરિવારરે;
સજીવન વિદ્યા મુજ પાસે, મારે માથે રાજનો ભાર; માયા૦ ૮
શુક્રાચાર્ય તે નામજ મહારું, હુંથી કાળ પામતો બીહીકરે;
જીર્ણ થયો જજમાન જ મરતા, આજ ઘેર ઘેર માગું ભીખ; માયા૦ ૯
કો જનુનીએ નથી જણ્યો, જે પેલા કૃષ્ણીયાને પછાડેરે;
દાઝ ઓલવી અયદાનવની, મુને આનંદ પમાડેરે; માયા૦ ૧૦
કહે કુંવર તું કેમ અવતર્યો, મુને હરીએ હાથે સાહ્યોરે;
વજ્રપિંજર કયાંથી પામ્યો, આણે મારગ કયમ આવ્યો; માયા૦ ૧૧
એક વૃક્ષની છાયા હેઠળ, બેઠા બંને એકાંતરે;
અહિલોચને વાત માંડી કહી, આવ્યો ન જાણ્યો અંત; માયા૦ ૧૨
વાહાલો ગુરુ જાણીને બાળક, કરજોડી ઓચરિયોરે;
હું પાતાળમાં પ્રસવ્યો, માતાએ મોસાળમાં ઉછરિયો; માયા૦ ૧૩
પછે ઈશ્વર આરાધીને પિંજર પામ્યો, એથી કારજ સરશેરે;
કૃષ્ણને ઘાલીશ આ પિંજરામાં, અકળાઇ આફણીએ મરશે; માયા૦ ૧૪
એવું સાંભળી હરખ્યા હરજી, એ કામ કઈ પેરે થાશેરે;
પેટી દ્વાર સંકીર્ણ દીસે છે, કાળો તે કેમ સમાશે; માયા૦ ૧૫
એવું કાચું નવ 'કામ કીજે, જ્ઞાન ચક્ષુયે નિરખોરે;
પેસી જૂવો પરમાણું પેટીનું, કૃષ્ણ છે તુજ સરખો; માયા૦ ૧૬
પાસે મૂકયા બદલાયા જાઓ, જુજવા નવ ઓળખાઓજી;
માટે પેટીમાં પેસી નિકળો, પછે તે ભણી જાઓ; માયા૦ ૧૭

વળણ.

જાઓ પછે પેટીમાં પેસી, એમ બોલ્યા શ્રી ગોવિંદ રે;
અહિલોચન પછે શું કરે, તે કહે ભટ પ્રેમાનંદ રે.* ૧૮

---

* આ 'કડવાના ૯ મા અંકની કડીને અંતે 'ર' ને બદલે 'જી' એક પ્રતમાં છે. બીજી પ્રતમાં સર્વ સ્થળે 'જી' જ છે. સત્તરમી કડીની પ્રારંભની લીટીમાં આવો પાઠ છે.—" ૦ બદલાયા જાઓ બન્યા"

કડવું ૧૦ મું-રાગ વેરાડીની ચાલ ટુકડી.*
સંજય ભણે સાંભળ તું રાયે, પ્રપંચ પ્રભુનો નવ પ્રીછાયે;
મોહનેનાખ્યો માયાનો ફંદો, તેથી અહિલોચન અતુલિત આનંદો. ૧
ધન્ય ધન્યગુરુજી મારા ચતુરસુજાણ, હું પેસી જોઉં પેટીનું પ્રમાણ;
મ્હારું શરીર જો માંય હરે ફરે, તો જાણીએ જે જદુપતિ મરે. ૨
પછે રાજ્ય હું સુખે કરું, ભાર સઘળો તમ મસ્તક ધરું;
ગુરુજી કહે રે હો ગુણવંત, હવે મારું માન્યું ચંત. ૩
શત્રુ કૃષ્ણ સર્વથા મુઓ, પુત્ર પ્રમાણું પેટીમાં પેસી જુવો:
બળિયા બે વસુદેવના તન, તેહને તું વિના કોણ કરે નિધંન. ૪
એકના પેટીમાં રહેશે પ્રાણ, બીજાને તું હણજે બાણ;
મૂક્યો ટોપ કવચ ને અસ્ત્ર, કાછડો વાળ્યો એક વસ્ત્ર. ૫
શત્રુએ સ્યામનો મર્મ ન લહ્યો, અહિલોચન તત્પર થયો;†
પંજર ઉઘાડયું હાથે કરી, ત્યારે શિખામણ માની સાંભરી. ૬
મારી માએ વાયક કહ્યાં અનૂપ, જે જદુપતિ ધરશે જુજવાં રૂપ;
એ શુક્રાચાર્ય સાચો ગુરુ નથી, કપટી કૃષ્ણ આવ્યો સર્વથી. ૭
ઉતાવળો થઈ પ્રવેશ જ કરું, એ દે તાળું તો નિશ્ચે મરું;
એવો ભય હ્રદયામાં ધર્યો, પેટીમાંથી પાછો નિસર્યો. ૮
હો ગુરુ તમારી કારમી પ્રીત, પેસતાંમાં ન માને મારું ચિત;
મોહો રાખી નવ કીજે વાત, ન હોય વિપ્ર વેરી સાક્ષાત. ૯
અહિલોચનનાં વાયક સાંભળી, પછે પડ્યા કૃષ્ણ ને મૂર્ચ્છા વળી;
જાગ્યા જદુપતિ કરે આંસુપાત, નેણે નીર જાણે વરસાદ. ૧૦
નીસાસો મૂક્યો ગોપાળ, હું અભાગ્યો ફુટયું કપાળ;
ભાઈ કર્મ કરે તે કો નવ કરે, વહાલા કહીએ તે વેરી થઈ ફરે. ૧૧
એમ આક્રંદ કરતાં દીઠા હરી, તત્ર અહિલોચને વાણી ઓચરી;
હવે વહાલ જાણ્યું તમતણું, હું માટે તમો રોયા ઘણું. ૧૨
કેડ લગી પેઠો પેટી માંહે તંન, વળી સાંભર્યું જનુનીનું વચંન;
રખે માયા કરી કૃષ્ણીઓ રડે, એનો ભેદ બ્રહ્માને નવ જડે.‡ ૧૩
વળતો નિસર્યો બહાર અહિલોચન, હો મુની મારું નવ માન્યું મંન;
મુની કહે મુને કૃષ્ણનું પાપ, જે દુષ્ટે માર્યો તુજ બાપ. ૧૪

* પા૦ રાગ રામગ્રીની ચાલ ફેર. † પા૦ "પુત્ર પેસવા તત્પર થયો " ‡ પા૦ "૦,બ્રહ્માને કેમે નવ જડે."

માની બહેન મારર્યાની હત્યાય, જો ન હોઉં બ્રાહ્મણ કેરી કાય;
મામો મારર્યાનો અધર્મ, ન હોઉં ગુરુ તો તે લાગે કર્મ. ૧૫
કરી ફરસરામે નક્ષત્રી એકવીશ વાર, જુઠું બોલું તો તે મુજને ભાર;
હવે તુંને નહિ આવે વિશ્વાસ, તો હું કરું છઉં કંઠપાશ. ૧૬
એવું કહીને રોયા પરિબ્રહ્મ, અહિલોચને નવ પ્રીછયો મરંમ;
અધિક અધરી પ્રતિજ્ઞા ગોરે કરી, એ શુક્રાચાર્ય સાચો નહીં હરી. ૧૭
વહવાયો. વિઠ્ઠલ સાથે ગયો, મૂરખ મરવા તત્પર થયો;
જેમ તેતરને તેડે વાધરી, તેમ કાળે પેટી આગળ ધરી. ૧૮
જેમ કોશ વિશે પેસે તરવાર, તેમ દૈત્ય પેઠો પેટી મોઝાર;
ગારુડી જેમ સર્પને સુંધાડે જડી, તેમ કાળે પેટી આગળ ધરી. ૧૯
ગોવિંદ ગાસડી અહિલોચન સર્પ, ભેદ ભાંગવા કીધો દર્પ;
જ્યારે પેઠો પીંજરમાં કુમાર, ત્યારે હરીએ આવીને દીધુ દ્વાર. ૨૦
પ્રભુ કહે પ્રમાણું રૂડી પેરે જુવો, ચારે ખુણે લાંબા થઈ સુવો;
જો બાર દેતાં અડકે નહીં, તો કૃષ્ણજી સમાય સહી. ૨૧
હે માહારા ગુરુજી મનભાવતા, રખે તમો તાળું અડાવતા;*
કૃષ્ણ કહે કેમ કીજે કેર, એણી વાતે નાપે વેર. ૨૨
કુંવર સુતો એમ પેટી તળે, તવ તાળું દીધું વિઠ્ઠલે;
વાયુતણો તવ થયો વિરોધ, અકળાયો અંધારે જોધ. ૨૩
શરીરથી ચાલ્યો. પ્રસ્વેદ, નીસરવા નવ પામ્યો ભેદ;
ચોહો દીશાએ ખંખોળે કુમાર, નવ જડે પેટી કેરું દ્વાર. ૨૪
અકળાયો અતિસેં જ્યારે પ્રાણ, તવ ગુરુજી કહી બોલ્યો વાણ;
મહારા ઋષિજી ઉઘાડો દ્વાર, જાશે જીવ જો લાગશે વાર. ૨૫
શા માટે સાંભળતા નથી, હવે મારો પ્રાણ જાય સર્વથી;
ચોહો દીશા લાગ્યો હુતાશંન, બહાર ભીતર બળે છે તંન. ૨૬
કાઢો બહાર મન કરુણા ધરો, જોયું પરમાણું કૃષ્ણ સમાસે ખરો;
દ્રોણ ગુરુ ને કોણ છું તુંય, તારો વેરી તે કૃષ્ણ હું છુંય. ૨૭
મારવા વેરી થઈને તું આવ્યો, ગુરુ થઈને મેં તુંને ભુલાવ્યો;
મેં મોટો કીધો પ્રપંચ, તુંને મારવા કેરો એ સંચ. ૨૮

* પા૦ "ઠસપડાવતા."

વળણ.

સંચ તને મારવા તણો, મેં તો કીધો મૂઢ રે;
એવું કહીને ગાજીઆ, મુખે ગરુડારૂઢ રે. ૨૯

### કડવું ૧૧ મું-રાગ ગોડી મલ્હાર.

પેટીમાંથી કહે કુંવર, શું બોલો છો વ્યંગ; ગુરુજી.
તમોને હસવું થાય છે, મૂને અગ્નિ લાગ્યો અંગ. ગુરુજી. ૧
બીજે ઠામે કૌતિક કીજે, જ્યાં હોય હસ્યાનો ઠાર; ગુરુજી.
વિલંબ થાશે એક પલકનો, મારો જીવ જાશે નિર્ધાર. ગુરુજી. ૨
વૃદ્ધપણું શું હવડાં આવ્યું, મુખે નથી બોલતા શુક્રાચાર્ય; ગુરુજી.
વહાલા થઇને વેર વાળો છો, રખે કરતા કૃષ્ણનું કાર્ય. ગુરુજી. ૩
તમને સમ છે બ્રહ્મા ભૃગુના, જો ન ઉઘાડો દ્વાર; ગુરુજી.
તમારા સમ જો અંત આવશે, હવે હું મુવો નિરધાર. ગુરુજી. ૪
બહીરપણું શું હવડાં આવ્યું, જે નથી સાંભળતા વાણ; ગુરુજી.
જો ન કાઢો મુજને આ સંકટથી, તમને માત પિતાની આણ. ગુરુજી ૫
શીત વ્યાપું શરીર મહારે, કંઠે પડિયો શોષ; ગુરુજી.
મનના મનોરથ મનમાં રહ્યા, હવે જાતું પડ્યું જમલોક. ગુરુજી. ૬
અંબુજ માંહે બંધાય મધુકર, પેસે જાણી વિશ્વાસ; ગુરુજી.
તેમ પેટીમાં હું પેઠો છું, આણી તમ પર આશ. ગુરુજી. ૭
ઘરમાં આણી ઘાત ન કીજે, તમ ખોળે મુક્યું શીશ; ગુરુજી.
જે પોતાના તેને દુઃખ દેતાં, વળી દુભાશે જુગદીશ. ગુરુજી. ૮
ભૃગુપિતામહ હું પુત્ર તમારો, હવે નિશ્ચય જાશે પ્રાણ; ગુરુજી.
મારી માતા ટળવળીને મરશે, ભેદશે દુઃખનાં બાણ. ગુરુજી. ૯

વળણ.

ભેદશે બાણ ને પ્રાણ તજશે, માતા તે નિશ્ચય મરે રે;
અકળાયો અહિલોચન પછે, અવિનાશી વાણી ઉચરે રે. ૧૦

### કડવું ૧૨ મું-રાગ સામેરી મારુ.

દુરીજનની દીનત્વ વાણી સુણી, વળતા બોલ્યા ત્રિભુવન ધણી;
મૂકો બહાર નીસર્યાનો કોડ, હું તે જદુપતિ શ્રી રણછોડ. ૧
તારી માએ રાખ્યો હતો વારી, તોય શેં ન લહી માયા મહારી;
મેં તો રૂપ ઋષિનું ધર્યું, તુંને મારવાનું કારજ કર્યું. ૨

પહેલાં જાણ્યો મેં તુંને બળિઓ, મારે મારગમાં આવી મળીઓ;
જો હોય પૂર્વ જન્મનું પાપ, તો મૂકીએ સાણસે સહાયો સાપ. ૩
હાવે તો તુ મને શું કરશે, અકળાઇ આફણીએ મરશે;
હું તો વેરી છઉં રે તારો, મેં અર્થ સાર્યો રે મારો.* ૪

ઢાળ.

મારો અર્થ સાર્યો સર્વથા, આશા તે મૂકો જીવની;
એ વેરણ તારી તું જાણે, પેટી લાવ્યો શીવની. ૫
હું બ્રહ્મા ને વળી ભોળો, એ ત્રણ તું જાણ એક;
એમ વરદાનવાળા વિદાર્યા, મેં તુંજ સરખા અનેક. ૬
એવાં વાયક સાંભળી વિશ્વંભરના, હૈડે લાગ્યો હુતાશંન,
ક્રોધ કરી કુંવર બોલ્યો, કૃષ્ણ પ્રત્યે વચંન. ૭
ધિક્કાર જાદવ કુળને, જ્યાં તુજ સરખા ઉત્પંન;
પણ કુળનો વાંક કશો નથી, ભુંડું ભરવાડાનું અંન. ૮
હાથ લાકડી ખાંધ કામળી, વૃદાવન ચારી ગાય;
ગતિ ક્યાંથી ગોવાળીઆને, હદે નહિ દયાય. ૯
પશુપાલ ને પિંડારીયો, કપટ કરી વહાયો મૂને;
અભ્યંતર જો હણ્યો અલ્યા, નરકવાસ હજો તુને. ૧૦
ગોવર્દ્ધનને કર ધર્યો, ઉતાર્યો ભૂતલ ભાર;
કેશી કંસ પછાડ્યો તે, તુજ બળને છે ધિક્કાર. ૧૧
રુક્‌મણિનું હરણ કીધું, દીધો દુષ્ટ જનને માર;
જરાસંધને જીત્યો તેં, તુંજ બળને છે ધિક્કાર. ૧૨
નરકાસુરને મારીને પરણ્યો, પ્રેમદા સોલ હજાર;
પારિજાતક પુષ્પને લાવ્યો, તે તુજ પ્રાક્રમને ધિક્કાર. ૧૩
પ્રહ્લાદની તેં પીડા ટાળી, ધરી નૃસિંહ અવતાર;
નખે નિપાત્યો હીરણ્યકશિપુ, તે તુજ પ્રાક્રમને ધિક્કાર. ૧૪
વપુ કીધું મીનનું ને, વેદ વાળ્યા ચાર,
શંખાસુરને સંહાર્યો, તુજ પ્રાક્રમને ધિક્કાર. ૧૫
વારાહરૂપ વિઠ્ઠલ થયો, ને ધર્યો ભૂતલ ભાર;
નક્ષત્રી ભૃગુરૂપે કરી, તે બળને પડો ધિક્કાર. ૧૬

* પા૦ '૭,ગુરૂએ અર્થ સાર્યો પોતાનો."

પાહાણુ તાર્યાં પાણી વિષે, ને સેના ઉતારી પાર;
રાવણુ રોળ્યો રણુ વિષે, તે તુજ પરાક્રમને ધિક્કાર. ૧૭
બળ જો મારા હાથનું તું, જો હોય દેવકીકુમાર;
સંગ્રામ કરે નહીં મુજ સાથે, તો તુજને છે ધિક્કાર. ૧૮
કોઇ જાદવ જીવતો, યુદ્ધ કીજીએ એકવાર;
મલ વિદ્યા એમ છે નહીં, તે તારા બળને ધિક્કાર. ૧૯

વળણુ.

ધિક્કાર જાદવના પતિ, કપટ કરી મુને મારીઓ રે;
ગુરુ થઈ આવી મળ્યો, ને પ્રાણુ પોતાનો ઉગારીઓ રે. ૨૦

### કડવું ૧૩ મું-રાગ સામેરી સોરઠ.

સાંભળી અસુરની વાણી, એમ બોલીઆ સારંગપાણી;
શક્તિ હોય જો શરીર મોઝાર, તો પેટી ભાંજીને નીસર બહાર. ૧

ઢાળ.

બહાર નીસર જુદ્ધ કરવા, અહિલોચન શું બેસી રહ્યો;
અગ્નિ લાગ્યો અસુરને જ્યારે, કઠણુ બોલ કૃષ્ણે કહ્યો. ૨
હાક મારી બોલી ઉછળ્યો, વાણી વિશ્વંભરની સાંભળી;
પાગ પ્રાહારે પેટી ઉછળી, આકાશે જઇ આફળી. ૩
ચળ્યો ચંદ્ર ને સૂર્ય નાઠો, ઉડગણુ તે ઉંચા ગયા;
અમર સર્વેએ થાનક મૂક્યાં, ભયભીત બ્રહ્માજી થયા. ૪
પડી પેટી પૃથ્વી ઉપર, ત્યારે ખળભળ્યાં સાત પાતાળ;
એક ગપ્રા દીઠી સમીપે, ત્યાં સંતાયા ગોપાળ. ૫
થાય કોરણુ કાટકા, રેણુ ઉડે ત્યાં અતિ ઘણી;
સૂર્ય ઝાંખો થઇ રહ્યો, ત્યારે બીહીના દ્વારીકા ધણી.* ૬
બ્રહ્માંડ લાગ્યું ડોલવા, ને અવળી સરવે વહી નદી;
મારો માખણુ ચોરટાને, એમ ઉછળતાં વાણી વદી. ૭
સાતવાર આકાશે આફળી, તોએ પેટી ન પામી ભગ;
પછે રોધ હવો પવનતણો, ને શીતળ થયું તેનું અંગ. ૮
કંઠ રુંધન દ્વાર બંધન, સમી સુખથી વાયુ;
ત્રાહે ત્રાહે કૃષ્ણુ જીવતો રહ્યો, એમ કરતાં નીસર્યો પ્રાણુ. ૯

પા૦ "૦ ને થયું અધકાર; દશે દીશા થઇ ઝાંખી, જાણે થયો પ્રલેકાર."

જદુનાથે જાણીયું પછે, જે શત્રુ પામ્યો નાશ;
જોઉં મુઓ કે નથી મુઓ, એમ આવ્યા પેટી પાસ. ૧૦
પછે વજ્ર પીંજર લીધું મસ્તકે, મોહન મંદિર સંચર્યા;
સમાચાર સર્વે પૂછીયા, પણ મુખથી તે નવ ઓચર્યા.* ૧૧
વિચાર કીધો વિઠ્ઠલે, એના પ્રાણ રહ્યા પેટી વિખે;
જો અવતરશે અવનિ વિખે, તો કો નહી રહેશે સુખે. ૧૨
પડપૂછ એની નવ કરે, મૂકું સુભદ્રાને ઘેર;
મનની વાત કોને નવ કહી, આગળ વાધવું છે વેર. ૧૩
સોળ સહસ્ર નારી જોવા રહી, શું લાવ્યા અવિનાશ;
કોઈ કને શોભ્યા નહીં, આવ્યા સુભદ્રાને અવાસ. ૧૪
પેટી સોંપી સુભદ્રાને, હરિયે તે કીધું હેત;
મારી ભગનિ મા ઉઘાડશો, નતો થાશે માહ વિપરિત.† ૧૫
એવું કહીને ચાલ્યા હરજી, પોતાને સ્વસ્થાન;
* * * * * ૧૬
પછે કૃષ્ણજીની કામિની, ટોળે મળી સમસ્ત;
પેટી સોંપી બહેનને, છે આપણથી છાની વસ્ત. ૧૭

વળણ.

એ વસ્ત અમુલિક દિસે છે, તે આપણને કહી નહીં;
ચાલો વાહીએ સુભદ્રાને, એ પેટી તપાસી જોઇએ સહી. ૧૮

કડવું ૧૪ મું–રાગ દેશાખ.

એવી વાત સર્વે વિચારી રે, ગઇ નણંદી મંદિર નારી રે;
માતાને ઘેર ગયા મોરારી રે, ત્યારે ટોળે મળી સર્વે નારી રે. ૧
જોએ ચોરી કીધી હમારીરે, જોઇએ શું લાવ્યા ગિરિવરધારીરે;
આવ્યા સુભદ્રાની પાસ રે, જ્યારે બહાર પધાર્યા અવિનાશ રે; ૨
ત્યારે નણંદ થયાં પ્રસન્ન રે, આપ્યાં સોળ સહસ્ર આસંન રે;
પછે સુભદ્રા હરખે પૂછે રે, ભાભી સર્વે આવ્યાં કારણ શું છે રે. ૩

* પા૦ "વિપરિત લીલા નાથની, એમ પ્રાણ પાપીના હર્યા."
† પા૦ "અવાસ આવ્યા મર્મ સાથે, બેહેનસું છાનાં ગળ્યા;
કો ઉઘાડી જોશો નહિ, એવું કહી વિઠ્ઠલ વળ્યા."

સુણી સુભદ્રાની વાણી રે, ત્યારે બોલ્યાં રુક્મિણી રાણી રે;
આવ્યાનું થાનક જે અમારું રે, તે તો બાઈ ભુવન તમારું રે. ૪
અમો ભાભી સોળ હજાર રે, તેને તમારો છે આધાર રે;*
જ્યારે તમે જાશો સાસરડે રે, શું આપશે વાસુદેવ ઘરડે રે. ૫
સાસરવાસો સર્વે ભોજાઈ રે, કરવા ઇચ્છે છે તમને બાઈ રે;
અમ સરખું કાંઇ કામ દેજો રે, મન ગમે તે માગીને લેજો રે. ૬
જ્યારે એમ કહ્યું મુખથી રામારે, ત્યારે બોલ્યાં છે સત્યભામારે;
આપણને એથિ અધિક કંઇ નહિએ રે, દુધ છે તોય એ ને એ દહીએ રે. ૭
આપ્યાનો તે શો છે ઉધારો રે, બાઇજી આ લોની હાર મારો રે;
આપણ કર્યા ખરચીશું ગર્થ રે, સાસુ નણંદ એ મોટું તીર્થ રે. ૮
આપ્યો હાર તે સત્યભામા સતી રે, ત્યારે ઉઠિયાં જાંબુવતી રે;
આ પહેરો સુભદ્રાજી ચીર રે, ચિત્ર વિચિત્રે ભર્યું છે હીર રે. ૯
રુક્મિણીએ કીધું મન બોહોળું રે, આપ્યું પહેરવા હીરનું પટોળું રે;
એક કહે લ્યો સુભદ્રા બેહેન રે, આ માળા લ્યો આપી મોહન રે. ૧૦
કેણે આપ્યાં કંકણને ચુડી રે, નણદી કહે ભાભીઓ રૂડી રે;
ઘોળા સાળુ છાંટયા કેશર રે, મોટાં મોતી નાકે વેશર રે. ૧૧
કો જોડ આપે અણવટની રે, કો છોડે કટીમેખલા કટની રે;
કલ્લાં કાંબી ને ઝાંઝરીઆં રે, નણદને ભાભીએ અર્પણ કરીઆં રે. ૧૨
ભાભીની દીઠી રુડી દષ્ટ રે, સુભદ્રા થયાં ત્યાંહાં ગર્વિષ્ટ રે;
આભ્રણ આપ્યાં એમ સર્વે રે, ત્યારે બોલ્યાં સુભદ્રા ગર્વે રે. ૧૩
આજ હું ઘણી માનીતી મોટી રે, ઘણી ભાભીની નણંદ પનોતી રે;
આજ ભાભી પરોણાં રહીએ રે, વળી કામ અમ સરખું કહીએ રે. ૧૪
જેવાં કરશો તેવાં થઇશું રે, વહાલી વાત તે તમને કહીશું રે;
સુણી સુભદ્રાની વાણી રે, ત્યારે બોલ્યાં તે રુક્મિણી રાણી રે. ૧૫
કહું છું કહો સુભદ્રા બાઈ રે, આજ આવ્યા હુતા તમારા ભાઈ રે;
પેટી હતી તે ભીયા કને રે, આવીને તે આપી છે તમને રે. ૧૬
તે પંજરમાં એવું શું છે રે, ભાભી સાથ સૌકો પૂછે છે રે;
આપણે બોલવું ચાલવું શાનું રે, એને જોઇ જાવું છે છાનું રે. ૧૭

પા૦ "તમ આગળ કરીયે ગુંજરે, સોળ સહસ્ર ને એક તમે પુન્ય રે."

માટે ઉઘાડો પંજરનું તાળું રે, અમો વેગળી રહીને નિહાળું રે;
નણંદે ઉભ કરડી ત્યાં હેત રે, ભાભી ક્રોધી તમારો ટય રે. ૧૮
જાણો છો ત્રિકમની ટેવ રે, અગ્નિ કટકો છે કૃષ્ણદેવ રે;
સુભદ્રા કહે કેમ કીજે રે, વિઠ્ઠલે વારી છે, તેતો ઘણું ખીજે રે. ૧૯
મને સોંપી છે જદુનાથે રે, તમે જુઓ ઉઘાડી હાથે રે;
આ ઉપર મુકી છે કુંચી રે, મોહને મૂકી છે તે ઊંચી રે. ૨૦
શું જાણીએ કે ઘો છે કે સાપ રે, તેને દેજો તમે જબાપ રે;
ત્યારે સત્યભામા ત્યાં પૂછે રે, બાઇ આવડું બીહો છો તે શું છે રે. ૨૧
જો તમ ઉપર કોપે શ્યામ રે, ત્યારે મારું તમો લેજો નામ રે;
જો હરી દેખાડે મુને બળ રે, રુડી પેરે ઉતારું ઝાકળ રે. ૨૨
ત્યારે બોલ્યાં તે જાંબુવતી રે, એક મેં વિચારી છે મતી રે;
આપણ અપરી પ્રતિજ્ઞા કીજે રે, કોઇ બહાર જઇ વાત ન કીજે રે. ૨૩

વળણ.

ન કીજે વાત વિઠ્ઠલની ચોરી, જાંબુવતી એમ ઉચરેરે;
સંજય કહે સાંભળ ધૃતરાષ્ટ, પછે શામ. સમ કહેવા કરેરે. ૨૪

કડવું ૧૫ મું-રાગ મારુ.

જાંબુવતી કહે બહાર જઇને, કરે પીંજરની વાત;
ને માથે ભાર એટલો, નહીં પિતા કેરી જાત. ૧
છે સુભદ્રાના હાથમાં તે, આપ્યાં સત્ય વચંન;
અ આજુપણે મોહી રહી, માન્યું માનુની મંન. ૨
વાલી સુભદ્રા પિંજર પાસે, કુચી કરમાં સહાઇ;
એકલીએ તાળું ઉઘાડીયું, જુવે વેગળી રહી ભોજાઇ. ૩
દ્વાર બેહુ જુજવાં કીધાં, અલગો કરી અહંકાર;
માંહે મૃત્યુક મોઢું દીઠું, ત્યારે હશી રાજકુમાર. ૪
અહીલોચનનો પ્રાણ રહ્યો તો, વળગી પેટી પાસા માંહે;
હસતાં હંસ જ હરખે પેઠો, હરી ભગિની ઉદર માંહે. ૫
અબલાને ગર્ભ છે અર્જુનનો, તેહેને થયા છે પંચ માસ;
તે પિંડ માંહે પાપી પરાણે, સદ્ય પૂર્યો વાસ. ૬
તે જીવ વિમાશે અહીલોચનનો, હું આવ્યો હરીને ઘેર;
ન થાઉં પ્રસવ મરે સુભદ્રા, વળે પિતા કેરું વેર. ૭

પછે કૃષ્ણ કામનીએ કૌતક કીધું, મરકલડે મુખ તાણ્યું;
જુવો કમઇ આપણા કંથની, જે મડું મશાણથી આણ્યું. ૮
તાળી દઈ હરખ્યાં માંહોમાંહિ, સર્વમાં સત્યભામા ડાહ્યાં;
ભાઇએ હેત કીધું ભગિનીને, અવિલોક અભડાવ્યાં. ૯
પીતાંબરનો પાલવ ઢાંકી, પ્રભુએ પિંજર આણ્યું;
મારે મંદીર શે ન આવ્યા, મેં ત્યારથી કૌતક જાણ્યું. ૧૦
મુખ મરડીને તાણે સરકડાં, કરવા લાગી ઠીગાઠોળી;
સુભદ્રાને વીંટી વળાયો, સોલ સહસ્રની ટોળી. ૧૧
રુક્મિણી કહે બાઇ મહારે મંદિર, ટબકલી છીંટ છે આછી;
તે તમને હું આપીશ બાઇ, પટોળી આપોની પાછી. ૧૨
જાંબુવતી કહે બત્રીશ લક્ષણો, બાઇ તમારો વીર;
તે જાણે તો મુને ઠામ મારે, માટે આપો માહરું ચીર. ૧૩
સાંસતાં રહી સત્યભામા બોલ્યાં, હાથ દઇને ગાલે;
આજ તો હાર લાવોની પાછો, જોઇએ તો આવજો કાલે. ૧૪
એક કહે આપણું નહીં રાખે, શું એ ભીયા છે ભીખારી;
હસ્તિનાપૂરમાં કેમ જાશે, અંગુઠી પેહેરી માહારી. ૧૫
એક કહે એ ભીયાને આપતાં, આપણું હૈડું હીસે;
પાછું લઇએ એટલા માટે, જે પીહેરમાં વરંણાગી છે. ૧૬
માન દઇ અપમાન માંડ્યું, જ્યારે વસ્તુ પેટીની જાણી;
મૂળગું વસ્ત્ર જે સુભદ્રાનું, ભાભીએ લીધુ તાણી. ૧૭
બડબડતાં સુભદ્રા બોલ્યાં, હું ઘણી માનું મોહોટી;
હાવે સાસલા સોતી જવાદ્યો, ભાભીની ભાવજ પોહોંતી. ૧૮

વળણ.

પોહોંતી ભાવજ ભાભીઓ, એમ નણંદે ટચકા ચોડીઆરે;
લટપટ કરીને વસ્ત્ર લીધાં, પછે આપ આપને મંદિર દોડીઆરે. ૧૯

કડવું ૧૬ મું—રાગ રામગ્રી.

સંજય કહે રાય સાંભળો, જે લટપટી છે વાત;
મર્મ કો પ્રીછે નહીં, એ જાણે જુગ તાત. સંજય૦ ૧

તે સમે અર્જુન ત્યાં હતા, સાસરડે રહી મહાલે;
પાંચ માસ* ત્યાં રાખ્યા, વિઠ્ઠલજીએ વહાલે. સંજય૦ ૨
સુભદ્રાનું સીમંત આવ્યું, ભાવ્યું સર્વ તે સાથ;
પારથ પ્રત્યે ત્યારે બોલ્યા, કુશસ્થલીનો નાથ.† સંજય૦ ૩
ઇન્દ્રપ્રસ્થ જાઓ ઉતાવળા, અર્જુનજી રે તમો;
મોસાળું લઇને આવું છું, પુંઠળ થકી ત્યાંહાં હમો. સંજય૦ ૪
સાસરેથી અર્જુન પછે સંચર્યા, સાથે સુભદ્રા નારી;
નકુલ સહદેવ સામા આવ્યા, મળ્યા ગાંડીવધારી. સંજય૦ ૫
જય જયકાર વર્તી રહ્યો, હરખ્યો તે રાજા ધર્મ;
શાસ્ત્રે ઘટે તેવાં સીમંતનાં, તે તે કીધાં કર્મ. સંજય૦ ૬
મોહન મોસાળું લાવીઆ, આવ્યા સાથે તે રામ;
જેને ઘટે તેવું આપીયું, ખરચ્યા બહુ દામ. સંજય૦ ૭
દુઃશલ્યાએ‡ બાંધી રાખડી, થયો નકુળ ખુશહિયો;
વહેવાઇ થઇને માંગતો, ભીમ તે મહા હઠિયો. સંજય૦ ૮
કહે જાદવ શાને આવીઆ, શું લઇને મોસાળું;
પુરું પડે તો ત્યાં રહેજો, નવ તો કરો રખવાળું. સંજય૦ ૯
કૃપા કરીને કહે કૃષ્ણજી, રામ પાડશે પૂરું;
તમ સરખા સગા છો તો, શાને રહેશે અધૂરું. સંજય૦ ૧૦

વળણ.

અધૂરું કાંઈ રહેશે નહીં, રામ આપશે તે લઈ નવ શકો;
બળિભદ્ર કહે ઉભા રહો, જે જોઇએ તે કાગળમાં લખો.

કડવું ૧૭ મું—રાગ ગોડી મલ્હાર.

ભીમ કહે લખો પ્રથમ કાગળમાં, એક સહસ્ત્ર માતંગ; હલધર.
પાણીપંથા સાજ સંઘાથે, દશ સહસ્ર તોરંગ. હલધર. ૧
મુને તો લોભ ગમે નહીં, તે માટે લખાવું સેહેલ; હલધર.
પાંચ ભાઇને પાંચસો તમો, લખો અનુપમ વેહેલ. હલધર. ૨
છેલકડા લાખેક લખો, તેનો ન માંગશો અંક; હલધર.
ગાયો ભેસું સૌ કો આપે, જે હોય દરિદ્ર રંક. હલધર. ૩

*પા૦ સાત માસ. †પા૦ "તાહાં શ્રીજગનાથ." ‡પા૦ 'નણંદીએ તે.૦'

રથ ભરી પટકા પામરી, ઘટે તે રોકારોક; હલધર.
આજે હઈ કૃષ્ણ પાસે માંગીએ, છે આપનારા અવિલોક. હલધર. ૪
કૃપ દ્રોણ ને ભીષ્મ પિતામહ, કાકાનો પરિવાર; હલધર.
વિદુર સુધિષ્ટર કુંતાજી, અમો છીએ બાંધવ ચાર. હલધર. ૫
માતાનું મન તો વહુ મનાવશે, લુગડાં ચીરાં જેહ; હલધર.
સો મણ જોઇએ સોનું રૂપું, પારથને પૂછો તેહ. હલધર. ૬
કાંઇ ગામ ઘટે માડવા મધ્યે, તો હાથ ઓડે ધર્મરાય; હલધર.
શત ગામ આપવાં કરીને, નમો નરપતિને પાય. હલધર. ૭
સો કુંડી તો લખો સાલુ સારા, પીછોડી પામે દાસ; હલધર.
જાડાં છાયલ લાખેક જોઇએ, ડીકરીઓ કરે આશ. હલધર. ૮
ભાર કનક લખો નણદીને, જેણે બાંધી છે રક્ષાય; હલધર.
બે ભાર ભુશટીયાને આપો તો, જેમ કારજ ચાલતું થાય. હલધર. ૯
ભુરશી દક્ષિણા લખો બ્રાહ્મણને, જે મળશે વીશેક સહસ્ર; હલધર.
એકેકને સવા શેર સોનું, અબોટીયું ને વસ્ત્ર. હલધર. ૧૦
એટલું તો તાંહાં આપવું જોઇએ, જો તમો આપશો આજ; હલધર.
એ લખ્યાથી અદકું કરો તો, તમારા ઘરની લાજ. હલધર. ૧૧

વળણ.

લાજ વધારો તમતણી, તો લખ્યાથી અદકુ કરો,
હાથ ન પહોંચે હલધરજી તો, અમારું લઈ છાબે ભરો. ૧૨

કડવું ૧૮ મું-રાગ ધનાશ્રી.

જે જે લખાવ્યું પવનપુત્રે, તે સર્વે આપ્યું અવિનાશજી;
વિશેષ કીધુ વિશ્વંભરે, સર્વેની પોતી આશજી. ૧
પેહેરામણી કરી પરવર્યાં, પાંડવ ઘેર વનમાળીજી;
તે પહેલાં વીસરી ગયાં, હરિ હલધર, જે પાંચાળીજી. ૨
ક્રોધ કરીને બોલ્યાં પટરાણી, સુભદ્રાની પ્રત્યેજી;
બાઈ હરિ તો ભાઈ છે મારો, પણ ટચકો તોઓ સરતેજી. ૩
એવું કહીને અંતઃપુરમાં, અર્જુનને દેતી આળજી;
સુભદ્રા ગઈ કૃષ્ણની પાસે, પડી પેટડીયામાં ફાળજી. ૪
સાન કરીને કહ્યુ કૃષ્ણ પ્રત્યે, જે વીસરીયાં પટરાણીજી;
એકી સાસે ધાઇને આવ્યા, ઘરમાં સારંગપાણીજી. ૫

દ્રૌપદીએ કર ઉદક લીધું, શાપ અર્જુનને દેવાજી;
એવે હરી આવી ઉભા રહ્યા, અને વચન ન દીધું કહેવાજી. ૬
આસન મુકી ઉભી થઇ અબળા, મનમાં લજ્જા પામીજી;
બેસો આવો મારા સમ છે, નરહરીને બોલી શિશ નામીજી. ૭
કહે દ્રૌપદી હું ભલે ટાળી, સુભદ્રાએ ભગવંતજી;
હું તો શાપત નરનારીને, પણ તમો દુભાવો ચંતજી. ૮
મનમાં કલ્પ્યું ટળે નહીં મારૂં, મને ભર્યોમાં ઉવેખીજી;
સુભદ્રાને સઉ વહુ સાચી, પુત્રનું સીમંત નવ દેખેજી. ૯
તમ ઉપર રીસ નહી સુજને, પધારો જદુવીરજી;
આજ તે આપ્યે શું થશે, દુઃખ વેળા પૂરજો ચીરજી. ૧૦
મન મનાવી વળ્યા મોહન, ભાણેજને દેવરાવ્યો શાપજી;
અભિમન્યુ મુઓ સુણરાયે, તે દ્રૌપદીના પ્રતાપજી. ૧૧
વાત રાખી વિશ્વંભરે, તતખેવ પાછા વળિયાજી;
નવસેં નવ્વાણું પૂર્યો સભામાં, તે મોસાળાના બોલ પાળિયાજી. ૧૨
આજ્ઞા માગી પાંડવ કેરી, ગયા કૃષ્ણ ને રામજી;
સુભદ્રાજીને સાથે તેડી, આવ્યા દ્વારિકા ગામજી. ૧૩
દેવકી રોહીણી આવી મળ્યાં, સર્વે સ્વાગતા કીધીજી;
સોળ સહસ્ર સત આઠે ભાભી, પગે લાગી રહી ઉભીજી. ૧૪

વળણ.

સ્વાગત કીધું કાજ સીધ્યું, દિન દિન ઉત્સાહ નવનવો;
ભટ પ્રેમાનંદ કહે કરજોડી, પછે પુત્ર પ્રસવનો દીન હવો. ૧૫

### કડવું ૧૯ મું–રાગ વેરાડી–ચાલ ટુકડા.

સંજય કહે સાંભળ હો રાજા, જે સુભદ્રાનું દુઃખજી;
હેવું કોને હોતું નહીં રે, કહેતાં ન આવડે સુખજી. ૧
સુખે હસતાં રમતાં જમતાં, વહી ગયા દશ માસજી;
અગિયારમે તે અકળાઇ અબળા, પાપીએ પુર્યો વાસજી. ૨
અહીલોચન અંશને ઉપન્યો, ઉદરમાં મહા ક્રોધજી;
સ્થૂલ શરીર પોતાનું કીધું, પડ્યો પેટમાં રોધજી. ૩
વાચા તણાઇ ને તાપ ઉપન્યો, શ્યામાશરિરે શીતજી;
થરથર ધ્રુજે ને કાંઇ ન સૂઝે, ભમવા લાગ્યું ચિત્તજી. ૪

પાધરું બોલાય નહીં ને, ટુંકડી થઈ રસનાયજી;
નસ નીસરી કર પદ કેરી, ઊભાં નવ થવાયજી. ૫
હેડકી ને હૈયે શળ આવે, શ્યામાને શરીરજી;
ઝગહળે નેત્ર કાચકા સરીખાં, હરનીશ નિસરે નીરજી. ૬
હાલક હુલક હરીને મંદિર, વસુદેવે જાણી વાતજી;
પુત્રીની પીડા અતિશેં જાણી, રોવા લાગ્યા માત તાતજી. ૭
રુડું થાવા સુતાને અર્થે, માતાએ આખડી લીધીજી;
સાત દિવસ લગી રોહિણી માતે, જળ અંજલી નવ પીધીજી. ૮
ત્રાહે ત્રાહે કરે તારુણી, ટોળે મળ્યો સર્વે સાથજી;
રોહિણી દેવકી મળી સર્વે, સાંભળો વસુદેવ નાથજી. ૯
લાડવાઈ પુત્રી મર્ણ પામે છે, દુઃખ સેં નથી ધરતાજી;
વિપત વેળાએ લજ્જા શેંની, ઉપાય શેં નથી કરતાજી. ૧૦
એ મુવાનું દુઃખ નથી મુને, મરે છે માનવિ માત્રજી;
ફરી ફરીને એમ સાલે છે, જે ક્યાંથી અર્જુન જામાત્રજી. ૧૧
નાનપણેથી ગઈ હોત તો, દુઃખ નોતું કેનેજી;
આજ મોટી થઈને મૂકી જાય છે, વહાલાં સુભદ્રા બેનેજી. ૧૨
લધુ વય માંહે લાડ કુંવરી, મરવું જીવવું નવ લેહેતીજી;
જાણતાં પ્રીછનાં થઈ જમલોક જાય, વય નવ ગઈછે હલેતીજી. ૧૩
પરમેશ્વરે પૃથ્વી પછાડ્યાં, આપણા ગ્રહી ચરણજી;
કહો કંથજી કોણ પાપથી, દીકરી મરે દુમરણજી. ૧૪
વસુદેવ બોલ્યા આંસુ ભરતા, દીકરી હું દેખીને લાજેજી,
તમો રામકૃષ્ણને સંભળાવો, જે પાળ બાંધે સાજેજી. ૧૫
વાત સાભળીને આવ્યા વીરો, સુભદ્રા જાણી અંગઘાતજી;
અંગ પછાડતી હરિએ દીઠી, રોતી અતિ આરત નાદજી. ૧૬
ભુવો જંત્ર મંત્રનું કરીને, પાણી પાયે મત્રીજી,
દંભી દંભ કરીને વળીયા, વેદના કોએ ન જંત્રીજી. ૧૭
રાજ વૈદ નવ નવા આવેછે, ગ્રેહેવા તારૂણીની નાડીજી;
ત્રણ સંવત્સર વહી ગયાં પણ, કોઇએ ન વાત જાણીજી. ૧૮
પાપી રહ્યો પ્રાણ લેવા, પેટમાંથો નવ હાલેજી;
સ્થૂલ શરીરે હરે ફરે તે, સુભદ્રાને અતિ સાલેજી. ૧૯

### વળણ.

સાલે દુઃખ સુભદ્રાને, પડી પામવા મરણ રે;
શ્યામા સર્વે રોતી સાંભળી, ધાઇ આવ્યા અશરણશરણ રે. ૨૦

### કડવું ૨૦ મું—રાગ મેવાડો.

સંજય કહે સાંભળ હો રાજા, વૈદ થયા અવિનાશજી;
નાડ ગ્રહી બેઠા નરહરી, ગ્રહ્યો ભગિનીનો હાથજી. ૧
ત્રાહે ત્રાહે સરવકો કરે છે, તમે સર્વે નીસરો બહારજી;
પાટી ખડિયો હાથમાં સાહી, હરિ આવ્યા ઘરમોઝારજી. ૨
ચક્રાવો ચિતર્યો ભગવાને, ભગિનીશું બોલ્યા ભગવંતજી;
સુભદ્રાજી સન્મુખ થાઓ, સાંભળો એક ચંતજી. ૩
એ જન્મ પામવાનો જંત્ર છે, અભેદ રાખજો કાનજી;
ચક્રાવોજ એવું એનું નામ, એમ વદે શ્રીભગવાનજી. ૪
પહેલે કોઠે એક બારણું, વંક વળામણ ત્રણજી,
મધલે વકે જે પેસે જોદ્ધો, તે સુભટ ન પામે મર્ણજી. ૫
નવ દ્વાર છે બીજે કોઠે, તેનો કહું ભગિની ભેદજી,
છેલે બારણે જે પેસે તે જીવે, એમ વદે ધનુર્વેદજી. ૬
ત્રીજે કોઠે વીશ બારી છે, તે મધ્યે મારગ છે ત્રણજી;
મધ્ય બારણે પેસે જે વીર, તે કોએ ન પામે મરણજી.* ૭
ચોથે ચક્રે બતરીસ બારી, એક મધ્યે મોટું દ્વારજી;
તે માંહે જાયે જો જોદ્ધો, તે જીતે નિરધારજી. ૮
પાંચમે કોઠે તેંતાલીસ નાકાં, અને આડ ત્યાં અવળાઇજી;
દક્ષિણદ્વારપર દૃષ્ટિ રાખી, વામ માર્ગે પેસવું ધાઇજી. ૯
છઠે કોઠે છાસેઠ નાકાં, એ ભુલવણીનું ઠામજી;
પંચ ને સાત મધ્યે પેસવું, એમ કહે સુંદર શ્યામજી. ૧૦
જે જે ભેદ કહ્યા યદુપતિએ, ગર્ભે ગોખ્યા મૂખજી;
હાલતો ચાલતો રહ્યો પેટમાં, ત્યારે સુભદ્રા પામી સુખજી. ૧૧
શાતા થઈ શ્યામાને શરીરે, તતક્ષણ નિદ્રા આવીજી,
ભગવાને ભણાવવુ મૂકી છાંડ્યું, બેહેનને ન બોલાવીજી. ૧૨

---

* પાઠ "ત્રિજે ગુલ્મે ત્રણ મારગ છે, મહાદેવને દોહેલો મર્મજી;
દક્ષિણનું દ્વાર અતિ વાંસે, ત્યાં તે જાણવું કર્મજી."

ત્યારે પેટમાંથી પુત્ર બોલ્યો, હરિને દઇ હોંકારોજી;
છ કોઠા તો શિખ્યો મામા, સાતમો વિસ્તારોજી. ૧૩
અકસ્માત્ એવું સાંભળીને, મર્મ કહ્યો મોરારજી;
એથું જો અધિકું શિખવું, જો તું નીસરે બહારજી. ૧૪
કહેતાંમાંહે પ્રસવ થયો, વિદ્યા ભણ્યાનું કોડજી;
વેરી જાણી ચક્રવ્યૂહ ભાંજ્યો, ઉઠયા શ્રી રણછોડજી. ૧૫
સુભદ્રાએ પુત્ર પ્રસવ્યો, વાત સાંભળી ચોફેરીજી;
હાથા તોરણ હરિને મંદિર, વાજે વાજીંત્ર ને ભેરીજી. ૧૬
વસુદેવ દેવકી આનંદ પામ્યાં, હૈડે હરખ ન માયજી;
જાચક જન સર્વે સંતોખ્યા, બળીભદ્ર દાન દે સાંયજી. ૧૭
વધામણી મોકલી ઇંદ્રપ્રસ્થમાં, હરખ્યાં રાજા ધર્મજી;
વિપ્રને બહુ દાન દીધાં, અર્જુને કીધું જાતકર્મજી. ૧૮

વળણ.

જાતકર્મ કીધાં કારજ સિધ્યાં, વહી ગયા માસ સાત રે;
આણું કરવા સુભદ્રાને, મોકલ્યા નકુળ ભ્રાત રે. ૧૯

કડવું ૨૧ મું–રાગ અંદોલની ચાલ.

સુભદ્રાને હૈયે હરખ જે, વરસ એકનો થયો બાળ તંન રે;
* * * ભાવ્યા ભૂધર ને મન એમ રે. ૧

ઢાળ.

ત્રણસેં સાઠ દિવસનો બાળકો, પિતા કેરું રૂપ પાવંન;
તે માટે સમોતા જઇએ સાસરે, જાવા માન્યું માતુનીનુ મન. ૨
નારાયણને નકુળ ભેટ્યા, કહી કુશળની વાત;
સાસરવાસો સુભદ્રાને, કરે બંને ભ્રાત. ૩
ઉગ્રસેન રાજા વસુદેવ, સંકર્ષણ શ્રી રણછોડ;
સાસરવાસો સર્વે કીધો, પો'તા મનના કોડ. ૪
ભાભીઓને ભેટ્યાં ને, માતાને મળી કુમારી;
વળાવી પાછા વળ્યા, બળિભદ્ર શ્રી મોરારી. ૫
નકુળ જતાં બોલીઓ, સાંભળો શ્રી પરબ્રહ્મ;
માસ એક પુંઠે પધારજો, મળવા ઇચ્છે રાજા ધર્મ. ૬

એવું કહી ઈંદ્રપ્રસ્થ આવ્યા, વહુ નમ્યાં કુંતાને પાગ;
પગે લાગણું કીધું ઘણું, જે પીહેરની સોભાગ. ૭
પાંડવને આનંદ અતિશે, તે ગયા ઋષિ રામ;
અભિલાષ મન પુરણ હવો, માટે અભિમન્યુ ધરિયું નામ. ૮
પછે બે સંવત્સર વહી ગયા, પરોણા આવ્યા જદુરાય;
ભેટી મળ્યા ભગવાનને, મળી બેઠા સર્વ સભાય. ૯
કિકરી લાવી કુંવરને, અદ્દભુત તેનું તેજ;
અવિનાશીએ ઓછંગે લીધો, જાણી પોતાનો ભાણેજ. ૧૦
સભા સરવ દેખતાં, રમાડે ભગિની બાળ;
તારે અભિમન્યુએ મુંછ ઝાલી, તાણીઆ ગોપાળ. ૧૧
પદઘાત કીધો પેટમાંહે, હરિ પામ્યા છે બહુ કષ્ટ;
બાળકમાં ગોપાળે દીઠી, કંઇ અહીલોચનની દ્રષ્ટ. ૧૨
મુકાવ્યો મુકે નહીં, મોહન મુંછના વાળ;
કૃષ્ણજીએ કુંવર દીઠો, મહા કૃતાંત જ કાળ. ૧૩
હાસ્ય કરી હરિ કહે છે, આણે માંડ્યું છે અદભૂત;
મામાને મારીએ નહીં, તું ભગિની કેરો સુત. ૧૪
કુંવર કહે મામા કૃષ્ણજી, તમે ચલાવ્યો જે પંથ;
કંસ મામો માર્યો તમો, ભાણેજ થઈ ભગવંત. ૧૫
તમો કીધું તે મારેજ કરવું, રખે મુકો વીહીલા;
અમો તે લોપું નહીં, મામા મારવાના ચીલા. ૧૬

વળણ.

ચીલો તો લોપું નહીં, વળી કુંવર એવું વદે;
સભા સઘળીએ હાસ્ય કીધું, પણ હરિયે વાત રાખી હદે. ૧૭

## કડવું ૨૨ મું-રાગ દેશાખ.

સંજય ભણે સાંભળની રાય, અભિમન્યુનો કહું મહીમાય;
જે અભિમન્યુ બોલ્યો વિપરીત, તે વેણ વિઠ્ઠલે રાખ્યું ચિત્ત. ૧
કુંતાને ભેટયા કમલાપતિ, પછે પધાર્યા દ્વારામતિ;
એકવાર પાંડવે કીધું અદભૂત, દુર્યોધનશું રમ્યા દ્યૂત. ૨
હાર્યાં રાજ રિદ્ધ ભંડાર, વસ્યા વન સંવત્સર બાર;
પાંચાલીસું ગયા વનવાસ, ત્યાં મળ્યા આવી અવિનાશ. ૩

પાંડવને ભેટચા જદુવીર, કહ્યું કષ્ટ નયણે ભરી નીર;
અભિમન્યુ સુભદ્રાને આણું કરી, દ્વારામતિમાં ગયા નરહરી. ૪
ભાણેજ જે ભગવાનજ તણો, પ્રદ્યુમ્ન સાથે વિદ્યા ભણ્યો;
તેર વરસ મોસાળે રહ્યો, સોલ*નો સુભદ્રે થયો. ૫
પાંડવના દીન પુરણ થયા, એવે મચ્છ દેશમાં પ્રગટ થયા;
રાય વૈરાટની દીકરી, કારણરૂપે તે અવતરી. ૬
રાય વૈરાટે વિનતી કરી, પાંડવસું વાણી ઓચરી;
મેં કીધુ મહા કૂડું કર્મ, પાસા પ્રહારે પીડ્યા ધર્મ. ૭
આ દ્રૌપદી સતી સુંદરી, તેને મેં કહી કિંકરી;
દુઃખે નિર્ગમ્યા છે દ્વાદશ માસ, પૃથ્વીપતિને મેં કહ્યા દાસ. ૮
તમે હાવા ઓશિંગળ કરો, ઉત્તરા કુંવરી અમારી વરો;
ભણાવી કીધી અટપટી, માટે પરણાવવા ઘટે કીરટી. ૯
કન્યાદાન લ્યો ગાંડીવપાણ, વળતા બોલ્યા પારથ વાણ;
જે ભણાવી મ પુત્રી કરી, તેને કયમ કહું સુંદરી. ૧૦
જો ગુરુ ઇચ્છે શિષ્યાથી સંતાન, તો ઉદયાચલ કેમ ઉગે ભાણ;
અભિમન્યુ છે મારો બાળ, જેનો મામો શ્રીગોપાળ. ૧૧
તેને પુત્રી આપો તમે, સગા વેવાઈ થાશું અમે;
સુણી સવ્યસાચીના વચન, મચ્છપતિનું તવ હરખ્યું મન. ૧૨
પછે યુધિષ્ઠિર કાગળ લખે, મોકલવાને દ્વારિકા વિખે;
સ્વસ્તિ શ્રી દ્વારીકામતી, લક્ષણ પૂરણ લક્ષ્મિપતિ. ૧૩
ત્રિકમ છો ત્રિભુવન ધણી, કૃપા છે તેથી રાખજો ઘણી;
લખીતંગ પત્ર ધર્મ નરેશ, અમો ઉદે થયા મચ્છને દેશ. ૧૪
તમારી કરુણાની છે લેહેર, વરસ ઉતર્યાં વૈરાટને ઘેર;
મચ્છપતિની છે દીકરી, તે અભિમન્યુને પરણાવવા કરી. ૧૫
જો તમને ગમે રે ગોપાળ, તો ત્યાં કીજિયે વેવિશાળ;
જેવું હોય તેવું લખજો ભગવાન, વિશેક કરીને લાવજો જાન.† ૧૬
આખું ગામ તેડી કુશસ્થલી, જે હોય જાદવની મંડળી;
અભિમન્યુ છે તમારી પાસ, તેને પરણાવવા આવો અવિનાશ. ૧૭

* સત્તર † પા૦ "ઘટે તેવું કહાવજો ગોપાળ, જાન લઈ આવજો પ્રતિપાળ."

અમો બેસી રહ્યા છું તમં થકી, વહેલા પધારજો કમલાપતિ;
પત્ર આપીને વોળાવ્યો દાસ, ગયો દ્વારિકા જ્યાં શ્રીઅવિનાશ. ૧૮
સભામાં જઈ ઊભો રહ્યો, બોલ એક કરજોડી કહ્યો;
હું આવ્યો છું પાંડવની વતી, આ કાગળ લીજે કમલાપતિ. ૧૯
એવું સાંભળીને હરખ્યા હરી, લેઈ પત્રિકા મસ્તકે ધરી;
ઉકલી જોયું શામળે, વાંચી જેમ સરવ સાંભળે. ૨૦
જે લખ્યાં વાએક પાંડવતણાં, વહાલાં જાદવને અતિ ઘણાં;
સમાચાર સારો સાંભળ્યો, જે અભિમન્યુનો વિવાહ મળ્યો. ૨૧
આનંદ પામ્યુ દ્વારીકા ગામ, પણ મન દુઃખ પામ્યા રામ;
જો પાંડવ થયા કુશળ છતા, તે કૌરવ માત્રે ખાધી ખતા. ૨૨
એટલો હરખ હૈડામાં હળ્યો, જે અભિમન્યુનો વિવાહ મળ્યો;
પછે ઘરમાં ધાઈ સેવકી, વિનવ્યા જૈ રોહિણી દેવકી. ૨૩
માતાજી સાંભળીએ વાત, તે કુશળ છે પાંચે ભ્રાત;
મચ્છને મંદિર નિર્ભય રહી કરી, પ્રગટ હવા તે પુરમાં ફરી. ૨૪
વૈરાટની ઉત્તરા દીકરી, તે અભિમન્યુને પરણાવવા કરી;
એવે આવ્યા હલધર ને હરિ, માતા પ્રત્યે વાણી આચરી. ૨૫
જનુની કહે છે જે કિકરી, તે વારતા એ નિશ્ચે ખરી;
તમો વધુ માત્ર કરો સાંતરી, આ બારણે બહુ વહેલો જોતરી;
એવું કહી વળ્યા ભગવાન, સર્વે તત્પર કીધી જાન. ૨૬
કરે જાદરણી મરડામરોડ, લેખે થાતી છપ્પન કોડ;
અભિમન્યુને પીઠી ચોળાય, મામી માત્ર મંગળ ગાય. ૨૭
દુંદુભી નાદ ત્યાં બહુ વિધ હોય, સાંતરાં થઈ ચાલ્યા સર્વ કોય;
ઉગ્રસેન વસુદેવ બેહ, નગ્ર રાખવા મૂકયા તેહ. ૨૮
કોટી જોદ્ધા મૂકયા રખેવાળ, જાન લેઈ ચાલ્યા શ્રીગોપાળ;
થોડે દહાડે પો'તા મચ્છને દેશ, વાત પુરમાં થઈ પ્રવેશ. ૨૯

વળણ.

પૂરવિષે સમાચાર આવ્યા, જે જાન લાવ્યા હલધર ને હરિ;
યુધિષ્ઠિર અતિ હર્ષ પામ્યા, સામા જાવાની સામગ્રી કરી. ૩૦

## કડવું ૨૩ મું—રાગ કેદારાની ચાલ.

સામા જાવા સામગ્રી કરી, સેન્યા સર્વે સઘાતજી;
પછી મછરાય ને પાંચે પાંડવ, ભેટ્યો તે સર્વે સાથજી. ૧

શ્રી કૃષ્ણ અભિમંન (ની) જાન લઇને, આવ્યા નગ્ર મોઝારજી;
યુધિષ્ટર મંન હરખ જ પામ્યા, આનંદ અંગ અપારજી. ૨
અભિમંન ઉત્તરા પરણ્યાની, વાત (જદુ)નાથને નવ ભાવીજી;
કહે કાંઈ કપટ કરું એહુમાં, વિચાર કરે મન માંહીજી. ૩
(પછી) વેગે ચાલ્યા શ્રી હરિ, ઉત્તરા કેરે આવાસજી;
રૂપ જોતાં ચકીત થયા મન સાથે, સુંદર રૂપ પ્રકાશજી. ૪
(અરે) ઉત્તરા તારો વર કાળો, કદરૂપો છે એહજી;
કઈ પેરે જનમ જાશે તારો, તારી ચિંતા મુને છેહજી. ૫
વૈરાટને શું કાળ જ પડ્યો જે, એ કુબડાને આપીજી;
એ શું કરમ કર્યું તુજ તાતે, રાંક રૈયતને કાં નવ આપીજી. ૬
ઉત્તરા કહે ભાણેજ તમારો, કદરૂપો કેમ હોયેજી;
ઈંદ્રજાળથી રવિ ઢાંકે, એ વાત ન માને કોયેજી. ૭
કૃષ્ણ કહે હું વહું ન મનથી, કરી જોયું મેં હાંસીજી;
રખે કશી બાધા તું ગણતી, બોલ્યા શ્રી અવિનાશીજી. ૮
અંતરધ્યાન હવા હરિ તાંહાંથી, આવ્યા અભિમંન જાંહાંજી;
કાં પુત્ર ઉત્તરાને પરણે, સૌ લોકને હસાવાજી. ૯
દીઠી મેં કાળી ને કદરૂપી, માહરે ચિત્ત નવ ગોઠીજી;
તુજ સરખી કન્યા નવ લાધી, વાત કરી પણ ખોટીજી. ૧૦
અભિમંન કહે મામા હમો બાળક, ભલું ભુંડું શું લઇયેજી;
મન જાણો તેવી પરણાવો, તમ ઉપરા કેમ થઇયેજી. ૧૧
કૃષ્ણ કહે પ્રપંચ કર્યો, પણ ડગ્યા નહી એહુ આપજી;
વળી બુદ્ધિ રચું એક આંહાં, એ કે ન થાયે મેળાપજી. ૧૨
એવું કહી અંબીકાનું, કીધું સમરણ આદ્ય અનંતજી;
વેગે કરી આવી જગદંબા, બોલાવ્યા છે ભગવંતજી. ૧૩
અરે દેવ્યા, અભિમંન ઉત્તરાને, નેત્રે કરજો વિઘ્નજી;
અરસ પરસ મુખ નવ દેખે, ને જેમ તેમ થાયે લગ્નજી. ૧૪

* * * * * * *

એવું કહીને કૃષ્ણે તેહનાં, દુખડાવ્યાં લોચનજી. ૧૫

વળણ.

દુખડાવ્યાં લોચન બંનેનાં, પામવા લાગ્યા કષ્ટરે;
પછે લગ્નની સામગ્રી થઈ, રાજા રાણા જોયે દ્રષ્ટરે. ૧૬

## કડવું ૨૪ મું–રાગ ધન્યાશ્રી.*

આજ રુડું ને રસાળરે. ટેક.
જાન લાવ્યા શ્રીજદુપતિ રે, પ્રજા તે સહુ સામી જતી રે; આજ૦
હરખ હવો પાંચે વીરનેરે, આવો મળીએ રે શ્યામ શરીરને રે. આજ૦ ૧
નકુળ અર્જુન સામા આવિયા રે, પરમેશ્વર પાળા થયા રે; આજ૦
અન્યોઅન્ય આવી મળ્યા રે, દીઠે તાપ તે તનના ગળ્યા રે. આજ૦ ૨
પુછી કુશળની વારતા રે, તેના દુઃખ હૃદેના નિસારતા રે; આજ૦
ઉત્તર કુંવર સામો આવિયો રે, શામળિયાને તે કહે તમે લાવિયો રે. આજ૦ ૩
જાન આવી પછે મડપ ભણી રે, જુવે નાર નગરતણી રે: આજ૦
જાંદરણી ગીત ગાય ઘણી રે, અડકદડક ભોંએ ચીકણી રે. આજ૦ ૪
સુંદર અતિ શોભા ઘણી રે, ત્યાં આવ્યા ત્રિભુવન ધણી રે; આજ૦
જાદવના પુત્ર સાબેલડાં રે, અશ્વે ચડ્યા અલબેલડા રે. આજ૦ ૫
મલપતા મેગળ આગળે રે, ઉભા તે જાએ આભલે રે; આજ૦
શોહે અંબાડી ને રુડી ધજારે, ઝીણી વેહેલે જોડ્યા ઝીણા બળધિયારે.† આજ૦ ૬
વસ્ત્ર કેશરમાં ઝબોળીયા રે, માથે તે નવરંગ મોળીયાં રે; આજ૦
રાતાં ને રૂપે માંકડાં રે, મોટી તે મુછ કેરા આંકડા રે. આજ૦ ૭
વરજી તે ચઢીયા વર ઘોડલે રે, પ્રદ્યુમ્ન જેની જોડલે રે; આજ૦
નગરની નારી નરખતી રે, વદન જોયા તે હરખતી રે. આજ૦ ૮
મામા કાકાના સાથમાં રે, નાળીએર લીધું વરે હાથમાં રે; આજ૦
અંબુજ વરણી આંખડી રે, જાણે પંકજ પાંખડી રે. આજ૦ ૯
ટોડર ઊપર મોહીએ રે, ગાલે ટબકલું સોહીએ રે;‡ આજ૦
કંઠે માળા મોતીતણી રે, તે માંહે મોટાં મણી રે. આજ૦ ૧૦
કાને કુંડળ લટકતાં રે, તેમાં મોતી હીરા ઝળકતાં રે; આજ૦
સુભદ્રા માડી જુવે છે મીંઢળડી રે, વરને હાથે વેઢ ને વિંટડી રે.§ આજ૦ ૧૧
નૈણે રેખ કાજળતણી રે, દંતમાં મેખ સોના તણી રે; આજ૦
છે ચિત્રાના જેવી કટી રે, બાંધી સોનેરી પટી રે. આજ૦ ૧૨
ચમ્મર ચોપાસે ઢળે રે, મહા સતિ જોતામાં ચળે રે; આજ૦
નગરની નારી નરખતી રે, જોઇ હૃદયે ઘણું હરખતી રે. આજ૦ ૧૩

* પાઠ રાગ આદોલ. † પાઠ "જાય ધસતા તે ભાગોળે રે." ‡ પાઠ "બાંધી સુનાની ટબક્લી રે, જેની ચિત્રલેહા છે દીકરી રે." § પાઠ "હાથે મીંઢળ ઢળકતાં રે, અંગે આભૂષણ ચળકતાં રે."

ધન્ય ધન્ય એની માવડી રે, જેના પુત્રની શોભા આવડી રે; આજ૦
ઉત્તરા ભાગ્યવાન ઘણી રે, જેને માથે આવો ધણી રે. આજ૦ ૧૪
ધન્ય ધન્ય ગોકુળ ગામને રે, જે જુવે છે સુંદર શ્યામને રે; આજ૦
કાઉ ચતુરા જુવે સે'જે ચઢીરે, જેનું તેજ જોતા પડે અડબડી રે.* આજ૦ ૧૫
ગાજતેવાજતે મંડપે આવ્યારે, વળતા સાસુએ વર વધાવ્યા રે; આજ૦
માંહેરાં માંહે વર તે લીધલા રે, ગોત્ર ઉચ્ચાર ત્યાં કીધલા રે. આજ૦ ૧૬
કન્યાદાન વૈરાટે દીધલું રે, શરીર સંકલ્પ કીધલું રે; આજ૦
હાથેવાળો હેલામાં મળ્યો રે, વૈરાટનો સાથ તાંથી પાછો વળ્યો રે. આજ૦ ૧૭
કોમળ હાથની હથેલડી રે, ગ્રહી અલબેલડે અલબેલડી રે; આજ૦
તે રૂપે ન જાય વરણ્યા રે, વરકન્યા ઉઠ્યાં પરણ્યા રે. આજ૦ ૧૮
રીતભાત આપ્યામાં નહિ મણા રે, શરીરે સંકલ્પ કીધા ઘણા રે; આજ૦
પાંડવને આપી પહેરામણી રે, વરકન્યાને આપવે નહિ કમી રે. આજ૦ ૧૯

વળણ.

પહેરામણી આપી સર્વેને, ઉલટ અંગ ન માય રે;
આંખે પાટા બાંધ્યા તે, લોક ખોટું ગાય રે. ૨૦

કડવું ૨૫ મું-રાગ દેશાખ.

પહેરામણી વિધવિધની આપી, સંતોષ્યા બહુ રાય;
કૃષ્ણ અર્જુન યુધિષ્ઠરને, વૈરાટ લાગ્યો પાય.† ૧
અભિમંનનો વિવાહ કીધો, પછે વળ્યા વૈકુંઠરાય;
જાન તો ગઈ દ્વારિકા, એક રહ્યો સૌભદ્રાય. ૨
માસ એક પુંઠળથી કૃષ્ણને, તેડવા આવ્યા અર્જુન;
સેના મેળવી સાત અક્ષૌહિણી, લેવાને રાજ આસંન. ૩
વિષ્ટિ કરવા હસ્તિનાપુરમાં, ચાલ્યા દેવ મોરાર;
દુર્યોધનને ઘણો સમજાવ્યો, પાપી પ્રીછ્યો નવ લગાર. ૪
જુદ્ધ વિના પૃથ્વી નવ આપું, કૌરવપતિ કહે તાંહિ;
પછે ચાલ્યા સંગ્રામ કરવા, આવ્યા કુરુક્ષેત્રની માંહે. ૫
સાત ક્ષૌણી પાંડવ સેન્યા, કૌરવ ક્ષૌણી અગિયાર;
એ જુદ્ધનો વિસ્તાર છે ઘણો, પણ સંક્ષેપે કહું સાર. ૬

* આડડી પડવું † એ કડી પ્રા. કા. માં નથી.

દ્રોણ પર્વમાં વિસ્તાર સઘળો, ચક્રવ્યૂહની માંહે;
પછે ઘણું પાંડવ કૌરવ સાથે, જુદ્ધ હતું છે તાંહે. ૭
જાણે ન પાંડવી કીધી મહી, ભીષ્મપિતાએ તે ઠામ;
પણ અર્જુન ભીમ નકુલ સહેદેવ, વીર ભલા કરે સંગ્રામ.* ૮
દસમે દિવસે ભીષ્મ પડ્યા, શીખંડીને હાથ;
પછે સેનાપતિ તે દ્રોણ કીધા, મળી કૌરવને સાથ. ૯
બીજે દિવસે અર્જુને રણમાં, મારીઓ ભગદત્ત;
મુનિ દ્રોણ મૂર્છા પમાડ્યા, અભિમંન મહા ઉન્મત્ત. ૧૦
નાઠી સેના દુર્યોધનની તે, સૌભદ્ર કેરે માર;
તેમાં કોઇ રહેવા નવ પામ્યું, કર્ણે† તે ખાધી હાર. ૧૧
શિબિર જઇને સાથ મળીઓ, દુર્યોધને કર્યો કપટવિચાર.
કાલે અભિમંનને ન મારું તો, મારો કુંભીપાકમાં ઠાર. ૧૨
ઋષિ વાયક બોલીયા, આપણ કરવો એક ઉપાય;
સુશર્મા સાથે જુદ્ધ કરવા, કહો અર્જુનને તે જાય. ૧૩
ચક્રાવો ગઢ એવો રચું, તેનો કો ન સમજે ભેદ;
પછે ધર્મરાયને કહાવીયે, જેથી તે મન પામશે ખેદ.‡ ૧૪
સુભટ સર્વે હરખાયા ને, હવો તે જયજયકાર;
તેણી વેળા પ્રગટ બેઠા હતા, પાંડવ અનુચર ચાર. ૧૫
શીઘ્ર સેવક એક આવિયો, જ્યાં હતા પાંચે ભ્રાત;
દ્રોણે પ્રતિજ્ઞા કીધી તે, કહી માંડીને વાત. ૧૬
કુંતિકુંવર તવ કંપ્યા ને, ગયું ઉડી નૂર મૂખ;
દિગ્મૂઢ થઇને રહ્યા સર્વે, સભા પામી દુઃખ. ૧૭
એવે એક ત્યાંથી આવ્યો, કૌરવનો અનુચાર;
મહા શોક સહિત તે બોલિયો, કરીને નમસ્કાર. ૧૮
સ્વામિ ચક્રવ્યૂહ તે કાલ રચશે, કૌરવે કાઢ્યું છે કરણ (?)
અર્જુનને અળગા તેડે છે, સંસપ્તક સુભટ જયદ્રથણ. ૧૯

* ચોથી કડીથી તે આઠમી કડી સુધી પ્રા કા માં નથી. પ્રા. કા. ની ત્રીજી કડી આ પ્રમાણે છે.–"કુરૂક્ષેત્ર આવી ઉતર્યા, પાંડવ હવા હુશિયાર; કૌરવ સાથ સામા આવિયા, મેળી અક્ષૌહિણી અગિયાર." † પ્રા કા નો પાઠ "કૌરવે." ‡ પ્રા. કા. માં ૧૩-૧૪ કડી નથી.

અર્જુન કહે તમે સાંભળો રે, કુંવરને મારે દ્રોણ;
મારે સંગ્રામ આપવો સુશર્માને, પાળ્યું જોઇએ પોણ. ૨૦
અભિમંનને જીવવાની તે, નથી મુજને આશ;
ભીમને કુંવર ભળાવીએ, કંઇએક એનો છે વિશ્વાસ. ૨૧
એવું કહીને ઉઠ્યા અર્જુન, સાથે શ્યામ શરીર;
દૂત સુભટ્ટ સર્વે સંચર્યાં, આપ આપને મંદીર. ૨
અર્જુન સુશર્મા સામે ગયા, સાથે શ્રી ભગવંત;
દૂતની સાંભળી વાત તાંહાં, સર્વે સભા વિચારે ચંત. ૨

### વળણ.

હંસ ઉડી ગયા સર્વ કોના, જવ કહાવ્યું દુર્યોધન રે;
વહાણે યુદ્ધ આપવું છે, કવણ લડશે વિચારે મનરે. ૨'

### કડવું ૨૯ મું–રાગ ગોડી.

હવે વાહણે* જુદ્ધ કરશું એહ, પરઠી† વાત સુભટ્ટ વળિયા તેહ;
યુધિષ્ટર વિમાસે મન, શું કરૂં અહિં નથી અર્જુન. '
અર્જુન વિના કોણ સમજે એહ, એનો ભેદ સર્વ જાણે તેહ;
કેમ પ્રીછાશે એનું વેડવું,‡ વળી વન ભોગવવું પડવું. :
(હવે)ભીમસેનને પૂછે રાય ધર્મ, કોહ ભાઈ જાણો છો ગઢનો મર્મ?
ભીમસેન કહે સાંભળો રાયે, હું તો લેઉં ગદાને ઘાએ. .
મંન સાથે બળ એવું ધરું, લોહગઢ હોય તો ચકચૂર કરું;
કૌરવ સર્વના લેઉં પ્રાણ, ગઢ સાથે ઉતારું પાણ. ૧
પણ એ કોઠા સાતનો મર્મ, નથી જાણતો રાજા ધર્મ;
સહદેવ જોશીને પુછ્યું તવે, કહો વીર શું કરવું હવે. ૧
તમો સત્ કીધું વશ જાણ, બળે કરી મંગાવો માન;
પૂછ્યા પછે ગૃહમાં બળતાં રહ્યાં, વાટ દેખાડી તો જીવતાં રહ્યાં. ૬
તે માટે કાંઇએ કહો ઉપાય, જેમ આપણો રહે મહિમાય;
વળતાં બોલ્યા સહદેવ જતિ, સ્વામી એ જુદ્ધ લેહેતો નથી. ૭
કહો તો અભ્યાસે કરી નાથ, બાળું કૌરવ ગઢ સંગાથ;
પછે નિકુળને પુછે રાય, કહો ભાઇ એ જુદ્ધ તમથી થાય? ૮

* પ્રભાતે. † નક્કી કરી. ‡ વેડવું=નાશ કરવો. વિંધવું, ભેદવું.

લઘુવીર કહે સાંભળો ભ્રાત, એ જુદ્ધ મર્મ ન જાણું વાત;
કહો તો સાગર ભેદી લાવું, ભૂમિ ભોમને ભેગા કરૂં. ૯
પણ એ કોઠા સાતનો મર્મ, નથી જાણતો રાજા ધર્મ;
જાણ્યું પરાક્રમ ભાઇઓતણું, રાજા ચંસા* પામ્યો ઘણું. ૧૦
હાય ખખારી બોલ્યા સર્વે, કહો શી ગત કરશું હાવે;
કૃષ્ણ અર્જુન વિના એ અર્યું, વળી વન ભોગવવું પર્યું. ૧૧
શ્રી કૃષ્ણ સન્મુખ નથી થયા, ત્યાં લગી દુઃખ ભોગવવા રહ્યાં;
જાણ્યું વિપત્તે મુક્યાં આપ, છે આગળનું આગળ પાપ. ૧૨
મહાદુઃખ ધર્મને આવ્યું સહી, નેત્રે નીર ચાલ્યા વહી;
બીજા સર્વે સામા જોઇ રહ્યાં, મહા દુખિયા તેઓ પણ થયાં. ૧૩
ધિક્ક ધિક્ક આયુધ આપણાં, શા કામના છે એ બધાં;
જો શિખ્યા નહિ એ જુદ્ધ મર્મ, કેમ રહેશે આપણો ભર્મ. ૧૪
જન્મેજય ત્યાં બોલ્યા વાણ, સાંભળી ઋષિ ચતુરસુજાણ;
પાંડવનું દુઃખ કૃષ્ણે તાંહિ, કેમ ટાલ્યું તે કહો મુજને આંહે. ૧૫
વૈશમ્પાયન વાણી વદે, સાંભળ જન્મેજય યુદ્ધ મર્મ તુંજ હદે;
સુભદ્રાએ તેડ્યો તન, આવી ઉભો રહ્યો અભિમન. ૧૬
દેખ્યા તેજપુંજ પુરષ જાણ, સુભદ્રા ત્યાં બોલી વાણ;
અરે પુત્ર જાઓ સભામોઝાર, અર્જુન કૃષ્ણ નથી તે ઠાર. ૧૭
ભીમ યુધિષ્ટિર બેઠા હશે, દેખી સુતને રળીઆત થશે;
જઇ કાકાને કરો પ્રણામ, આદરમાન દેશે તેણે ઠામ. ૧૮
હરખ તે મનમાં ધરશે ઘણો, કહેશે અંગ તે અર્જુનતણો;
માતાના વચન પુત્રે મસ્તક ધર્યાં, શોભીતા અંગ આભ્રણ કર્યાં. ૧૯
મુગટ કુંડળ પેહેર્યા સાર, બાજુબંધ બાંધ્યા હથિયાર;
મહા ભાથા બીડ્યા બેઉ પાસ, દેખી શત્રુ પામે ત્રાસ. ૨૦
ચિન્તામણ સરખો સુત જાણ, ચાલ્યો માતને કરી પ્રણામ;
આવ્યો અભિમંન સભામુઝાર, ઉભો વીર કરી નમસ્કાર. ૨૧
જોદ્ધા સૌ સામા જોઈ રહ્યા, દેખી સુભટને વિસ્મે થયા;
પારથ સરખો હોશે પ્રાણ, દીસે છે એનું ઉડાણ. ૨૨

* ચિતા.

ભીમ યુધિષ્ટિર સહદેવ શોહે, ઉર્ધ્વગતિ નથી જોતા કોયે;
ચંતાવશ સર્વ બેસી રહ્યા, આવકાર કોથી નવ થયા. ૨૩
સુની સભા દીઠી કુંવરે, ઉભો ચંતા સબળી કરે;
સભાએ આવ્યો હું એ માટ, મુજસું ન બોલે ધરમ તાત. ૨૪
શા માટે દુભાયા એહ, ભીમ નીકુળ નવ બોલ્યા શેય;
બેઠો ક્ષણ એક જઇને સ્થાન, તાત વિના કોણ આપે માન. ૨૫
ઉઠી સાંઇડું લેતા સહી, બેસાડતા ઓછગે ગ્રહી;
લાડ લડાવી દેતાં માન, રમાડતા લઈ શ્રીભગવાન. ૨૬
સર્વ સુનું અર્જુન વિના અહીં, ભરી સભામાં કો બોલે નહીં;
ફુવા પિત્રાઇને કાકા બહુ, તાત વિના તે મિથ્યા સહુ;
ધિક્ક ધિક્ક સગપણ એવું જાણ, પિતા વિના કોણ આપે માન. ૨૭

વલણ.

પિતા વિના માન કો આપે નહિ, એમ કહે વેદ પુરાણ રે;
જન પ્રેમાનંદ કહે પારથ તંન, દુઃખ આવ્યું ત્યારે કર્યુ મન દંન રે. ૨૮

## કડવું ૨૭ મું—રાગ આશુલ ગોડી.

સ્વામી અભિમંન કુંવરે, મહા શોક આણ્યો રે;
જાણ્યો રે, પણ કોણે મુજને નવ ગણ્યો રે. ૧

ઢાળ.

નવ ગણ્યો કોણે મુજને, આ સભા સરવમુઝાર;
યુધિષ્ટિર સર્વે આઘ લઇને, હણું એકે ઠાર. ૨
એ સગા સસરા પિત્રાઈડા, મોસાળિયા કાકાય;
* * * * *. ૩
એક આપ બળ પોતાતણું, વિદ્યા ધન ઉપકાર;
એ વિના નર પોશાય નહિ, તે જાણજે નિરધાર. ૪
એવું કહીને ઉઠીઓ, એક ગદા લીધી પાણ;
હણ્યા વિના સમજે નહિ, સર્વના ઉતારું માન. ૫
મુછ ફરકે અધુર દંશે, સર્વ રોમ ઉભા થાયે;
નેત્રે નીર વહી ચાલિયું, તેણે ક્રોધ અગ ન માયે. ૬
સભામાંથી ઉઠીને, જવ જાતો હતો બાળ;
યુધિષ્ટિરને પડ્યો દ્રષ્ટે, બોલાવ્યો તત્કાળ. ૭

અરે પુત્ર ક્યાં પધારો છો, આવો આસન અહાંય;
ક્રોધ અભિમંનને મન ચઢ્યો, ફરી નવ માન્યું ત્યાંય.
ભીમે જઈને બાથ ભીડ્યો, કુંવર કાં કરો છો રીસ;
યુધિષ્ટિરને સોંપીઓ, તેણે ફેરવ્યો કર શીશ. ૯
ફેરવી ઉદે ચાંપીયો, ચુંબન લીધું ગાલ;
ઓછંગે બેસાડી સુતને, પુછે પછે મહિપાલ. ૧૦
ઘણી રીસ પુત્ર કાં કરો છો, કાં ભરાણાં નયને નીર;
શા માટે મન દુઃખ પામો, કહો સાચુ મુજને વીર. ૧૧
યુધિષ્ટિર રાજા પ્રત્યે, પછી બોલ્યો અભિમંન;
માતાએ મુજને મોકલ્યો, આ સભામાં રાજંન. ૧૨
તે કવચ બાથા ભીડીઆ, ને આપીઓ આ હાર;
તાત વિના તે દીસે અલુણું, કોણે નવ દીધો આવકાર. ૧૩
એ માન વિના હું વળ્યો પાછો, ઉપન્યો મહાકાળ;
ધિક્ર પડજો સભા સઘળી, કોને ન આપ્યો હાર. ૧૪
ભીમે વળતો મેહેલીઓ, આ તમારે ઓછંગે;
* * * * • ૧૫
યુધિષ્ટિર વળતાં વદે, પુત્ર સાંભળો કહું વાત;
કૃષ્ણ સરખા માતુલિયા, અર્જુન સરખો તુજ તાત. ૧૬
પુત્ર રીસ કરો તે સહી, સાચી કહો છો તે ન નાએ;
કૃષ્ણ અર્જુન નથી માટે, મન ઘણી છે મુજ ચિંતાએ. ૧૭
ક્રોધ આણે સમે તુજને, ઘટે નહીં લગાર;
અમ દુખનો છેડો નથી આવિયો, હજી લગી નિરધાર. ૧૮
દુષ્ટ કૌરવે રચી પ્રપંચ, ઉપાય કીધો છે જુદ્ધ;
ચઢાવો બેહો સેના લઇને, કરો કહે છે જુદ્ધ. ૧૯
જો જુદ્ધ કરતા ન જીતો તો, ભોગવો ફરી વંન;
ભીમ નકુળ સઘળાને પુછયું, પુછયું સઘળા રાજંન. ૨૦
ભલા રે બળીયા સુભટ્ટ છે, પણ નથી લેહેતો કોયે;
કૃષ્ણ અર્જુન નથી માટે, કરું ચિંતા શોખ. ૨૧
નહિતર તુજને ન માનું, કેમ ધીરધર કુમાર;
ખમ વરશો? અમને એક, પજો છે આ હાર. ૨૨

દુઃખ જાણી યુધિષ્ઠિરનું, બોલીઓ અભિમંન;
ચિંતા શ્રીહરિ ભાંગશે, નિરભે રહો રાજંન. ૨૩
ચક્રાવેગઢ કરું કટકા, લહ્યો છે તેનો ભરમ;
પેસી નીસરવું સર્વે જાણું, સત માનો રાય ધરમ. ૨૪
યુધિષ્ટિર એવું સાંભળી, હરખ્યો પોતે આપ;
પુત્ર જે કહ્યું તમે તે, મેં સર્વે માન્યું અદાપ. ૨૫
રમત માંહે ગઢ લેવો નહિ, કટકમાં લેવો ભેદ;
કોઠે જોદ્ધા બળિયા હોશે, જઇ પેસવું નિસરવું વેદ. ૨૬
દુષ્ટ તે જાણી રહ્યા, પુત્ર તુજનો લેશે અંત;
અહાં હોયે તો શિખવે, અર્જુન કે ભગવંત. ૨૭
હજી લગી તેં પ્રહાર કેના, સહ્યા નથી લગાર;
ભેદવો ગઢ કઠણ છે, તું હજી ન જાણે બાળ. ૨૮

વળણ.

તું હજી નહિ જાણે બાળ રે, અભિમંન વાણી ઓચરે રે;
જન પ્રેમાનંદ કહે યુધિષ્ટિરને, સભા તે શ્રવણે ધરે રે. ૨૯

### કડવું ૨૮ મું–રાગ કેદારો.

અભિમંન વાણી ઓચરે, રાજા તે શ્રવણે ધરે;
સ્વામી, એ ભેદ તાંહાં હું લહું રે. ૧
કોઠા ખટ લગી નાથ, જઈ આવું કરતો ઘાત;
ઉપાય સાતમો જાણ્યો નથી રે. ૨

ઢાળ.

સાતમો કોઠો જાણ્યો નથી, ૭ લગી મારી ગત્ય;
એવાં વચન સાંભળી, રાજા વિસ્મે પામ્યો ચંત્ય. ૩
કહે પુત્ર ખટ કોઠા લગી, તમે કેમ જાણ્યા અવિધાર;
જુદ્ધ કરતાં પેસી નિસરવું, કયાં શિખ્યો નિરધાર. ૪
એનો ભેદ શ્રી કૃષ્ણ અર્જુન, વિના ન જાણે અન્ય;
જુગત આવડી અમો ન પ્રીછું, કેમ શીખો તમે તંન. ૫
કુંવર કહે કાકા જ્યારે, હતો ગર્ભમાં વાસ;
પીડાતી મુજ માને જાણી, કેશવ આવ્યા પાસ. ૬

દુઃખ શાંત કરવાને અર્થે, લખ્યો ચક્રાવો તાંહિ;
વાત કહી વિસ્તારી જુદ્ધની, મેં ચિંતવી રાખી મનમાંહે. ૭
કોઠા ખટ લગી વાત માંડી, કહી ત્યાં ભગવાને;
હુંકારો દેતા નિદ્રા આવી ગઈ, મુજ માતા સુભદ્રાને. ૮
સુખ પામી પીડા ટળી, ત્યારે રહી અબોલ તેહ;
મેં જાણ્યું રખે કથા અધુરી, રાખે શ્રી કૃષ્ણજી એહ. ૯
તે માટે મેં ઉદરમાંથી, દીધો હુંકારો જાણ;
એટલે કથા અધુરી રાખી, પ્રીછ્યા સારંગપાણ. ૧૦
મધ્ય કોઠાનો મર્મ ન જાણ્યો, નહિતર ભેદત એહ;
યુધિષ્ટિર એવું સાંભળી, હરખ પામ્યો નિજ દેહ. ૧૧
ભીમ કહે કોઠા ખટ લગી જો, ભાંગીશ જાણી ભેદ;
બાકીનો એક સેહેલ વાત છે, મુજથી થાશે છેદ. ૧૨
ગદા વડે કટકા કરું ગઢના, કર ગ્રહી કાઢું બહાર;
એવું કહીને બીડું લીધું, કુંવરે સભા મુઝાર. ૧૩
અભિમંનને તાંહાં વેગે વધાવ્યો, સકળ સભા મધ્યે રાય;
દંડ પ્રણામ કરીને ચાલ્યો, આવ્યો જ્યાં જનેતાય. ૧૪
અગર ચંદન કસ્તુરી અંગે, ગળે પુષ્પની માળ;
હસ્તુ વદન લઘુ મુખ કમળ, જાણે ઈંદુ કરે ઝલકાર. ૧૫
થરા પણમાં આનંદ્યો દીઠો, સુભદ્રાએ તંન;
કહે મુજને આવડો ઉલટ ભર્યો, કાં આવ્યો અભિમંન. ૧૬
સુણ માતા મુજને મોકલ્યો, તેં રાય યુધિષ્ટિરની પાસ;
* * * * * ૧૭
યુધિષ્ટિર ભીમ નિકુળ સહદેવ, હુતા તેણે ઠાર;
ચારેમાં કોણે નવ ગણ્યો, જે મેં કર્યો જુહાર. ૧૮
નીચાં મુખ ઉંચા નવ કર્યાં, સભાં વિષે કો વીર;
મજને દુઃખ તો સબળુ લાગ્યું, નેત્રે આવ્યું નીર. ૧૯
કૃષ્ણ અર્જુન વિના સર્વ સુના, દીસે તે સભા મુઝાર;
જેમ આત્મા વિના દીસે કલેવર, માહા ભયંકાર. ૨૦
માન દીધા વિના માતા મુજને, ક્રોધ ચઢ્યો બહુ તાંહિ;
રૂડીને જેમ જાતો હુતો, તે ભીમે ઝાલ્યો બાંહિ. ૨૧

યુધિષ્ઠિરના ખોળે મેહેલ્યો, રાખ્યો હૃદયામોઝાર;
ધર્મ કહે પુત્ર મેં નવ દીઠો, આવતો આ ઠાર. ૨૨
મહા દુઃખે રાજા વાત કહે, ને નેત્રે આવ્યું નીર;
તેણે કરીને માતા મારું, ભીંજ્યું સઘળું શરીર. ૨૩
મેં પુછ્યું કાકાજી આવડું, દુઃખ કાં ધરો મન;
માતા તુજને શું કહું માંડી, બોલે છે રાજંન. ૨૪
અર્જુન કૃષ્ણ નથી માટે, કૌરવ પાપી જેહ;
ચક્રાવો જુદ્ધ માંગે અમોરું, ન જાણું અમો તેહ. ૨૫
તે માટે ચિંતા છે સબળી, હવે શું થાશે પેર;
વાત કરે ને રુદન કરે, ત્યારે મુજને આવી મેહેર. ૨૬
મેં ત્યાં પોણ કરીને કહ્યું રાયને, સ્વામી દુઃખ મ આણો;
ચક્રાવોગઢ હું જઇને જીતીશ, એ સત કરીને માનો. ૨૭
એવું કહીને બીડું લીધુ, ને આવ્યો છું હું હાથે;
તે માટે દો જાવા આજ્ઞા માતા, સૈન્યા સરવે સજ થાયે.* ૨૮

વળણ.

ચક્રાવો જઈ જીતવો, એમ પુત્ર બોલ્યો પ્રતિજ્ઞા કરી; ૨૯
સુભદ્રાને તેણી વેળા, વહુ ઉત્તરા સાંભરી.

### કડવું ૨૯ મું-રાગ મેવાડાની ચાલ.

બોલી સાંભળી હો, અભિમંન બાળજી, સુભદ્રા કાંપી હો, પડી પેટમાં ફાળજી;
હવે શું થાશે હો, રે વિધાતાજી, રખે કુંવર હો, રણમાં જાતાજી. ૧
ઉઠી અબળા હો, મૂકી નિસાસજી, રોતી આવી હો, દ્રૌપદી પાસજી;
હૃદયા ફાટે હો, મુખ નવ બોલાયજી, પચાલીને હો, પડ્યાં પાયજી. ૨
પુછે પાંચાળી હો, શું છે બાળી જી, કાં રુઓ છો હો, આંસુડાં ઢાળીજી;
બોલ્યાં સુભદ્રા હો, હૃદયા ફાટેજી, હું આવીછું હો, અતિ ઉચ્ચાટેજી. ૩

---

* એ આવૃત્તિ પ્રકટ થયા પછી, સવત ૧૯૯૨ ની સાલની લખેલી નવી પ્રતમાં ઉપરના ૨૭, ૨૮ ત્રણ કડવાં છે. કથાનો પ્રસંગ જોતાં એ ત્રણ કડવાં સસંબંધ જણાય છે, તેથી તે દાખલ કીધાં છે. ૨૮ મા કડવાને અંતે નીચેની ચાર લીટી વધારે જણાય છે.

"ધર્મ કહે કેમ આજ્ઞા કરું, તું સોળ વરસનું કુલ;
મીંઢળ કર છુટ્યા નથી, નવ દીઠી ઘરની નાર.
તે માટે આવ્યો છું આજ્ઞા માંગવા, મારે જવું છે ચક્રાવો જીતવા."

અતિ દુઃખ લાગ્યું હો, અંતર ઊંડુંજી, કીરટી કુંવરને હો, કંઇએક કુડુંજી;
દ્રોણે પ્રતિજ્ઞા હો, કપરી કીધીજી, અભિમંન મારવા હો, પ્રતિજ્ઞા લીધીજી. ૪
સાલ હૃદેવું હો, કેમ સહી રહુંજી, કુંવર સાથે હો, ન દીઠી વહુજી;
જો આવે વધૂ તો હો, પુત્ર લોભાયજી, જુદ્ધ કરવાને હો, રણુ નવ જાયજી. ૫
મેં માગ્યું તે હો, વચન સંભારોજી, વારીને વંશ રે હો, તમારો રાખો હોજી;
વધુ આવે તો હો, રહીએ બળતાંજી, હાથ ઘસીશું હો, આપણુ વળતાંજી. ૬
રાખ્યો ન રહે હો, બલિયો પુત્રજી, દ્રોણે ભાગ્યું હો, ઘરસૂત્રજી;
કહો રાજાને હો, એવું જાણીજી, એવું સાંભળી હો, ઉઠ્યાં પટરાણીજી. ૭
ધર્મની પાસે હો, દ્રૌપદી આવ્યાંજી, આદરે આવી હો, રાય વિનવ્યાજી;
હો હો સ્વામી હો, ધર્મ નરેશજી, આણું મોકલો હો, મચ્છને દેશજી. ૮
જો વંશ તમારે હો, રાખવો જાણોજી, ઉત્તરા વધુને હો, વહેલી આણોજી;*
કાલ તણી છે હો, અવલી વાતજી, એ નવ જાણિયે હો, શું ઉપઘાતજી. ૯
મોકલો સાંઢને હો, તેડો રબારીજી, વહાણે આવે હો, મચ્છની કુમારીજી.†

વલણ.

કુમારી તેડાવો મચ્છ તણી,‡ તે મળે આપણા પુત્રને રે;
હવે વિલંબ થાશે કંથજી, તો ન રહે ઘરસૂત્રને રે. ૧૦

કડવું ૩૦ મું–રાગ કાલ્હેરો.§

ગુપત વાત કહી દ્રુપદ તનયા, ધર્મ પ્રત્યે વાણી;
આજ અભિમંનને મોકલો તો, તેડાવો ઉત્તરા રાણી. ૧
એવું કહી તે વળ્યાં પાંચાળી, સમાચાર તે કહી છાનો;
પશુપાલક તેડાવ્યો તત્ક્ષણુ, ભૂપતને લાગ્યો તાનો.‖ ૨
દ્રુપદ તનયા જુઠું નવ બોલે, જે બોલે તે સાચું;
માટે વધુને તેડાવીએ, કામ ન કીજે કાચું. ૩
પછી સેવક તેઓ આવિયા, રાય પાસે રબારી;
અમો નીચ જાતને કોણુ કામે, મહારાજાએ સંભારી. ૪
બેઉ કરજોડીને ઉભા રહેતા, નમાવીને શીર;
યુધિષ્ઠિરે એક પાસે તેડ્યો, સોમો નામે આહીર. ૫

* પા૦ "તો ઉતરાને કુરુક્ષેત્રમાં આણોજી." † પા૦ "વિરાટ કુમારીજી." ‡ પા૦ "સુદેષ્ણ તણી." § પા૦ રાગ કાફીની ચાલ. ‖ એ કડી પ્રા. કા. માં નથી.

કહે રે સોમા તારે સાંઢ છે કેટલી, ઉતાવળે જે ચાલે;
મચ્છરાયની સુતાને આણું કરી, આવે કાલ સવારે. ૬
હા સ્વામી સાંઢ છે મારે, ત્યાં વહાણાં ઓરી જાયે;
ઉત્તરાને તેડી આવતાં તે, કાલ સંધ્યાકાળ જ થાયે.
રાયકો વાણી બોલીયો, સુણજો રાજાજી વાત;
જાવું છે કોસ સાતસો, તો કેમ આવે ઉત્તરા પ્રાત.* ૮
વળી રબારી બીજો તેઓ, દેવો જેનું નામ;
અરે દેવા તારે સાંઢો કેટલી, કરે ઉતાવળું કામ. ૯
દેવો કહે હું પાળું સ્વામિ, સોએક સાંઢ તમારી;
કાલ મધ્યાને આણી આપું, વૈરાટ રાજકુમારી. ૧૦
ત્રીજો રબારી ગાંગો નામે, તેને પૂછયું તેડી;
અલ્યા તારે સાંઢ છે સબળી, જોઇ છે કે'દી ખેડી: ૧૧
સ્વામિ સહસ્ર એક છે મારે, કેસરી નામે કહાવે;
ઉત્તરાને તેડી લાવતા કાલ, પોહોર દિવસમાં આવે. ૧૨
વળી રબારી ચોથો તેઓ, રાયકો એવું નામ;
તે આવી ઉભો રહ્યો ને, કર્યાં દંડ પ્રણામ. ૧૩
કહે રાયકા તારે સાંઢ કેટલી, કહે હીંડે વેહેલી વેહેલી;
મચ્છસુતાને આણું કરી, આવે વહાણું વાતાં પેહેલી. ૧૪
હા,સ્વામિ ત્રણ સહસ્ર રાખું છું, રાયકો બોલ્યો વાણી;
મનવેગી ને પવનવેગી, કંઇ તમને નથી અજાણી. ૧૫
પૂર્વથી જો પશ્ચિમ મૂકું, એક દિવસમાં જાય;
ચાલ તો ચિત્રાના સરખી, તેનો પૃથ્વી ન અડકે પાય. ૧૬
†મનવેગીની સાથે કહો તો, ઐરાવત જે હાથી;
પવનવેગીની સાથે કહો તો, સૂર્ય અશ્વ અનુરાગી. ૧૭
અહીંઆં આણું ઉત્તરા વધુને, રાતે પાછલી પોહોર;
જુઓ કારજ કેવું કરું છઉં, નહીં પ્રકટે સૂરજ કોર. ૧૮
એવું કહીને વળ્યો રબારી, રાયની શિક્ષા લીધી;
મનવેગીને ઘેર જઇને, શીઘ્રે સાંતરી કીધી. ૧૯

---

* આઠમી કડી પ્રા. કા. માં નથી. † પાઠ પ્રા. કા. "મનવેગીને વાદે જો, ઐરાવત હસ્તી જોડા, પવનવેગી વાદે મૂકો, સૂર્યકેરા ઘોડા."

પાખર નાખી પલાણ માંડ્યું, જડિત દંતની જાળી;
હીરા રત્ન ઝવેર જડ્યાં, કમખાની દોર વાળી. ૨૦
મણી મોરડો મુખ વિષે ને, ઝુમખે મોટાં મોતી;
ફુમતડા લેહેકે કંઠ વિષે, દુગદુગી રહી છે દ્યોતી. ૨૧
નીલધ્વજા ઉપર બિરાજે, ઘંટા ઘમઘમ કોટ;
અસ્વાર થઈને રાયકો ચાલ્યો, ટચકારે દીયે દોટ. ૨૨
એક દ્રૌપદી ને સુભદ્રા, વળી રાય યુધિષ્ઠિર જાણે;
બાકી કો પ્રીછે નહીં જે, ગયો છે રબારી આણે. ૨૩
સાંઢ ગઈ સવા પોહોર રાતે, મચ્છતણે રે ભોવંન;
એવે ઉત્તરાને સુતાં માંહે, આવ્યું ઘોર સ્વપંન. ૨૪

વળણ.

સ્વપન ઘોર આવ્યું શ્યામાને, તત્ક્ષણ ઉઠી જાગી રે;
થરથર ધ્રુજે કંઇ નવ સૂઝે, ઝાળ અભ્યંતર લાગી રે. ૨૫

## કડવું ૩૨ મું–રાગ સોરઠી મારુ.

કહે સ્વપન મુને લાધ્યું રે હો, કે હૃદયા મારું દાઝ્યું રે;
તેણે કાલ જ ખાધું રે હો, કે સ્વપન તો મુને લાધ્યું રે
થરથર ધ્રુજે ઉતરા. ટેક. ૧
સાંભળો સુદેષ્ણા માવડી રે, મેં દીઠી કૌતક વાત રે;
સ્વપન માંહે એવું દીઠું જે, થાશે મહાઉત્પાત. સ્વપન૦ ૨
શું કરું મારી માવડી રે, મુને હઇડે લાગ્યો ચોળો રે;
જન્મ તો એળે ગયો રે, કાંઇ નવ પોહોતો સોહેલો. સ્વપન૦ ૩
ધિક ધિક મારાં કર્મડાં રે, જે નિપુણું નઠોર રે;
જોબન મારું એળે ગયું, જેવું વગડામાંનું બોર.* સ્વપન૦ ૪
અતિ આદરે ઉછેરે માળી, પાણી સીંચી વેલી રે;
જ્યારે કળી અગટી પુષ્પની રે, ત્યારે ભોગી ચાલ્યો મેલી. સ્વપન૦ ૫
(જાણે) મારી કાજળ વોણી આંખડી રે, કેશ વિના કાંઈ માથ રે;
નલવટ નહીં મારે ચાંદલો, મારા ચુડલા વોહોણા હાથ. સ્વપન૦ ૬
જાણે ઊંટ ઉપર બે જણ બેઠા, હું ને મારો કંથ રે;
એકકું શ્યામ વસ્ત્ર ઓઢીને, પૂર્વથી ચાલ્યા દક્ષિણ પંથ. સ્વપન૦ ૭

---

* પા૦ પ્રા. કા. "જેમ સૂકું વગડાનું બોર."

લોઢાનું વાસણ ખીરનું ભોજન, માંહે તેલની ધાર રે;
સુભદ્રાનો જાયો જમતો દીઠો મેં, કોટે કરેણનો હાર. સ્વપન૦ ૮
(જાણે) પૃથ્વીપર્યો મારો ચાંદલો રે, મેં ખાંડો દીઠો સૂર રે;
સરોવર તો લોહીએ ભર્યાં રે, કાંઈ સુકો સાગર પૂર. સ્વપન૦ ૯
તે શું હશે મારી માવડી રે, એવાં કૌતક દીઠાં કોડ રે;
ત્યારે સંદેષ્ણાજી બોલ્યાં, કાંઈ જમાઈજીને ખોડ. સ્વપન૦ ૧૦
એવી વાત કરે છે જેટલે, એવે આણું આવ્યું છે બહાર રે;
રાયકા કહે છે રાણીજીને, હવે મોકલો રાજકુમાર. સ્વપન૦ ૧૧
ચક્રાવો તે રચી રહ્યા, કૌરવ પ્રાણી માત્ર રે;
અર્જુન પધારશે સંસપ્તકમાં, લડશે તમ જામાત્ર. સ્વપન૦ ૧૨

વળણ.

જામાત્ર ચડશે જુદ્ધ કરવાને, મોકલ્યો મને મહારાજ રે;
પાછલી રાતે પહોંચ્યું જોઈએ, કરો સાસરવાસાનો સાજ રે. ૧૩

## કડવું ૩૨ મું—રાગ રામગ્રી.

રાયકાજીનાં વચન સાંભળી, રોતાં બોલ્યાં રાણી રે;
સ્વપ્નાં તો સાચાં થયાં, વાત આગળથી જાણી રે. મારી ઉત્તરાબાઈ. ૧
ઉતાવળાં સાસરડે પધારો, સારો* સર્વે શણગાર રે;†
કર્મે લખ્યું તે ક્યાંથી ટળશે, મળશે તુજ ભરથાર રે. મારી૦ ૨
રાતડી માંહે ધર્મરાયે, આણું મોકલ્યું કરી ખપ રે;
રાખશે હરજી ને જીતશે વરજી, જો ચાંદલે તારે તપ રે. મારી૦ ૩
દુખડાં સેહેજો ને ડાહ્યા રહેજો, કહેવરાવજો કાંઈ રૂડું રે;
સુભદ્રા પાંચાળી સામા ઉત્તર ના દેશો, નવ દેશો કહેવા કુડું રે. મારી૦ ૪
બારણે રહીને જીજી કેહેજો, સાસુ કરે જ્યારે સાદ રે;
સુભદ્રા હાંકે તરછોડી નાખે, તો સામો ન કીજે વાદ રે. મારી૦ ૫
વહેલાં થાઓ ને ઉતાવળાં જાઓ, પહોંચો જેમ સવારાં રે;
કંથજીને ક્ષેમ જ વાધશે, જો પરમ સૌભાગ્ય તમારાં રે. મારી૦ ૬
રુદન કરતી ને આંખડી ભરતી, બોલી રાજકુમારી રે;
પતિનું આણું રે ને મૂકીએ ભાણું રે, કેમ રહું કહેની વારી રે. મારી૦ ૭

---

* પહેરો. † બીજી કડીનું પૂર્વાર્ધ પ્રા. કા. માં નથી.

સાસરવાસો લાવીને આસો, જ્યાં મોટાંને ઘરે રે;
માને મળીઆં ને આંસુડાં ઢળીઆં, સર્વને આંસુ ખરે રે. મારી૦ ૮
ઉત્તરા લીધી ને ઉતાવળ કીધી, રાયકો વાટે નિસર્યો રે;
સાંઢને ખેડી નેવહુને તેડી, પણ ગવાળો ઘેર વિસર્યો રે. મારી૦ ૯

વળણ.

વિસર્યો ગવાળો ઘેર રહ્યો ભર્યો, ઉત્તરા જવા જ્યારે સાંતરી રે;
અરે રાયકા પટકુલ ક્યાં પડ્યાં, હવે સાસરે જઈ હું શું કરીશ રે. ૧૦

## કડવું ૩૩ મું-રાગ શોક રામગ્રી.

હેલી હાં હરિ પટકુલ પડ્યાં છે પંથમાં, હેલી૦ ઉત્તરાનું મન ગયું છે કંથમાં;
હેલી૦ સાસરડે કેમ સંચરું, હેલી૦ પાગે લાગણું જઈહું શું કરું. ૧
હેલી૦ હું છું પીયરની સોભાગણી, હેલી૦ મુને તો લોક કહેશે અભાગણી;
હેલી૦ રાયકાજી પાછા વળો, હેલી૦ વસ્ત્ર જોવાને વાટે પળો. ૨
હેલી૦ પાછી તે સાંઢને વાળતા, હેલી૦ જાય છે મારગ નીહાળતા;
હેલી૦ બંને જણ વેગે વળ્યા, હેલી૦ તે તો પીહેરને પંથે પળ્યાં. ૩
હેલી૦ અરધ પંથના વાટમાં, હેલી૦ સાંઢ મળી છે સાથમાં;
હેલી૦ સુદેષ્ણાએ વેળા જાળવી, હેલી૦ વસ્ત્ર મોકલ્યાં ભાળવી. ૪
હેલી૦ ગવાળો ઘેર વિસર્યો, હેલી૦ ઉત્તરાની આગળ તે ધર્યો;
હેલી૦ પટકુળ લીધાં છે હાથમાં, હેલી૦ જાવા સાસરીયાના સાથમાં. ૫
હેલી૦ પછી ઉત્તરા ચાલી હરખશું, હેલી૦ પરણ્યા પિયુને નયણે નિરખશું;
હેલી૦ રાયકા સાંઢ હાંકો ને ઉતાવળી, હેલી૦ પરણ્યો પિયુ જાએ મુજને મળી. ૬
હેલી૦ પહોર ઘડી દહાડો ચઢયો, હેલી૦ ત્યારે રબારી રણમાં ગયો;
હેલી૦ સંજયે વાણી તો એમ કહી, હેલી૦ એ કથા તો એટલેથી રહી. ૭
હેલી૦ ઉત્તરાને જ્યાં આણું ગયું, હેલી૦ એટલે સેના માંહે શું થયું.

વળણ.

સેનામાં શું થયું, સંજય વાણી ઓચરે રે;
અભિમંન સંગ્રામે ચઢે, તે સામગ્રી કેવી કરે રે. ૮

## કડવું ૩૪ મું-રાગ ગોડી.

સંજય કહે રે ભૂપતજી સુણો, મહિમા કહું રે સાભદ્રેતણો;
પાછલી રજની હવી ઘડિકા ચાર, ત્યારે ઉઠ્યા સર્વ ક્ષત્રીકુમાર. ૧

અભિમંનના સખા છે સાર, તે સર્વે ઉઠયા તેણી વાર;
મનમાંહે સમરીયા મોરાર, રણમાં જાવા કીધો નિરધાર.* ૨
દંતધાવન ને કીધાં મળસ્નાન, જાચકજનને દીધાં દાન;
રાય યુધિષ્ટિર જોતા વાટ, વહુ ન આવી તે થાય ઉચ્ચાટ. ૩
સુભદ્રા માર્ગને જુએ, વહુ ન આવી તે દુઃખે રુએ;
જાગ્યો અભિમંન ઉતાવળ ઘણી, સાચવી વેળા ખટકર્મ તણી. ૪
લાવો માતા કવચ ને ટોપ, મારે છે કૌરવ ઉપર કોપ;
એક એકને આજ રણમાંહે હણું, દુઃખ ટાળું માતા દ્રૌપદીતણું.† ૫
છે આળસ યુધિષ્ઠિરને બહુ, ઉદ્યમ કીજે મળીને સહુ;
જઈ કાકાને આપું આધાર, ચઢાવો જીત્યાનો લઉં શિર ભાર. ૬
કહે જનુની પુત્ર લ્યોની આયુધ, ગઈ ઘરમાં નહીં શરીરે શુદ્ધ;
અરે દૈવ હવે શું થશે, વહુ ન આવી તે કારણ કશે.‡ ૭
સંતાડી આયુદ્ધ ને ખોળવા જાય, જેમ તેમ વાર લગાડે માતાય;
અભિમંન કહે સુણ માવડી, શે વાર લાગે છે આવડી. ૮
સંગ્રામ કરવાને થાય છે અસૂર, કૌતુક કરશે મારું શૂર;
કહેશે કાલ સૌભદ્રે સભામાં બકયો, બીહીનો તે આવી નવ શકયો. ૯
એવું રે કહીને આઘો પળ્યો, લઈ ધનુષ ને પાછો વળ્યો;
પહેર્યું કવચ સજી જીવરખી, થાનાર વાત જે લલાટે લખી. ૧૦
નીલાં અશ્વ ને નીલી ધ્વજ, સારથીએ રથ કીધો સજ્જ;
ખડ્ગ તોમર બાંધ્યા કેડ કશી, ચઢ્યો રથે મૃગ ઉપર જ્યમ શશી. ૧૧
જેવે પ્રગટ્યાં ભાસ્કરનાં કીર્ણ, તે વેળા નમ્યો રાય ધર્મને ચર્ણ;
શું ધર્મ ધુરંધર બેસી રહ્યા, આ શત્રુ સામા તત્પર થયા. ૧૨
રાય કહે રૂડા છો દિકરા, તમે કૌરવને જીતો ખરા;
વારુ વહેલા થાઓ સર્વ જોધ, એવું કહી કીધો સેનાનો રોધ. ૧૩
જાઓ કુંવર કુંતાને પગે લાગવા, અને સંગ્રામની આજ્ઞા માગવા;
એવું કહી મોકલ્યોર કુમાર, વધૂ અર્થે લગાડી વાર. ૧૪
યુધિષ્ઠિરને મન એ વાત, લાગે વાર રક્ષા કરે માત;
જો આશીષ વચન કહે સતી, તો કુંવર ન મરે કોની વતી. ૧૫

* પ્રા. કા. માં બીજી કડી નથી † પાઠ પ્રા. કા. "માતા સુભદ્રા દ્રૌપદી તણું." ‡ પ્રા. "વહુ ન આવી તે વિઘ્નજ હશે."

અભિમંન કુંતા કને ગયો, પાય લાગીને ઉભો રહ્યો;
ચક્રાવેગઢ જીતવાને કાજ, માતાજી આજ્ઞા આપો આજ. ૧૬
દ્રોણે પ્રતિજ્ઞા કીધી ઘણી, માતા મુજને મારવા તણી;
એ ભિક્ષુક મુજને કરશે શુંય, તે થકી નવ બીતો હુંય. ૧૭
એવું જ્યારે બોલ્યો બાળ, ત્યારે કુંતાના પેટમાં પડી ફાળ;
જ્યારે આદર્યો છે દ્રોણ, ત્યારે કુંવરને રાખશે કોણ. ૧૮
નર નારાયણ બે અહીંઆં નથી, કૌરવે કપટ કીધું સર્વથી;
જો ગયા મુકી જદુરાય, તો હું એની કરું રક્ષાય. ૧૯
કૌરવ ત્રિલોક* ટોળે મળે, તોય કૌરવનો માર્યો ન મરે;
સતિએ તેડ્યો પોતાની કને, આવ રક્ષા હું બાંધુ તુંને. ૨૦

વળણ.

તુંને રક્ષા હું કરું, પણ રાખનારો શ્રીહરી રે;
જન પ્રેમાનંદ એમ કહે, કુંતિએ રક્ષા કહી પેરે કરી રે. ૨૧

### કડવું ૩૫ મું—રાગ મેવાડાની ચાલ ટુંકડી.†

કુંતા કહે કુંવર મારા, તને રાખે રણદેવતાયજી;
મસ્તકે મહાદેવની રક્ષા, ભ્રકુટિયે બ્રહ્માયજી. ૧
કપોળે કાલિકાની રક્ષા, નાસાએ નારાણજી;
અંબિકા આંખડીએ ઉભાં, શ્રવણે શારંગપાણજી. ૨
દંતે દીનોનાથ રખવાળો, રસનાએ રણછોડજી;
કંઠે તે કમળા સ્વામિ રક્ષા, સ્કંધે તેત્રીશ કોડજી. ૩
પેટે રક્ષા પાંચ કન્યાની, વાંસે વાસવધીશજી;
કટિએ કૌશિક ઋષીની રક્ષા, જંઘાએ જલધીશજી. ૪
ચરણે ચાર દિશા રખવાળી, અજવાળે અમર ઈશજી;
અંધારે શેષનાગની રક્ષા, ખાંડું ધરજો શીશજી. ૫
સરવરીએ સોમની રક્ષા, દિવસે દિવાકરજી;
લોહ કાષ્ટ અગ્નિ અડકે, હોયે અષ્ટે અમરજી. ૬
સર્વાંગે શ્રી હરિની રક્ષા, નહિ ભેદે તારે અંગજી;
ધ્યાન ધરજો ધરણીધરનું, સદા રહેશે તારે સંગજી. ૭

---

* પ્રા. કા. ચૌદલોક જો એકઠા કરે." † પ્રા. કા. રાગ ધનાશ્રી.

મેદ રુધિરને સાહેર રક્ષા, નાડીએ નવ કુલ નાગજી;
માર્ગમાં ગણપતિની તુંને રક્ષા, યુદ્ધે રાખો વાઘજી(?) ૮
સાત તાંતણા સૂત્રના બાંધ્યા, ને વોળાવ્યો કુમારજી;
પછે બ્રાહ્મણને રૂપે-કરીને, સામા મળ્યા વિશ્વાધારજી. ૯
હાથ લાકડી ઝાલી જદુપતિ, કાયા કીધી ઘરડીજી;
કડકડ હાડકાંરે વાગે, ઊડતાં દંતને કરડીજી. ૧૦
અભિમંનને મારગમાંહે, મોહન સામા મળિયાજી;
હાથ ઝાલીને હરજી કહે છે, કયાં પધારશો બળિયાજી. ૧૧
આ દોરડો તે કોણે બાંધ્યો છે, શું આવે છે તાવની ઝોળજી;
તું સરખો જોદ્ધો ને રોગીઓ, દેખી મુને ચઢ્યો ક્રોધજી.* ૧૨
અભિમંન પછે આથરે સ્વામી, એ શું બોલ્યા ઋષિરાયજી;
હું જાણીં છું ચક્રાવો જીતવા, કુંતાએ બાંધી રક્ષાયજી. ૧૩
વાયક સાંભળી કુંવર કેરાં, મોહને મૂરછાં ખાધીજી;
અરે જોદ્ધા એ શું બોલ્યો, લાજ ખોઇ કુળઆંધીજી. ૧૪
પિતા તારે ત્રણ લોકને, ધનુષે ડંઢોળ્યુંજી;
તે અર્જુનનું વીર્ય આજથી, અભિમન્યા તેં બોળ્યુંજી. ૧૫
મચ્છને વિંધી ને ખાંડવવનને દહું, જીત્યા શ્રીત્રિપુરાયજી;
તે વેળા તો બાંધી નહતી, અર્જુનને રક્ષાયજી. ૧૬
કપુત પેટે પડ્યો પારથને, જ્યારે જીતશે ડોસી સારુંજી;
અમો તો પરમારથ કહું છું, પણ તેજ ઘટે છે તારુંજી.† ૧૭
જો કુંતારક્ષાથી શત્રુ મરે તો, રક્ષા બંધાવે નકુળ સહદેવજી;
તારો વાંક નથી રે છોરા, તને છોકરવાદીની ટેવજી. ૧૮
મામો તારો એવું જાણશે, દુભાશે જુગદીશજી;
અર્જુન તો અદકું નહીં કરશે, છેદશે તારું શીશજી. ૧૯
કદાપિ કૌરવને જીતીશ, શ્રમ કરી સંગ્રામજી;
તો તુંને તાંહાં કોણ વખાણે, થશે કુંતાનું નામજી. ૨૦
એવું સાંભળી અભિમંને, તોડી નાખ્યા તંતજી;
ધન્ય ધન્ય કહી હૈડામાંહે અદૃશ્ય થયા ભગવંતજી. ૨૧

---

* પ્રા. કા. નો પાઠ "તાવની બીજી ઝારેલીજી." અને "ચઢે છે કરેલીજી."
† પા૦ "પણ કુળ લાજશે તારુંજી."

આનંદ પામ્યા અવિનાશી, રક્ષા કીધી શ્રીકજી;
બ્રહ્માનો માર્યો મરત નહીં તે, શિઘ્ર જાશે જમલોકજી. ૨૨
અભિમંન આલ્યો સંગ્રામે, નવ પ્રીછયો મનમાં કપટજી;
મામાજીને ઓળખ્યા નહિ, સાચું માન્યું મહા સુભટજી. ૨૩

વળણ.

સુભટે સાચું માન્યું, જુદ્ધ કરવા રણ પળ્યો રે;
વિપ્ર પ્રેમાનંદ એમ ભણે, જઈ ઉત્તરાને સામો મળ્યો રે. ૨૪

### કડવું ૩૬ મું–રાગ રામગ્રી.

સાસુ જુએ છે વાટડી, ઉતરા કેમ નવ આવીજી;
રખારી વેરી ચયો, વાત કરમની ભાવી. સાસુ૦ ૧
વાયદો વિત્યો નિશાતણો, આ ઊગ્યો છે ભાણજી;
હવે પુત્ર તે રાખ્યો નવ રહે, શું કરું ભગવાન. સાસુ૦ ૨
રાય ધરમ દુઃખ મનમાં ધરે, શે લાગી આવડી વારજી,
એવે કુંતા કનેથી આવ્યો, અભિમન્યુ કુમાર. સાસુ૦ ૩
હાં કાકા કાં ઉભા રહ્યા, કાં ધરો નવ આયુદ્ધજી;
*દિવસ ચઢયો છે આપણે, કરવું છે મહા યુદ્ધ. સાસુ૦ ૪
લાવ સારથી રથ માહરો, કહેતામાંહે લાવ્યોજી;
ધૃષ્ટદ્યુમ્ન તાહાં તત્પર થયો, શીઘ્ર થઈને આવ્યો. સાસુ૦ ૫
રાય યુધિષ્ટિર રણે ચઢયા, જ્ઞાન વાત મન વિચારીજી;
નિર્મ્યું તે ટળે નહિ, કર્તા હર્તા શ્રી મોરારી.† સાસુ૦ ૬
નિશાન નિર્ઘોષ ગડગડે, ધજા ફરફર થાયજી;
શરણાઈ નફેરી નવ નવાં, નોબત નાદ ઝણુઝણાય.‡ સાસુ૦ ૭
ફૂંકે શંખ ગજ મુખ અંજનના, હુંકારા રણતૂરજી;
લોહમય બખતર પહેરીયાં, સોંઢ્યા છે રણશૂર. સાસુ૦ ૮
હંસલા અરબી ને હરણીઆ, હય કરે હણહણાટજી;
કાળા કચ્છી ને કાબરા, ચાલે છે સણસણાટ. સાસુ૦ ૯
વાયુવેગી ને વાનરીઆ, ભલા નાદે નાચંતાજી;
પીળા પાખરીઆ ને પોપટીઆ, પારેવા પાણી પંથા. સાસુ૦ ૧૦

* પા૦ "હસ્તિનાપુરધણી શું બેસી રહ્યા." † પા૦ "વહુ ન આવી ને વાટ જુએ, મારો વંશ વધારોજી." ‡ પા૦ "આયુધ કવચ શોભતા, ભાલા હાથે ધરાય."

ઘુંટ ઘોડા ને ગંગાજલા, ગોરડા ને ઘેહેલાજી;
ઊંચા ઊંટમુખી ને અરબી, ચાલે જલના રેલા. સાસુ० ૧૧
સાથી બહુ આગળ કર્યાં, ગજ શોભે છે અંબાડીજી;
તે જોઇ જોઇને આંસુભરે, સુભદ્રા જે માડી. સાસુ० ૧૨
(નારીનો નેહ જાણવો નહિ, જેનાં કઠણ રે મનજી;
મળી વંશ વધારો માનુનિ, જતો રહે હમારો તન. સાસુ० ૧૩
શા માટે વહુ આવ્યાં નહિ, જાય છે કંથ તમારોજી;
મળીને વંશ વધારીએ, માનુની આજ અમારો. સાસુ० ૧૪
નકુળ સહદેવ સામા આવ્યા, તેણાં સુભદ્રા નારીજી;
મારા કુંવરની સાથે કો છે નહીં, છે આશ તમારી. સાસુ० ૧૫
મોરારી મૂકી ગયા, દીસે છે કાંઇ ગમતુંજી;
પુત્રનું પરાક્રમ વાધીયું, તે કયેમે નથી સમતું. સાસુ० ૧૬
દીયર તમારે આસરે છે, એવું કહીને રોઇજી;
નકુળ સહદેવ સાંચર્યાં, આંસુડા તે લોહી. સાસુ० ૧૭
સાસુ જુઓ સૈન્ય ચઢયું પાંડવનું, બહુ પેરે વીર વિરાજેજી;
આ બ્રહ્માંડ લાગ્યું ડોલવા, દુંદુભી ત્યા ગાજે. સાસુ० ૧૮
ભીમ યુધિષ્ટિર ને સાત્યકી, વળી ધૃષ્ટદ્યુમ્નજી;
ચાર રથીના જુથ આગળ, ચાલ્યો અભિમન્ય. સાસુ० ૧૯
વૈરાટ દ્રુપદ કાશીપતિ, પુરૂ કુંતીભોજજી;
પંચપુત્ર દ્રૌપદીતણા, ચાલ્યા આગલી ફોજ. સાસુ० ૨૦
નકુળ સહદેવ મોખરે રહ્યા, સુભટને કર ભાલાજી;
એક કોટી ત્યાં દરઅડે, આગળથી તે પાળા. સાસુ० ૨૧

વળણ.

પાળા ને અસવાર સર્વે, સેના તે પંથે પળી રે;
દિવસ ઘટિક ચાર ચઢતે, માર્ગમાં ઉત્તરા સામી મળી રે. ૨૨

### કડવું ૩૭ મું-રાગ નટની ચાલ.

ઉતરા આવી સૈન્યા માંહે રે, ઉતરી સાંઢથી ચાલી આવી તાંહેરે;
દેખી રૂપ ત્યાં સૌ જૂવે રે, કોટી કંદર્પ દેખી સૌ મોહે રે. ૧

ઢાળ.

મળી મહિલા મારગમાંહે, વાહન વિના પાળી;
સર્વે સેના જાતી લુંપે, મૃગાક્ષિ રહી છે ભાળી. ૨
વીર માત્ર વિસ્મે થયા, નિરખી નારી રૂપ અપાર;
ચળ્યા ચિત ને ચાબખા પડિયા, શીત વલ્યા અશ્વાર. ૩
રથી સાન કહે સારથીને, હય હાંકો પ્રેમદા પાસ;
મોહ્યા સારથી શુદ્ધ ટળી, પડ્યા પરોણા ને રાસ. ૪
હણુહણુ કરતી હય હસ્તીની, હીંડતી દીઠી હાર;
તેના અસ્વાર અચરજ પામ્યા, નયણે નીરખી નાર. ૫
જોધ માત્ર જોતાંમાં મોહ્યા, થયો પ્રદીપન કામ;
ચળ્યાં ચિત્ત ને ચાબુક પડિયા, વછુટી ગઈ લગામ. ૬
વ્યાકુળ વીર થયા મેદપ્રહારે, પ્રાક્રમ પામ્યા નાશ;
મોહ્યા સારથી શીતળ થયા, પડ્યા પરોણા ને રાસ. ૭
વાજીંત્ર સર્વે રહ્યાં બોલતાં, શબ્દ બોલે છાના;
વગાડનારા અશુદ્ધ કરીને, ફૂંકે પરાણે શંખ નહાના. ૮
વિપરીત ધ્વજા ગ્રહી સેવકે, જ્યેષ્ટિકા ઉંચી કીધી;
એ હસ્તિ છુટ્યા સૈન્યા માંહે, ત્યારે ઉત્તરા કુંવરી બીધી. ૯
પાળા મોહ પામીને પડિયા, જાણે મદિરા પીધી;
ઝબકી સૈન્યા મોહ પામી, મારગ રાખ્યો છે રોધી.* ૧૦
કોતલ અશ્વ સેવકે મૂક્યા, હસ્તિથી માહાવત પડિયા;
માંહોમાંહે હસ્તી ઘોડા, સામ સામાં આહડિયા. ૧૧
સાત ક્ષોહીણી સૈન્ય મોહ્યું, દેખી ઉત્તરાનું અંગ;
વાહન છુટ્યાં કરે કીકીયારી, પડ્યો સેના માંહે ભંગ. ૧૨
જોદ્ધ ઉપર જોદ્ધ થઈ જાય, અશ્વ હીંડે જાયે તાણી;
અવળા સવળું સૈન્ય મંડાયું, વાત કોઇએ નવ જાણી. ૧૩
રાય યુધિષ્ઠિર થયા ઝાંખા, જાણ્યું આવ્યા પીતરાઈ;
ભીમ સાત્યકી સેનાપતિ, બેઉ સામા આવ્યા ધાઈ. ૧૪
શરમાયા સુભટ સજ થઇ ચાલ્યા, કહ્યું જે વાહન વક્યાં;
એવે અભિમંનને ઉત્તરા નારી, જાતાં દ્રષ્ટે પડ્યાં. ૧૫

* જે પ્રતમાંથી આ કાવ્ય ઉતાર્યું છે તે પ્રતનું આ સ્થળેથી પાનું ફાટી ગયું છે.

અન્યોઅન્ય દૃષ્ટ મળી પણ, ઓળખે નહીં કો કોને;
અભિમંને ઉત્તરાને નીરખી, ઉત્તરાએ નિરખ્યો અભિમંનને. ૧૬
નરનારી બેહુ રૂપ વખાણે, બ્રહ્મા છે તુંને ધન્ય;
જોતાં જોતાં તૃપ્ત ન પામે, ચંદ્રકલા દ્યુતિ બંન્ય. ૧૭
ઉત્તરાએ અભિમંનને નીરખી, નયણે ભરયાં આંસુ;
આવા નાથનો હાથ નવ ઝાલ્યો, અવતાર લીધો ફાંસુ. ૧૮
હરીહર બ્રહ્માએ મળીને, કોએક પુરુષને ઘડીયો;
ચંપકવર્ણ વપુ સુંદર કે, કનકની ખોળે મઢીયો. ૧૯
ધન્ય માત અને તાત એના, ધન્ય કુટુંબ પરિવાર;
ધન્ય નારી વ્રત કર નારી, જેનો એવો હશે ભરથાર. ૨૦
મેં સુકિત કંઈ કીધું નથી, તો કયાંથી એવો સ્વામી;
અભિમંન વિમાસે મનમાં, રથ રાખ્યો મોહ પામી. ૨૧
બ્રહ્માએ નિર્મી નથી નારી, નથી નિર્મી મહાદેવ;
એના રૂપથી ચળે જોગીઓ, બ્રહ્મા ચળે અવશ્ય મેવ. ૨૨
સ્ત્રી ત્રૈલોક્યની એને જોતાં, એના રૂપથી હારે;
એ કોની કુંવરી કયાંથી આવી, ચરણ ધરણ કેમ ચાલે.* ૨૩

વળણ.

ચરણ ધરણ કેમ પ્રેમદા, ત્યાં આવી કોણ કાજ રે;
અભિમંન પૂછે ધર્મને, તે મૂકી મંનની લાજ રે ૨૪

કડવું ૩૮ મું–રાગ કેદારો.

અભિમન્યુ વળતી ઓચરે રે, ધર્મરાયસું વિનય કરે રે;
પરવરી કોણ આ પ્રેમદા રે. ૧

---

* બીજી એક પ્રતમાં અને પ્રા. કા. મા. માં નીચે પ્રમાણે જૂદી જ કડીઓ ને વળણ છે.

"અભિમંન મનમાં વિમાસે, કોણ હશે એ નારી;
એનાં રૂપ આગળ ઇંદ્રાણી, કમલા રતિ જાય હારી
મહા મોટા જોગેશ્વર સરખા, એ આગળ થાય આધીન,
મૃગનયની ચપળ આંખ અંજન, અથવા જાણે મીન.
કેશ વેશ વામાનો અવરણ્યો, વિષધર જોતા થાકે;
સમાચાર કેમ એને પૂછું, હું ચોદિશ વીંટયો કાકે.

વળણ.

વીંટયો કાકે ચારે પાસે, કેમ બોલાવું એ નારી રે;
પછી યુધિષ્ઠિરને પૂછયો સમાચાર, લજ્જા મૂકી વિસારી રે.

કપટ ભાવ મુજને નથી રે, આ કન્યા* આવી ક્યાં થકી રે;
સેહેજે મન પામ્યું મુદા રે. ૨

ઢાળ.

મુદા પામ્યો મન વિષે, તે તો દેખી રામાનું રૂપ;
અભિમંનનાં વચન સુણીને, બોલ્યા યુધિષ્ઠિર ભૂપ. ૩
ભૂપતિ કહે છે ભત્રિજા એ, ભામની છે તાહારી;
ઉત્તરા એવું નામ છે એનું, વૈરાટ રાજકુમારી. ૪
એ પણ તુજને નથી ઓળખતી, રહી છે મીટડી માંડી;
રાતરાતમાં તેડાવી, મેં મોકલાવીને સાંઢી. ૫
વાત સાંભળીને હવો વિસ્મય, નયણે ચાલ્યાં જલપૂર;
કાંતી દેખી કન્યા કેરી, કંથ થયો કામાતૂર. ૬
સેના સર્વે ચાલતી કીધી, રણવાસ રચ્યો ધૃષ્ટદ્યુમ્ન;
યુધિષ્ઠિરે એક માર્ગ વચ્ચે, તણાવ્યું શીબીર ભુવન. ૭
ધર્મરાય ચાલ્યા પુંઠળથી, રચ્યો જઈ સગ્રામ;
અભિમંને લજ્જા મૂકી, જે વૃદ્ધિ પામ્યો છે કામ." ૮
ઉત્તરા આવી અંતઃપુરમાં, દીઠા સુંદર સ્વામિ;
મેં કોણ પુણ્ય પૂર્વે કીધાં જે, ભરથાર આવો પામી. ૯
હર્ષ આંસુ હવાં બેઉને, મળતાં હૈયડું ફાટે;
અરે દૈવ તેં આ શું કીધું, વિયોગ પડે શા માટે. ૧૦
સંજય કહે સાંભળો મમ વાયક, ધૃતરાષ્ટ્ર હો રાજાન;
પછી અભિમંને ઉત્તરાને, આપ્યું તે ઋતુદાન. ૧૧
જુગ્મ ઘટિકા ત્યાં રહ્યાં બન્ને, કરી સ્નાન સજ્યાં આયુદ્ધ;
કાં અબળા છે આજ્ઞા તારી, હું જાઉં કરવાને જુદ્ધ. ૧૨
ભુંડી કન્યા ભુંડી કન્યા, પરણ્યા ત્યારે કહ્યું શ્રીહરી;
તેટલા માટે રે પ્રેમદા, પરણી મેં તમોને મુકી પરહરી. ૧૩
વિધાતાએ જે લખ્યું તે, આગળ આગળથી થાય;
આજ મેળાપ હવો આપણો, ને કરતાં કલ્લોલ દિન જાય. ૧૪
હું તને જાણું આવી તો, કાં રહે વિયોગ;
સુખ પ્રાપ્તિ હવડાં હવી, જ્યારે ટળ્યા કર્મના ભોગ. ૧૫

* પાઠ અબળા.

વળણ.

રચ્યા કર્મના ભોગ મહિલા, એવું કહીને ચાલિયો રે;
ઉત્તરાએ ધસી પાલવ પછે, અભિમંનનો ઝાલિયો રે. ૧૬

## કડવું ૩૯ મું–રાગ કેદારાની ચાલ ટુકડી.

એમ બોલિયાં ઉત્તરા નારી, સ્વામિ સાંભળોની વાત અમારી;
મારાં પ્રગટ્યાં કર્મનાં ફલ, જે હું રાંકડીને તમો આભ્રુત્ય * ૧
અવતાર નિર્ગમ્યો એળે, સમાગમ સરજ્યો આ કાળે;
પાતળિયા પિયુજી મારા, તમો જોગ નથી હું દારા. ૨
આપણે કેટલેક દહાડે મળિયાં, દુઃખ આભ્યન્તરનાં ટળિયાં;
હવે પ્રીતડી લાગી થાવા, તો હું તમને કેમ દેઉં જાવા. ૩
નારીને તે નાથ જીવન, સુખે પાળે ને આપે અન્ન;
ભરથાર એ તે સુખ મોટું, ભરથાર વિના સર્વ ખોટું. ૪
ભાઈ બાપ ને વળી જે માડી, ઘણું કરે તો પહેરાવે સાડી;
સાસુ સસરો તે સહુ ધણી માટે, બાકી નહિ કો સાસરિયાંની વાટે. ૫
થનાર હોશે તે દઇશું થાવા, પણ નહીં દેઉં તમને હું જાવા;
શું જુદ્ધ કરીને થાક્યા, રાજ્ય કરશે પરબારા કાકા. ૬
તો તમારે શાને છે વઢવું, બાધી બાકરી કૌરવપર કાં ચઢવું;
ઉભી એમ કહી શિર નામી, ત્યારે બોલ્યો અભિમંન સ્વામી. ૭
મિથ્યા કરવી અભિલેખા, નહીં ટળે કરમની રેખા;
જો કદી પેસે કુંજરના દંત, તોએ જુદ્ધ ન મૂકે બલવંત. ૮
શરીર થાય જો ચૂરાચૂર, તેઓ રેણુ નવ મૂકે શૂર;
મહિલા એકવાર છે મરવું, તોએ રણથી પાછું શું ઓસરવું. ૯
માટે પ્રેમદા પાલવ મૂકો, તમો ચતુર થઇ કાં ચૂકો.

વળણ.†

ચૂકો મા તમે ચતુર થઇને, એમ કહી ચાલ્યો નાથ રે;
ત્યાં મચ્છસુતા એમ ઊચ્ચરે, ઝાલી અભિમનનો હાથ રે. ૧૦

* પા૦ આભ્રુત્ય–સ્વામીના–ભરથારના અર્થમાં વપરાયલો હોવો જોઈએ.

† પા૦ ચૂકો ચતુર થઈ, એવું કહી રણ ચાલિયો રે,
ઉત્તરાએ અભિમન્યુનો, ધસી છેડો ઝાલિયો રે.

## કડવું ૪૦ મું-રાગ ધનાશ્રી.

પિયુજી શું થાશે રે, મારા પિયુજી શું થાશે રે;
આજનો દહાડો મારો કેઈ પેરે જાશે રે. મારા પિયુ૦ ટેક.
દ્રોણ સારુ લડવાને ચઢો, ચક્રાવેગઢ જીતવો કપરો;
કૌરવ જોદ્ધા, તમો છો બાળ, તેણે મારા પેટમાં પડે છે ફાળ. પિયુ૦ ૨
વ્યૂહને મુખે રહ્યા છે દ્રોણ, તમને જીતવાનું કરીને પોણ;*
પ્રતિજ્ઞાના પાળણહાર, તેણે મારા પેટમાં પડે છે ફાળ. પિયુ૦ ૩
શકુની પાપી ઉભો કર્ણ, જેને દીઠે પામીએ મર્ણ;
તેને હૃદે નથી દયાળ, તેણે મારા પેટમાં પડે છે ફાળ. પિયુ૦ ૪
જયદ્રથ સરખા જોદ્ધા નરવા, મહા ભયાનક ભૂરિશ્રવા;
કૃતવર્મા છે કૃતાંત કાળ, તેણે મારા પેટમાં પડે છે ફાળ. પિયુ૦ ૫
દુષ્ટ હૃદેનો દુર્યોધન, મનનો મેલો દુશ્શાસન;
કૌરવ જેવા વઢતા વ્યાળ, તેણે મારા પેટમાં પડે છે ફાળ. પિયુ૦ ૬
અશ્વત્થામા જોદ્ધો મહાબળ, સિંહ સરખો સામો શલ્ય;
નાખશે તમ પર શરની જાળ, તેણે મારા પેટમાં પડે છે ફાળ. પિયુ૦ ૭
બાણકેરો વરસશે વરસાદ, અંત્રિક્ષ અધારું ને ઉલ્કાપાત;
અગ્નિ અસ્ત્રની ઉડશે જવાળ, તેણે મારા પેટમાં પડે છે ફાળ. પિયુ૦ ૮
આયુદ્ધ ધારા રહેશે વરશી, ભોગળ મુદ્દગળ ભાલા ફરશી;
તે વેળા શી કરશો તમે ચાળ, તેણે મારા પેટમાં પડે છે ફાળ. પિયુ૦ ૯
કાકા કેરી અલ્પ સગાઈ, અર્જુન હોય તો આવે ધાઈ;
નથી મામો શ્રીગોપાળ, તેણે મારા પેટમાં પડે છે ફાળ. પિયુ૦ ૧૦
આંખડી મારી જમણી ફરકે, હૃદિયા મારું વેગે ઉધડકે;
કેવો દેખીશ સંધ્યાકાળ, તેણે મારા પેટમાં પડે છે ફાળ. પિયુ૦ ૧૧

વળણ.

સંધ્યા કાળે હું દેખીશ કેવો, ઘડી જુગ સરખી થશે રે;
નિમેષ નહીં મળે આંખડીએ, હું જોઇ રહીશ એણી દીશ રે. ૧૨

## કડવું ૪૧ મું-રાગ સામેરી.

ઉત્તરાનાં વાયક સાંભળી, પછે અભિમંન બોલ્યો વળી;
મારા સમ જો આંસૂ ભરો, કાં પિયા આંખલડી રાતી કરો. ૧

---

*એક મૂતમાં એ પછી આ તુક છે. "દુષ્ટ પાપી તે કૌરવ જાંન, માટે નહિ માને મારું મંન."

તમો ચતુરાં છો ક્ષત્રાણી, તો નવ ધટે દીન વાણી;*
રણ થકી જે ઓસરવું, મૂહિલા જીવ્યાપેં ભલું મરવું. ૨
તમે આજ્ઞા ઘો એવું જાણી, પછે બોલ્યાં ઉત્તરા રાણી;
મન છે તો સ્વામી તાંહાં પધારો, જઇ શત્રુને સંહારો. ૩
માતા તમારીને ભાગ્યે ફરજો, શત્રુ સેન્યામાંથી ઉગરજો;†
જો રે જોદ્ધાપણે રણ જાજો, સ્વામી છો તેવા ત્યાં થાજો. ૪
મારા દૈયજી કુલ દીપાવો, જશ અપરાજીતનું લાવો;
એવું કહી તે પાયે લાગી, પિયુ ચાલ્યો આશા ભાંગી. ૫
પ્રેમદા પૂઠથી ફરી ફરી જોતી, ખરે આંસુડાં નિર્મળ મોતી;
વહાલાજીનો વરાંસો ન ખમાય, વળી વળી જુએ તો વારુ થાય. ૬
એમ વલવલે ઉત્તરા સુંદરી, રોતી રોતી મંદિર પરવરી;
તેણે આંસુ મૂક્યાં રેડી, સખી ગઈ છે ઘરમાં તેડી. ૭
ભેટ્યા સુભદ્રા ને પાંચાલી, પગે લાગી તે મત્સ્યની બાળી;
હવે અભિમંન રણે ચાલ્યો, રથ પ્રહારે મહીધર હાલ્યો. ૮
ત્યાર પહેલી સેના આંથેડે, સામસામાં કટક બે લડે;
દુંદુભી શબ્દ બહુ ગડગડે, જેમ મેઘ અષાડો ધડધડે. ૯

વળણ.

ધડધડે સેના મેઘની પેરે, ઘોષ જઇ પહોંચ્યો ગગંન રે;
એમ કૌરવને કંપાવતો, આવિયો અભિમંન રે. ૧૦

કડવું ૪૨ મું-રાગ મારુની દેશી.‡

કૌરવમાં, થયું છે જાણ, અભિમન્યુ §આવ્યો રે;
મુકયાં સુભટ સર્વનાં ઓસાણ, અભિમન્યુ આવ્યો રે. ૧
રણ સંગ્રામે ઉભો સ્તંભ, અભિમન્યુ આવ્યો રે;
* * * * * ૨
ચાલ્યો વેગે કરી પવંન, અભિમન્યુ આવ્યો રે;
જાણે પ્રતાપે હુતાશંન, અભિમંન્યુ આવ્યો રે. ૩
જુદ્ધે જાણે બીજો ઈંદ્ર, અભિંમન્યુ આવ્યો રે;
શીતળતાએ જેવો ચંદ, અભિમન્યુ આવ્યો રે. ૪

---

* પા૦ 'પ્રેમદા ચઢાવો મુને પાણી.' † પા૦ 'સામા શત્રુ હોય તે મરજો.' ‡ પા૦ 'રાગ ગોડી
§ની હસ્તલિખિત ચારે પ્રતમાં શબ્દ અભિમન્યુને બદલે અભિમંન જ છે.

મહિમાએ જેવા હર, અભિમન્યુ આવ્યો રે;
ગંભીરપણે જેવો સાગર, અભિમન્યુ આવ્યો રે. ૫
ગદાએ જાણે કુબેર, અભિમન્યુ આવ્યો રે;
સ્થિરતાએ જાણે મેર, અભિમન્યુ આવ્યો રે. ૬
વાણીએ જાણે ગંગાજળ, અભિમન્યુ આવ્યો રે;
રૂપે જાણે બીજો નળ, અભિમન્યુ આવ્યો રે. ૭
અંગે તેજ તપે જેવો ભાણ, અભિમન્યુ આવ્યો રે;
ક્ષમાએ તે ક્ષિતિ સમાન, અભિમન્યુ આવ્યો રે. ૮
ધસવે તો શાર્દૂલની ફાળ, અભિમન્યુ આવ્યો રે;
જાણે કૌરવ દળનો કાળ, અભિમન્યુ આવ્યો રે. ૯
આ ચાપ ચઢાવ્યું હાથ, અભિમન્યુ આવ્યો રે;
નિલા અશ્વ જોતર્યાં ચાર, અભિમન્યુ આવ્યો રે. ૧૦
આ લીલી ધ્વજા ફરકે, અભિમન્યુ આવ્યો રે;
આહાંથી દૃષ્ટિ ના ચુકે, અભિમન્યુ આવ્યો રે. ૧૧
ભૂષણ શોભતા નવ્ય અભિનવ્ય, અભિમન્યુ આવ્યો રે;
ભીડ્યા ભાથા સવ્ય અપસવ્ય, અભિમન્યુ આવ્યો રે. ૧૨
*જાણે ગગન તણો પૂરનાર, અભિમન્યુ આવ્યો રે;
એ તો ચક્રાવાનો ચૂરનાર, અભિમન્યુ આવ્યો રે. ૧૩
દ્રોણે કીધો શંખ નાદ, અભિમન્યુ આવ્યો રે;
અભિમન્યે સિંહસું પાડી ત્રાડ, અભિમન્યુ આવ્યો રે. ૧૪

વળણ.

ત્રાડ પાડી સુભટ સર્વે, દુંદુભિ બોલે ઝમઝમ રે;
ચક્રવ્યુહ અભિમન્યે લીધો, કૌરવ છત્યા કયેમ રે.† ૧૫

---

* વધુ લીટી એક પ્રતમાં આ પ્રમાણે છે
"આપણને પમાડશે જમ લોક, અભિમન્યુ આવ્યો રે,
હવે મહિરર જાવું તે ફોક, અભિમન્યુ આવ્યો રે."

† પા૦ "સંગ્રામ સર્વે સુભટ તણો, રણ યુદ્ધ માડ્યું હુંફ રે;
હવે અભિમન્યુ કેમ આથડે, તે કહે ભટ પ્રેમાનંદ રે."

## કડવું ૪૩ મું-ઝુલના છંદની ચાલ ટુકડી.*

મળ્યા દળ બેહ, ઉલટ્યા જેમ મેહ, કૈરવે વ્યુહ કપરો સાજ્યો;
આગળ રહ્યા દ્રોણ, તે તો કરી પોણ, સુરજ સરખો ઝપી રે બિરાજ્યો. ૧

* જે જૂની પ્રત ઉપરથી આ નવી આવૃત્તિમાં મેં સશોધન કાર્યું છે, તેમાં પુર્વની બે આવૃત્તિમાં છપાયલા કડવા મૂળમાં હોવાથી, અને પ્રા. કા મા. માં પણ તેમ હોવાથી આ આવૃત્તિમાં તે મેં મૂળમાં રાખ્યાં છે, અને જે હસ્તલિખિત પ્રતમાં પૂર્વની આવૃત્તિમાં જે કડવાં મૂળમાં છે તે આ આવૃત્તિમાં નોટમાં દાખલ કીધાં છે. એ કડવું પ્રેમાનંદકૃત હોય, એ માટે સશય સ્વાભાવિક છે.,

### કડવું-સવૈયા.

"કુરુક્ષેત્ર બડા કૌરવ કમળ, મર્દન આયો અભિમન હાથી;
અંધકે તનકે તંન કપત સરપર્પે, ન સબ ન્યું છોડે રે રેસાથી. ૧
ગીરે હથિયાર ફીરે તલવાર, કહો જીત નહિ એવા બાલકાથી:
ભાગે દ્વાદશ બાટ, હુવો ખળભળાટ, ફીરીરી કુંવર કાળ બાથી. ૨
ગુરુ દ્રોનકે આગે આયો દુર્યોધન, પૂછત એક બાત પાય લાગી;
પ્રભુ અપને ઉપર એ કૌન આવતહે, જાકે આયેસે સબ સેના ભાગી. ૩
નર નારાયણ દોનુમે કો નહીં, તો તીસરો કોણ ઉઠયો રે જાગી;
સ્વામી તમસે શૂર સામો સોહંત, તો આપેહી મોત લીયો રે માગી. ૪
મુનિ કહે રે સુણો હો મહિપતિ, જાકે રથપર નીલી હય રે ધ્વજા;
નીલાહી ટોપ ટાટર, નીલાહી પાખર, નીલાહી બાગા અંગ સજા ૫
ક્રોધકો કાળ ગોપાળકો ભાણેજ એહ, આવત કીરીટીકો કુંવર બજા;
કહે ગુરુ દ્રોન બિના ઇનકે મુખ આગે, અપને સુભટ સબહી અજા. ૬

### રાગ સામેરી-સાખી.

સજ થાઓ સર્વ શૂરધીર, એણી પેરે બોલ્યા દ્રોણ;
રહ્યો ચડી વ્યૂહને મુખે, જોઉં નીસર્યો કોણ. ૭
કોણહી નાસે રણ વિષે, વીર જોતા છે મર્ણ;
આ માર્યો અભિમંન મુઓ, એણી પેરે બોલ્યો કર્ણ. ૮
છઇયું હૈયું ઉધરી આવિયો, એમ કહે દુશ્શાસન શૂર;
આપણ વાયુથી ઉડશે, અભિમંન આકનું તૂર ૯
એ અંશ છે અર્જુનનો, એમ કહે કૃપાચાર્ય;
નાસશો સર્વ પ્રહારથી, ન હોય વસ્ત્ર તાણ્યાનું કાર્ય. ૧૦
વિપ્રરાજ રહ્યો વ્યૂહને મુખે, અને કીધો શંખનો નાદ;
અરે આવ સુભદ્રે શૂરધીર, શત્રુએ દીધો સાદ. ૧૧

### પદ-રાગ સામેરી.

આવ્યો આવ્યો અભિમંન આગળે, ચાપ ચડાવ્યું હાથ રે;
જાણે ઉદયાચલ ઉડીને આવ્યો, એવો ભીમસેન છે સાથ રે. આવ્યો ૧૨

ધૂજાવતો ધર્ણું, ભયાનક કર્ણું, અચળ જાણે શું ધ્રુવ તારો;
અશ્વત્થામા ચંદ, દુર્જોધન ઇંદ્ર, કૃપાચારજ બૃહસ્પતિજ ધારો. ૨
કૃતવર્મા ધન, મંગળ દુશ્શાસન, વિજલી રૂપ જયદ્રથ રાણો;
બલ્હિક, માહાબાહુ, ભુરીશ્રવા રાહુ, શકુની શનિશ્વર જાણો. ૩
ઉછાળે આયુધ, કરવાને જુધ, ઠેકાવી અશ્વને આગળ થાતા;
વિકરાળ મોહોડાં, હણહણે ઘોડાં, ધરણી ધ્રુજાવતા વીર ધાતા. ૪
*સાંતરા સમોતા, છાંહીયાને જોતા, વાંકા મુકટ ઝલકે રે તોરા;
સાંધિ મસમસતા, મ્હોડે ઘણું બકતાં, છટકી આગળ થાયે અંધ છોરા. ૫
કૌરવ કાલા, ઉછાળે રે ભાલા, વળી અડકાડે માંહોમાહે ભાલા અણી;
ઉછાળે ખેડાં, ફરે માંહો માંહે તેડાં, આડા ઉતરે દુર્જોધન ભણી. ૬
ખલકે સાંકળ, મોહોટા મદગળ, ફરકે ધ્વજા ઉંચી અંબાડી;
રંગીલા રાય લોભે, સેના માંહે શોભે, વ્યુહ વિરાજે જેવી ફુલી વાડી. ૭

—અગ્નિ સરખો સર્વ ભક્ષી, એવો ધૃષ્ટધુમ્ન રે;
મૃગરાજ સરખો સાત્યકી, કૌરવકુંજરનો નિધન રે. આવ્યો. ૧૩
પંચપુત્ર દ્રુપદ સુતાના, તે શાર્દુલની સમાન રે;
ધર્મસુત સાગર સરખો શોભે, પિત્રાઈ નદીજળ સમાન રે. આવ્યો. ૧૪
તુર્ય તન છે જુગ્મના, તે જાણે ચંદ્ર સવિત્ર રે;
રૂપે નળ ને તેજે સુરજ, એવો શોભે પારથનો પુત્ર રે આવ્યો ૧૫
ક્ષાર ક્ષીર બેઉ ઉલટીઓ, એમ સૈન્ય આવ્યાં દ્વંદ્વ રે;
ચકાવો કેમ ચૂરણ કીધો, તે કહે વિપ્ર પ્રેમાનંદ રે. આવ્યો. ૧૬

### સાખી.

દ્રોણ કહે મા દોડ રે, બોલ માન તું મારા;
જોઇને આવજે બાલકા, છે કાળ કૌરવ તારા. ૧૭
કુલણ મૂકો મહા મુની, અભિમન્યુને શી શીખ;
બ્રાહ્મણને યુદ્ધ ઘટે નહીં, ઘર ઘર માંગે રે ભીખ. ૧૮
(અસ્યા) ભીખ માંગે ભુંડું નથી, બ્રાહ્મણનો એ અભ્યાસ;
ભીખ મંગાવું તારા તાતને, તુંને મોકલું જમવાસ. ૧૯
અભિમાન મુકો મહા મુનિ, અશુદ્ધ ભાખો છો શુંય;
પહેલા તમને આગળ કરી, ને પછી જયદ્રથ તે હુંય. ૨૦
એવું કહીને ઉતપત્યો, ધનુષ કરી ટંકાર;
ત્રાસે દળ કૌરવતણું, કરે નાઠાનો વિચાર ૨૧

* આ ૫-૬ કડી વડોદરાવાસી રા. ઇચ્છાલાલ પરમાનંદદાસ મુન્શીની પ્રતમાં વિશેષ

પાંડવોના શૂર, આવ્યા બલપૂર, ગરૂડ વ્યુહ જેણે કીધો વીર;
કુંતી કુંવર જાણે, અમર પ્રમાણે, શોભા સરવ અભિમંન ધીર. ૮
બ્રહ્મા જેવો ધર્મ, ને ભયાનક કર્મ, ભીમ ભાસે શ્રી રૂદ્ર રાય;
વાસુકિ વૈશ્વાનર, નકુલ તે ભાસ્કર, તેનો કૌરવે તાપ સહ્યો નવ જાય. ૯
સહદેવ સાગર સાર, મુકાવે પળમાં પાર, પાંચાલીના પુત્ર કૃતાંત કાળ;
શિખંડી પ્રચંડ, ગદા યમદંડ, ધૃષ્ટદ્યુમ્ન વાસુકી વ્યાળ. ૧૦
કુંતીકુંવર ભોજ, રહ્યા દક્ષિણ ફોજ, વૈરાટ દ્રુપદ શોભે રે ભૂપ;
*અભિમંન તે આગળે, વ્યૂહની ભાગળે, વિરાજે જેહવો વિષ્ણુ રૂપ. ૧૧
ધસે જ્મસેમછ, રાહુ સરખો ગટોરગછ, તે તો કૌરવનો છે જ આહારી;
બોલે કરીને ગરવ, આ ખાધા જાણો સરવ, વૃકોદર સાને રાખે છે વારી. ૧૨

વલણ.

વારી રાખે વીરને, જેમ અંકુશે માતંગ રે;
કહે પ્રેમાનંદ કેમ થયો, પછી ચક્રાવાનો ભંગ રે.† ૧૩

## કડવું ૪૪ મું–રાગ છંદ ત્રિતાળો.

મુખે રહ્યા ગુરુ, પૂઠે સહુ શૂર, ઊરા ઊર જોર અભિમંન આવ્યો;
‡ઉલટ્યો અરણ પૂર. બોલે રણતૂર, ચક્રાવો ચૂર કરવાને ધાયો. ૧

---

* પા૦ "અગ્નિ અભિમંન, આવ્યો તે વહન છે વિષ્ણુના જેવું રાજ રૂપ."

† પા૦ "રાજ રૂપ છે કુંવર કેરું, લાજે કોટી અનંગ રે;
ઉભય દળ ભેળાં થયાં, વ્યુહ પામ્યો ત્યાં ભંગ રે."

‡ પા૦ "ગાજે રણતુર, મહા બળ શૂર."

કડવું –રાગ સવૈયા.

—આયો આયો અભિમન્યુ અર્જુનકો નંદન, કૌરવકો નિકંદનકારી,
સાથે રે હાથી ભીમસેન ભૂપતિ, રૂધિર રંગીત ગદાહેરે ધારી આ ૧
હુલક હલકાર પાડી રે પોકાર, ફીરી રાય ઋષીકે શરણ આયો;
દીનકે દીન હોય કે દુરજોધન, સેનાપતિકું શીર નાયો. આ ૨
પ્રભુ તેરી ઓથે, મેં રાજ્ય કરું, આસન અચળ અભે કરી પાયો,
તેરે દીયેકું લેન મહા મુનિ, ઉમંગી અભિમંનો ધાયો. આ. ૩
બ્રહ્મદેવ પ્રસન્ન મહારાજ તે ક્યાં ડરે, કયા કરે બાળ એ વીર ઠાઠી;
(શલ્ય) હો મૂઢ મન ધીર ધર, પ્રૌઢ પ્રાક્રમ કર, ક્યાં તુમેરી બગીયાં રે નાઠી. આ. ૪
બોલે ઋષી વચન, ભાગ અર્જુનકે તન, કહાં આવત તું મેરી દાઢે;
હો બૂંદલકે સુત, કયા તુ લઢ જાણે, મોકું દયા ઉપજ તેરે શીર વાઢે આ ૫

ગાજે સાગર જલ, એવાં બેહુ દળ, કળ ના પડે કીકીયાડે;
રોધાણુ થયું રણ, પીર વાયુ ને પર્ણ, ધર્ણું ધ્રુજે અભિમંન ત્રાડે. ૨
આચાર્ય ને અભિમંન, આવ્યા વદન, ધન ધન દેવતા એમ બોલે;
બીમસેન ને શલ્ય, જાણે બેહુ મલ્લ, અટ્ટલ ઉછળે શેષ ડોલે. ૩
કુંતીભોજ ને કૃપ, ખીજ્યા જેમ સર્પ, દર્પ અન્યોઅન્ય હઠે હણે;
અશ્વત્થામા વીર, સાત્યકી રણધીર, શરીર ભેદાય દુઃખ નવ ગણે. ૪
સેનાપતિ તે રાધે, આવીને બાધે, સાધે વિદ્યા મહા ધનુર્ધારી;
વિરાટ બાહ્લિક, યુદ્ધે છે અધિક, નીક રુધિરતણીરે કારી. ૫
શકુની રે મામો, સહદેવ સામો, પામ્યો પુરણ પ્રહાર માદ્રેને મારે;
ભુરીશ્રવા નકુલ, જેહવા શાર્દુલ, મૂળગા લેશ કો નવ્ય હારે. ૬
સોમદત્ત ને દ્રુપદ, જેહવા માતંગ મદ, હાથ રે વાહી આવ્યારે ધરયા;*
દુર્યોધન ને ધર્મ, કરે બહુ કર્મ, ચર્મ ભેદ્યાં શરવડે રે કરયા.† ૭
દુઃશાસન સાહમા, દ્રૌપદી તન જામ્યા, ગગન છાયું રે બાણ જાલે;
ટુંકડી તલવાર, કરે મારામાર, કો હાર ન પામે અંત કાલે. ૮
બહુ બાણ છૂટે, પણછ ન ત્રૂટે, ભાથાં ખુટ્યાં ભડતણાં;
શર શાંધે મૂકે, ચોટ નવ ચૂકે, હુકે વાઘની પેરે વીર ઘણા. ૯
વીર રહ્યા વરસી, ફરે બહુ ફરસી, આકરષીને તીર ઝાડે;
હડડે હામ ઘાલી, સામારે ચાલી, ઝાલી કેશ ને શીશ વઢાડે. ૧૦

—અરે અંનકે જાચક, મત ખીજીયો તુમ, મેં રહ્યા હું રે દંત કરડી;
આ ભીમસેન ભડકું, દેઉં હુલકારકે, અબહી દાર તેરો કંડ મરડી. આ. ૬
દેખે કૌરવ શૂર, નાસત સબ સૂર, હીંડત તેજ જેસે ફુકરડી;
બાણકી ઓરમેં, લોટ સબકું કરું, ચીરી દારુ ચક્રાવો ચકરડી. આ. ૭
અરે કરણ સુભટકું, કયા તું જાનત, અવની આકાશકું એક કરે;
શલ્ય સુભટ ઉલટમે લેનેકું, ત્રિલોક આપે પીછા તે ફરે આ. ૮
દુરશાશન દુરજોધન દુર્મુખ, પડતે આભકું થોભ ધરે;
એસે સુભટકું મૂરખ તેં કહાં જાનત, છેડે તે બીન મોતહી મરે. આ ૯
સુનેરે બમન, પણ બોલ સંભાળકે, મારો જાયગો હો ભીખારી;
કરણકી કહાં કીરત બતાવત, નહી જાન હે ન્યાત બહારી. આ. ૧૦
એસેહી બોલકે ધાયો ધનુરધર, દ્રોનકું કહે આયો વીચારી;
કહે પ્રેમાનંદ અભિમંન દીપતો, આભ અવનીયે બીજલી એકતારી. આ. ૧૧

* પા૦ "હદ નાખી આધા રે ખશિયા," † પા૦ 'શર સર્પ સમાન ધરો ડશિયા."

ગદા મુદ્‌ગળ, પડે રે મૂશળ, કુળાહળ તાં મોટું રે થાયે;
ધસી મારે ઢીક, હૈયે આવે હીક, છીંક ખાતાં કોના જીવ જાયે. ૧૧
રોળાયા રે રોળ્યા, વાયુએ અફાળ્યા, ઝોળીયે ઘાલ્યા વીર જાપે;
ભલા રે ભડ, માથાં વિના ધડ, ફેડાફેડ ઘણાં શિર કુટાયે. ૧૨
સાંગ્ય લોહ તણી, બહુ ભાલાં અણી, ઘણા ભોગળના થાય ભડાકા;
રથના ખડખડાટ, શરના સણુસણાટ, જળહળ થાય તલવાર ઝડાકા. ૧૩
સાથીએ સાથી, હાથીએ હાથી, કાલ ભાથી ઉતર્યા રે કુડે;
તુટે બખતર, પડે પાખર, નગ્ન આયુધથી અગ્નિ ઉડે. ૧૪
ભીમસેન મહા ભડ, ધાયો દડબડ, ધડ માથાં વોહોણ્યાં રે કીધાં;
ધાયો મદ્રરાય, પાળો રે પાય, સમુદાય દેખીને સર્વ બીધાં. ૧૫
શું કાળમાં કાળ, મહા વિકાળ, ફાળ દઈ કુંડે રે ચઢિયા;
મહિપાલ મોટા મલ્લ, ભીમ ને શલ્ય, ચાલ્યા બીજું વાદે રે અડીયા. ૧૬
ભીમસેન ધાયે, મારે ગદાયે, ત્યારે મદ્રરાય મનમાં રે હસ્યો;
ફટ રે બળધારી, સોટી શી મારી, આમ ગદા મારીયે કહી ધસ્યો. ૧૭
એમ ના ત્રાડીયે, આમ વજાડીયે, મારીએ વેગે પર્વત પ્રહારે;
ગદા રે વાગી, ભીમની કેડ ભાંગી, લાગી લેહેર ભીમ પડ્યો રે બાહારે. ૧૮
કુંડળાંની કોરે, પેલે મોરે, ઠોર મુકાવી કુંતેરે કહાડ્યો;
પછડાયું શરીર, ઢળી પડ્યો ધીર, વીર નાઠા મુકીને રે રાડો. ૧૯
લાગ્યા રે ધાવા, ભીમને મુકાવા, જાવા ન પામે કો માદ્રને રે મુખે;
પડ્યો દેખી ભાંય, રોયા ધરમરાય, ધાયો ગટોરગચ્છ તાતને રે દુઃખે. ૨૦
ચઢાવી ભ્રગુટી, માપા રે પ્રગટી, પટકીને રે વીર માર્યા રે ઘણા;
અંધારું રે ઘોર, થાય શોહોરા શોહર, ઠાર મુકે સુત અંધતણા. ૨૧
વરસે ચાપ ભલ્લ, પાષાણ ને સલ્ય, અંગ વાગે તે ફરી ના ઊઠે;
કરદમ કાંટા, રુધીરના રે છાંટા, નાસે ઉફરાંટા પડે માર પૂઠે. ૨૨
ગ્રહી દ્રુમદંડ, ધસીઆ રે પ્રચંડ, પાડ્યા ચીરા બહુ નખ ઝીણે;
દુરજોધન નાસે, નહી કો પાસે, સાંસે ભરાયો વેવલાં તે વીણે. ૨૩
મરજો માદ્રરાય, ઝાલીને બે પાય, કાયા પછાડી ભીમને રે તને;
પડ્યો રે ઢળી, મૂર્છા રે વળી, બળે કરી ભુમ પાડી દુરજોધને. ૨૪
ધાઓ રે કોધ, તપાસો રે જોઈ, આ શલ્ય ખાધા રાક્ષસે રે કરડી;
અંધારું તીમીર, પડે બહુ વીર, વીર શલ્યને મારે રે મરડી. ૨૫

આળસ મોડી, ઉંઠા થવા જોડી, લપડાક મારીને સામો રે થોભે;
બળ કરી ગટોરગચ્છ, મારી મુકી ભચ્ચ, કર્યું કવચ કટકા મલપત શોભે. ૨૬
આવ્યા બાથોબાથ, વાવરે પાદ મુખ હાથ, માથા મારે પડે રે ફરી;
હિડિંબ માટી, ગ્રહી છે રે ઘાટી, ભરાવી આંટી પાડ્યો કળ કરી. ૨૭
મનમાં બહુ કરી, હુદીયા પર ચઢી, મુકીઓ મારી દશવીશ હૈયે;
ઢીંક રે ધણોયો, સારી પેઠ ધોયો, સાહ્યો બાથે ભીમને રે છૈયે. ૨૮
મુકાવા રે જોધ, ધાયા કરી ક્રોધ, રોધ કીધો હિડિંબ હાથી;
મોટા મદગળ, ભારે રે ભોગળ, સરવ સુકાવ્યા રે સાથી. ૨૯
ધુંદો કરી દેહ, પૂરવ ચઢ્યો મેહ, મેહ વરસે જેમ ધુમ્રધાર;
હિડિંબ હાકી, ધસ્યો રે ડાકી, ભડાકીક ઉર વકર્યા તારેતાર. ૩૦
કોને લપડાકે, કોને થપડાકે, ફડાક માથાં ફાટી રે જાએ;
કોને આંચકા, કોને બાચકા, કાચકા આંખના કરડી ખાએ. ૩૧
નાસેરાં નોરાંન(?), કૌરવ કરડે કાન, ઘાણુ ગટોરગચ્છે રે વાળ્યો;
કો મારે રે મરડી, કો ખાધા રે કરડી, નરડી ચુસીને ઠામ ઢાળ્યો. ૩૨
વતરડીને વાઢ્યા, દળી પાય તળે કાઢ્યા, પાડ્યા આડા સુતા રે સારા;
સુચવતા રે આવ્યા, ભક્ષે રુડા ભાવ્યા, આઘા નાઠા થયા તારેતારા. ૩૩
દેતો પુઠ દોટ, સોંઢે રે સાસોટ, કોટ કોની લીધી રે ચુંટી;
ચક્રાવો ચઢયો ચાટ, હિડિંબની હાક, નાક કોનાં લીધાં રે ખુંટી. ૩૪
કાહુણી રે વાગી, તેની કેડ ભાગી, લાગી અડબોટ તે અડબોટો;
કો વીર અડબક્યો, કેડેથી ભાંગી પડ્યો, નાખે ચીસ ને તરફડતો. ૩૫
ચીરાઇ ડુંટી, કોની આંખ ફુટી, ત્રુટી કાંધેથી પાય પડ્યા;
ફુટ્યા કપોળ, રુધીરની છોળ, રોળ થયો વ્યૂહ ચાક ચઢ્યા. ૩૬
હિડિંબ હાકે, હણતો નવ થાકે, તેહની ધાકે કૌરવડાજ નાસે;
દેખી નિકંદન, કાંપતો રે મન, દુર્જોધન ગુરુ દ્રોણ પાસે. ૩૭
મુસ્તક રે નામી, વિનવ્યા રે સ્વામી, દુખ સેના પામી, સઘળી રે મોઇ;
ગટોરગચ્છ પાપી, નાંખે છે રે કાપી, સંતાપી સકળ સેનાજ સોઇ. ૩૮
અમોને ઉગારો, આયુદ્ધને ધારો, મારો હિડિંબને રથ ખેડો;
ધસ્યા ગુરુદેવ, કરું એહની સેવ, અવશ્ય તેહનો જ લીધો કેડો. ૩૯
મુકયાં બાણ હજાર, બીધો ભીમકુમાર, મૃત્યુપ્રાય મૂર્છા પમાડ્યો;
પાંડવ રે હાર્યા, નીશ્ચે તે માર્યો, ત્યારે અભિમંને શંખ વજાડ્યો.* ૪૦

* આ કડવામાં ૧૮ મી થી તે ૪૧ મી કડી સુધીનો વિશેષ ભાગ વડોદરાવાસી રા. ઇચ્છાલાલ

### વળણ.

શંખ વજાડ્યો અભિમંને, પાંડવ સરવે સજ થયા રે;
કહે પ્રેમાનંદ હિડિંબ હાથે, ચૌદ સહસ્રસુભટ મોર્યા ગયા રે. ૪૧

### કડવું ૪૫ મું-રાગ સામેરી.*

ધસ્યો દ્રોણ ઉપર અભિમંન, મુખે કરી શંખનાદ;
સૈન્યાપતિ ને સૌભદ્રેનો, પ્રથમે હવો. સંવાદ. ૧

---

ાનંદદાસ મુન્શીની પ્રતમાં છે માટે તે ભાગ રહેવા દીધો છે. પા. કા. માળામાં અને મારી
ની બીજી પ્રતમાં એક સરખો નીચે પ્રમાણે પાઠ છે.

"તવ અહી કો દંડ, ધાયો પ્રચંડ, હિડિંબ હાંક તો રણુ આણ્યો;
દેખી પરવત કાય, નાઠો મદ્રરાય, સા'ય કરીને ભીમને મૂકાણ્યો. ૧૮

વળણ.

મુકાણ્યો ભીમને ઘટોત્કચે. રાક્ષસે સેના બહુ હણી રે;
દ્રોણજી દીઠા અતિ ક્રોધે, અભિમંન ગયો ગુરજી ભણી રે." ૧૯

* ૪૫ મું કડવું એક પ્રતમાં (૧૮૩૪ ની) આ પ્રમાણે છે.

રાગ સામેરી.

"દ્રોણ કહે મહારાજ, મન તમ રાખજો બહુ ધીર;
એ બાળકનો શો આશરો, આપણ ઉભા વીર. ૧
ગોઢ કરીને હાંકતા, અભમંનને ત્યા દ્રોણ;
ક્યાં આવે છે મૂઢ, સૈન્ય ગુઢમાં તું કોણ. ૨
વાઘ કેરી દાઢમાં, તુ ક્યાં પડે મૃગ રૂપ;
શીખંડીના સુત શું જાણે સંગ્રામે લીધુ સ્વરૂપ. ૩
અન્નના યાચક ગુરૂ તમો, શું બીહાવો છો અસ;
હવડાં કાળજ આણુશે, અભિમંન પાંડવ પ્રત્ય. ૪
એ ભુર કૌરવ શૂર આગળ, વિપ્ર કહેતાં માત્ર;
એકલો હાકે ભીમ, ભુકો કરે સર્વનાં ગાત્ર. ૫
મારાં બાણકેરી ચોટમાં, તમે લોટ થાશો સર્વ;
વિપ્ર બેઠા કરો અધ્યયન, રણ વિશે શો ગર્વ. ૬
ચક્રાવો ચકચુર ચકરડી, કરું ક્ષણું એક માહે;
મારાં બાણકેરી ધારમાં, તમ ભાર જાશે ક્યાંહે. ૭
અરે કરણ સરખો સુભટ. અવની કરે એક આકાશ;
આળસ ન કરે રણ વિશે, ત્રિલોક કો ન રહે પાસ. ૮

ભાગ્યું દળ કૌરવતણું, ગટોરગચ્છને માર;
તેમાં કોઇ રહેવા ન શક્યું, કર્ણે ખાધી હાર.* ૨
દ્રોણ કહે તમે સુભટ સર્વે, થઇ રહો બળવંત;
એ કપિધ્વજના કુંવર આગળ, કાં થયા તૃણવંત.† ૩
એવું કહીને હાંકીયો, અભિમનને ઋષીરાય;
અલ્યા ઇંદ્રે અહિંયાં અવાય નહીં, ત્યાં તેં કેમ પેસાય. ૪
એ ચક્રાવાના ચક્ર આગળ, ત્રિણ આવે વાજ;
એવું જાણી તુ વળજે પાછો, સમજી બાંધની પાજ. ૫
ધનુર્વિદ્યાના મંત્ર આગળ, ગઢ લેવો છે ગાઢો;
લેવો કપરો જાણીને, તારો અર્જુન પિતા નાઠો. ૬
કુંવર કહે રે ગુરુજી, તમે તેને ભણાવ્યો;
વિદ્યા રહિત ગુરુનો શિખવ્યો, માટે તે નહિ આવ્યો. ૭
હું ભણાવ્યો છું ભૂધરે, બીજા તે ગર્ગાચાર્ય;
તે માટે તૃણવંત ગુરુજી, તમને જીત્યાનું કાર્ય. ૮
એવું કહીને ઉછળ્યો, પેહેલાં બાણ મૂકયાં ત્રણ;
એક ભેદ્યું હૃદે ઋષીનું, જુગ્મ પડીયાં ચર્ણ. ૯

---

—દુરજોધન મહારાજ, દુઃશાસન દુર્મુખ જેહ;
બ્રહ્માંડ પડતું ઝોભવે, જેની વજ્ર સરખી દેહ. ૯
અરે બાળકડા કાં મરે, વણ મૂઠે ભૂંડા અજાણ;
મૂખ શું ફોડે છે હવડાં, સધ જાશે પ્રાણ. ૧૦
અભિમંન કેહે રે દ્વિજ ભિક્ષુક, શું લવે છે એમ;
કર્ણ કેરી કીર્તિ તમથી, વધે નહીં એમ તેમ. ૧૧
કયા રણમાં સુભટ જીત્યાં, કોણ જયવંત કર્ણ;
ક્ષત્રીવટ એ શું જાણે, કો ન જાણે એનો વર્ણ. ૧૨
અંધકેરા પુત્રથી, નવ ઓસરું આનંદ;
ગાંડીવધરનો સુત વદે, એમ કહે પ્રેમાનંદ." ૧૩

* બીજી પ્રતમાં પહેલી બે કડીનું પાઠાંતર આ પ્રમાણે છે:—
"મુખે રહ્યા દ્રોણગુરુ,' તે કરીને શંખનાદ;
ઋષિ કહે અલ્યા આવ ઓરો, ઉતારું ઉનમાદ. ૧
વિકટ વ્યૂહ છે અમારો, ઇંદ્રે કહ્યો ન જાય;
બાળક તારો કાળ પહોંચ્યો, હું જીવતો નવ જાય." ૨
† ત્યારપછી '૩-૪ કડી નથી ને ૫ મી શરૂ થાય છે.

તે પુંઠથી તેર મૂકયાં, મુનિ કીધો વિરથ,
પચવિશ કર્ણને માર્યા, કોપ્યો પુત્ર પારથ. ૧૦
દશે દુઃશાસનને ભેદ્યો, સત્તરે દુર્યોધન;
અગીઆરે અશ્વત્થામા અકળાવ્યો, સત્તાવીશે શકુન. ૧૧
મૂર્છા પમાડ્યો શલ્યને, વળી ભાગ્યો ભૂરીશ્રવા;
જોધ ઉભા નવ હવા, અભિમન આગળ જુધ કરવા.* ૧૨
ભીમે દળ પાડ્યુ ઘણું, સાત્યકીએં વાળ્યો સંહાર;
દ્વિજરાજ ઉઠ્યા સજ્જ થઈ, જ્યારે નવ સેહેવાયો માર. ૧૩
પછે આરૂઢ થયા પોતાના રથે, સજ થયા જેમના તેમ;
સૌભદ્રે લીધો લટપટી, સોમને રાહુ જેમ. ૧૪
વ્યાકુળ કીધો જોતાં માંહે, ઢાંકિયો શર જાળ;
ભીડ પડી બ્રાહ્મણને, ત્યારે ધાયા ધર્મ ભૂપાળ. ૧૫
મહિપતિ કહે હો મુનિ, સ્વામિ રાખો સોમ દૃષ્ટ;
પ્રભુ આંખ બન્યો પોતાતણી, તો એમ નંદીજે કષ્ટ. ૧૬
અભિમંન બાળકની સામા, તમો ક્રોધ કરીને થોભ્યા;
સવ્યસાચી સુત સામા, વઢતાં વધે નર શોભા.† ૧૭
ત્યારે કુંવર કહે રે કાકાવાળા, કાં કરો છો કાકા;
બીક બહુ ધરતા દીસો છો, એમ થોડામાં શું થાકયા. ૧૮
જુઓ તમાસો તાતજી મારા, સમજો થાઓ મતિયા;
એ દ્રોણ કર્ણ ને અશ્વત્થામા, તે શું વઢે કણુસયા.‡ ૧૯
અર્જુન લાજે ઓસરે તો, હુ નમાવ્યો નહીં નમુ;
એવું કહીને દ્રોણના, રથનું કાપ્યુ કાગમુ.§ ૨૦
શત બાણે પૃથ્વી પાડ્યો, મુનિ મૂર્છાગત કીધો,
અભિમંન પેઠો ચક્રાવામાં, પેહેલો કોઠો લીધો. ૨૧

* પા૦ "કૌરવને કિરીટિનો કુંવર, લાગ્યો અતિ કષ્ટના"

† પા૦ "આંખ બન્ને પોતાની, એકને ન કીજે કષ્ટ. ૧૬
એ કૌરવ ને અમે પાડવ, તમ કૃપાએ શોભ્યા,
અભિમન્યુ સામા ગુરુજી, જુદ્ધ કરતાં તમો ન શોભ્યા" ૧૭

‡ પા૦ "કણુવંશિયા." § કાગમુ-રથની ઉપરનો આગલો ત્રિકોણાકૃતિ ભાગ

### વળણ.

લીધા કોઠા રે દ્રોણ હાર્યો, પાંડવ સાથ પુંઠળ ગયો રે;
કહે પ્રેમાનંદ પછી શું થયું, બીજે ગુલ્મે પછી રાધેય રહ્યો રે.* ૨૨

### કડવું ૪૬ મું–રાગ રામગ્રી.

વ્યૂહમાં પેઠો અભિમન્યુ બાળજી, ધર્ણે ધ્રુજવી કૌરવને પડી ફાળજી;
જોદ્ધે ચલાવ્યા પાછા ચરણજી, બીજે કોઠે ધાયો કરણજી. ૧

### ઢાળ.

કરણ રહ્યો છે બીજે કોઠે, હઠીલો મહાશૂર;
જોઇને આવ અર્જુનીયા, રખે ભાગતો ભૂર. ૨
કર્ણ કાને સાંભળ્યો હશે, દીઠો હશે કઇવાર;
આ સમો છે દોહેલો, સહેવો શત્રુ કેરો માર. ૩
હું ગર્ભવતીના ગર્ભ ગાળું, ધનુષના ટંકારે;
શર ચોટ કાઢું સોંસરી, મેરુ પર્વતને પારે. ૪
આદિત્ય ઇંદુને અહિંથી વીંધું, તારાને વીંધું ત્રાક;
અલ્યા એક બાણે એકશો, પૃથ્વી ચડાવું ચાક. ૫
અભિમન્યુ વળતું બોલિયો, મૂર્ખ શું કરે અભિમાન;
શું ભાર તાણી લીએ માથે, જેમ શકટ હેઠળ શ્વાન. ૬
વચન સુણી વીરનાં, કર્ણને ચડીયો કાળ;
પછી ક્રોધ કરીને મોકલ્યો, વૃક્ષસેન નામે બાળ. ૭
પિતા કહે રે પુત્ર મહા પરાક્રમી, શરીરે મહા બળવંત;
મુને મારવો ઘટે નહીં, તું આણ એનો અંત. ૮
કુંવર એણી પેર બોલિયો, એ તે છે કેટલું કામ;
†અભિમન્યુ સામો સંચર્યો, તાતને કરી પ્રણામ. ૯
શૂર હોય સૌભદ્રે તું તો, રથ સામો ખેડ;‡
અન્યો અન્યે આવિયા, કરે બાણ કેરી રેડ.§ ૧૦
વૃક્ષસેનનાં બાણનો, ધરણે ઢળિયો ઢેગ;
અભિમન્યને ઢાંકિયો. જેમ ચંદ્રને ઢાંકે મેઘ. ૧૧

---

* પા૦ "નાઠી સેના દુર્યોધન તણી, બીજે કોઠે કર્ણ રહ્યો રે." † પા૦ 'એવું કહીને પરવર્યો'
‡ પા૦ 'ઉલાળ આવી રહ્યો, સૌભદ્રશું ચઢાવીને ચક્ષ.' § પા૦ 'છુટે બાણ લક્ષોલક્ષ.'

તાણતો મુકતો જાણીએ નહિ, એમ શીઘ્રતાએ બાણ;*
વીર વિરાજે વિજળી સરખો, સહુકો કરે વખાણ. ૧૨
રથ સારથિ ભાગિયા અભિમંનના, અને પાડ્યો શીર ટોપ;
કવચ છેદ્યું અંગ ભેદ્યું, ત્યારે કુંવરને ચડ્યો કોપ. ૧૩
રીસે થયો અતિ રાતડો, અરુણ ઉદય સમાન;
આપ રૂપનો થયો પોતે, જ્યારે અર્કું થયું નિદાન. ૧૪
કર્ણકુંવર અકળાગ્યો, ને ઢાંકિયો શર જાળ;
વીરથ કીધો વીરને, જાણું હવે પહોત્યો કાળ.† ૧૫
ચર્ણું ચલાવી નવ શકયો, બાણે કીધો વિરોધ;
ધનુષ છેદી કાયા ભેદી, ત્યારે ગ્રહી ગદા કરી ક્રોધ. ૧૬
કર્ણકુંવર કેસરી સરખો, તે ધસ્યો મુકી દોટ;
પછી સૌભદ્રે બાણની, તાંહાં કરી છે સામી ચોટ. ૧૭
ગદા કાપી કરી કડકા, ગાજ્યો ઉત્તરાનાથ;
પછી ખભામાંથી છેદ્યા, વૃક્ષસેનના બેહુ હાથ. ૧૮
કર વિના બિરાજતો, કુંવર મહાકાળ ભાથી;
તે ઘુમતો રણ વિષે, જેમ દંત વહોણો હાથી. ૧૯
એક પડ્યું પૈડું રથનું તે, પગ માંહે ભરાવી,
અભિમન્ય ઉપર ઉછાળ્યું, તે હૃદેમાં વાગ્યું આવી.‡ ૨૦
કીરીટી કુંવરે બાણ મૂકયાં, રીસ અંતર વ્યાપી;
મુકુટ કુંડળ સહિત વૃક્ષસેનનું, મસ્તક નાંખ્યું કાપી. ૨૧

વલણ.

કાપ્યું મસ્તક કુંવર કેરું, ધડ તે પડયું ધરણી ઢળી રે,
શીર પડયું રાધેયને ખોળે, દેખી કર્ણને મૂર્ચ્છા વળી રે. ૨૨

## કડવું ૪૭ મું–રાગ ધનાશ્રી.

કર્ણ પડિયો મૂર્ચ્છા ખાઈજી, કૌરવ આવ્યા પાસે ધાઈજી;
આંસુડાં લોહી શોક સમાગ્યોજી, એવે અભિમંન ઉપર આવ્યોજી. ૧

ઢાળ.

આવ્યો અભિમન્ય વ્યુહ ઉપર, બોલતો શર વાણ;
ઊભો રહે તું અશ્વા પુત્ર સાથે, કરાવું તારી હાણ. ૨

* પા० "મુખ તો જણાયે નાહ, શીઘ્ર તાણ્યુ બાણ" † પા० "કરે નાઠા કેરી ચાલ"
‡ પા० "તે ઉછાળ્યું ગગન વિષે, અભિમન્યને વાગ્યુ આવી."

ત્યારે કર્ણ ધસ્યો ક્રોધશું, પુત્રની આણી દાઝે;
પાંડવ સેનાને ભરડતો, જેમ કુંજર કમળને ભાંજે. ૩
ભીમ ધર્મ ને નકુળ સહદેવ, આવતા કીધા વીરથ;
ગ્લાનિ પામ્યો કાકા દેખીને, કોપ્યો પુત્ર પારથ. ૪
શું છેડે છે સૈન્યને તું, રથ ઓરો ખેડ;*
પછી સામ સામા આથડ્યા, કરે બાણુની રેડારેડ.† ૫
એવું કરી દશ બાણુ મૂકિયા, રીસ અંતર વ્યાપી;
પછી પલકમાહિ આવતાં, કર્ણે નાખ્યાં કાપી. ૬
વૈર વાળવા પુત્ર કેરુ, કર્ણે મૂકયું અગ્ન્યાસ્ત્ર;
પાંડવ સૈનાને પાવક પીડે, બળે વાહન ને વસ્ત્ર. ૭
જ્વાળ ધુમ્ર ધૂમે ઘણું, ને થાય ઉલ્કાપાત;
ત્યારે મેઘાસ્ત્ર મૂક્યું અભિમન્યે, આણીયો વરસાદ. ૮
પર્જન્યે કૌરવ તણાયા, કર્ણે પ્રગટાવ્યો વાય;
મેઘ તે મિથ્યા કર્યો, પાંડવ સૈન ઉજ્જું જાય. ૯
ત્યારે અભિમન્યે સર્પ મેલ્યા, ઉડે લક્ષોલક્ષ;
વાહન વીરને વ્યાલ વળગ્યા, વાયુનો કીધો ભક્ષ. ૧૦
સર્પ સર્વે સમાવવા, કર્ણે પ્રગટાવ્યા ગરુડ;
પછી અભિમન્યે ગરુડ માર્યા, પાહાણુ પ્રગટાવી પ્રૌંઢ. ૧૧
કાલચન્દ્ર બાણુ કાઢી, અંતર આણી રીસ;
સૌભદ્રેના સારથિનું, કર્ણે છેદ્યું શીશ. ૧૨
ધજા કાપી ધનુષ છેદ્યુ, અશ્વ માર્યા ઠાર;
કર્ણ લાગ્યો ગાજવા, અભિમન્યે ખાધી હાર. ૧૩
ભાગ્યો જાણી ભત્રીજો, પછે ભીમસેન મુકી દોટ;
ત્યારે કર્ણ નાઠો રથ મુકીને, તેણે નવ સહેવાઈ ચોટ. ૧૪
નાસે દુર્યોધન ભાઈ સાથે, આગળ અશ્વત્થામા;
ત્યારે ચૌદ સહસ્ર અભિમન્યે માર્યા, કો નાસતા કો સામા. ૧૫
આઘો જઈ પાછો વળ્યો, બોલ્યો દુર્યોધન રાય;
ભાઈ છે કોઈ મારા સૈન્યમાં, જે ભીમ સામો થાય. ૧૬

* પા૦ "તું રાધેય આવ્યની ઓરો" † પા૦ "શુ કાઢે સહુ આગળ, તુ થયો નાનો છોરો"

એવું સાંભળીને ભીમભણી, ગયો ગાજી, શલ્ય;
બેઉ ગદાધર તે શોભતા, જાણે જેમ મોટા મલ્લ. ૧૭
એવે અભિમન્યને મૂર્ચ્છા વળી, ને ઉઠ્યો પુત્ર પારથ,
શલ્યનો પુત્ર સામો ધસ્યો, તેનું નામ રુક્મરથ. ૧૮
માતુલ પુત્ર મહા પરાક્રમી, આવ્યો કરી અહંકાર,
તેણે અભિમન્યના હૃદેમાહે, બાણ માર્યાં બાર. ૧૯
આઠ આઠ બાણે વિંધીયા, નકુળ સહદેવ સુભટ;
ગજ ઉપરથી ધર્મ પાડ્યા, બાણ માર્યાં ખટ. ૨૦
સાઠ કુંજર ચીરીયા, માર્યાં ચૌદસેં તોખાર;
નવ સહસ્ર સુભટ હણ્યા, ગાજ્યો શલ્યનો કુમાર. ૨૧
ત્યારે ક્રોધે કરીને અભિમન્યે, બાણ માર્યાં વીશ;
રથ ત્રિહાણો રુક્મ કીધો, છેદ્યું સારથિનું શીશ. ૨૨
ખડ્ગ કાઢીને ધસ્યો કુંવર, ખેડું ધરી હાથ વામી,
ત્યારે અભિમન્યે હેઠો ઉતરીને, કહ્યું આવજે તપાસી. ૨૩
ખેડે ખેડાં આથડ્યાં ને, બેઉ સામ સામાં મળી;
સાચવે ઘા ખડ્ગના, ચળકતાં જાણે વીજળી. ૨૪
ખેડાં પ્રહારે અભિમન્યે, છેદીયા બે હાથ,
મુગટ પાડી કેશ ઝાલી, છેદ્યું રુક્મરથનું માથ. ૨૫

વલણ.

છેદ્યું મસ્તક રુક્મરથનું, શલ્યની પાસે જઇ પડ્યું રે;
નાઠા કૌરવ દશો દિશા, પાંડવનું દળ કોપે ચડ્યું રે. ૨૬

કડવું ૪૮ મું-રાગ સારંગ.

નાઠા કૌરવ દશો દિશાએ, દુર્યોધન અતિ ખીજે,
કાકા સાથે કિરીટિ કુંવર, આવ્યો કોઠે ત્રીજે. ૧
છે કો યોધો આ સમે, શત્રુને આવતો હાંકે;
બે ઘડી ખોટી કરે, કો જઇને આડો નાંકે ૨
ત્યારે અયોધ્યાનો મહ રાજા, બૃહદક્ષ* એવું નામ;
દશ સહસ્ર સુભટ સાથે, ચાલ્યો રાયને કરી પ્રણામ. ૩

* પાઠ "ઇન્દ્રાક્ષ"

સર્વ સાથી રથ ઉપર બેઠા, પોતે હાથીપર ચઢ્યો;
અભિમન્યુ આવ્યો ગરજીને, પછે વાઘની પેરે વઢ્યો. ૪
એકી વારે સર્વ સંગાથે, દશ સહસ્ર બાણ છૂટે;
એકના શતધા સહસ્રધા લક્ષધા, ધાર્યાં આયુધ ન ખૂટે. ૫
આકાશ સહુ આવરિયું, થયું અંધારું ઘોર;
અભિમન્યુને વીંટી લીધો, કરે સઘળા શોર. ૬
અમરે એમ નિશ્ચયું જે, અભિમન્યુ થયો નાશ;
બીભાદિકને હારવે બાળક, કો નર જઈ શકે પાસ. ૭
દશ સહસ્ર બાણ મૂક્યાં અભિમન્યે, અનંગ આણી રીશ;
અયુત યોદ્ધા અભેદ્ય ભેદ્ય, તે સર્વનાં છેદ્યાં શીશ. ૮
ક્ષીતિ ઉપર બૃહદક્ષ પડ્યા, ચોટે ઝડ્યો સુભદ્ર;
ખડ્ગ પ્રહારે મસ્તક છેદ્યું, કૌરવનાં હૃદય થયાં કદ્ર. ૯
ભાગ્યું દળ કૌરવતણું, પાર્થ પુત્રને મોર;
બન્યો કર્ણ રહ્યો ખશીને, કીધા કૌરવ તારોતાર. ૧૦

વળણ.

તારોતાર કૌરવ થયા, પાંડવ કરે કલ્લોલ રે;
અભિમન્યુ આવ્યો ચોથે કોઠે રંગે રાતો ચોળ રે. ૧૧

કડવું ૪૯ મું-રાગ સારંગ.

ઋષિ વૈશંપાયન વાણી વદે, રાય જનમેજય ધરજે હૃદે;
નાઠા કૌરવ વ્યૂહ મોઢે, પાંડવ ધસીને પેઠા ચોથે કોઠે. ૧
ઉભો રહી કહે દુર્યોધન, છે કો ક્ષત્રાણીનો તન;
ગયું રાજ મારું પાછું વાળે, પાર્થ પુત્રને આવતો ખાળે. ૨
તાત તણાં વાયક સાંભળી, લક્ષ્મણ કુંવર બોલ્યો વળી;
આવી પિતાને કર્યો પ્રણામ, હા હું કરીશ એનો કામ.* ૩
અભિમન્યુનું પ્રાક્રમ શુંય, એક પલકમાં મારું હુંય;
*જ્યારે કોપ્યો તમારો દીકરો, તારે પાંડવનો શો આશરો.* ૪
દુર્યોધન કહે સુત શાર્દૂલ, તમે અજવાળ્યું† કૌરવનું કુળ;
સરખે સરખા ક્ષત્રીકુમાર, સાથે લીધા સોળ હજાર. ૫

* પા૦ "પિતાજી હું કરું સંગ્રામ." † પા૦ 'દીપાવ્યું.'

સમાન વસ્ત્ર ને સમાન કાય, સરખાં રૂપ કો નવ ઓળખાય;*
તેવી શોભા લક્ષ્મણતણી, ચઢી ચાલ્યો અભિમન્ય ભણી. ૬
સુભટ સાથ સર્વ પ્રેરીયો, સૌભદ્રે આવતો ઘેરીઓ;
જેમ શશીને ઢાંકે ઘન, તેમ ઢાંકી લીધો અભિમેન. ૭
સોળ સહસ્ર સાથે તૂટીયાં, ધનુષથી શર બહુ છુટિયાં;
શક્તિ મુસળ ગદા અતુલ્ય, તોમર ભોગળ પડે ત્રિશુળ. ૮
કુંજર કીકીઆરી તવ કરે, ખડ્ગ સાંકળ લઈ મેઢે ફરે;
કુંભસ્થળે મદ ધારા ઝરે, આગળ આવે તે મસળાઇ મરે. ૯
કૌરવ પાંડવનો થયો રોળ, ઉડે રણમાં રુધીરની છોળ;
લક્ષ્મણ વીરને વકારતો, હાથે સુભટને સંહારતો. ૧૦
એમ કૌરવના જોદ્ધા ફર્યા, પાંડવ સર્વ પાછા ઓસર્યા;†
ભીમ શલ્ય દુર્યોધન ધર્મ, વઢે બહુ કરીને શ્રમ. ૧૧
એવે કર્ણ કરતો આવ્યો માર, ત્યારે પાંડવે ખાધી હાર;
પારધી પોપટને વીંટી વળ્યા, ભીમસેન ઉપર તૂટી પડ્યા. ૧૨
ધર્મ કહે અભિમન્યુ પાછા વળો, ઓ ભીમ કીધો આકળો;
કાકાનાં વાયક મસ્તક ધરી, પાછો આવ્યો કુંવર સમર્યા હરિ. ૧૩
કૌરવ મુખે કરતાં મરકલાં, તે નાઠા જેમ નાસે ચરકલાં;
શરધારા અભિમન્યુ તણી, માર્યા કૌરવ ત્યાં વીણી વીણી. ૧૪
ત્રણ બાણે વેંધ્યો કર્ણ, થયો અચેતન જાણે પામ્યો મર્ણ;
નાઠી કૌરવ સેના જાય, વાઘ ભયથી નાસે જેમ ગાય.‡ ૧૫
દુઃશાસન વીંધ્યો શર ત્રણે, નાસે દુર્યોધન વેવલાં વણે;
ધજા છત્ર કાપ્યાં વેગે કરી, નાઠો દુર્યોધન રથથી ઉતરી. ૧૬
એમ સૈન્ય ભાગ્યું સર્વ કોય, આપ રૂપ જવ અભિમન્ય હોય;
દેખી લક્ષ્મણને રીસ ચડી, અભિમન્ય ઉપર દીધી હડી. ૧૭
સોળ સહસ્ર જોદ્ધા સહંત, લક્ષ્મણે જુદ્ધ કીધું અનંત;
રથ સારથિને પાડી ધ્વજા, અસ્ત્ર અભિમન્યનાં કીધા પ્રજા. ૧૮
સૌભદ્રે કીધો પાળો પાય, બીજો રથ મોકલ્યો ધર્મરાય;
તે ઉપર થયો આરૂઢ, પછી આક્રમ કીધું પ્રૌઢ. ૧૯

* પા૦ 'એક રૂપ કહ્યુ નવ જાય.' † પા૦ 'એમ વીર કૌરવના ફરે, ત્યારે પાંડવના જોદ્ધા ઓસરે.' ‡ પા૦ 'જ્યમ વાઘને ભયે નાસે ગાય, ત્યમ નાઠો અશ્વત્થામાય.'

એટલારે સોળ હજાર, બાણ મૂક્યાં કિરીટિકુમાર;
લક્ષ્મણના સંગી જે ધીશ,* સોળ સહસ્રનાં છેદ્યાં શીશ. ૨૦
વિરથ કીધો લક્ષ્મણ વીર, બાણે તે પ્રોયું તેનું શરીર;
ચાલ્યો શોણિતકેરો પ્રવાહ, દેખી દુર્યોધન કહે ત્રાહ ત્રાહ. ૨૧
લક્ષ્મણ પડવાને લડથડ્યો, ત્યારે અભિમન્યુ ઉતરી દડબડ્યો;
જોતાં ક્ષત્રી સર્વ નરેશ, પાડી મુગટ ને ઝાલ્યા કેશ. ૨૨
વિજળી સરખો ખડ્ગ કાઢીયો, ઉંચે હાથે અભિમંન ત્રાડિયો;
જેને જોબનનો ઉન્માદ, દુર્યોધનને દીધો સાદ. ૨૩
અરે અહંકારી ઓરો આવ, તારા કુંવરને તું મુકાવ;
લક્ષ્મણ બોલ્યો ટળવળી, મુખમાં ઘાલી દશ આંગળી.† ૨૪
ચતુર થઈ ભાઈ તું માં ચૂક, ભડ પીતરાઈ તું મુજને મુક;
એમ કુંવર અતિસે રવે, ન ચાલે કૌરવ સામુ જુવે. ૨૫
પછે વદન કળા રહી છે હસી, મુખ જાણે પૂનેમનો શશિ;
અદ્ભુત શોભા મુખપર વસી, એનું મસ્તક છેદ્યું ધસી. ૨૬
જ્યાં ઉભો દુર્યોધન રાય, માર્યું મસ્તક હૃદયામાંય;
કૌરવનાં ભાગ્યાં ઓસાણ, પાંડવનાં વાગ્યાં નિઃસાણ. ૨૭
કૌરવપતિ કરે વિલાપ, કોણ પ્રગટ્યાં પૂર્વનાં પાપ;
લક્ષણવંતા હો લક્ષ્મણ, કાં ઉતારી ગયો સગપણ. ૨૮
દીકરા ન દીજે દુઃખડાં, હું કેનાં જોઉં મુખડાં;‡
ચઢતે જોબન થયા હટપટા, પુત્ર પધારો ઘેર લટકતા. ૨૯
એમ આંખે આંસુડાં ભરે, દ્રોણાદિક આસનાવાસના કરે;
રોયે સુખ ન આવે રજ, તો શોક મૂકી થાઓ સજ.§ ૩૦
દુર્યોધન કહે હું નથી રે મરતો, હું જીવ્યામાં નથી જીવતો;
પુત્ર વિના શું ભોગવું ભોગ, હવે ધરૂં છે લેવો જોગ. ૩૧
અભિમન્યે વાળી રુધિરની નીક, એ રાજને સાથે છે ધિક;
પછી શકુનીએ દીધો પ્રતિબોધ, રથ ઉપર બેસાર્યાં જોદ્ધ.|| ૩૨

---

* ધીશ-અધીશ-અધીન રાજાઓ કે રાજપુત્રો. † પા૦ "ત્યારે લક્ષ્મણની આંખ ભરાઈ, જ્યારે હાંક મારી પિત્રાઈ.' ‡ પા૦ 'હો લાડકવાયા કુંવર, ક્યાં બેસાડ્યુ મારૂં ઘર.' § 'રુવે ન આવે તમારો કુંવર, હો રાજા થાઓ હુશિયાર.'
|| પા૦ 'પછે શકુનીએ ઝાલ્યો હાથ, દુર્યોધનને બેસાડ્યો રથ.'

વળણ.

ક્રોધ ચઢ્યો રણ વિષે, સુણ ધૃતરાષ્ટ્ર રાય રે;
લક્ષ્મણનો વધ સાંભળી, પછી ભૂપને મુર્છા થાય રે. ૩૩

### કડવું ૫૭ મું–રાગ દેશાખ

વાક્ય સંજયનાં સુણી રે, બોલ્યો ધૃતરાષ્ટ્ર રાય;
લક્ષ્મણ કુંવરના નાશનો રે, વાગ્યો હૃદિયામાંહે ઘાય. ૧
મારા પુત્રજી રે, એમ ન કીજે નાટ;
આલિંગન દીજીએ રે, આવો જોઉં તારી વાટ. ૨
સંજય બાપડા રે, કાં પીડે તું બેસી પાસ;
જશ પાંડવતણો રે, તો મારાનો કહે છે નાશ.* ૩
પછી શું થયું રે, કેમ કરી જીત્યો દુર્યોધન;
કોણે પછે મારીયો રે, અર્જુન બ્યંડ્ક કેરો. તન. ૪
સંજય ઓચરે રે, રાજા કાં પામો વ્યથાય;
શોકને મૂકજો રે, તુંને આગળ કહું કથાય. ૫
કુંવર તમ તણો રે, તે પડ્યો ધરણે બળવંત;
રીસે રાતડો રે, બોલ્યો અધર ડંસી મુખદંત. ૬
સુભટો સાંભળો રે, એમ કહે દુર્યોધન રાય;
હવે જુધ માહરું રે, ભાઇ પાંચમા કોઠા માંય. ૭
વઢું દાઝે કરી રે, કરું પાંડવનો વિનાશ;
ભક્ષ કાચો કરું રે, અભિમન્ય આવે જો મુજ પાસ. ૮
એવે આવિયા રે, પાંડવના સઘળા જોધ;
સામો આરડ્યો રે, કૌરવે કીધો ક્રોધ. ૯
અભિમન્ય આગળે રે, જેમ મૃગપતિ તરસે કુરંગ;
દીઠો આવતો રે, કાંપ્યું અધરમીનું અંગ. ૧૦
થરથર ધ્રુજતો રે, જાણે હમણાં કીધો નાશ;
રખે મને મોકલે રે, મારા પુત્ર કેરી પાસ. ૧૧

વળણ.

રખે પુત્ર પાસે મોકલે, એમ કાંપ્યો દુર્યોધન રે;
હવે કેમ વ્યૂહમાં પેસતો, અર્જુન કેરો તન રે. ૧૨

---

* પાઠ 'આશા જીતવાની રે, પુત્રનો ક્યાં થયો નાશ.'

## કડવું પ૨ મું–રાગ મારૂ.

શું કરતો અભિમન્યુ હસ્તી, ચોદપાસ ભીમાદિકની ભરતી;
કૌરવ છે પાંચમે કોઠે, રહ્યા દાંત ડસીને હોઠે. ૧
શણુશણુતા શર બહુ છૂટે, અને ભાથાં ભડના ખૂટે;*
ગણુગણુતા ગાજે રે ગોળા, તડાતડ પડે ભૂપનાં ટોળાં. ૨
ભડાભડ ભોગળીના ભડાકા, ઝડાઝડ ખડગના ઝડાકા;
કૌરવે બાંધ્યો રે બંધ, વાધી રાઢ મડાયો દ્વંધ.† ૩
નાસે રથ પડે સારથિ, કોના મર્ણ પામ્યા મહારથી;
એમ ધનુષનો આરગ્રુટો, સેના સર્વનો આયુષ ખૂટ્યો. ૪
કોનાં પડ્યાં ટોપ કવચ, કોનાં મસ્તક છેદાયાં કચ્ચ;
કોને ભાંના વગ્યા ભચ્ચ, કોનાં નાક કપાયાં ટચ્ચ. ૫
જ્યારે ભીમ તે જુદ્ધે લાગ્યો, મદ્રપતી તે રણથી ભાગ્યો;
અશ્વ એક્ષા સાત્યકીએ સામા, ત્યારે નાઠા અશ્વત્થામા. ૬
પાંચાળે તાક્યાં બાણ, ત્યારે મોહ પમાડ્યા દ્રોણ;
કેડ બાંધી રાય વૈરાટે, વ્યૂહ કીધો દ્વાદશ વાટે. ૭
નકુળ સહદેવ ને પાંચાળ, શોભે રણ માંહે લોહીઆળ;
પાંડવે વ્યૂહ જ્યારે લોપ્યો, દુર્યોધન ત્યારે કોપ્યો. ૮
પીતાંબરે કટીબંધ કીધી, વજ્રગદા કરમાં લીધી;
સુભટ પડ્યા ગદાએ આડા, ઝુમતો તે કરે બૂમાડા. ૯
વિફર્યું અંગ વપુ ત્રિકાળ, પાંડવ ઉપર દેતો ફાળ;
રથેરથ દીધા ફેગાવી, કાઢ્યા ગજદંત હચહચાવી. ૧૦
કેશવાળી મહ્યા તોખાર, નાંખ્યા ઉંધે મસ્તક અસ્વાર,
નાઠા જીવ લઇ જે જેના, એમ પરાજય કીધી છે સેના. ૧૧
ગજથી ધર્મ પડ્યો ઢોળી, કાયા નિકુળની રગદોળી;
સહદેવ પાડ્યો પદ પ્રહારે, દેખી અભિમન્યો ભરાયો ખારે. ૧૨
એક સાંગ હાથમા લીધી, દુર્યોધન સામી તે કીધી;
દેખી શક્તિ જાજવલ્યમાન, નાઠો દુર્યોધન અજ્ઞાન. ૧૩
નાઠા કૌરવ સર્પના ભારા, કીધા ચકાવો તારે તારા;
એમ જય પાંડવે કીધો, પ્રાક્રમે કોઠો પાંચમો લીધો. ૧૪

* પા૦ 'કપોલ ભડતણા ત્યા ફુટે.' † પા૦ 'વાધી રાઢ મંડાયો દદૃ, વઢે શીર વોહોણ્ કબધ.'

કૌરવ ખટમે કોઠે ઠરિયા, ત્યાં પાંડવના ભડ પરવરિયા;
દુર્યોધન તે કળકળતો, અભિમન્યને દેખીને બળતો. ૧૫
સુભટ પ્રત્યે એમ ઓચરતો, ભાઈઓ ભત્રીજો નથી મરતો;
વળતો વાણી વદતો એવી, જયદ્રથ જે કૌરવનો બનેવી. ૧૬
મારુ વચન સાંભળો નિસ, જેમ આપણી થાયે ઇચ્છ્ય;
આપણ કપટ કંઈએક કીજે, તો પાપ થકી નવ બીજે. ૧૭
પાછી સેન્યા સૌએ વાળો, પાંડવ સૈન્યને આવતું ખાળો;
અભિમન્યને આવવા દઉં, સાતમે કોઠે તાણી લઉં. ૧૮
વીંટી વળજો ખટ મહારથી, એને રાખનારો કો નથી;
સેન્યા સોંપો મુજને સઘળી, પાંડવ નહીં શકે એને મળી. ૧૯
સુણી કૌરવનાં હરખ્યાં મન, કહેતાં જયદ્રથને ધન્ય ધન્ય;
હવે ખટરથી તે કોણ કોણ, શલ્ય કર્ણ અશ્વથામા દ્રોણ.
દુર્યોધન ને ભૂરિશ્રવા, ખટરથી એટલા રહ્યા ૨૦

વળણ.

ખટરથી એટલા મળ્યા, ને કૌરવે કીધું કપટ રે,
કહે સંજય રાજા સાંભળો, પછી કેમ વઢે સુભટ રે ૨૧

કડવું પર મું-રાગ પરજ.

વૈશંપાયન વદે વળતું, સુણ જનમેજય ભૂપાળ રે,
કેમ ખટરથીએ કપટ કરીને, માર્યો અર્જુન કેરો બાળ રે. ૧

ઢાળ.

બાળક જે સવ્યસાચી તણો, સુભદ્રાનો જાયો,
ખટમે કોઠે ખાપ કરીને, કૌરવ ઉપર ધાયો. ૨
ત્રિજે પહોરે સંગે પાંડવે, જુદ્ધ માંડ્યું પુનરપે.
અભિમન્યુ શોભવા લાગ્યો, ચૌદીશાએ દિપ્યો નૃપે ૩
પાંડવ પાંચાળ ને સાત્યકી, વૈરાટ ને દ્રુપદ;
ગડગડી પેઠા છઠ્ઠે કોઠે, જેને બળનો છે મદ ૪
ત્રાહે ત્રાહે રહી દુર્યોધન બોલ્યો, હાથ એકે એ ઘસિયા,
પાંડવ ધાયા કૌરવ ઉપર, કહેતાં માંહે ધસિયા. ૫
કૃપ દ્રોણ ને કર્ણ કૌરવ, શકુનિ અશ્વત્થામા,
દુઃશાસન દુર્મુખને જયદ્રથ, તે સર્વે ચાલ્યા સામા ૬

બાહ્‌લિક શલ્ય ને દુર્યોધન, ભોજ ને ભૂરિશ્રવા;
છઠ્ઠે કોઠે સુભટ સર્વે, સેગભેળ ત્યાં હવા. ૭
રથશું રથ ને અશ્વશું અશ્વ, વઢે હાથીએ હાથી;
ખડ્ગ ખપુવાં તોમર ફરસી, ત્રિશૂળ સબળ વાત્રરે સાથી. ૮
ટોપ કવચ ને સૈન્યા બખતર, પાખર તે કપાતી;
શ્યામ રુધિરની નદી ભયાનક, ખલકે વહેતિ જાતી. ૯
કુંજરનાં મસ્તક કાચબા સરખાં, મીન વીરનાં લોચન;
ભડના ભૂજ ભુજંગ સરખા, મગર માથા વિનાના તંન. ૧૦
સેવાળ વાળ વીર શીરના, છોલ રુધીરના છાંટા;
પડે પાળા પ્રાક્રમી, અટવાયે આંતરડાના આંટા. ૧૧
માંસ પાળ બાંધી બે પાસે. એવી ભયાનક નદી;
શું કહું જનમેજય રાજા, મુખે વાત નવ જાય વદી. ૧૨
કુરક્ષેત્ર દીસે લોહીયાણ, જાણે ફાલ્ગુન ફૂલ્યો પલાશ;
સૌભદ્રેના યુદ્ધ આગળ, કરે કૌરવ નાસાનાસ. ૧૩
અમરગણ અંત્રીક્ષ રહ્યા, કરે પુષ્પકેરી ધાર;
પેઠો અભિમન્ય વ્યૂહ વિષે, કર્યું સૈન્ય તારાતાર. ૧૪
નાઠા કૌરવ કોઠો મુકી, તે ગયા સાતમે વંક;
ચાર પાંડવ તે જયદ્રથને દેખી, રહ્યા મન ઓશંક.* ૧૫
સદાશિવની વાણી સફળ, જયદ્રથને તાં થઈ;
પછીઅભિમન્યની પુઠે, કોઈ કાકો ન શક્યો જઈ. ૧૬
સરિતાની પેઠે ધાયો સૌભદ્રે, બાણ મૂકી એકે મૂઠે;
મનમાં એવો વિચાર છે જે, સર્વ આવે મારી પૂઠે. ૧૭
એમ થતામાં આવિયું, પૃથ્વીનું નીચાણ;
ખટરથી દીઠા કાળ સરખા, તે રહ્યા ચઢાવી બાણ. ૧૮
અભિમન્યે પુઠે ફરીને જોયું તો, ન દીઠો કાકાનો જોડો;
અરે કૌરવે કપટ કીધું છે, આગળ બાંધ્યો છે ઓડો. ૧૯
દ્રોણ ને ભૂરિશ્રવા, શલ્ય કર્ણ વળીયા વીટી;
અંતરમાંહિ અભિમન્યે વિચાર્યું. જીવવાની આશા ખુટી. ૨૦

* ઓશંક-મનમાં અંદેશો લાવીને.

એવે પુઠેથી બહુ સૈન્ય લઇને,'આવ્યો દુર્યોધન;
'શત્રુ સાગર'માંહે બુડ્યો રે, સવ્યસાચીનો તન. ૨૧
કહે'દુર્યોધન' ખટરથીને, ભાઇઓ શું વિચારો;
આવો પાછો* નહીં મળે એ, સર્વે મળીને મારો. ૨૨
કહેતામાં બાણુ ધારા છૂટી, કુંવર લીધો ઢાંકી;
ભાઈ અભિમન્યને કોણ ઉગારે, પડી વેળા વાંકી. ૨૩
એકધા દશધા સહસ્રધા, લક્ષ કોટિધા આયુધ,
અંધકાર હાહાકાર રણમાં, એમ કીધું કપટે જુદ્ધ. ૨૪
તેણી વેળા અભિમન્યુ, આપ રૂપે હોતો;
કૌરવરૂપી સાવજને, અભિમન્ય આવ્યો પોહતો. ૨૫
સુભટ વિદ્યા પ્રગટ કરતો ને, રીસ અંતર વ્યાપી;
નિમિષ માંહે અનેક બાણે, કૌરવ નાખ્યા કાપી. ૨૬
કાઢે ત્રાડે ચૂકવે, શર મૂકે કરીને શર્ત;
રથ ઉપર ફરવા લાગ્યો, જાણે માંડ્યું તાંડવ નૃત્ય. ૨૭
પાવક જેમ તૃણને બાળે, સુકાં કાષ્ઠ ને દર્ભ;
ઇંદુ જેમ અળગો નીસરે, ભેદી† વાયુ ને અભ્ર. ૨૮.
તેમ અસ્ત્ર છાયા છેદન કરી, અભિમન્ય નિસર્યો નિરાળો;
પછી સો સો બાણે પૃથ્વી પાડ્યા, દ્રોણ ને દ્રોણનો સાળો. ૨૯
રથ ઉરાડ્યો અશ્વત્થામાનો, જેમ વાયુથી સુકુ પત્ર;
દુર્યોધન કીધો લૂલા સરખો, છેદી ધ્વજ ને છત્ર. ૩૦
સારથી માર્યો શલ્યનો ને, કરણનું વેંધ્યું કપોળ;
મૂર્છા ખાધી દુઃશાસને, કર્યો કૌરવ કાગારોળ. ૩૧
કૃતવર્મા યાદવ સોમદત્ત, સર્વે ગયા રણ છાંડી;
શું કહું જન્મેજય રાજા તે, જુદ્ધને હું માંડી. ૩૨
પછી પ્રદ્યુમ્નને સંભારીને, મૂક્યું અગ્ન્યાસ્ત્ર બાણ;
'રતિપતિની પાસે ભણ્યો તો, ધનુર્વિદ્યા સુજાણ ૩૩
તેથી વેળા પાવક પ્રગટ્યો, ઉઠી ભયંકર જ્વાળા;
અશ્વ ગજ રથ પાલખી બાળ્યાં, કૌરવ કીધા પાળા. ૩૪

* પા૦ 'ઊ છો' (એકલો). † પા૦ 'નિવારીને.'

બળે અંબાડી ધ્વજા કોની, નાસતાં દેહ દઝાડી;
કોના મુગટ ને ટોપ બળતા, કોની મૂંછ ને દાઢી ૩૫
બૂમ પાડે ને ફુંક મારે, શરીરે થાય ભંભોલા;*
તરફડે સૈના રણ વિષે, જેમ દવે દાઝયાં હોલાં.† ૩૬
પછી ખટરથીએ રણ રાખ્યું, બાણે આણ્યો પર્જન્ય;
અભિમન્યનો રથ તાણ્યો ને, ઓલવ્યો હુતાશંન. ૩૭
પવન પ્રેર્યો પાર્થપુત્રે, નાઠા મેઘ થયું ધુળ ઢાટ;
વેરી ઉરાળ્યા વાયુ વંટોળીએ, ઉરાળ્યો દોહોવાટ ‡ ૩૮
દ્રોણ કર્ણે સર્પ મૂક્યા, વાયુ ભક્ષ કરી વળગ્યા;
અભિમન્યે ગરુડ મૂક્યા, સર્પ થયા સર્વ અળગા. ૩૯
દ્રોણે પર્વતાસ્ત્ર મુક્યું, પડે પહાણા પ્રચંડ;
અભિમન્યે વજ્ર વેગે મુક્યું. શલ્યા થઈ શતખંડ. ૪૦

વળણ.

વજ્ર વેગે મુક્યું, શલ્યા થઈ શતખંડ રે;§
ત્યારે કૌરવ સર્વ કોપે ચડ્યા, કહે સંજય તું સુણ રાજંન રે. ૪૧

## કડવું ૫૩ મું–રાગ ધન્યાશ્રી. ( ચાલ શોકની )

વૃષકેતુ કર્ણનો કુંવર તે, આવ્યો . કરીને રીસ;
હેવા માંહે અભિમન્યે, છેદ્યું તેનું શીશ. ૧
સહસ્ર રથ ત્રણસેં હાથી, ચઊદ સહસ્ર તોખાર;
એમ અભિમન્યે માર્યા વળી, સાત લાખ અસ્વાર. ૨
પછવાડેથી કર્ણ આવ્યો, કપટ કરીને પાપી;
અભિમન્યના સારથિનું, મસ્તક નાખ્યું કાપી. ૩
દુષ્ટ કર્મ દ્રોણે કીધું, છેદી ધનુષની પ્રત્યંચાય;
ભુરિશ્રવાએ ઘોડા માર્યા, શલ્યે વેંધી કાય. ૪
કૃતવર્માએ કવચ કાપ્યું, અશ્વત્થામાએ મુગટ;
એમ વિરથ કીધો સર્વે મળીને, સૌભદ્રે સુભટ. ૫
સો સો બાણ ખટરથીએ માર્યાં, શરીર કીધું ચાળણી;
કરમાં ગદા ને ધાય શૂરો, કૌરવ ઉપર કીધી વારુણી. ૬

* પા૦ 'ફોફલાં.' † કબુતર ‡ દોહોવાટ–દશે દિશાએ. § પા૦ 'શતખંડ શલ્યા કીધી જ્યારે ત્યારે સર્વ કૌરવ તુટી પડયાં; ક્રોધાતુર કર્ણ કુંવર ધાતો, દ્રોણજી રીસે ચડયાં"

જેવો ખાખર ફૂલ્યો ફાગણ માસે, એવી દીસે દેહી;
નાના પ્રકારનાં બાણ વાગ્યાં, પડ્યાં સોંસરાં વેહી. ૭
જેમ પારધીએ પોપટ વીંધ્યો, તરફડે વનમાંય;
તેમ કુંવર ત્યાં કષ્ટ પામ્યો, કોણ આવે તેની સહાય. ૮
કૃષ્ણ અર્જુન ત્યાં સંભાર્યા, પિતા માતુલ કો ધાય;
વાઘે વિંટ્યો જવ મૃગલો, શી જીવ્યાની આશાય. ૯
કાકા કહીને સાદ કીધો, કો ન સાંભળે મારો બોલ;
ભીમને કર્ણે પડે નહીં, માટે કૌરવ વગાડે ઢોલ. ૧૦
અભિમંને એમ વિચાર્યું જે, દોહલી વેળાનો ન કોઈ સાથ;
આણી વેળા ઉગારે તે, મુજને મારા હાથ. ૧
એવું વિચારી દોટ દીધી, કર્ણ ભણી કર્યું મુખ;
ગદા પ્રહારે રાધેયને પાડીને, ઝુંટી લીધું ધનુષ. ૧
કર્ણને ચાપે ટંકારવ કીધો, ધ્રુજ્યા ચૌદે લોક;
દ્રોણને કર્ણ કહે ભાઈ નાસો, એને જીત્યાની આશા ફોક. ૧
પડ્યો બાણ વિંધ્યાં મહાવીર, મુખે કીધો હુંકાર;
રખે ભાણેજ નવ મરે, કૃષ્ણે કીધો વિચાર. ૧
કપટ કરીને કૃષ્ણ આવ્યા, રૂપ ઉંદરનું ધરી;
અભિમંનના ધનુષની, પ્રત્યંચા કરડી કટકા કરી. ૧
ત્રાહે ત્રાહે દેવતાએ કીધું, એમ નવ ઘટે ગોપાળ;*
ભાંગ્યું ધનુષ તે કૌરવે જાણ્યું, વિંટી લીધો બાળ. ૧
ઉપરાઉપરી ઘા પડ્યા ને, છુંદો કીધી કાય;
તેવે દીસે ગદા હાથમાં લઈને, કૌરવ ઉપર ધાય. ૧૭
પડ્યો પૃથ્વી થયો બેઠો, મુખે પાડ્યો સાદ;
આવો કૌરવો છે કોઈ જોદ્ધો, કરે જુદ્ધનો વાદ. ૧૮
છ રથીએ ગદા મારી, અઢેકી મસ્તકમાંય;
પાડ્યુ પ્રહારે પૃથ્વી પાડ્યો, માની દુર્યોધનરાય. ૧૯
નાસતા પુરુષ ચર્ણે ઝાલી, ઝીંક્યા ધરણી સાથ;
બાવીસ સહસ્ર પ્રાક્રમી, માર્યો અભિમંને એક હાથ. ૨૦

* પા૦ "એમ નિંદાયા ગોપાળ!"

હાથી ટુંકડા જવાય નહીં, સેદવાય નહીં સંગ્રામ;
દુઃશાસનનો પુત્ર ચાલ્યો, કાલકેતુ એવું નામ. ૨૧
તેના હાથમાં ગદા મોટી, અભિમંન ઉપર નાંખી;
ત્યારે ઉછળી અળગો પડીને, દેહ પોતાની રાખી. ૨૨
એવે એક શલ્યરાયે, મૂકી મોટી સાંગ;
સર્પણી સરખી આવી પેઠી, અભિમંનને અંગ. ૨૩
ચૌદ બાણ ત્યાં હણ્યું માર્યાં, ભુરિશ્રવાએ ઓગળ;
એવે ત્રણ ગદા કાલકેતુએ મારી, તે પડી કુંવરની આગળ. ૨૪
દ્રોણ કૃપ ને કૃતવર્માએ, બાણ મુક્યાં વળી;
મહાપ્રહારથી પારથપુત્ર, પડ્યો ધરણે ઢળી. ૨૫
રૂપવંત ગુણવંત કુળવંત, પાતળો કટિનો મોડ;*
અકળાઈ પૃથ્વી પડ્યો, જાણે ભાંગ્યો ચંપાનો છોડ. ૨૬
વસુધાએ અડક્યો નહીં, બાણે વિંધાઇ રહ્યો અંતરક્ષ;
શક્તિ ભાગી શરીરની, ભાઇ જૂએ ટગટગ ચક્ષ. ૨૭
નિશાન ગડગડ્યાં કૌરવનાં, બોલ્યા દુર્યોધન ધીશ;
જા કાલકેતુ એને પુરો કર, જઈ છેદ એનું શીશ. ૨૮
ત્રાહે ત્રાહે દેવતાએ કીધું, દ્રોણ લાગ્યો કહેવા;
આફણીએ એ મરશે રાજા, તું એને દેની રહેવા. ૨૯
ભૂપ કહે જો કદાપિ જીવે તો, આપણે નહીં જીવાય;
માટે કાલકેતુ જાની વેહેલો, ખડગ ગ્રહી કરમાંય. ૩૦
મસ્તક છેદવા આવતો દીઠો, આધેથી પડ પીતરાઈ;
પડ્યાં પડ્યાં ત્યાં અભિમંનને, ક્રોધ આવ્યો ભરાઈ. ૩૧
બકતો વાણી આવતો જાણી, સુતાં સુતાં ગદા નાખી નિરવાણ;
કાલકેતુનું મસ્તક છેદ્યું, ગયા નીસરી તેના પ્રાણ. ૩૨
અભિમંને મનમાં જાણ્યું જે, પ્રાણ ગયા શત્રુ તણા;
પછી મામો કૃષ્ણ સંભાર્યા, જેના ગુણ છે અતિ ઘણા. ૩૩

(સાખી.)

ત્યારે જયદ્રથ પ્રેર્યો ગોપાળે, ફરસી લઇ આવ્યો તત્કાળ;
કર્યો પ્રહાર મન આણી રીસ, પડ્યા વીરનું જઇ છેદ્યું શીશ. ૩૪

---

* પા૦ "અરૂણ ઉદય યથા સરખો, એને કેશરી કટીનો મોડ."

(રાગ ચાલતો.)

શાતા થઇ સુતની કાયાએ, જ્યારે સ્મર્યા શ્રીભગવાન;
એવે સ્વર્ગથી આવી અપ્સરા, લઈને દિવ્ય વિમાન. ૩૫
પ્રાણ નીસર્યાં અભિમંનના, દેહ તે દેવની ધરી;
વૈમાને બેસી સ્વરગે ગયો, શ્રોતા જન બોલો શ્રીહરી. ૩૬

વળણ.

શ્રીહરી મુખ કહો રે શ્રોતા, એમ પડ્યો અભિમંન રે;
પછી પાંડવે શું કીધું, કૃષ્ણ અરજુન આવે ભુવન રે. ૩૭

કડવું ૫૪ મું–રાગ મેવાડો.

અભિમન્યુ પડ્યો હો, પાંડવે સાંભળ્યુંજી;
સૈન્ય સઘળું હો, શોક કરી ધરણે ઢળ્યુંજી. ૧
કાકા ચારે હો, આવ્યા ધાઇજી;
પડ્યો દીઠો હો, અભિમંન ભાઇજી. ૨
ચંદ્રવદન છે હો, અંબુજ નયણજી;
પ્રાણ પાખી હો, કીધું શયનજી. ૩
આક્રંદ કરતા હો, કાકા ચારજી;
હાથે કરતા હો, હૃદયા પ્રહારજી. ૪
ઓ બાળકડા હો, હો બાહુવા રૂડાજી;
અમો ન જાણ્યું હો, કૌરવડા કુડાજી. ૫
રડે યુધિષ્ઠિર હો, ઉઠો બાપજી;
હું અર્જુનને હો, શો દઇશ જબાપજી. ૬
સુભદ્રા કુંતા હો, અને પાંચાળીજી;
તેઓની દેહડી હો, દીકરા તેં બાળીજી. ૭
કોમળ જેવી હો, કમળની પાંખડીજી;
તે કેમ જીવશે હો, ઉત્તરા રાંકડીજી. ૮
રુવે ભીમસેન હો, વેળા કોપીજી;
પાર્થ ગયા છે હો, મુજને સોંપીજી. ૯
વળતી પાડી હો, ભીમે ચીસજી;
નાઠા કૌરવ હો, દીશો દીશજી. ૧૦

પાંડવ ફર્યાં હો, શિબીર ભણીજી;
વાટ જુએ છે હો, માતા કુંવરતણીજી. ૧૧
સુભદ્રા ઉત્તરા હો, ને પાંચાળીજી;
અભિમંનને ન દીઠો હો, સેના ભાળીજી. ૧૨
વાજીંત્ર ન વાજે હો, સૈન્યમુખ શોક ભર્યાંજી;
મૌને મૌને હો, સાથે પરવર્યાંજી. ૧૩
અભિમન કેરી હો, વાર્તા સાંભળીજી;
નારી સર્વે હો, શોકે મૂર્ચ્છા વળીજી. ૧૪
જળ વિના મીનજ હો, એણીપેરે તલપતીજી;
વિરહને શરીરને હો, વામા વીલપતીજી. ૧૫
સુભદ્રાનો હો, શોક ન જાય શમાવીયોજી;
એવે સમે હો, અર્જુન આવીયોજી. ૧૬
થાયે વાટમાં હો, માન શુકનજી;
સુકે કંઠ હો, ફરકે લોચનજી. ૧૭
પૂછ્યું શ્રીકૃષ્ણને હો, હો ત્રીભુવન ધણીજી;
શોક ભરી સેના હો, દીસે છે આપણીજી. ૧૮
માણસ દીઠે હો, હુંથી લાજતાંજી;
દયાળજી હો, દુંદુભિ કાં નથી વાજતાંજી. ૧૯
મારા મનમાહે હો, મેં કળ્યું સર્વથીજી;
ભાણેજ તમારો હો, તે જીવતો નથીજી. ૨૦
હવે શું થશે હો, જો સાચું હશેજી;
દીકરો જાતાં હો, સર્વે જશ જશેજી. ૨૧
કૃષ્ણજી બોલ્યા હો, એમ ન કીજીએજી;
રોવું વળતું હો, તપાસી લીજીએજી. ૨૨
આવ્યા સભામાંહે હો, બેહુએ દડબડ્યાજી;
પાર્થને જોઇને હો, પાંડવ રોઈ પડ્યાજી. ૨૩
યુધિષ્ઠિર બોલ્યા હો, શુ આવ્યા તમોજી;
સૌભદ્રેરૂપી હો, સૂરજ આથમ્યોજી. ૨૪

વળણ.

આથમ્યો સૂરજ સાંભળી, નરનારાયણ મૂર્ચ્છા પડ્યા રે;
અભિમંનના ગુણ સંભારીને, પિતા ને માતુલ રડ્યા રે. ૨૫

## કડવું ૫૫ મું–રાગ વેરાડી.*

અર્જુન પુત્રને ઘણું ટળવળેછે, તેથી ત્રિકમ ભમણું વળવળેછે;
દ્રુપદરાયે આસનાવાસના કરીછે, રોએ પુત્ર નવ આવે ફરીછે. ૧

### ઢાળ.

ફરી ન આવે રુદન કીધે, નાશા અર્જુન વિશ્વાધાર;
પછી સજ થઇને સવ્યસાચી, પુછે ભીમને સમાચાર. ૨
કેમ પડ્યો એ પુત્ર મારો, કુણ બોલ્યું કે તાર્યું;
નાસતાં મુઓ કે સામો મુઓ, એને બાણુ કોણે માર્યું. ૩
ભીમ કહે ભત્રિજો પડ્યો. †ત્રાણીએ વર્ણીએ નદી;
કૌરવ કુંજર મર્દીયા, એ સૌભદ્રે મોટો સિંહી. ૪
દશ સહસ્ર સુભટ સંહાર્યા, માર્યો અયોધ્યાનો રાજંન;
સોળ સહસ્ર સુભટ સંગાથે, માર્યો લક્ષ્મણ તંન. ૫
શલ્ય સુત રુકમરથ માર્યો, વળી કર્ણ સુત વૃષસેન;
કૌરવ સેના નાસતી, જેમ વાઘ ભયથી ધેન. ૬
સવા અક્ષોહિણી સૈન્ય માર્યું, એણે રાડ કીધી એવી;
પછી કૌરવે કપટ કીધું, મોકલ્યો જયદ્રથ બનેવી. ૭
તેણે અમને ખાળ્યા ભાઈ, ગયો એકલો સુભટ;
સાતમે કોઠે બાણુ સાંધી, રહ્યા છે ખટ રથ. ૮
સર્વે મળી આકળાવિયો, ન જાણું કેમ કીધો નાશ;
અમો જોવા ગયા તો, કાળકેતુ પડ્યો દીઠો પાસ. ૯
સાંભળી તે બોલ્યો અર્જુન, મુખે તે ખોંખારીઓ;
મસ્તક છેદ્યા વિના એને, વેગળેથી મારીઓ. ૧૦
જયદ્રથે અનર્થ કીધો, ખાળ્યા ભાઈ તમો;
એ પાપીને વિદારવાની, પ્રતિજ્ઞા કરું છઉં અમો. ૧૧
સ્નાન સંધ્યા ખટકર્મ, બ્રાહ્મણ થઈ મુકે જેહ;
*કાલે જયદ્રથને ન મારું તો, પાપ મુજ શીર તેહ.* ૧૨
ક્ષત્રી જે કોઈ રણુ તજે, ને ગૌબ્રાહ્મણુંને ઉથાપે;
કાલે જયદ્રથને ન મારું તો, બેસે શીર મુજ પાપે. ૧૩

---

* પા૦ રાગ ધનાશ્રી. † પા૦ "તે વધ કર્યો જાએ નહિ."

પરનારીને ભોગવી, ગર્ભપાત કરાવે જેહ;
કાલે જયદ્રથને ન મારું તો, પાપ મુજને તેહ. ૧૪
કાલે સાંઝે મસ્તક એનું, ન છેદું જો નિશ્ચે તાક;
ઈકોતરશત પૂર્વજ મારા, પડે કુંભીપાક. ૧૫
સાંજ ઓરો નવ હણું, સૂર્ય અસ્તાંગત થાય;
તો કાષ્ઠની ચિતા માંહે, હોમું મારી કાય. ૧૬
એમ જ્યારે પ્રતિજ્ઞા કીધી, ગાજીઆ ગાંડીવપાણ;
સુભટ સર્વે શંખનાદ કીધા, ઘાય વાજ્યા નીશાન. ૧૭
દુર્યોધનને સેવકે જઈ, કહ્યો એ સમાચાર;
સ્વામી પાર્થે પ્રતિજ્ઞા કીધી, જયદ્રથ મારવા વિચાર. ૧૮
ચિન્તા થઇ કૌરવને પછે, રાતે શકટવ્યૂહ ઠાઠીયો;
સેનાને અંતે ભોમમાં જીવતો, જયદ્રથને દાટીયો. ૧૯
વાહણું વાતાં જુદ્ધમાહિ, દાઝ આણી અર્જુન;
જયદ્રથ તો જડ્યો નહિ, પછી કૃષ્ણે વિચાર્યું મન. ૨૦
ચક્ર સુદર્શન મુકીયું, લોપીયું અજવાળ;
દિવસ ઘટિકા ચાર છતે, છળીને કીધો સંધ્યાકાળ. ૨૧
અર્જુને આયુધ છોડ્યાં, પડ્યો રથથી ઉતરી;
બાણ સાંધી અગ્ની મૂક્યો, ભાંગ્યા રથ એકઠા કરી. ૨૨
નમસ્કાર કર્યો સર્વને, રૂવે પાંડવ ને મોરાર;
કૌરવે અનર્થ કીધો, જયદ્રથ કાઢ્યો બહાર. ૨૩
એવે અંતરમાંહે વિચારી કૃષ્ણે, સુદર્શન અળગું કર્યું;
અર્જુનને ત્યાં સાન કીધી, પારથે ધનુષ કર ધર્યું. ૨૪
કાલચન્દ્ર એક બાણ મૂકી, અંતર આણી રીસ;
કુંડળ મુકુટ સહિત છેદ્યું, જયદ્રથનું ત્યાં શીશ. ૨૫
અર્જુન પ્રત્યે બોલીયા, સમર્થ અશરણશર્ણ;
એનું મસ્તક જો હેઠું પડશે, તો તારું પડશે ધર્ણ. ૨૬
પારથે મસ્તક ઉડાડ્યું તે, ગયું ગંગામાંય;
શ્રાદ્ધ સારતો પિતા જયદ્રથનો, નામ *મેહદ્રથ રાય. ૨૭

* પા૦ "વૃદ્ધક્ષત્ર."

દીકરાનું મસ્તક દેખીને, બાણુ હૃદયાસું વાગ્યું;
હાથે હેઠું મુકતાં, પોતાનું સાથે ભાંગ્યું. ૨૮
રાય ધૃતરાષ્ટ્ર સાંભળી, સંજય પ્રત્યે પુછે;
બે મસ્તક પડ્યાં સાથે હેઠાં, કહોને કારણ શું છે. ૨૯
વરદાન માગ્યું'તું શિવ પાસે, તે પોતાને આવી નડ્યું;
સંજય કહે સાંભળ રાજા, પાંડવનો ઇન્દુ ચડ્યું.* ૩૦
જીત્યા પાંડવ વજ્યા વેગે, અંતે હાર્યો દુર્યોધન;
કુંતા કુંવર જીતીયા, સુણ ધૃતરાષ્ટ્ર રાજન.† ૩૧
વૈશંપાયન બોલીયા, સુણ જનમેજય રાજન;
અહીં થકી પૂરું થયું, અભિમંનનું આખ્યાન. ૩૨
સુગમ છંદ એકાવન કડવાં, એકપદ ત્રણ સવાય;
પંચ સાખી એક કડખો, એક પંચ દુહાય. ૩૩
રાગ સત્તર તેના છે, વળી ચાલ છે ચોત્રીશ;
પદ ચોપાઈ તણી સંખ્યા, એક સહસ્ર પાંત્રીશ. ૩૪
‡સંવત સત્તરસેં સતાવીસમાં, કવ્યા છે પદબંધ;
શ્રાવણ સુદી પંચમીએ, પૂર્ણ કીધું પ્રેમાનંદ. ૩૫
કરતા કવિતા કૃષ્ણજી છે, નિમિત્ત માત્ર તે હુંય;
આશરો અવિનાશનો, કવિ જન બોલે શુંય. ૩૬
મહિમા મોટો કૃષ્ણજીનો, અભિમંનનું ચરિત્ર;
સાંભળતામાં પાપ જાયે, શ્રોતા થાય પવિત્ર. ૩૭
જે કો ગાએ સાંભળે, તેનાં બળે તે કુડાં કર્મ;
મહાભારતમાં દ્રોણ પર્વમાં, અભિમંનનું પ્રાક્રમ. ૩૮

વળણ.

પ્રાકૃત કથા અભિમંનની, કવી છે પ્રેમે કરી રે;
ભટ પ્રેમાનંદ કહે કર જોડી, શ્રોતા જન બોલો શ્રીહરી રે.‡ ૩૯

* પા૦ "પાંડવનું હેઠું ઠરીયું" † પા૦ "પામ્યા રાજ્યાસન." ‡ વિ. સ. ૧૭૯૬ની પ્રતમાં અને જ નીચે પ્રમાણે ઇતિશ્રી છે. "વડું ગામ વડોદરું, વાસી વિપ્ર પ્રેમાનંદ; સંવત સત્તરસેં સત્તાવિસમાં. પૂર્ણ કર્યો ગ્રંથ પદબંધ." વિ. સં. ૧૮૯૭ની પ્રતમાં છેલ્લી કડીઓ આ પ્રમાણે છે:–‡ "અહિંથકી પૂરું થયું, અભિમન્યનું આખ્યાન." "કડવા ચોપન એહના, રાગ છે ઓગણીશ." "તેણી ચાલ છે છત્રીશ, બંધ ચોપાઇની સંખ્યા લખી, એક સહસ્ર એકસો પંચોતેર * * *" "કવિજન વાડવ વડોદરા વાસી, ચાતુર વંશી પ્રેમાનંદ, એક નિશ દીવસે પૂરો કર્યો * * *"

# મદાલસા.

—⁂—

કડવું ૧ લું–રાગ કેદારો.

પ્રથમે પ્રણમું ગણપતી, જેથી ટળે મહાદુરમતી;
સાર કરો મુને સરસ્વતી, હું મૂઢમતિ કાંઈ લહેતો નથી.* ૧

ઢાળ.

સેવક જાણી તમતણો, કલ્યાણી કરો કૃપાય;
કમળભૂ કુંવરીને આરાધું, મનોરથ પૂરણ થાય. ૨
દાસ જાણી દયા (મન) આણી, દેવી થજો સુપ્રમાન;
ગતિ આપો પદબંધ કરવા, મદાલસા આખ્યાન. ૩
વૈશંપાયન વાણિ વદે, સુણ જનમેજય રાય;
એક વાર યુધિષ્ઠિર રાજા, રાજ્ય કરતો હસ્તિનાપુરમાંય. ૪
ભુવન સર્વે શૂન્ય ભાસે, કૌરવ ગયા સુરલોક;
તેથી યુધિષ્ઠિર રાજ કરંતે, અંતર ઉપન્યો શોક. ૫
અરર આ પાપી પેટ માટે, સર્વ જન પમાડ્યા મર્ણ;
સુખને માથે શિલા પડો, આ રાજ છે લોહિવર્ણ. ૬
પોતે કરે છે કલ્પના, એવે આવ્યા નારદ મુન્ય;
પાંડવ અલ્પ જોયા વળિ પોતે, સભા દિઠી છે શૂન્ય. ૭
મહિપતી મળવા ધસ્યા, મળી દીધુ મુનીને માન;
દિવ્યાસને બેસાડી ભૂપે, પૂજ્યા શ્રીભગવાન. ૮
વિસ્મેય થૈને દેવઋષિ એમ, પાંડવ પ્રત્યે પૂછે;
સુભટ કો ભાસતા નથી, કારણ કહોની શ છે. ૯
શાખા શત્રુ કેરિ ટાળી, રહ્યા ન કો ત્યાં રાય;
પાંચે પાંડવ ક્ષેમકુશળ, શ્રીહરી જેને સહાય. ૧૦
નિષ્કંટક પદવી પામિયા, દીઠું સ્વર્ગનું સુખ;
†તો તમો મનસાથી જુવો એ, કોણ પ્રગટ્યું દુઃખ. ૧૧

---

* બીજી પ્રતમાં પેહેલી લીટી પછી "જપતા મનોરથ સરે અતિ ઘણો રે," અને બીજી લીટી પછી "બ્રહ્મસુતા સતી સદા, સેવક છું તુજ તણોરે," એમ વિશેષ લીટીઓ જોવામાં આવે છે.

† પા૦ 'તો તમો શેને સન્મન્યા.'

ધર્મ કહે સ્વામીજી મારા, મેં મારિયા સહુ જન્ન;
ફરી મેં દીઠું નહીં જો, એકોવાર સ્વપન્ન. ૧૨
પિત્રાઇ ભાઇ પિતામહ ગુરુજી, તેહ પમાડ્યા મર્ણ;
અભિમન્યુ સરખો પુત્ર પડિયો. સગો બાન્ધવ કર્ણ. ૧૩
ગહન ગતિ સંસારની એ છે, માયાનું આવર્ણ;
કહો નારદજી એ શું હશે, કોણ પામે છે મર્ણ. ૧૪
મર્ણ પામ્યા ને દહન દિધું, ફરી જીવે છે બીજી વાર;
યમલોકથી પાછું ફર્યું હોય, તે કહો બ્રહ્મકુમાર. ૧૫
દેવઋષિ એમ બોલિયા, સુણો યુધિષ્ઠિર રાજન્ન;
મદાલસા મરીને જિવી છે, તેનું કહું આખ્યાન. ૧૬
કથા એહ ઇતિહાસની, મહા માર્કંડેય પુરાણ;
ધર્મ કહે રે સ્વામિજી તે, કહોની યથાર્થ વાણ. ૧૭

વળણ.

કહિયે વેણાપાણ સુજને, પ્રેમ ધરી ઇતિહાસ રે;
પુનરપિ જીવી પ્રેમદા, તે કવણ કારણ પામી શ્વાસ રે. ૧૮

### કડવું ૨ જું–રાગ આશાવરી.

નારદજી એમ ઓચરે, સાંભળી પાણ્ડુકુમાર;
ઋષિ માર્કંડેય તપ કરતા કહું, જાહ્નવી તટ મોજાર. ૧
મઘવાને મન ચિંતા ઉપની, રખે લેતો ઇંદ્રાસન્ન;
મેનકા છળવા મોકલી, જેમ તપમાં થાયે વિઘન્ન. ૨
સાંચરી સાંતરી થૈને, સજી શુભ શૃગાર;
મુનિમુખ આગળ આવિને, કરતી હવી થૈકાર. ૩
કોકિલા કંઠે કરીને, ગાતિ સંગિત ગીત;
પંચબાણ માર્યાં મકરધ્વજનાં, તેથિ જાગ્યો અતીત. ૪
અનંગ થકો આકુળવ્યાકુળ, તવ થયો તપનો ભંગ;
ઉઠિ ચાલ્યા અબળા પુઠે, દેખી શરિર સુરંગ. ૫
ઉડિ મેનકા અંતરિક્ષ માર્ગે, ઋષિનું હવું વિહ્વલ મન્ન;
કામપૂરણ કાંઈ ન સૂઝે, પછે દોડતા તે વન્ન. ૬
એક ઘટિકાયે અશુદ્ધિ ટળિ, વળિ શુદ્ધ થયું જ શરીર;
વીર્ય પડિયું તટ ઉપર જ્યાં, ઋષિ ગયા ગંગાતીર. ૭

એવે એક ત્યાં બગલી આવી, મચ્છનૂં ધારિ ભોજંન;
તતું વીર્ય અતિ ઉજ્જ્વલ દીઠૂં, કીધૂં તે પ્રાશન. ૮
ગર્ભ રહ્યો તે પક્ષિણીને, પ્રસવ્યા શતકુમાર;
પાંખો પરમ મનોહર સ્તન, પણ પુરૂષતણો આકાર. ૯
બગલી મન આનંદ પામી, પ્રેમ ધરીને પાળે;
ઉડીને જવ બેસવા લાગ્યા, તવ ભાર ન ઝીલ્યો માળે. ૧૦
ભક્ષ કરે પોતાની મેળે, વઠેંચી આપતિ માત;
એવે તપશ્ચર્યા કરતો જે કહું, આવ્યો તેહનો તાત. ૧૧
તાપસને આવતો દેખી, ગયા તેહની પાસે;
પુજા કિધી પક્ષિયે મુનીની, તવ હરખ્યા અતિ ઉલ્હાસે. ૧૨
માર્કંડેય મન વિમાસતા, ભૂત ભવિષ્ય વર્તમાન;
પક્ષિણીથી પ્રસવ પામ્યા, પણ મ્હારા એ સંતાન. ૧૩
સગાઇ જણાવી સૂતને, વળી ભેટિ મનવ્યો ઉજેશ;
આશ્રમ તેડ્યા પોતાને પછિ, આપિયો ઉપદેશ. ૧૪
નિગમ શાસ્ત્ર ભણાવિયાં, અને આપ્યું આતમજ્ઞાન;
સંસારનુ સૂખ તે દુઃખ કરિને, ઓળખાવ્યા ભગવાન. ૧૫

વળણ.

ઓળખાવ્યા શ્રી ભગવાનને, બ્રહ્મજ્ઞાની સત કર્યા રે;
પછિ પુત્રને નિજ જ્ઞાન આપી, પિતા અદર્શ ત્યાંથી થયા રે. ૧૬

કડવું ૩ જું-રાગ કેદારો.

નારદજી એમ આચરે, ધર્મસુત તે શ્રવણે ધરે;
શું કરે સહૂ ઋષિ વનવિષે, ખાઇ કંદ મૂળ વિદ્યા શિખે. ૧
એક શુભજડ નામે મુનિ ભગવાન, તે પુછે આતમજ્ઞાન;
તે સ્થાનક આવી કહે શુભ મુખે, કહો પક્ષી બેઠા તમો સુખે. ૨

ઢાળ.

શુભજડ મુખ બોલિયો, પક્ષિને કરી પ્રણામ;
ગુરુ થૈ મુને જ્ઞાન આપો, પહોંચાડો શ્રીધામ. ૩
તવ પક્ષિએ શિષ્ય કરી ગણ્યો, આપ્યો બ્રહ્મ ઉપદેશ;
મોહ જાળથી મુનિ મુકાવ્યો, કહી ટાળ્યો કર્મ કલેશ. ૪

પક્ષી ગુરુએ ઉપદેશ કરતાં, કહ્યું મરજીવા થાનું;
ગોવિંદ કેરું સ્વરૂપ નિત્યે, સમજી સારું કાંયું. ૫
સતગુરુ કહે સાંભળ શુભજડ, હરિભક્તિથી મુક્તિ મળે;
એવું જાણી ભજો ભાવે, આવાગમન ફેરા ટળે. ૬
શિષ્ય કહે સાંભળિયે સ્વામિ, કોણ મૃત્યુ થઈ જીવિયું;
ભસ્મ થઈ યમલોકથી મુની, કહોની કોણ પાછું ફરિયું. ૭
ગુરુ કહે ઇતિહાસ છે એક, તેહ કહું વિસ્તારી;
પૂર્વે મૃત્યુ થઈ જીવી છે, મદાલસા એક નારી. ૮
ગાલ્લવ નામે ઋષીશ્વર મ્હોટો, તેણે આરંભ્યો છે યજ્ઞ;
ગંગાતટ તપ કીધો બહુ, પધારાવ્યા મુનિ સુજ્ઞ. ૯
બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, શ્રીપાત સંન્યાસી;
સપ્ત ઋષી આદે સહુ આવ્યા, મુનિ સહસ્ર અઠ્યાસી. ૧૦
વેદિયાની વરણિ કીધી, કલશ કિધા સ્થાપન;
હુતદ્રવ્ય હોમે ત્રિવેદી માંહ્ને, ધુમ્રે છાયો ગગન. ૧૧
ધ્વજકેતુ દાનવના કુંવર, મહા માયાવી પાપી;
પાતાલકેતુ ને તાલકેતુ, તેણે પ્રજા સર્વ સંતાપી. ૧૨
તે પાંચમે પાતાળ વસિયા, નાગ સાદ ન જાણી;
તે ઘેર વેણાધીશ ગયા, મહા હર્ખ મનમાં આણી. ૧૩
આરોપી પુષ્પની માળ કંઠે, પૂજ્યા પછે મુનિરાય;
દૈત કહે ભલે સ્વામિ આવ્યા, પણ કોણે કિધી પૂજાય. ૧૪
નારદ કહે તમો ટળ્યા આજે, છે ગાલ્લવને ઘેર જાગ;
દેવ માંહોમાંહ્ય વહિને, કહાવ્યો તમારો ભાગ. ૧૫
શક્તિ હોય તો જઈ જૂવો, પડો ગ્રાનમાં ત્રુટી;
સામગ્રી અનંત જે છે ત્યાં, તે લઈ આવો લૂટી. ૧૬

વળણ.

લૂટી લો કહિ વળ્યા નારદ, અસુર સામગ્રી કરે રે;
ભટ પ્રેમાનંદ એમ કહે, પછે શું પુણ્ય પરહરે રે. ૧૭

### કડવું ૪ થું-રાગ કહાલેરો.

દાનવ બેહુએ માયા કીધી, યજ્ઞ કરવા ભંગ રે;
પૃથ્વી ભેદી બહાર નિસર્યા, પ્રગટ્યું પ્રૌઢુ અંગ રે. દાન. ટેક. ૧

નારદ નોતરું ઋષિ વિસરયા, તે થકિ રિસ અંતર આવી રે;
યજ્ઞ ભાંગવા બ્રહ્માસુતે આ, દૈત મુકયા હુલકાવી રે. દાન૦ ૨
કરતા ગરજના ગગાતટ પર, મુખે પાડતા સ્હોર રે;
બંન્યો ઘેરી ઉભા અંતરિક્ષે, કરે અંધારું ઘોર રે. દાન૦ ૩
કરે કોરણુ ને કડકડાકા, વરસે માંસ રૂધીર રે;
દશો દિશા આવરિને લીધી, પાપી પાડે ચીસ રે. દાન૦ ૪
ગિરિ તરુવર વરસે પરજન્ય, ઉઠિ ન્હાઠા બ્રાહ્મણ માત્ર રે;
જે જેમ તે તેમ સરવે રહ્યું, વસ્ત્ર પુસ્તક પાણી પાત્ર રે. દાન૦ ૫
ગૌતમજી ને ગર્ગાચાર્ય, વસિષ્ઠ ને વામદેવ રે;
અત્રિ અગસ્ત્ય ને દુર્વાસા, નાઠા સહુ તતક્ષેવ રે. દાન૦ ૬
મિત્ર વરુણ વાયૂ ને વાલ્મિકી, રાજઋષિ વિશ્વામિત્ર રે;
સરવ ગયા ન રહ્યા ખેકીમાં, પછે ગાલવે મૂકી મિત્ત રે. દાન૦ ૭
ઋષિ દુખી થૈ ચોગમ નાઠા, પાપિષ્ટ પડિયા તૂટી રે;
યજ્ઞ સામગ્રી નાનાવિધની, તે સહુ લીધું લૂટી રે. દાન૦ ૮
પાકશાળાનાં પાત્ર જ મ્હોટાં, માંહે ભર્યાં સહુ અન્ન રે;
તે સહુ પાતાળે જઇ નાખ્યું, લિધું દક્ષણાનું ધન રે. દાન૦ ૯
મણ્ડપ ઉશડી નાખ્યો તે પછિ, ગયા ઠામ પાતાળ રે;
ગાલ્લવ મન અતિ શોકજ પામ્યો, ચાલ્યું નહીં તે કાળ રે. દાન૦ ૧૦

વળણ.

તે કાળે સમર્થ કો નહિ, જે અસુર વર્ગીને હણે રે;
પછે આંસુપાત ઋષિએ કર્યો, ભટ પ્રેમાનંદ એ ભણે રે. ૧૧

### કડવું ૫ મું–રાગ દેશાખ.

બ્રાહ્મણ સહુ ન્હાસી ગયા રે, જેમ તેમ બારેવાટ;
થઇ ગયા અતી ગળગળા રે, ગાલ્લવ મન માંહે ઉચાટ. ૧
સામગ્રી જે આહરી રે, સઉ લઇ ગયા પાતાળ;
મ્હેણું એ મ્હોટું થયૂં રે, ઋષિ ન્હાઠા અંતરિયાળ. ૨
પુસ્તક આ કરમે પડ્યાં રે, કૈં ફુટાં પાણી પાત્ર;
ભાઇયો મુજ ભુખ્યા ગયા રે, આશ્રમથી મુનિ માત્ર. ૩
મેં જન્મ શાને ધર્યો રે, કહાં પ્રસવ કીધો માત;
ઉછરી હૂં ગુણથી મળ્યો રે, આ તે શો ઉત્પાત. ૪

જે જે અતઃપર નીપજે રે, તે તો મારાં કર્મનો વાંક;
યજ્ઞ તો આરંભિયો રે, કેમ કરી શકું હું રાંક. ૫
તજું પ્રાણ આ માહરો રે, અવર નથી કો ઉપાય;
કાષ્ઠ તો ભેળાં કર્યાં રે, ગાલ્લવ ગંગાતટ લઈ જાય. ૬
પાવક પ્રકટિયો રે, ઉઠિ આકાશ પ્રમાણે ઝાળ;
ગાલ્લવે ત્યાં ઉભા રહી રે, ભજિયા શ્રીગોપાળ. ૭
સાર કરોની શ્યામળા રે, તું વિણ નથિ બીજો કોય;
હૃદયા ફાટતે રે, ઋષિ નેત્ર ભરીને રોય. ૮
દેહ પાડવા તે તત્પર થયો રે, કાષ્ઠ ઉપર ધરિયો હાથ;
એવે આવિયા રે, અંતરિક્ષથી વૈકુંઠનાથ. ૯
કહો કાં મરો મહા મુનિ રે, એણીપેર બોલ્યા શ્રી ભગવાન;
કૃપાળુ છો કહે મુનિ રે, હા માગી લ્યો વરદાન. ૧૦
ગાલ્લવ બોલિયા રે, સ્વામિ આપો અગણિત ધન્ન;
હું તેણે કરીને પ્રભૂ રે, આરંભૂ ફરિ યજ્ઞ. ૧૧
જા ધન આપિયું રે, એણિપેર બોલ્યા શ્રી જુગદીશ;
રળિયાત ઋષિ તત્ર ત્યાં થયા રે, નામ્યું શ્રી હરિને શીશ. ૧૨
પછે પૃથ્વી માંહ્યથી રે, ઋષિને જડયું અગણિત ધન;
તેથી યજ્ઞ આરંભિયો રે, ફરિ તેજા તે મુનિજન. ૧૩
દ્રવ્ય ઘણું ખરચ્યાથકી રે, ગાલ્લવ મન વાધ્યો ગર્વ;
વાડવ છે ઘાં જેટલા રે, તે તો હું થકિ હેઠા સર્વ. ૧૪

વળણ.

હું થકિ હેઠા સર્વથા, વિચાર કરે મન જેટલે રે;
એવે પાતાલકેતુ ને તાલકેતુ, અંતરિક્ષથી આવ્યા તેટલે રે. ૧૫

## કડવું ૯ મું–રાગ ભીમપળાસી.

સતગુરુ બોલ્યા હો, વાણિ સુખદાયજી;
સુણજો શુભજક હો, કહું કથાયજી. ૧
પૂરી કરિ મંડપની હો, રડિ રચનાયજી;
ઋષિયજ્ઞનો હો, કહું મહિમાયજી, ૨

ઢાળ. (રાગ સામેરી)

અંધકાર દીઠો અંતરિક્ષે, અસૂર બન્ને આવીયા;
ગીરી-તરુવર માંસ શોણિત, માયા કરીને લાવીયા. ૩

દરી તોરણ કડકડાટા, રેણુ ઉડે ભયભીત ઘણી;
વ્યાપિ લીધિ દસો દિશા, માયા કીધી પોતાતણી. ૪
જેમ તેમ ઉડી ગયા, ઋષિ સાથ સૌ ન્હાસી ગયો;
દીક્ષા મૂકી ગાલ્લવ, યજ્ઞ વળી અમથો રહ્યો. ૫
માગિ ત્રાગી ધન લાવ્યા, બ્રાહ્મણ તેઆ ત્રિજિ વાર રે;
મુનિ માત્ર સહુ મળી બેઠા, કીધો એક વિચાર રે. ૬
દિક્ષિત કહે ભાઈ સાંભળો, કાંઈ ફરી તપાસો આપ;
આ વાર આવે અધર્મિ તો, સુખરૂપ દેજો શાપ. ૭
વસિષ્ઠ વળતું બોલીયા, એણે ઈશ્વર આરાધ્યા સહી;
વરદાન માહાદેવનું, તેયિ શાપ તો લાગે નહિ. ૮
પછે વિદ્યાયે ધન ગુપ્ત રાખ્યું, ચાલતો કીધો હોમ;
દેવતા અતિ હર્ષ પામ્યા, જવ ધુમ્ર આવ્યો વ્યોમ. ૯
પાતાલકેતુ ને તાળકેતુ, આવ્યા અંધારું કરી;
ભય પામ્યા બ્રાહ્મણ નાઠા, યજ્ઞભંગ હવો ફરી. ૧૦
વળિ સર્વ લૂંટી ગયા પાપી, ગાલ્લવ અતિશે કળકળ્યો;
એક વાર પાધરું નવ ફર્યું, ત્રણ વાર તો હું આફળ્યો. ૧૧
દેવને અર્થે યજ્ઞ માંડ્યો, જ્યમ સુર સંતોષાય;
ત્રણ વાર તો નિષ્ફળ થયો, અમરે ન કીધી સ્હાય. ૧૨
પછે ઉદક અંજિલિ કર લિધી, ચઢી ઋષિને રીસ;
ઊધ ટાળું અમરગણની, શાપૂં કોટિ તેત્રીસ. ૧૩
આકાશ ભણિ અવલોકિયું, ક્રોધ કરિ મુનિજન;
દેવતાઓ દુઃખ પામીયા, ને ડોળિયું ઇંદ્રાસન. ૧૪
અમરગણ અંતરિક્ષ આવ્યા, ઋષિ હમારો શો વાંક;
દૈત દમે તો તેહને શાપો, અમર શું કરે રાંક. ૧૫
ગાલ્લવ કહે સૌ સાંભળો, કરો યજ્ઞની રહાય;
ભંગ થાશે તો હું શાપિશ, આવી કરો રક્ષાય. ૧૬
સાંભળીને સુર રહ્યા, તે અંતરમાંહ્ય થયા દુખી;
એક અશ્વ આપી પોતાનો, કહ્યું નારદ થાઓ તમો સુખી. ૧૭
કહેતું ઘટે તે કહાવીયું, નારદ સ્વર્ગથી ઉતર્યાં;
અરે દક્ષ દુઃખ મુકો મનનું, વેણુપાણિ ઉચર્યાં. ૧૮

અશ્વ મોકલ્યો ઇંદ્રરાયે, લઈ જાઓ અયોધ્યામાંહ્ય;
શત્રુજિત મહા પ્રબલ રાજા, રાજ કરે છે ત્યાંહ્ય. ૧૯
તેહને ઋતુધ્વજ કુંવર બળિયો, પરાક્રમી જોદ્ધો ઘણો;
તેહને તુરિ આ આપજો, તવ યજ્ઞ થાશે તમતણો. ૨૦

વળણ.

પછે અશ્વ આપી નારદ વળિયા, તમતણો યજ્ઞ તે રાખશે રે;
ગાલ્લવ અતિ આનંદ પામ્યા, હવે અયોધ્યા તે જશે રે. ૨૧

કડવું ૭ મું—રાગ રામગ્રી.

ગાલ્લવ ચાલ્યા અયોધ્યા ગામજી, શીઘ્રે પહોચ્યા રાયને ધામજી;
શત્રુજિતે દિધું અતિ માનજી, આસન આપ્યું પરમ નિધામજી. ૧

ઢાળ.

આસન આપીને પૂજન કીધું, પછે પુછ્યો સમાચાર;
કહો સ્વામીજી કેમ પધાર્યા, સાથે શો છે તોખાર. ૨
મૂનિ કહે હો મહિપતિ, છે તુજ સાથે કાજ;
અશ્વ લઈ હું આવિયો, દેવે મોકલ્યો છે મહારાજ. ૩
મેં ભિક્ષા માગિને યજ્ઞ માંડ્યો, મુનિ તેડ્યા સૌ મંદિર;
પાતાળકેતુ ને તાળકેતુ, રાક્ષસ બન્ને વીર. ૪
માયા કરિ તે આવિયા, યજ્ઞનો કીધો ભંગ;
પછે મુને એવી ઇચ્છા થઈ કે, દહન કરું મુજ અંગ. ૫
એવે અમરે નારદ મોકલ્યા, આપ્યો સાથે અશ્વ;
કહાવ્યું કે શત્રુજીતને આપજો, તેથી થાશે સર્વસ્વ. ૬
માટે કહું તમો મહિપતી, જે ઋતુધ્વજ આપ કુમાર;
આપો તેહને તેડી જાઉં, અશ્વે થશે અસ્વાર. ૭
ક્ષેમકુશળ કરિ આણી આપિશ, પાછો તારે ઘેર;
ના ન કહેશો મહિપતી, થાય ચાલતી પુણ્યની સેર. ૮
વચન સુણી તવ વિપ્ર કેરાં, રાજાને લાગી ઝાળ;
અતિસે મનમાં ખેદ પામ્યો, ગાલ્લવ મળિયો કાળ. ૯
પછે સુત સામું નિહાળ્યું, બોલી ઉઠ્યા મહારાજ;
આ ઋષિજી શું કહે છે તે સુણ, કરી શકશો કાંઈ કાજ. ૧૦

ઋતુધ્વજ તવ બેઠો થયો, શું જાણે ક્ષત્રી નામ;
ભાગ્ય હોય તો આ અંગ મારું, ઋષિને આવે કામ. ૧૧
ચિંતા ન કરશો તાતજી, મહા પૂર્ણ છે એ અધ્યયન;*
અસુરને ઉરાડી નાખું, કરાવું વળતો યજ્ઞ.† ૧૨
પાયે લાગ્યો તાતને, તવ મસ્તક મુક્યો પાણ;
મહિપતી કહે છે મુનિ, મારા લઇ જાઓ છો પ્રાણ. ૧૩
રક્ષા કરજો એહની, છો તમો શ્રી ઋષિરાજ;
વિવાહ કર્મ કીધું નથી, એટલી છે મુને દાઝ. ૧૪
અનંત માગાં આવીયાં, પણ ન લીધું કન્યાદાન;
પુત્ર કહે પર્ણું પ્રેમદા, જો હોય મુજ સમાન. ૧૫
એવી તો કો ના મળી, રૂપકળા ગુણસંપન્ન;
તમો શિખામણ એવી દેજો જે, વિવાહનું કરે મન. ૧૬
વળાવીને વળ્યો ભૂપતી, નીર તો નેણે ઢાળી;
ઉભા રહી સૌ કો જુવે, રાજપુત્રને વાળી વાળી. ૧૭
ગાલ્લવ પંથે પરવર્યા, આગળ રાજકુમાર;
આશ્રમે બન્યો આવિયા, અશ્વે થૈ અસ્વાર. ૧૮
ફરી યજ્ઞ આરંભિયો, હરખ્યું અંતસ્કરણું;
દશો દિશાએ મોકલ્યાં, ઋષિઓને નિમંત્રણ. ૧૯
બ્રાહ્મણ સર્વે આવિયા, રાજપુત્રે કર્યો નમસ્કાર;
મુનિ મન આનંદિયા, ત્યાં વરત્યો જયજયકાર. ૨૦

વળણ.

વર્ત્યો જયજયકાર ને, ઋષિ સર્વ સાથે ભણે રે;‡
સાદ સાંભળિ આવિયા બે, ઋતુધ્વજ તેને કયમ હણે રે. ૨૧

### કડવું ૮ મું–રાગ રામગ્રીની દેશી.

વેદાધ્યયન ધ્વનિ મચી ઋષિથી, શબ્દ થાય અઘોર;
સ્વાહા શબ્દે આવિયા તે, કર્યું અંધારું ઘોર. ૧
અંધકાર ઉપન્યો અંતરિક્ષે, તવ ખળભળ્યા ઋષિજન;
જેમ હતા તે તેમ નાઠા, રહ્યાં રાંધ્યાં અન્ન. ૨

---

* પા૦ "હુંમાં છે પૂર્ણ યૌવન." † પા૦ "જગન." ‡ પા૦ "ઋષિ સાથ વેદ રૂડા ભણે."

સાદ કરિ સૌ બોલાવ્યા ને, કહ્યું પછે ઋતુધ્વજ;
બીશોમાં આ ઋષિ ઉભો થયો, ધનુષ કર્યું મમ સજ્જ. ૩
ગાલવ કહે તમે પહોંચી શકશો, મુને થાય છે ઉચ્ચાટ;
મિથ્યા ઋષિઓને શિદ રાખો, સઘળા લાગે વાટ.* ૪
રાજપુત્ર કહે સ્વામિજી, જો રાક્ષસ આવે લક્ષ;
એકલો હું સૌને મારું, ન માગું કોઇનો પક્ષ. ૫
તો એ બેનો શો આશરો, જો આપું ગુંદીપાક;
ઉરાડું અંતરિક્ષ માર્ગે, અવનિ ચડાવું ચાક. ૬
એવું કહિ ગર્જના કીધી, અશ્વે થઈ અસ્વાર;
હાથ માંહ્યે ચાપ લીધું, કીધું મંડળાકાર. ૭
અમરે વાજી મોકલ્યો, અંગ અતિ ઉજ્જવલ;
તે ઉપર આરૂઢ થયો, તવ આવ્યું ઇંદ્રનું બળ. ૮
ઋતુધ્વજ થયો રક્તવર્ણો, ભ્રુકુટિ ચઢાવી ભાળ;
બાણનું કીધું છાપરું ને, બાંધી ફરતી પાળ. ૯
ગિરિ તરવર માંસ શોણિત, વરસાવે કરી માયા;
જે જે નાંખે આદરી તે, હેઠાં ગડમડિ પાડ્યાં. ૧૦
ચારે ગમ ચોકી ફરે, રાય પાડતો હાક;
વાજી† આવ્યા પાષાણ નાખી, ચડ્યો બેહુને થાક. ૧૧
આદર આણી ભણે બ્રાહ્મણ, ભડકી રહ્યાં છે મન;
શિલા પડે શર જાળ ઉપર, તેથી ઉધડકે મુનિજન. ૧૨
સામગ્રી સહુ હાથ માંહે, મુનિ કરે નાસાનાસ;
ટોળે ટોળાં રહ્યાં ઉભાં, મુકતા નિઃશ્વાસ. ૧૩
પાષાણ પડે મણ્ડપ મધ્યે, જ્યાં હોય આછાં બાણ;
બરકાં‡ પાડી ઉઠે બ્રાહ્મણ, થરથર ધ્રુજે વાન.§ ૧૪
પરવતનો વરસાદ વરસે, સર્પડાની ડાટ;
થયું અંધારું અતિ ઘણું, જ્યાં ધુંસ ગોટાગોટ. ૧૫
બ્રાહ્મણ સરવે પણ ભૂલા, કરે માંહોમાંહી પુકાર;
હાક સાંભળી નવ શકે, કાને પણ ધાકાર. ૧૬

* પાઠ "શું ઘડાવવાને ઘાટ." † વાજી આવ્યા—ફેંકાણી ગયા. ‡ બરકાં—બુમો. § વાન—અંગ.

કોઇ એક કહે છે શિષ્ય ને, સંભાળજે તું તુંમડું;
કાંકરો વાગે થશે કાણું, નીર નવ રહેશે પુમડું. ૧૭
એક કહે શું રાખશે, રાજા ઋતુધ્વજ;
છાપરામાંહી છિદ્ર દીસે, મારી આંખમાં પડી રજ. ૧૮
પાપાણુને પ્રહારે બાણુ ભાગે, નીસરે મોટા ગર્કા;
જવ ઋષિના માથામાં વાગે, તવ પંપાળિ પાડે બર્કા. ૧૯
રાખની ઋતુધ્વજ અમને, નહિ તો દેશું શાપ;
અધર્મિ સાથે ચાલે નહિ, ને શંકને દાખવે તાપ. ૨૦

વળણ.

વચન સુણી ઋષિકેશં, ક્રોધે ચઢ્યો ભૂપાળ રે;
સદ્‌ગુરુ કહે શુભજડ સુણો, પછે શું વરત્યું તે કાળ રે. ૨૧

## કડવું ૯ મું–રાગ સામેરીની દેશી.

ઋતુધ્વજ રણમાં ગાજ્યો રે, વાસવની પેરે વિરાજ્યો રે;
આ ધનુષ લઇ આકર્ષ્યું રે, તે રૂપ અમરે નરખ્યું રે. ૧

ઢાળ.

દેખી રૂપ તે શૂર કેરૂં, પાપિ મુખે ગડગડ્યા;
માયાવી મણ્ડપ ઉપર, આકાશથી આવી પડ્યા. ૨
શરજાલ સર્વે શિથિલ કિધી, કડકડ્યા મણ્ડપસ્થંભ;
દશો દિશા પછે આવરી, સોરાસોર કરે થહ્મ. ૩
રાજકુંવરે ક્રોધ કીધો, લીધાં મોટાં બાણુ;
નાનો રાક્ષસ તાલકેતુ, તે ઉપર કીધું સંધાણુ. ૪
અસુર આવ્યો રાય સામો, ચઢાવીને ચક્ષ;
સ્થુલ શરીર પોતાનું કીધું, હાથમાં લીધું વૃક્ષ. ૫
અસુરે અટવાઈ વૃક્ષ નાખ્યું, પછે પાડી ચીસ;
ઋતુધ્વજે તવ બાણુ મારી, કીધા કટકા વીસ. ૬
વળિ અધર્મિ ઉછળ્યો, લાવ્યો એક શિલાય;
તિલ પ્રમાણે કીધી કટકા, તવ ગાલવ મલકાય. ૭
અસુર જ્યારે ઓસરે, વીર બાણુ વેધે ગાત્ર;
હોકાર કરી હરખે ઋષિરાજ, વગાડી તુંબીપાત્ર. ૮
એવે કડકાટ સાંભળ્યો યજ્ઞમાં, મુનિ સર્વે ઉઠ્યા ત્રાડી;
નાસાનાસ માંહોમાંય કરે, પાપી નાંખશે હમણા મારી. ૯

યત્ર રાખી શું શકે, ગાલવે આપ્યું નાનું છેયું;
સામગ્રી લેવાને આવ્યા, ઋષિ કુટે શીશ ને હૈયું. ૧૦
રાખ રાજા રાખ રાજા, શું રહ્યો ચઢાવી ચાપ;
જો જાન થાશે એક કીડીનું, તો તુને દેશું શાપ. ૧૧
રીસે ઋતુધ્વજ રાતડો, ભ્રકુટી ચઢાવી ભાળ;
શતસહસ્ર બાણો મુકિયાં, પૂર્ણ આણી કાળ. ૧૨
અર્ધચંદ્ર સમ મુકિયું, રાજ પ્રતાપી બાણ;
તે તાલકેતુને હૃદયે વાગ્યું, તત્ક્ષણ નિસર્યા પ્રાણ. ૧૩
પડ્યો પૃથ્વીએ પ્રાણ વહોણો, બાણે કરી વ્યાકુળ થયો;
તવ પાતાલકેતુ વ્યગ્ર થઇ, રણ તજી નાસી ગયો. ૧૪
રણ મુકી અતરિયાળ નાઠો, ઋષિ કરે જયજયકાર;
ઋતુધ્વજે તવ પુંઠ લીધી, પ્રેરિયો તોખાર. ૧૫
આગળ જાતાં અસુર થાકયો, પામ્યો અંતર્ધ્યાન;
ઋતુધ્વજ તવ ફરી આવ્યો, મળ્યા મુનિ ભગવાન. ૧૬
ઋષિ કહે બીજાને મારીને, શું ઋતુધ્વજ આવ્યો અહીં;
કુંવર કહે હું ઘણું ધાયો, પણ જાતાં દીઠો મેં નહીં. ૧૭
ગાલવ વળતું બોલિયા, તારે વિઠાનું શું કામ;
આકુણિયે એ અશ્વ તારો, ખોળિ કહાડશે ઠામ. ૧૮
ચૌદ લોક વિષે એ જાવા, સમર્થ છે તોખાર;
કુંવર કહે હું પુંઠળ ઉભો જોઉં, કેમ આવે બીજીવાર. ૧૯
એવું કહી ને જાગ માંડ્યો, એ કથા એટલેથી રહી;
પાતાલકેતુ ગયો નાસી, વળતી શું કરતો તે સહી. ૨૦
ત્રાસ પામ્યો ને શ્વાસ ચઢિયો, નેત્રે નીર નીરધાર;
વિલાપ કરતો વીર કહે, કયાં મળશે યુદ્ધ કરનાર. ૨૧
હિમાચળે આવી ચઢયો, કરતો રુદનનો નાદ;
એવે અશોક વન ત્યાં દીઠું, સાંભળ્યો સ્ત્રીનો સાદ. ૨૨

વળણ.

સાંભળ્યો સાદ સુંદરી કેરો, થાય સંગીત ગાન રે;
વલાપ વિસરી વીરનો, વાડી ભણી દીધા કાન રે. ૨૩

## કડવું ૧૦ મું–છંદ હરિગિતની ચાલ.

વિશ્વાવસુ ગાંધર્વ કુંવરી, મદાલસા શુભ નામ રે;
રૂપ લલિત વિલક્ષણી, માનુની તેજનું ધામ રે. ૧
અવમેલી તે સાહેલી સાથે, ચાલતી ગ્રહી હાથ રે;
અશોક વાડી માંહી નિત્યે, ગાય સ્ત્રીનો સાથ રે. ૨
શોભીત વન પવન શીતળ, વાયુ વાયે મદનો;
દ્રુમવેલી રહી ઝઝુમી, દુ ખી ખુએ દિન દુ ખનો. ૩
દ્રાક્ષ છે લક્ષ છોડો, છોડ નીચા ચંપાતણા,
મોગરા મલિયાગરા શુભ, ભાતિ ભાતિ વૃક્ષો ઘણાં. ૪
થાય અતિ આનદ ત્યાં તો, સમગ્ર સ્ત્રીનો સાદ રે;
કોયલ મોર ને ગુનગુનેથી, થતા મધુરા નાદ રે. ૫
ચૈકાર થનથન અપ્સરા, પગ ઉંચવી ઘૂઘરા વજાડતી,
ગાય હરિગીત હરી લઈ ચિત્ત, અગ અનંગ જગાવતી. ૬
મધુરી વાણી સૂર તાણી, તાન માન જણાવતી;
કો એક રસના સ્વાદ લેતી, હાવભાવ વખાણતી. ૭
મૃદગ ચગ ઉપગ રંગો, નવિન નિત્ય જમાવતી,
રાણી રીઝે રસે ભીંજે, ગાન કરતી ભાવતી. ૮
કો હાર ગુથી ઝીણે તારે, કઠમા આરોપતી,
કો બાળી વેણે ફૂટે કેશે, કટિ મેખળે શોભાવતી. ૯
અમૃતવેણી મૃગનેણી, અંજન આંજી કામિની;
નાચતાં આનંદ આણી, નિર્મળ ચિર નવનિદ્ધની. ૧૦
સંધાણ બાણ કટાક્ષ કરતા, અમર જોઈ મોહોય રે;
વદન ઇંદુ માય બિંદુ, શૃગાર શુભ રતિ સોહોય રે. ૧૧
ચપળ ચર્ણ તે ધરણી ધરતાં, આવી લાવે ફ્લહારને,*
હથિયાર બાંધિ ફરે હજારો, સબળ લાવી સ્મરને.† ૧૨
જશ બોલ બોલે ઢોલ વાગે, નિશાન આણ રૂડી ફરે,
હાથમા ખેડાં કરે તેડાં, વનમાંહ્ય ભય મ નવ ધરે. ૧૩

---

* પાઠ "બારણી ફૂલ ચળકાવતી." † પાઠ "અરિને ત્રાસ ઉપજાવતી"

વળણ.

ફરતી એમ મદાલસા, સાથે વનમા સુદરી રે,
મદાલસાને નિરખતાં, ભાઈને ગયો વીસરી રે ૧૪

## કડવું ૧૧ મું–રાગ મારૂની ચોપાઈ.

મોહ્યો મોહ્યો તે અદભૂત રગે, જ્યારે અનગ વ્યાપ્યો અગે,
મોહ્યો મોહ્યો તે નૌતમ નાદે, દીઠી નાર તે ફરતી વાદે ૧
આગળ મરડે અગ અલબેલી, રાણી એક છે સૌ સાહેલી,
ગયો દાનવ પ્રેમદા પાસે, જોવા લાગ્યો અતિ ઉલ્હાસે. ૨
જ્યારે જુથ જુવતીનુ જોયુ, ત્યારે મોહ બાણે મન પ્રોયુ,
દ્રુમવેલીને ઓથે રહેતો, દેખી દેખી દાનવ મોહોતો ૩
મદાલસા ભરી મદની, અલૌકિક છે શશિવદની,
ઈંદ્ર આદિત્ય બે રહ્યા ઝળકે, અડકી રહ્યા છે ગોરે ગાલ લેહેકે ૪
જેમા જડ્યા માણેક ને મોતી, નાકે મોરથી શ્યામા સોહોતી,
છે અધર બિમ્બ પરવાળી, તે ઉપર વેસર વાળી ૫
*દાત કાળે રગે રગ્યા વળી, શોભા એવી નૌતમ મળી,
જેવો ચતુર્થિનો ચદ્રમાય, તેવી રૂપાળીની શોભાય ૬
હાર હૈડે હીચે મોતીના, ખળકાવે નવન ત્રાગીના, (?)
સેંથે ગુજારવ કરે ભ્રમર, સોવણુ કોકે નીલુ અમર. ૭
કાળા કેશ તણો અંબોડો, જાણે ઘુઘટ તેજ ઘોડો,
†આખ ઉપર અનકાવલી, જુગ્મ રતન જાણે ફુલ કળી ૮
અતી અણિઆળી આંખડલી, જાણે પકજની પાખડની,
શર શણી સમ અજન, કોમળ ગાલે પડ્યા ખજન ૯
રાતી રેખ ને કીકી કાળી, જુવે છે જેમ મૃગની બાળી,
ભ્રુકુટી બન્યો ભ્રમર સરખી, રહી નેત્ર કમળને નરખી ૧૦
કઠ કપોતને આકારે, શોભી રહ્યો શણગારે,
સોહે ઉર મડળમાં હાર, તેના મુલ્યતણો નહિ પાર ૧૧
કુખ કનક કળશને સમાન, પેટ જાણે પોયણુ પાન,
જઘા બે કદ્દલી છોડ, સુક્ષ્મ અતિ કટીનો મરોડ ૧૨

---

* પાઠ 'એના દાત દાડમની કળી † પા૦ "આખ ઉપર અલકાવલી લટકે, જુગ્મ રતન દોરે ચટકે"

કટી પાતળી મેખલે શોભે, જોતાં મહા મુનિનાં મન લોભે;
બાજુબંધ ફુમતડી લળકે, રત્ન જડિત ચુંદલડી ચળકે. ૧૩
કાંકણી કર માંહે પેહેરી, પોહોંચે મણી રત્નો ઝગમગળી;
હથેલી છે અંબુજ વરણી, ફેરવે તન ઉપર હાથ તરુણી. ૧૪
ચર્ણે ઝાંઝરકેરો ઝણકો, નેપૂર અણુવટકેરો ઠણકો;
છે પંકજવરણી પાહાની, રાતી રેખા નાની નાની. ૧૫
મોહોટા માજમ મગની ફળી, તેવી બાળાની આંગળી;
કરે વાનો નવ નવી મીડી, તેવી હૈયે નારી દીઠી. ૧૬
પોતિકો કર અડકાવે ગાલે, હસતાં મોરનાં મોતી હાલે;
ઓઢણી ઓઢી અંબરપર આછી, તે તો પવને ઉડે છે પાછી. ૧૭
એવી પૂર્ણ રૂપ જોબન, હરનીશ રહે છે વન;
તારા મોહે જેવો શશી, તેવું વદન રહ્યું છે વશી. ૧૮
આસન પાથર્યાં બહુ રંગી, તકિયે બેઠી બાળા અઢિંગી;
ચિત્રવત દૈત્ય ત્યાં તો અટકિયો, સામું ભાળી નવ તે શકિયો. ૧૯
અસુર અંતર માંહી વિચારે, સુર વર્ગ કો એને સ્વીકારે;
જેણે પૂજ્યા સારંગપાણિ, તેના હોશે એ ધણિયાણી. ૨૦
શેષ જિહ્વા ન જાય વરણી, પૂછું કુમારી કે પરણી;
એ તો અબલા હોય મારી, પરપંચથી લઇ જાઉં હરી. ૨૧
પરણીને ઝટ ગૃહસ્થ હૂં થાઊં, વેગે લઇ સ્થાનક જાઉં;
એવી દુષ્ટની દુર્મતિ ધાઈ, વિસર્યો મર્ણ જે પામ્યો ભાઈ: ૨૨
ધર્યો ભ્રમરાકેરો વેશ, થયો નીપટ નહાનો નેશ;
અબળા કંઠે કુસુમનો હાર, તે પર માંડ્યો અતી ગુંજાર. ૨૩
ઊર ઉપર આવીને બેસે, અને કંચુકિ માંહે પેસે;
ગણગણે ને મોઢું મલકાવે, મદાલસા બીહ્ને ઊભી થાવે. ૨૪
સખિને કહે કૌતુક જૂઓ, ભ્રમરો પ્યાલે પજો છે મુઓ;
મુખ ગંડસ્થલ ઉપર ભમે, દૈત રાજકુંવરીને દમે. ૨૫
પંચ પંચસેં આયુધ ધારી, રક્ષા કરે પાંચસો નારી;
નહીં ઓાછી રાજાની કુંવરી, નવ પામે જાવાને હરી. ૨૬
ત્યારે આસન હેઠાં આવી રહ્યો, સ્થૂળ શરીરે ત્યાં તે થયો;
પછે સહસા કર્મ ત્યાં કીધું, પ્રૌઢ કાયા દૈતપણું લીધું. ૨૭

શરીર પોતિકું તે વધારી, આસન સહિત ઉચલી નારી;
લઈ ઉડ્યો પછે આકાશ, ધાઈ પૂંઠલ પાંચસો દાસ. ૨૮
મારો મારો એમ કહેતી વળી, પણ પાપીને પહોંચી ન વળી;
કહાડી ઝળકતી તરવાર, નારી કરે છે મારામાર. ૨૯
કો ધનુષે કરે સંધાણ, કો મૂકે તીવ્ર તાણીને બાણ;
અરે રાજકુંવરીને કોણે લીધ, હરિવદનીનું હરણજ કીધ. ૩૦
ચાલો ગાન્ધર્વ લોકમાં જઈએ, એનાં માતપીતાને કહીએ;
નહીં દીસે ગયાનું સ્થાન, દેખતાં પામ્યો અંતર્ધાન. ૩૧
ખોવાઈ કન્યા રે હાલી, ઘેર કહેવા સર્વે ચાલી;
અબળા થૈ ઓશિયાળી, આપણને સોંપી હતી સંભાળી. ૩૨
હવે ઉત્તર શો દેવાશે, સમાચાર કેમ કહેવાશે;
ઉચાટે ભર્યાં આવ્યાં ઘેર, પણ કહેવાય નહીં તે પેર. ૩૩
પછી માતાજી એમ પૂછે, તમો સન્મન્યાં એ શું છે;
કયાં ગઈ કુંવરી મારી, જે પર ચંદ્રમા નાખું ઓવારી. ૩૪
દીઠી આગળથી જે આવે, મારું આંગણિયું તે સોહાવે;
મારા પ્રાણતણો આધાર, તેને તે શી લાગી વાર. ૩૫
કે કોણ કુંવરી ગયું મુજ હરી, અથવા ગઈ તે સત મરી;
રોતો બોલ્યો સખીનો સાથ, ભોંય પડિયા અમારા હાથ. ૩૬
અમોએ કાંઈ નવ લહ્યું, કો કન્યાને હરી ગયું;
વજ્ર વચન એવાં સાંભળી, માબાપને મૂર્છા વળી. ૩૭
પછે રોતાં નર ને નારી, દીકરીના ગુણ સંભારી;
રોતાં માતપિતા જોઈ સાથ, સર્વ નૈણે કરે અશ્રુપાત. ૩૮
વિશ્વસુધા શોધન કરતો, પિતા ઠામેઠામ સાંચરતો;
તે પુત્રી ખોળી નવ જડે, માતપિતા ઘણું રડવડે. ૩૯

વળણ.

સાંચર્યો તે શોધ કરતો પણ, પુત્રી ખોળી નવ જડી રે;
એ કથા એટલેથી રહી, હવે કન્યા કષ્ટે પેરે પડી રે. ૪૦

## કડવું ૧૨ સું–રાગ સોરઠની દેશી.

આસન લીધું ઉચલી રે, દૈત છે મહા વિકાળ;
ચમકી તવ તે મદાલસા રે, પડી પેટડિયામાં ફાળ. ૧

મૂક મુને તું રાક્ષસા રે, હું લાગું તારે પાય;
પિતાજી જોશે વાટડી રે, મરશે મારી માય. ૨
બાપ તમારી બાળકી રે, આજ લૂંટાઈ અંતરિયાળ;
આ પાપી હાથ ચઢી ખરે રે, દઉં કરમડાંને ગાળ. ૩
કખી માતાને જઈ કહો રે, મુજ દુઃખ ન ધરશો લેપ;
ભાવી પદારથ ટળે નહીં રે, મુજ કર્મતણી જે રેપ. ૪
એમ ટળવળતી તારુણી રે, ક્યાંથી દુષ્ટ હૃદેમાં હાય;
વિકાળ વદન કેશ મોકળા રે, કે નેણે નીર પ્રવાહ. ૫
મૃગલીને મુખમાં ધરી રે, જેમ વ્યાઘ્ર નહાસે વન;
તેમ તે લીધી મદાલસા રે, આરત ભરી કરતી રુદન. ૬
જેમ પ્રસવતાં પોપટી રે, ગ્રહી ચાલે માંજાર;
તેમ લીધી તે મદાલસા રે, નવ પહોંચી બુમ કે વહાર. ૭
અંતરિક્ષ ચાલ્યો અધર્મિ રે, અતિ ઘણો અહમેવ;
એવે વાટ મધ્યે મળ્યા રે, ઉમયા સહિત મહાદેવ. ૮
પાર્વતીએ સાંભળ્યું રે, કો બાળકી પડી બંધન;
મુકાવો મહાદેવજી રે, જેથી બાળા થાય પ્રસન્ન. ૯
વળતું વદ્યા મહાદેવજી રે, નારી નારીની કરે વહાર;
દયા આવે તો મારી દૈતને રે, આપો અબળાને આધાર. ૧૦
તવ ઉમયાજી એમ ઓચર્યાં રે, એ કન્યાનો હરનાર;
રે એ પાપીને મારશે રે, તે હશે તુજ ભરથાર. ૧૧
રોઇશ ના તું મદાલસા રે, એમ માતા બોલ્યાં વાણ;
અમર સૈન્ય સુત ખરે રે, ગ્રહેશે તારો પાણ. ૧૨
કામિની તે ગ્રીછી ગઈ રે, નવ પાપી ગ્રીછ્યો પેર;
પાતાળ પાંચમે લઈ ગયો રે, જ્યાં હતું પોતાનું ઘેર. ૧૩

વળણ.

આણ્યો ઘેર પોતાતણે, લાવ્યો નારી રતન રે;
અન્ય કો ત્યાં નવ મળે, કેમ ઉગરે તે સ્ત્રી જન રે. ૧૪

કડવું ૧૩ મું-રાગ રામગ્રીની દેશી.

વૈશંપાયન બોલ્યા વાણીજી, અબળા હર્ણ કરી આણીજી;
મંદિરમાં છે શુન્યકારજી, ન મળે બીજું તેણે ઠારજી. ૧

ઢાળ.

તે દ્વાર ત્રીજું નવ મળે, જે કરે આવી વાત;
મદાલસા એકલી ઘરમાં, કરે અશ્રુપાત. ૨
અરે કરમડાં શું કરું, મેં કોણનાં કીધાં પાપ;
આ સ્થાનક આવી પડી, મુક્યાં મા ને બાપ. ૩
તવ દૈત વળતું બોલિયો, કહો શિદ કરો રુદન;
સુખ નાનાવિધ ભોગવો, ભાવતાં કરો ભોજન્ન. ૪
પટકુળ પહેરો પદ્મની, વળી શોભિતા શૃંગાર;
પૂર્વે જન્મ પુણ્યે કરી, હું સાંપડ્યો ભરથાર. ૫
શોક મૂકો સુંદરી, કરમાં ગ્રહી વરમાળ;
હાથ ઝાલી મારા ને, કરો ઝાકઝમાળ. ૬
સ્વર્ગ સુખથી અધિક છે, જો જાણશો વિવેક;
ભોગ ભોગવશો ભામિની, મારી સંગ રંગ અનેક. ૭
જરા ન આવે તુજને, નાગરસ કરાવું પાન;
જોબન રહેશે સદા લગી, વાધશે અતિશે વાન. ૮
આ ભુવન જુઓ ભામિની, ભાસ્કર કરતા ભાસ;
ધન્ય ભાગ્ય જે વસે, જેણે પૂજ્યા હોય અવિનાશ. ૯
આણુમાણ્યાં શા કારણે છો, બોલો મુકીને લાજ;
પરણો મુજને પ્રેમદા, જે સરે સઘળાં કાજ. ૧૦
મદાલસા એમ આચરે, મનમાં કરીને વિચાર;
પરણ્યાનો પરપંચ કરું, જેમ તેમ લગાડી વાર. ૧૧
વચન ફળે પાર્વતી કેરું, તેણે આપ્યું છે વરદાન;
પાપીને મારનારો, કો આવે ભગવાન. ૧૨
એવી રીતે મન વિચારી, મુખ કર્યું આનંદ;
હસતી દીઠિ મદાલસા, તવ પડ્યો માયાફંદ. ૧૩
વિનયયુક્ત તે આચરી, નહિ ઉતાવળનું કાજ;
સામી ટેકિ વિવાહ કરો, કહું કર ઝાલીશ આજ. ૧૪
કુટુમ્બ તેડો તમતણું, કોઇએ મુને નથી દીઠી;
ગીત ગાયે કામિની, આપશે ચોળીએ પીઠી. ૧૫

જ્યારે સ્વજન કેરું નામ લીધું, સાંભર્યો ત્યારે ભાઈ;
હુમો ચડીને આવિયો, જલથકી આંખ ભરાઈ. ૧૬
જ્ઞાન વિચારે તેહનું, દુઃખ લાગ્યું અતિ કેર;
ઋતુધ્વજ મારે મારવો, વાળવું ભાઈનું વેર. ૧૭
ગાલવનો જઈ યજ્ઞ ભાગું, ઋતુધ્વજને નાખું મારી;
દાઝ ભાંગે મનતણી, પછે પરણું નૌતમ નારી. ૧૮
એક કુંડળધર દાનવની દીકરી, જેનું કુંડલા છે નામ;
ધ્યાન ધરિયું તેહનું, તવ આવી તેણે ઠામ. ૧૯
કેર જોડીને વીનવે, કન્યા કહે મહારાજ;
આ વેળા મુને કેમ સંભારી, શું છે સ્વામિ કાજ. ૨૦
અસુર કહે તું મદાલસાને, સાચવ રહીને પાસ;
એટલે હું ઋતુધ્વજનો, કરતો આવું નાશ. ૨૧
ભાઈ પડ્યો ભોમી ઉપર, નથી દિધું તેને દેહેન;
કહો કેમ પરણું પ્રેમદા, તું સાંભળ મહારી બેહેન. ૨૨
મદાલસા કહે સુખે જાઓ, વેગે પધારો સ્વામિન;
હું તમથી નથી વેગળી, હવે થઇ છું તમ આધિન. ૨૩

વળણ.

આધિન થઈ છું તમતણે, તવ પાપી ત્યાંથી પરવરે રે;
વિપ્ર પ્રેમાનંદ એમ ભણે, પછે યજ્ઞ આવી કઇ પેર કરે રે. ૨૪

કડવું ૧૪ મું–રાગ ધવલ ધન્યાશ્રીની દેશી.

નારદજી મુખ એમ ઓચરે, સુણો યુધિષ્ઠિર રાયજી;
રાજા ઋતુધ્વજ ત્યાં ઉભો છે, યજ્ઞ કઈ પેર થાયજી. ૧
ધનુષ ટંકારવ કુંવર કરે છે, નિગમના નિજ ઘોષથી;
ભણે બ્રાહ્મણ ભાઇ પડ્યા જોઈ, પાપીને ચઢિયો કોપજી. ૨
ભોજન કરવા વિપ્રો આવ્યા, ગંગાત્રટેથી અંઘોળીજી;
હતું તેમનું તેમ દેખીને, દૈતને લાગી હોળીજી. ૩
ઋતુધ્વજે તાલકેતુને માર્યો, વિપ્ર કરતા વખાણજી;
કુંવર કહે બીજાને હણવા, ચઢાવી રહ્યો છું બાણજી. ૪
વચન સુણીને દાનવ બોલ્યો, મુખે કરી હોકારજી;
યજ્ઞ વિષે આવિને પડિયો, આવરિયું અંધકારજી. ૫

ઉઠ્યા બ્રાહ્મણ ભોજન કરતા, ભર્યાં મુકી ભોજનજી;
ઋતુધ્વજ વારીને રાખે, બેઠા રહો મુનિજનજી. ૬
વિદ્યુતાસ્ત્ર જ બાણને મુકી, માયા* સઘળી કાપીજી;
અંધારે અજવાળું કીધું, ને નિરાળો કીધો પાપીજી. ૭
એક શાલ જાતનું વૃક્ષ જ મ્હોટું, તે દૈત લાવ્યો ઉપાડીજી;
ઋતુધ્વજ ઉપર તે નાખ્યું, માથા ઉપર ભમાડીજી. ૮
રાજકુંવરે તવ બાણ જ મેલ્યું, વૃક્ષ કીધું તિલ માત્રજી;
પછે સત શર તાણીને મુક્યાં, વિંધ્યું દૈતનું ગાત્રજી. ૯
ટોપ પડ્યો ને બખ્તર ફાટ્યું, પડ્યાં સરવ આયુધજી;
નાઠો દાનવ રણ મૂકીને, ન સહેવાયું યુદ્ધજી. ૧૦
શર ચઢાવ્યું ધનુષ ઉપર ને, મારવા એકી મૂઠેજી;
પગલું તે પાપીનું દેખી, અશ્વ હાંક્યો પૂંઠેજી. ૧૧
પાખરીયો જે પવન વેગી, દેવતણો આપેલોજી;
પાતાલકેતુનિ પૂંઠે ધાયો, જાણે પાણીનો રેલોજી. ૧૨
માયાવિ મરડાતો ચાલે, જ્યાં હોય અઘોર પંથજી;
જ્યાં અસુર ત્યાં અશ્વ હિંડે છે, આથડે નહિ અંધજી. ૧૩
થરથર ધ્રુજે કાંઇ નવ સુઝે, મુખે સ્વાસ ન માયજી;
જુવે વળીને પડે ઢળીને, ઉઝરડઇ ઉભો થાયજી. ૧૪
માર્યો હવે એમ વિમાસે, દેખી બાણ ને કાયા કાંપેજી,
થાક્યો શરીરે સ્થૂલ થયો રે, રખે ઘોડો મુજને ચાંપેજી. ૧૫
પછે માયા કીધી દાનવે, ધર્યું સૂકર સ્વરૂપજી;
અશ્વ પળિયો તોય પૂઠે, નિરખે આવ્યો ભૂપજી. ૧૬
ઋતુધ્વજ હોકારા કરતો, થાય અશ્વ ઉપરથી બેઠોજી;
એવે પૃથ્વી ભેદી પાડુ પ્રહારે, પાપી પાતાળે પેઠોજી. ૧૭
આગળ જળ અગાધ આવ્યું, માંહે દૈત્ય પરવરિયોજી;
તત્ર ઝંપાપાત કર્યું ઘોડાએ, રાયને લઇને તરીયોજી. ૧૮
પાણી પૂઠળ ગુફા ગહ્વર, અનંત નદી ને નાળાંજી;
તેમાં ઋતુધ્વજ ધાતો હીંડે, જ્યાં મનુષ ન હીંડે પાળાજી. ૧૯

---

* પાઠ "કાળપ."

અતલ વિતલ તલાતલ સુતલ, આવ્યો ચોથે પાતાળજી;
દૈતે જાણ્યું જે ઘેર જઈશ તો, કન્યા લેશે ભૂપાળજી. ૨૦

### વળણ.

ભૂપાળ લેશે ભામિનીને, તે ચિંતા ચિત્તમાં થઈ રે;
અંતર્ધ્યાન થયો તે ત્યાંથી, રસાતલ બેઠો જઈ રે. ૨૧

### કડવું ૧૫ મું–રાગ વેરાડીની દેશી.

અંતર્ધ્યાન થયો અસુર તે, જઈ બેઠો રસાતલ;
ઋતુધ્વજ મનમાં વિમાસે, ને અશ્વ ચાલ્યો સુતલ. ૧
ભૂલ્યો વાટ ઉચ્ચાટ થયો, ભુલામણે પડ્યો ભ્રમ;
જળમાં વાટ નહીં વાજીને, જાવાનો નહીં અનુક્રમ. ૨
દશો દિશા જુવે બે બાકળો, તવ ગભરાયો રાય;
એટલે અશ્વને જ્ઞાન થયું, તે મદાલસા ભણિ જાય. ૩
રાય ઘોડાને ઘણુંએક ખાંચે, મંદિર ભણિ મરડાય;
રીસ કરીને ચાબક મારે, તવ લોચન રાતાં થાય. ૪
અશ્વ કહ્યું તો કરે નહીં, મન જાવા દૈત્યને ઘેર;
રાયે જાણ્યું જે ક્યાં જાય જોઉં, શી થાય છે પેર. ૫
મન પોતાનું દૃઢ કરીને, છુટી મુકી વાજિની* વાગ;†
અશ્વ ચાલ્યો દાનવને મંદિર, ચપળ ચલાવી પાગ. ૬
એવે જલરહિત એક સ્થાન આવ્યું, દેખીતું અતિ રમ્ય;
તે મધ્યે પાધરો જઈ પેઠો, ઘોડાને તે છે ગમ્ય. ૭
દ્રુમવેલીનું અશોક વન છે, તેની શોભા છે ઘણી;
ઠામ ઠામ અજવાળાં દેખે, મુક્યા છે નાગતણા મણી. ૮
તે મધ્યે એક સરોવર સુંદર, નિર્મળ જળ ત્યાં લેહેકે;
પાળે પાળે તરુવર રોપ્યાં, બાવનાં ચન્દન બેહેકે. ૯
રાજકુંવર અતિ હર્ષ પામ્યો, પીધું શીતળ જળ;
તે મુકીને આગળ ચાલ્યો, એક આવ્યું દારુણ સ્થળ. ૧૦
તે દેખી ભૂપતિ ભય પામ્યો, પડ્યા દીઠા છે સહુ કબંધ;
કીટ પતંગ ને માંસ શોણિત, ત્યાં વાયુ આવે દુર્ગંધ. ૧૧

---

* વાજિ–ઘોડો. † વાગ–લગામ.

ત્વચા ચર્મ ને પદ મસ્તક, અર્ધ કરેલાં પક્ષાં;
ઋતુધ્વજ વિસ્મય થયો શું, પ્રલય કાળ થયો હવાં. ૧૨
દારણ ઘાટ દિસે હશે કો, દૈત્ય કેરો વાસ;
અલ્પ બુદ્ધિએ હું અહીં આવ્યો, હવે જીવ્યાની શી આશ. ૧૩
રે જીવ શિવ તુજ રાખણહારો, આવ્યું અંતરજ્ઞાન;
એવું કરીને ઘોડો ખેલ્યો, સમર્યા શ્રીભગવાન. ૧૪
આગળ જાતાં મંદિર આવ્યું, કનકતણો છે કોટ;
મહા મનોહર દેખીને, અશ્વને મરાવી ડોટ. ૧૫
માળિયાં શુભ જાળિયાં, અટારી ત્યાં શોભે;
સુંદર ચોક પડશાળ પટ મહા, જોતામાં મનડું લોભે. ૧૬
ઝલકાર ઝરૂખે જાળી, રાવટિ રમણિક દીસે;
હિરા ને માણેક મોતી, જોતાં મનડું હીસે. ૧૭

વળણ.

હીસે મનડું અવિલોકતાં, ભુવનની શોભા ઘણી રે;
રાજકુંવર ત્યાં પરવર્યો, જ્યાં છે કન્યા ગાંધર્વતણી રે. ૧૮

## કડવું ૧૬ મું–રાગ કેદારો.

જ્યારે આવ્યો રાજદ્વાર, ત્યારણે મુકીને તોખાર;
રાજકુંવર હરે ફરે, મંદિરમાં કયમ પરવરે. ૧
મનમાં તે કરે ડગમગ, ભયયુક્ત થૈ માંડે પગ;
ખડ્ગ ખેંડુ કરમાં ધરી, સમર્યા મનથી શ્રીનરહરી. ૨

ઢાળ.

ધર્યું ખડ્ગ મન દ્દઢ કરીને, મનમાં જિવજ ખોવા;
થાનાર હોશે તે થશે, પણ જાવું અંતઃપુર જોવા. ૩
માયાવીએ શું માયા કીધી, મુજને મોહોવા માટે;
એ પ્રપંચ હોય ન પાપીનો, શું મંદિરમાં મુને વાટે. ૪
સુરપતિના ભુવન સરખું, શા માટે છે શુન્ય;
કનક કોશથી કામ કીધું, નાંણાંની નથિ ન્યુન. ૫
નારી નપુંસક કે પુરુષ, કો નથી પક્ષી ને પશુ;
કરનારે ઘણો ખરચ કીધો, તો શા માટે નથિ વસ્યું. ૬

એમ કરતો આઘેરો ચાલ્યો, રાય શત્રુજિતનો તન;
વિકુણ્ડલા દાસી દીઠી ત્યાં, કરતી અંગ મર્દન. ૭
સુંદર રૂપ ને મદન પૂરણ, દિઠો આવતો રાય;
સાદ કરતી સૈરન્ધ્રી તે, અંતઃપુરમાં જાય. ૮
મદાલસા પ્રત્યે દાસી બોલી, બેહુ કરી કર જોડ;
રાણીજી રાજ કો આવે તે પર, કામ ઓવારું ક્રોડ. ૯
સાંભળી તે શ્યામા હરખી, પાર્વતી વચન થયું સાચું;
પાપીને વધ કરી મુને વરે, એવું જાઇને જાચું. ૧૦
આગળ અંતરપટ કિધું, લજ્જા મનમાં આણી;
પછે સૈરન્ધ્રી સાંમી મોકલી, પાત્ર ભરીને પાણી. ૧૧
હાવભાવ કરી મોકલી, બોલી વિકુણ્ડલા વાણી;
આઘા પધારો શોક મુકી, તમને તેડે મુજ રાણી. ૧૨
વાયક સાંભળિ વામા કેરાં, વિસ્મય પામ્યો ભૂપ;
દાસિ જેની એહવી છે તો, રાણીનું કેવું રૂપ. ૧૩

વળણ.

રૂપ જોવા ગયો ગુણવંત, આપ હર્ડું દૃઢ કરી રે;
વિપ્ર પ્રેમાનંદ એમ ભણે, પછી કેમ મળી તે સુંદરી રે. ૧૪

## કડવું ૧૭ મું–રાગ બેહાગડાની ચોપાઈ.

રાજકુંવર ગયો ઉલ્લાસે, દાસી આવી મદાલસા પાસે;
રાણી કને આજ્ઞા લીધી, આપી આસન પૂજા કીધી. ૧
જોઈ પાતાલકેતુનું ઘર, જાણે વાસ વસે વિશ્વમ્ભર;
દ્વાર શાખા હારો હારે, લીપિ ભીત કનકની ગારે. ૨
મધ્યે સ્ફટિક મણિના સ્થંભ, સામ સામી દિસે પ્રતિબિમ્બ;
ચિન્તામણ ચો પાસે ચળકે, મુક્તાફળનાં તોરણ લળકે. ૩
એવું સદન મુક્યું છે સમારી, ઋતુધ્વજ રહ્યો છે વિચારી;
પછે બોલ્યો તે રાજકુમાર, દાસીને પૂછ્યો સમાચાર. ૪
તમે જાતે દિસો છો એક, આ તો ઓરડી દીસે અનેક;
એ કોણે સમાર્યું ધામ, એના વસનારનું શું નામ. ૫
ભુવન શા માટે છે શુન્યકાર, કહો વાત માંડીને નાર;
ત્યારે કહે વિકુણ્ડલા નારી, સત્ય વાત કહું છું વિચારી. ૬

ઘડિ વિશ્વકર્માએ અવશ્યમેવ, અહીં પૂર્વે વસ્તા વિશ્વદેવ;
એક દૈત હતો કુંડલધર, ઇંદ્રે સોંપ્યું તેને ઘરબાર. ૭
ત્યાંથી દેવ થયા વિદાય, કુંડલધર મુકયો ઘરમાંય;
તે રાજાની છું કુંવરી, નાનપણમાં હું અંગે સારી. ૮
પિતા માયા મારો આ ઠામ, તાલ પાતાલ એવાં નામ;
એ છે વૃક્ષકેતુના બાળ, જેનાં રૂપ મહા વિકાળ. ૯
તેણે ઘર ઋદ્ધિ લુટી લીધી, બંન્નેએ દાસી મુજને કીધી;
દુષ્ટ દમે છે ત્રણ ભૂવન, સર્વે લૂટી ભર્યું ત્યાં ધન. ૧૦
મુને રાખિ છે વળતી વારી, કોણ જાણે ત્યાં પીડા મારી;
એક ગાલવ નામે ઋષિ જન, તેનો ત્રણ વાર ભાંગ્યો યજ્ઞ. ૧૧
રાજા ઋતુધ્વજ છે બળવંત, તેણે આણ્યો એકનો અંત;
પાતાલકેતુ ગયો નહાસી, ઋતુધ્વજના યુદ્ધથી ત્રાસી. ૧૨
એક મદાલસા નામે નારી, વિશ્વાવસુ ગાંધર્વકુમારી;
તેનું રૂપ મનોહર નરખી, હરી લાવ્યો પાપિ તે હરખી. ૧૩
આવ્યો કન્યા હરીને કાલે, પાપિ લૈ આવ્યો પાતાળે;
પરણવાની કીધી સજાઈ, તવ સાંભર્યો પોતાનો ભાઈ. ૧૪
મુને મુકી સાચવવા ઘેર, તે તો ગયો વાળવા વેર;
જાણીએ તે ભિયા કોણે માર્યા, પણ ભાગ્યે તમો રે પધાર્યાં. ૧૫
એ કન્યા હવે તમને ફાવી, કો વાત દિસે છે ભાવી;
તમે પ્રેમ પ્રેમદાને પરણો, આ મોહોલ સબળ છે ઘણો.* ૧૬
એ ઇશ્વરે તમને આપી, વેહેલા થાઓ આવશે પાપી;
ત્યારે ઋતુધ્વજ બોલ્યો વાણી, દેખાડો મદાલસા રાણી. ૧૭
હું છઉં અયોધ્યાનો રાજન, તાલકેતુ કીધો પતન;
પછે પાતાલકેતુ પૂંઠે ધાયો, ત્યાં આવ્યો ને કયાં સંતાયો. ૧૮
ત્યારે જાણ્યું છે મહા સુભટ, આકુળિયે ફાટયું અંતરપટ;
પડે અભ્રથી ઇંદુ બહાર, એવી નયણે નિરખી નાર. ૧૯
મીટે મીટ બંન્યોની મળી, દુઃખ વાત હૃદેથી ટળી;
હર્ષે નેણે નેણ રસ પીધો, પીતાં મૂર્છિત નરને કીધો.† ૨૦

* પા૦ "આતો મેગ છે બ્રહ્માએ વર્યો."
† પા૦ "ત્યારે રાજા બોલી નવ શકયો, જેવો ચિત્રામણમાં લખિયો."

વળણ.

ચિંતામણિ બન્યો ચર્યા, પછે મદાલસા શું વદે રે;
વિપ્ર પ્રેમાનંદ કહે, શ્રોતાજન્ન ધરો હદે રે. ૨૧

### કડવું ૧૮ મું-રાગ બિહાગડો.

બોલો બોલો લટકાળા રાય, મુખને મરકલડે;
હું તો લાગું તમારે પાય, મુખને મરકલડે. ૧
તમે અણમાન્યા તે શું આ, મુખને મરકલડે;
કાંઈ મન ન આવી હું આ, મુખને મરકલડે. ૨
હવે જાગીને આપ સંભાળિયે, મુખને મરકલડે;
પેચ પાઘડિનો છુટો વાળિયે, મુખને મરકલડે. ૩
હેઠું ખડ્ગ પડે છે ગળી, મુખને મરકલડે;
વાગશે તો ખોશો સો રળી, મુખને મરકલડે. ૪
આંખ શું કરો અડપડિયાળિ, મુખને મરકલડે;
પાઘડી દીસે છે રઢિયાળિ, મુખને મરકલડે. ૫
દઇ તો કાંઈ રાખીએ સાહિ, મુખને મરકલડે;
એમ ન કીજે છોકરવાદિ, મુખને મરકલડે. ૬
પૂછાપૂછ કરશો માં મહારાજ, મુખને મરકલડે;
કરો વિવાહનો તમો સાજ, મુખને મરકલડે. ૭
મુને કહિ ગયાં ઉમીયા દેવી, મુખને મરકલડે;
લાજ ધરો નહીં દેવ, મુખને મરકલડે. ૮
નથી બીજું ત્રીજું કોય, મુખને મરકલડે;
હવે વિકલ્પ મન શું હોય, મુખને મરકલડે. ૯
હવે શું જણાવો છો પ્રીત, મુખને મરકલડે;
અમો ખીધું પુરુષની રીત, મુખને મરકલડે. ૧૦
તમો મનમાં ધરો નવકો ધીર, મુખને મરકલડે;
મારે તમો છો મનના હીર, મુખને મરકલડે. ૧૧

વળણ.

સુણુ રીત જાણું પુરુષની, તત્ર રાજા બોલ્યો પાસે જઈ રે;
ચાલ દેખી ચતુર નરની, પછે મદાલસા ઘેલી થઈ રે. ૧૨

## કડવું ૧૯ મું-રાગ કેદારાની ચાલ ટુકડી.

દેખિ ચાલ તે ચતુર નરની, માવા લાગી તે રાજકુમારની;
કાંઈ મોંઘેરી તે થાતી, મુખ કલા કરે મદમાતી. ૧
પછી મુન્ય થઈ રહી મ્હોડે, પાછી ઓસરી આવું ઓઢે;
તેમ તેમ રાય આઘો આવે, પ્રીતે પ્રેમ કરીને બોલાવે. ૨
હવે લાજ કહોની ધરો છો, શા માટે લજ્જા કરો છો;
મુખવદન કળા દેખાડો, સુખ સ્વર્ગનું સાચુ પમાડો. ૩
મોહ્યો મોહ્યો તારે લટકે, તો શેં ન બોલો મુખ મટકે;
કાં મુન્ય થયાં હો નારી, નવ બોલો પ્રથમ મુને મારી. ૪
આ અંબર પહેર્યું છે આછું, મુખ ઉપરથી કરો તે પાછું;
હું મોહ્યો છું અદ્ભુત તેજે, હરીવદની તે તારે હેજે. ૫
મુખ દેખાય છે ઘુંઘટમાં, લાજ મુકી વદો ઉલ્લટમાં;
ત્યારે ઘુંઘટને પરો લીધો, ઋતુધ્વજને ઘેલો કીધો. ૬
શ્યામાનો ભાવ લહિ કહું બાળા, મુખ જાણે ચંદની કળા;
રહ્યો રાજા પાસે આવી, બોલે નવ અબલા બોલાવી. ૭
ભરાયો માયાને પાશે, જેમ ભ્રમર અંબુજ નિવાસે;
તેને રૂપે તે મેરુ ડોલે, તો મનુષ્ય તે કોણુ તોલે. ૮
પાસે આવી બેઠો તે રાય, પામરિયે ઢોળે છે વાય;
કચરો નજરો તે દે છે નાખી, મદાલસાની ઉડાડે માખી. ૯
મુખ જુવે છે ફરી ફરી, મારા સમ બોલો સુંદરી;
મેં મુકર્યા છે તમને વરી, તો શું લાજ ધરો ઓસરી. ૧૦
ત્યાં તો છે એક કિંકરી, જુવો પ્રેમે નેણાં ભરી;
આવો સાથે કરણા કરી, ઈશ્વર આપશે સુષ્ટિ બાજરી. ૧૧
તમો ગંધર્વની કુવરી, પાપી લાવ્યો તમને હરી;
હું તો તેને નાખિશ મારી, તું તો શેં નવ સમજે નારી. ૧૨
અમો કહું છું પ્રણિપત કરી, નવ બોલો તો જઈશ હું મરી;
ત્યારે પરો કર્યો ઘુંઘટ, બોલો પાય ધરું મુગટ. ૧૩
પાથરું પાલવ પામરીનો પટ, વદો વાણી આણી ઉલટ;
એ મિથ્યા શી કરની ચટ, સઘું પ્રીછું નથી હું જટ. ૧૪

પાપિ હરિ લાવ્યો છે તુજને, તે તો ઘણું દાઝે છે મુજને;
વહાલી તુજ કાજે ધરૂં વટ, વેરિનું શિર કાપીશ સટ. ૧૫
ટાળો દેહતણી ખટપટ, ઉઠી નારી આણી ઉલટ;
મંન મેળવવાનો કોડ, વહાલી તું છે મારી જોડ.' ૧૬

### વળણ.

પછિ ઉલટ આણી બન્યો મળિયાં, કહે ભટ પ્રેમાનંદ રે;
પછે પાણિગ્રહણ કયમ હવું, તેનું કહું પદબંધ રે. ૧૭

### કડવું ૨૦ મું–રાગ દેશાખની ચોપાઈ.

નારદ કહે સાંભળોને ધર્મ, પછિ કેમ થયું વિવાહનું કર્મ;
મદાલસા રાજાને મળી, આકાશે વિજળી સમ ભળી. ૧
તવ રાજાએ વાણી ઓચરી, અશ્વ ઉપર બેસો સુંદરી;
દાસીને કહ્યું થૈયે વિદાય, એટલે આવ્યા નારદ ઋષિરાય. ૨
ઋષિ તણું કીધું પુજન, સમાચાર કહ્યો રાજન;
ભલું થયું આવ્યા મહારાજ, મુજ સરખું કંઈ કહિએ કાજ. ૩
નારદ કહે સારો શોધે કાર્ય, આવ્યો છું હું થવા આચાર્ય;
પરણી ચાઓ અશ્વે અસ્વાર, ચોરિ રચિ તવ ઋતકુમાર. ૪
વળતા બોલ્યા મુનિ ભગવાન, વિકુણ્ડલા દે તું કન્યાદાન;
આરોપી કંઠે વરમાળ, ગાંધર્વ વિવાહ કીધો તત્કાળ. ૫
નારદ અંતરધ્યાન તવ થયા, તતપર બે નર નારી રીઝિયાં;
દાસી એમ બોલી મુખ વાણ, તમો બંન્યોને હજો કલ્યાણ. ૬
રાય અશ્વે બેઠા નેહ ધરી, આછગે બેઠી સુંદરી;
દેવતાએ આપેલો તુરી, જેમ આવ્યો તેમ ચાલ્યો ફરી. ૭
ગાલવ આદિ ઋષિ જુએ વાટ, ન આવ્યો કુંવર તેથી ઉચ્ચાટ;
ગયા ઘોડાને પગલે પળ્યા, કુંવર કન્યાને લઇ વાટે મળ્યા. ૮
ઉતરી હેઠા કર્યો નમસ્કાર, અથ ઇતિ કહ્યો સમાચાર;
ઋષિ ગાલવ તો હરખ્યા ઘણું, માનજ વાધ્યું પોતાતણું. ૯
એના પિતાને લગાડું પાય, રતન સરખી લૈ કન્યાય;
સેવક આવ્યા શત્રુજિત ભણી, સ્વામી સાંભળિએ વધામણી. ૧૦
પછે અયોધ્યા આવ્યા ઋષિરાય, વધામણી પુર મધ્યે જાય;
પુત્ર લાવ્યો પરણી પ્રેમદા, ઉઠ્યો રાજા મનમાં અતિ મુદા. ૧૧

ઋષિને પાયે શત્રુજિત પડ્યો, આજ પુત્ર મને પણ જડ્યો;
સાથે શ્યામાની કીધી જોડ, મુનિ તમે પહોંચાડ્યો કોડ. ૧૨
નગ્ર જન મળવા આવિયાં, યોગ્ય રીતે ભેટ લાવિયાં;
પાંચ દિવસ મુનિ પરોણા રહ્યા, પછે પોતાને સ્થાનક ગયા. ૧૩
રાજાએ ઉમંગ જ ધરી, પુત્રનો વિવાહ માંડ્યો ફરી;
મદાલસાને પૂછી વાત, કોણ તમારાં માત ને તાત. ૧૪
કુટુંબ સર્વનુ લીધું નામ, સસરે ઓળખ્યો સાગે ઠામ;
પછે લખ્યો પત્ર સમાચાર, ગાંધર્વ લોક ગયો સરદાર. ૧૫
બોલ્યો સેવક આવ્યો કોડશું, આ કાગળ લ્યોની વિશ્વાવસુ;
સ્વસ્તિશ્રી ગાધર્વનો દેશ, વિશ્વાવસુ નામે જે નરેશ. ૧૬
લખિતંગ શત્રુજિત મહિપતી, અમો રહ્યા છઉ તમારી વતી;
બીજી એક જે છે વધામણી, ખોવાઈ દીકરિ જે તમતણી. ૧૭
પાતાલકેતુ ગયો તો હરી, તે કન્યા સુજ પુત્રશું વરી;
નારદજીએ કરાવ્યો વિવાહ, સુને ફરી ઉપની છે ઇચ્છાય. ૧૮
માટે મળવાને આવજો, રીત ઘટે જે તે લાવજો;
સૈનકને શિવનું છે વચન, અહીં લગિ આવ્યો રાજન. ૧૯
બાકી અમો આવી પહોંચિયે તહીં, પણ શું કરીએ અમ ગતિ નહીં;
વાંચ્યું પત્ર તે વેગે કરી, બોલ્યો રાજા નયણે જળ ભરી. ૨૦
એ શું સાચું કે છે સ્વપન, છઈ દીકરી રૂપ રતન;
ચાલો સર્વકો વેગે કરી, વિધિએ પરણાવુ દીકરી. ૨૧
ગાંધર્વ સર્વ થયા સાવધાન, લીધાં ધન ભરી વૈમાન;
ગામમાં વર્ત્યો જયજયકાર, અયોધ્યા આવ્યો પરિવાર. ૨૨
ભેટ્યાં સર્વે વેગે કરી, માત તાતને મળી દીકરી;
અથ ઇતિ પછે કહી જવ વાત, હર્ષ પામ્યાં તવ માત ને તાત. ૨૩
આપી કન્યાદાન લાગો પાય, વિશ્વાવસુ આદે થૈ વિદાય;
પુત્રિ કહે પિતાજી પરવરો, છે ઇંદ્રપે અધિકો સસરો. ૨૪

વળણ.

સસરાનું સુખ છે ઘણું, તવ કુટુંબ સર્વ પાછું ફર્યું રે;
નારદ કહે સુણો ધર્મ રાજન, પછે મદાલસાએ શું કર્યું રે. ૨૫

## કડવું ૨૧ મું-રાગ ગોડીની દેશી.

સદ્દગુરુ વાણી ઓચરે, સાંભળો શુભજડ* મુન્ય;
સુખ પામી ઘણું પ્રેમદા, સસરાતણે ભુવંન. ૧
પ્રીત વાધી નવનવી, શ્યામાને સ્વામિ સાથ;
મદાલસાના હાથનો મણિ, બાંધ્યો પતિને હાથ. ૨
સતી એણીપેર ઓચરે, સાંભળો મારા સ્વામ;
મણિ દેખિશ તમથી વેગળો, હુ મરીશ આણે ઠામ. ૩
કોને ખિરશો નવ નાથજી, આપણે માથે દુસ્મન;
પાતાલકેતુ ફરે શોધતો, તજી ઉદક ને અન્ન. ૪
જુઠી વાત ઉડાડશે તે, જ્યાં તમો જાશો ગામ;
મણિ જોઇશ એકલો તો, મરીશ આણે ઠામ. ૫
તે વેળાથી બાંધિયો, જે મણિ ઝગમઘાટ;
મૃગયા રમવા નિસર્યો, તે રાય વનની વાટ. ૬
એક સરોવર આવિયું, ત્યાં ઉતર્યો રાજકુમાર;
શીતલ જળ પીવા સાચર્યો, વૃક્ષે બાંધી તોખાર. ૭
પોસ ભરી પાણીતણી, જલમાંહી ધરીને પાગ;
તેજ મણિનું માંહે પડિયું, દેખી નિકળ્યા બે નાગ. ૮
ઋતુધ્વજ પાછો ઓસરી, ને ધનુષ લીધું તાણી;
મારવા માંડે જેટલે, તવ સર્પ બોલ્યા વાણી. ૯
અમો આવ્યા છઉં હર્ષમાં, તારો મણિ દિઠો ઝાલકાર;
મનુષ્યમાં તું અધિક છે, માટે કિજે મિત્રાચાર. ૧૦
અન્યોઅન્ય આવી મળ્યા, ને અધરા ખાધા સમ;
રૂપે ત્રણ જણ શોભતા, બ્રહ્મા વિષ્ણુ રુદ્ર જ્યમ. ૧૧
ઋતુધ્વજે માંડી કહ્યો જે, અથ ઇતિ સમાચાર;
તમો કોના છો દીકરા, તવ બોલ્યા નાગકુમાર. ૧૨
ન્યાત અમારી નાગની છે, પાતાળ અમારું ગામ;
અર્જક† નાગના દીકરા અમો, ચંદ્ર ચુડામણિ નામ. ૧૩
અમો મોટા પુરુષરહિયે નમ્યા, થયો આપણે મિત્રાચાર;
ઋતુધ્વજ રાજા આવજો, તમો નિસ આણે દ્વાર. ૧૪

---

* "શુભાચારી." † પા० "અશ્વતર"

સુખ દેખાડીશ સ્વર્ગનું, તમે રાખ્યો ગાલવનો યાગ;
યાગ વિધેથી પામિયો, ભુવન વિષે તું ભાગ્ય. ૧૫
તું વહાલો અતિ દેવને, માટે મિત્ર તું યોગ્ય;
હવે અમો નવ સહી શકું, ભાઈ તારો વિયોગ. ૧૬
જે દહાડે આવશો નહિ, તે દહાડે અપવાસ;
પછી તે પાછા ફર્યા, અંતરે અતિ ઉલ્લાસ. ૧૭
ત્રણ જણ નિત્ય આવી મળે, મેવા લાવે અમુલ્ય,
ખાય પિયે આનંદમાં રહે, સુખ ભોગવે અતુલ્ય. ૧૮
અયોધ્યાપતિ આવતો, જ્યાં વસે નાગકુમાર;
વળાવીને વળે નાગ તે, કરીને પરોણાચાર. ૧૯
પિતા પૂછે પુત્રને, ક્યાં જાઓ છો નિત્ય તન;
ઉત્તર પાછો વાળે નહિં તે, કેમ કહેવાય મનુષ્ય મલિન. ૨૦

વળણ.

કેમ કહે મળવું મનુષ્યનું, એ કથા એટલેથી રહી રે;
વિપ્ર પ્રેમાનંદ એમ કહે, પાતલકેતુ કરતો શું ત્યાં સહી રે. ૨૧

### કડવું ૨૨ મું–રાગ ધવલ ધન્યાશ્રીની દેશી.

શ્રીસદ્‌ગુરુ એમ વાણિ બોલે, સાંભળો શુભજડ* રાયજી;
પાતાલકેતુએ શું કીધું, તેની કહું છઉં કથાયજી. ૧
રસાતલથી પાછો આવ્યો, જ્યાં છે પોતાનું ધામજી;
દુષ્ટ આવતો જોઈ દાસી, રોઈ દઈ છોડી હામજી. ૨
દાનવ તો વિસ્મય થયો રે, એ કેમ રુવે છે દાસીજી;
ઉચ્ચાટ અતિ છે અનંગની અંગે, રખે સ્ત્રી પામી હોય નાશીજી. ૩
ધાઈને મંદિરમાં પેઠો, મદાલસાને જોવાજી;
આસન તેનું સૂનું જોતાં, પાપી લાગ્યો રોવાજી. ૪
કહે રે દાસી ક્યાં ગઈ અબળા, મારા પ્રાણતણો આધારજી;
વિકુણ્ડલા કહે કો આવ્યો, સુભટ રાજકુમારજી. ૫
મદાલસાનો કર ગ્રહીને, વાત કંઈ એક ભાખીજી;
મારું કાંઈ ત્યાં નહિ ચાલ્યું, ભડાક દોળી નાંખીજી. ૬

* પાઠ "શુભાચારા."

મારે માથે શત્રુ અનંત છે, મુને મુવો કહે તે ફોકજી;
આ મણિ વિના નારી નહિ માને, દેખીને જાય સુર લોકજી. ૨૨

વળણ.

સુર લોક જાયે મણિ દેખે તો, પણ મુવે મૂકું એને નહીં રે;
જોગી કહે મહારાજ છો, તમો ચતુર મોટા સહી રે. ૨૩

## કડવું ૨૩ મું-રાગ મેવાડાની દેશી.

એવું કહીને કુંવર પળિયો, દૈત્યે વિચાર્યું અંતઃકર્ણ;
મણિ લઉં હું કપટ કરી તો, મદાલસા પામે મર્ણ. ૧
મદાલસા મરે કે એ મરે, બેમાંથી એક વાનું થાય;
પછી ઋતુધ્વજની પુંઠ લીધી, છાનોમાનો જાય. ૨.
પેસા સરોવરે આવ્યો કુંવર ને, મળ્યા પેસા બે નાગ;
પાતાલકેતુએ જોયું આવી, છે હાં મારો લાગ. ૩
દિવસ કેટલા વચ્ચે જવા દઇ, ધર્યું વિપ્રનું રૂપ;
તે દિવસે થયું અસુર નાગને, સવારો આવ્યો ભૂપ. ૪
ઋતુધ્વજ ત્યાં નાહવા બેઠો, એક બેઠો દીઠો ઋષિજી;
વૃદ્ધ રૂપ પોતાનું કીધુ, ને તે કહે હું દુખીજી. ૫
રાય પૂછે છે પ્રેમ ધરીને, કેમ બેઠા મુનિ જન;
નિઃશ્વાસ મૂકો છો ઘડી ઘડી, જલપૂર્ણ ભર્યાં લોચન. ૬
કર કપાલે બે દઇને, બોલ્યો પાતાલકેતુ;
ઘણું દુઃખ છે મારાં કર્મે, જો પૂછો ધારી હેતુ. ૭
વરુણ લોક મહી હું વસું છું, અતિ તેજી મારું નામ;
એક બ્રાહ્મણને ઘેર કન્યા, રૂપે જોબન ધામ. ૮
તે સાથે વિવાહ મળ્યો પુત્રનો, તેના બાપને ઇચ્છા ઘણી;
કન્યા કહે મુજ પોણુ છે, જોઉં મદાલસાનો મણી. ૯
તે અયોધ્યામાં પરણી છે, ઋતુધ્વજ તેનો કંથ;
તે લેવા હું આવીઓ છું, દેખાડો ગામનો પંથ. ૧૦
સત્યવાદી શત્રુજિત રાજા, સત્ય પાળે તેનો કુમાર;
હું રંક ઋષિનું કાર્ય કરતાં, મુખથી ન નિકળે નકાર. ૧૧

લોક દોડ્યા ભૂપતિ ભણી, મહારાજ આપોનિ વધામણી;
દુઃખ નવ મન ધરશો રજ, ઓ આવે છે અહીં ઋતુધ્વજ. ૧૯
એવી સુણી પ્રજાની વિનતિ, ઉધડકયો ત્યાં અયોધ્યાપતિ;
અરે એ તે શું સાચુ હશે, મુવો પુત્ર કયમ જીવતો થશે. ૨૦
હર્ષ અશ્રુ ભરી પંથે પળ્યો, એવે આવતો પુત્ર સામો મળ્યો;
ગળે લપટાયો જઇ તાત, કોણે જિવાડ્યો કહેની વાત. ૨૧
આકાશ માર્ગે બ્રાહ્મણ આવિયો, સમાચાર અશુભ લાવિયો;
તેણે પુત્રને મૂવો કહ્યો, ફરી પુત્ર કેમ જિવતો થયો. ૨૨
તાતજી મુને કાંઈ થયુ નથી, જુઠો બ્રાહ્મણ છે સરવથી;
મદાલસાની પૂછી વાત, પછી કરતો ત્યાં અશ્રુપાત. ૨૩
મારી મરણ કેમ પામે પ્રેમદા, સાધ્વી સત્ય પાળે છે સદા;
ત્યારે પિતાએ વાણી ભણી, તે બ્રાહ્મણ લાવ્યો તો મણી. ૨૪
તે મણિનું વધુને દરશન થયું, તતકાળ તાળવું ફાટી ગયું;
દેહ પડી તે ઠેકાણે કરી, માયા તેની ધરજે પરી. ૨૫

વળણ.

તાળવું ફાટી પ્રાણ ગયો, એ વાત કુંવરે સાંભળી રે;
મદાલસાનાં મરણ થકી, પડ્યો ધર્ણ ને મૂર્છા વળી રે. ૨૬

### કડવું ૨૫ મું–રાગ પરજીયાની દેશી.

પિતાજી કેરાં વચન સુણીને, પુત્ર પડિયો ભોમ;
કુંવર પાસે અશ્વ હતો, તે ઉડી ચાલ્યો વ્યોમ. ૧
અચેતન થયો ઋતુધ્વજ, શરીર વાધ્યું શીત;
કાષ્ઠવત્ કાયા થઈ રે, ભ્રમે ચહડિયું ચિત્ત. ૨
ચિત્તભ્રમ થયો કુંવર, ભીતર જ્વાલા લાગી;
હા હા નારી કરતો ઉઠ્યો, મૂર્છા હતી તે ભાગી. ૩
મુગટ વહોણાં મસ્તકે, રેણુથી ભરાતા કેશ;
કામિની કામિની કરતો ધાયે, ઘરમાં કરતો પ્રવેશ. ૪
મેડી અટારી ને ગોખ જોયાં, સૂની દીઠી સેજ;
શું હાસ્ય કરી સંતાયાં નારી, બોલો મારું એજ. ૫
એમ ન કીજે હો એમ ન કીજે, મદાલસા મુજ સમ;
જેમ ચલાવો તેમ ચાલુ, જે પડે મુજને ગમ. ૬

કંથને કાં કકળાવો કામિની, તમો મુને ઘણું વહાલાં;
એમ કહીને રોવા લાગ્યો, વળી જુવે ખુણા ખંચાળી. ૭
દાસી કહે સ્વામિ શું બોળો, એપર રુઠયા શ્રીભગવાન;
આપણું ઘર ઉદ્વસ્ત કરી, રાણીએ વસાવ્યું સ્મશાન.
તે તો હાથ કદિ ન આવે, જો ઉપાય કીજે લાખ;
કનકવરણી કાયા જેની, બાળીને કીધી રાખ. ૯
એવો બોલ તે દાસી કેરો, સ્વામિથી કેમ સંખાય;
તેમનો તેમ ઉઘાડે મસ્તક, સ્મશાન ભણી તે જાય. ૧૦
આવીને ઉભો રહ્યો જ્યાં, રામાની રાખોડી;
પ્રદક્ષિણા તે પૂઠે કરતો, પોતાના બેઉ કર જોડી. ૧૧
શું ભામિનીજી ભસ્મ થયાં છો, સમ વિસરજો દંડ;*
મારા સમ જો બોલો નહીં તો, દેહ કરીશ શત ખંડ † ૧૨
દહાડી સાદ કરું હું તમને, તમો શેં મુને નથી કરતાં;
હો કોકીલાનાદી વિચારજો, હું મુવો છઉં તું મરતાં. ૧૩
એમ શું કરો છો છોકરવાદી, પાણી પાઓ પ્રેમદા;
ઉઠો વહેલાં ઉઠો વહેલાં, પતિની જાણી આપદા. ૧૪
મન વ્યાકુળ તે કાંઇ ન જાણે, બોલે ઘેલાં ઘેલાં;
તારું મૃત્યુ કેમ થયું રે, હું થયો ન તુથી પહેલાં. ૧૫
બંન્યો હાથથી ઉસરડીને, રાખોડીના ઢગલો કીધા;
પામરીમાં ગાંસડો બાંધી, મસ્તક ઉપર લીધા. ૧૬
પછી દેશમાં તે ફરવા લાગ્યો, અમથો બારે વાટ;
રખે વળી કો એને મારે, રાજા મન ઉચ્ચાટ. ૧૭
માત પિતા એ પુઠે દોડ્યાં, કહે કુંવર પાછો આવ;
દારુણ વનમાં પરવર્યાં જોતાં, પર્વત ગુફા ને વાવ. ૧૮
વિકટ વાટે ચાલતાં, પુઠે ધાયાં રાજા રાણી;
ઋતુધ્વજ પાછો નવ દીઠો, પ્રેમદામાં વીંટાયો પ્રાણી. ૧૯
નટ આવ્યું સૌ સંગા કેરું, બેઠો રાજકુમાર;
ભજન મુખે ભામિનીનું, નેણે તે જલની ધાર. ૨૦

* પા૦ "રૂપન સુખ આનંદી." † પા૦ "તમો રસાળ વાયક વંદી."

વળણ.

ઝરે નેણે અશ્રુ ઘણાં, ધ્યાન નારીનું તે ધરે રે;
પછે માત પિતા ત્યાં આવી મળ્યાં, ને કાલાવાલા કંઈ પેર કરે રે. ૨૧

કડવું ૨૬ મું-રાગ આંદોલ ગોડી.

માત પિતા એમ ઓચરે, હો વાહલા રે;
તમે મુકો મનનો શોક, કુંવર કાલા રે. ૧
પાછું કોઈ ફર્યું નથી, હો વાહલા રે;
જે ગયું હોય સુર લોક, કુંવર કાલા રે. ૨
કાલે કન્યાને આણશું, હો વાહલા રે;
એ થકી રૂપ રતન, કુંવર કાલા રે. ૩
તે માટે મંદિર આવિયે, હો વાહલા રે;
રખે લોપો અમારા વચન, કુંવર કાલા રે. ૪
વન વસવું છે દોહલું, હો વાહલા રે;
ત્યાં તો વિઘ્નો મોટાં થાય, કુંવર કાલા રે. ૫
આ ફજેતી લોકોમાં થશે, હો વાહલા રે;
ઓને માટે વસવું વન, કુંવર કાલા રે. ૬
એવું આપણા કુળમાં થયું નથી, હો વાહલા રે;
તે માટે મુકો પરિતાપ, કુંવર કાલા રે. ૭
માગાં પરણવાના આવશે, હો વાહલા રે,
કંઈ કરશું મોટા ખર્ચ, કુંવર કાલા રે. ૮
ઘેર ઉષ્ણોદક ઉકાળતાં, હો વાહલા રે;
તેલ ચોળે નિત્ય શરીર, કુંવર કાલા રે. ૯
ત્યાં પોતાની મેળે અગ ધુઓ, હો વાહલા રે;
હૈં ટાઢુ નહાવણુ નીર, કુંવર કાલા રે. ૧૦
ત્યાં ચુવા ચંદન ને અર્ગજા, હો વાહલા રે;
કસ્તુરી નિત્ય ચોળાય, કુંવર કાલા રે. ૧૧
જેથિ અગે અનુપમ વાસના, હો વાહલા રે;
ત્યાં ભસ્મ ચોળવી કાય, કુંવર કાલા રે. ૧૨
ત્યાં મેડી અટારીએ બેસવું, હો વાહલા રે;
પોઢવા પલંગ તળાઈ, કુંવર કાલા રે. ૧૩

ત્યાં સૂવું શિલાની ઉપરે, હો વાહલા રે;
કંઈ કાંકરા ખુંચે કાય, કુંવર કાલા રે. ૧૪
ત્યાં કલ્લોલ કિર્તન થઈ રહે, હો વાહલા રે;
જાગવું પ્રાતઃકાળ, કુંવર કાલા રે. ૧૫
ત્યાં વાઘ વરુ બોલે ઘણા, હો વાહલા રે;
ભય પમાડે ફાલુ શિયાળ, કુંવર કાલા રે. ૧૬.
ત્યાં ચાતુર માસ છે દોહ્યલા, હો વાહલા રે;
તેમ શીત કાળની ટાઢ, કુંવર કાલા રે. ૧૭
તાપ ઘણો ઉષ્ણ કાળમાં, હો વાહલા રે;
નવ થોભે દેહમાં પ્રાણ, કુંવર કાલા રે. ૧૮
આજ્ઞા માત પિતાની પાળીયે, હો વાહલા રે;
એમ વદે શાસ્ત્ર ને ન્યાય, કુંવર કાલા રે. ૧૯
માત પિતાની આજ્ઞા વિના, હો વાહલા રે;
તપ આચરે ફળ નવ થાય, કુંવર કાલા રે. ૨૦

વલણ.

તપ હોમ ખંડ ના પામતા, માત પિતાનિ આજ્ઞા વિના ગ્રહે રે;
વિપ્ર પ્રેમાનંદ ભણે, હવે પુત્ર વચન શાં શાં કહે રે. ૨૧

### કડવું ૨૭ મું–રાગ મારુ સોરઠીની ચોપાઈ.

ઋતુધ્વજ તે બોલ્યો વાણી, આંખડિએ ભરીને પાણી;
ઘેર આવું શું સુખ જાણી, હાય મોઈ મદાલસા રાણી. ૧
કહેશો શી સગાઈ વખાણી, આવું અબળાને આપજો આણી;*
જો દક્ષ† હોય પુરુષ પુરાણી, તોયે ન મળે મદાલસા રાણી. ૨
તેનું મુખ જુવે જે પ્રાણી, કેમ વિખાણું મમ ધણિયાણી;
માયા કેમ જાયે ભૂલાણી, પીલાય છે દુઃખની ઘાણી. ૩
માટે આશા મેં મુકી મારી, મારી શિ સગાઈ સંભારી;
ત્યાંથી ઉઠિશ વાત નિરધારી, જ્યારે બોલે મદાલસા નારી. ૪
મેં તો પૂજ્યા નથી મોરારી, તે વાત તો મન્ન વિચારી;
જો સેવ્યા હોય ઉમયાધારી, કેમ મરે ગાંધર્વકુમારી. ૫

* પા૦ "કહેશો સુર સુંદરી આપું આણી." † પા૦ "ઘડી."

માત પિતા ન રાખો વારી, અમો જોગી તમો સંસારી;
જો આવે ઉઠાડવા ત્રિપુરારી, તોયે હું નવ જાઊં હારી. ૬
તમો મન માને તે કરજો, મેં તો ગૃહસ્થાશ્રમને વરજ્યો;
અભાગિયો હું તમો પેટ સરજ્યો, એવું જાણીને પાછાં ફરજો. ૭
નિશ્ચે હું થયો જોગટ, કાં ખપ કરો છો ફોકટ;
જે વાટે હું લુંટાયો, તે વાટનો શોધ કયમ પાયો. ૮
સર્વે થયું મારે નિકંદન, હુ તો છઊં ભાયેગ મંદ;
મેં તો સગાઈ તમારી તોડી, તે માટે ચોળી મેં રાખોડી. ૯
ત્યારે બોલ્યાં છે માવડી, મુને કયાં સેકે છે આવડી;
વહુઆરુ સર્વની મરે, પણ તારી પેઠે કોઇ ના કરે. ૧૦
મારું કહ્યું કુંવરજી કરો, મારા સમ તમે પાછા ફરો;
ભાવ સગાઈ તો કાઇ રાખો, એમ તરછોડી શેં નાંખો. ૧૧
કહ્યું નવ માન્યુ લવલેશ, કુંવરને મન વાધ્યો કલેશ;
એવો વિચાર માત તાતે કર્યો, તવ કુંવર ત્યાંથી નાસી ગયો. ૧૨
વૃદ્ધ પણાં પૃથવીએ ટળવળી, અયોધ્યા ચાલ્યાં કળકળી;
વહુ દિકરાનું દુઃખજ છાંડિયુ, શત્રુજિતે રાજ્યાસન માંડિયું. ૧૩
એ કથા તો એટલેથી રહી, ઋતુધ્વજની શી ગત થઈ;
મા બાપની માયા તે છાંડી, બેઠો ગંગાતટે તપ માંડી. ૧૪
નારીની ભસ્મ હેઠે પાથરી, મુખે મદાલસા સુંદરી;
માથે જટા તડકે બળતો, નાથ નારી સારુ ટળવળતો. ૧૫
મુખ વિકાસી કરે બહુ નાદ, કરતો મદાલસાને સાદ;
રોઇ રોઇ કર્યા રાતાં ચક્ષ, થયો દુર્બલ નવ પામે ભક્ષ. ૧૬
મુખે મોટું ડાઢું વાધિયું, તરણિ કાજે તંન સંતાપીયું;
મનમાં મદાલસાતણો છે સાંસો, કાયા થઈ શ્યામ જપ તપ ત્યાં વાસો.* ૧૭

વળણ.

મદાલસાનું મરણ હવું, એ કથા એટલેથી રહી રે;
વાર લાગી વીરને, પછે નાગને ચિંતા થઈ સહી રે. ૧૮

## કડવું ૨૮ મું–રાગ વેરાડીની દેશી.

ઋષિ નારદ વદે વળતું, સાંભળ યુધિષ્ઠિર રાય;
પ્રાતઃકાળે નાગ આવ્યા, તેને ઉલ્લટ અંગ ન માય. ૧

---

* પા૦ "કાયા થઈ જાણે ઘોનો વાસો."

મેવા સુંદર સાથે લાવ્યા, બંન્યો બાળક રહેતા;
સંરાવર પાળે આવીને, ઋતુધ્વજની વાટડી જોતા.
વાર લાગી નવ આવિયો, ત્યારે ગયા અયોધ્યા માંય;
પૂછી વાત જે ભ્રાત અમારો, કહો ગયો તે કયાંય.
પ્રજા સર્વે રોતી કહે છે, રોતો શત્રુજિત રાજન;
તે જે તમારો વાહલો હતો એ, જઈ વશ્યો છે વંન.
કો બ્રાહ્મણ મણિ લાવિયો, કહ્યું મર્ણ ઋતુધ્વજનું થયું;
તે મદાલસાએ સાંભળ્યું, તવ તાળવું ફાટી ગયું.
પછે ઋતુધ્વજ ઘેર આવ્યો, સુણ્યું મોઇ મદાલસા નારી;
તેમનો તેમ તે ગયો વનમાં, અમો થાકયા વારી વારી.
બંન્યો પડ્યાં ભોમી પરે, રૂદનાં વાયક સાંભળી;
થરથર ધ્રુજે ને કાંઈ નવ સૂઝે, પડતાં તો મૂરછાં વળી.
બે ઘડિકાએ ઉઠ્યા બંન્યો, શરીરે આવી સાન;
રોતાં રોતાં જોતાં જોતાં, ચાલ્યા તેહ સ્મશાન.
જઈ જુએ તે ભસ્મને, વળી વનમાં આથડતા;
હો હો બાંધવ હો હો કરતા, આરત નાદે રડતા.
પર્વત જોયા દિશા જોઇ, પછિ થાકયા બંન્યો જાય;
એવે અધોર વનની માંહે, બેઠો દીઠો ઋતુધ્વજ રાય. ૧
ધાઇ પાસે આવ્યા બંન્યો, નૈણે ભરિયાં પાણી;
રાજકુંવરે ઉઠિ આલિંગન દિધું, ગદ્દગદ્દ કંઠે વાણી. ૧
અરે ભાઈ ભલે પધાર્યા, વનમાં પણ જોવા આવ્યા;
હર્ષાશ્રુ ખરે મારે, શું મદાલસાને લાવ્યા. ૧
નાગ કહે કયાં થકી આવે ભાઈ, જેણે સ્મશાન નિવાસ્યું;
માતા પિતા તજિ રાજ મૂક્યું, વિરા આ તેં આ શું. ૧

વળણ.

વિરા આ શી વિપત તુજને, ઉઠો રાજકુમાર રે;
મદાલસા સરખી માનુની, લાખું સહસ્ર આ ઠર રે. ૧

કડવું ૨૯ મું-રાગ મેવાડાની દેશી.

ઋષિ નારદ વદે વળતું, સુણો યુધિષ્ઠિર રાજનજી;
સ્નેહ વચન સુણી નાગ કેરાં, બોલ્યો શત્રુજીતનો તનજી.

ખોટી વાત જાત તે ન મળે, મદાલસાની કાયજી;
હરિ હર બ્રહ્મા મળિને ધડે તોયે, એવી નીપજ ન થાયજી. ૨
તમો મંદિર પધારો તમારે, ભોગવો નાનાવિધ ભોગજી;
મદાલસા આવી કહે પધારો, મારો ત્યારે ઉતરશે જોગજી. ૩
એવું કહીને આસન વાળ્યું, ભસ્મ ગાંસડી ખોલીજી;
ઉઠો મદાલસા ઘેર જઇએ, એવાં ઘેલાં ઘેલાં બોલીજી. ૪
નાગપુત્રે ઉપાયો કીધા, પણ કહ્યું ન ધરે કાનજી;
પછે મદાલસાની શોધને અર્થે, ભમિ જોયાં ત્રણ ભુવનજી. ૫
યમસભા ને બ્રહ્મસભા રે, વળિ જોયું વૈકુંઠજી;
શિવલોક ફરી ફરી જોયો, આવ્યો પૃથ્વીનો અતજી. ૬
ચપળ રૂપે જોઇને આવે, વળિ ઋતુધ્વજ પાસે રેહજી;
નિશાયે જાયે મંદિરે, પણ તાતને વાત ન કેહજી. ૭
અન્ન ઉદક મિત્રોને ન રુચે, આખો દિવસ ઉદાસજી;
શરીરે કષ્ટિત થઈ બંન્યેએ, ગાળ્યા એમ ખટમાસજી. ૮
એક દિવસ પિતાએ પૂછ્યું, દુબળાં દિસે તમ તનજી;
શોક સાગરમાં બૂડ્યા છો, નથી સોહવાતું ભુવનજી. ૯
વાયેક સાંભળી તાતતણાં, પછી બોલ્યા ભરિને ચક્ષજી;
મૈત્રી કરશે આજ પુઠે, તેને માથે છે દુઃખનાં વૃક્ષજી. ૧૦
પૂર્વકથા સાંભળીએ પિતાજી, અયોધ્યાનો ભૂપાળજી;
તેની સાથે મૈત્રિ અમારે, પ્રાણથેં અતિ વહાલજી. ૧૧
તેની મદાલસા જે નારી, અમે ભાભી કહી બોલાવીજી;
પ્રેમદા તે મૃત્યુ પામી, વાત થઈ ગઈ ભાવીજી. ૧૨
વનિતા વિયોગથી વૈરાગ્ય ઉપન્યો, ભેખ સંન્યસ્તનો લીધોજી;
ફરિ એ કન્યાને નવ પરણ્યો, ઉપાય એક ન સિધ્યોજી. ૧૩
મદાલસા આવે તો ઉઠે, બીજો નહી ઉપાયજી;
તે જોગી તો અમો પણ જોગી, દુબળી તે થકી કાયજી. ૧૪
તાત કહે તમ આજે કહો છો, એટલું એકજ કામજી;
મદાલસા આણીને આપું, ખર્ચ પડે નવ દામજી. ૧૫
ચાલો જઇએ ઈશ્વર પાસે, સેવિએ શ્રીત્રિપુરારજી;
ભક્તિ કીજે શંભૂ કેરી, તે આપશે એ નારજી. ૧૬

વળણ.

નારને તે જીવાડશે, સુણી પુત્ર પ્રસંન થાય રે;
અપ્સરાઓ અનંત લઇને, ભોળાને ભુવન જાય રે. ૧૭

**કડવું ૩૦ મું-રાગ વસંતની દેશી સજની.**

શિવને રિઝાવવા, નૃત્ય આદે સંગીત નાદ. શિવ. ટેક.
કૈલાસ શિખરે આવ્યા ત્રણુ જણુ, સાથે અપ્સરા અનંત;
ભોળાને ભુવને નૃત્ય માંડયું, ભૂલ્યો કામ વસંત. શિવ. ૧
તાલ મૃદંગ ઉપંગ ને વેણા, બોલે ઝમઝમ પાગે ઘુઘર;
અરજ કરે ભોળાની આગળ, પૂંઠે પૂરે પુત્ર સુરવર. શિવ. ૨
તાલ શર ચુકે નહીં ને, નાચે કટિને મરડી;
ફેર ફુદડી ફરે પ્રેમદા, અન્યોઅન્યના ભુજ મરડી. શિવ. ૩
નૃય સુંદર નાગે માંડયું, થૈ રહ્યો થૈ થૈકાર;
શૃંગાર સજ્યા સહુ કામિની, કંઠે કમળના હાર. શિવ. ૪
હાવભાવ જોઇને શંકર, મંદિરમાંથી ડોલ્યા;
બહાર નીકળી નાચવા લાગ્યા, થૈ થૈ મુખે બોલ્યા. શિવ. ૫
શિંગી તુરીના સ્વર અતિશે, વિખેરી ત્યાં જટાય;
નાગ અબીલ ગુલાલ ઉડાડે, શંકરને ભરમ સુહાય. શિવ. ૬
કંઠે હાર સર્પના સળકે, વાગે ડમરૂ ને ડાક;
આવો રે ઉમયાવર કહે છે, પ્રેમે મારે હાક. શિવ. ૭
નીલકંઠજી નાચે ઝમઝમ, સર્વે સાધ્યું સંગીત;
નાગનું નૃત્ય સુંદર દેખી, હરખ્યું શંકરનું ચિત્ત. શિવ. ૮
માગો નાગ જે જોઇએ તે, હું હવો તુષ્ટમાન;
અરે શિવ મદાલસા જીવે, એ માગું વરદાન. શિવ. ૯
શત્રુજિતનો ઋતુધ્વજ કુંવર, તેની મોઇ છે નાર;
મૃત્યુ સજીવન થાયે નારી, છે પ્રીતિવડે સંસાર. શિવ. ૧૦
તમો પરને અર્થે આ યશ કીધો, હું હરખ્યો કહે હર;
એ મોઇ મદાલસા જીવશે, એવો આપું એક વર. શિવ ૧૧
જમુના તીરે જાઓ તમો, કહું એક અનુપાન;
શ્રાદ્ધ કરજો પિતૃકેરું, દૈ આપજો ત્રિપિણ્ડ દાન. શિવ. ૧૨

મધ્યેનો પિણ્ડ ભાંગી જોજો, ત્રણ ફેણુનો તે ખગધારિ;
તેની મધ્યમાં ફેણુ ફાટયેથી, જડશે મદાલસા જે નારિ. શિવ. ૧૩

વળણ.

નિકળશે મદાલસા નારી, એવું કહિને હર વળ્યા રે;
વર જવ પામ્યા પન્નગ ત્રણુ તે, જમુનાને મારગ પળ્યા રે. ૧૪

## કડવું ૩૧ મું-રાગ ગોડીની ચોપાઈ.

પન્નગ ત્રણ જણુ હર્ષિત થયા, ગગાને ઉપકંઠે ગયા;
પિતાએ તવ વળાવ્યા તન્ન, જાઓ જ્યાં ઋતુધ્વજ રાજન્ન. ૧
કહેતા ન વર પામ્યાની પેર, પણુ તેડી લાવજો તેને ઘેર;
હું આવું છું શ્રાદ્ધજ કરી, જોઉં જડે છે એ સુંદરી. ૨
તમને લાગશે આવતાં વાર, તો તે ત્યાં મરશે નિરધાર;
એવું કહિ વોળાવ્યા બાળ, નાગ શ્રાદ્ધને બેઠા તત્કાળ. ૩
દર્ભશાખા પૃથ્વી પ્રચણ્ડ, જવ તલ પિષ્ટના મુકયા પિણ્ડ;
મધ્યનો પિણ્ડ વિદારણુ કર્યો, ત્રણુ ફેણુનો મણિધર નિસર્યો. ૪
તેનિ મધ્ય ફેણુ વિદારણુ કરી, તેમાંથી નીકળી સુંદરી;
વિશ્વાવસુતણી તે દીકરી, ફરી ફેણુથકી અવતરી. ૫
મુખે જપતી પતિનું નામ, કહે કયાં આવી છઉં આ ઠામ;
અશ્વતરે તે દીઠી કુમાર, અથ ઇતિ કહ્યો સમાચાર. ૬
ત્યારે પાયે પડી મદાલસા, તમો પિતા સત્ય દિલે મુજ વસ્યા;
મુને દાખવો વનનો પંથ, કયાં બેઠો છે જોગી થઈ કંથ. ૭
નાગ કહે તું આવ પાતાળ, મળશે સ્વામી સંશય ટાળ;
પછે આણી લાવ્યો નાગ તે ઘેર, પરોણાચાર કર્યો બહુ પેર. ૮
એકાન્તે હતી એક ઓરડી, ત્યાં રાખી મદાલસા ગોરડી;
સકળ વસ્તુ તે માંહે ભરી, દ્વાર ભીડી રાખી સુંદરી. ૯
એ કથા એટલેથી રહી, પેલા કુંવર મિત્ર મળિયા સહી;
આવતા દીઠા બંન્યો વીર, ઋતુધ્વજે નેત્રે ભર્યાં નીર. ૧૦
ભલે ભાઇઓ કીધો વેહેવાર, માણુ મુકયો મિત્રાચાર;
મદાલસાએ મુને પરહર્યો, તો તમો પ્રેમ શા માટે ધરો. ૧૧
દૈવે કીધો મુને દૂબળો, મન મુકી તમો શાને મળો;
આટલે દહાડે શાને આવિયા, શકે મદાલસાને લાવિયા. ૧૨

સર્પ કહે રે મહિપતિ સુણો, અરજક* પિતાજી છે અમ તણો;
તેને સમાચાર અમથાં થયો, વૃદ્ધ નાગ ઘણો દુઃખી થયો. ૧૩
તેના મોકલ્યા આવ્યા આમ, કહ્યું પરોણા તેડી લાવો ધામ;
તે આવે તો જમું હું અન્ન, માટે ચાલો બાન્ધવ જન્ન. ૧૪
ઋતુધ્વજ કહે સાધ્યો જોગ, તો હવે શા પરોણાના ભોગ;
મદાલસા જો પીરસે અન્ન, ત્યારે આ મુખ કરે ભોજન. ૧૫
તે ભૂખી ને હું કેમ જમું, આમ ને આમ ક્ષુધા દુઃખ ખમું;
મિત્ર કહે રૂડું થાય દૈવ વાત, મદાલસા આપે અમ તાત. ૧૬
એવો બોલ તે બાન્ધવે કહ્યો, ઋતુધ્વજ ઉઠિ બેઠો થયો;
નારીને નામે થયો વિહ્વળ, ચાલો જઇએ થઈ ઉતાવળ. ૧૭
પાતાળ વિષે ત્રણ જણ પરવર્યાં, અગાધ જળમાંહે ઉતર્યાં;
નાગની વિદ્યા શીખવી, તેથી તે રાયને જલગતી હવી. ૧૮
અરજકની પાસે આવ્યા આપ, શંભૂ તણો જેપર છે પ્રતાપ;
વિવિધ પેર કર્યો પરોણાચાર, પણ ન કહ્યો પેલો સમાચાર. ૧૯
સ્વાગતા કીધી સર્પ સર્વે મળી, રાજકુંવરને જોયો નેણે ભળી;
પણ તે નહીં લેતો કો સ્વાદ, ન કો સાથે કરતો સંવાદ. ૨૦

વળણ.

વાદ ન કરે અવરકો સાથે, મુખે મદાલસા નામ રે;
વિદાય થાયે ઋતુધ્વજ ત્યાંથી, કાકાને કરી પ્રણામ રે. ૨૧

કડવું ૩૨ મું–રામગ્રી દેશી.

કર જોડી કુંવર વદે, મુને વિદાયજ કીજે;
અમો જોગિને ભોગ ઘટે નહીં, તે માટે આજ્ઞા દીજે. ૧
અરજક વળતું બોલિયા, મનગમતી વસ્તુ માગો;
લજ્જા મનથી પરહરી, જ્ઞાન માંચથી(?) જાગો. ૨
ઋતુધ્વજ વળતું બોલિયો, તમો સાંભળોની રાય;
મારે જે કાંઈ માગવું, તે ઇંદ્રથી ન અપાય. ૩
રાજસુખ સહુ પરહર્યું, ને થયો વિયોગે વૈરાગી;
જોગીને શું માગવું રે, મેં લક્ષ્મી પરિત્યાગી. ૪

* પા૦ "અશ્વતર"

મંદિર પધારો મહિપતી, સર્વને દેવા સુખ રે;
તાપ ટળે તેનાં તનનો, જોતાં તમારું મુખ રે. ૩
વચન સુણી સુન્દરી કેરું, ગયો નાગ સભાની માંય રે;
મુખ કળા મન હર્ષ અધિકો, મન મોહથી મલકાય રે. ૪
જેની કમળ સરખી હથેલી, નેત્ર બે અંબુજ રે;
હીંડનો મદ માતંગ જેવો, શૂંઢ સરખા ભૂજ રે. ૫
સર્વ જનોએ માન દીધું, આપિયુ દિવ્યાસન રે;
પાંચ દિવસ પરોણા રાખિયા, સતિ સાથે રાજન રે. ૬
મુહૂર્ત જોયું જોશિયે, શુભ તિથિ શુભ વાર રે;
ગાંધર્વિ સાથે ચાલિયા, બંન્યો તે નર ને નાર રે. ૭
સહસ્ર સર્પ સાથે થયા, સજી શુભ શૃંગાર રે;
વાજિત્ર નાનાવિધનાં, થૈ રહ્યો જયજયકાર રે. ૮
વિદાય માગીને વળ્યા, આવ્યા અયોધ્યા ગામ રે;
નર નાર બંન્યો શોભતાં, રવિ તેજે રતિ ને કામ રે. ૯
વસ્ત્ર વાહન નાગનાં, તેણે શોભિત કાંતિ રે;
શક્રે લક્ષ્મી સાથ આવ્યા, હરિહરની પડે ભ્રાંતિ રે. ૧૦
રણતુર નફેરી ઘેરી વાગે, શોભિત છત્ર નિસાન રે;
શત્રુજિતની સભામાં જઈ, સેવકે કીધું જાણ રે. ૧૧
નગર સઘળું ઉલટયું રે, ઉલટ અંગ ન માય રે;
આ સ્વપન સરખું સાંભળીને, દોડ્યા શત્રુજિત રાય રે: ૧૨
દડબડે હસ્તિ અલબેલડા, સાબેલા અસ્વાર રે;
છાંટણાં છાંટયાં ચોક ચઉટે, પટકુળ બાંધ્યાં દ્વાર રે. ૧૩
માત પિતા આવી મળ્યાં, કંઈ ટળ્યાં તનનાં દુઃખ રે;
માતા મોતિએ વધાવી, મુખ જોઈ પામી સુખ રે. ૧૪
નોહોતું સાંભળ્યું તે દિઠું, જે જીવ પામી મોઈ રે;
ગાજતે મંદિર આવિયાં, પ્રજા સૌકો જોઈ રે.* ૧૫
નાગનંદન આવિ મળિયા, શત્રુજિતને લાગ્યા પાય રે;
ઋતુસિકજી તમને થયા તે, શિવતણી કૃપાય રે. ૧૬

---

* પા૦ "સર્વે પ્રજા સુખણી હેય રે"

અથ ઇતિ માંડી કહ્યો, સર્વ તે સમાચાર રે;
વાત ચર્ચાઇ ચૌદ લોકે, મોઇ જીવી બીજીવાર રે. ૧૭
માન વાધ્યું માનનીનું, સહુ પૂછે મૃત્યુનિ વાત રે;
સમાચાર સુણી નારના, મળવા આવ્યાં માત ને તાત રે. ૧૮

વળણ.

આવી મળી ગયાં માત તાત, તેને આનંદ અતિ હ્રદે રે;
પછિ મદાલસા શું કરે, તે ભટ પ્રેમાનંદ વદે રે. ૧૯

**કડવું ૩૪ મું–રાગ ધવળ ધન્યાશ્રીની દેશી.**

નારદજી વાણી વદે રે, સુણો યુધિષ્ઠિર રાયજી;
નર નારી સંયોગે દિવસો, હાસ્ય વિનોદે જાયજી. ૧
પાતાલકેતુ ફરીને આવ્યો, અતિતનું ધરિ રૂપજી;
તેની માયા નાગે ઓળખી, શિખ્યો ઋતુધ્વજ ભૂપજી. ૨
મદાલસાનો મારનારો, આવ્યો છે બીજી વારજી;
રાજાએ ઓળખી શાખ લૈ મૂકયો, નવ કીધો તેને પ્રહારજી. ૩
એક દિવસ સૌ અતિતને તેડ્યા, ભોજન માટ ભુવનજી;
તે મળતો પેલો દૈત આવ્યો, સઘળું ખાધું અન્નજી. ૪
દૈતે માયા પ્રગટ કરી તે, જુવે ઋતુધ્વજ ધીશજી;
ખડ્ગ ગ્રહિને કેશ ઝાલ્યા, દુષ્ટનું છેદ્યું શીશજી. ૫
જયજયકાર થયો પુર મધ્યે, કહે ધન્ય ધન્ય ઋતુધ્વજ રાયજી;
સુખ વૃત્તિ સૌ પામવા લાગ્યા, કૃષ્ણ સમો મહિમાયજી. ૬
પછે શત્રુજિત ગયો તપ કરવા, રાજ પુત્રને આપીજી;
સત્ય ધર્મ આણ ઋતુધ્વજની, રહી દિશોદિશ વ્યાપીજી. ૭
કેટલે વરસે મદાલસાએ, પુત્ર પ્રસવ્યા ચારજી;
રૂપ કળા ગુણ સુંદર દેખી, પુત્રે શોભ્યું દ્વારજી. ૮
સત્યજિત ને સત્યકર્મી, શત્રુદંત ને વક્ત્ર નામજી;
મહાજ્ઞાની પુત્ર થયા તે, કેવળ આતમારામજી. ૯
મદાલસાએ ભણાવ્યા બાળક, સૃષ્ટિકર્ત્તા રસ ઉદ્ધારજી;
પારણામાંથી હાલરું ગતાં, તજ્યો તેણે સંસારજી. ૧૦
મોટા થઈ વન મધ્યે ચાલ્યા, માતનો લઈ ઉપદેશજી;
ચારે કુંવર ગંગા તીરે ગઇ, તજ્યા કર્મના કલેશજી. ૧૧

ઋતુધ્વજ દુઃખી થયો અતીશે, કોણ ભોગવશે રાજ્યાસંનજી;
અરે અબળા તેં ભોગ મૂકાવી, જોગી કીધા તંનજી. ૧૨
નારી કહે હો નાથજી રે, એ વાર્તા છે સત્યજી;
જો તમો ધંરસૂત્ર માંડયું, તો શીશી પડી વિપત્યજી. ૧૩
એવું સાંભળ્યું જવ સ્વામિએ, તવ થયું બ્રહ્મજ્ઞાનજી;
ઉઠોની અબળા વન જઇએ, ભજિયે શ્રીભગવાનજી. ૧૪
કામિનિ કહે રે સ્વામિ મારા, ઉદરમાં છે પુત્રજી;
તે પ્રસવે કે આપણુ જૈશું, સોંપી તેને ઘરસૂત્રજી. ૧૫
પૂરે માસે પુત્ર પ્રસવિયો, અલર્ક નામ તો ધરિયુંજી;
મોટો થયો ને રાજ સોંપ્યું, માબાપનું કહ્યું ચિત્ત ધરિયુંજી. ૧૬
માત તાત કહે જઇએ તપ કરવા, તમો પ્રજાને પાળોજી;
માત તાતનાં વચન સુણીને, પુત્રે ઉત્તર પાછો વાળ્યોજી. ૧૭
જોગી થૈને જટા વધારે, તો વડ દઢ જ્ઞાની નાથજી;
ઘણા નીર વિષે શું નહાયે નિર્મળ, તો નાય છે મચ્છનો સાથજી. ૧૮

વળણ.

સાથ મીનનો રહે જળમાં, પણ પરમેશ્વરને નવ મળે રે;
ગૃહસ્થાશ્રમમાં પ્રભુ મળે, તે મૂકી વન કો ટળવળે રે. ૧૯

## કડવું ૩૫ મું–રાગ ધન્યાશ્રીની દેશી.

વાદે હાર્યાં માત પિતાયજી, ભાઇઓને તેડવા જાયજી;
તે જ્ઞાનથી છંડાવ્યાજી, પાછા ગૃહસ્થાશ્રમ મંડાવ્યાજી. ૧

ઢાળ.

ગૃહસ્થાશ્રમને વર્ણવ્યો, ખંડિયો સંન્યાસ;
મન સ્થિર છે પોતાતણું તો, સમીપ છે અવિનાશ. ૨
હરિ વિના બીજું કો નથી, મન કલ્પિત આ સંસાર;
મન સમ્યું તવ જાણવું જે, જગતનો નિસ્તાર. ૩
બ્રહ્મા ત્રિગુણી એક છે, આદ્ય અંત ને મધ્ય સાર;
બ્રહ્મભાવ ત્રિગુણે રાખ્યો, તો ઉતરશો ભવ પાર. ૪
જ્ઞાન અલૌકિક એ કહ્યું, આનંદ સર્વે પામિયાં;
માત પિતા ને પુત્ર પાંચે, સંકટ સઘળાં વામિયાં. ૫

કેટલેક વરસે મદાલસા, તે સ્વામિને તેડી કરી;
રાજ સોંપી પુત્રને, ગાંધર્વ લોક તે પરવરી. ૬
સદ્‌ગુરુ કહે શુભજડને, કહ્યો મેં ઇતિહાસ;
નારદે કહ્યું યુધિષ્ઠિરને, તવ ઉપન્યો ઉલ્લાસ. ૭
પવિત્ર કથા માર્કંડેય પુરાણે, તેનુ વિસ્તાર્યું આખ્યાન;
સકલ પદારથ પામિયે, જો સાંભળીએ વ્યાખ્યાન. ૮
એ કથા અદ્‌ભુત રસની, જે મોઈ જીવી પ્રેમદા;
એ કથા પ્રેમે સાંભળે, તે સુખી હોયે સર્વદા. ૯
ગાંધર્વકન્યા ક્ષત્રિ સ્વામિ, ઋષિ ગાલવનું ચરિત્ર;
નારદ ધર્મ સંવાદ સાંભળિ, દેહ થાય પવિત્ર. ૧૦
ગાય શિખે કે સાંભળે, ભાવ સુંદર મન ધરે;
મહિમા સુણે મદાલસાનો, ભવસાગર સહેજે તરે. ૧૧
સંવત સત્તર અઠ્ઠાવિશ, ચૈત્ર વદિ પાંચમ રવિ;
સુંદર પ્રતાપ હું નથી લેતો, કથા એ પૂરણ હવી. ૧૨
સંવાદ ધર્મ નારદજીતણો, સાંભળે શ્રોતા સુખ લહે;
અભ્યાસ સર્વ જનોએ કરવો, વિપ્ર પ્રેમાનંદ કહે. ૧૩

વળણ.

વિપ્ર પ્રેમાનંદ કહે, આ કવિતા છે વૈખરી રે;
આખ્યાન એ પૂરણ થયું, શ્રોતા જન બોલો શ્રીહરી રે. ૧૪



# વામન ચરિત્ર.

—※※※—

## કડવું ૧ લું–રાગ આશાવરી.

અપરિમિત કવિ હુવા આગે, તુજ શરણ આવ્યા જેહ રે;
કૃપા કીધી ને બુદ્ધિ દીધી, સિદ્ધ કીધા તેહ રે. ૧
બ્રહ્મતનયા ભાવથી, રાય સુણીએ માત રે;
દીન દુર્બળ દાસ તારો, તું મેલ મસ્તક હાથ રે. ૨
હંસવાહિની હાસ્ય વદની, શ્વેત અંબર સોહે રે;
કમળભુની, કમલનયની, તું કૃપા દૃષ્ટે જોય રે. ૩
એક હસ્તે કનક કલશ, સુધા પૂર્ણ પ્રમાણ રે;
એક હસ્તે અક્ષય માલા, સ્ફાટિક મણીની જાણ રે. ૪
એક હસ્તે ધરે વિણા, એક પુસ્તક હાથ રે;
મુગટ માળા મનોહર, વરદાયીની વિખ્યાત રે. ૫
વર્ણન માતા તુજ તણું, એક મુખે કેમ કહેવાય રે;
સહસ્ર જિહ્વા શેષને, મુખ કહેતાં પાર ન થાય રે. ૬
મૂર્ખ મન ઇચ્છા ધરે, ચતુરાનન ચારે વેદ રે;
તુજ કૃપા વિણ કોણ ગત, કોઈ પાર ન જાણે ભેદ રે. ૭
જેમ મીન ઇચ્છે ચંદ્રમંડલ, જેમ પતિત વાંછે ગંગ રે;
નિર્ધન ચિંતામણી ઇચ્છે, તેમ મને હરિ જન સંગ રે. ૮
શ્રી ગણપતિ સરસ્વતિ, નિશ્ચલ કરુણા સર્વ રે;
દયા કરજો દાસને, જેમ ટળે મનનો ગર્વ રે. ૯
હરિદાસ કેરો સગ મુજને, સદા વલ્લભ જેહ રે;
જેહ તણે સગે કરીને, થયે નિર્મળ દેહ રે. ૧૦
કથા એક કહું અતિ ઉત્તમ, વામન પુરાણે જેહ રે;
ભાગવત અષ્ટમસ્કંધ મધ્યે, કહું વિસ્તારી તેહ રે. ૧૧

### વલણ.

વિસ્તારપૂર્વક કહું કથા, શ્રીવામન ચરિત્ર રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, ભક્તિ ભાવે થાય પવિત્ર* રે. ૧૨

---

*પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં આપેલી 'વામનકથા'માં આ પહેલું કડવું નથી; પણ તેને સ્થાને મંગળાચરણની બે કડી નીચે પ્રમાણે છે.

### કડવું ૨ જું–રાગ રામગ્રી.

વરણવું કથા વામન તણી, અષ્ટમસ્કંધની માંય;
પરીક્ષિતને કહે શુકદેવજી, તે છે ચૌદમે* અધ્યાય. ૧
વિનય કરી શુકદેવજીને, પુછે પરીક્ષિત ભૂપ;
બલિરાય માટે કેમ ધર્યું, શ્રી નાથે વામન રૂપ. ૨
†ધર્મનો કેમ લોપ કીધો, અચરજ મોટું એહ;
ભક્તિમાન પાતાળ ચાંપ્યો, એહ નિવારો સંદેહ. ૩
શુકદેવજી કહે ધન્ય રાજા, સાધુની એ રીત;
ગુણ સાંભળવા સંતના, મન ઘણું ઇચ્છે છે પ્રીત.‡ ૪
વૈવસ્વત મન્વન્તરે, વામને ધર્યો અવતાર;
ઇંદ્ર બલિના યુદ્ધનો, પ્રથમ કહું વિસ્તાર. ૫
સ્વર્ગમાંહી ઇંદ્રનો, મહા દીઠો અધિકાર;
ઇર્ષા થઈ બલિ રાજને, અમો કશ્યપનો પરિવાર. ૬
જગત તો પૂજે ઇંદ્રને, અમોને ન પૂજે કોય;
હું પદવી લઉં ઇંદ્રની, એ કારણ યુદ્ધનું હોય. ૭
બોતેર કોટિ યોદ્ધા સાથે, યુદ્ધે ચઢિયો બલિરાય;
તેત્રીસ કોટી લઈ ઇંદ્ર આવ્યો, નર્મદા તટ જ્યાંય. ૮
દેવ અસુરનો સંગ્રામ મોટો, થયો શત વરસ પર્યંત;
હાર પડી ને બલિ નાઠો, પડ્યા દૈત અનંત. ૯
સહસ્રાક્ષનો ત્યાં જય થયો, અમરેશ અમરાપુરી ગયો;
બલિરાય અંતરે પરજળ્યો, મન ભંગ મનમાં થયો. ૧૦
બલિ કહે શુક્રાચાર્યને, અમો સબલ પામ્યા કષ્ટ;
તમો સરખા ગુરુ અમો હાર્યા, એવાં અમારાં અદૃષ્ટ. ૧૧
ઉપાય કાંઈએક કરો ગુરુજી, હું જિતું સઘળા દેવ;
ઇંદ્ર નાસે રણ વિષે, હું ઉતારું અહમેવ. ૧૨

### રાગ આશાવરી.

ગુરુ ગણપતિ શારદા રે, સમરણ દે સર્વદા રે;
છે મન મુદા રે, હરિકથાને વિસ્તારવા રે.
બાંધુ બંધ વિચિત્ર રે, શ્રી ભાગવત પરમ પવિત્ર રે;
ચરિત્ર રે વામનજીનું વર્ણવું રે.

*પાઠ "અદશમે." † પાઠ "અધ્વરનો કેમ રોધ કીધો." ‡ પાઠ "ઘણી વદ્ધિ પામે પ્રીત."

એવાં વચન સુણી ગુરુજીએ, મંડાવ્યો એક જાગ;
યજ્ઞ પુરુષ સંતુષ્ટ કીધા, લોપ્યો ઇંદ્રનો ભાગ. ૧૩
મૃત્યુંજયનો મંત્ર ભણાવી, યજ્ઞ પૂરણ ત્યાં કરીઓ;
સૂર્ય કાંતિ સરખો રથ એક, કુંડ માંહેથી નિસરીઓ. ૧૪
ચપલ અશ્વ જોડ્યા તે રથે, મણિ માણેક જડીઓ;
વહ્નિ જ્વાલાસરખી ધ્વજા ફરકે, મેઘનાદે ગડગડીઓ. ૧૫
યુગ્મ ભાથા બાણ ભરીઆ, કવચ તોપ ને ચાપ;
તે દેખી શત્રુ દલ નાસે, એવો રથનો પ્રબલ પ્રતાપ. ૧૬
આયુદ્ધ ધરી બલિ રથે બેઠો, ગુરુને કરી પ્રણામ;
અસુરે જઈ સ્વર્ગ ઘેર્યું, માંડ્યો મહાસંગ્રામ. ૧૭

### વળણ.

સંગ્રામ કારણ સ્વર્ગ ઘેર્યું, થયું ઇંદ્ર રાયને જાણ રે;
તેત્રીસ કોટી તત્પર કીધા, પછે ગડગડીઆં નિશાન રે. ૧૮

### કડવું ૩ જું—રાગ સામેરી.

સમાચાર પહોંચ્યા શક્રને, જે આવ્યું દાનવ દળ;
વિચાર કીધો વાસવે, કાંઇ બલિને વાધ્યું બળ. ૧
ખુંબાણ વર્ત્યું સ્વર્ગમાં, અમર ભરે ઉચાળા;
પુત્ર પત્નિને કર ગ્રહી, દેવતા નાસે પાળા. ૨
ત્યારે ઇંદ્રને કહે બૃહસ્પતિ, બલિએ કીધો છે જાગ;
આ વાર આપણ હારશું, નથી યુદ્ધ કર્યાનો લાગ. ૩
ત્યારે ઇંદ્ર વળતું બોલીઓ, ગુરુને કરી પ્રણામ;
હું કેમ નાસું મામ મૂકી, માંડું જઇ સંગ્રામ. ૪
મહા યુદ્ધ અમરે આદર્યું, ગાજ્યો તે વાસવ વિકાળ;
ઐરાવત ચઢી શંખ પૂર્યો, ત્યાં આવ્યા દશે દિગ્પાળ. ૫
અંતરીક્ષ માર્ગે યુદ્ધ કરતા, આવ્યા અવની માંય;
નર્મદાના તટ વિષે આવી, રણસ્થંભ રોપ્યો ત્યાંય. ૬
વાજીંત્ર વાજે ઘન ગાજે, વીર જે મહા વીર;
ભય દેખાડે આંખ ફાડે, પાડે જોદ્ધનાં શરીર. ૭
મહા ભય દેખાડે ખડ્ગ કાઢે, મહા દિવ્ય ટોપ શિરે ધરે;
મહા બમણી ફાળથી, ધમકારથી પૃથ્વી ચળે. ૮

મુખ ગરડે ને આંખ તરડે, ક્રોધે કરડે દંત;
વાહન ચઢી મુખે ગડગડે, આવી મળ્યા મહા બળવંત. ૯
આપ વખાણે ને ધનુષ તાણે, મનમાં ન આણે મર્મ;
કાળા ટોપ શિર ધરી, દીસે ભયાનક કર્મ. ૧૦
ધ્વજા પતાકા શિર ફરે, ગડગડે રથનાં ચક્ર;
બલિ વિકારે અસુરને, સુરને વિકારે શક્ર. ૧૧
જલ ભર્યાં જેવાં આભલાં, ચાલતા માતંગ;
શબ્દ કરતા ફૂંકે ફરતા, શોભે પાખર તુરંગ. ૧૨
દશે દિશા ડોલતી, ચઢ્યુ મંડલ ચાક;
વીર યુદ્ધે પડ્યા ઘણા, માહો માહે મારે હાક. ૧૩
શુક્રાચાર્ય સામા બૃહસ્પતિ, સામો સંગ્રામ થાય;
બલિ સામો આવિયો, સગ્રામે સુર રાય. ૧૪
બાણાસુર ને જયંત વળગ્યા, ઉભય ખગ ભંડાર;
વીરૂપાક્ષ સામા આવિયા, આદ્ય અશ્વિનીકુમાર. ૧૫
યૂપાક્ષ ને જમરાય વળગ્યા, કરી ક્રોધ અપાર;
કાળનેમીની સન્મુખ આવ્યા, ગડગડ્યા ધનધાર. ૧૬
બીડાલાક્ષ ને કુબેર વળગ્યા, રાહુ ને રવિ રાય;
ધૂમ્રકેતુને જીતવા, અડતાળીશ અગ્નિ જાય. ૧૭
યજ્ઞકોપ ને ચન્દ્રમા, આવી જુદ્ધે બાઝયા બેહ;
ધર્મલોપ ને વાયુ વળગ્યા, ક્રોધે બોલે તેહ. ૧૮
મયદાનવ ને વિશ્વકર્મા, બન્ને આવી અડીયા;
રથે રથ ને અશ્વે અશ્વ, એમ ગજે ગજ આથડીયા. ૧૯
અતિરથી ને મહારથી, પાળા તણો નહીં પાર;
તેત્રીશ કોટી ને બોતેર કોટી, થયો તે એકાકાર. ૨૦
ભાલાં ચળકે ને ખડ્ગ ઝળકે, શોભે ભાથા ચર્મ;
શબ્દ ઉઠે ને બાણ છૂટે, સામા સામી પર્મ. ૨૧
ભાથા ખુટે ને કવચ તુટે, ઉડે અગ્નિ જ્વાલ;
રથ ચૂર્ણ થાય વિમાન ભાંગે, વઢે વીર વિકાલ. ૨૨
શુક્રાચાર્યની વિદ્યાથી, સઉ દાનવ બેઠા થાય;
બળ દેખી બલિ રાયનું, નાશી ગયો સુર રાય. ૨૩

વળણ.

નાસી ગયો સુર રાય રે, પછે અસુર ગાજ્યો બળ ધરી રે;
જય કરી બળી આવ્યો, શોણિત પુર પાછો ફરી રે. ૨૪

કડવું ૪ થું-રાગ સામગ્રી.*

શુક્રજી કહે સાંભળ રાયજી, બળી ઘેર આવ્યો અતિ ઉત્સાયજી;
હરખ્યાં સહોદર અનમી આવી વંદેજી, બલિ ભર્યો ગર્વે અંતરે આનંદેજી. ૧

ઢાળ.

ઉત્સાહ અંતર અતિ ઘણો, ત્રૈલોક્ય વર્તી આણ;
શુક્રાચાર્યને પગે લાગીને, બોલ્યો જોડી પાણ. ૨
ગુરુ પ્રતાપે યજ્ઞ પુરયે, કીધી તેં મારી વાહાર;
હું પદવી લેઉં ઇંદ્રની, અશ્વમેધ કરું આ વાર. ૩
ત્યારે ઋષિ કહે રાય સાંભળો, તમો આરંભો અશ્વમેધ;
અવિચળ પદવી પામશો, શક્રને પમાડશો ખેદ. ૪
પછે નર્મદા તટને વિષે, મંડપ રચ્યો વિશાળ;
સુખ માગ્યું આપ્યું વિપ્રને, દીક્ષા લીધી ભૂપાળ. ૫
નવ્વાણું અશ્વમેધ કીધા, રહ્યો છેલ્લો એક;
ઇંદ્રને ચિંતા હવી, વિચાર કરી વિવેક. ૬
એ જુદ્ધે જિત્યો જાય નહીં, કરું બુદ્ધિ વિચાર;
સર્વે દેવ સાથે ઇંદ્ર આવ્યો, કશ્યપ ઋષિને દ્વાર. ૭
સમસ્ત સુર એકાંત આવ્યા, જ્યાં અદિતિ માત;
પ્રસુતાને પગે લાગી, ઇંદ્રે કર્યો અશ્રુપાત. ૮
પ્રબળ દુઃખ અમને પડ્યું મા, નથી તમને લાજ;
બલિએ સામો અશ્વ મૂક્યો, લેવા મારું રાજ. ૯
ઉત્સંગ લીધો ઇંદ્રને, આંસુડાં લૂતી માત;
હૃદે ધર્યો ચુચકાર કરીને, મસ્તકે ફેરવ્યો હાથ. ૧૦
એ ચિંતા છે જગદીશને, કહ્યું ઘેર જાઓ સૌ સુર;
સત્યના બાંધ્યા હરિ સદા, દુઃખ પામશે અસૂર. ૧૧
એ અધ્વરના રોધનો, અમો આરંભશું ઉપાય;
ગોવિંદજીને ધર્મ વહાલો, નહીં રાજ તમારું જાય. ૧૨

* પા૦ "રાગ મેવાડો"

આનંદ પામી અમર વળીયા, વન વિષે કરે વાસ;
અદિતિને દુઃખ વ્યાપ્યું, મૂકે મુખે નિઃશ્વાસ. ૧૩
ચોધાર નેત્રે નીર ચાલે, દ્વાદશ મેઘ સમાન;
સતી ચિંતાતુર હવી, મન સમર્યા શ્રીભગવાન. ૧૪
ગોવિન્દ સાથે ગોષ્ઠિ કરતી, ધરે મન આનંદ;
પણ કળા પાડી દેહની, એક ઇન્દ્રિયમાં નવ ફંદ. ૧૫
નવધા ભક્તિએ ધ્યાન ધરતી, સતી જાય સ્વામિ પાસ;
દંડવત્ કરીને પાયે લાગી, મુખ જપે શ્રીઅવિનાશ. ૧૬
મુખ દામણું અરુણ સમાણું, કળા તે અભ્ર સમાન;
કશ્યપની પાસે સતી આવી, કરી જીરણ પટ પરિધાન. ૧૭

વળણ.

પરિધાન પટ જીરણ કર્યાં, શોકે ભરી છે સુંદરી રે;
જોઇ કશ્યપજી વિસ્મય થયા, બોલાવ્યાં પ્રીતે કરી રે. ૧૮

કડવું ૫ મું-રાગ વેરાડી.

કશ્યપ કહે શું છે સતી, આવડું દુઃખ પામી શા વતી;
વિપરીત થઇ કંઇ કર્મની રતિ, ભૂલી ભક્તિ દુભ્યા જદુપતિ. ૧
કંઇએક દુઃખ પામી છે નેટ, શું રસોઈમાં થઈ આભડછેટ;
નિંદિત અંન ગયું શું પેટ, કે થઇ નીચ સંગ કઇ ભેટ. ૨
કોણે કહ્યું છે કંઇ વજ્ર વચંન, કે ચોરી માર્ગે ખોયું ધન;
કે પુત્રે સેવ્યું દારુણ વંન, સાચું કહેની મને સ્ત્રીજંન. ૩
બોલી વિનયયુક્ત મસ્તક નામી, શું પૂછો સર્વે જાણો સ્વામિ;
મારા પુત્રે પીડા બહુ પામી, એથી નાથ તમોને છે ખામી. ૪
હું દિતિનું ભાગ્ય શું વખાણું, બલિનું બળ શું મુખે આણું;
એણે અશ્વમેધ કીધા નવ્વાણું, આગળ શું કરશે તે ન જાણું. ૫
ઇંદ્રાદિ દેવ સહુ વન વસે, નાના વિધ દાનવ બહુ હસે;
સ્વામી ઇંદ્રાસન જોઇને જશે, તેત્રીસ કોટીની શી વલે થશે. ૬
છો કૃપાનાથ તમો ઋષિરાય, અમર દુઃખનો કરો ઉપાય;
જીતે દેવ પદવી નવ જાય,- એવું કહીને લાગી પાય. ૭
કશ્યપ કહે સાંભળ સુંદરી, નહિ જીતે બલિ બળ કરી;
ઇંદ્રાસન લેવા દીક્ષા ધરી, ધર્મની પાસે છે શ્રીહરી. ૮

એક ઉપાય કહું તે હ્રદે ધરો, વિષ્ણુવ્રત અબલા આચરો;
ખટ માસ આહાર પયનો કરો, તો કારણુરૂપ પામશો દીકરો. ૯
વિષ્ણુમંત્ર આપ્યો હેત કરી, અદિતિ આશ્રમે આવી ફરી;
પ્રિયવ્રત અબલા આચરી, પ્રગટ હવા ચતુર્ભુજ હરી. ૧૦
પ્રગટ થઈ બોલ્યા ભગવાન, સતી માગ્ય આપું વરદાન;
એક અંજલી કીધું પયપાન; પલ માત્ર ન ચુકી ધ્યાન. ૧૧
સતીએ દીઠા જગજીવન, હર્ષે આંસુ ચાલ્યાં લોચંન;
અર્ધ્યે પાદ્ય કીધું પૂજંન, કર જોડીને બોલી દીન વચન. ૧૨
અંતરજામી છો જી તાત, અમર ઉપર વર્ત્યો ઉત્પાત;
તમને શી છે અજાણી વાત, એવું કહીને રોયાં સુર માત. ૧૩
કૃપા કરીને કહે જગદાધાર, ઈંદ્રાદિની કરવા સહાય;
ઉતારવા બલિ અહંકાર, તારે પેટ લઈશ અવતાર. ૧૪
સતીપર કરુણા કીધી ધણી, અંતર્ધ્યાન થયા વિશ્વ ધણી;
પ્રભુને કહેવા વધામણી, આદિતિ આવ્યાં કસ્યપ ભણી. ૧૫
પ્રફુલ્લ દીઠી મુખની કળા, આનંદ યુક્ત દીઠી અબળા;
ખંજન નેત્ર શોભે ચંચળાં, છુટી વેણુ કેશ મોકળા. ૧૬
કહો કેમ આવ્યાં ઋષિ પૂછે, અમો વધામણી ખાવા આવ્યાં સુખે;
પ્રસન્ન થઇ કહ્યું વિષ્ણુએ મુખે, અમો અવતાર લઇશું તુજ કુખે. ૧૭
કસ્યપજી કહે ધન્ય તું સતી, મતે વશ કીધો ત્રિભુવનપતિ;
ઘેર જાઓ શ્યામા સર્વથી, વિઘ્ન વાસવને કંઇએ નથી. ૧૮
અદિતિ નિજ આશ્રમ ગઇ, પ્રભુ કૃપાએ સગર્ભા થઈ;
દશ માસ ગયા જવ વહી, તે વાત તો બ્રહ્માએ લહી. ૧૯
અદિતિના આશ્રમ ઉપરે, દેવતા આવી ગર્ભની સ્તુતિ કરે;
તમારે ગર્ભ શું એમ ઓચરે, તમારે નામે જન્મ મરણ નિરતરે. ૨૦
દેવને દુઃખ જે વેળા થાય, પ્રજા પીડે આવી વિષ્ણુ ને ગાય;
સકલ ધર્મ લય પામી જાય, ત્યાં તમો અવતરો વકુંઠરાય. ૨૧

વળાજુ.

વૈકુંઠનાથની સ્તુતિ કરી, બ્રહ્મા સુર રાજંન રે;
દ્વાદશીએ પ્રગટ હવા તે, વામન શ્રીભગવંન રે. ૨૨

### કડવું ૬ ઠું-રાગ આશાવરી.

શુકજી કહે સાંભળ રાય, દેવનું દુઃખ જાણી;
અદિતિના ઉદર થકી, પ્રગટ્યા સારંગપાણી. ૧
દેવનાં દુંદુભી ગડગડ્યાં, વરશ્યો પય પરજન્ય;
ગીત નાદ મંગળ ઘણા, ઉત્પન્ન થયા વામન. ૨
રૂપ ભૂપ શું વર્ણવું, કહે ગર્ભ સંન્યાસી;
વામન રૂપ કોડામણા, પ્રગટ્યા શ્રીઅવિનાશી. ૩
શોભે કમડળુ મેખળા, કર દંડ પુસ્તક પર્મ;
શિખા સૂત્ર શિર જટા, પેહર્યું મૃગ ચર્મ. ૪
કેશર તિલક કપાળે વિરાજે, શોભતું વિદ્યોત;
કોટી ચંદ્ર કળા ઉપમા છે, પરમ ધર્મ ઉદ્યોત. ૫
પીતાંબર પટકુળ ઓઢિયું, શોભિતું ઉદ્યોત;
ચંદ્રબિંબ વદન કળા, ન મળે તુલ્ય જ્યોત. ૬
પાદ પાની છે ટુંકડાં, આંગળી નાની નાની;
તળિયે તેજ છે પદ્મનું, કુમકુમ વરણી પાની. ૭
વેદ ધૂની મુખે કરે, સ્વર સુધાપેં મીઠા;
કોટિક કામ છબી રૂડી, અદિતિએ પુત્ર દીઠા. ૮
અમર મુનિ સ્તુતિ કરે, પૂજ્યા તે પરિબ્રહ્મ;
કસ્યપજીએ પુત્રનું, કીધું તે જાતકર્મ. ૯
આશીર્વાદ બ્રાહ્મણ ભણે, તે પામ્યા બહુ વિત્ત;
કશ્યપજીએ આપિયું, પુત્રને પડે ઉપવીત. ૧૦
પ્રદક્ષિણા કીધી તાતની, કરી વિનય પ્રણામ;
વામનજી કહે તાતને, મુજ સરખું ઘો કાંઈ કામ. ૧૧
તમારે કુળ હું અવતર્યો, શુભ કારજ કરવા;
સફલ જન્મ થાય માહરો, કરૂં માત તાતની સેવા. ૧૨
માત પિતાની આજ્ઞા, પુત્ર જે પ્રતિપાળે;
તેને અડસઠ તીર્થ ઘર વિષે, એમ કહ્યું દીનદયાળે. ૧૩
માતા પિતા પછે બોલિયાં, જો આજ્ઞા પ્રતિપાળો;
તમો યજ્ઞ ભંગ બલિનો કરો, ગયું ઇંદ્રાસન વાળો. ૧૪
નવ્વાણું યજ્ઞ પૂરા થયા, આવી રહ્યો એક જાગે;
ત્યાં પૂર્ણાહુતિ થાય છે, રેવાને ઉત્તર ભાગે. ૧૫

વામનજી તવ બોલીઆ, રહેજો વિશ્વાસે;
અમો જાઉં છું શોણિતપુર વિષે, ધાર્યું હશે તે થાશે. ૧૬
આજ્ઞા માગી તાતની, હવા હરિ અંતર્ધ્યાન;
જ્યાં બલિનો યજ્ઞ થાય છે, આવ્યા શ્રીભગવાન. ૧૭
મંડપ જોજન ચારનો, બહુ રચના કીધી;
જાચક નિર્મુખ નવ વળે, એવી રાયે દીક્ષા લીધી. ૧૮
વાજીંત્ર નાનાવિધતણાં, શુભ શબ્દે વાગે;
વેદધ્વનિ બ્રાહ્મણ ભણે, યજ્ઞ ભોગ વિરાજે. ૧૯
શુક્રાચાર્ય કહે ભૂપને, આજ યજ્ઞ છે છેલ્લો;
કો નવો વિપ્ર આવે નહિ, દ્વારે સેવક મેલો. ૨૦

વલણ.

મેલો સેવક મંડપ દ્વારે, કો સભા માંહી નવ સંચરે રે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, પછી વામનજી ત્યાં શું કરે રે. ૨૧

કડવું ૭ મું–રાગ મારુ.

ઇંદ્રતણા ભય કારણે રે, સજી સેવક મેલ્યા બારણે રે;
દ્વારપાલને દીધી શિક્ષા રે, કોઈ આવે તો માગે દીક્ષા રે. ૧
તમો આજ્ઞા બલિની લેજો રે, કોઇને આવવા નવ દેજો રે;
આજ્ઞા દીધી શુક્રાચાર્યે રે, કેવું કરો છો રાજનું કાર્ય રે. ૨
કીધું વામને રેવાસ્નાન રે, ધર્યું પુટકું શોભે વાન રે;
બટુક રૂપે શોભે સારે વેષ રે, કીધો નગરી મધ્યે પ્રવેશ રે. ૩
ઓળખાયા અશરણશર્ણ રે, મળી જોવા ચારે વર્ણ રે;
જોઈ વિસ્મય થઈ પુર નારી રે, એ ઉપર કામ નાંખીએ વારી રે. ૪
એની કઠિણ દીસે છે માડી રે, ભીક્ષા માગવા મૂકયો કાઢી રે;
પગલાં ભરે છે હળવાં હળવાં રે, એનાં દાઝે છે કોમળ તળવાં રે. ૫
છે દંડ કમલ ઝારી રે, નીચું જોઈ ચાલે બ્રહ્મચારી રે;
બાળક બહુ થયાં છે કેડે રે, વામનજીને રમવા તેડે રે. ૬
જેને વેદ નિત્ય વખાણે રે, તેને લોક બાળક જાણે રે;
રૂપ વામનજીનું જોઇ રે, અસુર અંગના સર્વે મોહી રે. ૭
ઋષિપત્નિ જોવાને આવે રે, પુષ્પ થાળીથી પ્રભુને વધાવે રે;
આવ્યા વામન બલિને દ્વારે રે, પેસવા ન દીધા પ્રતિહારે રે. ૮

તિહ તિહ કહે દ્વારપાળ રે, હસી બોલ્યા દીનદયાલ રે;
હું પાંચ વર્ષનું બાળ રે, તુંથી શું બીહીશે ભૂપાલ રે. ૯
બલિરાયે લીધી છે દીક્ષા રે, અમો માગવા આવ્યા છું ભીક્ષા રે;
પ્રતિહાર કહે શિર નામી રે, ક્ષણ એક બેસો અહીં સ્વામિ રે. ૧૦
વામનજી બેઠા દ્વારે રે, કહ્યું બલિને જઈ પ્રતિહારે રે;
સેવક બોલ્યા જઈ શિર નામી રે, એક દ્વીજ આવ્યો કોઈ સ્વામિ રે. ૧૧
છે પાંચ વર્ષનું બાળ રે, તેની વાણી પ્રેમ રસાળ રે;
તવ બોલ્યા શુક્રાચાર્ય રે, નથી બ્રાહ્મણનું અહીં કાર્ય રે. ૧૨.
પ્રતિહાર તે પાછો ફરીઓ રે, વામનજી પ્રત્યે ઓચરીયો રે;
પૂર્ણાહુતિ પૂરણ થાયે રે, પછે જાજો મંડપ માંયે રે. ૧૩
શુક્રે કીધો માર્ગનો રોધ રે, ચઢ્યો વામનજીને ક્રોધ રે;
મૃગચર્મ ત્યાં પાથરિયું રે, તે ઉપર આસન દઢ કરિયું રે. ૧૪
પ્રભુ બેઠા બલિની પોળે રે, મળ્યા લોક જોવાને ટોળે રે;
નાના પગની પલાંઠી વાળી રે, રક્ત લોચન કીકી કાળી રે. ૧૫
મૂક્યું દંડ કમંડળ પાસે રે, માંડ્યું ધ્યાન શ્રી અવિનાશે રે;
એક કર મેલ્યો વામ કાને રે, સ્વર લીધો રે શ્રી ભગવાને રે. ૧૬
આવ્યાં વેદ ને સરસ્વતી માત રે, પાસે ઉભાં જોડીને હાથ રે;
અમર અંત્રિક્ષ જોવાને આવે રે, દેવાંગના પુષ્પે વધાવે રે. ૧૭
સ્વર ઘોષ વામનજીનો ચઢીઓ રે, જાણે પ્રલયનો ઘન ગડગડીઓ રે;
વેદ ધ્વનીએ ગગન ભરાયું રે, આચાર્યનું મન ચોરાયું રે. ૧૮
નદી સાગર જળ ઉછળ્યાં રે, પાતાલ સાતે ખળભળ્યાં રે;
ભૂલી વિધાતા લખતાં લેખ રે, તે શબ્દે સળકયો શેષ રે. ૧૯
ડોલ્યા વરુણ ગાંધર્વ કુબેર રે, ડોલ્યા પર્વત કેરા મેર રે;
ગર્જ્યું વામનજીનું ગાત્ર રે, ભુવે પુરનાં માણસ માત્ર રે. ૨૦
થયાં રક્ત લોચન સારે વેશ રે, થયા ઉભા મસ્તકના કેશ રે;
પ્રતિહાર ઉભા ભય પામી રે, ઉભા રહી ચિંતવે શિર નામી રે. ૨૧
ડોલ્યું બલિનું સિંહાસન રે, રાંધ્યાં રહ્યાં બ્રાહ્મણનાં ધાન રે;
આ ચર્ચા ભયાનક જોતા રે, નાઠા બ્રાહ્મણો પાછળ જોતા રે. ૨૨
યજ્ઞ પાવક જ્વાલા છાંડી રે, થઈ ધૃતની જ્વાલા ખાંડી રે;
મંડપના સ્થંભ ગડગડીઆ રે, કર સુવા સરૂવા ગુરુ પડીઆ રે. ૨૩

### વળણ.

પડીયા સરૂવા હાથથી, યજ્ઞનું કર્મ અમયું રહ્યું રે;
બળિ પૂછે ગુરુ શુક્રને, આ વિઘ્ન યજ્ઞમાં શુ થયુ રે. ૨૪

### કડવું ૮ મું–રાગ રામગ્રી.

શુક્ર બોલ્યા સાંભળ રાયજી, વિઘ્ન યજ્ઞમાં નિશ્ચય થાયજી;
મંત્ર ન સુઝે વપુ બળ ભાંગ્યુજી, બહારને ભણવે જઇ મન લાગ્યુંજી. ૧

### ઢાળ.

મન લાગ્યું જઈ મહા વિદ્યામાં, કો ભણે છે નિર્દોષ;
તો કારજ ચાલે યજ્ઞનું, જો શાંતિ પામે ઘોષ. ૨
સહસ્ત્ર અઠ્યાસી ઋષીશ્વર, તે બેઠા મંડપ માંય;
બ્રહ્માએ શું બીજા નિર્મ્યાં, પૂછે છે બળિરાય. ૩
અનુલક્ષ રહે નહીં, છે કોટીનો સમુદાય;
સાતે સ્વરે અધ્યયન કરે, એવો શબ્દ અપરિમિત થાય. ૪
પ્રતિહાર કહે પ્રભુ સાંભળો, છે પાંચ વર્ષનું બાળ;
અધ્યયન કરે છે એકલો, વિસ્મય થયો ભૂપાળ. ૫
જાઓ તેડી લાવો બટુકને, આજ્ઞા આપી રાય;
વામનજીને કહે સેવક, પધારો ઘર માંય. ૬
સમસ્યા કરી તેણે કરતણી, થયો વિસ્મય સેવક જન;
જઇ કહ્યું બલિ રાયને, નથી આવતા વામન. ૭
રાયે મન વિચારિયું, મોકલ્યો વૃદ્ધ પ્રધાન;
પાયે લાગી કહે મંત્રી, પધારો શ્રી ભગવાન. ૮
નેત્ર સમસ્યામાં ના કહી, મત્રી ગયો જ્યાં રાય;
વામનજી આવે નહીં, જેનું મન અધ્યયનમાંય. ૯
છે રૂપ તેનું અલૌકિક, આવર લોક તો આશ્ચર્ય થાય;
વાણીના કલ્લોલ ઉઠે, સામ ગાન સમ્યક્ ગાય. ૧૦
એ સાંભળીને રાય રીઝયો, મોકલ્યો સુત બાણ;
અસુર જઇને પાય લાગ્યો, બોલ્યો જોડી પાણ. ૧૧
હે વિપ્ર વામન વેદપાઠી, કૃપા કરો સ્વામીન;
દર્શન તમારું પામવા, ઘણું ઇચ્છે છે રાજન. ૧૨

વામન વળતું બોલીઆ, સાંભળો રાજકુમાર;
દીક્ષા લઇ પ્રતિહાર મૂકયા, ધન્ય ધન્ય બલિ દાતાર. ૧૩
આચાર્યને ભય અણવાનો, રખે આવે પંડિત કોય;
તે તાત તારો નવ પ્રીછે, દાનવને બુદ્ધ શી હોય. ૧૪
આ પારાયણુ પૂરું કરી, ફરી અમો જાશું વનવાસ;
ભય પામી બાણાસુર આવ્યો, પિતાજી કેરી પાસ. ૧૫
મારી વતી આવે નહિ, બ્રાહ્મણુ બ્રહ્મસ્વરૂપ;
પછી વામનજીને તેડવા, આસનથી ઉઠ્યો ભૂપ. ૧૬.
શુક્રાચાર્યે વારી રાખ્યો, યજ્ઞ ભાંગ્યો આજ;
કહ્યું કાન ધર્યું નહીં, વેહેલો ગયો મહારાજ. ૧૭
રૂપ દેખી ભૂપ હરખ્યો, હું આજ થયો સનાથ;
પગે પડતાં વામનજીએ, મસ્તક મૂક્યો હાથ. ૧૮

વળણ.

હાથ મૂકયો શીર ઉપર, રાય આનંદ્યો ઘણું રે;
ઉભો રહીને બળિરાયે, સ્તવન કીધું વામનજીતણું રે. ૧૯

કડવું ૯ મું–રાગ ગોડી.

કર જોડી બળિ બોલીઆ, ઋષિ વામન રે;
આજ સફલ થયા શત યાગ, કીધો મુને પાવન રે. ૧
હઠ મૂકી ભણુતા રહો, ઋષિ વામન રે;
હું પૂજું તમારા પાગ, કીધો મુને પાવન રે. ૨
મંડપ મારો શોભાવીઓ, ઋષિ વામન રે;
જો પધાર્યા સ્વામીન, કીધો મુને પાવન રે. ૩
હું ખાંધે કરીને ઉચલું, ઋષિ વામન રે;
મંગાવું નરવાહન, કીધો મુને પાવન રે. ૪
કૃપા કરી ઋષિ ઉઠિયા, ઋષિ વામન રે;
ભરે નાના નાના પાય, ચાલ્યા મુનિ પાવન રે. ૫
પાછળથી બલિ સ્તવન કરે, ઋષિ વામન રે;
આગળ ચાલે શ્રીપરિબ્રહ્મ, ચાલ્યા મુનિ પાવન રે. ૬
મંડપમાં આવીઆ હરિ, ઋષિ વામન રે;
ઉઠયા બ્રાહ્મણુ ક્ષત્રી ભૂપ, થયા સૌ પાવન રે. ૭

સભા સહુ વિસ્મે થઈ, નિરખી વામન રે;
દીઠું શોભા સાગર રૂપ, થયા સૌ પાવન રે. ૮
કો કહે વિષ્ણુ પધારીઆ, નિરખી વામન રે;
કો કહે માનવ બાળ, થયા સૌ પાવન રે. ૯
જોઇ વિપ્ર વાતો કરે, નિરખી વામન રે;
છે વામન ઘણા વાચાલ, કીધા સૌને પાવન રે. ૧૦
રાજાએ આસન આપિયું, મુનિ વામન રે;
બેઠા વૈકુંઠ ભૂપ, કીધા સૌ પાવન રે. ૧૧
ઇંદ્રાસન આવ્યું ગયું, જોઈ વામન રે;
શુક્રાચાર્યે ઘસીઆ હાથ, કીધા સૌ પાવન રે. ૧૨
કર જોડી પૂછે બલિ, ઋષિ વામન રે;
હવે કહો જથારથ વાત, કીધો મુને પાવન રે. ૧૩
કવણ દેશ ને ગામ તમોતણું, ઋષિ વામન રે;
શું છે તમારું નામ, કીધો મુને પાવન રે. ૧૪
કવણ ઇચ્છાથી પધારીઆ, ઋષિ વામન રે;
કહો અમ સરખું કાંઇ કામ, કીધો મુને પાવન';રે. ૧૫
વામન વળતું બોલિયા, સુણ રાય રે;
અમોએ જાણ્યો તને ઉદાર, જાણ્યો મહિમાય રે. ૧૬
તારી જોડ મળે બીજો નહીં, સુણ રાય રે;
જોતાં ત્રણ બ્રહ્માંડ, જાણ્યો મહિમાય રે. ૧૭
મારો નિવાસ આખા જગતમાં, સુણ રાય રે;
બ્રહ્મચારીને શું ધામ, જાણ્યો મહિમાય રે. ૧૮
બ્રહ્મકુલ છે માહેરુ, સુણ રાય રે;
મારું વામનજી છે નામ, જાણ્યો મહિમાય રે. ૧૯
માતા પિતા જાણુતો નથી, સુણ રાય રે;
લઘુ વયે પામ્યાં નાશ, જાણ્યો મહિમાય રે. ૨૦
વળતા શ્રીપ્રભુ બોલિયા, સુણ રાય રે;
મારે જોઇએ ભોમી ત્રણ ડગ, જાણ્યો મહિમાયરે. ૨૧
દાતાર તું જાણીને આવિયો, સુણ રાય રે;
કાંઇ જાચવા તારી પાસ, જાણ્યો મહિમાય રે. ૨૨

વળણ.

તારી પાસ આવ્યો જાચવા, જાણી મહાદાતા તુજ રે;
પ્રતાપ તારો શું વખાણું, અસુર કુળના સુરજ રે. ૨૩

કડવું ૧૦ મું–રાગ મારુ.

ઋષિ વામન બોલ્યા વાણી, રાય બળીનો વંશ વખાણી;
કસ્યપ કુળ ઉજળું કીધું, આજ દીક્ષાપણું તેં લીધું. ૧
હિરણ્યકશિપુથી તું વાધ્યો, વેદાંત મારગ તેં સાધ્યો;
*હવે આશા મુજ મન વારી, ધન્ય ધન્ય જનેતા તારી. ૨
કલ્પ વૃક્ષ હોએ નવનિદ્ધ, ઉજ્જ્વલ ઉજ્જ્વલ તારી બુદ્ધ;
અગ્નિથી દીપકની જ્યોતિ, હોય સ્વાતી બુંદનાં મોતિ. ૩
વાઘના વાઘ સિંહના સિંહ, પ્રહ્લાદ પૌત્રા ભૂલે નહી;
સંસારમાંહે લીહ† વાળી, કોણ યજ્ઞ કરે તુજ ટાળી. ૪
જાચક ના જાએ નિર્મુખ ફરી, હું આવ્યો એવું સાંભળી;
કર જોડી કહે બલિ રાય, સૌ બ્રાહ્મણનો ચરણ પસાય‡ ૫
વામનજી તમે પધાર્યા, કોટી જન્મ થયા આજ મારા;
ભરી શીતલ જળની ઝારી, સભામાં આવી બલિની નારી. ૬
પૂજવા વામનજીના પાય, નર નારી તત્પર થાય;
વિચાર્યું શુક્રે મનમાંય, તેઓ સાન કરી બલિ રાય. ૭
આચાર્ય કહે સુણ ભૂપ, છે વામન કપટ સ્વરૂપ;
નહિ બ્રાહ્મણ ભીખવાવાળો, એવું જાણીને પાગ પખાળો. ૮
કરવા ઈંદ્ર રાયનું કાજ, ધર્યો વેશ તે શ્રીમહારાજ;
જુઓ જ્ઞાન દ્રષ્ટે વિચારી, એ છે વામન દેવ મોરારી. ૯
એ તો માગશે કંઇ તુજ પાસે, ભગ યજ્ઞનો નિશ્ચય થાશે;
આપવાની વાત નવ કીજે, દેવછલ થકી રાય બીજે. ૧૦
હિરણ્યાક્ષને હણવા કાજ, શુકરૂપ ધર્યું મહારાજ;
ધરીને નરસિંહ રૂપ, માર્યો હિરણ્યકશિપુ ભૂપ. ૧૧
દાનવ રૂપે સર્વને મુકયા વાહી, મોહીની રૂપે વારુણી પાઇ;
સદા કરે દેવની સહાય, એ વામન વિષ્ણુ રાય. ૧૨

પાઠ "આરંભ્યું દાન આવારી." † લીહ–હદ. ‡ પસાય–પ્રસાદવડે.

રખે રાયજી પાય પખાળો, વામનજીને પાછા વાળો;
સાંભળી ગુરુ ગર્વ વચંન, હસી બોલ્યા બલિ રાજંન. ૧૩
તમો સાચા છો ગુરુ સ્વામિ, ઓળખાવ્યા અંતરજામી;
હવે વિશેષ પાય પખાળું, પરિબ્રહ્મ કેમ પાછા વાળું. ૧૪
જેને નારદ શંકર ધાય, જેને નિગમ નેતિ કરી ગાય;
પ્રભુ ચૌદ લોકના નાથ, મુજ આગળ ઓડે છે હાથ. ૧૫
મારું પૂર્વ ભાગ્ય જો જાગે, તો માધવ દક્ષિણા માગે;
પ્રભુ બેઠા આવીને પાટે, હરિ વામન થયા મુજ માટે. ૧૬
ગુરુ બુદ્ધિ તમારી નાઠી, મુને શીખ આપો છો માઠી;
જે નિર્મ્યું હશે તે થાશે, બલિ આવ્યા વામનજીની પાસે. ૧૭
મંગાવી કંચનની થાળી, જળ લેવું છે પાગ પખાળી;
માનુભાવ મુનિ એમ બોલે, નહીં ભાગ્ય કો બલિને તોલે. ૧૮
વિંધ્યાવળી બલિની રાણી, હરિચરણ ઉપર રેડે પાણી;
શુક્રાચાર્યે વાત વિચારી, 'રાય ના માને શિક્ષા મારી. ૧૯
વામનજી રીસાવી જાય, એવો કાંઈ કીજે ઉપાય;
થઈ ભ્રમર ઝારીમાં પેઠો, રુંધી જલ ને નાળુએ બેઠો. ૨૦
નવ પડે બિન્દુ ઝારી નામે, જોઈ સભા સહુ આશ્ચર્ય પામે;
બીજું પાત્ર લાવો કહે બળિ, કપટ વાત વામનજીએ કળી. ૨૧
દર્ભ શલાંખા હાથમાં લીધી, વજ્રપે કઠણ તે કીધી;
જલપાત્રને લઘુ દ્વારે, આરોપી દેવ મોરારે. ૨૨
વામનજી કહે કાંઇ ભરાયું, તેણે આવતું જળ ઘેરાયું;
થયો શુક્રને નેત્રમાં પ્રહાર, તવ ચાલી શોણિતની ધાર. ૨૩
ગુરુ નાઠા ને લોચન ફૂટ્યું, તવ ઝારીનું જલ વછૂટ્યું;
પ્રભુની માયા મહા ગંભીર, કોણે નવ દીઠું રુધીર. ૨૪

વળણ.

નવ દીઠું દાનવ માનવે, સાંભળ પરીક્ષિત રાય રે;
એ કથા વામન પુરાણમાં, નથી ભાગવત માંય રે. ૨૫

કડવું ૧૧ મું-રાગ મારુ.

એકાક્ષિ થયા આચાર્ય, કોપ અતિશે કીધો રે;
બલિ રાજાને શાપ, ઋષિએ તવ દીધો રે. ૧

ગુરુ વચન લોપી પાપી રાય, શીખ નવ માની રે;
તારો યજ્ઞ થાજો રે ભંગ, જાજો રાજધાની રે. ૨
તું બધાજો બહુ પાશ, બોલ ઉથાપ્યો રે;
ફોડી વામનજીએ આંખ, રાજાને શાપ્યો રે. ૩
રંક ઉપર સહુ શૂર, બળિયાસું બીહે રે;
ફરી કેમ આવે લોચન, લીધું નાથજીએ રે. ૪
એ નેત્ર કથાનો પ્રસંગ, ભાગવતમાં નથી રે;
કહ્યું છે વામન પુરાણ, બોલ્યા શુકજી જતી રે. ૫
બલિ રાય પખાળે પાય, નારી નીર નામે રે,
ભણે બ્રાહ્મણ આશીર્વાદ, સભા સુખ પામે રે. ૬
જે પાદામ્બુજની રેણ, જોગેશ્વરને નવ જડે રે;
તે ચરણ પખાળે રાય, પોતાના કર વડે રે. ૭
પખાળીને લોહ્યા ચરણ, ચીરોદક છેડે રે,
હૈડામાં હર્ષ ન માય, નયણે જળ રેડે રે. ૮
કીધું ચરણામૃતનું પાન, પીતાં નવ પહોંત્યું રે,
આવાગમનકેરુ દુઃખ, દપતિનું ગયુ સોત્યુ* રે ૯
કીધું અર્ઘ્ય પાદ પૂજન, પ્રગટ્યો ધૂપ રે;
કાંઈ દક્ષિણા માગો દેવ, કહે બલિ ભૂપ રે. ૧૦

વળણ.

ભૂપ કહે ભૂદેવને, શું માગો છો ઋષિ રાય રે;
બટુક મુનિ શું માગશે, સૌ સભા આશ્ચર્ય થાય રે. ૧૧

### કડવું ૧૨ મું–રાગ રામગ્રી.

બલિ કહે ઋષિ રાયને, જે જોઇએ તે માગો;
એ બ્રાહ્મણ કુળનું કર્મ છે, તમે લજ્જા પરિત્યાગો. બલિ કહે. ૧
વામન વળતું બોલિયા, આવી બેઠો હું પાટે;
લજ્જા શાની ભિક્ષાતણી, આવ્યો માગવા માટે ઋષિ કહે રાયને રે. ૨
હય હસ્તી નથી માગવા, નહીં રાજ નહીં ગામ,
†લોભ નથી તિલ જેટલો, મુને આશ્રમનું છે કામ. ઋષિ. ૩

* સોત્યુ–મટ્યુ, ફીટ્યુ. † પા૦ "લોભ તાત્પર્ય જેટલો"

પર્ણકુટી રહેવા જેટલી, બીજી વસ્તે નહીં રાચું;
ત્રણ ડગલાં મારાં ધરું, એટલી મહી જાચું. ઋષિ. ૪
વચન સુણીને સભા હસી, હસીઆ બલિરાય;
બાળકે માગી જાણ્યું નહીં, વય ઉપર જાય. બલિ. ૫
એ સ્વલ્પ દાન શું માગિયું, માગો કાંઈ મોટું;
રાજ ગજ રથ ધન વિના, જીવવું તે ખોટું. બલિ. ૬
વાંક નહીં ઋષિ તમતણો, લઘુ વય બ્રહ્મચારી;
રાજ્ય લ્યો એક દેશનું, પરણો સુંદર નારી. બલિ. ૭
વામન વળતું બોલિયા, અમારે શી માયા;
ધન સાંચીને શું કીજીએ, છે અસ્થિર કાયા. ઋષિ. ૮
તૃષ્ણા લોભ ને લલુતા, ઘણી માયા ને મમતા;
તે શ્વાનવત્ નર જાણવા, મોહે હીંડે ભમતા. ઋષિ. ૯
કો કોણ પૃથ્વીપર થઈ ગયા, ને વળી થઈ જાશે;
રાજા રંક ને છત્રપતિ, કાળને વશ થાશે. ઋષિ. ૧૦
ત્રણ કદમ અવની વિષે, બાંધું એક મઢી;
દિવસે ભણાવું વિદ્યાર્થી, ને રાતે રહું પડી. ઋષિ. ૧૧
બલિ કહે સંસારમાં, મોટું ધન વા માન;
જાત્રા જજ્ઞ થાય ધન વડે, ધને આપીએ દાન. બલિ. ૧૨
નિર્ધન સુકુલ શું કરે, જુઓ આપ વિચારી;
વિશ્વ માને ધનવંતને, માને છત્રધારી. બલિ. ૧૩
વામન કહે સુણ ભૂપતિ, ધને થાય અહંકાર;
દરિદ્રનાં લીજે દુઃખડાં, સંભારે વિશ્વાધાર. ઋષિ. ૧૪
જો પાળે તું દીક્ષાપણું, રાય મૂક વિવાદ;
એ રાજ દાન આપવાપણું, કરે અતિ ઉન્માદ. ઋષિ. ૧૫
કો મંત્રી મંત્ર માળા જપે, તું શિક્ષા તેની માને;
જો મન ચળે માગ્યું આપતાં, તો મુને પૂજે શાને. ઋષિ. ૧૬
ક્રોધ જાણી વામનજી તણો, બલિ લાગો પાય;
તુલસી લીધી દાન આપવા, શુક્રે કહ્યું કાનમાંય. શુક્ર કહે રાય ચેતજે. ૧૭
આચાર્ય કહે રાય ચેતજો, વામન દુઃખ દેશે;
એ રાજ તારું ત્રિભુવનતણું, ત્રણ પદમાં લેશે શુક્ર. ૧૮

ઠામ નહીં રહે રહેવાતણો, પછી ભટકશો ભુપ;
તજશે વેષ વામનતણો, લેશે વિશ્વરૂપ. શુક. ૧૯
ન હોય બ્રાહ્મણ એ જુગદીશ છે, બંધાજે એવું જાણી;
વેરી થાશે એ વામણો, જ્યારે મૂકશો પાણી. શુક. ૨૦
હું તારો શત્રુ નથી, દેઉં છું શિખ દાઝે;
એ પરમેશ્વર વામન થયા, તુંને છળવા કાજે. શુક. ૨૧
હાસ્ય કરી બલિ બોલિયો, શું દેઉં મેલી દીક્ષા;
સફલ જન્મ થયો માહરો, હરિ માગે છે ભીક્ષા. બલિ. ૨૨
એ પરમેશ્વર પધારીઆ, કરવા મારી પરીક્ષા;
લાજે જનેતા માહરી, જો ભાગેરે દીક્ષા. બલિ. ૨૩
એવું કહી અજલી ભરી, દાન લ્યો વિશ્વનાથ;
સભા સર્વેકો દેખતાં, ધર્યો હરિએ હાથ. બલિ. ૨૪

વળણ.

હસ્ત ધર્યો શ્રીવામને, રાયે આપ્યું દાન રે;
ત્રય પદ મહી લેવા પછી, વાધ્યા શ્રીભગવાન રે. ૨૫

### કડવું ૧૩ મું—રાગ કેદારો.

વાધ્યા વામન વિશ્વ સ્વરૂપે, દશે દીશા વ્યાપ્યા જગદીશ રે;
પાતાળે પગ જઇ પહોંચ્યા, બ્રહ્માંડે ગયું શીશ રે. વાધ્યા. ૧
કોટી આદિત્યસું થયા ઉદય, સભામાં પ્રગટયો તાપ રે;
ભકત જનને તાપ ન લાગે, હરિભજન પુણ્ય પ્રતાપ રે. વાધ્યા. ૨
ગાજ્યા ગોવિન્દ ગગન ગડગડયું, ખળભળ્યાં સાત પાતાળ રે;
ઉલટ્યો સાગર મેરુ ચળીઓ, સળકયો વાસુકી ગરવાળ રે. વાધ્યા. ૩
આદિત્ય ઉડગણ ઇંદુ ઢંકાયા, અજ ઈશને પડી ફાળ રે;
દેવ દાનવ ને માનવ કાંપ્યા, ડગ્યા દશ દિગ્પાળ રે. વાધ્યા. ૪
સ્થંભ કકડીઓ મંડપ પડીઓ, ગડગડ્યા ગોવિન્દરાય રે;
વિપરીત વહી સર્વે સરીતા, ગર્ભપાત આસુરીના થાય રે. વાધ્યા. ૫
પાતાળ પૃથ્વી લીધાં એક પદે, ક્રોધે લોચન રાતાં ચોળ રે;
ઉર્ધ્વ પદ ભરતાં નખ વાગ્યો, તેણે ફાડયું બ્રહ્માંડનું ગોળ રે. વાધ્યા. ૬
શ્વેત ચંદન ચર્ચ્યું બલિરાયે, પૂજ્યા શ્યામ શરીર રે;
તે ચંદન ગંગાએ* ધોવાયું, ઉજ્વલ થયું ગંગા નીર રે.† વાધ્યા. ૭

* પા૦ "ગગને." † પા૦ "ઉજ્વલ થયું યમુનાનું નીર."

વાધ્યો પદ ત્રીજું ક્રમ ભરવા, કરવા; સુરનું કામ રે;
વામન કહે છે બલિરાજાને, ત્રીજા પદનું આપો ઠામ રે. વાધ્યા. ૮
અસુર બળીઆ બલિ રાજાના, ઉઠ્યા કરી વદન હોંકાર રે;
કેટલાએક વામનને વળગ્યા, આયુધના કરતા પ્રહાર રે. વાધ્યા. ૯
આયુધ ભાંગ્યાં કર રહ્યાં, શિથિલ થયા સઉ જોદ્ધ રે;
વિશ્વનાથના પ્રતાપથી, સર્વેએ મૂકયા ક્રોદ્ધ રે. વાધ્યા. ૧૦
પરમેશ્વરની પક્ષે આવ્યા, નંદ સુનંદન બળવાન રે;
અસુરને મારી અળગા કીધા, તાંણી બાંધ્યા બલિ રાજાન રે. વાધ્યા. ૧૧

વળણ.

બલિને બાંધ્યો વરુણ પાશે, આજ્ઞા ત્રિકમતણી રે;
ત્રિજા પદનું આપ સ્થાનક, એમ કહેતા હવા ત્રિભુવનધણી રે. ૧૨

કડવું ૧૪ મું–રાગ પરજ.

બલિ બાંધિઓ વરુણ પાશે, પ્રજા જુએ સકલ રે;
બે પદ આપ્યાં દાનમાં, ત્રિજાનું નહીંસ્થલ રે, હરિ હરિ બંધાયો બલિ રે. ટેક. ૧
દાનવ સર્વ નાશી ગયા, વર્ત્યો છે હાહાકાર રે;
ધાઈ આવી રાણી વિંધ્યાવળી, બાંધ્યો જાણી ભરથાર રે. હરિ. ૨
જોઈ વિસ્મય પામી સુંદરી, વામન હવા વિરાટ રે;
પૂજા કરતાં મુજ નાથને, બંધન થયું શા માટ રે. હરિ. ૩
બંધન છૂટે સંસારમાં, લીધે નારાયણનું નામ રે;
પ્રત્યક્ષ હરિને પૂજતાં, કેમ નાથ બંધાયા આમ રે. હરિ. ૪
અશ્વમેધ આરંભીઓ, પૂજવા યજ્ઞ પુરુષ રે;
તે યજ્ઞ દેવ શત્રુ થયા, હવે યજ્ઞ કરે કો મૂરખ રે. હરિ. ૫
નિષ્કપટી સ્વામિ માહરો, વૈષ્ણવ ધરિયું નામ રે;
ભક્તિ ફળી પરિબ્રહ્મની, ગયું રાજ લૂટાયું ગામ રે. હરિ. ૬
સૌમ્ય દૃષ્ટે સામું જુઓ, કમલાવર કરુણાનિધાન રે;
દયા કરો દીનાનાથજી, છોડો બલિનાં બંધન રે. હરિ. ૭
બાંધ્યો થકો બલિ બોલીઓ, કૃપા કરો સુંદર શ્યામ રે;
શ્રીદામોદર સુને છોડીએ, ત્રીજા પદનો આપું ઠામ રે. હરિ. ૮
સ્વર્ગમાંથી બ્રહ્મા પધાર્યા, આવ્યા દશે દિગ્પાળ રે;
સ્તુતિ કરે બલિ છોડવા, પ્રાણનાથ કૃપાળ રે. હરિ. ૯

દેવની સ્તુતિ માની નહીં, કીધો બલિએ આરત નાદ રે;
તે શબ્દ પુત્રનો સાંભળી, ધ્યાન મૂકી ધાયા પ્રહ્લાદ રે. હરિ. ૧૦
પ્રહ્લાદ દીઠા આવતા, ત્યારે લાજ્યા શ્રીજગદીશ રે;
મેં બલિને દુઃખ દીધું ઘણું, રખે ચઢે વૈષ્ણવને રીસ રે. હરિ. ૧૧
તુળસી માળા સમરણી હાથમાં, ચંદને ચર્ચ્યું શરીર રે;
પિતામહ દીઠા આવતા, ચાલ્યું બલિ નયને નીર રે. હરિ. ૧૨
આસના વાસના પુત્રની કરી, બોલ્યા શ્રીપ્રહ્લાદ રે;
નથી આ સમો રોવાતણો, આણો અંતરમાં આહ્લાદ રે. હરિ. ૧૩
સ્તુતિ કરી વામનતણી, વૈષ્ણવ લાગ્યા પાય રે;
સ્તુતિ કરે ઉભા રહી, જય જય વૈકુંઠ રાય રે. હરિ. ૧૪

વળણ.

જય જય શબ્દ વરસી રહ્યો, ઉભા જોડી હાથ રે;
પ્રહ્લાદ બલિ મન નીરખી, સ્તવન કરે શ્રીનાથ રે. ૧૫

### કડવું ૧૫ મું-રાગ કેદારો.

જય જય દેવ વિશ્વરૂપ વિશ્વાત્મા, વિશ્વંભર વિશ્વનાથ વિષ્ણુ;
કૃપાલ દયાળ કેશવ કમલાપતિ, કમલનેણુ કૃષ્ણ કલ્યાણ જિષ્ણુ. જય. ૧
જય જય દેવ સર્વેશ તું કેશવ, વામન વેશ વૈરાટ સ્વામિ;
પ્રાણપતિ જગપતિ શ્રીપતિ શ્રીહરિ, અવિગત નાથ અંતરજામી. જય. ૨
તારું આદ્ય અંત મધ્ય કો જાણે નહીં, શેષ મહેશ ભૂલે રે બ્રહ્મા;
વાણી પાછી વળી નિગમ અગમ તણી, કાળનો કાળ તેં જગત નિર્મ્યાં. જય. ૩
જય પરિબ્રહ્મ નિષ્કર્મ શ્રીનાથજી, જોગેશ્વર તારી જુગત ન જાણે;
બલિવત્ જીવ ત્યાં કોટી અન્ય ભર્યા, એ ઉપર બાપ શું ક્રોધ આણે. જય. ૪
કદલિ ઉપર કુંહાડો ઘટે નહીં, કરવત ધાર તે કેમ સહેશે;
જલચર જીવ નહીં જલ વિના જીવશે, કૃષ્ણ ઉપાસીએ કૃષ્ણ લોભે. જય. ૫
વરાહ રૂપ નરસિંહ તું વામન, અમ માટે અવતાર લીધા;
ભક્તવત્સલ કેરું બીરદ તમે પાળિયું, અધર્મી તોગે તમે ઊંચ કીધા. જય. ૬
કઠણ કર્મ પાશ છેદાય નહીં વજ્રથી, તે સદ્ય તૂટે તારું નામ લેતાં;
ભક્ત પ્રહ્લાદની ભક્તિ સુણી, પ્રેમનાં વાયક તે જુગ્તે કહેતાં. જય. ૭
મોટું આશ્ચર્ય પ્રભૂને પ્રત્યક્ષ પૂજતાં, બાંધીઓ બલિને દાન દેતાં;
હરખ આંસુ ખરે સ્તવન હેતે કરે, પ્રેમે પ્રત્યક્ષ પ્રભુ ત્યાંય જોતાં. જય. ૮

પ્રેમ જાણી હરિ પ્રીત દૃષ્ટિ કરી, ઉતર્યો ક્રોધ વામન દોઝ્યા;
કૃપા પ્રહ્લાદને વામને ઘણી કરી, બલિ રાય બંધન નાથે છોડ્યાં. જય. ૯

વલણ.

બંધન છોડ્યાં ભગતનાં, બલિરાયને કરુણા કરી રે;*
દયા કરી, કરી કૃપા દૃષ્ટિ, લીધા હૃદયા શ્રીહરિ રે. ૧૦

કડવું ૧૬ મું–રાગ ધન્યાશ્રી.

બલિરાય છુટ્યો તુટ્યા પાશજી, વામન રૂપે થયા અવિનાશજી;
પ્રહ્લાદને ભેટયા કરી મુખ હાસ્યજી, બલિને તેઓ શ્રીહરીએ પાસજી. ૧

ઢાળ.

પાસ તેડી હૃદે ચાંપ્યો, મસ્તક મુક્યો પાણ;
તળ ત્રીજા પાતાળનું રાજ આપ્યું, બોલ્યા પુરુષ પુરાણ. ૨
બલિ કહે પ્રભુ સાંભળો, આપ્યું તે કયમ લઉં ફરી;
મારા હૃદે ઉપર પાય મૂકો, ત્રિજું પદ લ્યો શ્રીહરિ. ૩
આપ્યું દાન જે પાછું લીએ, ચાંડાળ કહીએ તેહ;
તેની સાત પેઢી નરકે પડે, એમાં નહિં સંદેહ. ૪
વામનજી કહે ધન્ય રાજા, તેં સત્ય રાખ્યું સર્વદા;
તેં મને આપ્યું મેં તુંને આપ્યું, ધર્માધર્મા દોષ નહીં તદા. ૫
જેમ દક્ષિણ હાથે બીજ પૃથ્વી, મૂકીએ પ્રેમે કરી;
ક્ષેત્રનો ગુણ જાણ એવો, લાવીએ દ્રીગુણ ભરી. ૬
દેહથાંહી દાદમાં ત્યાં(?), આશ્ચર્ય શું હોય;
,દાતા ભુક્તા શ્રીહરિ, ઉભય દૃષ્ટે તે જોય. ૭
એક મન્વંતરનું રાજ કરજે, બહોંતેર ચોકડી પ્રમાણે;‡
પ્રતિહાર થઈ યષ્ટિકા ગ્રહી, હું રહિશ તારે આંગણે. ૮
ત્યારપછી ઇંદ્ર પદવી પામીશ, રાખજે વિશ્વાસ;
નાના પ્રકારે સુખ ભોગવી, ભજજે તું અવિનાશ. ૯

---

* પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં છાપેલી 'વામન કથા'માં ઘણો પાઠભેદ છે, તેમાં વળણ નીચે પ્રમાણે આપેલું છે.

"બંધ છુટયા કુસંબંધ ત્રુટયા, ત્રુઠયા ત્યારે રામ રે;
બલિ છોડી અંકે લીધો, કામ કર્યું ઘનશ્યામ રે."

† પા૦ "પ્રહાસ્ય." ‡ પા૦ "મુને રાખજે હૈયા ધારણે."

એમ કહી બલિરાયને, મોકલ્યો પાતાળ;
*લોક કહે બળિ બંધાયો, પણ બંધાયા ગોપાળ. ૧૦
ઇંદ્રાસન રાખ્યું ઇંદ્રનું, દેવ સર્વ સુખીયા થયા;
†બલિને દ્વાર ભક્તવત્સલ, પોળીઆ થઇને રહ્યા. ૧૧
એવા ભક્તવત્સલ શ્રીહરિ, કરુણાનિધિ કૃપાલ;
ગર્ભવેદના વામીએ, ટળે જગતની જંજાલ. ૧૨
એ કથા શ્રીવામનતણી, જે ભણે પ્રીતે સાંભળે;
થાય ફળ સહુ તીર્થનું, કોટી પાતિક પરજળે. ૧૩
પ્રહ્લાદ બલિને કૃપા કીધી, ભક્તની રક્ષા કરી;
જો ઇચ્છો હરિ પદ પામવા, તો મુખે જપો શ્રીહરિ. ૧૪
‡સુતાં બેઠાં કારજ કરતાં, લીજે હરિનું નામ;
પ્રેમાનંદ પ્રભુ ભક્તિ આપે, પામે વૈકુંઠ ધામ. ૧૫

## વામન ચરિત્ર સંપૂર્ણ.

---

* પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં નીચેની કડી વિશેષ જોવામાં આવે છે;—

"ચતુર્દશ રત્ન તે ચૌદ કડવે, આણ્યા પ્રેમાનંદ પ્રભુએ; અષ્ટમસ્કંધની શાખા કાઢી, જન કૃપા કીધી વિભુએ."

આ ભાગમાં આપેલા "વામન ચરિત્ર"માં ૧૬ કડવાં છે, જ્યારે "વામન કથા"માં ૧૪ કડવાં ગણાવવામાં આવ્યાં છે. ત્રિમાસિકમાં સરસ્વતીની સ્તુતિવાળું ૧ લું કડવું મુદ્દલ નથી અને ૨ જા કડવાને કડવું ગણ્યું નથી. પણ ૩ જા કડવાથી ૧ લું કડવું ગણી ૧૪ કડવાં ગણવામાં આવેલાં છે. ખરી રીતે જોતાં ત્રિમાસિકમાં એનાં ૧૫ કડવાં ગણાવાં જોઇએ. † પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં મૂળ કથા ક્યાંથી પ્રેમાનંદે લીધી તેના ઉલ્લેખની બીજી વિશેષ કડી નીચે પ્રમાણે છે.

"હરિ કથા વિસ્તારતાં, નહિ પાર પામવું પ્રાણી;
અષ્ટમસ્કંધ હજી પૂરણ કરવો, (માટે) સંક્ષેપે કથા વખાણી."

‡ પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં ઇતિશ્રીનો પાઠ નીચે પ્રમાણે છે.

"હરતાં ફરતાં કારજ કરતાં, લીજે નારાયણનું નામ;
બેસતાં ઉઠતાં જેહ સમરે, તે પામે મહા ધામ.
પ્રેમાનન્દ પ્રભુ ભક્તિ આપે, જો મુખે ભજો ભગવાન;
ગુરુ ગોવિંદનું ધ્યાન રાખ્યું, (તેણે) ભાખ્યું વામનનું આખ્યાન.

વલણ.

આખ્યાન શ્રી વામન તણું, વાંચી સુણી સમરો હરિ રે;
નન્દરબારે કષ્ટ વેઠી, અષ્ટમસ્કંધ કથા કરી રે."

# વિવેક વણઝારો.

રાગ પરજ.

સંત સાધુને હું નમું, વણઝારા રે.
સંત ગુરુને લાગું પાય, સમજ મન મારા રે.
સમરણ કરીએ શ્રીરામનું, વણ; પદબંધ મનોહર થાય, સમજ. ૧
કાયા નગર સોહામણું, વણ; ત્યાં વસવા કીધું ગામ, સમજ.
આણ ફરે ત્યાં તાહરી, વણ; પુર, નાયક એવું નામ, સમજ. ૨
નવ દશ બે ત્રણ સુંદરી, વણ; વણઝારી મળી ચોવીશ, સમજ.
તે સાથે તું ક્રીડા કરે, વણ; તેં વિસાર્યા શ્રીજગદીશ, સમજ. ૩
પટરાણી બે પ્રેમદા, વણ; તેનાં પ્રવૃત્તિ નિવૃત્તિ નામ, સમજ.
પ્રવૃત્તિ વખાણે ભોગને, વણ; નિવૃત્તિ વખાણે રામ, સમજ. ૪
સંતાન થયાં બેઉ નારને, વણ; માંડ્યાં જુજવાં બે ઘરસૂત્ર, સમજ.
પ્રવૃત્તિને પાંચ પુત્રી થઇ, વણ; વળી સાત થયા છે પુત્ર, સમજ. ૫
આશા, તૃષ્ણા, હિંસા, દીકરી, વણ; વળી ભ્રાંતિ, ઇર્ષા નામ, સમજ.
લોભ, ક્રોધ, મદ, દીકરા, વણ; ગર્વ, મત્સર, મોહ ને કામ, સમજ. ૬
પરિવાર પ્રવૃત્તિનો વર્ણવ્યો, વણ; હવે કહું નિવૃત્તિનાં સંતાન, સમજ.
પુત્રી ચાર ચતુર ઘણી, વણ; થયા પુત્ર પાંચ ગુણવાન, સમજ. ૭
શાંતિ, ભક્તિ, દયા, દીકરી, વણ; વળી મૈત્રિ, મળી થઇ ચાર, સમજ.
સંતોષ ને ધર્મ દીકરા, વણ; વૈરાગ્ય, વિવેક, વિચાર, સમજ. ૮
નવ સંતાન નિવૃત્તિનાં, વણ; હવે પ્રવૃત્તિનો વિસ્તાર, સમજ.
સંતાન જોઇને શાતા થઈ, વણ; પતિ રીઝ્યો જોઇ પરિવાર, સમજ. ૯
બાવીશ નાર દાસી થઇ, વણ; કરે પ્રવૃત્તિ રાણીની સેવ, સમજ.
નાયક અભિમાને ભર્યો, વણ; એના મનમાં ઘણો અહમેવ, સમજ. ૧૦
નિવૃત્તિ કહે મારા નાથજી, વણ; તમે મૂકો ભોગ વિલાસ, સમજ.
કાયા નગર છે કારમું, વણ; તે જૂઠાની શી આશ, સમજ. ૧૧
બંધ બાંધ્યા છે જળતણા, વણ; માંહે હાડ ને માંસ રુધીર, સમજ.
શરીર એવું જાણવું, વણ; માટે સ્મરિયે શ્રીરઘુવીર, સમજ. ૧૨
માત પિતા સુત સુંદરી, વણ; વળિ મિત્ર સહોદર બંધ, સમજ.
એ અંતે કો તારું નથી, વણ; છે જીવતાનો સંબંધ, સમજ. ૧૩

ગોખ જરૂખા માળિયાં, વણુ; સાત ભૂમિના સરસ નિવાસ, સમજ.
એક દિવસ મેલી ચાલવું, વણુ; સમશાને કરવો વાસ, સમજ. ૧૪
માલ મતા વાસણુ ઘણાં, વણુ; મણી માણુક મોતી અનેક, સમજ.
જમ કિંકર ગ્રહી ચાલશે, વણુ; સાથે કોડી ન આવે એક, સમજ. ૧૫
કર્મ કમાય જે આપણું, વણુ; તે જાય છે જીવને સાથ, સમજ.
વૈતરણીમાં બૂડતાં, વણુ; નકી મૂકાવે શ્રીરઘુનાથ, સમજ. ૧૬
એવું જાણીને જાળવો, વણુ; તમે પ્રવૃત્તિ રાણિના ભોગ, સમજ.
નહિ તો પસ્તાશો નાથજી, વણુ; તે તો જાણવો કેવળ રોગ, સમજ. ૧૭
એવું જાણીને મારા નાથજી, વણુ; રખે શોકયનો કરતા સંગ, સમજ.
શીખ મારી શ્રવણે ધરો, વણુ; તમે સમરોને શ્રીરંગ, સમજ. ૧૮
પ્રવૃત્તિ રહેશે વેગળી, વણુ; જ્યારે આવશે જમના દૂત, સમજ.
પંડ મૂકી પ્રાણી ચાલશે, વણુ; ભૂતમાં મળશે પંચભૂત, સમજ. ૧૯
જમ રાય લેખું પૂછશે, વણુ; ત તો શો કીધો વેપાર, સમજ.
તે વેળા છે ઘણી દોહેલી, વણુ; તમે ચેતજો કુલ ભરથાર, સમજ. ૨૦
હીણું કોઇનું નવ કીજિયે, વણુ; સદા ચાલિયે સીધી ચાલ, સમજ.
ભજન દાન હમણાં કરો, વણુ; પછી કોણે દીઠી છે કાલ, સમજ. ૨૧
નિવૃત્તિનાં વાચક સાંભળી, વણુ; કંઇક આવ્યો ઉર વૈરાગ, સમજ.
પ્રવૃત્તિ ગણિયે જાણિયું, વણુ; એણે ભોગ કીધો છે ત્યાગ, સમજ. ૨૨
શણગાર સોળે અંગે ધર્યા, વણુ; તેડવા મોકલ્યા પંચ દાસ*, સમજ.
કંઇ લટપટ કરી લાવિયા, વણુ; પિયુ આણ્યો રાણીની પાસ, સમજ. ૨૩
પહેરી પટોળી પ્રેમદા, વણુ; છે ચોળીમાં ચૌદ રંગ, સમજ.
શણગાર શુભ સુંદરી તણા, વણુ; જોઈ વૈરાગ્ય પામ્યો ભંગ, સમજ. ૨૪
પ્રવૃત્તિ રાણી બોલિયાં, વણુ; હેતે નાખી ગળામાં હાથ, સમજ.
ત્યાગી વેરાગી કયમ થયા, વણુ; કંઇક ઉદ્યમે કીજે નાથ, સમજ. ૨૫
બાળક સૌ પરણાવવાં, વણુ; જેમ લોકમાં વાધે લાજ, સમજ.
ઘર ઉંચાં કરાવિયે, વણુ; પૂર નાયકમાં કિજે રાજ, સમજ. ૨૬
હસ્તિ ઘોડા સાંપડાવિયે, વણુ; ત્યારે જીવ્યું તે સફલ જ થાય, સમજ.
દધિ દૂધનાં સુખ લીજિયે, વણુ; ઘણી લાવો મહિષી ગાય, સમજ. ૨૭

* શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ.

શય્યા સિંહાસન પાલખી, વણ; આગળ બહુ દાસી દાસ, સમજ.
બે બે દીપક પ્રગટાવિયે, વણ; ભલા કીજે ભોગ વિલાસ, સમજ. ૨૮
ધન્ધો કરી ધન લાવિયે, વણ; નો અંતે આવે કામ, સમજ.
ઠગ બ્રાહ્મણ વસે ઘણા, વણ; નવ ખરચિયે કોડી દામ, સમજ. ૨૯
બેન બનેવી ભાણજાં, વણ; દીકરી દોહિત્ર જમાઇ, સમજ.
દ્વાર કેને ન દેખાડિયે, વણ; એ તો વસ્તુ સારી જાયે ખાઇ, સમજ. ૩૦
સંવત્સરી શ્રાદ્ધ ન સારિયે, વણ; એ તો સર્વ છે આળપંપાળ, સમજ.
દીકરાને જુજવા કરો, વણ; મને ગમતી નથી જંજાળ, સમજ. ૩૧
આપણે સુખે ખાઇએ પીએ, વણ; રમતાં રૂડા દહાડા જાય, સમજ.
વેપાર કરી ધન લાવિયે, વણ; તો લખેશરીના તન કહેવાવ, સમજ. ૩૨
પીતાંબર શુભ પહેરિયે, વણ; ખાઇએ નાનાવિધ પકવાન, સમજ.
ખાધું પીધું તે આપણું, વણ; નવ કીજીએ કોડીનું દાન, સમજ. ૩૩
લાણાં લાહીએ નાતમાં, વણ; થાય દેશ વિદેશે નામ, સમજ.
દહાડા ભોગ કમાઇના, વણ; પછી અંતે જપશું રામ, સમજ. ૩૪
પ્રવૃત્તિ શિખામણ સુણી, વણ; પછે રીઝ્યો મૂઢ અજાણ, સમજ.
નિવૃત્તિ થઈ અળખામણી, વણ; પ્રવૃત્તિ વહાલી પ્રાણ, સમજ. ૩૫
એકાંત બેસી નર નારીએ, વણ; ભલી માંડી કીધી ગોઠ, સમજ.
સંકલ્પ વિકલ્પ બે પોઢિયા, વણ; પછી ચલાવે કર્મની પોઠ, સમજ. ૩૬
લોભ પુત્ર સાથે ગયો, વણ; ગર્વ, મત્સર, કામ ને ક્રોધ, સમજ,
દાસી દશ સાથે થઈ, વણ; કરી ધર્મતણો વિરોધ, સમજ. ૩૭
મન ઘોડે નાયક ચઢ્યો, વણ; ગ્રહી આશા હાથ લગામ, સમજ.
મમતા ચાલ્યો વહોરવા, વણ; અહંકાર નગારૂં નામ, સમજ. ૩૮
છળ ભેદનાં બે ત્રાજવાં, વણ; તોળે પ્રપંચ વાણોતર, સમજ.
કૂડ કપટનાં બે કાટલાં, વણ; મોટી માયા દાંડી બરાબર, સમજ. ૩૯
ઠામ ઠામ દુંદુભી ગડગડે, વણ; પુર નાયક મોટું નામ, સમજ.
લાભ લેવાને દોડિયો, વણ; જોયાં લક્ષ ચોર્યાશી ગામ, સમજ. ૪૦
સંસાર દેશ સોહામણો, વણ; તેનો જોતાં ન આવે પાર, સમજ.
શ્રીફલ સોપારી એલચી, વણ; તેમાં નવ દીઠું કાંઈ સાર, સમજ. ૪૧
ગોળ ખાંડ સાકર નહિ, વણ; નવ લીધાં ઘૃત ને ઘઉં, સમજ.
શાક દાળ વહોર્યાં નહિ, વણ; એની અવગણના કરી બહુ, સમજ. ૪૨

માણક મોતી સોનું નહિ, વણ; નવ વહોર્યાં પટોળાં ચીર, સમજ.
લાલચ લોઢું વહોરીયું, વણ; કોડે લીધું કપટ કથીર, સમજ. ૪૩
હિંસા હિંગ વહોરી ઘણી, વણ; સંગ સીસું લીધું અપાર, સમજ,
પ્રપંચ પીતળ વહોરિયું, વણ; સંસારમાં દીઠું સાર, સમજ. ૪૪
મમતા મીઠું વહોરિયું, વણ; અને વહોરિયું માયા મીણ, સમજ.
કુરૂપ સોમલ વહોરિયો, વણ; અતિ વહોર્યું વિષય અફીણ, સમજ. ૪૫
અનાચાર વહોર્યો એળીઓ, વણ; વહોર્યાં આળસ ટકણખાર, સમજ.
ભ્રાંતિ ભાંગ લીધી ઘણી, વણ; વછનાગ વહોર્યો વ્યભિચાર, સમજ. ૪૬
વહોરી ઇર્ષા જે આંબલી, વણ; કુલક્ષણી વહોરી લાખ, સમજ.
કપટ કાપડ તે વહોરિયું, વણ; જેનો રંગ ઘણો અભિલાખ, સમજ. ૪૭
લલુતા વહોરી લીંબડી, વણ; વહોરી કાંબળી કાળે રંગ, સમજ.
છળ છાયલ વહોર્યાં ઘણાં, વણ; લોભ પુત્રને રાખી સંગ, સમજ. ૪૮
નિંદા ગળી વહોરી ઘણી, વણ; અતિ વહોર્યું મદ્ય અજ્ઞાન, સમજ.
ચાડી તાડી વહોરી ઘણી, વણ; ભર્યું પાત્ર તે કંઠ સમાન, સમજ. ૪૯
ખુન્નસ ખાદી વહોરી ઘણી, વણ; વળી વહોર્યાં અવગુણ ટાટ, સમજ.
શીવી ગુણ અવગુણે ભરી, વણ; હાંકી પોઠ તે વસમી વાટ, સમજ. ૫૦
મન ચિંતવન બે વેઠિયા, વણ; સંકલ્પ વિકલ્પ વેપાર, સમજ.
અભિમાન ઉંટે નાયક ચઢ્યો, વણ; તેને દેખે સૌ સંસાર, સમજ. ૫૧
પ્રવૃત્તિને માન દીધું ઘણું, વણ; પ્યારી તું મારા પ્રાણ સમાન, સમજ.
નિવૃત્તિ આવી પુઠે પડી, વણ; એને દીધું ઘણું અપમાન, સમજ. ૫૨
પ્રવૃત્તિ આભૂષણે ભરી, વણ; ખોઇ નાયકે શુદ્ધ બુદ્ધ સાન, સમજ.
જશ શણગાર નિવૃત્તિનો, વણ; વળી વસ્ત્ર બીરાજે જ્ઞાન, સમજ. ૫૩
સાથે લઇ બાળક બાળકી, વણ; ચાલે પ્રવૃત્તિ પિયુની સાથ, સમજ.
નવ સંતાન નિવૃત્તિનાં, વણ; એતો ચાલે જેમ અનાથ, સમજ. ૫૪
જ્યાં જ્યાં ટાંડું ઉતરે, વણ; પિયુ પોઢે પ્રવૃત્તિની પાસ, સમજ.
નિવૃત્તિ આવી ના શકે, વણ; દ્વારે ઊભા છે પંચ દાસ, સમજ. ૫૫
પ્રવૃત્તિ કહે પિયુ સાંભળો, વણ; રખે શોકયનો કરતા સંગ. સમજ.
પળ એક પાસે જો બેસશો, વણ; કરશે ઘર વેપારનો ભંગ, સમજ. ૫૬
ભેખ એના ભીખારી તણા, વણ; જોગી કીધાનો અભિલાખ, સમજ.
એની શિખામણ માનશો, વણ; તો તે તમને ચોળાવશે રાખ, સમજ. ૫૭

દેખીતી મંદ ભાગિણી, વણ; જ્ઞાન વૈરાગ્ય જેના તંન, સમજ.
વેષ સર્વ વિધવાતણા, વણ; કરે તમને માન શુકંન, સમજ. ૫૮
નાયક કહે સુણ સુંદરી, વણઝારી રે;
તારાં વચન તે સુધા સમાન, સતી સુખકારી રે.
તારી શીખામણ શુભ ગણું, વણ; મેં તો તને કીધી ભગવાન, સતી. ૫૯
નિવૃત્તિ દીઠી નવ ગમે, વણ; તુજ સાથે બાંધ્યો પ્રેમ, સતી.
નિવૃત્તિ સાથે બોલું નહિ, વણ; મેં આજથી લીધો નેમ, સતી. ૬૦
કોલબંધ એવો કર્યો, વણઝારા રે;
પ્રવૃત્તિનો વાધ્યો ગર્વ, સમજ મન મારા રે.
નિવૃત્તિ દાસી થઈ રહી, વણ; એની શોકયે કીધું વશ સર્વ, સમજ. ૬૧
ટાંડું* ચલાવા ચોદિશે, વણ; જોયો દેશ સર્વ સંસાર, સમજ.
આગળ લાભ દીઠો ઘણો, વણ; આવી અંતે ખોટ અપાર, સમજ. ૬૨
કાળ ધણી આવી લાગિયો, વણ; એણે રોકી છે સઘળી પોઠ, સમજ.
વસ્તુનું મૂલ આવ્યું નહિ, વણ; થઈ લાખ કરોડની ખોટ, સમજ. ૬૩
જમ કિંકરે આવી બાધિયો, વણ; ત્યારે નાસી ગયો પરિવાર, સમજ.
પ્રવૃત્તિ પણ વેગળી રહી, વણ; નહિ કોઇ પાણી પાનાર, સમજ. ૬૪
જમ રાય કને બાંધી આણિયો, વણ; વેપારીએ કીધી રાવ, સમજ.
કેક ખાતાં ખોટાં નિકળ્યાં, વણ; જ્યારે જોયા મેળ હિસાબ, સમજ. ૬૫
બાંધ્યો માર્યો બહુ ભાતથી, વણ; વળી નાંખ્યો નરક કુંડમાંય, સમજ.
ધણીવાર દીવાળું કાઢિયું, વણ; નહિ લાજ્યો કરતાં અન્યાય, સમજ. ૬૬
કારાગ્રહનું દુઃખ ઘણું, વણ; કોણ કાઢે ત્યાંથી બહાર, સમજ.
પહેરી સાડી શુધ બુધની, વણ; પાસે આવી નિવૃત્તિ નાર, સમજ. ૬૭
નાયક જોઇને રોયો ઘણો, વણ; દેખી સતીનું તે સમે મુખ, સમજ.
નીચું જોઇને કહે સાધવી, વણ; તેં પાપે ભોગવ્યું દુઃખ, સમજ. ૬૮
આંસુ લોહ્યાં નાથનાં, વણ; પછી બોલી નિવૃત્તિ નાર, સમજ.
પ્રવૃત્તિ તમારી કયાં ગઇ, વણ; સાત પુત્રી કયાં પંચ કુમાર, સમજ. ૬૯
નાયક કહે સુણ સુંદરી, વણઝારી રે;
મેં નહિ માની તારી શીખ, સતી સુખકારી રે.
વહાલી થઇ પ્રવૃત્તિ પાપણી, વણ; ભુંડી રાંડે મગાની ભીખ, સતી સુખ. ૭૦

* ટાંડું—પોઠ

પ્રવૃત્તિ જે કોઇ પરહરે, વણ; કરે નિવૃત્તિ અંગીકાર, સમજ.
એ મુક્તિ ફળ પામે સહી, વણ; નવ દેખે દુઃખ લગાર, સમજ. ૮૬
ગુજરાત દેશ સોહામણો, વણ; વીર ક્ષેત્ર વડોદરું ગામ, સમજ.
વિપ્ર ચતુર્વંશી નાતમાં, વણ; કૃષ્ણ પુત્ર પ્રેમાનંદ નામ, સમજ. ૮૭
વિવેક વણઝારો તે છે આત્મા, વણ; આ છે અધ્યાત્મનો ઉપદેશ, સમજ.
વણઝારો ગાય ને સાંભળે, વણ; ટળે જન્મ મરણનો કલેશ, સમજ. ૮૮
જે કોઈ પ્રભુને અનુભવે, વણ; થાય મનવાંચ્છિત ફલ કામ, સમજ.
શ્રોતા સજ્જન સાંભળી, વણ; તમે સમરો સર્વે શ્રીરામ, સમજ. ૮૯

---

વિવેક વણઝારો સંપૂર્ણ.

---

નરસિંહ મેહેતાની

# હુંડી

—⁂—

### કડવું ૧ લું-રાગ રામગ્રી.

શ્રીગુરુ ગોવિન્દને ચરણે લાગુંજી, સુધબુધ શારદા વાણી માગુંજી;
અંતર્ગતમાં ઇચ્છા છે ઘણીજી, ભાવે ભાખુ હુંડી શ્રીમેહેતાતણીજી. ૧

ઢાળ.

હુંડી શ્રીમેહેતાજી તણી, અને વર્ણવું બુદ્ધિમાન;
ધન ધન નાગર નરસૈંયો, જેનું જુનાગઢ સ્વસ્થાન. ૨
કૃપા તે શ્રીશંકરતણી, ઉપન્યો તે ભક્તિ ભાવ;
ભવસાગર નરસૈંયો તર્યો, તે નાથ નામનું નાવ. ૩
શ્રીકૃષ્ણ ધાયા ગુણ ગાયા, તજી માયા મમતા;
રાસ મંડળ નિરખિયું, તેથી ટળી ગઈ ભ્રમતા.
વિશ્વાસ તે વિશ્વંભરતણો, એ દાસનું લક્ષણ;
સંસારમાં સરસો રહે, કરે હરિકથા કીરતંન. ૫
લોકાચારી નવ ગણે, નવ ગણે નાગરી નાત;
જેણે પ્રભુ સાથે પ્રીત બાંધી, જેમ પડી પટોળે ભાત. ૬
મંડલીક વેળા નામ રાખ્યું, શ્રીહરિએ આપ્યો હાર;
ઉષ્ણ જળમાં મેઘ વરસ્યા, જ્યારે ગાયો રાગ મલાર. ૭
મનગમતું કીધું કુંવર બાઈનું, મોસાળું લાવ્યા મોરારી;
સેવક જાણી શ્યામળાએ, હુંડી તે શીધે શીકારી. ૮
વરણવું વિસ્તાર તેનો, બુદ્ધીને અનુસાર;
હરખે જે હુંડી સાંભળે, તે તરે નર ને નાર. ૯
ચરિત્ર જે નરસૈંયા તણાં, તેથી પવિત્ર થાયે પિંડ;
જે સુણે ભણે ને અનુભવે, અવતાર તેનો ધન્ય. ૧૦
તીરથવાસી કોઇ વટેમાર્ગુ, આવીઆ પુર માંય;
દ્વારકાની હુંડી લખે, એવો શરાફ છે નાણાવટી કોય. ૧૧

ત્યાં બેઠા હતા નાગર બ્રાહ્મણ, જેને જૂઠું બોલ્યાનું પોણ;
તેને તીરથવાસીએ પૂછ્યું, અહીં હુંડી લખે છે કોણ. ૧૨
વિપ્ર વિચારીને બોલીઆ, મહા ઠગના તે ઠગ;
હુંડી તે લખે નરસૈંયો, જેને રૂપૈયાના ઢગ. ૧૩
વૈષ્ણવ જન વહેવારીઆ, સર્વે શિરોમણ સ્વામ;
આડત ચાલે તેહની, કરે તે તો મોટાં કામ. ૧૪
હરિભગતની હુંડી કશી, નાગરે કીધી હાંસી;
નરસૈંયાનું ઘર દેખાડ્યું, પ્રીછ્યા નહીં તે તીરથવાસી. ૧૫
નીચાં મંદિર નીપટ જુનાં ને, માંહે ચરકલાંના માળા;
વૈષ્ણવ આવી ઉતર્યા, મેહેતાતણી ધર્મશાળા. ૧૬
ત્યાં તિલક તુલસી ને ચંગ બોલે, શબ્દ ધૂન રહી મૃદંગ;
પામે પ્રસાદ મેહેતાને મંદિર, સાધુ ગયે બહુ રંગ. ૧૭
લુલા ભુલા અટુલા, અપંગ અંધ ને બધીર;
પળ્યા તે આવે રામદાસિયા, મહેતાતણે મંદિર. ૧૮
ગોપીચંદન તિલક તુલસી, શ્રીરામકૃષ્ણને ગાયે;
શબ્દ ઉઠે સોહામણા,* શ્રીરામ લીલા ભણાયે. ૧૯
એ ચરિત્ર દશ અવતારનાં, ચોકમાં તે તુલસીનાં વંન;
એક દેહેરું દીસે દામોદરતણું, ત્યાં નરસૈંયો કરે કીર્તન. ૨૦
ત્યાં તીરથવાસીએ વિચાર્યું, નહીં હોય એ કોઠીવાલ;†
નામું લેખું હરિ નામનું, લેખણ સાટે તાલ. ૨૧
કોથળી દીસે તે વાજીત્ર કેરી, તેમાં તે નવ મળે દામ;
દીસે ચોપડા કીર્તન કેરા, વ્યાપાર તો હરિનું નામ. ૨૨
ત્યારે મેહેતાજી બેઠા થયા, આવો તમારું ધામ;
પરદેશી અમને પવિત્ર કીધા, અમ સરખું શું છે કામ. ૨૩
ત્યારે તીરથવાસી બોલીઆ, અમારે જાવું છે દ્વારકા ગામ;
ત્યાંની હુંડી કરાવવાને આવીઆ, મેહેતા જાણી તમારું નામ. ૨૪
અમને ભલે નાગરે ભાળ દીધી, તે મેતાજી સારશે અર્થ;
એટલું તે સ્વામી કામ કીજે, ગણી લીજે ગર્થ. ૨૫

---

* પા૦ "સમરણીના" † કોઠીવાલ-કોઠીવાળ-કરોડાધિપતિ.

રૂપૈઆ તે સાતસેં છે, તે ચારે જણનું ધન્ય;
અમારે ખરચવું છે દ્વારિકામાં, તે મેહેતા તમારું પુણ્ય. ૨૬

વળણ.

પુણ્ય તમારું કામ થાશે, બોલ્યા તે તીરથવાસી રે;
હાંસી જાણી ન્યાતની, મેહેતે તે સ્મર્યા શ્રીઅવિનાશી રે. ૨૭

### કડવું ૨ જું—રાગ માલવી ગોડી.

આજ કૃતારથ અમને કીધા, તીરથવાસી મળિયા રે;
તે બ્રાહ્મણને હું ચરણે લાગું, જેણે અહીં મોકળિયા રે. આજ. ૧
આપી આસન મેહેતે પૂજા કીધી, મૂક્યો તે હરિપ્રસાદ રે;
એકેકી માળા કંઠે આરોપી, મેહેતે કીધો શંખનાદ રે. આજ. ૨
સ્મરણ કીધું મેહેતે શામળીઆનું, શું થાશે પ્રભુ મારા રે;
હૃદે ઉભરાણું મેહેતાજીનું, નયણે વેહે જલધારા રે. આજ. ૩
તીરથવાસીએ કૌતક દીઠું, શંખ તાલ ને માળા રે;
વૈષ્ણવના ચાળા ને દીસે કંગાળા, બેઠા ગાયે ટોપીવાળા રે. આજ. ૪
હરિશું રંગ ને વાગે ચંગ, ઢંગ રુડા વિચાર રે;
બેઠા થઇએ ને ચૌટે જઇએ, તીરથવાસી કરે વિચાર રે. આજ. ૫
જોઈ રહ્યા નીચું ન થવાય ઉંચું, પ્રીછ્યું પારેખપણું રે;
આપવા લેવા હરિની સેવા, દેવા દરીદ્રું ઘણું રે. આજ. ૬
પ્રેમાનંદ પ્રભુ કૃષ્ણ કૃપાએ, મેહેતે વારતા જાણી રે;
શું કરવાને ગાભરા થાઓ, સમરોને સાર્ઙ્ગપાણી રે. આજ. ૭

વળણ.

શાર્ઙ્ગપાણી આણી આપે, ચિંતા મન શાને કરો રે;
સંતો લાવો કાગળ લેખણ, હુંડી લખું કરમાં ધરો રે. ૮

### કડવું ૩ જું—રાગ ગોડી.

તીરથવાસીને દુઃખીયા રે જાણી, મેહેતો બોલ્યા વળતી તે વાણી;
કાંઈ મન ચિંતા ન રાખશો તમો, હુંડી લખી આપીશું અમો. ૧
તમારે અમારું કામ જ પડ્યું, પરમેશ્વર નહીં રાખે અડચું;
શીઘ્ર કામ થાશે તમતણું, મોકલનારા ડાહ્યા છે ઘણું. ૨

સેવક તમારો હુંડી કરે, જ્યાં લખે ત્યાંથી પછી નવ ફરે;
જઈ જોજો ચઉટામાં ઠેઠ, જઇ પૂછજો શામળશાહ શેઠ. ૩
તીરથવાસી બોલ્યા તેહ, રૂપૈઆ રે લ્યો સાતસેંહ;
લખી પત્ર ઉતારીને દીઓ, હુંડીયામણ ઘટે તે લીઓ. ૪
મેહેતાજી કહે કરવું કામ, હુંડીઆમણ તો હરિનું નામ;
શત શતના ગણી લીધા થોક, સાતસેં રૂપૈઆ લીધા રોક. ૫
મેહેતે મૂકયા ઘરમાં ધર્યા, વૈષ્ણવ તેડી કૃષ્ણાર્પણ કર્યા;
નાણાવટી તે કોઇ નવ ઓળખે, હઇયા ખરો તે હુંડી લખે. ૬
કહે નરસૈંયો કર જોડ, લજ્જા રાખજો શ્રી રણછોડ;
જ્યારી હરિ આદ્યારકું, સેવક સ્વામીનું પારખું. ૭
નેષ્ટ નાગરે કીધી ઠગ, પ્રભુ મારે છે તમારી વગ;
રૂપીઆ સાતસેં મેં ગણીને લીધા, મેં તો કૃષ્ણાર્પણ તમને કીધા. ૮
વેહેવાર મારો રે વધારજો, શામળીઆજી હુંડી શીકારજો;
ભીડભંજન શ્રી પરબ્રહ્મ, આડતની છે તમને શર્મ. ૯
મેહેતે કરમાં તે લીધી તાલ, સ્તુતિ કરે ને સમરે ગોપાલ;
ખરેખરાં નેણે આંસુ ઝરે, નરસૈંયો હરિની વિનતિ કરે. ૧૦
રખે તીરથવાસી પાછા ફરે, તે દુઃખે જીવડો નીસરે;
તાલ વાગે ને હરિગુણ ગાય, શામળિયાજી કરજો સહાય. ૧૧
પ્રભુ પ્રહ્લાદની વારે ધસ્યા, લક્ષ્મીવર તમો લોહમાં વસ્યા;
અપરમાનો ઉતાર્યો મદ, ધ્રુવને આપ્યું તેં અવિચલ પદ. ૧૨
ચન્દ્રહાસને રાખ્યા તેં હરી, વિખ ટાળીને વિખયા તેં કરી;
અંબરીષનો ઉતાર્યો ભાર, પ્રભુ લીધા તેં દશ અવતાર. ૧૩
અજામીલ નામે પાપી ઓધાર્યો, તેલ કઢામાંથી સુધન્વા તાર્યો;
ગજેન્દ્ર રાખ્યો ઝૂડે ગ્રહ્યો, મેં મહિમા તમારો લહ્યો. ૧૪
અહલ્યા પ્રભુ આપે ઓધારી,.....................
ભીલડીનાં ચાખ્યાં બોર, ભકત માટે આર્યા ઢોર. ૧૫
બળતા રાખ્યા તેં પાંડવ વીર, પાંચાલીનાં પૂર્યાં ચીર;
રુક્માંગદને કરુણા કરી, પ્રભુ હરિશ્ચંદ્રને આપી વૈકુંઠપુરી. ૧૬
ગોપીનું પાલન તેં કર્યું, સુદામાનું દારિદ્ર તેં હર્યું;
કુબ્જા સાથે રંગે રમ્યા, વિદુરને ઘેર ભાજી જમ્યા. ૧૭

કબીરને તમે કીધી સહાય, નામદેવની જીવાડી ગાય;
જલ વર્ષ્યું ત્રિલોચનને ઘેર, મીરાંબાઈનાં પ્રભુ પીધાં ઝેર.* ૧૮
જેદેવને આપી પદમાવતિ, શા શા ગુણ ગાઉં ગોવિંદપતિ;
ત્રિકમ તાત ને માધવ માત, કુટુંબ કેશવ ને ભૂધર ભ્રાત. ૧૯
શેષ નાગના છો તમે સખા, પ્રભુ તમો કરોની રક્ષા;
જ્ઞાત નરસંઇ સગા સ્યામ, પછે અન્યનું શું કામ. ૨૦
તમો ભક્ત વત્સલ કહાવો, માટે દાસ કરે છે દાવો;
મારે પાસું છે તમતણું, પ્રભુ પાળજો પોતાપણું.† ૨૧
આ સમો આવીને અડ્યો, શોક સાગરમાં નરસૈંયો પડ્યો;
પોણ જાશે જો મુજ તણો, વેવાર છે કાચો તાંતણો. ૨૨
જો રાખશો નહીં વિસ્વાધાર, વળતી મારી કુણ કરે વહાર;
મનસા વાચા કહે નરસૈંહી, તુજ વિના કોઇને જાચું નહીં. ૨૩
જો હુંડી શિકારશો નહીં સ્યામ, ફરીને હું સાથે છે કામ;
જો નહિ વધારો મહારો કાર, હું નહીં રાખું તમારો ભાર. ૨૪
જો પાછી ફરશે આ ચિટ્ઠી, તો આપણી વાતો પડશે દિઠી;
એવી સ્તુતિ કરીને મુખે, પછે મેહેતાજી હુંડી લખે. ૨૫
દ્વારકાં સાગર પૂરણ બેટ, સર્વ ઉપમા જોગ શામળશાહ શેઠ;
લખિતંગ સેવક નૃસિંહ નામ, લખ્યા પ્રમાણે કર જો કામ. ૨૬
તીરથવાસી છે ધનના ધણી, સાતસેં રૂ પૈઆ આપજો ગણી;
કાંટે ચઢાવીને દેજો ખરા, આપજો કોરા ને કરકરા. ૨૭
ઉજળા તાતા ને તાપે ચઢ્યા, આપજો ખરા બપોરે પડ્યા;
ઓછા નહિ મોટા માપના, ઓણુંકી ને નવી છાપના. ૨૮
બજાર મધ્યે દેજો રે ગણી, જેમ ચાલે આડત આપણી;
એંધાણી હુંડીમાં લખી, ચતુર છો તમો લેજો ઓળખી. ૨૯
લખી પાછી ફરે રે હુંડી, પ્રભુ મારી ટેવ છે ભુંડી;‡
લોકમાં તમને લાગશે ગાળ, જણાશે નરસૈંના સ્વામી ચાલ. ૩૦

* મીરાંબાઇની કથા, નરસિંહ મેહેતાની પછી ઇતિહાસમાં આવે છે; પણ આ ઠેકાણે પ્રેમાનંદ નરસિંહ મેહેતા પાસે પ્રાર્થના કરાવે છે તે દૃષ્ટિએ જોતાં પ્રેમાનંદના સમયની પૂર્વે વિખ્યાત પામેલી હતી; અને તેથી ઘણીવાર આવો ક્ષમ્ય ઐતિહાસિક વિરોધ કાવ્યોમાં જોવામાં આવે છે.

† પા૦ "મઠ વાપી બાન્જરો લણું." ‡ પા૦ "તો તો નીચી થઇ જશે મુડી."

દુકાને દેવાશે તાળું, તેમાં નહિ કંઈ હોય અજવાળું;
મુજ વાણોતરને શાની શર્મ, જાશે નામ તારું પરબ્રહ્મ. ૩૧
લાજશો પ્રભુ થાશો વાજ, મુજ વાણોતરને શાની લાજ;*
ખીડી હુંડી ને સમર્યા સ્યામ, શિરનામે શામળશાહ નામ. ૩૨

વલણ.

નામ શામળશાહ તણું, મેહેતે કરમાં લીધી તાળ રે,
હુંડી મૂકી મૂર્તિ આગળે, મેહેતે સમર્યા શ્રીગોપાળ રે. ૩૩

કડવું ૪ થું–રાગ કાલેરો.

†શિકારજો શામળા આ સેવકની હુંડી, શામળશાહ સુજાણ રે;
જો કાર જાયે નરસૈં કેરું, તેપૈં જાજો પ્રાણ રે. શિકારજો. ૧
લખજો કાગળ કામ થયાનો, પ્રભુ ટાળજો ઉચ્ચાટ રે;
છે તાલ ચંગની કોથળી, હરિ મંદિર મારું હાટ રે. શિકારજો. ૨
ખરા કોરા ને કરકરા, ગણી આપજો રૂપૈયા રોક રે;
જો નકાર કરશો કાનજી, તો હસશે દુરીજન લોક રે. શિકારજો. ૩
છે વણજ મારો નકાળજો, જેમ વાંદરની ફાળ રે;
વસાત મારે એટલી છે, માળા તિલક ને તાલ રે. શિકારજો. ૪
નરસૈંયો નાણાવટી, લોક જાણે કોઠીવાળ રે;
જો હુંડી પાછી ફરશે તો, સેવક ઓઢશે સાલ રે. શિકારજો. ૫
હુંડી ફરતાં દાવો આશે, દેવાળું કહેવાશે રે;
તારો શેઠ ખોટી ચાલનો, તીર્થવાશી વવાશે રે. શિકારજો. ૬
માતા પિતા તું માવજી, લજ્જા રાખજો આણી ચોટ રે;
આપતાં રૂપૈઆ સાતસેં, નહીં આવે ખજાને ખોટ રે. શિકારજો. ૭
નકાર કરશો કૃષ્ણજી, તો છે નાગર સાથે કામ રે;
પ્રેમાનંદ પ્રભુ પ્રીછજો, મહિમા રાખજો શ્યામ રે. શિકારજો. ૮

---

* પા૦ "અમો ચીડીના ચાકર છીએ, નિશ્ચે રાખજો તારે દેવે."

† આ કડવાને મળતું નરસિંહ મેહેતાનું પોતાનું રચેલું એક પદ પણ છે. (જુઓ નરસિંહ મેહેતાનું કાવ્ય. પરિશિષ્ટ ૨ જું) આ ઉપરથી એમ લાગે છે કે, પ્રેમાનંદે નરસિંહ મેહેતા સબંધી જે જે કાવ્યો રચ્યાં છે તેમાં યોગ્ય સ્થળે પોતાની પૂર્વેના કવિઓની કવિતાનો થોડોક ભાગ અથવા તો નરસિંહ મેહેતાની સ્વયંવાણીના પદો કથાસંદર્ભ ન તુટે એવી રીતે ગુંથી દીધા છે. મામેરાના કાવ્યમાં પણ એક સ્થળે નરસિંહનું રચેલુ આખું પદ જોવામાં આવે છે, પણ કડવું ૪ થુ અને નરસિંહ મેહેતાની હુંડીના પદ વચ્ચે થોડો ફેર છે. પ્રથમની કડી તો બરાબર મળતી આવે છે.

બે કાને કુંડળ ઝળકે રે, નાસિકા તે દીવાની સગ* રે;
દીસે દાંત રુડા હસતા રે, હીરા તેજ કરે છે કરતાં રે. ૫
ત્રિકમજી વણિકની તોલે રે, નાથ ઉતાવળું ને બોબડું બોલે રે;
સોનાની સાંકળી ને કંઠે દોરો રે, કેડે પાટીવાળો કંદોરો રે. ૬
ઝળકે ધનરેખા હથેલીમાં રે, આંગળીએ વીંટી ને વેઢીઆં રે;
સાદો એક વાગો પહેર્યો છે હરજી રે, એનો સિવનારો કોણ દરજી રે. ૭
સેલુ કેડે બાંધ્યું બેવડું રે, શુણુ કળાથી શાખ્યા પ્રભુ એવડું રે;
કરે હિંડતાં હાથના લટકા રે, સાદી દોરીના કેડે પટકા રે. ૮
પટકે લટકે ફુમતડાં જ્યોત રે, કેડે ખોસી પીતળની દોત રે;
ફીઆં ફીઆં તે કીતક ભાળીએ રે, ઠાલી ગાંઠ વાળી બે ચાર ફાળીએ રે. ૯
એક ઓઢી પછેડી ખાંધે રે, નાથ ફુંદાલો ને મોટી ફાંદે રે;
વસ્ત્ર પેહેર્યાં તે પાંચે સોળાં રે, પાએ પેહેર્યાં તે સુંદર મોજાં રે. ૧૦
કોઈ વાગો બીરાજે કેશરી રે, બન્યા મોટો પારીખ લખેશરી રે;
મારો નાથજી નીચે ખામણું† રે, ભટ પ્રેમાનંદ જાએ તેને ભામણે રે. ૧૧
સાથે વાણોતર છે સાત રે, ઓદ્ધવ ને અક્રુર ભ્રાત રે;
હનુમાન વિદુર ગરુડ રે, ભક્ત સુદામો દીસે દીન રે. ૧૨
પારથના હાથમાં પાન રે, આગળ જયેષ્ઠિકાદાર હનુમાન રે;
ચમ્મર સુદામાએ ગ્રહી રે, છે વિદુરના હાથમાં વહી રે. ૧૩
બોલી બોલે પ્રભુ તોતળી રે, ઉદ્ધવને ખાંધે કોથળી રે;
એમ આવ્યા શામળા અવિનાશી રે, તે જોઈ રહ્યા તીરથવાસી રે. ૧૪
એ તો કોઈ પારખ દીસે નવો રે, આપણાં અર્થ સરસે હવો રે;
કાંઈક ભારે માણસ ભાસે રે, ભલા વાણોતર છે પાસે રે. ૧૫
હીંડે સહુને શીશ નમાવતા રે, દીસે પૈસાદાર કોઈ પામતા રે;
એ તો કારણરૂપ કંઈ મળિયું રે. એને દર્શને દુઃખડું ટળિયું રે. ૧૬
હુંડીવાળા એમ વદે વાણી રે, મળ્યું શામળે અંગે એંધાણી રે;
આધા આવીને પાછા શાણી રે, તેના મનની વારતા જાણી રે. ૧૭
બોલ્યા પોતે તે શાર્ઙ્ગપાણી રે, કાંઈક ઓછી લજ્જા આણી રે;
તીરથવાસી બોલ્યા શિર નામી રે, જુનેગઢથી આવ્યા છીએ સ્વામી રે. ૧૮

---

* સગ–જ્યોત † ખામણે–કદે.

અમે જુનેગઢથી આવ્યા રે, નરસૈંયાની હુંડી લાવ્યા રે;
જ્યારે સાભળ્યું નરસૈંનું નામ રે, ત્યારે ધાઈ ભેટ્યા શ્રીસ્યામ રે. ૧૯
ભર્યાં આંસુ નેત્રાંબુજે રે, હુંડી લીધી તે ચતુરભુજે રે;
જ્યારે અક્ષર ઓળખ્યા નાથે રે, હુંડી ચાંપી તે હૈડા સાથે રે. ૨૦
હુંડી વાંચી તે વહેલી વહેલી રે, શ્રીહરીએ તે હુંડી ઉકેલી રે;
શુભ નગર દુવારામતી રે, જ્યાં વસે છે જાદવપતી રે. ૨૧
પેર કરજો દીન દયાળ રે, છો ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ રે;
સર્વે ઉપમા જોગ શ્યામ રે, નાથ નાણાવટીમાં નામ રે. ૨૨
પરમારથ કરો તતખેવ રે, શેઠ શામળશાહ વાસુદેવ રે;
છે જુનાગઢમાં વાસ રે, તે તો પ્રભુજી તમારો દાસ રે. ૨૩
લખી હુંડી નરસૈંયો સેવક નામ રે, હુંડી શીકારજો તમે શ્યામ રે;
એક ઘડીનો કરશો ઉધારો રે, તો જાશે કાર અમારો રે. ૨૪
છે મોટા શેઠનું ધામ રે, રાખો વાણોતરનો વિશ્રામ રે;
લખી હુંડીમાં એંધાણી રે, નાથ આપીને પીજો પાણી રે. ૨૫
ધનના તીરથવાસી ધણી રે, વિનતિ થોડામાં છે ઘણી રે;
એવડું લખવું પડ્યુ શાને રે, મસ્તક ધુણાવ્યુ શ્રીભગવાને રે. ૨૬
અમે નરસૈંયાના કહેવાણી રે, જ્યાં નરસૈંયો વેચે ત્યાં વેચાણી રે;
આવું લખવું નહોતું લેશે રે, રુપૈઆ આપત હું સદેશે રે. ૨૭
કહે જાતરાળુને અવિનાશ રે, રૂપૈઆ આવ્યા મુજ પાસ રે;
તમે શોધતા ફરો તે શુંય રે, ભાઈ શામળદાસ તે હુય રે. ૨૮
નરસૈંયો વાણોતર મુજ જાણો રે, આ નગરમાં રહુ છું હું છાનો રે;
કરું વૈષ્ણવ જનની સેવા રે, મુને ઓળખે છે નરસૈંયાના જેવા રે. ૨૯
મેં તો બીજી વિધિ છાંડી રે, મેહેતાને પુણ્યે કોથળી માંડી રે;
પરિવાર જીવે શામળશાહનો રે, તે તો આશરો નરસૈંયાનો રે. ૩૦
છોડી કોથળી કરુણા કરી રે, કાઢ્યા રૂપૈઆ તે મુઠી ભરી રે;
જોવા મળ્યાં ચઊટાનાં લોક રે, ગણી આપ્યા રૂપૈઆના થોક રે. ૩૧
સો ઉપેર આપ્યા મહારાજ રે, તે તો ખરચ ખુટણને કાજ રે;
નરસૈંયાને વિનતિ કહેજો મારી રે, કાગળ લખજો કહે દેવ મોરારી રે. ૩૨

વળણ.

મોરારીએ કાગળ લખ્યો, અંતરમાં છે આનંદ રે,
કેવો વિવેક કરે વહાલો, કહે વિપ્ર પ્રેમાનંદ રે. ૩૩

## કડવું ૭ મું–રાગ ધનાશ્રી.

લેખણ લીધી શ્રીલક્ષ્મીવરે રે, મહેતાની શ્રીકૃષ્ણ વિનતિ કરે રે;
કાગળ ભીંજે નેણે આંસુ ઝરે રે, ઓદ્ધવ આવી હાથ હેઠો ધરે રે. ૧

### ઢાળ.

ધરી હાથ આંસુ ગ્રહે હરિના, અમર અંતરીક્ષથી જોયજી;
ભૂતલમાંહે ભગત મોટો, નરસૈંયા સમો નહીં કોયજી. ૨
*સ્વસ્તિ શ્રીજુનાગઢ શુભ સ્થાને, મેહેતા શ્રીનરસિંહજી;
ચિંતા તે નવ કરશો તમો, તે હુંડી શીકારી છે અહીંજી. ૩
નગર દુવારીકાંથી લખિતંગ, શામળશાહ વાણોતરજી;
આપણ બને એક છઇએ, રખે જાણતા અંતરજી. ૪
તમારા વતિ અમો સેવું છું, દુવારામતી પરમ ધામજી;
તમ અર્થે આળસ નહીં કરું, અમે કરશું મોટાં કામજી.† ૫
આંહાં આડત તમારી સિદ્ધ થાશે, જોઉં છું પત્રની વાટજી;
શુભ કામે કાસદ મોકલો, વિશ્વાસે મારે હાટજી. ૬
હવે વારું છું જે વિશ્વાસ મૂકો, વળી રખે મૂકો તાળજી;
ચપલ ધન પદ સદા મારે, જે જાણે નરસૈંના શેઠે ઓઢી આલજી. ૭
તમને લોક ઠગવા આવશે, જાચકો તે શું શુંયજી;
ના ન કહેશો કશી વાતની, આપનારો છું હુંયજી. ૮

---

* પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં નીચે પ્રમાણે પાઠાંતર છે.

"સ્વસ્તિ શ્રી જુનાગઢ ક઼ાવે, મોટું જે સ્વસ્થાન;
મેહેતા નરસંઇ ત્યાં રહો, હરિજન પામે માન.
સર્વે શુભોપમા જોગ સ્વયંભૂ, અવર નહિ વર્ણાય;
દાસ થયા અવનિ પરે, પણ તમ સરખો નહિ થાય.
લખિતંગ દ્વારામતિથી, હરિજન સેવક નામ,
વળી વાણોતર આપનો, તેના માનો વિનય પ્રણામ.
આપણ બન્ને એક છું, નહિ સ્વામિ સેવક ભાવ;
નિશ દિન હું નિરખ્યા કરુ, લેવા આવો લાવ
તમ વતી દ્વારામતિમાં, વસીએ આણે ધામ;
આળસ ન કરો કંઇ વાતનુ, એવાં કોટી લખજો કામ."

† " ૦ ૦ ૦, એવાં લખજો મોટાં કામજી."

તીરથવાસીને પત્ર આપી, ભક્તવત્સલ ભગવાનજી;
જાત્રાળુ ત્યાં વિસ્મય પામ્યા, હરિ હવા તે અંતર ધ્યાનજી. ૯
તીરથવાસી કર ઘસે ને, બેઠા ધુણાવે શીશજી;
આપણે તે રૂપૈયા દીઠા, ઓળખ્યા નવ જુગદીશજી. ૧૦
નરસૈંયાનો શેઠ વહેવારીયો, તેણે આપ્યા રૂપૈયા રોકજી;
શામળશાહને આ નગરમાં, શું જાણે તે ઘેલા લોકજી. ૧૧
એક માસ દ્વારકામાં રહે, તેનાં કારજ પૂરાં થાયજી;
તીરથવાસી આવ્યા ફરી, જુનાગઢની માંયજી. ૧૨
નરસંઈયાને ચરણે લાગ્યા, ને કહે સાચો તારો શેઠજી;
વાણોતર તે તું ખરો ભાઈ, બીજા તે દૈવની વેઠજી. ૧૩
સકળ કારજ સિદ્ધ પામ્યાં અમારાં, કહો કંઈ સમાચારજી;
મેહેતાજીએ પત્ર વાંચ્યું, જે લખ્યું દેવ મોરારજી. ૧૪
મેહેતાજી આનંદ પામ્યા, નાગરા થયા ત્યાં નીરાશજી;
હુંડી શીકારી શામળે, સૌ આશ્ચર્ય પામ્યો સાચજી. ૧૫
જે સુણે ભણે ને અનુભવે, તેને કૃપા કરે શ્રીગોવિંદજી,
હુંડી ભણતાં હરિ મળે, કહે ભટ પ્રેમાનંદજી. ૧૬
સંવત સત્તરસેં તેત્રીસના વરસે, ઉત્તમ માસ વૈશાખજી;
વદ પ્રતિપદાએ પદબંધ કીધો, અંતર આણી અભિલાખજી. ૧૭
નીતમ નગર ગુજરાત મધ્યે, વડોદરું વિરક્ષેત્રજી,
તેમાં કવિ મોટા ઉપન્યા, જેને કૃપા કમળ નેત્રજી. ૧૮
રંક વિપ્ર ચાતુર્વેદી, કૃષ્ણ સુત પ્રેમાનંદજી;
હરિ પ્રસાદે હુંડી હવી, સંબંધ એક પદ બંધજી.* ૧૯
હરિ કૃપાએ હુંડી કીધી, પાતિક દૂર પળાયજી;
શ્રોતાજન શ્રીકૃષ્ણ કહો, જે વૈકુંઠ પ્રાપ્ત થાયજી.† ૨૦

---

* પા૦ " ૦ ૦ ૦, નરસિંહ નામ પ્રબંધજી, વૈષ્ણવ જન કો ખોડ મા દેશો, સુણતાં મન આનંદજી."

† પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં નીચે પ્રમાણે વધારે આપેલું છે.

"હુંડી પ્રબંધ જે સાંભળે, વળિ ગાય જે નર ને નાર રે;
ઇકોતેર પરિયાં તેહનાં, ઉદ્ધારે દેવ મોરાર રે."

# શામળભટ.

અમદાવાદ જીલ્લાનાં ગોમતીપૂર-જેને પૂર્વમાં વેગણપૂર કહેતા હતા ત્યાંનો વતની-જ્ઞાતે શ્રીગોડ માળવી બ્રાહ્મણ-સંવત્ ૧૭૮૦-ઈ. સ. ૧૭૨૫ માં હૈયાત હતો. એની ઘણીક કવિતા દોહરા ચોપાઈ છપાયામાં છે.

## ઊદ્યમ કર્મ સંવાદ.

### દોહરા.

શ્રી શંકર સુતને પ્રણમુ, બુદ્ધિ તણો દાતાર;
અગે સિંદુર શોભતું, મોદિક અમૃત અહાર. ૧
બ્રહ્મસુતા તુજને નમુ, માગુ એક પસાય;
રસનાવાસ કરો સદા, તો બુદ્ધિ પ્રફુલ્લિત થાય. ૨
નંદ સુત નરહરિને નમુ, મુરલીધર મહારાજ;
ગ્રંથ કરું શુભ શાસ્ત્રનો, રાખો મારી લાજ. ૩
કરજોડી કવિને કહું, કોઈ મા દેશો ખોડ;
ઉદ્યમ કર્મ વર્ણન કરું, પહોંચે મનનાં કોડ. ૪
માત તાત ગુરુ ઇષ્ટને, ચરણે નામું શીશ;
ચંચળ ચિત્ત છે ગ્રંથમાં, કોએ મા કરશો રીશ. ૫
ઉજ્જેણી નગરી વિષે, ક્ષિપ્રા તટ શુભસ્થાન;
નીર વહે અતિ નિર્મળું, જાણે અમૃત પાન. ૬
મહાકાલેશ્વર શિવ વસે, શક્તિમાન હરસિદ્ધ;
જે કોઇ સેવે એહને, તે પામે નવનિદ્ધ. ૭
વર્ણ અઢાર વસે જહાં, રાજ્ય કુળ છત્રીસ;
નરનારી અતિ શોભતાં, પૂરણ ગુણ બત્રીસ. ૮
વેદ યુક્ત વાડવ વસે, જે પાળે ખટકર્મ;
ગૌ બ્રાહ્મણ રક્ષાકરે, ક્ષત્રી તણો એ ધર્મ. ૯
વૈસ્ય કરે વ્યાપાર શુભ, શાસ્ત્રતણે પરમાણ;
વૈષ્ણવ સેવા વિપ્રની, શુદ્ર કરે નિરવાણ. ૧૦

ઘર ઘર ઉત્સવ અતિ ઘણો, વાજે તાલ મૃદંગ;
પુજા પુરશોત્તમ તણી, નિતનિત નાટચારભ. ૧૧
વિક્રમકેરા વંશમાં, ભદ્રસેન મહારાજ;
રાજ્ય કરે તે નગરમાં, કરતો મોટાં કાજ. ૧૨
મહા ભક્ત મહારાજનો, કામતણો અવતાર;
સત્ય વચન બોલે સદા, કર્ણ સમો દાતાર. ૧૩
અસ્ત્ર શસ્ત્ર વિદ્યાતણો, જાણે મર્મ વિવેક;
મહિપતિ મોટા વશ કર્યા, થયો છત્રપતિ એક. ૧૪
પટરાણી ઘેર પાંચસે, રૂપતણો ભંડાર;
વનિતા ષોડશ વર્ષની, રંભા રતિ અવતાર. ૧૫
બેઠો રાય સભા ભરી, ભદ્રસેન ભડ ભૂપ;
ચમર ઢોળે ચોપાસથી, અતુલિ તેજ મહારૂપ. ૧૬
છત્ર ધર્યું શિર કનકનું, ભૂષણ અંગ અપાર;
સિંહાસન સોહામણું, બેઠા મહા જુંઝાર. ૧૭
ચાર વજીર અતિ ચતુર છે, તે આગળ સેહે ચાર;
એક સુબુદ્ધિ(બીજો) સુલક્ષણો, ત્રીજો તત્વ વિચાર. ૧૮
ચોથો ગુણ ભંડાર છે, રાજ્યતણો શિર ભાર;
પંડિત બેઠા પાંચશે, ગુણિજનનો નહિ પાર. ૧૯
નાટક ચેટક અતિઘણાં, હાસ્યકથા રસ હોય;
નૃત્ય કરે વારાગના, તે દેખી મન મોહ્ય. ૨૦
પોપટ બોલે મનુષ્ય સરખાં, મેના ને બહુ મોર;
શબ્દ કરે સોહામણા, રસિયાનાં ચિત ચોર. ૨૧
મહીં માગણ મળિયા બહુ, બંદીજન સહુ ગાય;
રાજકલા છત્રીશસું, બેઠો માલવરાય. ૨૨
ભર જોબન વર્ષ સોળમાં, સુંદર ચતુર સુજાણ.
આસને બેઠે અવનવો, જાણે ઊગ્યો ભાણ. ૨૩
અજીત સભા છે જેહની, શાસ્ત્ર સ્મૃતિ અભ્યાસ;
પંચ પ્રમાણ કરે સદા, (તેમ) ન્યાય અન્યાય તોળાય. ૨૪
તેજ સમે ઇંદ્રાસને, બેઠા સુરપતિ રાય;
દેવલોક સભા સહુ, આનંદ ઓચ્છવ થાય. ૨૫

નૃત્ય કરે વારાંગના, મદનમંજરી નામ;
વસુધર દેવને નિર્ખિયો, તત્ક્ષણ પ્રગટ્યો કામ. ૨૬
એક એકને નિર્ખિયાં, બેઉએ હરખ્યાં આપ;
કોપ ચઢ્યો સુરરાયને, તત્ક્ષણ દીધો શાપ. ૨૭
જાઓ પૃથ્વીમાં પડો, દેવ સભા નહિં કામ;
મનુષ્ય થઇ મરશો જદા, તદા સ્વર્ગમાં ઠામ. ૨૮
દેવ પડ્યો પૃથ્વી વિષે, શિવશર્મા દ્વિજ રાજ;
ઉજ્જયણી નગરી વિષે, વિદ્યાકેરું ઝાજ. ૨૯
કરણાટકમાં કામિની, ગુણકા કુળ અવતાર;
નૃત્ય ગીત ગુણચાતુરી, જાણે નાટક સાર. ૩૦
દેવતણો અભ્યાસ જે, જાણે તેના ભેદ;
રાત દિવસ નવરંગમાં, ક્ષણ નવ પામે ખેદ. ૩૧
મહિલાએ વીમાસીયું, મૂર્ખ છે મૃત્યુલોક;
જીતું રાજ્યસભા ઘણી, મન વિચારી રોક. ૩૨
પંડિત કો પ્રીછે નહીં, ચતુર ન ઘાલે હામ;
એવું જે કો પ્રશ્ન કહે, કરું કારમું કામ. ૩૩
સહિયર સાથે સાતસેં, સોળ વર્ષ શુભ રૂપ;
કામકળા મન કલ્પિયું, જીતું ભારે ભૂપ. ૩૪
જે કોઇ મુજને જીતશે, તે જાણું ધરદેવ;
પૂરણ પ્રીત કરી રમું, કરું બહુ વિધિ સેવ. ૩૫
કરણાટકથી સંચરી, મન વિચારી મર્મ;
વાદ કરું હું પંડિતા, ઉદ્યમ વડું કે કર્મ. ૩૬
રઢીઆળી રથપર ચઢી, જોયો મહારાષ્ટ્ર દેશ;
જીત્યા પંડિત જામના, કામરુ કર્યો પ્રવેશ. ૩૭
નૈષધ આવી નાર તે, જોયો દેશ બંગાલ;
જગન્નાથ તે નિરખવા, આવી છે તત્કાલ. ૩૮
પાટણ નિરખ્યું પ્રેમશું, મધકુ કેરો રાય;
ખુરાસાન મુલતાન થઇ, મારુ દેશ પલાય. ૩૯
મેદપાટથી કચ્છ નગર, આવી સોરઠ દેશ;
જીતી નાર 'સુલક્ષણી, જોબન બાળે વેશ. ૪૦

દક્ષિણ જોયું દેખતાં, પૂર્વ પશ્ચિમ સાર;
કાશી દેશ કાસ્મીર તે, દેશ નિહાળ્યા ચાર. ૪૧
પંડિત સરવે પારખ્યા, મને ન આવી વાત;
જાણી ખાણ વિદ્યાતણી, આવી છે ગુજરાત. ૪૨
દેખી ગુજર્જર દેશને, મનમાં વિસ્મય થાય;
પંડિતને માને નહીં, પાખંડી પૂજાય. ૪૩
દ્રવ્યવાન વિનતી કરે, ગુણીજનને નહિ માન;
નાદ ભેદ જાણે નહીં, નહીં જ્ઞાન નહિ તાન. ૪૪
તે નિર્ખિ હર્ખિ સંચરી, ચાલી ચતુર સુજાણ;
માલવ દેશે મોટા રવી, ઉજ્જેણી મેલાણ. ૪૫
ચતુર નાદ ચંચળ વસે, જાણે સઘળી નાર;
કનક કળશ શિરપર ધરી, વેતી ક્ષિપ્રા તે કાર. ૪૬
નરનારી જોઇ ચાતુરી, જોયાં સુંદર વંન;
વિદ્યાવંત બહુ વિપ્ર છે, જોઇ હરખ્યું મંન. ૪૭
નિર્ખ્યું નગર સોહામણું, પહોંતી મનની આશ;
રાજદ્વારે સંચરી, આણી મન ઉલ્લાસ. ૪૮
પોળે ઉભો પોળીઓ, તેને કહી એક વાત;
હું આવી પરદેશથી, કરો જઇ રાયને ખ્યાત. ૪૯
પ્રતિહારે જઈ પ્રેમશુ, મુજરો કીધો રાય;
બેઉ કરજોડી બોલિયો, બેઠી સર્વ સભાય. ૫૦
કોઈએક આવી કામિની, સ્વરૂપ અપરંપાર;
માગે હુકમ હજુરનો, ઉભી રાજદ્વાર. ૫૧
રાય સુણી રળીયાતસું, ચટકે કીધી સાન;
તેડો રાજદરબારમાં, દઇને ઝાઝાં માન. ૫૨
તત્ક્ષણ પળિઓ પોળિયો, આવી ઉભો ત્યાંહે;
મહિપત તેડે માનસું, જાઓ સભા છે જ્યાંહે. ૫૩
ચાલી ચતુરા ચમકતી, મળવા માલવરાય;
મદેભરી મદિલા ધસી, થનથન ધરતી પાય. ૫૪
બીડી મુખમાં પાનની, સજ્યા સોળ શણગાર;
સાહેલી સંગ સાતસેં, રૂપતણો ભંડાર. ૫૫

ઠમઠમ ચાલે ચમકશું, જમ જમ વાગે જેર;
ધમધમ વાગે ઘૂઘરા, કામતણી સમશેર. ૫૬
ચંદ્રવદની મૃગલોચની, સિંહ સરીખો લંક;
કામ ધનુષ શોભે ભલું, ભ્રકુટીકેરો વંક. ૫૭
વરણાગી વેણી સજી, જાણે મણિધર નાગ;
દંત જાણે દાડમ કલી, અધર પ્રવાલી ત્રાક. ૫૮
.સાડી પહેરી શોભતી, ઊર એકાવલ હાર;
કડકડતો છે કંચુવો, કસણ કસ્યાં છે ચાર. ૫૯
ઊર ઊરોજ બે ઊડીયાં, બિલ્લીફળ આકાર;
જાણે ટુંકાં તીરનાં, બેનાં મારણહાર. ૬૦
ભ્રકુટી કમાન કલોલશું, નેત્ર સુરંગિત બાણ;
કામીજનને મારિયાં, તત્ક્ષણ પૂર્ણ પ્રમાણ. ૬૧
નખ શિખ શોભા નિરખતાં, કહેતાં નાવે છેક;
કઈપેર વર્ણન કીજીએ, મુખમાં જીહ્વા એક. ૬૨
નારી નિરખે નેહસું, ધરતા મન આનંદ;
દ્રષ્ટી ન ચુકે તે થકી, ચકોર ને જ્યમ ચંદ. ૬૩
આસનની ઉંચાઇથી, નિરખે રાયજી રૂપ;
નારી આવી નિહાળતી, જ્યાં બેઠા છે ભૂપ. ૬૪
કરજોડી ઉભી રહી, છોડી મનની લાજ;
મોહો કોડી મુજરો કર્યો, જય જય જય મહારાજ. ૬૫
ચતુરા(એ) ચોદિશ ભાળિયુ, નિરખી રાજ સભાય;
સૌનાં મન શીતળ હવાં, ઉલટ અંગ ન માય. ૬૬
નારી શું નરપતિ વદે, કહો તમારો દેશ;
ક્યાંથી આવ્યાં ક્યાં જશો, ક્યાં કરવો પરવેશ. ૬૭
કોણથકી ઉત્પન હવાં, કોણ તમારું નામ;
કોણ તમારો ધરધણી, અમ સાથે શું કામ. ૬૮
મહિપતિ શું નારી વદે, સાંભળ ભૂપતિ વાત;
કરણાટકથી આવિયાં, ગુણકા મારી જાત. ૬૯
કામકળા મુજ નામ છે, જન નવ જાણે કોય;
જે પૂછ્યું કહે માહેરું, પતિ તે મારો હોય. ૭૦

નગર અનેકજ નિરખતી, આવી તારી પાસ;
પંડિત પણ છોડાવીયાં, પુતલાં બાંધ્યાં પચાસ. ૭૧
નગર અનેકજ નિરખતિ, આવી તુજની પાસ;
પંડિત સબળા સાંભળ્યા, વસતા તારે વાસ. ૭૨
પંડિત હોય તો પાઠવો, લાવો વાર ન લેશ;
નહિંતો આપો પૂતળું, (તો) જાઉં અમારે દેશ. ૭૩
બિજું કામ કંઇએ નહીં, કરું વિદ્યાનું વાદ;
નૃપતિ સભા નવખંડમાં, તેના ઉતારું નાદ. ૭૪
નૃપતિ મન ચિંતા થઈ, એતો મોહું કામ;
જો આપીશું પૂતળું, તો તો જાશે નામ. ૭૫
પંડિત પૂરા પાંચસેં, પૂછું તેને આજ;
કોઇ જીતે આ જુવતિને, રાખે મારી લાજ. ૭૬
બીડું બાસઠ પાનનું, બેઠા પંડિતરાય;
કર સોંપ્યું પરધાનને, ગયો સુબુદ્ધિ ત્યાંય. ૭૭
પંડિત સૌ પાછા પડે, કોઈ નવ ઘાલે હામ;
શિવશર્મા સનમુખ થયો, કરવા મોટું કામ. ૭૮
પાન સુબુદ્ધિ કર થકી, લઈ ચડાવ્યાં શીશ;
લખ્યું હશે તે તો થશે, જે કરશે જગદીશ. ૭૯
અતી ઉમેદે ઉઠીઓ, હરખ્યો હૃદયાં માંહ્ય;
હું જીતું એ નારને, દેખે સર્વ સભાય. ૮૦
માન ઘણું મહિપત દીધું, તત્ક્ષણ ફૂલ્યું તંન;
પ્રીતે પાસ બોલાવિયો, આપ્યું અર્ધાસંન. ૮૧
માન ઘણું મહિપત વદે, જીત્યાનો જશ લેશ;
જે પુછે એ પ્રેમદા, તેનો ઉત્તર દેશ. ૮૨
વાડવ વિનતાને કહે, મુજ સામુ શું જોય;
પૂછી લે જે પૂછવું, જે મન ઇચ્છા હોય. ૮૩
છોડી નાંખ એ પુતળાં, શીદ વેંઢારછ ભાર;
જીતું છું સૌ દેખતાં, ઉતારું અહંકાર. ૮૪
રાખીશ માં કોઈ ઓરતો, પુછયે વિપરીત વાત;
સદેહ ભાગુ સર્વદા, પ્રસન્ન શારદા માત. ૮૫

પ્રશ્ન-પંડિતને કહે પદ્મિનિ, સાંભળ દ્વિજ એક ધર્મ;
પ્રથમે પુછું એટલું, ઉદ્યમ વડું કે કર્મ. ૮૬
ઉત્તર-દ્વિજ હરખ્યો મનમાં હસે, વસે રુદેમાં બોલ;
શાસ્ત્રવચન તેં પુછિયું, હું કરું તેનો તોલ. ૮૭
(શાસ્ત્ર),પદ્મિનિ તેં પુછ્યું ભલું, કોઇથી નવ કહેવાય;
હું કહું તુજને આજ એ, જેથી સંદેહ જાય. ૮૮
રામાશું ઋષિજી વદે, ભાંગે નિઃસંદેહ;
પૂછ બીજું કંઈ પૂછવું, મન ઇચ્છા હોય જેહ. ૮૯
વચન સુણી હરખી તદા, નિરખી દ્વિજનું રૂપ;
સરખિ ભેટ મુજને મળી, વરણીત ભારે ભૂપ. ૯૦
પ્રશ્ન-કર જોડી કહે કામની, સાંભળજો દ્વિજ રાય;
કોને કહીએ ચતુર નર, તેહ બતાવો લાંય. ૯૧
પંડિત તે કોને કહું, મૂરખ કોણ જ હોય;
ધનપતિ તે કોને કહું, કોણ દરિદ્રિ સોય. ૯૨
કોણ સુખી કોણ દુખીયા, કુણ કાયર કુણ શૂર;
કોણ મૂવો કોણ જીવતો, કોણ નિકટ કુણ દૂર. ૯૩
કોણ વાત અચરત કહે, કુણ રાજા કુણ રંક;
ઉત્તર આપો એટલો (તો), વાળો આડો અંક.' ૯૪
તખત થયા સુણતાં સહુ, જ્યમ ચિત્રામણ લેખ;
લક્ષણી એ મહા આગળી, દામે બુધ વીસેખ.' ૯૫
ઉત્તર-વિપ્ર કહે વનિતા સુણો, રુદે ધરી બહુ ધ્યાન
તેં પૂછ્યું તે હું કહું, શાસ્ત્રતણું જે જ્ઞાન. ૯૬
ખાટો તુરો ખટરસ, નવરસ ચતુર અનેક;
ખીર નીર કરે જૂજવાં, હંસ ચતુર છે એક. ૯૭
પય પાણી કરે એકઠાં, મેલે હંસ હજુર;
દૂધ દૂધ પ્રાશન કરે, પાણી મેલે દૂર. ૯૮
ચતુર પુરુષ તો એક છે, તેં પૂછ્યા બહુ ભેદ;
ઉત્તર આપું અનુક્રમે, (જે) વાણી બોલે વેદ. ૯૯
નિર્ણય શાસ્ત્રતણો કરે, જાણે સર્વ વિવેક;
એવા પંડિત અતિઘણા, હરિગુણ જાણે એક. ૧૦૦

કીર્તિ આપતણી કરે, ધરે વૃથા શિર ભાર;
મરે પરસ્ત્રીના સ્નેહથી, ડરે ન ચિત્ત લગાર. ૧૦૧
એવા મૂરખ કેટલા, કહેતાં નાવે પાર;
પરિગ્રહ પૂજે નહીં, તે મૂરખ અવતાર. ૧૦૨
હયપતિ ગજપતિ રથપતિ, સિંહાસનપતિ જેહ;
પુત્રદારા પરિવારશું, લક્ષ્મી ને વળી નેહ. ૧૦૩
એવા ધનવંતા ઘણા, કહેતાં નાવે છેહ;
રામનામ ગાંઠે ગરથ, મોટો ધનવંત તેહ. ૧૦૪
આસનાવાસના જેમાં નહી, આળસ ઊંઘ હોય અંગ;
*વિપ્ર જઇ યાચે યાચના, થાય ઘણું માન ભંગ. ૧૦૫
એમ અધિકાર દરિદ્રિઓ, એવા અપરંપાર;
ગર્થ ઘણો દાતા નહીં, (તે) દરિદ્રનો સરદાર. ૧૦૬
સંપ સહોદરમાં ઘણો, દેહ નિરોગી હોય;
નવ જાવુ પરદેશમાં, સુખિયો કહિયે સોય. ૧૦૭
સંતોષી સજ્જળો સુખી, એવા સુખી હજાર;
જેને માથે ઋણ નહીં, સુખિયાનો સરદાર. ૧૦૮
મૂરખ સુત છે જેહનો, વિધવા કન્યા હોય;
ચતુર વસે કુગ્રામમાં, મોટો દુઃખિયો સોય. ૧૦૯
દુઃખી કહું હું કેટલા, સાંભળ થામા વાણ;
ભૂખ દુઃખ કુભારજા, એ દુઃખિઓ પરમાણ. ૧૧૦
બ્રાહ્મણ જળથી ઓસરે, ક્ષત્રી રણથી જાય;
વૈસ્ય ડરે વેપારથી, તે કાયર કહેવાય. ૧૧૧
કાયર કહેતાં બોલીયે, મોટો કાયર જેહ;
ઘેર અભ્યાગત આવિયો, આદર ન કરે તેહ. ૧૧૨
શૂરા જે કો રણ મધે, પરકાજે દે પ્રાણ;
બોલે રાજસભા વિષે, જીલા જશ સૂજાણ. ૧૧૩
કરે વ્હાર જે રંકની, ન કરે આપ વખાણ;
થોડુ ધન ખરચે ઘણો, તે શૂરો પરમાણ. ૧૧૪

* પા૦ "કરે યાચના વિપ્ર તે, કરે માન નિજ ભંગ"

મૂરખ તે પહેલો મૂવો, બીજો જેને રોગ;
ત્રીજો પરદેશી મૂવો, ચોથો પરવશ ભોગ. ૧૧૫
મૃત્યુક એવાં અતિઘણાં, તેમાં નહિ કાંઈ ભેદ;
મોટું મર્ણ દરિદ્રનું, વાણી બોલે વેદ. ૧૧૬
કોઈ દુઃખી કોઈ સૂખીયા, ચીરંજીવ નહીં કોય;
જેનાં જશ કીર્તિ સદા, તે તો જીવ્યો સોય. ૧૧૭
દશ ઇંદ્રિ છે દેહમાં, જેણે શોભે તંન;
સરવે શોભે વેગળું, સદા સમરપી મંન. ૧૧૮
દૂર દેશ વસે ઘણા, દૂર સમુદ્રનું પૂર;
જેશું મન માન્યું સદા, તે પાસેથી દૂર. ૧૧૯
દુનિયા દેખે ડૂબતી, ડરે ન દીલ લગાર;
એહ મુવા મરવું નથી, અચરત એહ અપાર. ૧૨૦
એક રાય પૃથ્વીપતિ, બીજો ધનવંત જેહ;
એવા રાજા અતિઘણા, મોટા રાજા મેહ. ૧૨૧
રંક પશુ પરવશ પડયું, બીજું બાળ કહેવાય;
રંક શિરોમણિ કન્યકા, જ્યાં આપે ત્યાં જાય. ૧૨૨
વચન સુણી વાડવતણાં, વનિતા વદતી ધન્ય;
જે મેં પૂછ્યું (તે) તમો કહ્યું, માન્યું મારું મંન. ૧૨૩
પ્રશ્ન—વળી વિપ્ર પૂછું તુને, તારી બુદ્ધિ પવિત્ર;
સાચું બોલે સુલક્ષણા, કોણ શત્રુ કોણ મિત્ર. ૧૨૪
શું રુડું છે સર્વથી, ભુંડું શું કહેવાય;
સગું સહોદર કોણ છે, વહાલું તે શું થાય. ૧૨૫
ઉત્તર—વાણી(તે) વિપ્ર વદે વળી, વળિ વળિ મન આનંદ;
શત્રૂ છે તુજ દેહમાં, તેહ બતાવું વૃંદ. ૧૨૬
ક્રોધ લોભ મહા મોહ છે, મદ મત્સર અહંકાર;
તેથી મોટો કામ છે, શત્રુ તણો સરદાર. ૧૨૭
અજીત જીતાએ નહીં, નાખે નર્કને ઠામ;
માટે સૌકો જાણજો, મોટા શત્રૂ કામ. ૧૨૮
આપણુશું જે નેહ કરે, કહે મનડાની વાત;
રાજદ્વારે રણ વિષે, જેહ કરે સંગાત. ૧૨૯

મિત્ર કહીએ તેહને, જેની બુદ્ધિ પવિત્ર;
વિપત્તિ સમે અળગો નહીં, તે છે મોટો મિત્ર. ૧૩૦
ખાવું પીવું ખર્ચવું, મોટમ પદવી માન;
સૌથી સારું ખર્ચવું, ગ્રંથે કર્યું પ્રમાણ. ૧૩૧
ભુંડું કરવું કાસદું, ભુંડો વેહેવો ભાર;
સૌથી ભુંડું માગવું, સુમ કેવો દાતાર. ૧૩૨
સગો બાપ ને બેટડો, સગો કામની કંથ;
સગો સ્વાર્થને જાણવો, ચતુરા વિચારો ચંત. ૧૩૩
વહાલું બાલક પારણે, વહાલી નારી નેટ;
કરી પરીક્ષા પંડિતે, પૂરણ વહાલું પેટ. ૧૩૪
પ્રશ્ન–શામા કહે શાબાશ છે, ઉત્તર આપો એક;
સૌથી મોટો કોણ છે, નાનો કોણ વિશેક. ૧૩૫
ઉત્તર–મોટો શ્રીમંત સૃષ્ટિમાં, મોટો ધનવંત રાય;
મોટો દાતા સર્વથી, કીર્તિ ન ચિતમાં ન્હાય. ૧૩૬
નાનો નિર્ધન નિર્ગુણી, નાનો દુઃખ સમેત;
સૌથી નાનો નાતે તજ્યો, સાંભળજે ધરિ હેત. ૧૩૭
પ્રશ્ન–કામકળા કલ્લોલશું, કહે સુણ બ્રાહ્મણ મર્મ;
વાત કરો વિસ્તારશું, (જે) ઉદ્યમ વડું કે કર્મ. ૧૩૮
વચન કહેજો વિચારથી, હુ નહીં રાખું લાજ;
રાખું ન શર્મ સભાવિષે, લાજથી વણસે કાજ. ૧૩૯
ઉત્તર–શિવશર્મા કહે સુંદરી, સાંભળ ચતુર સુજાણ;
વડું કર્મ ઉદ્યમથકી, બોલે વેદ પુરાણ. ૧૪૦
કર્મતણી ગત અવનવી, નિરધનિયાં ધન હોય;
કર્મકરે જે કામિની, નકરે બીજો કોય. ૧૪૧
મૂર્ખને કર્મ કવિ કરે, રંક બેસાડે રાજ;
કર્મ કર્મ ને કર્મ એ, ઉદ્યમ તે કુણ કાજ. ૧૪૨
પ્રશ્ન–કોપ કરી કહે કામિની, ઉદ્યમ મોટો થાય;
વખાણું હૂતો તેહને, સાંભળો પંડિત રાય. ૧૪૩
ઉદ્યમ કરતાં નિરખીયાં, સૌ કો રંક ને રાય;
કોણ રહ્યાં એવું કહી, (જે) કર્મ કરે તે થાય. ૧૪૪

જો જાણો તો કહો મુને, ન કરો મનમાં ખેદ;
સભા સહૂકો દેખતાં, ભાગું તમારો ભેદ. ૧૪૫
ઉદ્યમ ઉદ્યમ એજ છે, અદકો સૌથી આપ;
કર્મ બિચારું બાપડું, ઉદ્યમ પૂર પ્રતાપ. ૧૪૬

---

## उद्यमवादीनो सिद्धांत.

### ચોપાઈ.

કામકળા કહે સાભળ બ્રહ્મ, ઉદ્યમથી અદકું નહીં કર્મ;
સઘળા લોક ઉદ્યમવશ હોય, કર્મ સારુ બેસે નહીં કોય. ૧૪૭
મથુરાપુર નગરનું નામ, સૂરસેન રાજાનું ઠામ;
તેમાં વિપ્ર વસે બે ભ્રાત, સત્યવાદી રૂડા સાક્ષાત. ૧૪૮
બુદ્ધિ વિવેક ને વિદ્યાવંત, સાધુ શિરોમણિ રુડા સંત;
એક નારાયણ બીજો નરહરિ, પતિવ્રતા બેને સુંદરી. ૧૪૯
નારાયણ કહે મોટુ કર્મ, નરહરિ લે ઉદ્યમનો મર્મ;
વાદ કરે બે બાંધવ ઘણો, સંદે ભાગે નહીં તે તણો. ૧૫૦
વાદ કરતાં બેહુએ ગયા, રાજસભામાંહે પરવર્યા;
રૂડો પ્રતાપ રાજા તાહરો, ચૂકાવો ન્યાય માહરો. ૧૫૧
સભામધ્યે પડિત જેટલા, ઊઠીને નમીયા તેટલા;
રાજાએ દીધાં બહુ માન, જાણી વિપ્ર તણા સંતાન. ૧૫૨
રાજા કહે સીધ્યાં મુજ કાજ, માનુભાવ પધાર્યા આજ;
અમ સરખું કોઈ કારજ કહો, સુખેથી સભામાં રહો. ૧૫૩
વિપ્ર કહે રાજા સુણ મર્મ, ઉદ્યમ મોટો કે મોટું કર્મ;
એટલો ન્યાય ચુકાવ તું આજ, નહીંતો દેહ કરીશું ત્યાજ. ૧૫૪
અસત્યવાદી થાશો આપ, બેસશે બ્રહ્મહત્યાનું પાપ;
રાય સુણીને છાનો રહ્યો, પ્રત્યુત્તર તેમને નવ કહ્યો. ૧૫૫
પંડિત પૂછ્યાં રાયે ઘણા, સંદે નવ ભાગ્યા તેહ તણા;
ના કહેતાં બ્રાહ્મણ દે શાપ, જૂઠું કહેતાં લાગે પાપ. ૧૫૬
રાત દીવસ વિચાર જ કરે, કોથી અરથ એક નવ સરે;
વડો વંજીર વનમાળી નામ, ત્યાં કહી ઊઠ્યો એક ઠામ. ૧૫૭

પંડીતનો કરવાને સંચ, રાજાશું રમિયો પરપંચ;
સુનું મન્દિર એક વિશાલ, ઓરડા આઠ ઊંચું ચોમાળ. ૧૫૮
અગોચર મેલી સૂખડી, જે ખાધે ભાંગે ભૂખડી;
કોરી ગાગર ઉદકની હતી, અગોચર મેલી અણછતી. ૧૫૯
પછી વિપ્રના તેડ્યા તન, બંધાવ્યાં તેમનાં લોચન;
નિર્ભય થઇ બાંધ્યા ચોપાસ, નહીં આંખે દેખ્યાની આશ. ૧૬૦
કરી મોહોર બાંધ્યા બે બંધુ, ઉદ્યમ કર્મ વિદ્યાના સિંધુ;
સુના મન્દિરમાં મેલ્યા એમ, શીવરામીને શુકા કહેવ. ૧૬૧
સંપુટ કીધાં તેના બાર, જોઇયે કોણ પામે છે અહાર;
જોઇયે કોને રહે છે ધીર, જોઇયે કોણ પીએછે નીર. ૧૬૨
એક દિવસ તે સ્થાનક રહ્યા, ક્ષુધા તૃષાથી દુખિયા થયા;
કર્મવંત તો પોઢી રહ્યો, ઉદ્યમી ઉદ્યમ અર્થે ગયો. ૧૬૩
કર્મા કહે કોણ ઉદ્યમ કરે, આમાં જે જાએ તે મરે;
ઉદ્યમી કહે ઘેલો તું આજ, ઉદ્યમથી સરશે સૌ કાજ. ૧૬૪
માંડી તેણે ખણુ ખોલણુ ઘણી, બેસી રહ્યો ત્યાં કર્મનો ધણી;
ભીત ભંડાર મેડી ને મેહેલ, ઉદ્યમ આગળ સઘળુ સેહેલ. ૧૬૫
લિધો પાર તે મંદિરતણો, જેને નેહ ઉદ્યમશું ઘણો;
તેને તુઠયા શ્રી ભગવાન, આપ્યાં હાથ મેવા પકવાન. ૧૬૬
ગાગર ભરિ શિતળ જળ જેહ, આવી હાથ ઉદ્યમીને તેહ;
ગાંઠે બાંધી આવ્યો ત્યાં, ક્ષુધાવંત બેઠો છે જ્યાં. ૧૬૭
પોતે ભક્ષ કર્યું તે ઘણું, તૃપ્ત થયું ઉદર તેતણું;
વળતી મનમાં આવી દયા, પ્રસન્ન બાંધવ ઉપર થયા. ૧૬૮
હસી હાથમાં આપ્યો અહાર, કર્મિએ આરોગ્યો તેણે ઠાર;
સુરજ ઉગ્યો ને વીતી રાત, કાઢ્યા બહાર થયે પરભાત. ૧૬૯
છોડ્યાં નેત્ર ને પૂછી વાત, તમો સાચુ બોલો સાક્ષાત;
રાત દિવસનું કહોને દુઃખ, કેમ વેઠાણી ભુંડી ભૂખ. ૧૭૦

દોહરા.

વિપ્ર કહે સુણ નરપતિ, સાચું કહું તમ સાથ;
દુઃખ ન આવે ઢુંકડું, ઉદ્યમ મારે હાથ ૧૭૧

ઉદ્યમ કર્યો મેં અતિઘણો, ત્રુઠયા શ્રી ભગવાન;
ક્ષુધાતણું દુઃખ ટાળિયું, ભક્ષ કર્યાં પકવાન. ૧૭૨
પરમારથ પ્રીતે કરું, નારાયણશું નેહ;
સોપ્યું હાથ તે વિપ્રને, સંતોષાણો એહ. ૧૭૩
પેટ ભર્યું પેલે કર્મિએ, આખર જોડયા હાથ;
ઉદ્યમ અદકો એ થકી, કર્મતણો શો સાથ. ૧૭૪
કામકળા કહે વિપ્રને, મન વિચારી જોય;
ઉદ્યમથી જે નીપજે, કરે ન બીજો કોય. ૧૭૫
શિવશર્મા કહે સાંભળો, કર્મતણી કહું ગત;
ઉદ્યમ કર્યો તો ઉંદરે, કહુ તેની ઉતપત. ૧૭૬
કામકળા કહે કહો મુને, કર્મ તણો વિસ્તાર;
સભા રહી તે સાંભળી, (હું) પામુ તેનો પાર ૧૭૭

## કર્મવાદીનો સિદ્ધાંત.

### ચોપાઈ.

શિવશર્મા કહે સુણ સુંદરી, વાત કહું તુજને વીસ્તરી;
દક્ષિણદેશ જેટીયાળું ગામ, વિપ વાદી રહેવાનો ઠામ. ૧૭૮
બાજીગર વાદી કહેવાય, મંત્ર જંત્ર તણો એ રાય;
સર્પ સાહીને ઘરમાં ધરે, જડી બુટ્ટિનાં કારજ સરે. ૧૭૯
અઘોર વનમાં વાદી ગયો, પહાડ પર્વત ઉપર જઇ રહ્યો;
મુરલીનો ત્યાં કીધો નાદ, આવ્યો સર્પ સુણવા તે સાદ. ૧૮૦
વાદિએ તેને તત્ક્ષણ ગ્રહ્યો, પોતાને મંદિર જઈ રહ્યો;
લાવ્યો વાંસનો કરંડ આપ, તેમાં ઘાલ્યો મણિધર સાપ. ૧૮૧
નવ મેલ્યું ભોજન કે નીર, પામ્યો દુઃખ તે સર્પશરીર;
ઉદ્યમ સર્પ તે શાનો કરે, કર્મ અનુસારે તે પરવરે. ૧૮૨
વિશ્વાસ રાખે કર્મ જ તણો, મળશે ભક્ષ મુજને બહુ ઘણો;
કર્મ જોરે લંકા લુટશે, કર્મ બંધનથી છુટશે. ૧૮૩
તેના ઘરમાં ઉંદર ઘણા, વિશ્વાસ રાખે તે ઉદ્યમતણા;
કર્મ તેતો તૃણવત ગણે, ઉદ્યમભાવથી ભારે ભણે. ૧૮૪

ઉંદર એક હુતો તે સાંહિ, રહેતો વાદીના ઘરમાંહિ;
શીર મોટો ચોટો ચાંકડો, મુછ મોટિ છોટો છાંકડો. ૧૮૫
કાપે કાપડ કોડી ઘણી, નવ આણે બીહીક કો તણી;
ઉદ્યમ પર જેને છે મંન, નાખે ઉઘાડી ઢાંકયાં અન્ન. ૧૮૬
ઘી ગોળને વળિ ગોરસ ખાય, એ છે ઉદ્યમ કેરો રાય;
એક દિન મન કર્યો વિચાર, લાવું આજ અદકેરો આહાર. ૧૮૭
દાણા દૂણી કોણ જ ખાય, અદકો ઉદ્યમ કરવા જાય;
એમ ધારી ચાલ્યો પરચંડ, જ્યાં ઢાંકી મેલ્યો તો કરંડ. ૧૮૮
દેખી કરડ રળીઆત જ થાય, ઉલટથી આધેરો જાય;
એમાં દીસે છે સુખડી, કાઢી ખાઊં ભાંગે ભૂખડી. ૧૮૯
એમ કરી લાગ્યો કાપવા, વહાલાંને વહેંચી આપવા;
પાડી છિદ્ર ને પેઠો માંહિ, કર્મી સર્પ બેઠો છે જ્યાંહિ. ૧૯૦
વદન વિકાસ્યું તેહજતણું, પેઠો ઉંદર લેવા ઘણું;
ગળ્યો મૂષક ને ભાંગી ભૂખ, કર્મે તેનાં ટાળ્યાં દુઃખ. ૧૯૧
પામ્યો સૂખ શરીરે સાર, પાડ્યું છિદ્ર ને આવ્યો બહાર,
પામ્યો સુખ તે ઉંદર ગળ્યો, જઇ સ્વજન સૌ કોને મળ્યો. ૧૯૨
ઉદ્યમી ઉદ્યમ એળે ગયો, કર્મવંત તે આગળ થયો;
કર્મ કરે તે ન કરે કોય, કામફળા વિચારી જોય. ૧૯૩
ઉદ્યમી હંકારે છે વહાણ, કર્મે બુડે કે ખૂવે પ્રાણ.
ઉદ્યમી વાવી ખેતર પડે, સૂકે કે ઉભેલો પડે. ૧૯૪
ઉદ્યમિ ગાડી ભારે ભરે, વાટે હુટે કે બળદ જ મરે;
કરે હજારો ઉદ્યમ મોટ, ભાંગે ગરાસ કાં આવે ખોટ. ૧૯૫
ઉદ્યમ શું કરશે એ મર્મ, છતે સર્વથકી એ કર્મ;
પંડિત બોલ એમ બોલ્યો અતીશ, ચઢી રામાને સબળી રીશ. ૧૯૬
અરે પંડિત તું મૂર્ખજ હોય, ઉદ્યમથી મોટું નહીં કોય,
કર્મ નહાનું કેટલુંએ કહેર, ઉદ્યમ શાહ ને કર્મ જ ચોર. ૧૯૭
ઉદ્યમ રાય ને કર્મજ રંક, હારે કર્મ તે આડે અંક;
તે તો એક દેખાડું શાખ, દેખાડું હોયે અભિલાખ. ૧૯૮
પ્રમાણ બીજા પંડિત કરે, ઉદ્યમ આગળ કર્મ પાણી ભરે;
ઉદ્યમ સઘળે છે સમર્થ, બ્રહ્મા વિષ્ણુ જાણે અર્થ. ૧૯૯

### દોહરો.

પંડિતને કહે પદ્મણી, મનમાં થઈ લયલીન;
વાત કહું ઉદ્યમ તણી, (જેમ) બગલે ખાધાં મીન. ૨૦૦
વિપ્ર તો દે હોંકારડો, સાંભળે સર્વ સભાય;
કામકળા મુખ ઉચ્ચરે, ઉદ્યમનો મહિમાય. ૨૦૧

---

## ઉદ્યમવાદીનો ત્રીજો સિદ્ધાંત.

### ચોપાઈ.

કામકળા કહે જોડી હાથ, એક કહું ઉદ્યમની વાત;
હીમાચળ પાસે એક વંન, તે જોતાં હરખાયે મંન. ૨૦૨
આંબા જાંબુ ને પીપળા, વડ વીવેકી દીસે વડા;
કોયલ મોર ટહૂકા કરે, તે સાંભળતાં હઇડું ઠરે. ૨૦૩
એક સરિતા કેરે તીર, મોટો વડ છે ઘેર ગંભીર;
વડ ઉંચો છે જોજન એક, શાખા તેની છે વિશેક. ૨૦૪
તે ઉપર બગલાનો ઠામ, મોટો બગ એક ધર્મી નામ;
વૃદ્ધ થયો ને થાકયો દેહ, ભક્ષ ભોજન મળે નહીં તેહ. ૨૦૫
બીજા બગ સૌ ચરવા જાય, પેલો બેઠો તે નવ ઉઠાય;
સંભાળે પોતાનું કર્મ, ઉદ્યમનો નવ રાખે મર્મ. ૨૦૬
સ્ત્રી પુત્ર તો રીસ જ કરે, લાવી કષ્ટે ને પેટ જ ભરે;
નારી કહે કાંઇ ઉદ્યમ કરો, કર્મ તણો તો નહીં આશરો. ૨૦૭
વૃદ્ધ બગ કહે વનિતાને વાણ, મુરખ સહુ તમો છો અજાણ;
જે લખ્યું હોય કર્મજ માંય, કોટિ ઉપાયે પરું નવ થાય. ૨૦૮
સ્ત્રીને રીશ ચઢી છે ઘણી, કર્મ સારુ બેસી રહે ગણી;
ખાવા પીવા ન આપ્યો આહાર, કર્મી દુ:ખ પામ્યો તે ઠાર. ૨૦૯
કર્મ ઉપર રાખ્યું છે મંન, પાંચ દિવસ ન પામ્યો અંન;
પેટ અંગ સહુ ગળિ છે ગયું, ઉદ્યમ ઉપર મનડું થયું. ૨૧૦
બગલો કહે સ્ત્રી સાંભળ વાત, તું કેહે તે કરું સાક્ષાત;
કર્મ ઉપર આવ્યો છે કોપ, તુજ વચન હું કરું નહિ લોપ. ૨૧૧

સ્ત્રી કહે સત્ય કહું મહારાજ, ઉદ્યમ કરે તે પામે રાજ;
કર્મી ઉદ્યમ કરવા ગયો, મહા સરોવરપર જઈ રહ્યો. ૨૧૨
નિર્બળ છે તેનુંજ શરીર, જઈ બેઠો સરોવર તીર;
રંક સરખો થઈ બેસી રહ્યો, એમ કરતાં દિવસ એક ગયો. ૨૧૩
સરોવરમાં છે મચ્છ અપાર, મનમાં પોતે કર્યો વિચાર;
બગલો તો મહા જ્ઞાની હોય, જાતિ સ્વભાવ મૂકે નહિ તોય. ૨૧૪
પાપનો થાય છે પશ્ચાત્તાપ, માટે મુકયો અધર્મ આપ;
મોટા મચ્છ હતા જેટલા, આવ્યા બગ પાસે તેટલા. ૨૧૫
કરી પ્રણામ ને ઉભા રહે, કુશલ છે એમ મુખથી કહે;
ધર્મી બગલે ધુણાવ્યું શીશ, પૂછે મચ્છને તેને દીશ. ૨૧૬
મચ્છ કહે મામા બગ સુણો, મનની વાત અમ આગળ ભણો;
બગ કહે સુણો મચ્છ સહુ, તમારું દુઃખ હૈડે છે બહુ. ૨૧૭
સુજને દુઃખ છે તમારું ઘણું, દાઝે છે હઇડું અમતણું;
પુછે મચ્છ શી છે એ વાત, તે વિસ્તારીને કહો ખ્યાત. ૨૧૮
આજ હું ધર્મલોકમાં ગયો, સાંભળી વાત મહા દુઃખિયો થયો;
બાર વરસ નહીં આવે મેહ, દુઃખ પામશે તમારી દેહ. ૨૧૯
શીતળ સરોવર સૂકાઈ જશે, શી ગત ભાણેજોની થશે;
સૂકાશે સરોવરનું નીર, સર્વે મરશો આણે તીર. ૨૨૦
કુડું વચન એમ બગલે કહ્યું, મચ્છ બિચારે સાચું લહ્યું;
કહે મચ્છ અમને સુખ થાય, મામા એવો કરો ઉપાય. ૨૨૧
તમો સમર્થ છો પંખીના ધણી, અમ પગવિનાનાને ચિંતા ઘણી;
બગલો બોલ્યો ક્ષણું એક રહી, મનમાં કપટ ને રાંકડો થઈ. ૨૨૨
આવો અમો વસું છું જ્યાંય, અખુટ સરોવર છે એક ત્યાંય;
અખુટ સરોવર કેરું નિર, સુખે રહો સહુ તેને તીર. ૨૨૩
મચ્છ મનમાં વિચારજ કરે, ત્યાં જવાની મનસા ધરે;
પંથ વેગળો કેમ જવાય, ચરણ વિના અમે કેમ ચલાય. ૨૨૪
કહે બગ બેસો ખાંધે ચઢી, પહોંચાડું સરોવર આ ઘડી;
બે ચારેક તે ઉપર ચઢે, અદકા ધરડે નહીં ઉપડે. ૨૨૫
મચ્છ લઇને ઘેરજ જાય, સર્વનાં મન રળિયાત જ થાય;
બગ જમ્યો નારી છોકરાં, સર્વ પરિવાર જમ્યાં ઉછર્યાં. ૨૨૬

ડાહ્યો એક આપે ઉચ્ચરે, મન ગમે તે પોતાને કરે;
એની સાથે જે કોઈ જાય, તેને બગલો નિશ્ચે ખાય. ૨૨૭
એ ઉદ્યમ કરવા આવિયો, ફંદ કરી એતો ફાવિયો;
એ કરે છે એની રીત, મચ્છને એને કયાંની પ્રીત. ૨૨૮
મચ્છ ન સમજ્યા બીજા મર્મ, જાણે નહીં બગલાનું કર્મ;
લખ્યું હશે જે કર્મ જ માંય, એમ કહી બગ સાથે જાય. ૨૨૯
નિત્યે ચારો લઇને જાય, આઘો જઇને તેને ખાય;
વળી બીજે દીન આવે ફરી, ચાર મચ્છ લઇ જાએ હરી. ૨૩૦
ઘર જઇને કહે સાચો મર્મ, મારો ઉદ્યમ ને તમારું કર્મ;
બીજે દિવસે આવી રહે, દીલ વારુ કુશળ છે કહે. ૨૩૧
કહે સંદેશો કહાવ્યો છે મછે, અમો અહીંઆં રહું છું સુખે;
કર્મવંતા મછ આગળથી જાય, જો જો ઉદ્યમનો મહિમાય. ૨૩૨
બગલે જઇને એને કહ્યું, ઉદ્યમ કરતાં દુઃખડું ગયું;
કર્મ સારુ બેસી રહ્યો નેટ, ત્યારે નહોતું ભરાતું પેટ. ૨૩૩
થોડે થોડે સૌ આવશે, એક વર્ષ સુધી ચાલશે;
કામકલા કહે સાંભળ ઋષિ, કર્મી મચ્છ થયા ત્યાં દુઃખી. ૨૩૪
ધર્મી બગલાનો એ મર્મ, ઉદ્યમ આગળ હાર્યું કર્મ;
સભા બધી તે સાંભળી રહી, રાજાને મન ચિંતા થઈ. ૨૩૫
રખે નારી જીતીને જાય, ઉદ્યમનો વાંચી મહિમાય;
શિવશર્મા કહે સાંભળો રાજ, રખે તમો ચિંતા કરતાજ. ૨૩૬
કર્મ માળિએ બેસીને જોય, ઉદ્યમ તે દેખીને રોય;
અમૃત રુડાં કર્મી ખાય, ઉદ્યમી દેશ વિદેશે જાય;
એ વાત તો શાસ્ત્રજ તણી, કહું કથા એ ઉદ્યમ તણી. ૨૩૭

---

## कर्मवादीनो वीजो सिद्धांत.

### દોહરા.

વચન સુણી વનિતા તણું, બોલ્યો વિપ્ર વચન;
વાત કહું છું કર્મની, (જેમ) માને તારું મન. ૨૩૮
સૌથી મોટું કર્મ છે, સાચું કહું આ દિશ;
નિરભાગી એક વરતિયો, ભાગ્યું જેનું શીશ. ૨૩૯

કામકળા સુણ કામિની, સંદેહ તારો જાય;
ઉદ્યમ કરવા સંચરે, કર્મહીણો દુઃખાય. ૨૪૦

### ચોપાઈ.

શુભ વાણી વિપ્રે ઉચરી, સુણજે તું સલુણી સુંદરી;
મહિથલપુર એક નગ્ર અનૂપ, પદ્મસેન તેનો છે ભૂપ. ૨૪૧
છત્રીસ લક્ષણ ને ગુણવંત, સાધુ શિરોમણિ રૂડો સંત;
પદ્મકેતુ તેનો પરધાન, તેપર મહિપતનું બહુ માન. ૨૪૨
તે રાજાને નહી કંઇ બાળ, મસ્તક વંઝા કેરી ગાળ;
નારી તેને કનકાવતી, રાત દિવસ ઝૂરે છે સતી. ૨૪૩
ઓને દુઃખ મેલ્યું રાજ, ચાલ્યો રાય પુત્ર માગવા કાજ;
પદ્મકેતુને આપ્યું પાટ, ગયો રાય ગંગાને ઘાટ. ૨૪૪
અઘોર વનમાં જપ કર્યો ઘણું, રાખ્યું મન દ્દઢ પોતાતણું;
નિર્ભય થઇ ગયો તે સંગ, દીઠું ચિંતામણિ શિવલિંગ. ૨૪૫
પ્રદક્ષિણા દઈ લાગ્યો પાય, રંક ઉપર કરો કરુણાય;
સિદ્ધનાથનું દર્શન થયું, પાતક પાંચ જનમનું ગયું. ૨૪૬
આસનવાળી માંડ્યુ ધ્યાન, સિદ્ધનાથ આપો સંતાન;
અભયવર આપો તમો ઇશ, જગતપિતા છો શ્રીજગદીશ. ૨૪૭
ઉનાળે અગ્નિમાં રહે, વરસે ધનધારા શિર સહે;
શીતકાળ મહાજળશું નેહ, અનેક કષ્ટ કરે છે દેહ. ૨૪૮
તપ કરતાં ઝાઝા દિન ગયા, ત્યારે પરિબ્રહ્મ પ્રસન્ન થયા;
માગ માગરે રાજા તુંય, જે માગે તે આપું હુંય. ૨૪૯

### દોહરા.

સાર, કરી સિદ્ધનાથજી; આપો એ વરદાન;
શરણ આવ્યે શર્મ તુંજને, માગું સુખ સંતાન. ૨૫૦
ઇશ કહે સુણ મહિપતિ, આંબે ફળ તું જોય;
તેમાંથી ફળ એક લે, પુત્ર જ તેનો હોય. ૨૫૧
પટરાણીને આપજે, સરવે થાશે સૂત્ર;
દેવાંશી દશ માસમાં, પ્રગટશે તારે પૂત્ર. ૨૫૨
ઇશ અલોપ તત્ખેવ થયા, રાજા ચડીયો ઝાડ;
આંબે ફળ દીઠાં ઘણાં, રીઝે લાગી રાડ. ૨૫૩

જેટલાં ફળ છે વૃક્ષને, તેટલા પુત્ર જ હોય;
ગાંઠે બાંધ્યાં અતી ઘણાં, મર્મ ન જાણે કોય. ૨૫૪
શત બે શત ને ચાર શત, લીધાં ઘણાં વિશેક;
નીચે ઉતરી નિરખ્યું, રહ્યું ખોળામાં એક. ૨૫૫
અચરત પામ્યો અતિઘણું, ચઢીઓ બીજીવાર;
લીધાં બમણાં તે થકી, સમજ્યો નહીં ગમાર. ૨૫૬
હરખમાંહે નિર્ખિ જુએ, ફળ સૌ થયાં અલોપ;
દીઠો લોભી અતિઘણો, ચઢ્યો ઇશને કોપ. ૨૫૭
લોભી જાણે લોભમાં, જાણે પરદું વહાણ;
સૌદો સારું માનજો, જાણે લોભે હાણ. ૨૫૮

## ચોપાઈ.

પ્રગટ થઇ શીવ બોલ્યા વાણ, રાજા છે તું ચતુરસુજાણ;
એક પુત્ર મેં આપ્યો તુને, લોભ કીધો ને વેઢ્યો મુને. ૨૫૯

## દોહરા.

જો તું લાલચમાં પડ્યો, (તો) ન હોય તારે તંન;
જા પાછો મંદિર ફરી, ફોકટ ખો ના દંન. ૨૬૦
લોભે પ્રીત ઘણી ઘટે, લોભે નહીં વહેવાર;
લોભે લાજ રહે નહીં, લોભીનો નહિ કાર. ૨૬૧
આ અવનીમાં અવતરે, જે કોઇ નર ને નાર;
લક્ષણ થોડું લોભનું, તે જીત્યો સંસાર. ૨૬૨

## ચોપાઈ.

રાજા કહે હું તારો રાંક, શિક્ષા કર પ્રભુ મારો વાંક;
લોભી પણ હું છઉં તાહરો, કર અપરાધ ક્ષમા માહરો. ૨૬૩
શિવ કહે મારું વચન ન જાય, ત્રણ લોકનો લોપજ થાય;
આપું તુજને બેટી એક ભૂપ, અતુલ તેજ ને અતિશે રૂપ. ૨૬૪
એવું કહીને ચાલ્યો તેહ, સફળ થયો મુજ મનુષ્ય દેહ;
માગી શિખ મહિપતિ સંચર્યો, એક ફળ લઈ પુરઘર ફર્યો. ૨૬૫
વધામણીયા નગરમાં જાય, પ્રજા સૌ રળિયાત જ થાય;
રાણી રાયનો ટળિયો શોક, મળવા આવ્યા મહાજન લોક. ૨૬૬

આવી મંદિર આસન ઠરે, રાજરીત રાજા ઉચરે;
ગુરુ પુર્ણિમાનો આવ્યો દંન, મહિપતિયે વિચાર્યું મંન. ૨૬૭
પધારિઆ રાણીને ઘેર, ફળ આરોગ્યું રૂડી પેર;
અતિ આનંદે દહાડો જાય, અતિ ઉલટ અંગે નવ માય. ૨૬૮

### દોહરા.

માસ દશ પૂરણ થયા, રાણી રાય મન હેત;
પુત્રી પ્રગટી પદ્મિની, ત્રિલોકમાં નહિ તેજ. ૨૬૯
બ્રાહ્મણ ભાટ જાચક બહુ, આપ્યાં અદકાં દાન;
ટળ્યું મેહેણું વાંઝનું, માનુની પામી માન. ૨૭૦

### ચોપાઈ.

દિનદિન કન્યા મોટી થાય, રમત રમે મનની ઇચ્છાય;
સાહેલી રમવા સંચાર, લક્ષણ પુરણ વીશ ને બાર. ૨૭૧
સાત વરસ વેગે વહી જાય, રાજાને મન ચિંતા થાય;
કન્યા જોગ કોઈ વર લાવિયે, પ્રીતે પુત્રી પરણાવીએ. ૨૭૨

### દોહરા.

કન્યા કહે સુણો તાતજી, (અમો) કરશું શિવ પૂજંન;
મનગમતો વર શીવજી, આપશે રૂડું રતંન. ૨૭૩
અવર બીજો વરું નહીં, મારે તેનો આપ;
હુકમ થશે શુલપાણિનો, શાંત પમાડું શોક. ૨૭૪
વાત એવી મનથી કરી, તાતની આજ્ઞા લીધ;
જે સેવે શુલપાણિને, તે પામે નવનિદ્ધ. ૨૭૫
દેશપતિ ને છત્રપતિ, અનમી જેને આપ;
તે સૌ સાચું માનજો, શિવપૂજંન પ્રતાપ. ૨૭૬

### ચોપાઈ.

કનક કચોલાં ચંદન ભાર, વાજે વાજાં અપરંપાર;
ઢોલ દદામાં વાજે સાર, મનડામાં આનંદ અપાર. ૨૭૭
પુર મધ્યે ઢંઢેરા ફરે, સામો પુરુષ કો નવ સંચરે;
શિવપારે એમ શોભા થાય, કુંવરી પૂજા કરવા જાય. ૨૭૮
દેવદત્ત બ્રાહ્મણ એક ગુણી, સેવા કરે નિસ શંભુતણી;
દુર્બળ ગાંઠે નહીં કાંઇ ધન, પરણ્યા ઉપર એનું મન. ૨૭૯

રાત દિવસ કષ્ટે છે કાય, શિવ પાસે માગે કન્યાય;
ભોળો બ્રાહ્મણ વિદ્યા ભણે, કૂડ કપટ મનમાં નવ ધરે. ૨૮૦
કુંવરી વર માગે શિવપાસ, વિપ્ર જાયે કન્યાની આશ;
ારણકાલ આવ્યું તું જેહ, નારાયણ ઉપર બહુ નેહ. ૨૮૧
ેનો મિત્ર એક વરતિયો, નિરગીધ નિર્મળ જાતે રહ્યો;
ર મંત્ર જંત્રનાં કામ, જાદુગર જાણે બહુ જ્ઞાન. ૨૮૨
ાથે સઘળે રમતા ફરે, સુખદુઃખની તે વાતો કરે;
ાઉ જણ બેઠા ચૌટા માંય, કુંવરી પૂજન કરવા જાય;
ાપ્ર કર્મ અનુસારે રહે, વરતિયો ઉદ્યમ લક્ષે લહે. ૨૮૩

દોહરા.

વરતિયે મન વિચારીયું, ઉદ્યમ કરું ઉપાય;
કપટ કરીને લીજીએ, રૂડિ રાજકન્યાય. ૨૮૪
વિપ્રને કહે વરતિયો, ચિત્ત ધરીને કર્ણ;
હું કહું તે ઉદ્યમ કરે, તો રાયની કન્યા પર્ણું. ૨૮૫
વળી વાર ખોટું કરું, મનમાં રાખી ઝેર;
બ્રાહ્મણને આગળ કરી, કન્યા લાવું ઘેર. ૨૮૬
ઉદ્યમ કરીએ સર્વથા, નાખી જોઇએ ચોટ;
જો મરશે તો બ્રાહ્મણો, મારે શાની ખોટ. ૨૮૭

ચોપાઈ.

.જવરને પૂછે બલવાત, તજાવું હું તારો ઉચ્ચાટ;
ાવ પૂજીસુવો બહુ કામ, તેથી કોઇ સર્યું નહીં કામ. ૨૮૮
ાંચું બોલે પાળે ધર્મ, નિત્ય ઊઠી વખાણે કર્મ;
ામાં બેઠાં કાંઈનહીં મળે, ઉદ્યમ કિધા વિના નહિ ફળે. ૨૮૯
કહું તે તમે ઉદ્યમ કરો, રાજકુંવરીને નિશ્ચે વરો;
જા કરે છે કુંવરી જહાં, અણચેતા પેસો જઇ તહાં. ૨૯૦
જન કરી પગે લાગશે, શિવ પાસે સ્વામી માંગશે;
ુ ઈશ્વર આપો ભરથાર, ત્યારે તું દેજે હુંકાર;
વેક વચન કહેજો બે ત્રણ, તે સાંભળશે કુંવરી કર્ણ. ૨૯૧

દોહરા.

ાહે એ શ્યામા સાંભળે, હરખ ધરીને જોય;
ાત્રીસ લક્ષણ આગળો, તુંને આપું વર સોય. ૨૯૨

ઉગમણી દિશાએ દેહરું, સુંદર સરોવર પાળ;
માતુની જાજો મલપતાં, ખરે બપોરે કાળ. ૨૯૩
તુજ સરખો તુજ જેવડો, ઉત્તમ કુળ મહા રૂપ;
બેસારું છું બારણે, વરજે ભારે ભૂપ. ૨૯૪
શ્યામા સાચું માનશે, તત્ક્ષણ પાછી જાય;
બીજે દીવસે આપશે, રહીશું દેહેરામાંય. ૨૯૫
વરમાળ આરોપશે, જાણી ભારે ભર્મ;
એ ઉદ્યમ તુજને ફળે, (શું) કરે બિચારું કર્મ. ૨૯૬
વચન કહ્યું જે વરતિયે, વાડવે ધરિયું કાન;
જ્યાં કપટ ત્યાં ચપટ છે, (એ)વાત તું નિશ્ચે જાણ. ૨૯૭
દેવ કહે સુણ દુરમતિ, નથી કર્મમાં અંક;
અવળી ગત ધાર્યું કહી, એ રાજા હું રંક. ૨૯૮
કર્મે લખ્યું જે આપશે, તે ભોગવવું સત્ય;
ઉદ્યમ સ્વામિ નહીં કરું, મારી નહી એ મત્ય. ૨૯૯
નિરંજનને જે જન નમ્યો, મારે તેનો થાય;
ઉદ્યમ કરીએ અતિઘણો, તે સૌ એળે જાય. ૩૦૦
રાય રંક ઉદ્યમ કરે, કર્મ તણો બહુ ફેર;
ઉદ્યમે નવ સિદ્ધિ મળે, કર્મ તણો બહુ ફેર. ૩૦૧
મેલ વાત મૂરખ મનતણી, કાં કરે ઘેલા ફંદ;
અવળો ઉદ્યમ જે કરે, તે પામે બહુ દંડ. ૩૦૨

## ચોપાઈ.

શુદ્ર કહે સાંભળ રે બ્રહ્મ, બેઠી રહે વખાણી કર્મ;
ન કરે કર્મ તે ઉદ્યમ કરે, દુઃખ દારીદ્ર તે ઉદ્યમ હરે. ૩૦૩
ઉદ્યમનો જોજો મહિમાય, કરું ઉદ્યમ પરણું કન્યાય;
ઉદ્યમ કરતાં નૃપતિ હોય, કાર્ય ઉદ્યમથી અતિ હોય;
જો ઉદ્યમ કરિયે તે અમો, કર્મ સારુ બેસી રહો તમો. ૩૦૪

## દોહરા.

વિપ્ર કહે તું શું કહે, આ તક્ષમાં નહિ તેમ;
કપટ કરી પરણો તમો, મિથ્યા લવરી મેલ. ૩૦૫

ઉદ્યમ આશા નવ કરું, કરું શીવ પૂજંન;
જગંનાથને જે ગમે, સાચું કર્મ પુર્જંન. ૩૦૬
ચડી રીસ ત્યાં મૂઢને, તજ્યો વિપ્રનો સંગ;
કર્મહિણા જો શું કરે, ઉદ્યમકેરો રંગ. ૩૦૭

## ચોપાઈ.

મમતા કરીને મુઢ ત્યાં ગયો, શિવ પછવાડે જઇને રહ્યો;
જગંનાથજી કેરું લિંગ, શિપ મૂઢ જઈ કીધો સંગ. ૩૦૮
જળ જાવાનું સ્થાનક જહાં, કરી સાથરો બેઠો ત્યાંહાં;
હઈડામાં હસ્યા મહાદેવ, કપટકારિ ઓળખિયો દેવ. ૩૦૯
એના હૈયામાં છે ભેદ, કર્યું ભોગવશે બોલે વેદ;
એમ કરતાં ઘટિકા ત્રણ થઈ, કુંવરી પૂજન કરવા ગઈ. ૩૧૦
પોતે આપ બેઠી પાલખી, સાથે એક સહસ્ર જ સખી;
ઉરાડે બહુ અબીર ગુલાલ, બાજે મૃદંગ ને વીણા તાલ;
એમ સખીયો ચોદિશ જોય, પુરુષ નામ ન દિસે કોય. ૩૧૧

## દોહરા.

શિવ દેરામાં આવિયાં, રમતાં રમતાં બાળ;
ઠામ ઠામ દીપક કર્યા, જોતાં ઝાકઝમાળ. ૩૧૨
પંચામૃતે પૂજા કરી, ચંદન કુમકુમ તેલ;
કર્પૂર કસ્તુરી અરગજા, કરી રંગની રેલ. ૩૧૩
બિલિપત્ર તિલ તાંદુલા, પુષ્પ સુગંધી અપાર;
ધૂપ દીપ અતિ આરતિ, અમૃત મેવા આહાર. ૩૧૪
મન માન્યું મહારુદ્રનું, કીધી છે કરુણાય;
માનુનિયે તવ માગિયું, મન આણી લજ્જાય. ૩૧૫
શિવપૂજન પરતાપથી, સરશે મારાં કાજ;
તવ વિપ્ર ત્યાં બોલિયો, સાંભળ સલુણી રાજ. ૩૧૬
વર પાંમો વય વીશનો, કરું હું રુડાં કાજ;
તુજ મનમાં જેવો ગમે, તે વર આપું આજ. ૩૧૭
કુપાત્ર સુમ કે મૂઢ વર, આપું તુજને પ્રચંડ;
માગેલો વર એમ મળ્યો, જોતાં ન મળે નવખંડ. ૩૧૮

સ્યામાએ સાંભળી વારતા, કૌતુક દીઠું સર્વ;
કર જોડી નીચી નમી, મેલી મનનો ગર્વ. ૩૧૯
વિપ્ર બોલે બીજીવરાં, સાંભળ સુંદરી વાત;
કાલ બપોરે નીસરે, તેડી સહીયર સાથ. ૩૨૦
પુર્વ દિશાએ પરવરો, મનમાં રાખી ધીર;
ત્યાં દહેરું મહાદેવનું, સમીપ સરોવર તીર. ૩૨૧
નીરભે થઇને સુખથી, જાજે તેને તીર;
બત્રીશ લક્ષણુ આગલો, મળશે કંથ મહાધીર. ૩૨૨
ગામમાં પડોવજડાવજો, નર નીસરે નહીં કોય;
તે દહાડે આવી ચડે, પતિ તમારો હોય. ૩૨૩
જાત ભાત પૂછીશ મા, ન જોઇશ કુળ કે રૂપ;
મધ્યાહ્નને મળશે તુંને, તેહ પુરુષ તુજ ભૂપ. ૩૨૪
દેખે તેને તું વરે, ખેદ કરે નહીં કોય;
એવું વાયક સાંભળ્યું, સાંભળીને મન મોય. ૩૨૫
મનમાં હરખી માનુની, સીધ્યાં સઘળાં કાજ;
ફળ પામી પૂજાતણું, તુઠયા શિવ મહારાજ. ૩૨૬
હરખભરી પાછી ફરી, આનંદ અદકું હેત;
મંદિર આવી માનુની, અચરત તાતને કહેત. ૩૨૭
વાત કહી જે નીપની, માન્યું સત્યાધાર;
માતતાત મન માનિયું, હર્ષ હવો અપાર. ૩૨૮
પુરમાં પડો વજડાવિયો, વરત્યો જયજયકાર;
એવી તો બંધી કરી, (જે) કોનવનિસરે બહાર. ૩૨૯
પૂજા કરવા ઈશની, જાશે બીજે દિન;
(પિતા) મુદ કને શું નિપજ્યું, જેનું કપટી મન. ૩૩૦
મન ગમતું મહાદેવને, ઓની તોડી ભ્રાન્ય;
બીજે દિવસે શું થયું, વીનિ જ્યારે રવ્ય. ૩૩૧

ચોપાઈ.

સેવા કરવા ગઇ સુંદરી, જેહ વચન હઇડામાં ધરી;
ત્રણુ પોહોર જ્યારે પૂરા થાય, ધ્યાનશુ પાંચ પૂજાને જાય. ૩૩૨
કુંવરી વળી આવી જ્યારે, વિપ્ર પાંચ પેઠા ત્યારે;
વસ્તીથી નીકળાયું નહીં, આવ્યો સંકટમાં જાણે કહીં. ૩૩૩

કોઈ જો જાણે આણે દીઠ, તો નીચ પાસ છેદાવે શીશ;
વેદિયા વેદની ધુનીયો કરે, જે સાંભળતાં પાતક હરે. ૩૩૪
પૂજા કરતાં વીતિ રાત, ઉગ્યો સૂર થયો પ્રભાત;
મૂઢ તો માંહે બેસી રહ્યો, અર્ધ પ્રાણ એમ કરતાં ગયો;
બહાર નિસરવા તરફડે તંન, પરણ્યા ઉપર જેનું મંન. ૩૩૫

દોહરા.

પૂજા કરી પાછા વળ્યા, પાંચે ભેળા બ્રહ્મ;
ન્હાલ થયો પેલો વરતિયો, ઉઘડ્યું આપણું કર્મ. ૩૩૬
નીચે નીસરવા ગયો, હરખ ધરી મન આપ;
તે સમે પેઠો બારમાં, મોટો મણિધર સાપ. ૩૩૭
અકળાયો આખી રાતનો, દરમાં જેનો વાસ;
રાત્રે પેસી શક્યો નહીં, વિપ્ર બેઠા ત્યાં પાસ. ૩૩૮
કર વાગ્યો તે નાગને, જે પૂર્વ જનમનું વેર;
ડસ્યો હાથ તે મૂઢને, તત્ક્ષણ ચઢીયું ઝેર. ૩૩૯
તે સમે થયો વાયદો, પુરા જે બે પહોર;
શોધવા કુંવરી નીસરી, જોવા તેને ઠોર. ૩૪૦
રુમઝુમ કરે હઇડું ઠરે, ભરે સુગંધ અપાર;
મળી સખીઓ સાતસેં, ઉર એકાવલ હાર. ૩૪૧
પુરુષ નામ દીસે નહી, સખીઓ ઠામોઠામ;
શિખ માગીને નીસર્યાં, નારી નીર્મળ નામ. ૩૪૨
મૃદંગ તાલ વાજે ઘણાં, વળી નિશાને વાય;
ધમકારે પૃથ્વી ગડગડે, વર વર વાયુ છાય. ૩૪૩
શુભ શણગારી હાથણી, ઉપર બેઠી બાળ;
સખી કરે ઓવારણાં, કર ઝાલી વરમાળ. ૩૪૪
હસી રમી સૌ ઉઠીયાં, કરે હાસ્ય મનમાંય;
અબીલ ગુલાલ ઉડે ઘણા, પૂજા કરવા જાય. ૩૪૫
સ્નાન કર્યું સરોવર જઈ, પહેર્યાં પટકુળ અંગ;
પગ પાળે થઈ પરવરી, શિવજી કેરે સંગ. ૩૪૬
અગર ધૂપે ઉવેખીયો, સુગંધ બરાસે સાર;
જાઇ જુઇ ને કેતકી કોમલ પુષ્પ અપાર. ૩૪૭

ધૂપ દીપ નૈવેદ્ય શું, તાંબુલ બીડી [1] બરાસ;
માની લ્યો મહારુદ્રજી, પુરો મનની આશ. ૩૪૮
પૂજા પૂરણ ત્યાં થઇ, સુંદરીમાં બહુ રૂપ;
બોલવા લાગી ભામિની, શિવને કહે ક્યાં ભૂપ. ૩૪૯
પેલો દેહરામાં પડ્યો, જૂવે છે બલવાટ;
કન્યા ન આવી હાથમાં, મોટો મન ઉચ્ચાટ. ૩૫૦
વિચાર કરે મન મૂઢિયો, ઉદ્યમ ઉપર મંન;
દેહરે જાતું શિવેશને, લાતું એહ રતંન. ૩૫૧
કપટે કન્યા પરણિયો, વેગે લાતું ઘેર;
મૂલી મોહોરો સેવશું, ઉતારીશું ઝેર. ૩૫૨
હળવે હળવે નીસર્યો, જાવા લાગ્યો ઘેર;
વેગે જઈ પરણું સહી, રાજકુંવરી વેહેર. ૩૫૩
શીર ઉપર સૂરજ તપે, અંગે અગન અપાર;
પગ પાની દાઝે ઘણી, દુઃખ પામ્યો નિર્ધાર. ૩૫૪
તોએ મન ઉદ્યમ કરે, મન સંભળાવે ધર્મ;
ઉદ્યમ તો ત્યારે ફળે, જોરાવર હોય કર્મ. ૩૫૫
એક વૃક્ષ બિલીતણું, ઊભો તેની છાંય;
ક્ષણું એક ઉભો રહું, કન્યા જાશે ક્યાંય. ૩૫૬
પાકું ફળ બિલી તણું, પડીયું તેને શીષ;
વિપ્ર જોવાને ત્યાં ગયો, (શી) લીલા કરી છે ઇશ. ૩૫૭
જોઉં વર્તિક કેમ પરણશે, કપટતણી જોઉં રીત;
જોઉં ઉદ્યમ કેવો ફળે, પૂરણ કરી છે પ્રીત. ૩૫૮
શિવને સમરી નીસર્યો, જોવાને ચર્ચાય;
પોથી હાથમાં પાઠની, ભોળે ભાવે જાય. ૩૫૯
સુંદર અરચા કેસરી, કંઠે પુષ્પનો હાર;
બ્રાહ્મણ તો તેજે તપ્યો, વિદ્યા અપરમપાર. ૩૬૦
સેવે નિત્ય શુલપાણિને, ઉદ્યમની નહીં આશ;
કૂડ કપટ સમજે નહીં, કર્મતણો વિશ્વાસ. ૩૬૧
કુંવરી શોધે કંથને, જુવે પતિની વાટ;
આ ઓચિંતો ત્યાં ગયો, ટળ્યો મંન ઉચ્ચાટ. ૩૬૨

સાહેલિયો સાહી લાવિયો, રાજકુવરીની પાસ;
તમ સરખો સ્વામી મળ્યો, ત્રિપુરેશ્વરે પુરી આશ. ૩૬૩
તે મુહૂર્ત ને તે ઘડી, તે દિન ને તે વાર;
વરમાળ આરોપી કંઠમાં, વરત્યો જયજયકાર. ૩૬૪
તે વેળા ને તે ઘડી, ગડગડિયાં નિશાન;
ગજ ઉપર વાહન કર્યું, જાણે ઉગ્યો ભાણ. ૩૬૫
મોહોલે આવી માનુનિ, જાય પિતાની પાસ;
કંથ લાવી કોડામણો, આપ્યો વૈકુંઠનાથ. ૩૬૬
નીરખી હરખી વિપ્રને, મળિ છે સખિયો જોડ;
હાસ્ય સર્વને ઉપન્યું, પહોંચ્યા મનના કોડ. ૩૬૭
હેમકલશ ચોરી રચી, પુરણ રુડી પેર;
રાજપાટ સોંપ્યું સહી, રાયે રાખ્યો ઘેર. ૩૬૮
અધિકાર એ છે કર્મનો, નિર્ધનિયાં ધન હોય;
કર્મ હશે તે પામશે, માનજો સાચુ કોય. ૩૬૯
ઉદ્યમ કરીએ અતિ ઘણો, કૂડ કપટ કહેવાય;
કર્મ ન હોયે પાધરું, (તો) બારે વાટે જાય. ૩૭૦
વર્તિયો પડિયો વાટમાં, જે ઉદ્યમ વશ હોય;
ઋષી તે પામ્યો રાજને, કર્મ તણી ગત જોય. ૩૭૧
અધસરતો થયો ખાળમાં, બીજે કરડ્યો નાગ;
ત્રીજે દાઝ્યો તાળવે, ચોથો દાઝ્યો પાગ. ૩૭૨
બીલી હેઠળ બાપડો, નવ સહેવાયો તાપ;
મૂઢ કચુર કડકા થયો, પ્રગટ્યાં પાંચે પાપ. ૩૭૩
નિર્બળ જેનું કર્મ છે, ઉદ્યમ કરતાં હાણ;
ઘડી પાંચ તે પગ ઘસ્યા, પછી તજ્યા છે પ્રાણ. ૩૭૪
શિવશર્મા કહે સાંભળો, કામકલા સુજાણ;
કર્મે તો કન્યા વરી, ઉદ્યમે લીધા પ્રાણ. ૩૭૫
કોઇ કુરૂપ કુલક્ષણો, કાયર કુડો કહેવાય;
કર્મ જો હોયે પાધરું, તેને વશ સહુ થાય. ૩૭૬
શુભ સ્વરૂપ વિદ્યા ઘણી, રુડી શોભે દેહ;
કર્મ આગળ કરગરે, તેમાં નહિ સંદેહ. ૩૭૭

ત્રણ ત્રણ તલવારો ધરે, હોય શૂર સુજાણ;
ખોળે ચાકરી કર્મની, પૂરણ પ્રીત પ્રમાણ. ૩૭૮
આગમ નિગમ જ્યોતિષ લહે, વિદ્યા સિદ્ધ જ હોય;
તે જાચે જઇ કર્મને, જુગતે કરીને જોય. ૩૭૯
નાટક ચેટક કર્મમાં; ગુણકા રૂપ સ્વરૂપ;
તે ખોળે જઇ કર્મને, ભારે કર્મનો ભૂપ. ૩૮૦
ઉછેરે હાથી ઘોડલા, ધોળા ધોરી સમર્થ;
ખરીદદાર ખોળે ખરો, જે કોઇ આપે ગર્થ. ૩૮૧
તેથી સૌ કો માનજો, કર્મ તણો વિશ્વાસ;
કર્મ જોરાવર સૌથકી, કવિ કહે શામળદાસ. ૩૮૨

---

## ઉદ્યમવાદીનાં દૃષ્ટાંત.

### ચોપાઇ.

કામકલા કહે સાંભળ બ્રહ્મ, ઉદ્યમથી અદકું નહિં કર્મ;
કર્મ જોરાવર કહે જે વાણ, તેનું નામ તો છે અજાણ. ૩૮૩
વખાણ કરે કર્મનું જેહ, મૂરખ નામનો કહીએ તેહ;
પંડિત પાંચસેં જોડે રાય, ચુકવો કહું તે મારો ન્યાય. ૩૮૪
કોઇની પક્ષ કરો જો આપ, તો બ્રહ્મહત્યા કેરું પાપ;
કહું વાત તેની કરો સાખ, પ્રત્યક્ષ દેખાડું હું લાખ. ૩૮૫
એવા મૂરખ વિચારી જોય, ઉદ્યમ વિણ નવ દીઠો કોય;
કર્મ બિચારું રંકજ થયું, ઉદ્યમ (કર્યાં) વિના કોણ જ રહ્યું. ૩૮૬
ચતુર પુરુષ કે રૂડા કહી, ઉદ્યમ કર્યા વિના કો જાણે નહીં;
રંક રાય ઉદ્યમ વશ હોય, કર્મ સારુ બેસે નહીં કોય. ૩૮૭
રાજસભા મુજને કહો રીઝ, કર્મતણું જે હોયે બીજ;
કર્મ તે તો સાથી થયો, જેને તમો જોરાવર કહ્યો. ૩૮૮
કર્મ બંધાણું જેને લલાટ, અદકું ઓછું તે શા માટ;
ઉદ્યમ ઉદ્યમ ઉદ્યમ આત, ઉદ્યમ શ્રેષ્ઠ ને કર્મજ રતિ. ૩૮૯
ઉદ્યમ રાય ને કર્મજ રંક, તેનો કહું તમ આગળ અંક;
કપડાં ઉતાડી જો જો સર્વ, મેલો અંતર્માંનો ગર્વ. ૩૯૦
કર્મ બીજ ઉદ્યમ જે હોય, કૂડ કપટ તે તરત જ જોય;
પ્રથમ ઇશ્વરે ઘડ્યાં શરીર, નગન અંગને ઢાંકે ચીર. ૩૯૧

તેની માતા ઉદ્યમ વશ થાય, ગ્રોઢા થવા ગળગુંથી પાય
જેના કુળમાં જે અવતરે, તે કુળ તેવો ઉદ્યમ કરે. ૩૯૨
બાંધી પીનું ઘરમાં ઘણી, જોજો રીત કહું ઉદ્યમ તણી;
કર્મ બિચારું શું લે સુખ, દૂહે ઉદ્યમી તેનું દૂધ. ૩૯૩
તેનું તો પંચામૃત થાય, ઉદ્યમ વિના કર્મ શું ખાય;
ઇંટો ઘટી કરી જ્યાહરે, નહિ મેડી મંદિર ત્યાહરે. ૩૯૪
માટી ચુનો કાષ્ઠ જ ઘણાં, કર્યાં ઉદ્યમે ઘર તે તણાં;
વાવે કપાસ કે લાવે રૂ, વણી વિવેકે વસ્ત્રજ કર્યું. ૩૯૫
જો ઉદ્યમ એવો નવ કરે, તો કર્મી સહુ નાગા ફરે;
પૃથ્વી ખેડી વાવે ધાન, ઉદ્યમ તો તરુ કલ્પ સમાન. ૩૯૬
રસકસ કણ પાકે છે દુઃખે, ત્યારે કર્મવંત જીવે સુખે;
પકવે તલ ઘાણી પીલાય, દીપક જ્યોત કરે તો થાય. ૩૯૭
ઠામ ઠામ ઉદ્યમનું જોર, એકલે કર્મે અંધારું ઘોર:
ભર્યાં અન્ન ઝાઝાં ઘર માય, રાંધ્યા વિના તે કેમ રંધાય. ૩૯૮
પાતાળ માંહે જે છે નીર, જાણે છે તે શ્યામશરીર;
કૂપ ઉદ્યમવંત જો ખોદીએ, તો કર્મવંતા પાણી પીએ. ૩૯૯

* * * * *

મેળવી દૂધ અધિક જે વાર, વલોવતાં ઘૃત નિકળે સાર. ૪૦૦
સુવર્ણ લાવે ગર્વે કરી, ઘરમાં નવ મેલીએ ભરી;
કરે આભૂષણ પહેરે અંગ, ત્યારે કર્મ પર આવે છે રંગ. ૪૦૧
વસ્ત્ર લાવી મેલે કો પાસ, કોઈ હોય જો ઘરમાં દાસ;
ભોડી ઉંચો નીચો થાય, ત્યાર વિના તે કેમ પહેરાય. ૪૦૨
સપ્ત ધાતુ છે બીજી ઘણી, વસ્તુ નીપજે અનેક તેતણી;
કરે ઉદ્યમી તેનાં કામ, ઘડી ઘાટ પાડે છે નામ. ૪૦૩
હવન હોમ ઉદ્યમથી થાય, સંતોષ પામે વૈકુંઠરાય;
ભારે મેઘ કરે છે વૃષ્ટ, ત્યારે જીવે છે સઘળી સૃષ્ટ. ૪૦૪
મહા ઋષિ તપેસરી સાથ, કરે પૂજા ઈશ્વરની હાથ;
કરે ધૂમ્રપાન માહા ધર્મ, ત્યારે થાય જોરાવર કર્મ. ૪૦૫

* * * * *

પુણ્ય વિના પામે નહીં કોય, કરે કામ તે ઉદ્યમી જોય. ૪૦૬

### દોહરા.

પ્રથમ જે કોઈ ઉદ્યમ કરે, જપ તપ જે કો ધર્મ;
ત્યારપછી બીજે ભવે, ફળ થઈ ભોગવે કર્મ. ૪૦૭
જેવો આપ ઉદ્યમ કરે, ઉગે તેવું કર્મ;
ઉદ્યમનો છે છોકરો, નારી કહે છે મર્મ. ૪૦૮
શુકદેવ સરખા તપ કરે, ઉત્તમ ઉદ્યમ નામ;
વાવ્યું બીજ તે ફળ થયું, પામ્યો ઉત્તમ ઠામ. ૪૦૯
કરવત મૂકાવ્યું કાશીએ, કર્મહીણા જે હોય;
રાજ પામ્યા બીજે ભવે, ઉદ્યમી કર્મજ જોય. ૪૧૦
નર નારી પરણે નેહથું, કરે કર્મ શું કામ;
મહાલે સદા ઉદ્યમ થકી, જો જો ઠામો ઠામ. ૪૧૧
સપ્ત લોક આકાશનાં, સપ્ત લોક પાતાળ;
ઉદ્યમ વિણુ કોઈ નહીં, બોલું સત્ય વિશાલ. ૪૧૨
સૂરજ ચંદ્ર નવ ગ્રહે, દેવ દાનવ અનેક;
કર્મ ઉપર કો નવ રહ્યું, જૂઓ કર્મ વિવેક. ૪૧૩
મુંગો તે બોલે નહીં, પાંગળો તે ન પળાય;
બાકી સો ઉદ્યમ કરે, કર્મ પરોણા ખાય. ૪૧૪

### ચોપાઈ.

વિપ્રને ઘેર આવ્યો છોકરો, કહેરો નીશાળે મોકલો;
ઉદ્યમ કરીને વિદ્યા ભણે, ત્યારે પંડિતમાં કો ગણે. ૪૧૫
બીજી જે અષ્ટાદશ વર્ણ, કુલ કુલનાં જેવાં આચર્ણ;
તે જન તેવો ઉદ્યમ કરે, ત્યારે પેટ પોતાનું ભરે. ૪૧૬
લોઢું પાણી ને કર્મ જ હાડ, મથ્યા વિના નવ પડે અંગાર;
થાળીમાં પીરસે છે અન્ન, જમે તૃપ્ત ન થાએ મન. ૪૧૭
વાસણ ચુલા આગળ અડે, ઉદ્યમ વિણુ ઉપર નવ ચડે;
તાંબુલ બીડી હોયે સંગ, આરોગ્યા વિણુ નાવે રંગ. ૪૧૮
આયુધ જો કરમાંહે ધરે, માર્યા વિના શત્રુ નવ મરે;
દુવાત લેખણુ કાગળ હાથ, મુકી છાંડો દિન ને રાત. ૪૧૯
લખ્યા વિના તે નહીં લખાય, ઉદ્યમ વિદ્યા નાહીંજ ભણાય;
કથા પુરાણ ને મોટા વેદ, વ્યાસ સરીખે ભાખ્યા ભેદ;
ત્યારે સહુ જાણીતા થયા, ઉદ્યમે કરી કથાંતર કહ્યા. ૪૨૦

### દોહરા.

પંડિત છો સૌ પાંચસેં, આવ્યા ઉદ્યમ કાજ;
તે વખાણે કર્મને, કરે રાવણું રાજ. ૪૨૧
રાય વખાણે કર્મને, તો મેલો સંસાર;
ઉદ્યમ વિના ચાલે નહીં, જેને સરજ્યો અહાર. ૪૨૨
નાચે છે અતિ અપ્સરા, ગુણીજન ગાએ ગીત;
કૌતક કરે છે કૌતુકી, તે ઉદ્યમ પર પ્રીત. ૪૨૩
ચાકર કરે છે ચાકરી, રાય કરે છે રાજ;
પુરાણ વાંચે પંડિતો, તે તો ઉદ્યમ કાજ. ૪૨૪
સીવે સાંધે સુવર્ણ ઘડે, ઘણો ઘણાને ઘાય;
વેપાર કરે જે વણિક જન, દેખી વિસ્મય થાય. ૪૨૫
તસ્કર તોળે ભૂતટે, ભિક્ષા લે શિર ભાર;
ન્યાયાન્યાય અધર્મ અતિ, ઉદ્યમ એહ અપાર. ૪૨૬
એતો મોટો માનવી, (પણ) બીજા પંખી પૂર;
ઉદ્યમ કરી ઉદર ભરે, ઉદ્યમ મોટું નૂર. ૪૨૭
જનાવર બધાં જગતમાં, જેને વળગ્યું પેટ;
ઉદ્યમ વિના ભરે નહીં, જો જો નિહાળી નેટ. ૪૨૮
બ્રહ્મા વિષ્ણુ ઈશ છે, એ સર્વે કહેવાય;
સરજે પાળે સંહાર કરે, ઉદ્યમના ગુણ ગાય. ૪૨૯
સુખ તે સર્વ ઉદ્યમ થકી, દુઃખ ઉદ્યમ નવ હોય;
ઉદ્યમ મૂકી બેસી રહ્યો, તે નવ દીઠો કોય. ૪૩૦
કોડ ઊપાયો મેં કર્યા, તેં નવ દીઠા કોય;
કાં છોડાવે પૂતળાં, બ્રહ્મ વિચારી જોય. ૪૩૧
મૂકી હોડ હારી કહું, સોહેજે મૂકું શર્મ;
કોઈક સુજને દેખાડજે, જાગતી બેઠા કર્મ. ૪૮૨

---

### कर्मवादीनां दृष्टांत.

#### ચોપાઈ.

*કામકલાએં વાતજ કહી, લખ આગળ જે લક્ષ્મી થઈ;*
એ તો અચરત અધિકું હોય, શિવશર્માસું સામું જોય. ૪૩૩

કહી વાત મહા મોટી મૂલ, વેદ વાયક છે સમ તુલ;
ઘાલી મૂછે પોતાનો હાથ, શિવશર્મા બોલ્યો તે સાથ. ૪૩૪
શ્યામા તેં કહ્યું તે સાચ, નામ એક સાંભળ કહું વાચ;
સાંભળજે આણી મન રીજ, પ્રથમ કર્મતણું હોય બીજ. ૪૩૫
તેનું ફળ ઉગ્યું જ્યાહરે, તેવો ઉદ્યમ ઉગ્યો ત્યાહરે;
જેનું કર્મ જોરાવર સાર, તેનો ઉદ્યમ વણજવેપાર. ૪૩૬
આછે કર્મે લખાણો દીશ, ઉદ્યમ ભાર ઉપાડે શીશ;
કર્મવંત તે પંડિત થાય, કર્મ ઉદ્યમ બે ભણવા જાય. ૪૩૭
કરે ચાકરી સેવવું કાંઇ પડે, કર્મવંત તે હાથી ચડે;
એક લગને પરણે છે સૂત્ર, કર્મવંતને છે પંદર પુત્ર. ૪૩૮
એક વાંઝિયા મેણે મરે, તે ઉદ્યમ શું ઓછો કરે;
રાજા શો ઉપાડે ભાર, રાખે છે અદકો અહંકાર. ૪૩૯
રંક બાપડો વાટે પડ્યો, ભૂખતણે દુઃખે બહુ નડ્યો;
ઉદ્યમ કરતાં સિર ભાર ભરે, કર્મહીણો તે ભૂખે મરે. ૪૪૦
કરે કાસદું ઘેર ઘેર, ભાર ઉપાડે છે બહુ પેર;
ઉદ્યમીને અદકી છે એહ, કર્મ વિના ઉદ્યમ નહીં તેહ. ૪૪૧
નગર શેઠ વડો પ્રધાન, મહાજન મહિપતિ કેરું માન;
ગાયક પાખર ચાકર પાસ, સદાવ્રત આપે છે વાસ. ૪૪૨
કર્મ દુઃખ વેગળાં કરે, એ ઉદ્યમ શું અદકો કરે;
રાત અંધારી છે ઘમઘોર, ચિત્ત કરી ચાલે છે ચોર. ૪૪૩
રહે છે વનમાં દહાડે દીશ, પાડે ખાતર કપાવે શીશ;
અધિક ઉદ્યમ માંહે ભળે, સાજું વસ્ત્ર કદી નવ મળે. ૪૪૪
કર્મચકી ખટકર્મ જ કરે, એવો ઉદ્યમ અદકો કરે;
બીજા ભિક્ષુક માંગે ભીખ, સૌને દેતા ફરે છે શીખ. ૪૪૫
પંડિત બેઠા કરે પુરાણ, લે છે મનગમતાંનાં દાન;
રિઝવી રાયને લે છે માલ, સભામાં જાય બેસી સુખપાલ. ૪૪૬
નાખે ટેલ દીવસ ને રાત, પૂજન અરચન જાણે આપ;
ઉદ્યમી કરે છે બહુ પેર, કર્મહીણ પામે નહીં શેર. ૪૪૭
કહું કૌતુક એવાં એક લાખ, સભા પાસ પુરાવું શાખ;
મેલ અહંકાર મનમાંથી મર્મ, ઉદ્યમથી તો જીતે કર્મ. ૪૪૮

મોટું કર્મ જાણું છું અમો, શો ઉદ્યમ વખાણો તમો;
છોડો પૂતળાં હારી જાઓ, નહીં તો ઉદ્યમના ગુણ ગાઓ;
પંચ પ્રમાણ કરે જે વાત, તે સાંભળ શ્યામા સાક્ષાત. ૪૪૯

દોહરા.

કામકલા કહે વિપ્ર સુણો, મેલો મન અહંકાર;
ઉદ્યમ અદકો સર્વથા, જાણે સૌ સંસાર. ૪૫૦

ચોપાઈ.

થોડો ઉદ્યમ કરે જ્યાહરે, ઘણું કર્મ ફળે ત્યાહરે;
વિના ઉદ્યમ કર્મો નવ ફળે, ઉદ્યમ કરતાં સઉથી જ મળે;
નથી કર્મ ને ઉદ્યમ હોય, સહેજે સ્વર્ગ પહોંચાડે સોય. ૪૫૧

દોહરા.

કર્મવાદી કોઇક પુરુષ, પડ્યો અર્ણવ નીર;
કર્મે પાર પડે નહીં, ઉદ્યમે પામે તીર. ૪૫૨
કર્મવંત દુઃખમાં પડ્યો, વ્યાપ્યો દેહમાં રોગ;
ઉદ્યમથી ઔષધ કરે, પામે સુખ સંજોગ. ૪૫૩
અડસઠ ભોગ ઉદ્યમથકી, તે પમાડે તર્ત;
તેટલા ઉદ્યમ કર્મથી, આથે લખીયાં મર્ત. ૪૫૪
સભા શું નથી બોલતી, મનમાં કરી વિવેક;
નિશ્ચે કરી નરપતિ કહે, ઉદ્યમ કે કર્મ એક. ૪૫૫
કર્મ વખાણે જો સહુ, તો તજો ઉદ્યમનું કામ;
એક કહો ને બે કરો, તેનું તે શું નામ. ૪૫૬
પંડિત હોય તો પરહરો, રાજ સભા તત્કાળ;
નીશાળે નવ મૂકશો, આપ ઉદરનાં બાળ. ૪૫૭
બેશી સભામાં જો કદી, ન કરો ઉદ્યમ આપ;
ચુકો ચિત્તથી ચાકરી, કર્મ ઉપર શી છાપ. ૪૫૮
દંડ ન દેશો ચોરને, સુમ ન કહેશો શાહ;
સ્વર્ગ મટામટ રહો સહુ, રાંક અને રાજાહ. ૪૫૯
કામ તજો સહુ કુળતણાં, તજો ઉદ્યમ એ જાગ્ય;
કર્મે બેસી રહો તમો, તો હું લાગું પાગ્ય. ૪૬૦

હસ્તી ઘોડા નવ પાખરો, સંભાળો નહિ ગામ;
કર્મ હશે તો પામશો, ઉદ્યમનું શું કામ. ૪૬૧
કર્મ વિણુ ચાલે કોટી ભવ, કરો વિચાર સૌ કોય;
ઉદ્યમ વિના એક ઘડી, અર્થ સરે નહીં જોય. ૪૬૨
ઉદ્યમ હોય અતિશઘણો, કર્મ અલેખે થાય;
ઉદ્યમ વિના આદર કશો, ધનને સૌ કો ધાય. ૪૬૩
ખાવું પીવું ખરચવું, ભોગવવી જે 'નાર;
સૂવું બેસવું ઉઠવું, ઉદ્યમનો વેહેવાર. ૪૬૪

---

## निर्णय.

### ચોપાઇ.

રાજસભા સૌ બોલી જ્યાય, ઉદ્યમ કર્મનો ન્યાય તોળાય;
સાંભળ એ સતવાદી જન, ઉદ્યમે કર્મ કર્મે ઉદ્યમ બળવંત. ૪૬૫
એકલું કર્મ તે જીતે કોક, જૂઓ વાત વિચારી લોક;
કર્મ વિના ઉદ્યમ નવ મળે, ઉદ્યમ કરતાં કર્મ જ ફળે. ૪૬૬
એમાં ખેદ કરશો મા કોય, સમતુલ બે તે જુગતે જોય;
ઉદ્યમનું તો કર્મ જ નામ, કર્મનો તે ઉદ્યમ ઠામ. ૪૬૭
એ બેઉમાં કંઇ અંતર નથી, જો જો વેદ પુરાણે કથી;
જેવું કર્મ લખાણું તેહ, તેવો ઉદ્યમ ઉદય જ એહ. ૪૬૮
જેને જેવો ઉદ્યમ મર્મ, તેને તેવું વળગ્યું કર્મ;
જેને જેવું કર્મ જ 'સાર, તેવો ઉદ્યમ કરે વેપાર. ૪૬૯
જેને જેવું કર્મ જ ગણે, ઉદ્યમે તેવી વિદ્યા ભણે;
જેને જેવું કર્મ જ સૂત્ર, ઉદ્યમે તેવો પ્રગટે પુત્ર;
જેને જેવું કર્મ જ કાજ, ઉદ્યમ તેવી રાખે લાજ. ૪૭૦

### દોહરા.

કર્મ થકી ઉદ્યમ ફળે, ઉદ્યમથી કર્મ હોય;
ઓછું અદકું એહને, કહી ન શકે કોય. ૪૭૧
ન્યાય ચુકાવ્યો નૃપતિએ, વેદ શાસ્ત્ર મહા મૂલ્ય;
ઉદ્યમ કર્મ એ કલ્પીને, શાસ્ત્ર સદા સમતુલ્ય. ૪૭૨

ઉદ્યમ વિના ચાલે નહી, કર્મ વિના ફટાય;
કર્મને ઉદ્યમ ફળે, પ્રીછયો પંડિત રાય. ૪૭૩
પ્રીત કરીને પંડિતે, જુગતે જોડ્યા હાથ;
ગયો મેલ મનડા થકી, (શિવ)શર્મા શ્યામા સાથ. ૪૭૪
જાતિસ્મરણ તેમને થયાં, ઓળખ્યાં બેઉ આપ;
થયાં કંથ ને કામિની, પૂરણ પ્રીત પ્રતાપ. ૪૭૫
છોડી નાખ્યાં પૂતળાં, મેલ્યો મન અહંકાર;
રાજરીત સુખ ભોગવી, વરત્યો જયજયકાર. ૪૭૬
અવસાને ઇંદ્ર લોક ગયાં, પામી પ્રીત પ્રમાણ;
અનુગ્રહ અવતારનો, શ્યામા વિપ્ર સુજાણ. ૪૭૭
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, કવિ તે સૌનો દાસ;
ભક્ત બ્રાહ્મણ સર્વનો, વારુ લીલા વિલાસ. ૪૭૮
પાય લાગીને પરણુસુ, કરગરું બેઉ કરજોડ;
શામળભટ કહે બોલજો, જય જય શ્રી રણછોડ. ૪૭૯

ઉદ્યમ કર્મ સંવાદ સંપૂર્ણ.

# પદ્માવતીની વાર્તા.

—☆☆☆☆☆—

## દોહરા.

પ્રથમ શારદા વરણવું, માગું એક પસાય;
શિર વર દો, વરદાયિની, શુભ મતિ આપો માય. ૧
શ્રી ગુરુને ચરણે નમું, ગણપતિ રહું કરજોડ;
સહુ કવિને કરું વીનતી, કો માં દેશો ખોડ. ૨
આખ્યાન કહું પદ્માવતી, સતી શિરોમણી જેહ;
પુષ્પસેન સાથે વરી, વર્ણન હું કહું તેહ. ૩
નગર એક ચંપાવતી, ચંપકસેન રાજન;
પટરાણી પુષ્પાવતી, પુષ્પસેન એક તન. ૪
બત્રિશ લક્ષણ આગળો, ચૌદ વિદ્યા ગુણ જાણ;
રાગ છત્રિશે આલપે, વદન શશી પરમાણ. ૫
સોળ વરસનો સુત થયો, ધનુર્વિદ્યાનો ધીર;
હયે બેશીને સંચર્યો, જાણે બાવન વીર. ૬
પ્રીત ઘણી પરધાનશું, ક્ષણ અળગો નવ થાય;
બે જણ રમવા એકઠા, મૃગયા કારણ જાય. ૭
વસંત ઋતુ ફુલી રહી, સુંદર સરોવર નીર;
મૃગયાથી પાછા વળ્યા, આવ્યા તેને તીર. ૮
સુંદર તટ રળીઆમણું, ઉભા તેને છાંય;
માનુની એક મદે ભરી, જળ ભરવાને જાય. ૯
ભર જોબનમાં ભામિની, સુલોચના નિજ નામ;
સ્વરૂપ તેનું નિરખતાં, તત્ક્ષણ પ્રકટે કામ. ૧૦
કામિની કામાતુર થઈ, નેહનું લાગ્યું બાણ;
રાય સગે રંગે રમું, નહિતર છાંડું પ્રાણ. ૧૧
કુંભ ભરી શિરપર ધર્યો, કટાક્ષ કરતી જાય;
ચાતુરી ઘણી ચાળવી, તોય ન ચેત્યો રાય. ૧૨
રીસ કરી રામા વદે, સાંભળ રાજકુમાર;
કોણ કારણ પ્રહ્યું કામદું, શીદ વેઠ્યો રે ભાર. ૧૩

રાય સુણી અચરત થયો, સાથી સામું જોય;
શું કહે છે એ કામિની, કહી નવ શકે કોય. ૧૪
કહે રામા તું કોણ છે, કોણ તમારી જાત;
શા કારણ પડ્યું પુછવું, તે કહો મુજને વાત. ૧૫
નારી વેણ જ ઓચરી, સાંભળ સાચું ધીર;
કસી ભરીને નાખ તુ, મારા કુંભપર તીર. ૧૬
કુંભે તીરજ વાગશે, ચાલશે જળની ધાર;
હોડ આપણે એટલી, આપું એકાવળ હાર. ૧૭
તીર ધરી લઇ આવ તુ, ચુકનું ચોટની ફાળ;
મંદિર લઇ જઇ માહરે, પરણું ત્યાં તતકાળ. ૧૮
મહિપતિ રીઝ્યો મનવિષે, એ તો રૂડી વાત;
હું નિશાન ભુલું નહિ, બેડું તે કોણ માત્ર. ૧૯
તાણી તીરજ નાંખિયો, રાજાએ દઇ દોટ;
આવતો ઝાલ્યો ઝડપશું, ચુકવ્યો પહેલી ચોટ. ૨૦
સખિયો સાથે હશી પડી, ચડી રાયને રીશ;
કો. કાળે ભુલું નહી, જાણે છેદું શીશ. ૨૧
પ્રધાને વારી રાખિયો, રીશ ન કીજે રાઓ;
મુખથી વેણ જ ઓચર્યાં, એને મંદિર જાઓ. ૨૨
પછી રાય હશી બોલીયો, કહો આવ્યાની વાટ;
મંદિરનું દ્યો પારખું, આવું પડતી રાત. ૨૩
સમશ્યા–નિતનિત પાવક પરજળે, મૃતક સજીવન થાય;
તેથી મોહોલ ઉચેરડો, એ એંધાણી રાય. ૨૪
ઉત્તર–અગ્નિથકી લોઢું ગળે, જીવતી ધમણે સાર;
મંદિર કહ્યું તેં માનિની, લક્ષ વસો લોહાર. ૨૫
સ–જેને દિઠે જગ હસે, તેનું છેદે શીશ;
તેને ઘેર થઇ આવજો, રવિ આથમતે દીશ. ૨૬
ઉ–નિર્મળ વાડી વનસ્પતિ, નિર્મળ નિરશું નેહ;
પુષ્પો વીણે પ્રીતશું, માળી મંદિર તેહ. ૨૭
સ–જેને સમારે તુજને, તેને સમારે જેહ;
તેથી મહોલ ઉચેરડા, સહિ એંધાણી એહ. ૨૮

ઉ-શોભા દે સઉ લોકને, તેને ઉજ્વળ કામ;
શ્યામા સંભળાવ્યું તમે, ધોબી એનું નામ. ૨૯
સ-જેને કરડે વિષ ચડે, તેને જે કોઇ ખાય;
તે મેલું મુજ બારણે, એ એંધાણી રાય. ૩૦
ઉ-ગિરિ શિખરે વાસો વસે, ગાજંતે ઘનઘોર;
પરમેશ્વર મસ્તક ધરે, માનુનિ તે તો મોર. ૩૧
સ-કુરંગ હેમ સરીખડો, પુછ પિઅંતો નીર;
તે મેલું મુજ બારણે, આવજે આણી ધીર. ૩૨
ઉ-દિવસે મારે કામિની, કુલમાં કરે ઉદ્યોત;
ઘેર ઘેર અજવાળું કરે, જુવતી દીપક જ્યોત. ૩૩
સ-મુખે મધુરું બોલતો, ચાતુર નર વશ હોય;
તેનો શબ્દ સુણી આવજે, જેમ ન જાણે કોય. ૩૪
ઉ-ભોગી માણે ભૂપતિ, તેને વાલો તંત્ર;
બોલે બેશી બેખથી, જુવતી તે તો જંત્ર. ૩૫
સ-રાંક અઢારે વર્ણમાં, જે વડે તારું રાજ;
ધીરજ રાખી આવજો, જાત અમારી આજ. ૩૬
ઉ-ડાહ્યો અકલે આગળો, સર્વ કળાનો સૂત્ર;
નારી મેં તે ઓળખ્યો, વણીક કેરો પુત્ર. ૩૭
સ-અમુલક બે જે તમ કને, જળમાં નીપજે જેહ;
એ બે કરિયે એકઠાં, તાત અમારો તેહ. ૩૮
ઉ-અમુલક બે તે નેણ ને, જળમાં કમળ સુધામ;
નારી તેં મુજને કહ્યું, નેણ કમળશા નામ. ૩૯

ચોપાઈ.

એવું કહીને નારી જાય, મનમાં હરખ્યો પોતે રાય;
આપ આપણે મંદિર ગયાં, સાંજ સમે બે તત્પર થયાં. ૪૦
પરધાન આજ્ઞા ઘોજી તમો, તો શ્રી ચરિત્ર નિરખિયે અમો;
શીઘ્ર કરો રુડું કાવજો, પ્રાત સમે વેલા આવજો. ૪૧
કહ્યાં એંધાણ ધરીને ગર્વ, રાજાને મન વસિયાં સર્વ;
પ્રીતથકી રાજા પરવર્યો, શ્રી મહોલ સામો સંચર્યો. ૪૨

દીઠો કામ સરીખો દેહ, નારીને મન પ્રગટ્યો નેહ;
ઉઠી અબળાએ કર્યાં પ્રણામ, ભલે પધાર્યા રૂડે કામ. ૪૩
પાંચ પદારથ પામ્યાં અમો, પ્રિતે કરી પધાર્યો તમો;
રાજા બેઠો પાસે જઇ, સ્ત્રી કરજોડી ઉભી રહી. ૪૪
ભામનિયે નિરખ્યો તે ભૂપ, રાજબિજ રઢિયાળું રૂપ;
રાજાએ રાણિ નિરખિયાં, બેઉ જણાં હેડે હર્ખિયાં. ૪૫
નૃપપુત્રે વાણી ઓચરી, કહે અબળા તું કોને વરી;
કંથ તારાનું શું છે નામ, મારી સાથે શું છે કામ. ૪૬

## દોહરા.

સુલોચના એમ ઓચરે, સાંભળ રાય સુધીર;
જો વરું તો તુજને વરું, નહિ તો પાડું શરીર. ૪૭
શિવ પૂજન મેં તો કર્યું, ચર્ચી ગેર અપાર;
દીન થયા બહુ નિરખતાં, પામું તુજ ભરથાર. ૪૮
રાજા કહે સુણ સુંદરી, પરનાર અગ્નિઝાળ;
ધર્મ નહી એ આપણો, મુકો આળપંપાળ. ૪૯
વિનતા વળતી ઓચરી, એ શું બોલ્યા રાય;
ના કહેતાં મરશું અમો, તે તમ શિર હત્યાય. ૫૦
રાય કહે સુણ સુંદરી, એમાં અમને ખોડ;
કાલ સવારે પરણશું, આપણ જુવતી જોડ. ૫૧
હેડે ધીરજ રાખ તું, જઇ સંભળાવું તાત;
નગર લોક સઉ દેખતાં, ઝાલું જમણો હાથ. ૫૨
મંડપ રચાવું મોકળો, પરણું રૂડી પેર;
પટરાણી કરું પ્રેમશું, રાખું મારે ઘેર. ૫૩
શ્યામા સંતોખી સુંદરી, સેજે પોઢ્યો રાય;
એ વાત તો રહી એટલે, બીજું કૌતુક થાય. ૫૪

## ચોપાઇ.

તેણે સમે વળતું શું થાય, સજી સભાને બેઠો રાય;
ચંપકસેન નામ જે તણું, ઢળે છત્ર શિર શોભિત ઘણું. ૫૫
નિશા અંધારી દીપક બળે, રાજ કૂળ છત્રિશે મળે;
રાગ રાગણી છત્રિશ થાય, બહુ મળ્યા રાણા ને રાય. ૫૬

નાટક ચેટક રમત જ ઘણી, શોભા શી કહું તેહ જ તણી;
વિવિધ પ્રકારે થાયે ગાન, એ રીતે બેઠા રાજાન. ૫૭
વાત ગોષ્ટ ચાતુરી ચર્ચાય, ગુણકા નાચે મજરા થાય;
પહોર રાત એમ કરતાં ગઇ, નગરમાંહી ત્યાં બુમ જ થઇ. ૫૮
ધસમસીને ત્યાં આવ્યા લોક, સઉકોને મન પ્રગટ્યો શોક;
રાય સભામાં આવી રહ્યા, કારણ રાજા આગળ કહ્યાં. ૫૯
રાય બચ્યાનો નથી રે લાગ, નગર વિષે આવ્યા બે વાઘ;
રાજાજી સાંભળજો વાત, માણસ ત્રણની કીધી ઘાત. ૬૦
સુણતાં રાય થયો અસ્વાર, સોંઢ્યા છે ત્યાં મહા ઝુઝાર;
નગરથકી બહાર નીસર્યા, ઘેરી વાઘ બે આગળ કર્યા;
રાજા સૌથી આગળ રહે, ક્રોધ કરીને વાણી કહે. ૬૧

## દોહરા.

નગરપડો વજડાવિયો, વરતાવી છે આણ;
જે નહિ આવે રણવિષે, તેના લેઉં પ્રાણ. ૬૨
રહે રાયના દેશમાં, અન્ન રાયનું ખાય;
વહેલો આવી આ ઘડી, રણમાં સાથે થાય. ૬૩
પાંચ થકી પંચાશનો, પાળો કે અસ્વાર;
જે નહિ આવે રણ વિષે, તેને મારું ઠાર. ૬૪
વૃદ્ધ પ્રધાન વાણી વદે, એમ ન બોલો બોલ;
કોઇક એવો રહી જશે, ઉતરશે તુજ તોલ. ૬૫
નહિ ગુદરું પરધાનને, નહિ બેટો કે બાપ;
પક્ષ કરું જો કોઇનો, બ્રહ્મહત્યાદિક પાપ. ૬૬

## ચોપાઈ.

ચંપકસેને કોલજ કર્યો, શિકાર કરવાને સંચર્યો;
અન્યોન્ય સેના સંચરે, ઘેરી વાઘને આગળ કરે. ૬૭
એમ કરતાં વીતિ મધરાત, વાઘ બેયની કીધી ઘાત;
રાજા મનમાં હરખ્યો બહુ, લશ્કર સાથે હરખ્યા સહુ. ૬૮
રણમાં સભા કરીને રાય, સઉકોને ત્યાં કરે પસાય;
હું તેને આપું શિરપાવ, જેણે વાઘપર કીધા ઘાવ;
રણ મધ્યે સભા કીજીએ, જણ જણનો તશીઓ લીજીએ. ૬૯

### દોહરા.

કર્યું નિરીક્ષણ નરપતિ, જોયાં સઘળાં રૂપ;
દૃષ્ટે આવી નવ ચડ્યો, પુષ્પસેન સુત ભુપ. ૭૦
ક્રોધપૂર્ણ રાજા થયો, ભમર ચઢાવી શીશ;
જઈ સુતને હાથે હણુ, રવિ ઉગંતે દીશ. ૭૧
હત્યા ન ગણુ બાળની, વચંન મારૂં જાય;
રાવત સઉ ઝાંખા થયા, કર્યો મહા અન્યાય ૭૨

### ચોપાઈ.

રાતે સર્વે રણમાં રહ્યુ, ઉગ્યો સૂર્ય ને વહાણુ થયુ,
પ્રાતઃકાળ થયો જેટલે, પુષ્પસેન જાગ્યો તેટલે. ૭૩
રવિ ઉગમતે તે ઉઠિયો, પાગ સમારી બેઠો થયો;
પ્રમદા આવી પાલવ ગ્રહ્યાં, રાજાને એમ વચન જ કહ્યાં. ૭૪
તમો વિના મેં રહ્યુ ન જાય, ઘડી એક વરસની થાય;
તમ દીઠે મુજ ભાગે ભૂખ, અણદીઠે ઉપજે મહા દુઃખ. ૭૫
રાય કહે ધિર રાખો તમો, વચન મારુ જે વરશું અમો,
વચન દેઇને મહીપતિ ગયો, મહેલ પોતાને દાખલ થયો. ૭૬
આવતો માયે નિરખ્યો તંન, ઉલટ વધી માતાને મંન;
કહો કુંવર ક્યાંથી આવિયા, સમાચાર શા શા લાવિયા. ૭૭
કોણે વાઘ હણ્યા કઇ પેર, રાજકુવર પધાર્યા ઘેર;
જીતી જશ તે કોણે લીધ, કેટલાને શરપાવ જ દીધ. ૭૮
મા શું વાઘ શું કહોછો તમો, વાત કશી પ્રીછું નહિ અમો;
રાતે તે શી થઇ છે વાત, ક્યાં ગયા છે મારા તાત. ૭૯

### દોહરા.

રાતે વાઘ બે આવિયા, સૈન ગયુ રણમાય;
નગરપડો વજડાવિયો, તું કયમ ન ગયો ત્યાંય. ૮૦
વચન સુણીને માતનું, ચાલ્યો રાજકુમાર;
અશ્વે બેસી એકલો, ગયો નગરથી બહાર. ૮૧
કટક સર્વે પાછું વળ્યુ, જાણે સાગરપુર;
કુંવર મળિયો વાટમા, ત્યાં ઉગમતે સૂર. ૮૨
પિતા સમિપે આવિયો, પાળો થઇ તે વાર;
કર જોડીને કુંવરે, કીધા જઇ જુહાર. ૮૩

### ચોપાઈ.

રાયની કરડી દીઠી દ્દષ્ટ, કુંવર મનમાં પામ્યો કષ્ટ,
કુંવર મનમાં ઝાંખો થયો, સૌની પાછળ પાછળ રહ્યો. ૮૪
રાજા આવ્યો રણમાં જઇ, સેના સૌ સૌને ઘેર ગઇ;
ચપક બેઠો આસન ચઢી, તેડયો કુંવરને તે ઘડી. ૮૫
નાનું મોટું નગરનું સહુ, મળી ખલક જોવાને બહુ;
સાચું કહો રહ્યા કયાં રાત, વળતી આવ્યા કયમ પરભાત. ૮૬
વળતી કુંવરે વચન જ કહ્યું, જયમ સરજ્યું હતું તેમ જ થયું;
લખ્યા લેખ કોઇના નવ મટે, ઘો આજ્ઞા જે મુજને ઘટે. ૮૭
રાજાજી જે કહો તે કરું, ઘો આજ્ઞા તે મસ્તક ધરું;
શાને પૂછો રાખણહાર, હું અન્યાયિ ઉભો આ ઠાર. ૮૮
બોલ્યો રાય ચડાવી રીશ, જાઓ કુંવરનું છેદો શીશ;
એની જે કો કરશે વાર, મારું તેને સાથે ઠાર. ૮૯.
ચંપક વાણી એમ બોલિયો, હાહાકાર નગરમાં થયો;
એહ વચન કરી માનો સત્ય, વાર ન લાગે કહે ભૂપત્ય. ૯૦
નગર લોક સૌ મનમાં લહે, કોણ એવો જઇ રાયને કહે;
બેઠી હતી રાણીજી જહાં, તે વાત વળતી ગઇ તહાં. ૯૧
મારા સુતને મારે આજ, તેનાં ચક્ષુ કરાવું ત્યાજ;
જો કોઇ લહે કુંવરનું નામ, તેનો દ્રેકું નિશ્ચે ઠામ. ૯૨
ચઢાવી દૃષ્ટિ છૂટે કેશ, ભરજોબનમાં બાળે વેશ;
રાણિએ મનં આણી ગર્વ, સોંઢાડી સાહેલી સર્વ. ૯૩
લાગી વારજ કરતાં વાત, સાહેલિયો મળી સૈંસાતઃ
સઉકો ખડ્ગ ઉઘાડાં કરી, રાજસભામાંહે સંચરી. ૯૪
જઇ નરપતિને કર્યાં પ્રણામ, માગું છું હુ એક ઇનામ,
રાય કહે માગો છો તમો, તે હાથથી નહિ આપું અમો;
તારાં મનથી માગ્યો સુત, ઉગારવા તું આવી પૂત. ૯૫

### દોહરા.

રાણિ મન વિમાસિયું, જાતનું કર્યું જતન;
જીવ્યાથી મરવુ ભલું, જો સુત જાય રતંન. ૯૬

ક્રોધ કરીને કામની, ધરી રાયશું રોષ;
શોક કરિ ઊઠી સભા, કોઇ ન દેશો દોષ. ૯૭
રાજાને કહ્યું રાણિયે, કોટે ગળશે જાત;
હમણાં તુજને લાગશે, સ્ત્રી હત્યા સંસાત. ૯૮
બ્રહ્મહત્યા છુટ્યા તણો, કોઇક કાળે પાર;
સ્ત્રીહત્યા જેણે કરી, નહીં નર્કમાં ઠાર. ૯૯

## ચોપાઈ.

વચન સુણી માતાજી તણું, કુંવર મન દુઃખ પામ્યો ઘણું;
સુત માને જઈ લાગ્યો પાય, ફોકટ બોલો કાં અન્યાય. ૧૦૦
મારા તાતનું વચન જ જાય, શે કામે આવે આ કાય;
જાયુ તે જાવાનું સર્વ, ગઈ દેહ તણો શો ગર્વ. ૧૦૧
મુજ પિતાથી ઉગારશો, જમકિંકરને ક્યાં વારશો;
એક વચન માટે બળી છળ્યો, પુરણ વચન પોતાને પળ્યો. ૧૦૨
હરિશ્ચંદ્ર અંત્યજ ઘેર રહ્યો, વીભીષણ લંકાપતિ થયો;
વચને પાંડવ વનમાં ગયા, વચને કૌરવ તો ક્ષય થયા. ૧૦૩
અહંકારી અભિમાની હોય, ચિરંજીવી જગમાં નહિ કોય;
જાઓ બેસો તમો રૂડી પેર, પ્રીછવી માને મોકલી ઘેર;
કહ્યું તાતને મૂકી મામ, તમો તમારૂં કરોને કામ. ૧૦૪

## દોહરા.

રાયે મન વિમાસિયું, મોટી હત્યા બાળ;
કુંવરને હાથે હણી, આણું મારો કાળ. ૧૦૫
કોલ પળે સુત ઉગરે, સ્ત્રીહત્યા નવ થાય;
કહ્યું પ્રધાનને તે કરો, પૂછો પંડિત રાય. ૧૦૬
તેડ્યા પંડિત પ્રીતશું, પ્રધાન પુછે જોય;
કહો કેમ સૌ ઉગરે, દિસે ન કોઇને દોષ. ૧૦૭
પ્રીત કરી પંડિત કહે, સુણો રાય એ સૂત્ર;
બોલ તમારો પાળવા, વનમાં કહાડો પૂત્ર. ૧૦૮
અમ શિર દોષ ન દિજીએ, સુણો રાય સુજાણ;
જેવી શાસ્ત્રોમાં ઘટે, એવી બોલું વાણ. ૧૦૯

### ચોપાઈ.

ક્રોધે બોલ્યો ચંપકરાય, કુંવરને કાઢો વનમાંય;
પછી પંડિતની ભાંગી ભૂખ, ટાળ્યું જન્મ બધાનું દુઃખ. ૧૧૦
પુષ્પસેને સજ્યો કેકાણુ, અંગે ધર્યાં ધનુષ ને બાણુ;
માગી શિખ ચાલ્યો જેટલે, પ્રધાનપુત્ર મળ્યો એટલે. ૧૧૧
પરસ્પરે રોયા બે જણા, રોતાં કાંઇ ન રાખી મણા;
પૂછે વિચાર બ્રાહ્મણ જન, વળતી મુજને કાઢે વન. ૧૧૨
વળતી મિત્ર ગયો તે ત્યાંય, રાજસભા બેઠી છે જ્યાંય;
માન દઇ મહિપતિને મળ્યો, એક અરજ મારી સાંભળો. ૧૧૩

### દોહરા.

વજીરસુત વાણી વદે, સુણો રાયજી સૂત્ર;
એક વચનને કારણે, વનમાં કાઢો પૂત્ર. ૧૧૪
એણે વચન તમ પાળિયું, ઉત્તમ કીધો ન્યાય;
વચન જાય તમ પુત્રનું, એ મોટો અન્યાય. ૧૧૫

### ચોપાઈ.

સુતને તેડીને પૂછિયું, સત્ય કહો કાલે કેમ થયું;
ક્યાંહાં રહ્યાતા કેને કાજ, સાચું બોલ તજીને લાજ. ૧૧૬
જે તારા મનમાંહિ હોય, મારી આગળ ભાખો સોય;
સુત કહે સાંભળો મહારાજ, વનમાં જાતાં હરખ્યો આજ. ૧૧૭
મુજને વહાલી નથી મુજ દેહ, સત્યે કરી માનોજી તેહ;
કાલે મુજને કૌતુક થયું, બીક થકી કોઇને નવ કહ્યું;
આજ તમે તાજ્યો છે ક્રોધ, તો સાચો બોલું પ્રતિબોધ. ૧૧૮

### દોહરા.

નેણુકમલ વહેવારિયો, નગર તમારા માંય;
બત્રિશ લક્ષણુ આગળી, તેને છે કન્યાય. ૧૧૯
કર્મસંજોગે તે મળી, નાખ્યો તેણે પાશ;
વચન દીધું પરવાતણું, ભાંગિ તેની આશ. ૧૨૦
આશા ભંગી જે કરે, કોલ બેકોલી થાય;
મહા નરકમાં માનવી, જરૂર તે તો જાય. ૧૨૧

ચંપક ચિત્તમાં ચિન્તવે, સર્વ સુણી વૃત્તાંત;
તરત શેઠ તેડાવિયે, અધિપતિએ એકાંત. ૧૨૨
મહાજન આવ્યા મલપતા, જ્યાં બેઠા છે રાય;
ભૂપે માન દિધું ઘણું, આવી નમિયા પાય. ૧૨૩
રાય કહે સુણ્ય શેઠજી, માગું છું હું માન;
નેણકમલ તુજ દીકરી, આપો અમને દાન. ૧૨૪
વળતા મહાજન બોલિયા, સાંભળ રે ભૂપાળ;
કન્યા અમો કયમ દિજિયે, બેસે શિરપર ગાળ. ૧૨૫
તમો ક્ષત્રિ અમો વાણિયા, તમો રાય અમો રાંક;
વરકન્યા પરણે નહીં, વૈસ્યો કાઢે વાંક. ૧૨૬

ચોપાઈ.

નરપતિ કહે નહિ મારો વાંક, એ કન્યાએ વાળ્યો આંક;
મુજ કુંવરને તેડી ગઈ, કિયો કોલ અમારી થઈ. ૧૨૭
તેને જઈ પૂછો નિરધાર, જે ધરે તે કરો વિચાર;
શેઠ સુણિ આવ્યા ઘરમાંય, પુત્રીને જઈ પૂછ્યું ત્યાંય. ૧૨૮
સત્ય વચન તું કહેજે આજ, જેમ કહે તે કરીએ કાજ;
પુત્રિ કહે વર એજ પ્રમાણ, નહિ તો મારા છાંડું પ્રાણ. ૧૨૯
શેઠે વાત ધારી તે ધ્યાન, દેઉં કુંવરને કન્યાદાન;
નવ આપું તો પુત્રી મરે, વળી રાજા મન વેરજ ધરે;
કહો છો તો રાજા લીજિએ, કન્યાદાન અમો દીજિએ. ૧૩૦

દોહરો.

મારી પુત્રી લાડકી, તમ સુત બાવન વીર;
જુગતું જોડું પરણશે, જ્યમ સાકર ને ખીર. ૧૩૧

ચોપાઈ.

રાજા કહે ન લગાડો વાર, સામગ્રી કરજો તૈયાર;
શાને વાર કરો એવડી, જાઓ પરણાવી દ્યો આ ઘડી. ૧૩૨
મંદિર આવ્યો વહેવારિયો, સમાચાર જઈ સ્ત્રીને કહ્યો;
કુંવરી તો ઇચ્છાવર વરે, ના કહિયે તો નિશ્ચે મરે;
શેઠાણિએ તે સુણિ લહ્યું, જઈ કુંવરીની આગળ કહ્યું. ૧૩૩

### દોહરા.

રાજકુંવર તને પરણશે, હમણાં જાશે રાન;
લખ્યું હશે તો આવશે, તું સુણ તારે કાન. ૧૩૪
કર્મે મારે જે લખ્યું, તે થાશે મુજ હાલ;
રૂડો ભુંડો મેં વર્યો, આ ઠેકાણે કાલ. ૧૩૫
તું જાણે વરું રાયને, બેઠી ચાવું પાન;
એ તો રહેશે ઓશિયો, સમજ આણિ સાન. ૧૩૬
કાલ સવારે કાઢશે, રઝળી ભરશે પેટ;
તાત કહે છે તાહરો, નહિ સુખ પામે નેટ. ૧૩૭
કન્યા માતાને કહે, કર જોડીને વાત;
માનું નહિ હું માવડી, ઘેલો થયો મુજ તાત. ૧૩૮
તાત શું બેઠો દીન થઈ, કરો ગણેશ આચાર;
લગન ચોઘડિયું જાય છે, હવે ન કરવી વાર. ૧૩૯
આવ્યો રાજા પરણવા, વાગ્યાં વડાં નિશાન;
પાટ બેસાડી પદ્મની, જાણે ઉગ્યો ભાણ. ૧૪૦
હાથ મેળાવ્યો હાથશું, આરોપી વરમાળ;
મુહૂર્ત્ત એકમાં ઉઠિયાં, પરણિ તે તત્કાળ. ૧૪૧
આશીર્વાદ વિપ્રો વદે, વેદ વદીને વાણ;
ચિરંજીવી રહે બે જણાં, બોલે લોક પ્રમાણ. ૧૪૨
પરણી ઉઠ્યાં પાટથી, ઉતારી વરમાળ;
મીંઢલ છેડા છુટશે, લખ્યું હશે તે કાળ. ૧૪૩
શિખ માગી નારી કને, હું પરદેશ પળીશ;
હુકમ લઈને હજુરનો, જાનાં તને મળીશ. ૧૪૪

### ચોપાઈ.

પુષ્પસેન પરણી પરવર્યો, માતાને જઇ ચર્ણે નમ્યો;
માતાજી અમો વન ચાલશું, લખ્યું હશે ત્યારે આવશું. ૧૪૫
મારા સમ જો દુઃખ દિલ ધરો, નયણે આંસુ શાને ભરો;
જ્યાં જાઉં ત્યાં સૂખ જ હોય, મુજને ગાંઠ ન શકે કોય. ૧૪૬
પ્રસન્ન થઇને શિખ દીજિયે, પ્રણામ લક્ષવરાં લીજિયે;
ચાલો કહેતાં જીવ જ જાય, પણ શું કરિયે કોપ્યો રાય. ૧૪૭

ચિરંજીવી જોડું ધરતણું, વાધે જશ તે બહુ સુખ ભણું;
મા કેહે સુત પહેલા આવજો, પદ્મીની પરણી લાવજો. ૧૪૮

દોહરા.

વચન માતનું શિર ધર્યું, ત્યાંથી ચાલ્યો જાય;
સામો જઇ ઉભો રહ્યો, જ્યાં છે રાજ સભાય. ૧૪૯
શીર નમાવ્યું તાતને, સભાને કર્યા જુહાર;
રાજા બેઠા ત્યાં જઇ, ચરણે નમ્યો કુમાર. ૧૫૦
રાજા મુખથી બોલીયો, જો સુત મારો હોય;
વનમાં જાજે એકલો, સાથ ન લેઇશ કોય. ૧૫૧
હું ને અશ્વ અમારડો, ન કરુ કોની આશ;
જો કો સાથે સંચરે, સુકૃત થાજો નાશ. ૧૫૨
સેવક સાથે સંચરે, તે કાયરનું કામ;
જાઉં વનમાં એકલો, પુષ્પસેન મુજ નામ ૧૫૩
એમ કહિ પાછો વળ્યો, ન હોય મન ઉચ્ચાટ;
પ્રધાનપુત્રે નિરખિયો, ઉપજ્યો મન ગેંગાટ. ૧૫૪
પ્રધાનસુત પાછો વળ્યો, હૈડું ફાટિ જાય;
સાથે આવું કયમ કરિ, વારી રાખે રાય. ૧૫૫
વળતી નિજ નારિ કને, આવ્યો રાજકુમાર;
નારે નિરખ્યો કેયતે, કીધું રુદન અપાર. ૧૫૬
નારિ પ્રત્યે નેહનાં, કહ્યાં વચન બે ચાર;
જો જીવશું તો આવશું, નહિ તો કોટી જુહાર. ૧૫૭

ચોપાઈ.

સ્ત્રી કહે અશ્વથકી ઉતરો, મારે હાથે ભોજન કરો;
મુજને સાથે તેડો આજ, સફળ થાય સૌ મારાં કાજ;
પ્રીતે પાનની બીડિ કરું, મારે હાથે મુખમાં ધરું. ૧૫૮

દોહરા.

ભોજનનું મને શું કહો, હું નવ પીઉં વાર;
વચન ન પાળું તાતનું, ધિક્ક મારો અવતાર. ૧૫૯
જો અશ્વેથી ઉતરું, લાજે જનની આજ;
હાલ હાલ કરી શીખ દ્યો, કીજે રૂડાં કાજ. ૧૬૦

## ચોપાઈ.

માયા મોહ ને મમતા તજો, એક મને ઈશ્વરને ભજો;
બુદ્ધિસાગર છે મારો મિત્ર, ઘણો ચતુર ને ઘણો પવિત્ર. ૧૬૧
રહેશે ઘણું તમારી પાસ, એથી કાંઈ ન થાય વિનાશ;
એ મુજ પ્રાણુ જ છે સાક્ષાત, સુખ દુઃખની તમે કરજો વાત. ૧૬૨

## દોહરા.

રાજાને નારિ કહે, કોલ અમારો એહ;
બારે વર્ષે ન આવિયા, તો પાડું મુજ દેહ. ૧૬૩
બાર વરસ પર એક દિન, જો વીતિને જાય;
છવ ધરું જો દેહમાં, નહિ મુજ એક પિતાય. ૧૬૪
કથ પાખે જે કામની, ભાળે નહિ સુખ ભોગ;
આટલું તમ પાખે તજું, સુખનો નહિ સંજોગ. ૧૬૫
સુલોચના વાક્ય—આઠ કટકે નીપજે, બે નારી નર ચાર;
તેમાં નપુંસક બે વરો, તે મેં તજ્યો આ વાર. ૧૬૬
ઉત્તર—ભોગીને મન ભાવતો, રામા સાથે રંગ;
રાજા કહે મેં પારખ્યો, પ્રમદા તેય પલંગ. ૧૬૭
પ્ર—મુખનું મંડન સરવથી, જેથી વાધે કામ;
તેહ તજ્યું મેં આજથી, નિર્મળ જેનું નામ. ૧૬૮
ઉ—દુર્લભ છે તે દેવને, ગઢિપતિ આગળ માન;
કામાતુર થાય દેખતાં, પ્રમદા તે તો પાન. ૧૬૯
પ્ર—સુંદર સરવર જળ ભર્યું, જ્યાં બૂડે સૌ કોય;
તેને પી કાંઈ નવ શકે, તમ વિણુ તજીશ સોય. ૧૭૦
ઉ—તેજ વધે તે દેખતાં, કામનિ વાધે કામ;
ભોગીનું મન ભાવતું, દર્પણુ તેનું નામ. ૧૭૧
પ્ર—સોળ સખિશું રંગે રમે, વહાલા ત્રણ કુમાર;
તે તજ્યું મેં આજથી, વાલા અપરપાર. ૧૭૨
ઉ—રાજે લેતા રાજવી, દેખીતા જડ દેહ;
હાર જીત હોડે કરે, (કર) શ્યામા સોગટ તેહ. ૧૭૩
પ્ર—શત આઠ બાંધ્યાં સામટાં, નાર કહેવાણી જેહ;
તુજ સરિખાને કારણે, હાથે ગ્રહી મેં તેહ. ૧૭૪

ઉ–ખરે મને તેને ભજે, (તો) ઈશ્વર આવે આપ;
માનુની તેં માળા કહી, જપતાં છૂટે પાપ. ૧૭૫
પ્ર–ચતુર નર ચિત્તે ધરે, દુરથી મેળવે દેહ;
વિજોગને સંજોગ કરે, પાડવજો પતિ તેહ. ૧૭૬
ઉ–ઉજ્જવલ ધરતી શ્યામ વરણુ, જળશું રાખે વેર;
કામનીએ કાગળ કહ્યો, પ્રીછ્યો તારી પેર. ૧૭૭
પ્ર–નારીએ નારી ગળી, જેથી શોભે કાય;
એ મુને આપી પરવરો, મહિપત મેળાવો થાય. ૧૭૮
ઉ–કાયા કનક સરીખડી, લઘુ રૂપ તે નામ;
વિનતા તમે વીંટી કહી, આંગળી કેરે ઠામ. ૧૭૯
પ્ર–જેને ખાધે વિષ ચઢે, તેનો શત્રુ થાય;
તે ઉપર વાહન કરે, કરજો તમ રક્ષાય. ૧૮૦
ઉ–અહિને ખાધે વિષ ચઢે, ગરુડ તેને ખાય;
તે ઉપર વાહન કરે, તે તો જદુપતિ રાય. ૧૮૧
પ્ર–પંચામૃત પાવન નકી, તેને કુંવર કેહેવાય;
તે ઉપર વાહન કરે, કરજો તમ રક્ષાય. ૧૮૨
ઉ–માઘ માસે મહાલે ઘણું, ગૌરી સૂત ગણાય;
ભસ્મ લગાવે શરીરપર, શ્યામા તે શિવ રાય. ૧૮૩
પ્ર–કુંવરી કેરો કર ગ્રહી, જન્મ સફળ જે થાય;
તાત રક્ષા કરે તેહનો, રાય તમારી કાય. ૧૮૪
ઉ–જળ કમળથી ઉપન્યો, જાણે સઘળો મર્મ;
શારદ તનયા તેહની, ભામની તે તો બ્રહ્મ. ૧૮૫
પ્ર–દેવ સકલ શુભ જોગણી, સકલ સિદ્ધ ઉમિયાય;
તુજને તે રક્ષા કરે, રાણી કહે સુણ રાય. ૧૮૬
ઉ–ચોરે ચૌટે ચાવડી, મસાણ ને મેદાન;
તમ રક્ષા કરે માવડી, સફલ હજો કલ્યાણ. ૧૮૭
વન વાડી તરુવર વિષે, ક્યાં પર્વત ક્યાં હાડ;
હું આરાધું ઈશ્વરી, પૂરે તારાં લાડ. ૧૮૮
પશુ પંખી ને માનવી, નર નારી ને રાય;
એ વશ થાજો તાહરે, રક્ષા કરો અંબાય. ૧૮૯

પર મૂલક પર દેશડે, પર ધરતી પર ગામ;
જ્યાં દેખે મુજ જેવડી, ત્યાં નવ ઘાલીશ હામ. ૧૯૦
ચાલુ કહેતાં ચમકશું, પુંઠ દીઠે જીવ જાય;
નેણાં પડશે નીકળી, કાળજું કટકા થાય. ૧૯૧
આભ પડે ધરતી ગળે, એવડું મારું દુઃખ;
જયારે તમને દેખશું, ત્યારે થાશે સૂખ. ૧૯૨
નરથી નારી એકલી, પગલે પગલે વંક;
દીસે દિન દિન દામણિ, કામની શીર કલંક. ૧૯૩
વહેના વળજો વાલમા, કરજો રૂડાં કામ;
એક સ્ત્રી પરણી લાવજો, દેજો મુને ઇનામ. ૧૯૪
પૂજ્ય અમારે એક તમ, અવર ન બીજો કોય;
અવર બીજો જો કરું, કુળમાં ખાપણ હોય. ૧૯૫
રાયે નારીને કહી, ચલાવિયો તોખાર;
એ અવસરે પ્રધાનસુત, આવ્યો એણે ઠાર. ૧૯૬
વિપ્ર વદન સુખડભર્યો, ધેન સવત્સી જાય;
સુધન તે શ્રીફળ ભર્યો, નિર્ખી હરખ્યો રાય. ૧૯૭
માલણ પુષ્પશું પરવરી, સાથે પુત્ર એક નાર;
કન્યા પરણી પ્રેમશું, આવે રાજકુમાર. ૧૯૮
એક ગુણકા ગુણ આગળી, સુંદર કરતી ગાન;
એ પલાણે સંચર્યો, હરખ્યો બહૂ સુજાણ. ૧૯૯
મદ ઝરતો ગજ નિરખિયો, મદ પીતો મછરાળ;
શુભ શુકન તે વાટમાં, દેખિ રિઝયો ભૂપાળ. ૨૦૦
બીજા શુકન તોરણ વિષે, તોરણ ઘેર બંધાય;
રાજા જમણો ઉતર્યો, પુરે મનની મન્છાય ૨૦૧
કર્યો પ્રણામ પ્રધાનને, વળો હવે કહ્યું વીર;
જીવ આપણો એક છે, દીસે દોય શરીર. ૨૦૨

ચોપાઈ.

પ્રધાનસુત તે પાછો વળ્યો, પોતે રાજા પંથે પળ્યો;
વેગે પાણી પંથ પળાય, મનમાં બીક ન આણે રાય. ૨૦૩
અનેક દિન એમ રસ્તે થયા, ભમતાં ભમતાં વનમાં ગયા;
રાજા ચાલ્યો વંનમાં વળી, મહાવનમાં એક જક્ષણી મળી. ૨૦૪

મોટા હાથ ને ભૂરા વાળ, આવીને બીવરાવ્યો બાળ;
કોણ છે ને કેમ આવ્યો અહીં, મુજ આગળથી જાઇશ કહીં. ૨૦૫
ઘોડા સાથે તુજને ગળું, ઘણે દિને મુને ભક્ષજ મળ્યું;
ત્યારે વાયક બાળક ભણે, હું શરણે આવ્યો તુજ કને. ૨૦૬
તમો કહો તે કામજ કરું, દ્યો આજ્ઞા તો મસ્તક ધરું;
જક્ષણીને મન આવી દયા, પ્રીત વચન રાજાને કહ્યાં. ૨૦૭

## દોહરા.

વળતી જક્ષીણી વદે, સાંભળ રાજકુમાર;
ભીડ પડે સંભારજે, હું આવીશ તે ઠાર. ૨૦૮
સિદ્ધ વચન તે શિર ધર્યું, વેગે ખેડ્યો બાજ;
ઘણે દિને જઇ નીસર્યો, કુંતીભોજ જ્યાં રાજ. ૨૦૯
નગર સમીપે જઇ રહ્યો, મળ્યો વિપ્ર એક ત્યાંય;
પૂછ્યું તેને પ્રેમશું, કોણ નગર કોણ રાય. ૨૧૦
વિપ્રજ વાણી બોલિયો, તું શે ન જાણે સંત;
ધાર નગર રળિયામણું, કુંતીભોજ રાજંન. ૨૧૧
વદન નમાવ્યું વિપ્રને, પછિ ખેલ્યો કેકાણ;
નગર અનુપમ નિરખિયું, જાણે ઉગ્યો ભાણ. ૨૧૨
ગઢ દિસે રળિયામણો, દેખી રિઝયો રાય;
સુવર્ણ કુંભે સુંદરી, જળ ભરવાને જાય. ૨૧૩
વડી જુક્તિ વાડિતણી, પુષ્પો ઝાડ વિશેક;
વર્ણન પુરતું શું કરું, કેતાં નાવે છેક. ૨૧૪
રાજસભામાં સંચર્યો, ઉત્તમ શોભા હોય;
નૃત્ય કરે વારાંગના, તે દેખી મન મ્હોય. ૨૧૫
પંડિત બેઠા પાંચસે, રાજકુળ છત્રીશ;
જોશી જુગતે ઓચરે, લક્ષણધર બત્રીશ ૨૧૬
જમણી પાસે જુગતશું, પ્રધાન જે ધનરાજ;
ડાબી પાસે બેટડો, કાન કુવર મહારાજ. ૨૧૭
કળાવંત કળા કરે, ગુણિજન ત્યાં ગુણ ગાય;
ચમર ઢળે ચોપાસથી, કનક સિંહાસન રાય. ૨૧૮

રાજસભા મનમાં વસી, હૈડે હરખ્યો રાય;
ક્યાં જઇએ આવું તજી, ઉત્તમ આજ સભાય. ૨૧૯
રાજસભામાં જઇ રહ્યા, સઉનાં રીઝયાં મંન;
માન દઇ બોલાવિયો, મન હરખ્યો રાજંન. ૨૨૦
પંડિત સૌને પ્રણમિયો, રાયને કર્યો જુહાર;
ભૂપતિ મન આનંદિયો, દેખી રાજકુમાર. ૨૨૧
કોણ તણા તમ બેટડા, કોણ તમારો દેશ;
કિયા મુલકથી આવિયા, પૂછે વાત નરેશ. ૨૨૨
પૃથ્વી દેશ અમારડો, તાત તો સરજનહાર;
ઉમેદવાર આગતણો, જ્યાં ધાર્યું કર્તાર. ૨૨૩
રાજસભા રાજી થઈ, બંધાવ્યો તોખાર;
ખાઓ પીઓ આનંદ કરો, એમ બોલ્યા દરબાર. ૨૨૪
અહીં રહો ઓળગ કરો, સહસ્ર ટકા લ્યો રોક;
કુંવર સાથ નિત્યે રમો, ન હોય મનને શોક. ૨૨૫
નિત્ય વાડિએ સંચરે, ચોરે ચૌટે જાય;
જાણીતો થયે નગરમાં, આવ્યા અમુલખ રાય. ૨૨૬
વાર્ત્તા સઘળે વિસ્તરી, સુંદર ચતુર સુજાણ;
જ્યાં બેઠી પદ્માવતી, દાસી કરે વિખાણ. ૨૨૭
કુંવરી કુંતીભોજની, પદ્માવતી અભિધાન;
શશિવદની મૃગલોચની, હીરા દંતસમાન. ૨૨૮
પ્રાન પ્રમાણે પેટ છે, અધર જાણે પરવાળ;
પોપટ વરણી નાસિકા, નાગણ સરખી ચાલ. ૨૨૯
નાગ ફેણ અંબોરડો, ભ્રુકુટી ધનુષ આકાર;
પાયે પદ્મ જ શોભતું, સોળ કળા વર્ષ બાર. ૨૩૦
ચૌદ વિદ્યા ચોસઠ કળા, ચોરાશી આસંન;
સો દાસી રંગે રમે, ક્રીડા કરે અનુદન. ૨૩૧
સાહેલી સોળ વર્ષની, સુલેખા તેનું નામ;
જ્યાં બેઠાં પદ્માવતી, તે આવી તે ઠામ. ૨૩૨

## ચોપાઈ.

હસતી રમતી ને બોલતી, આવી નિકટ દાસી ડોલતી;
વાત સુણો બાઈ અમતણી, અમને આપો વધામણી. ૨૩૩

તમ સરખો દિઠો એક ભૂપ, તમથી અદકું તેનું રૂપ;
કોઈ નગરનો છે રાજિયો, મહા સંકટે અહીં આવીયો. ૨૩૪
રૂપ સુરૂપ છે લક્ષણ સાર, કારણ રૂપ તણો અવતાર;
હેત કરી રાખ્યો છે રાય, તેની શોભા કહી નવ જાય. ૨૩૫
અશ્વ અનોપમ ઉપર ચઢ્યો, કાલ અમારી દ્રષ્ટે પડ્યો;
ચિત્ર લખેલી હુતો થઈ, સુધ બુધ મારી સર્વે ગઈ. ૨૩૬
વર્ષ સોળ બાઈ મુજને થયાં, એવાં રૂપ મેં નવ નીરખ્યાં;
સહિ માનજો મારું કહ્યું, રૂપ અલૌકિક મેં તો લહ્યું. ૨૩૭

દોહરા.

પદ્માવતી કહે પ્રેમશું, સાંભળ સહિયર એહ;
વખાણ તું કરે જેહનું, મુજને દાખવ તેહ. ૨૩૮
બાઈ બેસો માળિયે, નિરખાવું હું ચાલ;
કરવા સ્નાન સરોવરે, જાશે પ્રાતઃકાળ. ૨૩૯
હેત ઘણું હૈડા વિષે, જોબનમાં ભરપૂર;
રેણી રાતે વહિ ગઇ, રવિ ઉગમિયો સૂર. ૨૪૦
નારી બેઠી નિરખવા, ચોગમ દેખે વાટ;
ચાર ઘડીમાં આવિયો, ભાંગ્યા ભવ ઉચ્ચાટ. ૨૪૧
દુરથી દીઠો આવતો, ભાંગી મનની ભ્રાંત;
અશ્વ દોડાવ્યો પાટિયે, નીરખિયો એકાંત. ૨૪૨

ચોપાઈ.

પદ્માવતી બહુ દુઃખજ ધરે, મનડામાં વીચાર જ કરે;
ત્યાં રાજાને લાગી વાર, (તેય) નારીએ નવ છોડ્યો હાર. ૨૪૩
નૃપે નાહી વસ્ત્રો પેરિયાં, દંડવતો સુરજને કર્યાં;
સવા ગજ શિર ઉપર કેશ, છુટા મેલ્યા બાજે વેશ. ૨૪૪
ઘોડા ઉપર થયો અસ્વાર, છુટી ચાલે રાજકુમાર;
વાંકાં મેલ્યાં છોગાં બહુ, તે દીઠે હરખે છે સહુ. ૨૪૫

દોહરા.

ચાલે આગળ મલપતો, ને નિકળ્યો મેરાણ;
તત્ક્ષણ નિરખ્યો નારીએ, વાગ્યું મોહનું બાણ. ૨૪૬
કપૂર સરખો ઉજળો, કુંડળ ઝળકે કાન;
રૂપે કામ સરીખડો, દાતા કર્ણ સમાન. ૨૪૭

જો પરણું તો એહને, નહિ કર એસે પાપ;
અવર પુરુષ પૃથ્વી વિષે, સર્વ ભાઈ ને બાપ. ૨૪૮

ચોપાઈ.

કુંવર રાજસભામાં ગયો, નારીને મન શોક જ થયો;
સાહેલીને સાચું કહ્યું, રાય વિના નવ જાએ રહ્યું. ૨૪૯
આપું તને સોળે શણગાર, વળી એક મોતિનો હાર;
ઉપાય કરવો રૂડી પેર, જ્યમ ત્યમ તેડી લાવો ઘેર. ૨૫૦
રૂપ રંગ એનું નિર્ખિયે, નાત જાત એની પૂછિયે;
જોઇયે ચતુરાઇનો રંગ, પછી પરણું હું તેને સંગ. ૨૫૧

દોહરા.

બિડું ઝડપ્યું માનિની, ઉલટ અંગ ન માય;
જો નવ લાવું રાયને, ન આવવું મોલો માંય. ૨૫૨
કળાં માહરી જે કરું, સમજાવી લાવું ઘેર;
કરું બેહુને એકઠાં, હું તે રૂડી પેર. ૨૫૩

ચોપાઈ.

પ્રીત થકી પ્રમદા પરવરી, રાજસભામાં તે સચરી;
બેઠા કુંવર સમારે પાન, દાસીને ત્યાંહાં દીધાં માન;
ભલે પધાર્યાં નગરની માંય, પ્રીતે અમને કરો પસાય. ૨૫૪

દોહરા.

રાજા રીસે બોલિયો, કેમ આવી આ ઠામ;
કોણે તેડું મોકલ્યું, શું છે મારું કામ. ૨૫૫
બોલી રામા રીઝશું, કુંતીભોજ જે રાય;
પદ્મીની પદ્માવતી, બેટી તેની થાય. ૨૫૬
તમને દીઠા વાટમાં, માન્યું તેનું મન;
રાય તમારે કારણે, તજી બેઠી જળ અંન. ૨૫૭
તમ દીઠે ભોજન કરે, નહીંતર છાંડે પ્રાણ;
ચતુર હોય તો ચેતજો, નહીં તો થાશે હાણ. ૨૫૮
વીંછી કેરી વેદના, જેને વીતિ હોય;
તે જાણે તે દુઃખમાં, અવર ન જાણે કોય. ૨૫૯
સાંભળતાં વિસમે થયો, મનમાં પ્રગટ્યો તાપ;
એક કહાવ્યો વન વિષે, બીજું વળગ્યું પાપ. ૨૬૦

નારી અમો નહીં આવિયે, (એ) નારી કેરી દીશ;
તાત જાણે જો એહનો, છેદે બેહુનાં શીશ. ૨૬૧
પરનારી કેરો નેહડો, કરે એ સરવે ફોક;
સૂખે કો બેસે નહીં, વેરી સર્વે લોક. ૨૬૨
કેયાકીચક શત હણ્યા, રોળ્યો રાવણ રાય;
કૌરવ કુલ નિકંદન થયું, કામિની નેહે ત્યાંય. ૨૬૩
શરીર વહાલું શું કરો, મરવું એક જ વાર;
તે સાથે હેત જ કરો, બેસે શિરપર ભાર. ૨૬૪
નહીં માનો મારું કહ્યું, હત્યા બેસે ચાર;
સમ ખાધા છે સામટા, માનો રાજકુમાર. ૨૬૫
ત્યારે ગુણ જોઇ રીઝિયો, સુણી વિનતાની વાત;
રાજા મનમાં ચેતિયો, પણ છે નારી જાત. ૨૬૬
જોઉં ચતુરાઈ એની જે, મોટી ચતુર ગણાય;
કુંવરી કુંતીભોજની, પદ્માવતી કહેવાય. ૨૬૭

## ચોપાઈ.

દીધાં વચન વિનતાને હાથ, રાતે આવીશું તુજ સાથ;
કામ હોય તે કહેજો તમો, સર્વે કબૂલ કરશું અમો. ૨૬૮
હરખે દાસી આવી ત્યાં, રાજકુંવરી બેઠી છે જ્યાં;
રાણી જો બોલી પાળીએ, વધામણી મુજને આલીયે. ૨૬૯
સાંજે તેડીને આવશું, રાજકુંવરને અહીં લાવશું;
દુઃખે પાપે તો દીન ગયો, પછે સુરજ અસ્તાંગત થયો;
સખિઓ સાથે રંગે રમે, થયો સંધ્યાકાળનો સમે. ૨૭૦

## દોહરા.

પદ્માની દાસીને કહે, લગાડીશ નહીં વાર;
પ્રસન્ન કરું હું તુજને, લાવો રાજકુમાર. ૨૭૧
દાસી ચાલી વેગશું, આવી જ્યાં રાજાન;
સમ દેઈ સમજાવિયો, ચાલ્યો ચતુર સુજાન. ૨૭૨
આગળ દાસી સંચરી, પાછળ ચાલ્યો છેલ;
ધસમસતો મોલે ચઢ્યો, થઇ રહી રંગ રેલ. ૨૭૩
પદ્માવતી પ્રેમે કરી, દીધું ઘણુંએક માન;

સફળ જન્મ અમારડો, ઘેર આવ્યા રાજાન. ૨૭૪
પાટે બેસો ખાંતશું, લ્યો ચાવો આ પાન;
અમ ઉપર કરણા કરી, ત્રૂઠ્યા શ્રી ભગવાન. ૨૭૫
આશા પૂરો અમતણી, અમ ઘેર આવ્યા ઈશ;
રાજ પધાર્યા રીઝમાં, સફળ થયો આ દીશ. ૨૭૬
રાજા રીઝી બેસિયો, સન્મુખ ઉભી નારિ;
કોણ ધરતી કોણ દેશડો, પૂછે રાજકુમારિ. ૨૭૭
કોણ રાયના બેટડા, કયમ નિકળ્યા પરદેશ;
હુ પુછું છું પ્રેમશુ, દીસો બાળે વેશ. ૨૭૮

## ચોપાઈ.

શે કામે પૂછો છો ગામ, શે કામે પૂછો છો નામ;
જેહ કરે વિવાની વાત, તે પૂછે પીતાની જાત. ૨૭૯
જ્યાં વસું ત્યાં મારું ગામ, રજક લઈ આવ્યું આ ઠામ;
તારા તાતની ઓળગ કરું, મૃગયા રમવા સાથે ફરું;
લખ્યા પ્રમાણે રહીશું અમો, સત્ય કરીને માનો તમો. ૨૮૦

## દોહરા.

સમસ્યા–નારી બોલી નેહશું, તમો છો ચતુર સુજાણ;
પાંચ "પપા" પ્રિય પુરુષને, તેનાં કરો વખાણ. ૨૮૧
ઉત્તર-પાન પાઘ ને પદ્મિની, પરિમળ ને પોશાગ;
પાંચે પ્યારા પુરુષને, વળિ પૂછ સદ્‌ભાગ. ૨૮૨
સ–ધન ધન તારિ સૂઝને, ધન ધન રાજકુમાર;
પાંચ "ક" વહાલા કામિની, એહ હવે ઉચ્ચાર. ૨૮૩
ઉ–કાજળ કંકુ કંચવો, વળિ કસુમો કંત;
પાંચ "ક" વહાલા પદ્મિની, સુણજે નાર સુચત. ૨૮૪
સ–જુગતું બોલ્યા જાણિતા, લાગી મનશું રાજ;
પાંચ "કકા" નથી તુજ કને, તે તુ કહી દેખાડ. ૨૮૫
ઉ–કૂડ કપટ કુલક્ષણો, કૂડી મત કુમતિ;
એ પાંચે નથિ મુજ કને, સાંભળ રાજકુમારિ. ૨૮૬
સ–કહો છો છૈયે એકલા, તમ સાથે છે સાત;
પ્રગટ દેખું છું તમ કને, તે કહો સાચી વાત. ૨૮૭

ઉ–તીર તરકસ તરવાર ને, ભાલો ને તોખાર;
ઢાલ અને વળિ ચાબકો, સાત સાથી છે સાર. ૨૮૮
સ–જે મધ્યે ગંગા વસે, જટા ધરાવે શીશ;
નેત્ર ત્રણ તે કહો સુતે, નહીં ઉમીયાપતિ ઈશ. ૨૮૯
ઉ–વિશ્વામિત્રે સૃષ્ટિ સજી, કરે રુડાં તે કામ;
શ્યામા તે સમસ્યા કહી, શ્રીફળ તેનું નામ. ૨૯૦
સ–એક નરે નરને ગળ્યો, (એ) સરવે શોભાવંત;
અધીપતી અંગે અડ્યો, (કો) ચિત્ત વિચારી ચંત. ૨૯૧
ઉ–પાગ વિનાનો પરવરે, નર બહુ રાખે નેહ;
ઉજ્જવલ અંગે ઓપતો, જામો કહીએ તેહ. ૨૯૨
સ–પંખી ઉડે જીવ વિના, બેસે જેની ડાળ;
મૃત્યુ પમાડે દેખતાં, કહો સુજને ભૂપાળ. ૨૯૩
ઉ–કુંવર કહે સુણ કામિની, સૌ હું સમજ્યો એહ;
સમસ્યામાં સમઝાવિયો, તીર કહીને તેહ. ૨૯૪
સ–ઉત્તમ કુળથી ઉપની, તાતતણો જે તાત;
તે સાથે વિવા કર્યો, સમજો સજ્જન વાત. ૨૯૫
ઉ–મહિપતિ કહે સુણ માનિની, ઉત્તર આપું એહ;
એ સમસ્યા હું સમઝીયો, તક કહી જે તેહ. ૨૯૬
સ–શીર ઉપર ગંગા વસે, કોટે રુંઢની માળ;
વૃષભ વાહન કોણ કરે, શિવ વિણ કોણ ભૂપાળ. ૨૯૭
ઉ–એક ભરે એક ઠાલવે, નિત નિત નિરશું નેહ;
દીન દીન ફરતું દાખવે, રેંટ ચક્રનું જેહ. ૨૯૮
સ–નર એક અક્ષર ત્રણનો, અણિઆળું અતી રૂપ;
દુશમન જેથી ગાંઠીયે, ઉત્તર આપો ભૂપ. ૨૯૯
ઉ–કાયરને શૂરો કરે, શૂરાનો આધાર;
રઢીયાળો રીઝે ઘણું, કામિનિ તેહ કટાર. ૩૦૦
સ–અણિયાળી અતિ વાંકડી, ભમરાળી ભરપૂર;
નારિ વિના નર જાણિયે, નર નારીનું રૂપ. ૩૦૧
ઉ–મુખનું મંડન પુરુષને, અધિક વહે છે ઊંચ;
માન વધારણ મરદનું, માનુની તે તો મૂછ. ૩૦૨

સ-કો રુડો કોડામણો, તેજેમય નર કોય;
તાત્વેવર પાસે વસે, તેના ઘરમાં હોય. ૩૦૩
ઉ-જે વણુ ખેતી નીપજે, નહીં પાન નહીં ફૂલ;-
માનસરોવર માતુની, મોતી મોંઘે મૂલ. ૩૦૪
સ-નામ એક પણ નર બહુ, કામની એક બે કેથ;
આયુષ એનું સરીખડું, ચતુર વિચારો ચંત. ૩૦૫
ઉ-ઇંદ્ર વાહનથી ઉપજે, નારી દસને વીશ;
બે કર શોભે કામિની, પરમેશ્વર પૂછીશ. ૩૦૬

ચોપાઈ.

એવાં વચન વનિતાએ કહ્યાં, રાજકુમારે મનમાં લહ્યાં;
પ્રતિ ઉત્તર એનો આપિયો, સ્રીને મન ભૂપતિ ભાવિયો. ૩૦૭

દોહરા.

રામાને રાજા કહે, છો તમે ચતુર સુજાણ;
અમને ઉત્તર આપિયે, બોલ્યો રાય પ્રમાણ. ૩૦૮
સ-નર બે ગળિયા નારીએ, જગત છવાડણ જેહ;
તે નારી વહાલી નરને, અમ આગળ કહો તેહ. ૩૦૯
ઉ-ગૌર વરણ ને શ્યામ મુખ, અમી ઝરંતા નામ;
સ્વામી તમે સમશા કહી, કંચુકી કેરે ઠામ. ૩૧૦
સ-નારિ ઉપર બે નર ચઢ્યા, તે હેઠળ બે નાર;
પરખો એ પદ્માવતી, પૂછે રાજકુમાર. ૩૧૧
ઉ-જેનું બાંધ્યું જળ રહે, જળથી નીપજે જેહ;
બેહુ ઉદ્વાણી સૌત એ, પ્રીતે પૂછ્યું તેહ. ૩૧૨
સ-સાત બંધે બાંધીઆ, નારીને વહાલો જેહ;
રાજા પુછે હેતશું, અમ આગળ કહો તેહ. ૩૧૩
ઉ-શોભા કહી વિનતા તણી, શ્યામ જ વરણે સાર;
વેણુ ગુંથાવે વીનતા, સાંભળો રાજકુમાર. ૩૧૪
સ-તારી માએ જે વર્યો, તે થાશે તુજ કેથ;
સમસ્યા કેહે સન્મુખ થઈ, પ્રેમ થકી પૂછંત. ૩૧૫
ઉ-વાહન સુરનાયક તણું, તેથી ઉત્પન નામ;
ચતુર તે તો ચુડલો, કામિની કેરે ઠામ. ૩૧૬

સ—નર એક રૂપે રૂડલો, વરતુળનો આકાર;
સ્ત્રી કપાળે જઈ રહ્યો, પ્રેમદા ઓત અપાર. ૩૧૭
ઉ—નેત્ર નીહાળે સર્વનાં, તે સાચું નવ જોય;
તે મધ્યે તે નર વસે, અવળ ચાંદલો હોય. ૩૧૮
સ—એક નરે સ્ત્રી શોભતી, સ્ત્રી છે વાલિ અપાર;
ગળસ્થળે ચુંબન કરે, તે કહો રાજકુમાર. ૩૧૯
ઉ—કુંવરી કહે અકોટડી, તમે પુછિયું તેહ;
બીજું પુછો રાયજી, ઉત્તર આપું એહ. ૩૨૦
સ—સત નર બાંધ્યા બંધને, મળી નર બનિયો એક;
તે નર તારી પાસ છે, વહાલો સ્ત્રીને વિશેક. ૩૨૧
ઉ—કુંવરિ કહે સુણ રાયજી, ઉત્તર આપું એહ;
હાર નામ છે એહનું, તમે બતાવ્યો તેહ. ૩૨૨
સ—નરને નર વીંટી વળ્યો, તે ઉપર એક નાર;
તે તો શોભે સુંદરી, જેને શિર ભરથાર. ૩૨૩
ઉ—ભલું પૂછ્યું હો રાયજી, હોંસ ધરીને હોડ;
કંકણ પાસે કંકણી, કર્મવંતીનો કોડ. ૩૨૪

ચોપાઈ.

રાજાએ જે પૂછી વસ્ત, સ્ત્રીએ ઉત્તર કર્યાં સમસ્ત;
એક એકથી અદકી ચાતુરી, બાંધી ન શકે કોઇ બાકરી. ૩૨૫
માંહોમાંહિ હરખ જ ધરે, ત્યાં વિહંગના સખી ઉચ્ચરે;
તમો બેઉ છો ચતુરસુજાણ, તમ આગળ મુજ મતી અજાણ. ૩૨૬
બાઇ જો મન માને તાહરું, રાજા સાથે વાતો કરું;
કુંવરી કહે બોલજે સત્ય, મારાં લુણની રાખજે પત્ય;
હરખ ઘણો હઇએ આણીયે, બોલિયે જો બોલી જાણીયે. ૩૨૭

દોહરો.

પર પરાક્રમ પર ચાતુરી, પર લક્ષ્મી પર નાર;
તેશું વાદ ન કીજિયે, સાંભળ રાજકુમાર. ૩૨૮

ચોપાઈ.

વિહંગના વાણી ઉચ્ચરે, હેતે રાજા હઇડે ધરે;
તમો મુખે વદતાં લાજિયે, એક વેણ ઉત્તર આપિએ. ૩૨૯

દોહરા.

સ–ભરે ફાળ પણ મૃગ નહીં, નહીં શશલો કે શ્વાન;
મોં ઊંચું પણ મોર નહિ, સમજો ચતુર સુજાણ. ૩૩૦
ઉ–વાહન શુક્રાચાર્યનું, હરનિશ રે' જળ માંય;
જીભ વિના બોલે ઘણું, મેડક તે કહેવાય. ૩૩૧
સ–પીળો પણ પોપટ નહીં, કાળો પણ નહીં કાગ,
પાંખો પણ પંખી નહીં, ડસે પણ નહીં નાગ. ૩૩૨
ઉ–ખટ ચરણ છે તેહને, પરિમલ ભોગી હોય;
ભમરો તે તો ભામિની, જુવતી તે તો જોય. ૩૩૩
સ–નારી પણ નિર્બલ નહીં, કાળી પણ નહીં કોલ;
દરમાં રહે નહીં નાગણી, બુદ્ધ વિચારી બોલ. ૩૩૪
ઉ–કાયર કર શોભે નહીં, શૂરાને મન સાર;
(આ) ક્ષત્રિકદેહની રક્ષણી, તારુણિ તે તલવાર. ૩૩૫
સ–પઢતો પણ પંડિત નહીં, પૂર્યો પણ નહીં ચોર,
ચતુર હોય તો ચેતજો, મધુરો પણ નહીં મોર. ૩૩૬
ઉ–પવિત્ર પંખીની જાતમાં, વાચા બોલે વીર;
વનવાસી વન નીપજે, કામિની તે તો કીર. ૩૩૭
સ–શિશ મોટું પણ ગજ નહીં, ઝાઝું રહે જલમાંય;
પુછ મોટું છે તેહનું, વાંદર નહીં કહેવાય. ૩૩૮
ઉ–નાહાવણ સમીપે નીરખિએ, તોલ નહિ માંહિ તરત;
ઓળખતું શું એહમાં, કોશ વખાણો વરત. ૩૩૯
સ–ચાલે છે પણ ચરણ નહિ, ઉડે પણ નહિ પાંખ;
લાખે સાથે નવ રહે, સઉકો દેખે આંખ. ૩૪૦
ઉ–ઉડે તે આકાશ ભણી, ઘરમાં રહે ગેંગાટ;
ધુમાડો નિર્ધારિએ, વિચરે વસમી વાટ. ૩૪૧
સ–ચંચુ પણ ચકવી નહિ, માંજારી મુખ શ્યામ;
બે જીભો નાહ નાગણી, નરપત કહો તે નામ. ૩૪૨
ઉ–ડાહ્યાના દિલમાં વસે, પંડિતને પ્રિય પૂર;
લક્ષણ જોતાં લેખણી, નાણાવટીનું નૂર. ૩૪૩
રાજા મન રીઝ્યો ઘણું, જોઇ ચતુરાઈ એહ;
સાચું બોલ સુલક્ષણી, તું નહિ દાસી દેહ. ૩૪૪

## ચોપાઈ.

રાજા રીઝે બોલે વાણ, સાંભળ ચતુરાં ચતુરસુજાણ;
દીસો છો દાસીની જાત, બોલો છો વિદ્યાવંત વાત. ૩૪૫
બોલી દાસી નમાવી શીશ, હું સાચું બોલિશ આ દિશ;
દાસી પણ રાણીસું વસું, એહ વાતનું અચરત કશું. ૩૪૬
કુંવરી કહે ઉઠોજી રાય, ભોજનની વેળા વહી જાય;
તત્પર થઇ હેઠા ઉતરો, ભોજન મન ભાવંતાં કરો. ૩૪૭
આપું પાન હું મારે હાથ, રંગે રહો અમારી સાથ;
રાજા બોલ્યો રીસ જ કરી, અરે અબળા એ શું ઓચરી. ૩૪૮
પર નારીનો પાલવ જેહ, બેસે દોષ ઝાલતાં તેહ;
પર નારી તે પ્રત્યક્ષ છરી, તે સગે કોઇ નવ રેહે ઠરી. ૩૪૯
ઇજ્જત આબરુ તરત જ જાય, ક્ષય રોગ પરસ્ત્રી કહેવાય;
તારે શિર કોઇ સ્વામી હશે, પતિવ્રતા ધર્મ તારો જશે. ૩૫૦

## દોહરા.

હું પરણી છું પેટમાં, દષ્ટે ચડિયા આપ;
તમ વિણ બીજા પુત્ર જેહ, તે ભાઇ ને બાપ. ૩૫૧
જેમ ઘટે તેવું કરો, છોજી ચતુર સુજાણ;
ના કહીને જો નીસરો, તો તમને દઉં પ્રાણ. ૩૫૨

## ચોપાઈ.

રાજા કહે જાણે તુજ તાત, આપણુ બેની કરશે ઘાત;
વાલી નથી મુજને મુજ કાય, મુજને ચિંતા તારી થાય. ૩૫૩
વિનતા એ મૂકી દ્યો વાત, કહો જઇ પરણાવે તમ તાત;
આજ્ઞા લેવાને સંચરો, શા માટે વણ ખૂટે મરો. ૩૫૪
ચતુરાઇ નહિ ચઉટે વેંચાય, એળે જીવ તમારો જાય;
રૂપતણે છાંયડે બેસશો, પાન તજી પૃથ્વી પેસશો;
કુલવંતી કુલ શોધે જેહ, તે પરપુરુષશું ના કરે નેહ. ૩૫૫

## દોહરા.

ક્ષત્રિયનું એ કર્મ નહિ, કુંવરી કહે સુણ કર્ણ;
નાઠાથી છૂટે નહિ, માથે આવ્યું મર્ણ. ૩૫૬

ઉચ્ચાટ આળસુને નહિ, નિર્ધનને નહીં સુખ;
નપુંસકને ,ઘર નહીં, સંતોષીને નહીં દુઃખ ૩૫૭

## ચોપાઈ.

સુણિ હૃદયામાં રાજા હસ્યો, બોલ તેહનો મનમાં વસ્યો;
એ નારીની ભાગું આશ, જઇ પડીએ જમકિંકર પાસ. ૩૫૮
આશા ભાંગી એને નવ વરું, મહા પાપ તવ મસ્તક ધરું;
જો વરવાનું મનમાં ધરો, વિપ્ર તેડાવી મુજને વરો. ૩૫૯
પુરે સાખ જો બ્રાહ્મણ આપ, એ વાતે નવ બેસે પાપ;
પછી સંકટ જો આવી પડે, ઈશ્વર આપણી વારે ચડે;
વણ પરણે નવ પાલવ અહું, સાચી વાત સંક્ષેપે કહું.) ૩૬૦

## દોહરા.

ગોર પોતાના ઘરતણો, તેડી દીધું માન;
મુજ પરણાવી પરવરો, લ્યો મનગમતાં દાન. ૩૬૧
વિપ્ર પડ્યો વિચારમાં, વળગ્યું મુજને વ્યંગ;
મૃત્યુ મારું બે તરફ, પડિયો વિકટ પ્રસંગ. ૩૬૨
જો નૃપ જાણે તો હણે, કુંવરી ,કેમ દુભાય;
બેહુ પ્રકારે મોત છે, પંડિત મન પસ્તાય. ૩૬૩

## ચોપાઈ.

વળતી વનિતા વાણી વદે, વાડવ દુઃખ નવ ધરશો હૃદે;
જો રાજા ફેડે મુજ ઠામ, તારું નહિ લેવા દઉં નામ. ૩૬૪
પરણાવી આણે માળિયે, જન્મતણાં દુઃખડાં ટાળિયે;
કુંવરી કહે ગુરુજી સુણો, આશીર્વાદ ઋષિજી ભણો. ૩૬૫

## દોહરા.

જોડી લાકડે માંકડું, દક્ષિણા પામુ ક્ષિપ્ર;
વળતી અગીઆરાં ગણું, એમ વિચાર્યું વિપ્ર. ૩૬૬
કર્યું માહિરું મલપતું, ચોરીના થંભ ચાર;
મંગળ ફેરા ફેરવી, આરોગાવ્યો કંસાર. ૩૬૭
પ્રેમે પરણી ઉઠીયાં, પહોંની મનની આશ;
ભાવટ ભાંગી ગુરતણી, કહે કવિ શામળદાસ. ૩૬૮

જાણ્યા જોષી તેડાવિયે, પંડિત પુરાણી હોય;
અગમ નિગમ સર્વે કહે, પણ એ નવ લહે કોય. ૩૬૯

ચોપાઈ.

ત્યાં વિપ્રે વનિતાને કહ્યું, આપો શિખ ન જાયે રહ્યું;
તને અમે રુડું કહાવિયે, હવે ભણવા નહિ આવિયે;
સાચું માનો રૂડી પેર, હવે નહિ આવું તુજ ઘેર. ૩૭૦

દોહરા.

બોલી બત્રીસ લક્ષણી, સાંભળ વિપ્ર જ વીર;
લાજ અમારી તમકને, સોંપ્યું તુજને શીર. ૩૭૧
એક તાત જેણે જણ્યાં, બીજો તાત કરતાર;
ત્રિજો તાત તો ગોર છે, ચોથો અનદાતાર. ૩૭૨
બ્રાહ્મણ ભોળે ભાંખિયું, વશ થાશે સઉ લોક;
આશીર્વાદ અમારડો, શ્યામા છાંડો શોક. ૩૭૩

ચોપાઈ.

નર નારી મળી લાગ્યાં પાય, વિપ્ર શીખ લઈ થયો વિદાય;
સોંપ્યું ઘર ઘરણી વાસિયે, પછી વાડવ ચાલ્યો કાશિએ. ૩૭૪
રાણી રાયસું આનંદ કરે, હઈડે હોંસ અદકેરી ધરે;
ખાય પિએ ને દિન નિર્ગમે, કરે ચેન જે મનમાં ગમે. ૩૭૫
પ્રાતઃકાળ સમે પરવરે, રાજ સભામાંહીં સંચરે;
કુંતિભોજને હરખ ન માય, જાણે રખે નગરથી જાય. ૩૭૬
એમ કરતાં વીત્યા બહુ દંન, રાજાનું માન્યું બહુ મંન;
પ્રતિહાર નામે પેખિયો, ચતુરપણે મનમાં ચેતિયો. ૩૭૭
તેણે ત્યાં માંડી પડપૂછ, જેને મુખે નહોતી મૂછ;
રાત દિવસ ખુંખારા કરે, સઘળી વાત તે દિલમાં ધરે. ૩૭૮
આંખે કાણો ને વામણો, ભૂરા વાળ ને લક્ષમણો;
કુંવરી મોસાળતણો પ્રતિહાર, રાત દિવસ નવ છોડે દ્વાર. ૩૭૯
ગયા આવ્યાની તે શુદ્ધ લહે, ખબર જઈ રાજાને કહે;
મોટી વાત મનમાં તે લહી, કો આગળ તેણે નવ કહી. ૩૮૦
એમ કરતાં વાધ્યા બહુ દંન, ચેત્યો પોળિયો પોતે મંન;
ત્રણ વરસ એમ વીત ગયાં, ચોર થઈ નગરીમાં રહ્યાં. ૩૮૧

એક દિવસ એક કૌતુક થયું, સેજ વાતમાં લક્ષણ લહ્યું;
એક સમે બેઠા રાજંન, ગોર પધાર્યા તેણે દંન. ૩૮૨
મહિપતિયે દીધાં બહુ માન, આપ્યાં આભૂષણ ધન દાન;
પૂછે ધર્મધુરંધર ધણી, કહો કુંવરી કેટલુંએક ભણી. ૩૮૩
શા શા અર્થનું શીખી જ્ઞાન, ભાવા કવિતા સંગિત તાન;
કાવ્ય કોશ ને નૈષધ ન્યાય, કહો વાત જેથી સુખ થાય. ૩૮૪

દોહરા.

બ્રાહ્મણ વાણી બોલિયો, સાંભળ રાજા કર્ણ;
કુંવરીને મંદિર ગયાં, વર્ષ વીતિયાં ત્રંણ. ૩૮૫
બાલા બત્રીશ લક્ષણી, અદ્ભુત બુદ્ધિ અપાર;
શીખી વિદ્યા સર્વ તે, મેં છોડ્યો તે ઠાર. ૩૮૬
બ્રાહ્મણ ભોળે ભાખીઉં, બુદ્ધિમાં નહીં બકાત;
સવળાનું અવળું કરે, શાણી થઈ સાક્ષાત. ૩૮૭
ત્યારપછી જાત્રા ગયો, જોયું કાશી ગામ,
પૂછી જુવો તે પુનીને, બોલાવી આ ઠામ. ૩૮૮

ચોપાઈ.

એવું કહીને બ્રાહ્મણ જાય, પ્રધાનને તેડાવ્યો રાય.
પ્રધાન આવ્યો તેણે દીશ, આવી રાયને નામ્યું શીશ. ૩૮૯
જાઓ તમો કુંવરીને દ્વાર, આશિશ કહો અમારી સાર;
કહેજો ચિંતા તજજો તમો, વર રુડો જોઇયે છિયે અમો. ૩૯૦
શિખામણ દઈને આવજો, પ્રતિઉત્તર તેનો લાવજો,
પ્રધાન પધાર્યા રુડી પેર, તે આવ્યા કુંવરીને ઘેર. ૩૯૧
મલપતા મેડી પર ચઢ્યા, તે કુંવરીની નજરે પડ્યા,
ભલે પધાર્યા પ્રધાન આજ, ઉભી થઈને કીધી લાજ. ૩૯૨
કિયા દેશના વા વાઇયા, પ્રધાન મુજ મોલે આવિયા;
વાત સર્વ જાણું છું અમો, લેવા ખબર પધાર્યા તમો;
અલખત ધણી કઠું છું આપ, તે તો રાય પ્રધાન પ્રતાપ. ૩૯૩

દોહરા.

પરધાને જોઈ પદ્મની, મનમાં થયો અચેત;
નવ પલ્લવ થઇને રહી, (જાણે) વરખા ઋતુનું ખેત. ૩૯૪

શોભે સરોવર જળ ભર્યું, કમળ ઝળકે ન્યમ કોડ;
તે ઉપર ભમરો ભમે, જુવતી દીઠી જોડ. ૩૯૫
નેત્ર દીઠાં ચપલશું, ગલસ્થલ અતિ અનૂપ;
નૌતમ મુખડું નિરખતાં, વિસ્મય પામ્યો ભૂપ. ૩૯૬
ફૂળ ફળે જેમ વન વિષે, જેમ સાગરની લેર;
ફાળી ફળી વનસ્પતી, કામની દીઠી તે ઘેર. ૩૯૭
છે પ્રવેશ કોઇ પુરુષનો, વૃદ્ધ પામી એ જાત;
જે ખણુસે પડશે જ તે, કહેવી રાયને વાત. ૩૯૮
એક તો બેટી રાયની, બીજી જાતે નાર;
જે કરશે તે ભોગવે, મારો એહ વહેવાર. ૩૯૯
છાનું રાખ્યું નવ રહે, રાયની ચલાતું બુધ;
લાકડે માંકડું વળગાડીએ, જેમ રહે દોણી દૂધ. ૪૦૦

## ચોપાઈ.

વજીર વળતો બોલ્યો વાણ, સાંભળ કુંવરી ચતુરસુજાણ;
રાજાએ સાંભરિયાં આજ, મોકલિયો શુદ્ધ લેવા કાજ. ૪૦૧
કહ્યું છે ચિંતા તજજો તમો, વર રુડો જોઇયે છિયે અમો;
દેશ વિદેશ વિષે કહાવશું, વર રુડો ખોળી લાવશું;
ખાઓ પીઓ ને દિન નિર્ગમો, સખિયો સાથે સ્નેહે રમો. ૪૦૨

## દોહરા.

કુંવરી બોલી રીસશું, સાંભળ ડાહ્યા શેઠ;
વાત કરો વરવાતણી, પાળી મારું પેટ. ૪૦૩
વર નથી જોઇતો માહરે, નથી પરણ્યાના કોડ;
વરત કુંવારું આચરું, વ્રતમાં બેસે ખોડ. ૪૦૪
જઇ સંભળાવો તાતને, જેમ ચઢે નહિ રીસ;
તાત તુલ્ય તું માહરે, તારે ખોળે શીશ. ૪૦૫
રાજાને તો સાન નહિ, રાજાને તો કાન;
માને કહ્યું પ્રધાનનું, માટે માગું માન. ૪૦૬
વણિક સમો તો કોઇ નહિ, દીસંતો તે રંક;
વગર વજીરે વાણિયે, ખોઈ રાવણે લંક. ૪૦૭

## ચોપાઈ.

પ્રધાન કહે સાંભળરે સતી, એમાં કોઇનુ ડહાપણુ નથી;
જેવી ઇશ્વરની ઇચ્છાય, તે કોઇથી મિથ્યા નવ થાય. ૪૦૮
આજ્ઞા આપો તો સંચરું, કામ કાજ રાજાનું કરું;
શિખ માગીને શેઠ જ ગયો, રાજસભામાં આવી રહ્યો. ૪૦૯
રાજાએ દીઠો પરધાન, બોલાવીને દીધું માન;
કુંવરી લાડકવાઈ જેહ, શું બોલી કહો સાચું તેહ. ૪૧૦
ત્યારે વજીર મન વિચાર જ કરે, સાચું બોલ્યે અર્થ ન સરે;
વણિક જાત તો ડાહી હોય, તેને કળી શકે નવ કોય. ૪૧૧
પ્રધાનને સુણી ચિંતા થાય, સાચું કહેતાં કોપે રાય;
પ્રધાન બોલ્યો રુડી પેર, તમને મળવા તેડે ઘેર. ૪૧૨
કહ્યું તાત મળવા આવજો, સાથે કોઇને નવ લાવજો;
વળી કહ્યું છે બેઉ કરજોડ, નથી મારે પરણ્યાનાં કોડ. ૪૧૩

## દોહરા.

કુંતીભોજ સુણી કળકળ્યો, એ શું બોલી બાળ;
કુંવરીને મોલે જવા, તે ઉઠ્યો તત્કાળ. ૪૧૪
મોલે બેઠી માનિની, કહ્યું દાસિયે જાણ;
તમે બાયજી સાંભળો, આવે છે અહીં રાણ. ૪૧૫
શૃંગાર સર્વ તત્ક્ષણ તજ્યા, તજ્યા મૂખ તંબોળ;
કેમ કરી જોબન તજું, થઈ રહ્યો રંગરોળ. ૪૧૬
સુખ તજ્યું જાએ નહીં, તજી ન જાએ જાત;
તજી ન શકું ચાતુરી, જેમ ખીમાંની ભાત. ૪૧૭
રાય પધાર્યો વેગથી, કુંવરી આગળ જાય;
પ્રત્યક્ષ જઇ ઉભો રહ્યો, આસન બેઠો રાય. ૪૧૮
મારી કુંવરી લાડકી, વહાલી મુજ વિશેષ;
છત્રપતિ વર જોઇશું, દુઃખ માં ધરશો લેશ. ૪૧૯
બેટી બોલી બાપજી, શાને બોળો ગામ;
વ્રત કુંવારું આચરું, પરણ્યાનું શું કામ. ૪૨૦
પરણ્યામાં કાંઇ સુખ નથી, નહીં કરું એ કામ;
માળા કરમાં રાખિશું, જપિશું હરિનું નામ. ૪૨૧

### ચોપાઈ.

વાત કરતાં વર્ત્યું મૂખ, રાજા મનમાં પામ્યો દુઃખ;
નારી બાળનું નહીં એ મૂખ, પ્રવેશ થયો છે કોઇ પુરુષ. ૪૨૨
કોઇ નર સાથે એને નેહ, એ વાતમાં નહીં સંદેહ;
જેમ બેઠો તેમ ઉભો થયો, વણ શીખે મહિપતિ ચાલિયો. ૪૨૩
ઉદરની કુંવરીને શું કરું, માહી વાત હઇડે કેમ ધરું;
એકાંતે જઇ આસન કર્યું, પ્રધાનને તેડું મોકલ્યું. ૪૨૪
રાજા લક્ષણ છે બત્રીશ, જેને ઘેર તરુણી છે વીશ;
કામશાસ્ત્ર જે ભાવે ભણે, સ્ત્રીચરીત્ર ગણીતમાં ગણે. ૪૨૫
મહા ક્રોધથી થયો વિકાળ, કૃતાંત સરીખો દીસે કાળ;
કહે વજીરને સાંભળ વાત, આજ મેં દિઠો એક ઉત્પાત. ૪૨૬
તનયાનું મેં નિરખ્યું તન, નથી ધિરજ ધરતું મુજ મંન;
પુરુષ પ્રવેશ જાણું છુ થયો, નર કોઈ માળિયામાં ગયો. ૪૨૭

### દોહરા.

વજીર સુત વાણી વદે, ઘેલુ બોલો ભૂપ;
વરસ થયે વય પામીએ, જોબન બીજું રૂપ. ૪૨૮
રાતે વનસપતિ વધે, નર નારીનો આહાર:
એમ કરતાં માનો નહીં, તેડાવો પ્રતિહાર. ૪૨૯
તેને પૂછો પ્રીતસું, સાચુ કહેશે તેહ;
સત્ય હશે તે બોલશે, તેમાં નહિ સંદેહ. ૪૩૦

### ચોપાઈ.

પ્રતિહાર તેડવા મોકલ્યો, તત્ક્ષણ આવ્યો તે એકલો;
સાચી પૂછી છાની વાત, જૂઠું બોલે તો થાશે ઘાત. ૪૩૧
સાચી વાત ઇશ્વરને ગમે, સાચે સિદ્ધિ શોક જ સમે;
કુવરી મહેલ આવે છે કોણ, સાચું બોલી બતાવો વાણ. ૪૩૨

### દોહરા.

પ્રતિહાર બોલ્યો પ્રેમસું, સાંભળ રાજા વાત;
જો સત વચન કહેશું અમો, થાશે મોટી ઘાત. ૪૩૩
વેર વડાશું ન કિજિયે, વડિ નવ કીજે વાત;
વડા તણી વઢવાડમાં, રાંક જનોની ઘાત. ૪૩૪

રાજા કહે પ્રતિહાર સુણ, સાચી વાત તું બોલ;
જે હોય તે બક્ષીશ તને, પાળું મારો કોલ. ૪૩૫

### ચોપાઈ.

પ્રતિહાર વળતુ બોલિયો. મન તણો પડદો ખોલિયો;
એક રાજકુંવર ઉત્તમ આવિયો, ભૂપતિ તારે મન ભાવિયો. ૪૩૬
મહિપતિએ રાખ્યો મંદિરમાંય, તે રંગ મહોલમાં નિત્ય જાય,
કુડ કપટ ભાવે નવ ભાળિયો, જતાં આવતાં નિહાળિયો. ૪૩૭
ન્યાય અન્યાય જાણું નવ વિચાર, કરીને સમજો તમો સાર;
તેહતણી વીમાસણ થાય, અવર બીજું જાણું નહીં કાંય. ૪૩૮
સાચી વાત એ કહી છે તુંને, બીજો હોય તો મારો મુને;
એમ કહીને પોળિયો જાય, નૃપને મન ત્યાં ચિંતા થાય. ૪૩૯

### દોહરા.

પ્રતિહારે જે વાત કહી, વિહંગના સુણિ જાય;
ચેતાવી પદ્માવતી, કોપ્યો તુજ શિર રાય. ૪૪૦
વેળા વંડી આપણી, જો ચેતે તો ચેત;
ઉગર્યાનો ઉપાય નહિ, ઉતર્યું બાપનું હેત. ૪૪૧
પદ્માવતી બોલી પછી, સાંભળ સખી સુજાણ;
મુજ પતિને ચેતાવ જઇ, નહિ તો થાશે હાણ. ૪૪૨
લાવ તેડી આ મોલમાં, કરિએ કાંઇ વિચાર;
વિહંગના વળતી ગઇ, તેડી આવિ એ ઠાર. ૪૪૩
પદ્માવતી પ્રણમી કહે, ચતુર પુરુષ તું ચેત;
વેળા વંડી આપણી, ઉતર્યું રાયનું હેત. ૪૪૪
મુજ માટે તને મારશે, મોટી થાશે હાણ;
માટે મારા કયણ, માનો મારી વાણ. ૪૪૫
જીવશો તો નારી ઘણી, જીવ વિના સૌ શૂન્ય;
પરદેશે કયાંઇ પરવરો, શી છે તમારે ન્યૂન. ૪૪૬
તાત કહેશે તે સુણીશ, ધારીશ આજ્ઞા શીશ;
તમારો જીવ ઉગારજો, કોપ્યો નૃપ આ દીશ. ૪૪૭
સ્વામી કહે સુણ સુંદરી, નવ મૂકું આ ઠોર;
લાજે જનુની માહરી, નામ ધરાવું ચોર. ૪૪૮

મરવું માથે સર્વને, ચિરંજીવી નહીં કોય;
નાસું નહીં નિર્બળ થઇ, પ્રભુ કરે તે હોય. ૪૪૯

## ચોપાઈ.

તું ક્ષત્રાણિ કેરો તન, આજ અમારું માન્યું મંન;
મુજ માટે તુજને નૃપ હણે, હત્યા મનમાંહી નવ ગણે. ૪૫૦
તમ હાથે હું દેઉં વચંન, તમ સાથે પાડું મુજ તંન;
એને મન પુત્રીનું ઝેર, વડું વધ્યું છે મનમાં વેર. ૪૫૧
સાગવત કરું દેહ ઇહાં, વચન વિવેક કામિનીએ કહ્યાં;
મારું ચાલતાં મૂકાવીશ, નહિ તો તુજ સાથે જ મરીશ. ૪૫૨
પુષ્પક બોલ્યો ત્યારે જ ત્યાંય, વિચરું રાજસભાની માંય;
શ્યામા અમને શીખ જ દ્યો, છેલ્લો જુહાર માની લ્યો. ૪૫૩
રામા કહે સાંભળ રે રાય, ચતુર ન ધરશો મન ચિંતાય;
પ્રસન્ન જો પરમેશ્વર હશે, તો કલ્યાણ આપણું થશે. ૪૫૪
માગી શિખ ને થયો વિદાય, કુંવર ચાલ્યો રાજ સભાય;
બેઠો સન્મુખ ભૂપતિ ભણી, બીક ન આણી મન કોઇ તણી. ૪૫૫

## દોહરા.

રાજા પૂછે વજીરને, શો કરવો ઉપાય;
વાત બહાર નવ નીકળે, કામ આપણું થાય. ૪૫૬
વજીર વાણી બોલિયો, વાણી મારી સુણ;
જાણો તેમ તમે કરો, ના કહેનારું કુણ. ૪૫૭
રાયે તેડું મોકલ્યું, તેડાવ્યા ચંડાળ;
રાત સમે લઇ નિસરો, આણો એનો કાળ. ૪૫૮
નિશાની લાવો નેત્રની, મનની આગ ઓલાય;
કોઇને નહીં જણાવશો, એમ ઉચર્યો રાય. ૪૫૯

## ચોપાઈ.

એવી કીધી છાની વાત, અરણ અસ્ત અને થઈ રાત;
તેડાવ્યો ત્યાં રાજકુમાર, પાસે પતીત ઉભા ચાર. ૪૬૦
એની સાથ તમો પરવરો, આયુધ સર્વે અહિયાં ધરો;
પાળા પંથ જાઓ તે સાથ, હવે નવ પુછશો બીજી વાત. ૪૬૧

જાઓ રાખી પોતાનો ભાર, રાજા બોલ્યા તેણી વાર;
ગાજાએ મન આણ્યો ગર્વ, તે કુંવર મન સમજ્યો સર્વ. ૪૬૨

દોહરા.

રાજકુંવર વળતું વદે, હું ગર્જ્યો નહીં જાઉં;
જે કહો તે હાજર કરું, લુણ તમારું ખાઉં. ૪૬૩
લુણ હરામી જે કરે, વળી વિશ્વાસી ઘાત;
મિત્ર દ્રોહ વળી જે કરે, દાસી જેની માત. ૪૬૪
પાપ પૃથ્વીમાં છે ઘણાં, કહીએ લાખ કરોડ;
નથી કોઈ ત્રિલોકમાં, લુણ હરામી જોડ. ૪૬૫
તે માટે હું સંચરું, જ્યાં કહો ત્યાં સુજાણ;
જો કહો તો હાજર કરું, મુજ હાથે મુજ પ્રાણ. ૪૬૬

ચોપાઈ.

ઝાઝી શીદ કરો છો વાત, જાઓ તમો ચંડાળો સાથ;
વળતી છોડીને હથીઆર, રણમાં ચાલ્યો રાજકુમાર. ૪૬૭
પાંચે જણ ચાલ્યા જેટલે, જઇ પ્રધાન મળ્યો એટલે;
નિશા એક પહોર ત્યાં ગઈ, કોશ એક પહોંત્યા તે જઈ. ૪૬૮

દોહરા.

કહે પ્રધાન પતીતને, લઇ જાઓ છો વંન;
રાજકુંવરીએ જે કહ્યાં, તે તમે સુણો વચંન. ૪૬૯
જો આ કામ કરો નહીં, કામ તમારું થાય;
કુંવરીએ કહ્યું છે સુણો, ઉગારી લેજો રાય. ૪૭૦

ચોપાઈ.

એવું કહીને પાછો ફર્યો, કુંવરી પાસે તે પરવર્યો;
ચતુરા બેઠી ચિંતા કરે, દુઃખ ઘણું દિલમાં તે ધરે. ૪૭૧
એટલે ત્યાં આવ્યો પરધાન, બોલાવી દીધું ઘણું માન;
ખોળા ઉપર મેલ્યું શિશ, પ્રધાન ઉગારો આ દિશ;
માત તાત મોશાળ જ તમો, તમ થકી ઉગરિયે અમો. ૪૭૨

દોહરા.

પ્રધાન કહે પદ્માવતી, વેગે વાર ન થાય;
સખીને ધન દઇ મોકલો, તેડી લાવવા જાય. ૪૭૩

પસાય કરીને પતિતની, ભવની ભાવઠ ભાંગ;
હું મંદિર જાઉં માહરે, જન મોકલ તે જાગ. ૪૭૪
કાઢી મેલ તુજ કંથને, કોઇ નગર મોઝાર;
રાજા જાણે જીવતો, તો મારે તે ઠાર. ૪૭૫

## ચોપાઈ.

એવું કહીને ગયો પ્રધાન, તવ કુંવરીને આવ્યું જ્ઞાન;
કહે કુંવરિ કોને તેડિયે, રાત સમે વનમાં ખેડિયે. ૪૭૬
એકાંતે દાસિ તેડિયાં, ગુણિકા ભણી પંથે ખેડિયાં;
ચતુર ગુણકા ચંદ્રાવળિ, દાસિ જઇને તેને મળિ. ૪૭૭
તમને તેડે પદ્માવતી, અરજ કર્યાનું કારણ નથી;
પછિ દડવડ ગુણકા દડવડી, પદ્માવતીને મોલે ચડી. ૪૭૮
શા કામે બાઇ તેડી આજ, મુજ સરખું કંઇ દીજે કાજ;
પદ્માવતી તવ લાગી પાગ, ઓલવ આજ અમારિ આગ. ૪૭૯
આજ સકટ મારે અતિ ઘણું, તેથી કામ પડયું તમતણું;
રાજકુંવર મેં છાનો વર્યો, તાત અમારો ક્રોધે ભર્યો. ૪૮૦
તેહ તણું છેદાવે શીશ, પતિત પાઠવ્યા આણે દીશ;
વાર નથી લાગી એવડી, હમણાં લઇ ગયા આ ઘડી. ૪૮૧
છાના ગયા ન જાણે કોય, આવી પ્રધાને પ્રિછવ્યું સોય;
તેને જઇ ઉગારો તમો, દીન થઇ બોલું છું અમો;
રખે રાય નગરથી જાય, તેડી લાવો મેલો માંય. ૪૮૨

## દોહરા.

વળતી ચંદ્રાવળી વદે, શ્યામા તું તજ શોક;
જો નવ લાવું રાયને, સુકિત સર્વે ફોક. ૪૮૩
તેડિ લાવું તુજ કંથને, રાખુ મારે ઘેર;
ખબર કાઢવા મોકલો, દાસીને શુભ પેર. ૪૮૪
સાંભળ તરુણિ તુ વળી, જો નવ લાવું રાય;
જો પતિત તેને હણે, તું હણજે મુજ કાય. ૪૮૫
મનમાં દુઃખ રખે ધરો, છંડો ઉર ઉચ્ચાટ;
જાણો મહિપતિ મોલમાં, નવ કરજો ગોંગાટ. ૪૮૬

## ચોપાઈ.

એવું કહિને ગુણુકા જાય, વેગે જઈ પોતી વનમાંય,
પતીત દીઠા તેણે ચાર, આગળ ઉભો રાજકુમાર. ૪૮૭
ગુણુકા ત્યાં જઈ ઉભી રહી, પતીત આગળ વાણી કહી;
રાત સમે અહીં કેમ આવિયા, રાજકુંવરને કેમ લાવિયા. ૪૮૮
રાજકુવરને ચઢી છે રીશ, તમો ચારનાં છેદે શીશ;
રાજકુંવર કેમ માર્યો જાય, અર્દ્ધાંગના જેની તે થાય. ૪૮૯
રાત સમો છે મૂકી દિયો, જે જોઇયે તે મુજથી લિયો;
વળતી બોલ્યા તે ચંડાળ, અમ શિર શાને ઘો છો આળ. ૪૯૦
કુંતીભોજ બોલ્યો જે રાય, કેમ વચન તે મિથ્યા જાય;
લાગ્યું પાપ અમને બે પેર, કહો તો જાવા દઇયે ઘેર. ૪૯૧
રાજા કોપે જો તે ઠામ, લઇયે અમે તમારુ નામ;
ત્યારે ગુણુકા તે તો હસી, વાત એહ મારે મન વસી. ૪૯૨
કુંવર દેશ વિદેશે જશે, મહિપતિ શી રીતે જાણશે;
એહ વાતની શિ ચિંતાય, જેમ તેમ કામ તમારું થાય. ૪૯૩
સોનાની મહોરો સેં ચાર, વેંચી આપી તેણે ઠાર;
પતીત તો હઇડે હાખ્યા, હેમટકા નયણે નિર્ખિયા;
વળતી બોલ્યા મધુર વચંન, મૃગ મારિ લેશું લોચંન. ૪૯૪

## દોહરા.

દામ ઉગારે દેહને, જો કોપ્યો હોય દેવ;
શું બલિહારી દામડા, સમર્થ તું જ સદૈવ. ૪૯૫
વેરી આવી સેવા કરે, પરનારી વશ થાય;
જેને દમડો ગાંઠ છે, તેને શી ચતાય. ૪૯૬
ચતુરાઈ ચપળાઇ ને, ડહાપણ સર્વે શુધ;
કામન મોહન વશીકરણ, દમડે ચાલે બુધ. ૪૯૭
દમડો વાલો દેવને, દુર્લભ છે મન સાથ;
દમડાથી મુનિવર ચળે, તરુણી પસારે હાથ. ૪૯૮
અવર વશીકરણ શું કરે, વડું કારણ ગરથ;
એ તો મોટા અધિપતી, સહુ વાતે સમરથ. ૪૯૯

## ચોપાઈ.

પતીત શિખ માગી પરવર્યા, નગર ભણી ચારે સંચર્યા;
જઇ રાજાને કહ્યાં વચંન, લાવ્યા તેહતણાં લોચંન. ૫૦૦
મૃગતણાં દેખાડયાં ચક્ષ, રાજા આગળ ઉભા પ્રત્યક્ષ;
નૃપ કહે ક્યાંઇ ન કરશો વાત, કરશો તો તમને કરૂં ઘાત. ૫૦૧
એ વાત એટલેથી રહી, પુષ્પસેનની શી ગત થઇ;
વનમાં ઉગર્યો રાજકુમાર, તવ ગુણકાને કર્યો જુહાર. ૫૦૨
અમો વિચરશું દેશ વિદેશ, પુરમાં તમે કરો જ પ્રવેશ;
પદ્માવતીને કહેજો જઇ, લખ્યું હતુ તે વાત જ થઇ. ૫૦૩

## દોહરા.

ચંદ્રાવળી વળતી વદે, શોક હ્રદયનો ટાળ;
મુજ ઘેર આવો મહિપતી, વાચા મારી પાળ. ૫૦૪
ઉનો વા વાશે નહિ, લે નહિ કોઇ નામ;
પ્રીત ધરીને રાયજી, ચાલો મારે ધામ. ૫૦૫
તમં પરદેશી પંખિયા, વળી કોમલ તમ હાડ;
આવો મંદિર માહરે, માનું તમારો પાડ. ૫૦૬

## ચોપાઈ.

પદ્માવતીશું પરઠી હોડ, લાવું પતિ પહોંચાડું કોડ;
માટે મારો કોલ ન જાય, બીક તજી ચાલો ઘેર રાય. ૫૦૭
એવું સુણી મુખ બોલ્યો વાણ, સુણ ચંદ્રાવળિ ચતુર સુજાણ;
મારો તમે ઉગાર્યો જીવ, તમો અમો વચ્ચે છે શીવ. ૫૦૮

## દોહરા.

થનાર વસ્તુ જે હશે, તેહ થશે નિર્ધાર;
વચન ના લોપું નારિનું, મનમાં કર્યો વિચાર. ૫૦૯
સમ ખાઇ બે ચાલિયાં, આવ્યાં પુર મોઝાર;
જળહળ જ્યોત ઝળકી રહી, ગુણકા કેરે દ્વાર. ૫૧૦
દાસિ દાસ તેને ઘણાં, થઇ રહ્યો ગેંગાટ;
સુંદર આસન બેસવા, હેમ હીંડોળાખાટ. ૫૧૧
પ્રવેશ નહિ ત્યાં પુરુષનો, દીસે લીલા વિલાસ;
ખાઓ પીઓ દીન નિર્ગમો, રહો અમારી પાસ. ૫૧૨

શાક પાક ઘૃત નવનવાં, પાન સોપારી તેલ;
ખાટ તળાઈ ઓશિસાં, થઈ રહી રંગ રેલ. ૫૧૩
પદ્માવતીએ મોકલી, દાસી જોવા એક;
પતિ આવ્યો કે આવશે, જુઓ કરી વીવેક. ૫૧૪
દાસી ત્યાંથી સંચરી, જ્યાં ગુણકાનો વાસ;
રાજા દીઠો રીઝમાં, પોતી મનની આશ. ૫૧૫
ચંદ્રાવળી વળતી વદે, જુવતી જલદી જાય;
મહીપતિ છે મુજ મહોલમાં, વધામણી તું ખાય. ૫૧૬
દાસિ દોડતી ત્યાં ગઈ, સુણો બાઈ કહું વાત;
રાજા આવ્યો મોહોલમાં, મેં દીઠો સાક્ષાત. ૫૧૭
મુકતાહાર હીરે જડ્યો, જળહળ જ્યોત અપાર;
કંઠથી આપ્યો કાઢીને, ન્યાલ કરી તે નાર. ૫૧૮
ભાવઠ ભાંગી દાસિની, બહુ વિધ દીધું માન;
મહોત્સવ કીધો મોલમાં, દઈ જાચકને દાન. ૫૧૯
શણગાર સોળે મોકલ્યા, ચંદ્રાવળીને ઘેર;
તુજ પ્રતાપથી ઉગર્યો, રાખ્ય તું રુડી પેર. ૫૨૦
ચરણા ચોળી શોભતાં, નારિ કુંજર ચીર;
તુજથી અદકું કાંઈ નહિ, લાવી નણદી વીર. ૫૨૧

### ચોપાઈ.

એમ કરતાં વિત્યા બહુ દન, માન્યું રાજકુંવરનું મન;
ચંદ્રાવળીનાં મંદિર માંય, સભા ઈંદ્રના સરખી થાય. ૫૨૨
ચંદ્રાવળીએ છાની વિધ, નામ ઠામ પૂછીને લીધ;
એ વાત અહીંઆંથી રહી, પદ્માવતીની શી ગત થઈ. ૫૨૩
પદ્માવતીની જ્યાં છે માત, કુંતીભોજ ત્યાં જઈ કહે વાત;
શીખામણ કુંવરિને દિયો, સમજાવીને પાસે લિયો. ૫૨૪
આજ સુણી મેં વિપરીત વાત, તે સાચી માની સાક્ષાત;
ગોરે મંદિર તજ્યું તે તણું, પ્રતિહારે પણ જાણ્યું ઘણું. ૫૨૫
ત્રિજે જોઈ આવ્યો પરધાન, તેણે સંભળાવ્યું મુજ કાન;
ચોથો હું જોઈ આવ્યો દષ્ટ, કાયા નિરખી પામ્યો કષ્ટ. ૫૨૬
પાંચમું કહ્યું પરણનું નહિ, તે સુણિ ચિંતા મુજને થઈ;

મેં મોટો કીધો ઉત્પાત, રાજકુંવરની કીધી ઘાત. ૫૨૭
અતિ અલૌકિક એવું રૂપ, એ માટે મેં માર્યો ભૂપ;
સઘળું રાણી સાંભળી રહી, પછી બોલવા તત્પર થઈ. ૫૨૮
મારી કુંવરી એવી ન હોય, જૂઠું તમે બોલો છો સોય;
નથિ મુજ બેટીનો કાંઇ વાંક, શા માટે માર્યો નર રાંક. ૫૨૯
શરણે આવ્યો રાજકુમાર, વણ અપરાધે માર્યો ઠાર;
કોઇ નગરથી આવ્યો ઘેર, વડા સાથે બધારી વેર. ૫૩૦
રાય કહે મેં સઘળું લહ્યું, માનો સાચું મારું કહ્યું;
કુંવરીને મોસે જઇએ આજ, દ્યો શીખામણ તો રહે લાજ. ૫૩૧
એવું વચન કહી ગયો રાય, કુંવરી પાસે માતા જાય;
ચાંપી કુંવરી હ્રદયા સાથ, ગુઝ કરવાને બેઠી માત. ૫૩૨
મળ્યાં માતા ને દીકરી, અધિક હેત ઉચ્છંગે ધરી;
શા છે સમાચાર તુજતણા, સુણવા મને મનોરથ ઘણા. ૫૩૩

## દોહરા.

માતા બોલી માન દઇ, કેવી ખબર છે તુજ;
મળવા કારણ આવી હું, કહે બેન તું મુજ. ૫૩૪
પદ્માવતી થઈ ગળગળી, આંખે આંસુ ધાર;
શા માટે હું અવતરી, ધિક ધિક મુજ અવતાર. ૫૩૫
માર્યો રુડો મહિપતિ, બેઠું મોટું પાપ;
મુજ માટે હત્યા કરી, મૂરખ મારો બાપ. ૫૩૬
વળતી બોલી માવડી, સાંભળ પુત્રી સુજાણ;
કરવા ધાર્યું ઇશ્વરે, નિપજે એજ પ્રમાણ. ૫૩૭
ખાઓ પિઓ દિન નિર્ગમો, રમો સૈયરો સાથ;
શીખામણ દઇને વળી, મંદિર આવી માત. ૫૩૮

## ચોપાઈ.

શીખામણ દઇને ગઇ માય, રાણીને જઈ પૂછે રાય;
કહો પુત્રિનું જોયું રૂપ, દિલગીર થઇને પૂછે ભૂપ. ૫૩૯
રાણી કહે રાજાજી સુણો, ભુંડી વાત મુખ શાને ભણો;
જેવિ તેવિ પણ બેટી થાય, રુડે ઘેર પરણાવો રાય. ૫૪૦

રાય ગયો સાંભળીને વાત, તેડાવ્યા રાવત સેં સાત;
કુંવરીને મોલે સંચરો, રાત દિવસ ત્યાં ચોકી કરો. ૫૪૧
પુરુષ નામ આવે કોઇ વાર, વણ પૂછે હણજો તે ઠાર;
શીખ લઇ રાવત પરવર્યો, કુંવરિને મોલે સંચર્યો. ૫૪૨
રાત દિવસ ત્યાં રક્ષા કરે, મહોલે ફરતી ચોકી ફરે;
પછી રાયે તેડ્યો પ્રતિહાર, હવે ચુકીશ તો ખાઇશ માર. ૫૪૩
એક ગુનો મેં બખસ્યો સહી, બીજો ગુનો તો બખશું નહીં;
કપટ હોય તે કરજે જાણ, નીકર તારા ખોઇશ પ્રાણ. ૫૪૪
એવી સાચવી રાખો બાળ, માથે જેમ ન બેસે ગાળ;
એમ કરતાં દિન ઝાઝા ગયા, આઠ માસ ગુણિકા ઘેર રહ્યા. ૫૪૫
હૃદયમાં રાણિ સાંભરે, હાસ્ય વિનોદ હૈડામાં ઠરે;
રાણીને મન ભાવે અન્ન, રાજકુંવરશું માન્યું મન. ૫૪૬

દોહરા.

પૂછી પાર ગુણિકા લહે. ગામ ઠામ શુભ નામ;
રાત દિવસ સુખ ભોગવે, મનવાંછિત કરે કામ. ૫૪૭
બોલે મન આનંદસું, કરે નવ નવા રંગ;
હાસ્ય વિનોદ કરે ઘણું, ગુણિકા ધર આનંદ. ૫૪૮
એક સમે સજીને સભા, કુંતીભોજ જે રાય;
પંડિત બેઠા પાંચસે, જોષી જોષ પૂછાય. ૫૪૯
ક્યાં આ કન્યા દીજીયે, જુઓ પ્રશ્ન વિચાર;
લેણું હોય જે રાયથી, ત્યાં પરણાવું કુમાર. ૫૫૦
પંડિત વાણિ ઓચર્યાં, એક કરોને કામ;
મળતા વરીક જોઇયે, લ્યો વર કન્યા નામ. ૫૫૧.
ચંપક દેશથી તે સમે, આવી ગુણિકા નાર;
ભરજોબન વર્ષ સોળની, વિચરી રાજદ્વાર. ૫૫૨
રાત ગાંધર્વ સાથે પળે, સાહેલી સેં સાત;
રૂપ સ્વરૂપે આગળી, સંગિતમાં વિખ્યાત. ૫૫૩

સારઠા.

જાતે ગુણિકા વિખ્યાત, રાત ગંધર્વ સાથે ફરે;
સાહેલી સેં સાત, રૂપ સ્વરૂપે આગળી. ૫૫૪

સંગીત શાસ્ત્ર સુજાણ કોક શાસ્ત્રની ચાતુરી;
તેમાં તે પરમાણ, મોહ ઊપજાવ્યો માનુની. ૫૫૫
કામ સ્વરૂપી નામ, રાજસભા રીઝી રહી;
આવી તેણે ઠામ, પ્રણામ કીધો રાયને. ૫૫૬
વિપ્રને નામ્યું શીશ, અચળ રાજ નૃપ તુજ રહો;
છુવો કોડ બત્રીશ, મહિપત રીઝયો મન વિષે. ૫૫૭
શુક્ર ખલિત સહુ થાય, નારી નેણે નિરખતાં;
તે નીરખી નહીં જાય, અન્ન ઉદક લ્યો પાન ફળ. ૫૫૮
મન ગમતાં ભોજંન, નાચ ફરો પછી નૃત્યથકી,
રીઝી રહે રાજંન, પ્રધાન આદિ પંડિત સહુ. ૫૫૯
રાણી ને વળી રાય, નાનું મોટું નગરનું;
સહુકો જોવા જાય, શોભા જોતાં રીઝમાં. ૫૬૦
સારંગીનો અવાજ, તારકથી ને તંબુરો;
જંત્ર આદે પખવાજ, રભાની શોભા ઘણી. ૫૬૧
માંડ્યો ગુણકાએ નાચ, વસ્ત્ર ઉતાર્યાં ચકમાં જઈ;
સુખડ ઠેરે તાસ, અંગ રંગ કેશ કેશરી. ૫૬૨
પ્રીમળ પુષ્પ અપાર, ભમે ભ્રમરા બહુ ભાતના;
ધરતી ન સહે ભાર, લીલાં પીળાં કાર્યમાં. ૫૬૩
કીધા અતી ઉપાય, ફુદડી ફરતી નીસરી;
શોભે તેની સભાય, સર્વ જણા વિસ્મે થયા. ૫૬૪
જાણી વસ્ત્ર વિવેક, સકળ સભા નિરખે સહુ;
કોઈ ન પામ્યો છેહ, નગ્ન રહીને નૃત્ય કરે. ૫૬૫
સહુકો સુકયા જંન, સવા પહોર ફરી ફુદડી;
કોઇ નવ જાણે મંન, શુદ્ધ બુદ્ધ ભૂલ્યા સર્વકો. ૫૬૬
રમત કીધી ત્યાં ભંગ, વસ્ત્ર પહેર્યાં ચકમાં જઈ;
જોઇ રામાનો રંગ, રાજા મન રીઝયો ઘણું. ૫૬૭
આપ્યા બહુ તોખાર, આભ્રણ રથ અતિ આપિયા;
ભારે ગરથ ભંડાર, અશ્વ અને રથ પાલખી. ૫૬૮
આપ્યાં અતિસેં સાર, સલામ કરી શિરપર ધરી;
મન માન્યો બહુ ભાર, એક માસ આંહી રહો. ૫૬૯

ભૂપતી કહે આ દીશ, નારીએ નીચું નિહાળિયું;
સેહેજે ધુણાવ્યું શીશ, મહિપતિ મન ઝાંખો થયો. ૫૭૦
ક્રોધ કરી મન રીશ, રાજા રામાને કહે;
સાંભળ તું આ દીશ, શાણી સહુથી સુંદરી. ૫૭૧
સાંભળ ચતુરસુજાણુ, સત્ય ન કહો મુજ આગળે;
તો ઇશ્વરની આણ, પ્રેમદા કહે નવ પૂછશો. ૫૭૨
પૂછે થશે અનર્થ, સુખ લાગે દુઃખ રાયજી;
વાત જાય બધી વ્યર્થ, પછે અધીપ છો આપ તો. ૫૭૩
હમણાં કોપે તરત, રાંક જાત અમો શું કરૂં;
માથે આણો મરત, જે હોય તે બક્ષિસ ગુનો. ૫૭૪
જો તું સમજાવે કાજ, સભા જોઇ મુખ મરડિયું;
શા માટે તેં આજ, સ્યામા કહે સુણ રાયજી. ૫૭૫
દુઃખ લાગે કે સુખ, ચતુર નર આવ્યો ચંતમાં;
તેણે મરડિયું મુખ, વસ્ત્ર આભુષણ મેં તજ્યાં. ૫૭૬
કોઇ ન જાણે પેર, ચતુર નરને નિરખિયા;
તે ઓળખવા શેહેર, સોરઠ જોયો સામટો. ૫૭૭
મારુ ને મેવાડ, પશ્ચિમ દેશ મેં પેખિયો;
જેનાં કોમળ હાડ, સાગર ત્રટ ચંપાવતી. ૫૭૮
ચંપકસેન રાજંન, બત્રીસ લક્ષણ આગળો
પુષ્પસેન એક તંન, રૂપ સ્વરૂપે હદ વળી. ૫૭૯
જાણે સકલ વિવેક, નર સઘળા મેં નિરખિયા;
દષ્ટે આવ્યો એક, રાજા મન રીઝયો ઘણું. ૫૮૦
પહોંતા મનના કોડ, પરણાવું હું દીકરી;
હરીએ મેળવી જોડ, પદ્મણી કુંવરી માહરી. ૫૮૧

દોહરો.

પદ્મણી પુત્રી માહરી, બત્રિશ લક્ષણો એહ;
પરણાવું જો પ્રીતસું, દુધે વુઠે મેહ. ૫૮૨

ચોપાઈ.

બે દિન તે ત્યાં ગણિકા રહી, શિખ માગીને મારગ વહી;
રાજાએ તેડાવ્યા ભાટ, ચંપાવતીની આલો વાટ. ૫૮૩

વેગે જાઓ ચંપક ભણી, કહેજો જે કુંતલપુર ધણી;
તેને પુત્રી પદ્માવતી, રૂપ અનુપમ છે તે અતી. ૫૮૪
વિવાહ અર્થે મોકલ્યાં પાન, પુષ્પસેનને દેવું દાન;
કામ સિદ્ધ કરીને આવજો, સાથે જાન તેડી લાવજો. ૫૮૫
એ રીતે ઉચરે છે રાય, ચંદ્રાવળી આવી વળી ત્યાંય;
કુંતિભોજે જે જે કહ્યું, તે ચદ્રાવળીએ સુણી લહ્યું. ૫૮૬
એ રીતે બોલ્યો જે રાય, ચદ્રાવળીને હરખ ન માય;
મેં રાખ્યો છે પુષ્પક રાય, સકલ મનોરથ પૂરા થાય;
ભાટ વાટ ચાલે જેટલે, ચદ્રાવળી બોલી તેટલે. ૫૮૭

## દોહરા.

ગુણકા કહે સુણ રાયજી, કુંતીભોજ સુજાણ;
પુષ્પસેન અહિં પાઠવું, શું દેશો મુજ લાણ. ૫૮૮
દૂત મોકલવા નવ પડે, દિન ઝાઝા નવ થાય;
તેડાવું હું પાધરો, શું દેશો મુજ રાય. ૫૮૯

## ચોપાઈ.

રાજા કહે સાંભળ તું નાર, માગો તે આપું આ ઠાર;
તત્પર થઇને જાઓ તમો, જે કહેશો તે દેશું અમો. ૫૯૦
ચદ્રાવળી કહે તે વાર, પુષ્પકરાય હતો આ ઠાર;
રાખ્યો હતો તમે જે રાય, તે તો પુષ્પસેન કહેવાય. ૫૯૧
તાત વચનથી તે વન ગયો, નગર આપણે આવી રહ્યો;
હમણાં કહીં ગયો શે કાજ, તે તો તમે જાણો મહારાજ. ૫૯૨

## દોહરા.

રાજા કહે પ્રધાનને, માઠી ઉપની મત્ય;
વણ સમજે મેં મારિયો, રાજકુંવર ભૂપત્ય. ૫૯૩
કાં તો વિષ ખાઇ મરૂં, કાં કરૂં આતમઘાત;
જમાઇ હણ્યો મેં જુગતસું, અઘટિત કીધી વાત. ૫૯૪
વજીર કહે શીદ દુઃખ ધરો, શિદ આણો ચિંતાય;
ઘો વાયક ચંદ્રાવળી, પેદા કરશે રાય. ૫૯૫
ગુણિકા કહે માનું નહિ, રાજાનો વિશ્વાસ;
કોલ દિજીયે તાતનો, તો લાવું તમ પાસ. ૫૯૬

રાય સ્નેહિ માનું નહીં, જો સોંપી દે પ્રાણ,
સાઈ સોની ને સર્પની, માને પ્રીત અજાણ. ૫૯૭
સિંહ અહી ને છત્રધર, માને મિત્ર અજાણ;
જો તુઠે તો ગુણ કરે, રૂઠે તો લે પ્રાણ. ૫૯૮

ચોપાઈ.

નરપતિ કહે સાંભળ તું નાર, અમ શિર એવડો નવ દે ભાર;
કોલ મારો જો રીશ જ ધરૂં, જે માગે તે હાજર કરૂં;
સત વાત કહી છે બોલ, રામાને દીધો છે કોલ. ૫૯૯

દોહરા.

ગુણિકા કહે નૃપ સાંભળો, વાયક રૂડી પેર;
ચંપક કેરો બેટડો, મેં રાખ્યો છે ઘેર. ૬૦૦
પ્રધાન પ્રતાપે ઉગર્યો, આયુષ્ય એવું હોય;
મહોલે રાખ્યો માહરે, જેમ ન જાણે કોય. ૬૦૧
શાલ આપી સો લક્ષની, ગુણકાને દઈ માન;
ગયો કુંવરને તેડવા, કુંતિભોજ રાજાન. ૬૦૨
કર્યો પ્રણામ પ્રધાનને, ધન ચતુરાઈ આજ;
મુજ શિર હત્યા ઉતરી, રાખી મારી લાજ. ૬૦૩
એક વિપ્ર ને વાણિયો, વળી નદી નહિ ગામ;
રાજા કહે સુણ સુંદરી, તે ગોઝારો ઠામ. ૬૦૪
ઓચ્છવ કીધો અતિ ઘણો, મળિયા રાણા રાય;
પ્રધાન પાયે ચાલીને, કુંવર કને તે જાય. ૬૦૫
નગરપડો વજડાવિયો, ગડગડિયાં નિશાન;
રાજા ચાલ્યો તેડવા, જાચક કરે વખાણ. ૬૦૬
પુષ્પસેન પાસે જઈ, પુરપતિ લાગ્યો પાય;
અમ ઉપરે દયા કરો, કીધો જે અન્યાય. ૬૦૭
ઉઠી આલિંગન કર્યું, રથે બેસીને જાય;
કહે શામળ શું વર્ણવું, અદ્‌ભુત એ શોભાય. ૬૦૮
મહેલ પધાર્યા મહીપતા, કુંવરીને થયું જાણ;
મનમાં હરખી માનિની, ઉગ્યો કનકનો ભાણ. ૬૦૯

સુરત જોઈ સુખ ઉપન્યું, પદ્માવતીની માય;
રસબસ થઇ રહી રંગમાં, હઇડે હરખ ન માય. ૬૧૦
કનક થાળ હીરે જડ્યા, મૂક્યાં શુભ આસંન;
જોડે બેસી જુગતસું, કર્યું રાય ભોજંન. ૬૧૧
લવિંગ સોપારિ એલચી, બીડાં માંહીં બરાસ;
આરોગ્યાં આનંદશું, પોતી મનની આશ. ૬૧૨

## ચોપાઈ.

વળતી રાજા બોલ્યો વાણ, સુણજો પુષ્પક ચતુર સુજાણ;
બાળપણામાં બાળે વેશ, નિકળ્યા કેમ તમે પરદેશ. ૬૧૩
શા માટે તમે છાંડ્યો દેશ, મુજને માંડી કહો નરેશ;
વળતો બોલ્યો પુષ્પક રાય, માંડીને બધી કહી કથાય. ૬૧૪
ચંપાવતી નગરીનો રાય, ચંપકસેન તાત મુજ થાય;
સિંહ કેડે સેના પરવરી, મારે તાતે પ્રતિજ્ઞા કરી. ૬૧૫
જે નહી આવે રણમોઝાર, તેને હું તો મારું ઠાર;
સહુ લોકો સંઘાતે થયા, કર્મસંજોગ અમો રહી ગયા. ૬૧૬
મુજને હણતાં જાણ્યો દોષ, તાતે વન કાઢ્યો કરી રોષ;
તેથી અહિયાં આવ્યા અમો, પછી થયું તે જાણો તમો. ૬૧૭
જામાત્રનું સુણી વચંન; હર્ખ્યો કુંતિભોજ રાજંન;
પંડિત પ્રધાનને કહે રાજ, કરો હવે વિવાહનું કાજ. ૬૧૮

## દોહરા.

પુત્રીને જઈ કહે પિતા, કરીને અતિસે ક્રોધ;
વણ પરણ્યે દંપતી થયાં, કિધો ધર્મ વિરોધ. ૬૧૯
પદ્માવતીએ ગોરને, તેડી પૂરાવી શાખ;
ગોર કહે અન્યા નથી, રાજા રીશ ન રાખ. ૬૨૦
જેમ ઓખાનું નારદે, કર્યું સંક્ષેપે લગ્ન;
વિધિવત્ પછી બાણાસુરે, કર્યું લગ્ન થઇ મગ્ન. ૬૨૧
મેં પણ સંક્ષેપે ક્રિયા, કરી પરણાવી એમ;
વિધિવત્ હવે વિવા કરી, પરણાવો તમે તેમ. ૬૨૨
તિહાં લગન લેવરાવિયાં, પહોંત્યા મનનાં કોડ;
કહે શામળ શું વર્ણવું, જુગતે જુક્તિ જોડ. ૬૨૩

### ચોપાઈ.

રાજાએ કરી નગર શોભાય, આણુ ફેરવી' તે પુરમાય;
અજવાળિયાં મહેલ માળિયાં, શણગારિયાં ગોખ જાળિયાં. ૬૨૪
ઘેર ઘેર ગાયે મંગળ સહુ, રાજાએ ધન ખર્ચ્યું બહુ;
ભાટ ચારણો માગણહાર, બ્રાહ્મણનો નવ લહીયે પાર;
પ્રધાન સઉ ઉતારે ફરે, નગર બધુ ત્યાં ભોજન કરે. ૬૨૫

### દોહરા.

પીઠી ચોળી પદ્મણી, કનક કચોળા માંય;
કસ્તૂરી લેપન કરી, સુગંધી જળથી નહાય. ૬૨૬
એક સુગંધ શરીરનો, બીજો પુષ્પનો હોય;
ભમરા ગુંજારવ કરે, દેખીને મન મોહ્ય. ૬૨૭

### ચોપાઈ.

પીઠી ચોળી રાય શરીર, મંજન કીધું નિર્મળ નીર;
વર રાજા વરઘોડે ચડ્યા, દુંદુભીએ ડંકા ગડગડ્યા. ૬૨૮
વાગે ઢોલ નિશાને ઘાય, સૌના મનમાં હરખ ન માય;
ગજ તુરંગ તણી બહુ હાર, તે ઉપર બેઠા શ્રુંગાર;
તોરણ આવ્યો પુષ્પકુમાર, સાસુએ પોંખ્યો તે વાર. ૬૨૯

### દોહરા.

કર્યું મનોહર માહ્યરુ, ચોરિના થંભ ચાર;
પધરાવી ત્યાં પદ્મણી, વર્ત્યો જે જે કાર. ૬૩૦
વાજાં વાગે અતિ ઘણાં, ગુણિજન ત્યાં ગુણ ગાય;
વરણે છે પદ્માવતી, જોડે પુષ્પક રાય. ૬૩૧
હાથ મેળવ્યો હેતસું, દીધું કન્યાદાન;
હાથી ઘોડા આપિયા, દઈને મોટું માન. ૬૩૨
મંગળ ફેરા ત્યાં ફર્યાં, આરોગ્યા કંસાર;
મંગળ ગાયે માનિની, હરખ્યાં સ્ત્રી ભર્થાર. ૬૩૩
પગ પખાળ્યા રાયજી, જાણે બાવન વીર;
રાણીજી મન હરખિયાં, જેમ સાકરમાં ખીર. ૬૩૪
વર કન્યા અતિ હરખશું, આરોગે કંસાર;
અંગે આનંદ ઉપન્યો, જિત્યો સકળ સસાર. ૬૩૫

પ્રીતે પરણી ઉઠીયાં, પામ્યાં અતિ ઉલ્લાસ;
સુખ પામી અતિસે ઘણું, કહે કવિ શામળદાસ. ૬૩૬
પ્ર-પેહેલું મંગળ વર્તતાં, વનિતા બોલી વાણ;
રાતી વસ્તુ વખાણીએ, તમો છો ચતુર સુજાણ. ૬૩૭
ઉ-રાતી પાની પગતણી, રાતા અધર પ્રવાળ;
રાતો રંગ મહેંદીનો, શુક નાસા પણ લાલ. ૬૩૮
પ્ર-શ્યામ નીલ ને પીત વળિ, વસ્તુ શ્વેત વખાણ;
કહો એટલું કંથજી, જો છો ચતુર સુજાણ. ૬૩૯
ઉ-શ્યામ તો કીકી આંખ્યની, શ્યામ ભમર શુભ ભાગ;
શ્યામ તો અંજન આંજ્યું, શ્યામ તો વેણી નાગ. ૬૪૦
નીલી પહેરી કચુકી, નીલ કમળનું ફૂલ;
નીલું કંકણ ચૂડલે, નીલું ત્રાજુ અમૂલ્ય. ૬૪૧
પીળું સુવર્ણ શોભતું, પીળી કેસર આડ;
પીળાં પટકુળ પહેરીઆં, જોતાં મોહ પમાડ. ૬૪૨
શ્વેત નેણ છે શોભિતાં, શ્વેત શશીસમ મૂખ;
શ્વેત હાર મોતિ તણો, જોતાં ભાંગે ભૂખ. ૬૪૩
પ્ર-બાંધ્યા તાંતણે સસ નર, એવા નર મળી ચાર;
એહ બતાવો રાયજી, થઈ તેની એક નાર. ૬૪૪
ઉ-પુષ્પક બોલ્યો પ્રીતથી, તમે જુઓ આ ઠામ;
પૂછો છો જે પ્રેમથી, ચોરી એનું નામ. ૬૪૫
સત્ય કહો છો રાયજી, હું હરખી મન આજ;
વિઘ્ન જજો સઉ તમતણાં, અવિચળ તપજો રાજ. ૬૪૬
ચાર વેદની ધૂન થઈ, આશીર્વચન ભણાય;
આજ્ઞા માગી ગોરની, ઉઠ્યાં વર કન્યાય. ૬૪૭
ગોત્રજ પાસે આવિયાં, રમવા પાસા સાર;
ત્યાં જિત્યાં પદ્માવતી, હાર્યો રાજકુમાર. ૬૪૮
ત્યાં કૌતક વિધવિધ કરે, રાયને હરખ ન માય;
મીંઢળ છેડા છોડીયા, ગુરુને લાગ્યાં પાય. ૬૪૯
મંદિરમાં રહી માતની, ગયો સભામાં રાય;
કહે શામળ શું વર્ણવું, રાજકુંવર કન્યાય. ૬૫૦

ઉત્તમ આસન ઉપરે, બેઠો રાજકુમાર;
બંદિજન જશ વર્ણવે, હરખ્યા લોક અપાર. ૬૫૧

## ચોપાઈ.

વર કન્યાના પહોંચ્યા કોડ, જુગતે જુગતી મળી છે જોડ;
રાજા રાણી રંગે રમે, કરે વિનોદ જે મનમાં ગમે. ૬૫૨
વળી સસરાની સાથે રાય, મૃગયા રમવા કારણ જાય;
એમ કરતાં દિન ઝાઝા ગયા, ત્યારે રાય ચિંતાતુર થયા. ૬૫૩
સાંભરિયાં ત્યાં મા ને બાપ, તનમાં અતિશે ઉપન્યો તાપ;
પિતા સાંભરે વારંવાર, આંખે આવે આંસુધાર. ૬૫૪
માતા સાંભરે પુષ્પાવતી, આણ્યો શોક હૈડામાં અતી;
સુલોચના સંભારી - મંન, હૈડું ફાટે કરે રુદંન. ૬૫૫
જે પરણી મૂકી તે હાર, તેહ સાંભરે વારંવાર;
ઘર મૂકીને ત્યાંથી વળ્યાં, વરસ અગિયાર પૂરાં થઈ ગયાં. ૬૫૬
સુલોચનાનું વચન સાંભર્યું, બાર વરસ વીત્યા પછી મરું;
જો મરશે તો હત્યા થાય, અવતાર એનો એળે જાય. ૬૫૭
એમ કહી મૂક્યો નિઃશ્વાસ, પદ્માવતી તવ આવી પાસ;
રામાએ દીઠું ત્યાં મુખ, દિલગિર જોઇને પામી દુઃખ. ૬૫૮
પાય નમીને ઉભી રહી, શા માટે ચિંતા ચિત થઈ;
રાયે વાત વર્ણવી કહી, જેટલી વાર્તા આગળ થઈ. ૬૫૯
મુજને મોટી તે ચિંતાય, નાર મરે તો હત્યા થાય;
વણ તેડ્યો અહીંથી જો જાઉં, તરણાતુલ્યે હલકો થાઉં. ૬૬૦
એવી વાત કરે જેટલે, ચંદ્રાવળી આવી તેટલે;
વળતી ગુણકા બોલી વાણ, બોલો સાચું ચતુર સુજાણ. ૬૬૧
શે કારણે તમે દુઃખ ધરો, મુજ આગળ સાચું આચરો;
આપ વીતિ જે વાર્તા થઇ, ગુણકા આગળ માંડી કહી. ૬૬૨
ગુણકા કે ત્યાં જાશું અમો, શોક મનનો ટાળો તમો;
રાજા કહે જે જો જો ગામ, અમારું ત્યાં જઇ લેજો નામ. ૬૬૩
પુરની ચરચા જો જો સોય, ત્યાં અમને સંભારે કોય;
જઇને ત્યાં ચેતાવો રાય, ચાર હત્યા શિર પર નવ થાય. ૬૬૪

માત તાત ને ત્રીજી નાર, ચોથો મારો જીવ ઉગાર;
ચંદ્રાવળી ચાલી મદ ભરી, ગુણુકા તે પંથે પરવરી. ૬૬૫
ગુણુકા ત્યાંથી વાટે થઇ, ખટ માસે ચંપકપુર ગઇ;
ચંપાવતીને ચંપક સુત્ર, ફરી ફરી સાંભરે છે પુત્ર. ૬૬૬
સાગર દુઃખ હઇડામાં ધરે, નયણે બંને આંસુ ભરે;
વગર ગુનેહ કાઢ્યો કુમાર, પાપી પ્રાણુ તજશું આ ઠાર. ૬૬૭
તેડી લાવે મારો તંન, ભાવઠ ભાંગું કહે રાજંન;
ચંદ્રાવળી તે માર્ગે વહી, એક માસે રાજા ઘેર ગઇ. ૬૬૮
નગરે પડો વાજે તે દીશ, ગુણુકાએ જઇ નામ્યું શીશ;
પ્રધાન બોલ્યો ગુણુકા સાથ, નાટકની નવ કરશો ગાથ. ૬૬૯
રાજાને મન દુઃખ છે ઘણું, માટે નૃત્ય ન જુવે તમતણું;
શોકાતુર છે અતિ ઘણો, વિનતા નહીં માને તમતણો. ૬૭૦
ચંદ્રાવળી જોડીને પાણુ, બોલી પ્રધાન સમીપે વાણુ;
ત્યારે ગુણુકા બોલી વાત, શું દુઃખ છે રાજાને ભ્રાત;
મુલકનાં ફરનારાં અમો, સાચું વાયક સુણુજો તમો. ૬૭૧

દોહરા.

ત્યારે પ્રધાન બોલિયો, સાંભળ તું ગુણુકાય;
પુષ્પસેન એક બેટડો, કાઢ્યો છે વનમાંય. ૬૭૨
વર્ષ એકાદશ વહિ ગયાં, ઉપર થયા ખટ માસ;
તે કુંવર આવ્યો નહિ, માટે મન ઉદાસ. ૬૭૩
પુરું વર્ષ થયા પછી, નારી તજશે પ્રાણુ;
વાત ચાલશે વિશ્વમાં, હસવું ને વળી હાણુ. ૬૭૪
માતાએ અન જલ તજ્યું, તાત ત્યાગશે દેહ;
જોતાં વાટ ન આવીઓ, જેમ બપૈયો મેહ. ૬૭૫
ગુણુકા કહે શીદ દુઃખ ધરો, મુજને આપે લહાણુ;
અહિં આણુીને આપશું, ચતુરા ચતુર સુજાણુ. ૬૭૬
વારો એની માતને, વારો એની નાર;
માસ છ પહેલાં મોકલું, પુષ્પક રાજકુમાર. ૬૭૭
નૃપને આનંદ ઉપન્યો, કીધો બહુ પસાય;
પછી હું આપીશ પાલખી, જો મન ચિંતા જાય. ૬૭૮

ખબર સુણાવા મોહોલમાં, ગુણકાને લઇ જાય;
પૂછે રાણી પ્રીતથી, કહો કુંવર છે કયાંય. ૬૭૯
કુંતલપુર રળિયામણું, કુંતીભોજ રાજંન;
બેટી પરણ્યો તેહની, પુષ્પસેન તત તંન. ૬૮૦
ત્યાં ગુણકાને આપિયા, મોતીકેરા હાર;
ન્યાલ કરી ચંદ્રાવળી, આપ્યા ગજ તોખાર. ૬૮૧
દાસી એવું સાંભળી, ત્યાંથી ચાલી જાય;
સુલોચના જે પદ્મણી, પાસ વધામણી ખાય. ૬૮૨
આવી કુશળતા કંથની, ચિંતા મનની મેલ;
સુણતાં આનંદ ઉપન્યો, થઈ રહી રંગ રેલ. ૬૮૩
પ્રેમે જૈને પદ્મની, નમી સાસુને પાય;
વાત કહો ગુણકાતણી, મુજને આનંદ થાય. ૬૮૪
સુલોચનાએ કંચવો, હીરાજડિત અપાર;
આપ્યો ગુણકાને વળી, આપ્યા શુભ શણગાર. ૬૮૫
ગુણકા સાથે મોકલ્યો, ગુણસાગર પરધાન;
તેડી વહેલા આવજો, એમ બોલ્યો રાજાન. ૬૮૬
કહેજો કુંતીભોજને. અમોતણા જુહાર;
જેમ તેમ તેડી લાવજો, વહેલો રાજકુમાર. ૬૮૭
વળતી પ્રધાન સાંચર્યો, શત સહસ્ર લઇ દાસ;
બે માસે પહોંત્યા જઇ, કુંતિભોજને વાસ. ૬૮૮
નગર સમીપે આવિયા, ગડગડિયાં નીશાન;
રાજા બેઠો તો તહાં, ગુણકાએ કર્યું જાણ. ૬૮૯

ચોપાઇ.

ચંદ્રાવળી ગુણકા ગઈ તહાં, કુંતિભોજ બેઠો છે જહાં;
પાસે બેઠો પુષ્પકરાય, ગુણકા તહાં વધામણી ખાય. ૬૯૦
આવ્યો ચંપક તણો પ્રધાન, તેડી લાવો દઇને માન;
પ્રધાન સાથે પુષ્પકરાય, ગુણસાગરના સામો જાય. ૬૯૧
ઢોલ દદામા વાજે બહુ, આવ્યો પ્રધાન હર્ખ્યા સહુ;
પુષ્પસેન મંત્રીને મળ્યો, તાપ તેહના તનનો ટળ્યો. ૬૯૨
સૌને મળિયા પુષ્પ નરેશ, વળતી પુરમાં કર્યો પ્રવેશ;
રાજસભામાં વેગે જાય, કુંતીભોજ ત્યાં ઉભો થાય. ૬૯૩

મળી હળી આસન બેઠાય, કુશળ વારતા પુછે રાય;
પછી સુંદર નિપજાવ્યા પાક, રસોઈ રુડી સુંદર શાક;
કરી ભોજન કીધાં મુખવાસ, કુંતિભોજની પહોંતી આશ. ૬૯૪

## દોહરા.

ગુણસાગર કહે રાયને, અમને કરો વિદાય;
એક ઘડી રહેશું નહિ, ક્ષણું વર્ષ સમ થાય. ૬૯૫
પુષ્પસેન પદ્માવતી, મોકલો મારી સાથ;
ફરી ફરી ના પુછશો, અમને બીજી ગાથ. ૬૯૬
તાતે ભોજન ત્યાગિયું, માએ તજિયું અન્ન;
દીન થોડે દેખે નહિ, તજશે નારી તંન. ૬૯૭
બીજી વાત કહેશો નહિ, જે કહેશો તે જુઠ;
સાસરવાસો સજ કરો, રાય આ ઘડિયે ઉઠ. ૬૯૮
ત્યારે રાયે તતક્ષણે, તેડ્યા વણિક સોનાર;
વસ્ત્ર ઘરેણાં સજ કર્યાં, કહેતાં નાવે પાર. ૬૯૯
ચીર પીરોદક દોરિયા, મગિયાં મોંઘી ભાત;
સાડી જરકશીની સહી, જેની ઊત્તમ જાત. ૭૦૦
ત્રણસો રથ શણગારિયા, સહસ્ર દાસી દાસ;
દશ સહસ્ર દઈ અશ્વ ને, ઉંટો શત પંચાશ. ૭૦૧
ગજ મોટા શણગારિયા, મદ ઝરતા મછરાળ;
બખતર ટોપ ધરી શીરે, બેઠા વીર વિકરાળ. ૭૦૨
બહુ પસાય દીલ રીઝીને, આપ્યા તેણે ઠાર;
કહે શામળ શું વર્ણવું, કહેતાં નાવે પાર. ૭૦૩
પ્રાતઃકાળે પદ્મિની, માને લાગી પાય;
માતા આપો આગના, અમને કરી વિદાય. ૭૦૪
નેણેથી આંસું પડ્યાં, તુજ વિણ રહ્યું ન જાય;
સુખ દુઃખ કહેશો કોણને, એ મોટી ચિંતાય. ૭૦૫
માને વહાલી બેટડી, સહુથી હોય વિશેષ;
પુત્રીને જનની કહે, દુઃખ ન ધરશો લેશ. ૭૦૬
શિખ માગી લઈ સર્વની, લઇને સઘળો સાજ;
રથમાં બેઠી શીઘ્ર થઈ, સરિયાં સઘળાં કાજ. ૭૦૭

પુષ્પક હય ઉપર ચઢ્યો, બાંધ્યાં કસી હથિયાર;
સસરાને શિર નામિયું, સૌને કર્યો જુહાર. ૭૦૮
ચદ્રાવળી ચરણે નમી, રાયે આપી લાણુ;
હસ્તી આપ્યો હેતથી, વળી આપ્યા કેકાણુ. ૭૦૯
નગર થકી તે નીસર્યો, સર્વે વળાવા જાય;
ચરણે નમિયો રાયને, મળ્યા કંઇક રાણાય. ૭૧૦

## ચોપાઈ.

પ્રણામ કરીને પાછા વળ્યા, પુષ્પસેન તો પંથે પળ્યા;
ઢોલ શબ્દ થાયે અતિ ઘણા, મોટા લશ્કરમાં નહિ મણા. ૭૧૧
એક દેશથી બીજે જાય, પડે નિશા ત્યાં વાસો થાય;
કઇક દિવસ તો વાટે થયા, અઘોર વનમાં વાસો રહ્યા. ૭૧૨
કર્યા ઉતારા તેણે ઠામ, સૌ લાગ્યા પોતાને કામ;
રથથી રાણી ઉતરે જ્યાં, ચેટક આવી વળગ્યું ત્યાં. ૭૧૩
રથથી ત્યાં રાણી આખડી, અવની ઉપર આવી પડી;
સખી સર્વ આવી વીંટાય, હાહાકાર સુણ્યો તે રાય. ૭૧૪
નવ બોલે નેત્રે નવ જુવે, દુઃખ પોકાર કરીને રુવે;
જાણે મૃત્યુ પામી સતી, સુધ સાન રહિ નહિ એક રતી. ૭૧૫
સાહેલીએ કીધું જાણ, જ્યાં બેઠા હૂતા રાજાન,
રાજાજી દેરામાં ગયો, જોઇ રાણીને દુઃખિયો થયો ૭૧૬
એમ દિવસ ત્રણ વાટે ગયા, રાજા દિલમાં દુઃખિયા થયા;
વનમા સ્ત્રીની થાશે હાણ, ઘેર સુલોચના તજશે પ્રાણ. ૭૧૭
એવું કહી મનડામાં બળે, ત્યાં જક્ષણી તે સામી મળે,
કુંવરે તેણીને કહી ગુજ, કાલ દીધો છે મારે ભુજ. ૭૧૮
આ દુઃખથી બીજું શું લહું, સ્ત્રીનું દુઃખ જાયે નહિ કહ્યું;
નવ ખાયે નવ પીયે નીર, તે દુખ સાલે મૂજ શરીર. ૭૧૯
જક્ષણિયે ઉપાય જ કર્યો, રોગ રાણીના તનનો હર્યો,
ત્રણ દિવસે ભોજન ત્યાં કર્યું, ભૂપતિનું મન હરખે ભર્યું. ૭૨૦
વળતી ત્યાંથી થયા વિદાય, ચંપકપુરની વાટે જાય;
નગરલોક સૌ કરે ઉચાટ, પુષ્પસેનની જોયે વાટ;
વર્ષ થવાનાં પૂરાં બાર, તેમાં છે ઓછા દિન ચાર. ૭૨૧

### દોહરા.

નેણુકમલની દીકરી, સુલોચના જે નાર;
વેગે ચાલી સાસરે, સૌને કર્યો જુહાર. ૭૨૨
સસરા આપો આગના, પાડું મૂજ શરીર;
વરસ બાર વીતિ ગયાં, નાવ્યો નણદી વીર. ૭૨૩
સાસુનું સાચું કહ્યું, પાડું મારો દેહ;
વાટ જોઇ નવ આવિયો, સાસુ જાયો જેહ. ૭૨૪
કોલ દીધો તો કર વિષે, તે મિથ્યા થઈ વાત;
તન ન તજું જો માહરું, લાજે મારો તાત. ૭૨૫
એવું મન નવ લાવિયે, કહે સાસુ તે વાર;
બાર વરસમાં તો હજી, છે ઓછા દીન ચાર. ૭૨૬
ઘડિએકમાં શું નિપજે, સહાય કરે ભગવાન;
વહુને વારી રાખિયાં, કથન સુણાવી કાન. ૭૨૭

### ચોપાઈ.

સમજાવીને રાખી નાર, ગયા પછી દુઃખના દીન ચાર;
ધ્યાન તો અંબા માતનું ધરે, હોમ હવન બહુ વિધ વિધ કરે;
માતાજી ટાળો ચિંતાય, ચાર દિવસમાં મેળે થાય. ૭૨૮

### દોહરા.

આદ્ય ભવાની આદ્ય તું, નવ ખંડે તુજ નામ;
મહિષાસુર મર્દન કર્યો, કિધાં દેવનાં કામ. ૭૨૯
ચંડ મુંડને ચોળિયા, દાનવ ફેડ્યો ઠામ;
દૈત્યો માર્યા તેં ઘણા, મધુ કૈટભ જે નામ. ૭૩૦
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર, ધરે તાહારૂં ધ્યાન;
આરાધું તે ઇશ્વિરી, આપે અવિચળ દાન. ૭૩૧
રુક્મણીએ સ્તૂતિ કરી, તો તમે પ્રગટયાં આપ;
તત્ક્ષણ મળિયા કૃષ્ણજી, મળ્યા તુજ પરતાપ. ૭૩૨
મૂરખ મુખ વિદ્યા વસે, ભોગી પામે ભોગ;
દુઃખિયો જીવી પામશે, રોગીનો મટે રોગ. ૭૩૩
જુદી ન જાણું માવડી, ચોસઠ જોગણી સાથ;
આશા પુરો અમતણી, આદ્યભવાની માત. ૭૩૪

નાથ મેળવો અબિકા, માત કરોની મ્હેર;
સમરથ સામળભટ કહે, કરે તરણાનો મેર. ૭૩૫

## ચોપાઈ.

સ્તુતિ સુલોચનાએ કરી, રીઝયાં છે અંબા સુંદરી;
સ્વપનામાં બોલ્યાં અંબાય, ચાર દિવસમાં આવે રાય. ૭૩૬
પ્રદક્ષિણા દેઇ ચરણે નમી, વિનતા વાત અંતરમાં ગમી;
બીજે દીવસ પડી જ્યાં રાત, પુષ્પક આવ્યો સૈન્યા સાથ. ૭૩૭
નગર વિષે આવીને અડે, નિશાન વાગે ને ગડગડે;
વધામણી ત્યાં દશ દિશ જાય, વધામણી વધામણી આ ખાય. ૭૩૮
ચંપક નૃપ બેઠો જે ઠાર, આવી ભાટ બોલ્યો તે વાર;
રાજકુંવર આવ્યા પુર બ્હાર, સુણતાં હરખ્યો રાય અપાર. ૭૩૯

## દોહરા.

આસનથી નૃપ ઉઠિયો, હરખ ન હઇયે માય;
પડો વજડાવ્યો પુરવિષે, રાજા સામો જાય. ૭૪૦
આગળ મા પુષ્પાવતી, સાહેલી સેં ચાર;
પાછળથી સુલોચના, વિચરી તેણી વાર. ૭૪૧
તે પાછળ પૃથ્વીપતી, સેના અપરંપાર;
તે પાછળ વેવારિયો, સસરો જે નિરધાર. ૭૪૨
સઉ આગળથી પરવર્યા, ગુણસાગરનો તંન;
તે જઇ પુષ્પકને મળ્યો, માન્યું બેઉ મંન. ૭૪૩
માત પિતા જઇને મળ્યાં, પુત્ર પ્રણમિયો પાય;
વચન હતું મુજ તાતનું, પાળ્યું તમો પસાય. ૭૪૪
સ્રીને મળિયા સાનમાં, પહોતી મનની આશ;
સાસૂને ચેળો થયો, હરખ્યાં દાસી દાસ. ૭૪૫
સસરા કેરા હાથમા, સુવર્ણકેરી થાળ;
સોના પુષ્પ વધાવિયાં, ઉરમાં આણી વહાલ. ૭૪૬
બાથ ભીડીને ભેટિયા, નર સઉ આણી નેહ;
શીતળ મન સઉનાં થયાં, અમૃત વુઠ્યા મેહ. ૭૪૭
સુંદર મહેલ સોહામણો, જોતાં પોચ્યાં કોડ;
પદ્માવતી ઉતારિયાં, સુલોચનાની જોડ. ૭૪૮

સાસુને પાયે નમી, પદ્માવતી તજી ગર્વ;
વહુવર પુત્ર ઘણા હજો, સુખમાં રહેજો સર્વ. ૭૪૯
પદ્માવતીના મહેલમાં, સુલોચના પછી જાય;
આદર કીધો અતિ ઘણો, આપ્યા બહુ પસાય. ૭૫૦
પદ્માવતી પછી બોલિયાં, સાંભળ બેન સુજાણ;
વાતો કરો વિનોદની, બોલી અમૃત વાણ. ૭૫૧
મારો તાત વેવારીયો, તમો તણો રાજંન;
તમને ઓચરવું ઘટે, બોલો પ્રથમ વચંન. ૭૫૨
પ્રશ્ન–એક નારી આ વિશ્વમાં, પાડે સઉને ત્રાસ;
આઠ માસ છાની રહે, મહાલે ચારે માસ. ૭૫૩
ઉત્તર–સહિયર મારી સુલક્ષણી, તને હજો કલ્યાણ;
પદ્માવતી કહે પુછિયુ, ટાઢ તેહ તું જાણ. ૭૫૪
પ્રશ્ન–એક નારી સંસારમાં, રાય રંક ઘેર જાય;
જે ઉપર કરુણા કરે, મૃતકતુલ્ય તે થાય. ૭૫૫
ઉત્તર–સુલોચના કહે ધન્ય તું, કોઇ નહિ તુજ તોલ;
નિદ્રા તેનું નામ છે, બોલી તું જે બોલ. ૭૫૬
પ્રશ્ન–નારી એક નવ ખંડમાં, લાગે સઉને અંગ;
સબળાને નિર્બળ કરે, કરે રંગનો ભંગ. ૭૫૭
ઉત્તર–સુલોચના કહે સત કહું, દિલે ન ધરશો દુઃખ;
શ્યામા જે શમસ્યા કહી, ભુંડી તે તો ભૂખ. ૭૫૮
પ્રશ્ન–ચાર પગ પણ ચાલે નહી, એક વાંસો બે શીશ;
બાળક તેના પેટમાં, જાતે વંઢ કહીશ. ૭૫૯
ઉત્તર–ઘણું રુડું જે ઘોડીયું, જેણે ઉતરે ગાળ;
એ નામે તે પામીએ, નૌતમ રૂડો બાળ. ૭૬૦
પ્રશ્ન–ઉંધે મસ્તક તપ કરે, ઉંડા સરોવર માંય;
પ્રાતઃકાળ શોભે ઘણું, જો ઈશ્વર કીરપાય. ૭૬૧
ઉત્તર–પદ્માવતી કહે તે કહું, તમો નાખજો ચોટ;
મંથન છે તે સર્વથી, જે ઘેર પુરે જોટ. ૭૬૨
પ્રશ્ન–નર એક ફરતો ફુદડી, માથે શિંગજ એક;
ચાંચવિના ચુંકો ઘણું, વર્ણવી કરો વિવેક. ૭૬૩

ઉત્તર-કર્મ હીણુ કર્મે લખ્યો, સુલોચના કહે પ્રમાણ;
રેંટિયો નામ છે એહનું, સાંભળ ચતુરસુજાણ. ૭૬૪

## ચોપાઈ.

માંહોમાંહી વાતો કરે, ચતુરાઇશું મનડું હરે;
મારાસમ નિત્યે આવજો, કામકાજ રડું કહાવજો. ૭૬૫
પદ્મા કહે પ્રથમથી વર્યાં, માટે મુજથી મોટાં ઠર્યાં;
શિખ માગીને થયાં વિદાય, મહા હરખથી મહોલે જાય. ૭૬૬
નારી બે રહે પિયુની પાસ, કપટ નહિ મનમાં ઉલ્લાસ;
રોજ મળી બે બહેનો રમે, ભેળી બેસી ભોજન જમે. ૭૬૭
સાથે બેશી વાત ને તેન, પ્રીતિશું કીધું ભોજન;
પાન સોપારી ચર્વણ કર્યા, આપ આપ મહોલે પરવર્યા. ૭૬૮

## દોહરા.

શામળભટ કહે વર્ણવ્યું, પુષ્પકનું આખ્યાન;
ભણે ગણે ને સાંભળે, કૃપા કરે ભગવાન. ૭૬૯
સત્યવાદી સતિયોતણો, ગાય સુણે મહિમાય;
વિજોગ ભાગે તેહનો, આશા પૂરણ થાય. ૭૭૦
ખોડ ન દેશો મૂજને, સર્વ કવિનો રંક;
જાણ અજાણે મેં કહ્યું, ક્ષમા કરો મુજ વાંક. ૭૭૧
પ્રચંડ બુદ્ધિ ચાતુરી, સાહસીક સુખધામ;
શામરચા ચોપાઇ દોહરા, કિધ પરમારથ કામ. ૭૭૨
સવત સત્તર સુંવોતરે, શુકલપક્ષ શુભ સાર;
કહી કથા દિન પાંચમે, મળતો મંગળ વાર. ૭૭૩
આખ્યાન સુણે પુષ્પક તણું, પામે લક્ષ્મી અપાર;
બુદ્ધિ ને ચતુરાઈ વધે, પુણ્ય પદારથ ચાર. ૭૭૪
શ્રોતાજનો સહુ સાંભળો, સુણતાં પહોંચે કોડ;
શામળભટ સાચું ભણે, બોલો શ્રી રણછોડ. ૭૭૫

# ભદ્રા ભામની.

—ααααα—

### દોહરો.

શ્રી સરસ્વતી સુખ દેયણી, બહુ ગુણ દેયણ માત;
મુક્તિ દેયણ માવડી, સૃષ્ટિ કર્ત્તા શક્ત. ૧

### ચોપાઈ.

શ્રી ગુરુજીના વંદું ચર્ણ, આરાધું શ્રીઅશરણશર્ણ;
રામકથા રસ પુણ્યપવિત્ર, વર્ણવું એનું વિક્રમ ચરિત્ર. ૨
જે સાંભળતાં પાતિક જાય, નરનારી સહુ પાવન થાય;
ચાલે ચતુરાઈ રુડી રીત, પરમારથ ઉપર બહુ પ્રીત. ૩
અનેક ભાતના બીજા ભેદ, વિક્રમ જાણે પાંચમો વેદ;
મહારાજાધિરાજસ્વરૂપ, ભોજરાજ ભડ ભારે ભૂપ. ૪
અકલતણી નહી એકે ન્યૂન, માઘ સરીખા મોટા મૂન્ય;
મોટા મહિપતનાં શુભ માન, કાળીદાસ સરખા પરધાન. ૫
અગમનિગમ જે લક્ષણ લહે, ભવિષ્ય વર્તમાન જ કહે;
દેવરૂપી દાતા દરશન, પોતે કાળી છે પરસન્ન. ૬
પાંચસે પંડિત બેસે પાસ, વારુ નવસેં રુડા વ્યાસ;
તેરશે જોશી કવિતાને સિદ્ધ, વૈદ વિશેષ પરમ પ્રસિદ્ધ. ૭
દેશદેશ ને ગામેગામ, આવે ગુણિજન ઠામેઠામ;
નવી વાતતણી દે શાખ, સહજ વાતમાં પામે લાખ. ૮
ભંડારથકી જો પાછો ફરે, હુકમ લાખ અઢીનો કરે;
જો તે હુકમ પ્રમાણે ન થાય, પાંચ લાખ આપે એ રાય. ૯

### છપ્પો.

દિવ્ય દેવાંશી દેહ, મેરુ જેવા મન ગરુઆ;
કરણ સમો દાતાર, સાત સાયરવત સરુઆ;
શિવવત નિર્મળ નામ, કામ હરિશ્ચંદ્ર સત્યે;
પૂરણ પુણ્ય પ્રકાશ, આપ રાજા બળી પ્રત્યે;
જોડ યુધિષ્ઠિર સારિખો, લાયક લક્ષ જનમાં લહે;
નૃપ ભોજ ભલો ભડ ભૂપતિ, કવિ શામળ કોડે કહે. ૧૦

## ચોપાઈ.

લોક કોટી આવે નિત કવિ, લાવે નિત વાતો નવ નવી;
ખરી વાતતરો જે ખોજ, ભરતખંડમાં ભૂપતિ ભોજ. ૧૧
લાવ્યો એક સિંહાસન વડું, રત્ન અમૂલખ હીરે જડયું;
એક સમે શ્રી ગિરિકૈલાસ, વાસવ આવ્યા શિવને પાસ. ૧૨

## છપ્પા.

એક સમે કૈલાસ, વાસ દેવાંશી દેવા;
બ્રહ્મા વિષ્ણુ મહેશ, કરે શશિ સૂરજ સેવા;
વિશ્વકર્મા લાવ્યો ભેટ, ઠેઠ બેઠા જ્યાં જોગી;
સૃષ્ટિ સરજનહાર, ભાર સકળ ગુણ ભોગી;
સહેજ પ્રસંગ શોભ્યું જ્યહાં, આસન આપ્યું ઓપતું;
શ્રીરાજરાજેશ્વર રીઝિઆ, આદ્ય પુરુષ મન શોભતું. ૧૩
કોઇક સંભવ કાળ, ઇંદ્ર આકાશે આવ્યો;
પાત્ર ચિંતામણિમાંહી, પુજા લાખેણી લાવ્યો;
બહુ વીધ પુજ્યા ઇશ, શીશ નમાવ્યું ચરણે;
અનેક પદ્ધતિ પાઠ, શાખ સંભળાવી કરણે;
સહસ્ર ભગ સેહેજે ગયાં, વચન સ્થીર કરી થાપિયું;
પ્રસંન થયા પરિબ્રહ્મજી, અતિ શુભ આસન આપિયું. ૧૪
સુરપતિ આવ્યો ઘેર, પેરથી વેદના વામ્યો;
શિવપૂજન પરતાપ, આપે એ આસન પામ્યો;
આપ વંશ જશવંત, હુઓ રાજા ઉજેણે;
સકળ કળા ગુણ સાચ, પંચડંડ જીત્યા તેણે;
દુખભંજન દાવો કર્યો, શોભ્યો સકળ શુભ સાથમાં;
મઘવા રીઝયો મહિપત પરે, સિંહાસન આપ્યું હાથમાં. ૧૫
મહિપત રીઝયો મંન, પુન્ય પૂજન પરમાણ્યું;
નગર ઊજેણીમાંહ, ત્યાંહ એ આસન આણ્યું;
અતિશે મૂલ અમૂલ્ય, કોટિધા જત્ન કરાવ્યાં
બત્રીસ પુતળી છત્ર, પંચડંડ શીશ ધરાવ્ય.
આયુષ બુદ્ધિ અલખત ઘણી, સ્વર્ગે સૂખ સેજે થયું;
અધિપત ઇંદ્ર લોક ગયો, આસન અવનીમાં રહ્યું. ૧૬

કોઇક કાળે ભોજ, જન્મ્યો વિક્રમને વંશે;
દેવરૂપ દાતાર, અધિક પરતાપી અંશે;
રામ સરીખું રાજ, કાજ કરતો એ રીતે;
ધર્મ તણી ચર્ચાય, પ્રજા પાળે બહુ પ્રીતે;
કોઇક ભાગ્ય અનુસારથી, ભુપત સુખ મન ભાવિયું;
સિંહાસન સ્વર્ગ લોકનું, નૃપતિ હાથે આવિયું. ૧૭
એક વિપ્ર સોનાર, મિત્ર બે બાળે વેશે;
ગરથ કમાવા કાજ, ગયાતા કો પરદેશે;
સોની સાથ રતંન, વતન મોકલિયા બહ્મે;
નામુકર ગયો સોનાર, કર્યું મન કૂડે કર્મે;
દેવ આવ્યો તે દેશમાં, સિદ્ધ કરવા દરબારે ગયા;
ન્યાય ચુકાવા નરપત કને, ગુણવંતા તે બે ગયા. ૧૮
જૂઠી દીધી સાખ, રાય વિપ્રશું રૂઠ્યો;
કર્યુ કરીને કોપ, જુગતે દીસે જૂઠો;
(પછી) કીધો ન્યાય ગોવાળ, રાયજી મનમાં બીધા;
સોની દીધો દંડ, રતન બ્રાહ્મણને દીધાં;
પ્રધાને કહ્યું પટતરે, ભોજે જુગતે જાણિયું;
ભૂમી ખોદી ભોજ નૃપે, શુભ સિંહાસન આણિયું. ૧૯
રતન મળે જો રંક, અંક અવનીપતિ કોપે;
રાંક કરે ગઢ લંક, ટંક તે પર નવ આપે;
મુશક કરે મહા રાદ, સાપ પરાણે પેસે;
રળી મરે કો રંક, ધણી થિંગો થઇ બેસે;
એવી વાત અવની સકળ, નિશ્ચે પદ જાણે સહી;
નબળાને નરપતિ નવ ગણે, છેક તુચ્છ છાજે નહી. ૨૦

## ચોપાઇ.

સમુરત રાજાને સૂઝ્યું, પ્રીત કરી આસન પૂજ્યું;
ચતુર ચલાવે જમણો ચર્ણ, ગેબી શબ્દ સાંભળીઓ કર્ણ. ૨૧
સંકટ હરણા જેનું નામ, બોલી પૂતળી તેણે ઠામ;
ભોજ મ કર સિંહાસન ભાર, વિક્રમ સરખો નહિ દાતાર. ૨૨

કોટી કામ પરમારથ કરે, તે નરપત આસન પગ ધરે;
બાકી બીજો કરે સંજોગ, પ્રાણ તજે કે વ્યાપે રોગ. ૨૩
સતવાદી જાણું છું તમો, આગળથી ચેતાવું અમો;
કહે ભોજ તે કેવો રાય, વાંચો વિક્રમનો મહિમાય. ૨૪
તેણે કેવું પરાક્રમ કર્યું, દુઃખ પારકું કેમે હર્યું;
કેવા વાસ ને કેવા લોક, કેઈ ગેરે સમાવ્યો શોક. ૨૫
સંકટ હરણા કેહે સુણ ભોજ, ખરી વાત તણો તું ખોજ;
તેં પુછી જે મુજને વાત, કહું તુજને દિલ થઈ રળિયાત. ૨

## છપ્પો.

માળવ મુખ ઉજ્જેણ, તેહ તીરથ કેહેવાણી;
ગંગા સમાને ક્ષિપ્ર, પવિત્ર પુરાણ પ્રમાણી;
એણે બાવન વીર, સિદ્ધ ચોરાશી ચાલે;
ચોસઠ જોગણી સાથ, માત હરસિદ્ધ મહાલે;
મહાકાળેશ્વર મહાજતી, જ્યોતિર્લિંગ વસે ત્યદાં;
નરપત રાજ વિક્રમ વડો, મેહ માગ્યા વરસે જયહાં. ૨૭

## ચોપાઈ.

સિદ્ધ વડ મોટો ગંભીર, ચેટક ચોરાશી તે તીર;
વસે વાસ દેશી જે રિદ્ધ, વાસ વસે નરપત નવ નિદ્ધ. ૨૮
જીત્યો તેણે વડહથ વીર, રાખ્યું નામ અનમીનું નીર;
સ્વર્ગ પાતાળ સુધી પરવરે, લઘુ લાઘવી વિદ્યા કરે. ૨૯
પરકાયા જાણે પરવેશ, દુઃખ કાપે વ્યાપે તન લેશ;
નારાયણનું મોટું નૂર, હરસિદ્ધ હાજર રહે હજૂર. ૩૦
ઇંદ્રપુરી જેવી એ અંક, લક્ષણ જોતે બીજી લંક;
વરણ અઢાર વસે જ્યાં વાસ, વસંત ઋતુ શુભ બારે માસ. ૩૧

## છપ્પો.

પ્રવીણ શાસ્ત્રી એક લાખ, શાખ શાસ્ત્રે દે સારી;
અગ્નિહોત્ર અયૂત, પ્રયુત અજાચક ભારી;
સવા લાખ તો ન્યાયિ, વાણી વખાણે વેદે;
સાઠ સહસ્ર સુજાણ, ભણે ભારત ઘણું ભેદે;

જોતીપગાણુ પુરાણુ અતિ, લાયક લક્ષણુ શુભ લસે;
અતિ સુખ આદરભાવથી, વીસ લક્ષ વિપ્રો વસે. ૩

## ચોપાઈ.

નિર્મળ સહુ માનવીનાં મંન, અધિપતિ સહુને પુરે અન્ન;
કર્મ અનુસારે વરતે લોક, નહી કોને વ્યાધિ કે શોક. ૩
વણિકતણો શો કહું વિવેક, એક એકથી અધિકા એક;
કેટલા વહાણવટી વિદેશ, કંઇ વેપારી નગરના બેશ. ૩
સત્ય ધર્મના વોહોરે ધાટ, લાભ ન લેવો બ્રાહ્મણ ભાટ;
કિંમત સત્ય કરે ઉચ્ચાર, ફરી ન બોલે બીજી વાર. ૩

## છપ્પો.

સહુસ કોટિધ્વજ પાંચ, જે ઘરમાં લક્ષ્મી વાસે;
સદાવ્રતની શાખ, અધિપતિ ગતિ નવ આશે;
લક્ષપતિ લક્ષ સાત, વણુજ કરંતા વાદે;
સહુસ્રપતિ સઉ લોક, આદ અકિંચિત આદે;
શાહુકાર લક્ષ સત કહું, વણુજ કરે જે વાણીઆ;
એ નવતેરી નગરી વિશે, જુજવા જુગતે જાણીઆ. ૩૬

## ચોપાઈ.

ખેડુ જનને રૂડો લાગ, રાજા પામે દસમો ભાગ;
એકવીસ લાખ એવાં હળ ફરે, કૃષિકર્મ કોડેથી કરે. ૩૭
માહુપતિ વાત કરે મન ઠાઠ, બાર સહસ્ર બુધ સારા ભાટ;
ચૌદ સહસ્ર ચારણ ચાતુરી, અક્કલવંત અતિ આતુરી. ૩૮
ચારસેં ચકલા ચોરાશી વાટ, સાત શત તંબોળી હાટ;
બસેં બાર દરવાજા કોટ, બાણું બારી અદકી ઓટ. ૩૯
પરાં પંચાણું પુઠે હોય, સંખ્યા પાર ન પામે કોય;
અદકી સમૃદ્ધિ એથી ઘણી, એવો આપ ઉજ્જયણીધણી. ૪૦
લશ્કર સંખ્યા તેની લહું, કહે કવિ સંક્ષેપે કહું;
હય હાથી રથ પ્યાદા તણી, છે ચતુરંગી સેના ઘણી. ૪૧

## છપ્પા.

હાંથી હરોલે લાખ, હેમ અંબાડી મહાલે;
ધજા નેજા નવરંગ, સંગ મદ ઝરતા ચાલે;

પાખર પંદર હજાર, વીસપર વાજાં વાજે;
સાઠ સહસ્રપર સુર, ઘણાં ભારખાને ગાજે;
હાથી સીત્તેર હજાર છે, બીજી લાહાર રચી ઘણી;
હલમલતા એમ હાથીઓ, તરતીબ સૈન વિક્રમતણી. ૪૨
અશ્વ લાખ અઢાર, અબલખ અતી અરાડી;
વીસ લક્ષ વેડાંગ, સૂરપુર માંહે પરાડી;
મુલતાની કેકાણુ, ઘણા મૂલી છે ઘોડા;
ગંગાજળ સમ તુલ્ય, મૂલ્ય અમૂલક જોડા;
હીરે જડીત્ર પલાણુ છે, વિધ વિધ વેડાંગ વખાણિયે;
કવિ શામળે કરી કલ્પના, લક્ષ પાંસઠ પ્રમાણિયે. ૪૩
પાંચ સહસ્ર પ્રધાન, દાન દેવે જે દાયક;
સત્તર સહસ્ર રણશૂર, પૂર લક્ષણ ગુણ લાયક;
સામંત સોળ હજાર, રાવત અયુત ભણીજે;
બાર સહસ્ર બળવંત, ઘણા ગુણવંત ગણીજે;
દૂણા દશ હજારથી, દિવાન ડાહ્યા દાખિયે;
વજીર વીશ હજાર ભડ, ભૂપતિ વિક્રમ ભાખિયે. ૪૪
અપ્સરા અપરમપાર, નાટક ચેટક બહુ વિધવિધ;
ખાસ ખેલ રંગ રેલ, મેલ રાજસ ગુણ રિધસિધ;
જાચક કરે જેકાર, સૈ મોહે માગવાં માંગણ;
ચાતુર ચારણ ભાટ, ઠાઠ કરે નિત્ય આંગણ;
સુખસાગર અર્ણવ છે, અકલ આનંદ અતિઘણું;
રામ રાજ સરીખડું, શામળ સુખ વિક્રમતણું. ૪૫

ચોપાઈ.

મૂઠામાં મુઠી હોય જેમ, કરે વિખાણ કવી તે કેમ;
ભરતખંડતણો એ ભૂપ, રાજતેજ રળિયાણું રૂપ. ૪૬
દેશ વિદેશી દુખીયા જ્યાં, આવી દુઃખ રાયને કહે ત્યાં;
ભૂપત ભાગે તેની ભૂખ, સહજ વાતમાં કરતા સુખ. ૪૭
ચંપાવતી નગરી ગુણ ગામ, નિર્મળ ચાર તેનાં છે નામ;
કનકાવતી અને રૂપવતી, ત્રીજું નામ તો ચંપાવતી. ૪૮
ખંભાવતી ચોથું છે નામ, આદ જોગી દેવયાનક ઠામ;
મહિસાગરની ભારે તીર, અનેક તીર્થનાં આવે નીર. ૪૯

કોટીધ્વજ અલખત છે અતિ, લેખાવના ઝાઝા લખપતી;
વહાણવટી વારુ વહેવાર, અલખત બીજી અપરમપાર. ૫૦
વિદેશ થકી આવે બહુ વ્હાણ, અતીશે શોભા ઉદયો ભાણ;
કમળચંદશા નગરનો શેઠ, ડાહ્યો સપુત દંતોશા પેટ. ૫૧
હીરાવતી ઘેર નારી સતી, પતિવ્રતા ધર્મ તે પાળતી;
ઘણા પુણ્યનાં ઉગ્યાં સૂત્ર, પામી પદ્માની પ્રીતે પુત્ર. ૫૨
બત્રીશ લક્ષણો ચતુરસુજાણ, ભારે રૂપ ભલપણનો ભાણ;
કુમ કુમ લાલ સરીખી કાય, લક્ષણ ગુણકેરા તે રાય. ૫૩
શાવટ ન્યાવટકેરું નૂર, પુણ્ય પ્રતાપતણો એ પુર,
જાણે કો દેવાંશી દેહ, નારાયણ ઉપર છે નેહ. ૫૪

છપ્પો.

ચૌદ વિદ્યા ગુણ જાણ, પ્રમાણ તે પંચે કીધા;
બત્રીસ લક્ષણ બુદ્ધ, પ્રેમરસ પ્રીતે પીધા;
અતિશે કોમળ અંગ, સંગ શુભ રુડી રીતે,
વડી બેહેક બરાસ, રથ પર બેસે પ્રીતે;
કળા બોહોતેરી બુધ લહે, ચાતુરી ચિત્ત ચાહે ઘણુ;
કુળદીપક કુળતારણો, કસ્તુર નામ તે તનતણુ. ૫૫

ચોપાઈ.

તાતતણે ઘેર દોલત ઘણી, શી તરતીબ કહું તેતણી;
દેવ શબ્દ સભળાયે સાદ, વાજે ભુંગળ ગેબી નાદ. ૫૬
છપન ક્રોડ ટકા ઘેર રોક, વશ વરતે નગરના લોક;
દેશ વિદેશ દુકાનો ઘણી, આવે ઉપજ બદરતણી. ૫૭

છપ્પા.

વાણોતર સેં સાત, પાંચ શત પારેખ જાણું;
પરમુલક પરદેશ, વિવિધ વેપાર વિખાણું;
હસ્તી ઘોડા રથ, ગરથ ઘણો ઘેર ગાજે;
છપન ઉપર નાદ, ભુંગળ ગેબી ત્યાં વાજે;
વહાણવટી દેશે ઘણા, દસે દીશ કોટી ફરે;
દંતોશેઠ દેશાવરે, વણજ કોટી એવા કરે. ૫૮

નાવે ડહાપણુ કીધ, ના આવે વિદ્યા ભણતે;
નાવે કરતે ફૂડ, નાવે ગુણ જ્ઞાન ગણતે;
ના આવે ગયે વિદેશ, નાવે વેઠ્યે દેહ દુઃખે;
ના આવે જણ્યે જોર, નાવે તજે સુખ ભૂખે;
નાવે પરાક્રમ પરવશે, ના આવે લોભ લાલચથકી;
શામળ કહે લક્ષ્મી લહર તો, આવે કર્મસંચયથકી. ૫૯

તેડી કહી નવ જાય, ઘણું ઘણું મહેનત માગે;
ચિત્તમાં એને ચાહે, પ્રણીપત પાગે લાગે;
કસર કરે નવ રહે, નવ રહે વાવરતાં દાડી;
પરપંચે નવ રહે, નવ રહે ઘરમાં ગાડી;
આશ કરો મા એહની, માની મમતા મર્મની;
શામળ કહે લક્ષ્મી રહે, કબુલ રેખ જો કર્મની. ૬૦

## ચોપાઈ.

લક્ષ્મી તેને લીલા લ્હેર, ઘણી દોલત બાંધી ઘેર;
કોટી પ્રકારે કરે કલોલ, સુતને વરસ થયાં છે સોળ. ૬૧
આવે જ્યાં વિવાની વાત, ખોળા પાથરે માત ને તાત;
ઘણાં શ્રીફળ આવ્યાં ઘેર, પુત્ર ન કરે પરણ્યાની પેર. ૬૨
સો પચાસ ઠેકાણે ઠામ, ના અક્ષર કહે નીજ નામ;
પિતા કહે તું કહે જેહને, પુત્ર પરણાવું હું તેહને. ૬૩
પુત્ર કહે સાંભળજો તાત, નહી કરું વિવાહની વાત;
નારી જાત નિચ બુદ્ધિ ઘણી, સગત નહી કરું તેતણી;
અવગુણનું એ મોટું પાત્ર, ન રહે તેમાં શુભ ગુણ માત્ર. ૬૪

## છપ્પો.

એક નમેરી નાર, ભોળવે પિયુને ભાંતે;
એક જુવતી કરે જાર, પ્યાર રાખે દિલ ખાંતે;
એક વનિતા દે દુઃખ, દુઃખે દાવાનળ દાઝે;
એક કરે અન્ય ભોગ, વિજોગ ડરથી ઘર ભાજે;
પણ સુંદર નાર સુલક્ષણી, તારણતરણ સફળ ફળે;
કવિ શામળ કહે સંસારમાં, ભાગ્ય બળે ભામની મળે. ૬૫

ચોપાઈ.

મન માની મળે જો નાર, સફળ પૂર્વતણો અવતાર;
વચન પોતાનું પ્રીતે પળે, એવી કામની ક્યાંથી મળે? ૬૬
શામા મળે ડાહી જો રીત, તો તેને પરણું હું પ્રીત;
તન પ્રત્યે બોલ્યો ત્યાં તાત, સાંભળ રે સુત મારી વાત. ૬૭
આગળથી કેમ કામની કળે, આપે પ્રેમદા પ્રીતે પળે;
કુંવર પારખું તેનું કશું, તાહરા દિલમાં રૂડું વસ્યું. ૬૮

છપ્પો.

આવે અશાડી મેહ, ત્યારે તો વિશ્વ વખાણે;
પડે પૂંઠ દુકાળ, તે કુણ જુગતે જાણે;
મોતી મોંઘે મુલ્ય, વેહ પડંતાં ભાજે;
*કરસણ હોય પઝાડ,† પછે ભેલાડે‡ ભાજે;
ગરજ ગોધા ને ગોરડી, સાંભળ સુત વછેરા જાણિયે;
શામળ કહે કહું તે કરો, નવ નિપન્યાં જે વખાણિયે. ૬૯

ચોપાઈ.

આગળથી કુણ કન્યા કળે, સતી થઈ સ્વામી સાથે બળે;
કુંવર વિચાર તે વાતે કરો, વનિતા જોઈ રૂડી વરો. ૭૦
પુત્ર કહે સાંભળજો તાત, કહું એક વીતકની વાત;
લખું ધાવ એક જાણી મંન, ન કહું અર્થ તેનો અન્ય. ૭૧
તેહ ધાવ જે પૂરો કરે, તે વનિતા મુજ સાથે વરે;
તે વાત સહુના દિલ વસી, અરજ એમાં તે કરવી કશી. ૭૨
પંજો ઓળખલો ડાહ્યો ઘણો, ફૂળગોર પોતા ઘરતણો;
દેશ વિદેશે તે બહુ ફર્યો, લખી ધાવ એક ઉભો કર્યો. ૭૩

દોહરો.

કુર ડાબામાં કામની, સંગ ચીઢારેફ સુણ;
જેમ કિરણ દિનકરતણાં, રાખી શકે તે કુણ. ૭૪

છપ્પો.

રણમાં સૂકે રહી, વાઘ સાથે બથ ઘાલે;
હસ્તિદંત એક હાથ, ઝડપથી મરડી ઝાલે;

* કરસણ-અનાજનો ઉગતો ફાલ. † પઝાડ-અનાજથી ભરપૂર. ‡ ભેલાડે-ખવડાવી દે વગેરે-સાથે રાખે.

મણિધરમણી ક્રોડ, હોડ અરણ્યવ જળ પેસે;
લે ગઢ લાખ કરોડ, આજુ બુધવંતાં બેસે;
જે અગમ નિગમ લક્ષણ લહે, ત્રિલોકને જીતે તકે;
શામળ કહે શોધી જુઓ, નારિ શાખ કો નવ શકે. ૭૫

ચોપાઈ.

લખ્યો આપ હાથે જે પત્ર, સોંપ્યો બ્રાહ્મણ હાથે તત્ર;
માન દેઇ તેને મોકલ્યો, ખરો ડાલો પંખો ખોખલો. ૭૬
પ્રથમ પશ્ચિમ જોયો દેશ, જ્યાં વનિતા નવ નવે વેશ;
પનઘટ જઇને ઉભો રહે, ધાવ કામની આગળ કહે. ૭૭
કોઇ ધાવ પૂરો નવ કરે, બ્રાહ્મણ બાધે ભમતો ફરે;
લાખેણી કાઠીઆણી સર્વ, જોઈ નારી આણી ગર્વ. ૭૮
મહેરામણ સુધી પરખિયાં, નારી નેહ ધરી નરખિયાં;
જોયો ઉત્તર પંથ અનંત, જોઇ કામની કર્મજવંત. ૭૯
જગન્નાથ કેદારો કોડ, જોઈ જુગતી જુગતે જોડ;
કોઇથી ધાવ પૂરો નવ થયો, જોતો જોતો બ્રાહ્મણ ગયો. ૮૦
જોયા પુરુષપુરપુરના વાસીએ, કામની જોઇ જઇને કાશીએ;
અંતર વેધ જોયો છે અતિ, જ્યહાં માનની નિર્મળ મતિ. ૮૧
શ્વેતબંધ રામેશ્વર રામ, જોઇ કામની ઠામેઠામ;
જાગ જાગની જુવતી જોય, ધાવ પુરો કરે નહિ કોય. ૮૨
પાછો ફરીને પંથે પળ્યો, પોતાના પુર સન્મુખ વળ્યો;
ગંધવતી ગાંધારું ગામ, આવ્યો ખોખલો તેણે ઠામ. ૮૩
જાતો તો મારગની વાટ, બેઠો એક વણિકને હાટ;
ઘડી એક બે સુખિયો થયો, તેહ વણિકને બોલ જ કહ્યો. ૮૪
ત્રંબાવટી રહી કેટલે, જાવું જરૂરી ત્યાં તેટલે;
ત્યારે વણિકે નમાવ્યું શીશ, રહી કોશ હવે તો વીશ. ૮૫
ત્યારે વિપ્રે મુકયો નિઃશ્વાસ, અરે દૈવ ન પોતી આશ;
ફોકટ દેશ વિદેશે ફર્યો, એક અર્થ મારો નવ સર્યો. ૮૬
અરે દૈવ શી કરીએ પેર, નિરાશ થઇ જઉંછું ઘેર;
એમ હાથ કર્મે મારીઆ, હઇડેથી હિમ્મત હારીઆ. ૮૭
આંખે આંસુધારો પડી, ગળું બંધ ન બોલાયું ઘડી;
હાટ વાણિયો સામું જુવે, ઘેર જાતાં શાને રુવે. ૮૮

### છપ્પા.

મંદિર જાતાં રોય, જેહ મારગમાં લૂટ્યો;
મંદિર જાતાં રોય, જેહપર રાજા રૂઠ્યો;
મંદિર જાતાં રોય, જે ઘર કન્યા કુંવારી;
મંદિર જાતાં રોય, જ્યાં શિર ઋણ બહુ ભારી;
મંદિર જાતાં રોય તે, જે નર હોય કુલક્ષણા;
કહે શામળ મંદિર જતાં, સુખ પામે તે સુલક્ષણા. ૮૯

### દોહરા.

વિપ્ર કહે સુણ વાણિયા, ત્રંબાવટી ગુણ ગામ;
દંતાશાનો દીકરો, કસ્તુરચંદ શુભ નામ. ૯૦
ઘાલે સવાસેર કસ્તુરી, નિત્ય કરે અંઘોળ;
પંદર ચરુ પાણી ભરે, અહર્નિશ કરે કલોલ. ૯૧
તેણે ઘાવ એક જ લખ્યો, કરે જો પૂરો પેર;
તેને પરણે પ્રીતશું, રાખે પોતા ઘેર. ૯૨
કાગળ લઈ હું નીસર્યો, દેશ નિહાળ્યા ચાર;
એહ ઘાવ પૂરણ કરે, તે નવ નિરખી નાર. ૯૩
છેક નિરાશ થઈ રહ્યો, સાચું કહું હું આજ;
માઠું લાગે મંદિર જતાં, કાંઇ સર્યું નહિ કાજ. ૯૪
મને આશા મોટી હતી, થાશે મારું કામ;
શાહ મને રાજી કરી, આપશે ઝાઝા દામ. ૯૫
કામજ તેનું નવ થયું, નવ પોતી મુજ આશ;
માટે મંદિર શું જવું, નિશ્ચે થયો નિરાશ. ૯૬
વણિકપુત્રી વર્ષ તેરની, ઊભી મંદીર માંહ;
તેણે કાને સાંભળ્યું, તરુણી બોલી ત્યાંહ. ૯૭
લાવો જોઉં કાગળ કહાં, કેવો છે એ ઘાવ;
કરી આપું પૂરો પ્રિતે, સુખે સ્વદેશે જાવ. ૯૮
પરણ્યા ઉપર પ્રિત નહિ, ધન દેખી નહિ ધીર;
કામની કો મળી નથી, મરદ ઉતારે નીર. ૯૯
કહેજે જઇ કસ્તૂરને, પરણ ગમે તે નાર;
પુરો ઘાવ હું તો કરું, ઉતારું અહંકાર. ૧૦૦

ડાબા કરમાં કામની, સંગ બેસાડી સુજાણ;
જેમ કીરણ દિનકરતણાં, રાખી શકે તે કોણ. ૧૦૧
સંગ લેઇ સુખે ફરો, છેક ધરીને છાપ;
મન અંકુશ તન હાથિયો, પોતે આપોઆપ.* ૧૦૨
રુપિ રીઝયો રુદિયા વિખે, તીલક કુંકુમનું કીધ;
ગોળ પાન તે વ્હેંચિયાં, શ્રીફલ શ્યામા લીધ. ૧૦૩
વિવાહ કીધો રૂડલો, પ્રીત ઘણેરી પેર;
તરત આવ્યો ત્રંબાવટી, ઘણા હેતથી ઘેર. ૧૦૪
દેશ જોયા તે દુઃખ ઠલ્યાં, ફર્યો ઘણેરો ફોક;
ચતુરા જોઇ ચોદેશની, લક્ષણવંતા લોક. ૧૦૫
ગાંધારમાં હું આવિયો, વિરચંદશાને વાસ;
પ્રીતે તેની પદ્મની, બેઠી હુતી પાસ. ૧૦૬
ભાગ્યશાળી ભામનિ ઘણી, ભદ્રા તેનું નામ;
પુરો ઘાવ કર્યો પ્રીતશું, રૂપ કોટિધા કામ. ૧૦૭
રૂપે રંભા સારખી, દમયંતી શી હોય;
ગુણસાગર એ ગોરડી, કળી શકે નવ કોય. ૧૦૮
અડધો ઘાવ તો એણિયે, પૂરો કીધો કોડ;
સંસારમાં નહિં સુંદરી, એની એક જોડ. ૧૦૯
રૂપ કહું હું કેટલું, કહેતાં નાવે પાર;
વિરંચિએ હાથે ઘડી, આપે એકજ નાર. ૧૧૦

છપ્પા.

વેણી વાસુકી નાગ, માંગ સવાગજ કેશે;
ભરજોબન વરણાગ,† વપુ સુંદર વર વેશે;
ઇંદુ આકારે વદન, મદન મોહન મહા મૂલે;
અંબુજદલશાં‡ નેણ, વેણ અમૃત અમૂલે;

---

* પા૦ ગુજરાતમાં એક પ્રચલિત દંતકથા છે કે, એક વખતે એક રાજાએ એવો પ્રશ્ન કર્યો કે, જે સ્રીમાં નવી જુવાની ખીલી હોય તે તાબે રહી કેમ શકે? આવા ભાવનો લક્ષણાર્થે પ્રશ્ન નીચે પ્રમાણે છે.— "મારગ આંબો મોરીયો, તે રાખ્યો કેમ જાય?"
એ પ્રશ્નનો એક ચતુર સ્રીએ ઉત્તર વાળ્યો કે,
"તન હાથિયો ને મન અંકોશ, તે આપોઆપ રખાય"

† વરણાગ—શણગારવાળી. ‡ અંબુજદલશાં—કમળસરખાં.

જાણે કામ કટારિયો, દંત બત્રીશ દાડમકળી;
ભાગ્ય સુભાગ્યથી ભામનિ, તે તુજને ભદ્રા મળી. ૧૧૧
ભ્રકુટી ધનુષ કમાન, અકલ અતિ અનૂપે;
ચતુરા ચારુ ચિત્ત, રંભા સુંદર રૂપે;
અધર મધૂર પ્રવાળ, ઉજ્વલ પૂરણુ પાણી;
રસના રંગ અમૂલ, કોકિલવત મધુરી વાણી;
આનંદકંદ અતિ સુંદરી, કોથી નવ જાયે કળી;
કસ્તુરચંદ કર તાહરે, ભામની તો ભદ્રા મળી. ૧૧૨
કંઠે એકાવળ હાર, નાર નક્ષત્ર જ સરખી;
ઉદર પોયણુપાન, જાણી મેં એને નિરખી;
પ્રગટ ઊર અંકાર, જોરમદ જોબન જોરો;
*મેહેમદ ગજ મછરાલ,† ચાલે એ તરુણી તોરો;
નાભી ગંભીર નારીતણી, શુભ લક્ષણુવંત સારખી;
શામળ કહે ભામનિ મળી, પ્રીત ધરી મેં પારખી. ૧૧૩
ચાલંતી ગજચાલ, સ્યામા શોભે સિંહલંકી;
કેળપત્ર પ્રમાણુ, વેલ વાંસાની વંકી;
કુંભસ્થળ ગજરાજ, જેવા પૃષ્ટ ભામનિ ભારી;
જંઘા કદલીસ્થંભ, શોભા જોતાં ઘણી સારી;
પદ્મઆકારે પગ આંગળી, જાવક રંગ જુવતી જડી;
ભદ્રા ભોળી ભામની, નિરાંતથી વિધિએ ઘડી. ૧૧૪

### ચોપાઈ.

રૂપ સાંભળી રીઝયો ઘણું, તોલ ઘણું તે તરુણી તણું;
દંતકુંવર આગળ દાખિયું, બ્રાહ્મણે ભાવ કરી ભાખિયું. ૧૧૫
ભાગી ભાવટ‡ બ્રાહ્મણતણી, મળી હેતે વધાઈ ઘણી;
વસંત વીસ હજાર જ તણો, મોકલ્યો માલ બીજો બહુ ઘણો. ૧૧૬
મેવા મિઠાઈ અપરંપાર, ઘણા શોભિતા શુભ શણુગાર;
જરકશી જર દોરા હીર, નારી કુંજરકેરાં ચીર. ૧૧૭
લાવ જશ લાખેણો લીધ, વસંત મોકલી વિવા કીધ;
લીધું લગ્ન લાખેણું આજ, કરવા માંડ્યાં વિવાનાં કાજ. ૧૧૮

* મેહેમદ-મદઝરતા. † મછરાલ-ઉન્મત્ત; મત્સરવાળા ‡ ભાવટ-દુઃખ; ભવનું દુઃખ તે દારિદ્રય.

ગંધાર બાંધે ઊલટ ઘણો, કસ્તુર આવશે દંતાતણો;
જેને ઘેર મહાલક્ષ્મી વસે, વાગે ભુંગળ ગેબી ધસમસે. ૧૧૯
ફરે દેશ વિદેશે વ્હાણુ, ખરી ખાંત અમૃતની ખાણુ;
કર્મ અનુસાર કરે બહુ કાજ, પુણ્ય સરોવર બાંધે પાજ. ૧૨૦
વગર વાંકે ન દે કો દંડ, જોર જુલમ કરે નહી લંઠ;
પ્રજા સુખી એ રાજા સુખી, દુખી રૈયત તો રાજા દુખી. ૧૨૧
કોટીધ્વજ દેખે જ્યાહરે, મહિપત મન હરખે ત્યાહરે;
વીરચંદશા જે વાણિયો, અધિક સામન તેણે આણિયો. ૧૨૨
રુડો મંડપ પૃથ્વીપર રચ્યો, મહા મનોરથ મહિમા મચ્યો;
જોર જુગતથી આવી જાન, મનસા સિદ્ધ દીધાં બહુ માન. ૧૨૩
મેવા મીઠાઈ બત્રીસ પાક, તરતીબ ઘણી તેત્રીસાં શાક;
વણિક વિશા શ્રીમાળી નાત, જુગત બધે જાણીતી જાત. ૧૨૪
નાત ચાલ કુળ રીત જ કરી, ચારુ કન્યા વરરાયે વરી;
કરી ભક્તિ ભલેરી ભાત, રાખી જાન દિવસ ઘેર સાત. ૧૨૫

દોહરા.

કસ્તુર કહે કન્યા સુણો, રહો પિયર પ્રમાણુ;
તેડાવું તો આવજો, ચતુરા ચતુરસુજાણુ. ૧૨૬
પરઠ્યા રૂપિયા પાંચ લક્ષ, તેને મન છે સેહેલ;
કામ કરો રે કામની, મોટા કરો ત્યાં મેહેલ. ૧૨૭
કરો મેહેલ કસ્તુરીયા, ગુણુ ગંધારે ગામ;
મહિમા વાધે માનથી, સરે આપણું કામ. ૧૨૮
નવ ટકા નવ કોટિના, ઓપાવો અવાસ;
પિયર રહો તમે પ્રીતશું, માતપિતાની પાસ. ૧૨૯
શિવ દેહેરું સોહામણું, કરાવજો એ કામ;
સુરંગ કરાવો મોલમાં, અમ ઘેર આવો ઠામ. ૧૩૦
અવલ મેહેલ કરાવજો, શિવપ્રસાદ ત્યાં હોય;
અમ ઘેર આવો કામની, અવર ન જાણે કોય. ૧૩૧

ચોપાઈ.

દીધાં માનનીએ બહુ માન, જુગતે કરી જોડાવી જાન;
માનની મહિયર મેહેલે રહી, ત્રંબાવટી સહુ આવ્યાં વહી. ૧૩૨

વાત વિસારે નાંખી આપ, એક દિવસ બેઠો છે બાપ;
કુંવર કર જોડીને રહ્યો, પિતા પ્રત્યે બોલ જ કહ્યો. ૧૩૩
મેં માની શુભ જાતરા, સાથે લેવી નથી માતરા;
કપરી બાધા રાખી અમો, જાઊં ત્યાં હુકમ દો તમો. ૧૩૪
ના કરશો મુજ ચિંતા લેશ, પંથ વેગળો છે પરદેશ;
અડવાણે પગ નહિ કો સાથ, એવી હોંસ ઘણેરી હાય. ૧૩૫
જેણે જાત્રા ન કરી સાર, અફળ ગયો તેનો અવતાર;
પિતા કહે વ્હેલા આવજો, કુશળ વાત નિત્યે કહાવજો. ૧૩૬
કસ્તૂરીના મરદન કરો, પાળા કેમ પંથે પરવરો;
કહે છે કુંવર આપીશ કાલ, હુકમ પિતાજી મુજને આલ. ૧૩૭
હુકમ હેત કરીને દીધ, કર્યો કુંવરે પંથ પ્રસિદ્ધ;
રાખ્યો વાટવો છાનો માલ, મન વનિતા જોયાનો હાલ. ૧૩૮
કરી જાતરા બારે ભૂપ, બદલાયું રઢિયાળું રૂપ;
વેશ પાલટ્યો વરુવો વંક, રાજરૂપ થયો જેમ રંક. ૧૩૯
જુન. વસ્ત્ર આભૂષણ અંગ, સાથે નહિ કો એને સંગ;
ગંધાર ગામ વચ આવ્યો વાટ, બેઠો વીરચંદશાને હાટ. ૧૪૦
તાલેવંત બેઠો જ્યાહરે, થયો લાભ તેને ત્યાહરે;
મોટો જાણી દીધું માન, મુખ આગળ મેહેલ્યાં બહુ પાન. ૧૪૧
ક્યાંથી આવ્યા ને ક્યાં જાઓ, શા વણજમાં ધંધે ધાઓ;
વીરચંદશા સાંભળજો શેઠ, નંબાવટી નગરી મુજ નેટ. ૧૪૨
દંતકુંવરનો મહિમા ઘણો, હું વાણોતર તે ઘરતણો;
કાંઇક વચન અમને મન અડયું, તેથી નિસરવું નિશ્ચે પડયું. ૧૪૩
જાણું સરવે વેપાર જ કરી, ઘર શેઠનું આપું ભરી;
નામુ લેખું જાણું અનેક, વેપાર સર્વની વિધિ વિવેક. ૧૪૪
જે કહે તે કરું હું કામ, દુબળીશા તે માહરું નામ;
દાણો પાણી હશે મુજ જ્યાંહ, રહીશું ચાકર રાખે ત્યાંહ. ૧૪૫
વાણોતર વેવાઇનો જાણિયો, બોલ્યો વીરચંદશા વાણિયો;
પ્રીછું હું તમારી પેર, સુખે રહો અમારે ઘેર. ૧૪૬
કબુલ વચન તારું કીજીએ, મુસારો કહો તેવો દીજીએ;
મારું પણ રહ્યાનું મંન, કરું કામ જમું તુજ અંન. ૧૪૭

દામ મુસારો હું નહી લેઉં, જે રણું તે તમને દેઉં;
જો મુજમાં કાંઈ આવડ હશે, (તો) સર્વે શેઠજી સારૂં થશે. ૧૪૮
નથી ગુણ જાણ્યો કાંઇ તમો, (તો) શો મુસારો માગું અમો;
નવા મેહેલ નવો વેપાર, નવો વાણોતર રાખ્યો તે ઠાર. ૧૪૯
મંદિર માંહ ગયો તે બાપ, બેઠી ભદ્રા દિકરી આપ;
વાણોતર તારા સસરાતણો, નામ દુબળી ડાહ્યો ઘણો. ૧૫૦
રાખ્યો વણુજ નવા કારણે, એ બેઠો પેલો બારણે; .
તે રામાએ જોયું રૂપ, દીઠો ભામની ભારે ભૂપ. ૧૫૧
વીસ વસા એ મહારો કંથ, કઇક ચિત્ત ચિંતાએ પંથ;
ફંદ રચી તે રૂડો આવિયો, ચેતી એમ જેમ કર તાવિયો. ૧૫૨
કુંવર શ્રી આવ્યા ધુતાર, જોવા પારખું મુજ નિરધાર;
જેવું કર્મે લખ્યું તે થાય, રાખ્યો હેતે મંદિરમાંય. ૧૫૩
કસ્તુર રહ્યો સસરાને ઠામ, પછી કરે કહી વિધનાં કામ;
ડાહ્યો આપ અકલે તો પૂર, ઢાંકયું કયમ રહે મુખનું નૂર. ૧૫૪
કરી ભોજન ઠેકાણે ઠર્યો, વિચાર આપ મનમાંહે કર્યો;
ગરીબ ઘેર નિત્યે શું ખાઇશું, મોહોટા માણસ કયમ થાઇશું. ૧૫૫
ગયો આપ ચઉટાને હોર, આપી તંબોળીને દશ મોહોર;
હાટ દુકાન કંદોઈ જ્યાંહ, મોહોર પચીસ આપી જઇ ત્યાંહ. ૧૫૬
પરતાગિયા વેચે બહુ શાક, પાંચ મોહોર આપી લઇ પાક;
હુંશ જે બાબત મનમાં ધરે, તરતીબ પહોંચતાં રીઝે કરે. ૧૫૭
શેઠ પાસ નવ માંગે હોય, તેને શાની ચિંતા હોય;
ખાય પીએ ને મોજો કરે, શહેર બધામાં સહેજે ફરે. ૧૫૮

છપ્પા.

જર માત ને તાત, ભ્રાત તે જરને જાણો;
ડહાપણ ચાતુરી દામ, દામ રાજા ને રાણો;
સગાં સહોદર સર્વ, દ્રવ્ય તે ધીરજ ધારી;
રગ ને રૂપ અનૂપ, દ્રવ્ય તે વણુજ વેપારી;
જગતવશ તે જરથકી, ગરથ માંહિ ગુણ બહુ ગણું;
શામળ કહે સ્વર્ગે સંચરે, જોર હોય જો જરતણું. ૧૫૯
જરને વશ છે જગત, રાય પણ જરથી રીઝે;
જુવતી જરવશ હોય, જોર જશ જરથી લીજે; ૧૯

જર સજ્જન સન્માન, જરે જશવંત કહાવે;
જરથી પામે જોખ, સતી શુભકુળની આવે; ૫૯
જરનું જ જગતમાં જોર છે, જરે સકળ શોભા રહી;
શામળ કહે જર જોરથી, જીવ અપાય કે રહે· સહી. ૧૬૦

## ચોપાઈ.

જેને ઘેર વસે છે દામ, કરે ચિંતવ્યાં તે નર કામ;
રહ્યો દૂબળી ઠામે ઠરી, જોર તો રદિયામાં ધરી. ૧૬૧
કરે દલાલી વણુજ વેપાર, રાખે શેઠતણો બહુ ભાર;
ગામપતિ સૂધી થઇ ખ્યાત, સઘળે ચાલી વારુ વાત. ૧૬૨
વાણોતર દુબળી એતણો, કરે વણુજ એ ગામે ઘણો;
આપે નિત્ય રાજાને માલ, નામ દુબળીશાહ દલાલ. ૧૬૩

## દોહરા.

લાખો વણુઝારો લખપતિ, મહિમાકેરી મોઠ;
લાવ્યો માલ અસંખ્ય લખ, પાંચ લાખેણી પોઠ. ૧૬૪
મજિઠ સોરંગિ કિરમજ ઘણી, કસુંબો ને કથીર;
વસાણુાં વિધવિધનાં, ધાતુ ધાન ને હીર. ૧૬૫
જેને અર્થ હોય જે તણો, તે વેપારી જાય;
વોહોરત વોહોરે વાણિયા, કર્મ અનુસારે ખાય. ૧૬૬
પોઠ પડી લાખાતણી, ત્યાંથી જોજન ત્રણ;
કહે દુબળી શેઠને, કહું વાત સુણુ કર્ણ. ૧૬૭
આપણે અર્થ જ કેટલો, તેટલા પોઠી લેઉં;
સામો જઇને સહી કરું, દિલથી બાનું દેઉં. ૧૬૮
વીરચંદ કહે વીશ લો, કે લીજે ચાળીશ;
લખ્યું હશે જે કર્મમાં, આપે લાભ જુગદીશ. ૧૬૯
મન તો સો લીધાતણું, હોંસ ધરેરી હામ;
ઉધારે ધીર નહીં, ક્યાંથી દઇએ દામ. ૧૭૦

## ચોપાઈ.

પહેરી પોશાક સ્વરૂપે સહેલ, જોડાવી એક વારુ વહેલ;
ન રહ્યો ઘડી એક તાકવા, બેઠા આપ હાથે હાંકવા. ૧૭૧

ઘડી ચારમાં મારી ચોટ, આવ્યો જ્યાં લાખાની પોઠ;
આપ દૂબળી ત્યાં જઇ અજો, લાખો ડેરા તાણી પજો. ૧૭૨
જુહાર કરી બેઠો જઈ પાસ, ડેરે વણઝારાને વાસ;
નાયક લાયક દીઠો દેહ, કરી હેત બોલ્યા છે તેહ. ૧૭૩
કવણ વેપાર કવણ તુજ ગામ, કવણ કાજ કવણ તુજ નામ;
વણઝારે પૂછ્યું એ રીત, બોલ્યો દુબળી કરીને પ્રીત. ૧૭૪

## દોહરા.

બુધ ઘણેથી બોલિયો, સાંભળ નાયક નેટ;
નગર ત્રંબાવટીતણે, દંતકુંવર મુજ શેઠ. ૧૭૫
વણજ અર્થ વેપારને, આવ્યો છું આ ઠામ;
નાયકજી જે પૂછીયું, દુબળી મારું નામ. ૧૭૬
લાખો કહે દંતાતણો, તે વાણોતર આજ;
સોદો કર તું સામટો, કહે મુજ સરખું કાજ. ૧૭૭
પાંચ લાખ પોઠીતણો, પુછયો પાર પ્રપંચ;
લાખો તો લજ્ઞો નહીં, શાહુકારનો શો સંચ. ૧૭૮
નંગ જડ્યાં નવ લાખનાં, પહોંચી એહ અમુલ્ય;
સોંપી લાખાને તુરત, સાટામાં સમતુલ્ય. ૧૭૯
ખરો પારખી લે ખરો, વચન દેઇને વરત;
સોદો કીધો સામટો, તોલ ઘણે રે તરત. ૧૮૦
કર્યો કબાલો દેખતાં, લોભે લખિયા લેખ;
દામ આપ એ દૂબળી, વોહોર્યો માલ વિશેક. ૧૮૧
વોહોર્યો માલ જે મુલથી, ખોટ ન જાય કે ખાય;
વેચે માલ એ દુબળી, ત્યારે માલ વેચાય. ૧૮૨
જોડી વહેલને ચાલિયો, કહી નાયકને નામ;
લાવો પોઠ ગંધારમાં, ઉતરો ગાંદરે ગામ. ૧૮૩

## ચોપાઈ.

આવ્યો દુબળી પોતે ઘેર, કહી શેઠ આગળ એ પેર;
પાંચ લાખ પોઠી વોહોર્યા અમો, તેનો લાભ લેજોજી તમો. ૧૮૪
સાંભળતામાં મહા દુઃખ થયું, પહેર્યું પગરણ નિસરી ગયું;
જોયું મેં ડાહાપણ તાહરું, તેં તો ઘર ઘાલ્યું માહરું. ૧૮૫

અમે તો શી કરીએ પેર, એ પરવડે દંતાને ઘેર;
જેને વણઝારો ધીરે દામ, એતો ક્રોડપતિનાં કામ. ૧૮૬
ઉતાવળો ખપે નહી માલ, હવે મારા શા થશે હવાલ;
કુંવરી પાસ ઘરેણું ઘણું, લેશે વણઝારો તેતણું. ૧૮૭
કસ્તુરચંદના ઘાલ્યા કેલ, વેચાવશો દંતાના મેહેલ;
છઇયાં છોકરાં વેચાવશે, પોઠ લઇ કાલે આવશે. ૧૮૮
હવે શું કરું ને કયાં જાઉં, તાહરો શેઠ તો હું નહી થાઉં;
કરો છુટકો કે નાસી જાવ, કે ડાહ્યા છો દેખાડો દાવ. ૧૮૯
તમે કામ મૂરખનું કર્યું, માહરું ઘર તો કૂડે ભર્યું;
ભલા વાણોતર કર્મે મળ્યા, રળી રોટલો ખાતા ટળ્યા. ૧૯૦

દોહરા.

કહે દૂબળી શેઠ સુણ, વીરચંદ વડહથ;
ચોકસ બેસો ચાકળે, શાહા થઈ સમરથ. ૧૯૧
જો હિમ્મત તું માહરી, દેઉં ઘણેરા દામ;
નામ તો મારું દૂબળી, કરું મોટેરું કામ. ૧૯૨
મન ઠેકાણે રાખજો, ભાખજો મીઠી ભાખ;
પારેખને મેં પ્રીછ્યો, સર્વ વાતની શાખ. ૧૯૩

ચોપાઈ.

એવી વાત કરે જે ઘડી, આવી પોઠ જઈ પનઘટ પડી;
ઠામ ઠામના ગયા દલાલ, વેચાતો લેવાને માલ. ૧૯૪
લાખો ડેરા તાણી પડ્યા, સહુ વેપારી ત્યાં જઇ અડ્યા;
જેને સોદે જોઇએ જેહ, માંગવા માંડ્યો તેણે તેહ. ૧૯૫
કહે લાખો કાં જુઓ છો એહ, મેં પોઠ વેચી સર્વે તેહ;
જો માલ એ લેવા ચાહો, તો શાહ દુબળી પાસે જાઓ. ૧૯૬
સહુ વેપારી ઘસિયા હાથ, બોલ્યા વણઝારાને સાથ;
આપી દુબળીને શું લેશ, પાછો લે પરઠણ પ્રવેશ. ૧૯૭
તારું ડહાપણ કહિયે શું કથી, એ દંતાનો વાણોતર નથી;
કાઢી મેલ્યો છે બ્હારણે, રહ્યો પેટ ભરવા કારણે. ૧૯૮
વીરચંદ વેપારી ઘણો, વોહોરત પોઠી પંદરતણો;
તેને ઘેર મજુરી કરે, પાખંડી થઈ પેટ જ ભરે. ૧૯૯

એથી કેમ પોકી લેવાય, ભારે સોદો (તે) કેમ જ થાય;
ખોટા નાણાં ને વળી માલ, માટે વિચારોને તત્કાળ. ૨૦૦

દોહરા.

લાખો હસિઓ હુંશથી, કાંરે ચુગલી ખાઓ;
જો કોઈ સોદો સાટવે, દુબળી ડેરે જાઓ. ૨૦૧
દામ આગળથી આપિયા, ગંઠિ બાંધ્યા રોક;
પછે પોઠ વહોરાવિયે, શંશાં મારો ફોક. ૨૦૨
મહાજન મળિયું એકઠું, પ્રીતે આવ્યા પાસ;
સહસ્ત્ર બે ચાકર સામટા, વીરચંદને વાસ. ૨૦૩
અલ્યા દુબળી હઠ કરી, કેમ કરે એ કામ;
વેપાર રંધી સર્વના, રહીશ એકલો ગામ. ૨૦૪
બધી કરશું સહુ મળી, સહુને દેશું શીખ;
વહોરે વસ્ત નહી તાહરી, માગીશ ઝાઝી ભીખ. ૨૦૫
કરગરી કહે દુબળી, વેચવાની નહી વસ્ત;
ત્રંબાવટી એ તો જશે, ચઢશે વહાણુ સમસ્ત. ૨૦૬
બધું બંગાળે મોકલું, દાણો દાણો ઉક;
પંદર પોઠનો ખપ પડ્યો, તેમાં આવી એક. ૨૦૭
વિચાર કર્યો વેપારીએ, દંતા કેરો દામ;
એ પાળે અચરત કશું, કરી શકે એ કામ. ૨૦૮
રડીએ જઈ રાજા કને, કાઢીએ એનું સાલ;
લૂટી લેશે લખપતિ, ફજેત થશે આ કાળ. ૨૦૯
ચાણો એક સમજુ હતો, રુડી જેની શાખ;
તોલ નહી એ તમતણું, વાત અહીંથી રાખ. ૨૧૦
જઇશું જો દરબારમાં, કરશું ઝાઝું જોર;
મેસુલ ભરશે માલનું, આપણું જાશે તોલ. ૨૧૧
બોલબાલા એની થશે, જશે આપણી લાજ;
માટે મળીએ એહને, કરીએ એવું કાજ. ૨૧૨

ચોપાઈ.

કરજોડી વેપારી રહ્યા, દીન બોલ દુબળીને કહ્યા;
ઊંડળમાં ઘાલ્યો તેં આજ, વેચ અમે તે લઈને લાજ. ૨૧૩

નહી હુંશ કરૂં મોટિયે, સવા રૂપિયો લઉં પોઠીયે;
એ તો લાભ લઉં આ ઘડી, કાલ વેચું તો લઉં હું અઢી. ૨૧૪
કેણે દશ વીસને બાર, લખ્યા લેખ ન લાગી વાર;
બસેં ચારસેં કોઈ સેં પાંચ, જેને જેવી હોયે આંચ. ૨૧૫
બે ચાર દીવસમાં સરવ, વેચી માલ જોડે છે દ્રવ્ય;
લાખો કોડી નવ લે હાથ, હું સમજ્યો દુબળીને સાથ. ૨૧૬
વીરચંદ ઘેર લક્ષ્મી ઘણી, ઠામ ઠામ છે હેમજ તણી;
ન રહી ઉણપત તેને કશી, મહાલક્ષ્મી મંદિરમાં વસી. ૨૧૭
ઝળહળતું નારાયણ નૂર, જાણે ઘરમાં ઉગ્યો સૂર;
જ્યાં જુએ ત્યાં દીસે હેમ, પાંચ પદારથ જેવા પ્રેમ. ૨૧૮
દુબળી દેશપતિવત થયો, શેઠજી શેઠજી શેઠે કહ્યો;
ગણી લાભ ગલગલીયાં થાય, શેઠને મન તો હરખ ન માય. ૨૧૯
જુએ વાટ જે આવે પોઠ, વળી એક બીજી મારૂં ચોટ;
ભલે પ્રભુજી મારા નાથ, આ વાણોતર આવ્યો હાથ. ૨૨૦

## છપ્પા.

ગુણની આગળ ભૂપ, સરીખા રહે કર જોડી;
ગુણની આગળ રૂપ, જુવે નિત આડું ઓઢી;
ગુણની આગળ ગર્થ, ઘણેરા ફેરા ખાયે;
ગુણ આગળ દાતાર, માન માંગવા જાયે;
ગુણનાં માન ઘણાં કરે, જે માન નહી ભૂપને;
શામળ કહે ગુણે રાચજો, રખે રાચો કોઈ રૂપને. ૨૨૧
ઇંદ્રવારણાં હોય, કોઈ ખાંતે નવ ખાયે;
આવળકેરાં ફુલ, તેથી શિવ નવ પુજાયે;
ઝાકળકેરાં નીર, તરસ તેણે નવ ભાગે;
બગલાં ઉજ્વળ હોય, જુએ પણ હંસ ન લાગે;
કરાંએ મોતીનાં સારખાં, નવ આભુષણ આપે અશો;
શામળ કહે શોધી જુઓ, ગુણ વિના રૂપ નવ કશો. ૨૨૨

## દોહરા.

નામ રૂપે નવ રાચિયે, જો ગુણહીણો હોય;
કનક નામ ધંતૂરનું, કડાં ન પહેરે કોય. ૨૨૩

નામ ધરાવ્યું દૂબળી, કર્યું મોટરું કામ;
ગર્યો ઘર ભરી આપિયું, ઠાલો નહિ કો ઠામ. ૨૨૪

છપ્પા.

ધનજિ ઉવાણે પાય, ભૂપ ભિખંતો દિઠો;
સુરજિ ન દેખે આંખ, બોલતો કડવું મીઠો;
વ્યાજ ભરે રણછોડ, કામ કલ્યાણ જ કરતો;
અવિચળ ચળ્યા અપાર, દીઠો અજરામર મરતો;
હીરા માણેક મોતિયો, રતનિયો કથીર દેખે નહિ;
કવિ શામળ કેહે સંસારમાં, કારણ નામ રહ્યું કહી ? ૨૨૫

દીઠા અમર મરંત, નાના કંઈ દીઠા ઘરડા;
નાગો પહેરે વસ્ત્ર, વાઘ સિંહ કુતરે કરડ્યા;
પર્વત ફરે પરદેશ, દીઠો મંગળને દુઃખિયો;
સંતોખિ અદકું ખાય, કાસદું કરે છે સુખિયો,
દયાચંદમાં દયા નહીં, ખુશાલ કહિ રોતા ફરે;
શામળ કહે નામ પનોતિયો, કંઈ લાખ કુંવારા મરે. ૨૨૬

કુબેર નામ કહેવાય, ખજાને દીઠા ખાલી;
કરે ધર્મો બહુ પાપ, ન્યાલ આવે ઘર ઘાલી;
વહાલો રાખે વેર, ઝેર જેવો તે મીઠો;
જોગી કરે વેપાર, ભોગી ભિખંતો દીઠો;
ઘેલો જાયે છેતરી, બળિયોજી હારી જશે;
રૂડા કંઈ ભુંડા કહું, શામળ કહે નામે શું થશે. ૨૨૭

હાથી નામ કહેવાય, બીહે ઉંદરને સાદે;
કપુર કાળો હોય, શામળો સુંદર વાદે;
રૂપો હોય કરૂપ, ભૂષણમાં દૂષણ ઝાઝાં;
કૃપાલ રાખે કૂડ, ભુપત વજાડે વાજાં;
આશા ઇચ્છા ઓલગ કરે, કલંક નિર્મળ શિર ચડે;
રોગટ ફરે કંઈ લોપતા., શામળ નામને શું રડે. ૨૨૮

ચોપાઈ.

મેલ ન જાણ્યો કોય મર્મને, અડગું એક આવી કર્મને;
ગર્ય કમાઈને ઘર ભર્યું, વળતું કામ તેણે શું કર્યું. ૨૨૯

લાખા સાથ લાખેણી પ્રીત, કીધી ધણી રાજાની રીત;
લાખો નાયક પોતે આપ, આવ્યો ઘેર નિશ્ચે છે છાપ. ૨૩૦
મળ્યા પાણી નવ રહે એક ઘડી, મળ્યું મન તે સાથે જડી;
શેઠ શેઠાણી બેઠાં જ્યાંહા, આવ્યો દુબળી પારેખ ત્યાંહા. ૨૩૧
રીસ માં કરો તો કહું એક વાત, જે મુજને સુજે સાક્ષાત;
લાખો ઘેર આવે છે સંગ, પહેરી આભુષણ અતિ અંગ. ૨૩૨
પેહેરી વાગા વસ્ત્ર જ સાર, દેખાડે અલખત અપાર;
ભદ્રા આગળ દુબળી ગયો, કહે વાત જઇ ઉભો રહ્યો. ૨૩૩
ઘરેણું તારે છે ઘેર ઘણું, ઝવેર જડયું જે સસરાતણું;
તે પહેરીને ગોખે બેસ, શું આખો દિન ઘરમાં પેસ. ૨૩૪
દેખે વૈભવ ઘરનો ઠામ, તો ધીરે ઉધારે દામ;
પુંજી થોડી ઘરમાં હોય, તોએ બહાર ન જાણે કોય. ૨૩૫
લાખો માલ સોંપીને જશે, બમણા પૈસા વેપારે થશે;
પોતાનો થઈ કરી બહુ પ્રીત, માનો સાચું રૂડી રીત. ૨૩૬
ભદ્રાભામની સમજી ત્યાંય, કાંઈ કપટ એના દિલમાંય;
ભલું લખ્યું હશે તે થશે, પાપી હાથ ઘસંતો જશે. ૨૩૭
નિત્ય નવા પહેરે શણગાર, આવી માળિયે બેસે બહાર;
તેનું રૂપ તે કોણ જ કળે, જેમ હીરો કુંદનમાં બળે. ૨૩૮
એક દિવસ લાખો લખપતી, બેઠા ચોકમાંહે મહામતી;
કરી વાત દુબળાને સાથ, એકએકના ઝાલી હાથ. ૨૩૯
હવે દુબળી આપો દામ, જઈએ અમો અમારે ગામ;
દુબળીએ દેખાડ્યો હાથ, સાન કરી વણઝારા સાથ. ૨૪૦
મોહંતુ માળિયું કીધું સાથ, ખરચ્યા પુરા પાંચજ લાખ;
લાખે ઊંચું જોયું જેટલે, નક્ષત્રવત દીઠી તેટલે. ૨૪૧
જાણે માનસરોવર હંસ, જાણે જેમ ઈંદ્રાણી અંશ;
નીચી આંખ તેણે નવ થાય, ઘણા બાણુના વાગ્યા ઘાય. ૨૪૨
કાલોઘેલો તે થઈ ગયો, સવા પોહોર સુધી તો રહ્યો;
નમું દુબળી તારે પાગ, દીઠી મેં અલૌકિક જાગ.* ૨૪૩

* જાગ—જ્યોતિ.

કોણ રૂપ રંભા એ નાર, કોણ પુરુષ પનોતો સાર;
એનું મુખ નિર્ખે જન જેહ, ધન્ય ભાગ્ય તેનું તો તેહ. ૨૪૪
કહે દુબળી છાના રહો, રખે વાત કંઈ મુજને કહો;
દંતાશેઠની શોભા ઘણી, એ વહુ કુંવર કસ્તુર જ તણી. ૨૪૫
ભદ્રા ભાગ્યવંતી નિજનામ, આપણ સરખા ઘેર ગુલામ;
સવા પાસેર કસ્તુરી અંગ, નિત્ય નાહાતાં શોભાવે સંગ. ૨૪૬
કોડપતી જોયો જામાત્ર, તે આગળ આપણ કુણ માત્ર;
માગો તે દામ ગણી લીજિયે, સુખે શીઘ્ર પંથે કીજિયે. ૨૪૭
લાખે લાજ તજીને કહ્યું, મેં તો નહીં જાયેજી રહ્યું;
દુબળી તારો હું વેચાણ, જીવત દાન દીધું એમ જાણ. ૨૪૮
દુબળી તારો ચાકર રહું, મન મળ્યું તે માટે કહું;
મારો જીવ રક્ષણ તે તું, હેત પ્રીત બોલું છું હું. ૨૪૯
દુબળી કહે હમણાં તો જાઓ, પેટ ભરીને રોટલા ખાઓ;
ગયો લાખોજી ડેરે ત્યાંહ, રહ્યો જીવ તો માળિયામાંહ. ૨૫૦

## છપ્પા.

પરનારીસું પ્રીત, દેહમાં દુઃખ ઘણેરું;
પરનારીસું પ્રીત, થાય અનર્થ અનેરું;
પરનારીસું પ્રીત, ભાગ્યહીણાના ભોગ;
પરનારીસું પ્રીત, ખરો તનમાં ક્ષયરોગ;
પરનારી સાથે પ્રીતડી, પડિયો પાપ પ્રસંગમાં;
શામળભટ સાચું કહે, ઉચાટ ઉપજે અંગમાં. ૨૫૧
પરનારીસું પ્રીત, તેને ભોજન નવ ભાવે;
પરનારીસું પ્રીત, નિદ્રા સુખે નવ આવે;
પરનારીસું પ્રીત, હરિ સેવા નવ સૂજે;
પરનારીસું પ્રીત, બુદ્ધિ સારી નવ બૂઝે;
એ પાપ રૂપ પરનાર છે, અપજશ ઉપજે આપના;
શામળ કહે પ્રીત પરનારસું, બોળે બોહોતેર બાપના. ૨૫૨
પરનારીસું પ્રીત, તેને નવે ગ્રહ રૂઠ્યા;
પરનારીસું પ્રીત, અગ્નિ વરસાદ જ વૂઠ્યા;

પરનારીસું પ્રીત, તેને પનોતી મોટી;
પરનારીસું પ્રીત, મુક્તિની આશા ખોટી;
પરનારી કેરી પ્રીતથી, અગ્નિ આંચ નિતનિત ખમે;
શામળભટ સાચું કહે, ગુણવંતાને નવ ગમે. ૨૫૩

## ચોપાઈ.

બીજે દિવસે ગયો એક પહોર, આવ્યો નાયક તેણે ઠોર;
પહોંચી લાવ્યો પરઠણની સાથ, સોંપી દુબળી કેરે હાથ. ૨૫૪
હવે જીવ મારો જાય છે, ચિત્ત મળવા એને ચહાય છે;
દુબળી કહે કહું તે કરો, લખ્યાં પાછાં મુજ હાથે ધરો. ૨૫૫
મેહેનત કરું તમારી વતી, જો જોર કરે કંઇ તારી રતી;
લીધાં ખત લાખો લાવિયો, શેઠાણી પાસે આવિયો. ૨૫૬
વાત કામની કહું છું નેટ, સારી રીત સમજાવો શેઠ;
કરો આપ કહું તે અમો, ભદ્રાને સમજાવો તમો. ૨૫૭
લાખાને લાગ્યો છે રંગ, કરશે સ્યામા કેરો સંગ;
રહેશે રંગે એકજ રાત, પંથ ઉઠી જાશે પ્રભાત. ૨૫૮
એમાં જાન કેટલુંએક થશે, સઘળો માલ મૂકીને જશે;
ખાઓ પીઓ અલખત ભોગવો, ભોગ ઘણા ભારે જોગવો. ૨૫૯
હું કહું છું તમારે અર્થ, ઘણો આપણ પામીશું ગર્થ;
વહાણવટી ચાલે વેપાર, દોલત આવે અપરમપાર. ૨૬૦
તમારું રુડું ચાહું છું અમો, ડાહ્યાં છો વિચારો તમો;
જોડ્યા તે જુવતીએ હાથ, બોલી દુબળીશાને સાથ. ૨૬૧
કહ્યા સસરો જાણે વાત, ત્યારે થાય મહા ઉત્પાત;
છાનું પાપ કદી નવ રહે, કોઈ જઈ કરતુરને કહે. ૨૬૨

## દોહરા.

હું છું તેના ઘરતણો, પ્રીછું સઘળો અર્થ;
ઘણાં કામ એવાં કર્યાં, તેનો ઝાઝો ગર્થ. ૨૬૩
વસ્ત્રમાં નાગું વિશ્વ છે, કોય ન જાણે પાર;
કીડીની રક્ષા કરે, હાથી હણે હજાર. ૨૬૪
માટી ચુલા મંદિરે, મુખ નવ બોલે કોય;
ઢંઢવાડો ગામગામમાં, શેહેર સમીપે હોય. ૨૬૫

બુદ્ધિ બગડી જો ચુકશો, વળતી ઘસશો હાથ;
સ્વપ્નાની પેરે સહજમાં, આભ ભરાવે બાથ. ૨૬૬

છપ્પો.

ઝારી જે જળપાત્ર, જાત્ર જે જોવા સરખી;
ઉટકીને એક દિન, પ્રિતે જૂઓ તે પરખી;
ઉપર કમળ અનૂપ, રૂપ ઉપર બહુ કાંટા;
નારી નિર્મળ હોય, અંતરમાં બહુ આંટા;
વેપારી વરણાગિયો, ઘણા દામ નિત્યે ગણે;
તેનું તે દિલ માંહિ, કવિ શામળ સાચું ભણે. ૨૬૭

ચોપાઈ.

ઉપર ઉજળો ને મેલો માંય, ઘેર ઘેર છે જ્યાં ને ત્યાંય;
અતિશે લોભ અર્ણવમાં પડી, માનુની પાસે મેડી ચઢી. ૨૬૮
કંગાલપણે કરગરી જઈ, દીન વચનથી વાણી કહી;
દોહેલા દહાડા તો વામિયે, અનર્ગળ લક્ષ્મી તો પામિયે. ૨૬૯
લક્ષણ કહેતાં આવે લાજ, પણ ભલો મેળ મળ્યો છે આજ;
ઘણાં વસ્ત્ર આભૂપણ થશે, દળદર સાત પેઢીનું જશે. ૨૭૦
કરો કોલ તો ભેદ ભાંગિયે, કામ થોડું કહેતાં લાજિયે;
સમજી ભદ્રા વાયક ઘણાં, કર્તવ્ય કર્મ એ દુમળી તણાં. ૨૭૧
એહ કરે તે કરવા દઉં, માલ સર્વ ખેંચીને લઉં;
આશક વિના તે શાની આડ, રોગ વિના તે શાની નાડ. ૨૭૨
વાંક વિના નરપત શું કરે, છળ વિના તસ્કર શું હરે;
વિદ્યા વિના શી કહાડે ખોડ, ઉદ્યમ વિના શી બાંધે મોટ. ૨૭૩
નિર્મળને શું કરે કલંક, મીડાં આગળ શાનો અંક;
એતો લક્ષણ લોભે લાવિયો, માટે મુજ મંદિર આવિયો. ૨૭૪
હઇડું હરી પોતાનું હાથ, જખ મારે માવીતર સાથ;
માતાને મન ઉપજ્યો લોભ, મારા મનમાં મોટો ક્ષોભ. ૨૭૫

છપ્પો.

લોભે ઘટે કુળલાજ, કાજ બગડે જો જાગે;
લોભે ઘટે વેહેવાર, ભાર શોભા પણ ભાંગે;

લોભે લક્ષણ જાય, થાય અન્યાય અધર્મે;
લોભે સંત સંતાપ, છાપ ચોરે કુળકર્મે;
માન સન્માન મોટપ ઘટે, શુદ્ધ કૂળમાં શૂળ છે;
શામળ કહે સહુ માનજો, લોભ પાપનું મૂળ છે. ૨૭૬

### ચોપાઈ.

આશાએ આવ્યા છે જેહ, દયામણી દેખાતી દેહ;
કાંઇક માગવાને કારણે, બાઈ આવ્યાં મારે બારણે. ૨૭૭

### છપ્પો.

થરથર ધ્રૂજે ગાત્ર, દેહની શુદ્ધ વિસારે;
તન ઉપર નહિ તેજ, તેજ મન કેરું હારે;
રુંધાય બોલતાં કંઠ, નેત્રથી નીર ઝરે છે;
બોલે હળવા બોલ, શ્વાસ ઉચ્છ્વાસ ભરે છે;
એટલાં ચિહ્ન મરવાતણાં, અંગ અંગમાં લાગતાં;
શરીર ઉપજે શામળ કહે, જનને મંગણ માગતાં.* ૨૭૮

### ચોપાઈ.

અરે માત જે માગે તું, આ જીભે ના નહીં કહું હું;
કુંવરીને તેડી એકાંત, ભાંગી મન કેરી ત્યાં ભ્રાંત. ૨૭૯
નીચું જોઇને નારી રહી, ક્ષણું એક રહીને હા કહી;
જો સરતું હોય તારું કાજ, તેને તેડી આવો આજ. ૨૮૦
મહા હરખે ઉઠી માવડી, ભલે ડાહી થઈ તું આવડી;
સંક્ષેપે સ્વામિને કહ્યું, સાચું લક્ષણ જાતે લહ્યું. ૨૮૧

### છપ્પો.

ગરજે ગોથાં ખાય, ગરજથી સદગુરુ લે છે;
ગરજે પડે રણમાંહ્ય, ગરજે દામ પણ દે છે;
ગરજે કરે વેપાર, કરે ખેતી પણ ખાંતે;
ગરજે ગુણકા નાચ, ભોગવે ભંગી ભ્રાંતે;

---

* શામળભટ્ટના નીતિ વિષયક ઘણા છપ્પાઓ મૂળ સંસ્કૃત સુભાષિતો ઉપરથી રચાયલા જણાય છે; સરખાવોઃ—
વેપથુર્મલિનંવક્ત્રં દીનાવાક્ગદ્ગદઃ સ્વરઃ । મરણે યાનિ ચિહ્નાનિ તાનિ ચિહ્નાનિ યાચકે ॥

ગરજથકી ગળ્યું નહીં, ગરજે લોક લક્ષણ લહે;
કવિ શામળ કહે વશ ગરજને, કુવર્ણને કાકા કહે. ૨૮૨

ચોપાઈ.

નારી આવી ઠામે ઠેઠ, સાંભળ દુબળી મારા શેઠ;
કરો વાયદો રૂડી પેર, રાત આજની આવો ઘેર. ૨૮૩
દુબળીશાએ દિલ રાખિયું, તે લાખા આગળ ભાખિયું;
સામગ્રીનો શુભ સંજોગ, ભાવંતા લીધા બહુ ભોગ. ૨૮૪
બણી ઠણીને મેડે ચઢ્યો, અચરત દુબળીને મન અડ્યો;
પૂર્ણ જોઉં એનો પ્રતાપ, કેમ રાખે પોતાનું આપ. ૨૮૫
નિશિચર્યા જોવાને નેટ, લીધી કામની કેરી કેડ;
નવ ટુંકા મેહેલ મોટેરા ઘણું, શું વખાણ કરું તેતણું. ૨૮૬
દશ હજાર દીપકની જ્યોત, દીવાળીવત્ કરી ઉદ્યોત;
કરી લેહેર બહુ લીલા વિલાસ, કસ્તુરિના બેહેકે વાસ. ૨૮૭
શોભા ઇંદ્રિપુરી આકાર, નવ ટુંકામાં શોભા સાર;
શ્યામા વિચાર્યું સામી જાઉં, રાખું આપ તો સુખી થાઉં. ૨૮૮
ચઢ્યો મોહોલે લાખો જ્યાહરે, શ્યામા સન્મુખ આવી ત્યાહરે;
લાખો લલકારી બોલિયો, ભામનીના મનમાં ભાવિયો. ૨૮૯
અરે લાખાજી તું લાયકો, નિર્મળ કહાવે છે નાયકો;
ભલે આવ્યો આ પૃથ્વી પીઠ, ડહાપણુ તારું દિલમાં દીઠ. ૨૯૦

છપ્પો.

પ્રીતે ચાવો પાન, ગાન શુભ સુણો કે ગાઓ;
રમત રમો શુભ રંગ, અંગ અમલ વશ થાઓ;
નેહે વજાડો નાદ, સાદ સુણો શુભ કાને;
જંત્ર કેરો જોડ, ભૂપ તેમાં મન માને;
ખાંતે બેસો પલંગ પર, જ્યોત ઝાઝી દીપક સહી;
અમલ આરોગી આવિયો, હેત વધે તરુણી તહીં. ૨૯૧

ચોપાઈ.

સરખે સરખી આપણુ જોડ, કરીએ પ્રીત જેમ વાધે કોડ;
નદી નાવ સંજોગે મળી, હરખે દુધમાં સાકર ભળી. ૨૯૨

એવું અમલ આરોગો તમો, જેમ રીઝું મનમાંહી અમો;
એક રાત રમત કીજિયે, સુખ સ્વર્ગનું અહિં લીજિયે. ૨૯૩
કાલ અમારે આવે નાવ, તમે તમારે પંથે જાવ;
રીઝી તે રાત પધાર્યાં તમો, તમ મન રીઝે તેઆ અમો. ૨૯૪
રસબસ વાત વધારી કહી, મૂળ કેરી તે બેહેકયો સહી;
મર્કટ ને વળી મદિરા પાન, કરઓ વીંછી ભૂતનું ભાન. ૨૯૫
રમાડનાર રંગીલો મળ્યો, ત્રણ પાયાને ભાગે ભળ્યો;
વિફરે વાઘ વકર્યાં જેમ, નાયક બેહેકી બેઠા તેમ. ૨૯૬
શુભ ગુટિકા વચ્છનાગજતણી, જેમાં કેફ અદકેરી ઘણી;
મગ મગ જેવડી દોયજ દીધ, લાખે લેઇને પાણી પીધ. ૨૯૭
મીઠાઇ અમૃત આગળ ધરી, આરોગ્યો પૂરણ પેટ જ ભરી;
દિવા જ્યોત જોરાવર કરી, મેલ્લી પાનદાની બિડાં ભરી. ૨૯૮
લાગી લેહેર તેને તો ઘણી, અકલ ભુલ્યો ત્યાં ઉઠ્યાતણી;
ઝોકા ખાય ને સામું જોય, માનની દેખીને મન મોહ. ૨૯૯
કેફે ઘેર્યો નવ બોલાય, ખુશી વાત તો કેમ બોલાય;
વળી તારુણીએ મેલ્યો તંત્ર, જુવતી હાથમાં ઝાલી જંત્ર. ૩૦૦
તાન તાળ આલાપ જ કીધ, મધુરા સ્વર કાપાલિક* દીધ;
ધ્રુપદ ખ્યાલ ને ભૈરવ ભેદ, રીઝ રાખવા માંજ્યાં વેદ. ૩૦૧
ગાન તાનની લાગી લહેર, ગઇ સાન ને વાપ્યું ઝેર;
સ્યામા તો સાચી સમશેર, નાખ્યો ઘેનમાં પૂરણ પેર. ૩૦૨
પોઢ્યો પલંગે તે નર તરત, જાણે મૂળથી પામ્યો મરત;
જોર રહ્યું નહીં તેની જાતમાં, શબવત શયન કર્યું રાતમાં. ૩૦૩
એની ગત તો એવી થઇ, મૂકી માનની મંદિર ગઇ;
પહોર દીવસ થયો જ્યાહરે, લાખો ઝબકી જાગ્યો ત્યાહરે. ૩૦૪
પાઘ સંભાળી નિહાળી નેટ, મેડીથી ઉતરિયો હેઠ;
ગયો ડેરે જાણિતો જંન, લાખે આપે વિચાર્યું મંન. ૩૦૫
ગયો માલ ઘણેરા ગર્થ, સર્યાં નહીં કાંઇ એક અર્થ;
હાર્યાં જુગતે તેવું થયું, ગુણ ને ગર્થ મળ્યા એ ગયું. ૩૦૬

---

* કાપાલિક—મનુષ્યની ખોપરીમાં જે ખાનપાન કરે છે તેવો શાક્ત.

પૂર્ણું પસ્તાવો મનમાં થયો, બોલ પછે બંધવાને કહ્યો;
હું તમને સોંપું'છું માત્ર, મારે ગુપ્ત જાવું છે જાત્ર. ૩૦૭
પોઠી લેઈ વણઝારો ગયો, લાખો જાત્રા ઠામે થયો;
વનિતા વાહ્યો કીધી હાણુ, શોકમાં પડયો જ્યમ બુડે વહાણુ. ૩૦૮
કેફી વસ્તુ પિયે ને ચઢે ઘેન, બળે હઈયું ને ન પડે ચેન;
ન ગયો ઘેરતણી વાસિયે, વિતક વાત કરી કાશિયે. ૩૦૯
એમ કરતાં વિસા બહુ દિન, ભદ્રા સમજી ગઇ સૌ ચિહ્ન;
જાવાની મન ઇચ્છા ઘણી, પારખું જોવા ઇચ્છા મન તણી. ૩૧૦
દિન દિન ઘરમાં જઇને જોય, અન્ય વાત નહીં જાણે કોય;
એક દિવસ દુબળી ઘરમાં ગયો, કારી બોલ ભદ્રાને કહ્યો. ૩૧૧
અમો જઇશું અમારે ગામ, કરો એક અમારું કામ;
લાખા સાથ જેમ લીધો લાવ, તે દેખાડો મુજને દાવ. ૩૧૨
પોંચી નંગ નવ લાખજ તણી, તે દેખાડી અણમૂલી ઘણી;
એક ઘડી દેખાડો સેજ, તો મનની માની થાયે હેજ. ૩૧૩
લો પોચી વળી કહો જે તમો, અત્ર ઘડી આણી આપું અમો;
દુબળી તમને ગમી એ વાત, આવો મેડીએ રહેજો રાત. ૩૧૪
પ્રીતે પોંચી લીધી હાથ, સંકેત કર્યો તેની સાથ;
ચઢયો દુબળી મેડી માપ, જોઉં રામા કેમ રાખે આપ. ૩૧૫
જ્યાં રામાની હુતી સેજ, અરુણ ઉગ્યો એવું છે તેજ;
શાહપુત્ર ચઢ્યો જયાહરે, કૌતક એક થયું ત્યાહરે. ૩૧૬
ભદ્રા કહે જઇ બેસો તમો, પરવારીને આવું અમો;
એમ કહીને ત્યાંથી ગઈ, ભઇયા બેઠા પલંગપર જઈ. ૩૧૭
તુરત બની ત્યાં કારમી વાત, આવી ભવાની ત્યાં સાક્ષાત;
જગતમાત કોઇક જોગણી, ભવાની રૂપ ભારે ભોગણી. ૩૧૮
વજ્ર કછોટો વાળ્યો કસી, મસ્તક જટા લાખેણી લસી;
વિભૂત ઓપે આપે અંગ, પિતાંબર પલવટ રૂડે રંગ. ૩૧૯
સિંદૂર મુખ ઉપર ઓપિયું, ત્રિશૂલ કર મધ્યે સોંપિયું;
સાક્ષાત્કાર જોગમાયા આપ, તેજપુંજ પૂરણ પ્રતાપ. ૩૨૦
દીઠું દુબળીએ જ્યાહરે, તરત પગે લાગ્યો ત્યાહરે;
હમણાં એ મનમાં ધારશે, ત્રિશૂળ વડે મુજને મારશે. ૩૨૧

થરથર તે અંગે ધ્રૂજિયો, બાબત કારમી તે બૂજિયો;
રક્ત આંખ ભમર બહુ ચઢી, નાઠો દુબળી તેણી ઘડી. ૩૨૨
દેહમાંથી તવ ચેતન ગયું, પેશાબ પાગરણુમાંહે થયું;
આવ્યો તરત તરેડી તાવ, શો એ બાબત બન્યો બનાવ. ૩૨૩
કર્યો વિચાર મન સાથે તૂર્ત, તેણે સર્વે રાખ્યું સર્ત;
કર્યો કારમો કાસદ એક, વિરચંદ આગળ કરી વિવેક. ૩૨૪
દંતાશાએ જાણ્યો હાં મુને, તેણે ઠપકો કહાવ્યો તુને;
ખાઓ પીઓ નિત્ય હેતે ઘણે, હું જાઈશ ઘેર દંતાતણે. ૩૨૫
આજ્ઞા માગી મન ભાવિયો, પિતાતણે મંદિર આવિયો; .
સુંદર મુખ દીઠાં સુતતણાં, દિધાં વધામણાં દેવને ઘણાં. ૩૨૬
અમૂલ્ય આભૂષણ પહેર્યાં અંગ, રાજતેજથી રૂડો રંગ;
જગમગ જ્યોત ખરો ઝાઝુલ, કુંવર જાણે કમળનું ફુલ. ૩૨૭
મંદિર આવી હરખ્યો આપ, નારી તેડવા જઇશું બાપ;
આજ્ઞા લીધી પિતાજીતણી, કસ્તુર મનમાં ઇચ્છા ઘણી. ૩૨૮
ધોરી ધવલ ને સુંદર વેલ, વૈમાન ઇંદ્રતણાંથી સેહેલ;
નહીં સાથે સેવક કો સહાય, નારી તેડવા કસ્તુર જાય. ૩૨૯
પિતા કહે સાંભળ રે પુત્ર, મોટા ગૃહસ્થ આપણ ઘરસૂત્ર;
એકલા આપ ન જઇએ કોય, વાટે વિઘ્ન અનેરાં હોય. ૩૩૦
કહ્યું પિતાજીનું નવ કર્યું, જવા સાસરે મનકું ધર્યું;
મેલ્યા બળદ દોડી હામ, ઉતર્યો જઈ ગંધારે ગામ. ૩૩૧
ગઈ નગર વધાઈ નેટ, આવ્યો કસ્તુર નગરનો શેઠ;
ફુલ વેરાવ્યાં વારુ વાટ, ઘણા ઢળાવ્યા કંચન પાટ. ૩૩૨
વગડાવ્યાં બહુ જંગી ઢોલ, કર્યાં ઓવારણાં નંગ અમોલ;
શાક પાક સુખસાગર ઘણાં, તરતીબ ઘણી તેજાનાં તણાં. ૩૩૩
શેઠ કહે હું નહીં રહું વાર, શિઘ્ર કરી વળાવો નાર;
સાસરવાસો શુભ સજ કરી, વળાવી વેગે સુંદરી. ૩૩૪
એક વેહેલમાં બેઠાં બેય, નર નારીને ઝાઝો નેહ;
રાત ઘડી બે ગઈ જ્યાહરે, ખેડી વેહેલ વેગે ત્યાહરે. ૩૩૫
ધન મદ જોબન મદ જેહને, બીક ન રાખે તે દેહને;
સૂર્ય ઉગતે મંદિર જશું, આપ વિચાર મનમાંહિ અશું. ૩૩૬

જાણું વરખડી કેરું અડ્યું, નેપુર ડાબા પગનું પડ્યું;
રાખો વેલ જોઉં જોર તાહરું, નેપૂર આણી આપો માહરું. ૩૩૭
કહે કરતુર સાંભળ કામની, વિખમ વાટ જાયે જામની;
એવાં નેપુર ઘરમાં ઘણાં, નિત્ય નવાં પેહેરો તેતણાં. ૩૩૮
એકજ નેપુર કેરે કાજ, નહિ ઉતરું હેઠો હું આજ;
નારી હઠ લેઇને રહી, ગદ્દગદ્દ કંઠ ગળેથી થઈ. ૩૩૯
તે દેખીને આવી દયા, રાખી વેલ લેવાને ગયા;
વનિતા વેલ રહ્યાં વાટમાં, ચાલ્યો ચતુર ચિલે ઘાટમાં. ૩૪૦
નેપૂર જે ઠેકાણે પડ્યું, તરત એક તસ્કરને જડ્યું;
લેઇ હાથમાં તે આવિયો, ભામનીના મનમાં ભાવિયો. ૩૪૧
બેઠો હાંકવા થઇને ધણી, હાંકી વેલ મેવાસા* ભણી;
જાળાં જાંખરાં કાદવ નીર, તસ્કર લઇ ચાલ્યો તે તીર. ૩૪૨
ઉજેશ થયો વહાણે જાહરે, દીઠો ભૂત જેવો તાહરે;
હણે હઈડું ને ફૂટે પેટ, ક્યાંહ ગયો જે મારો શેઠ;
આ દીસે તસ્કર નર કોય, એમ વિચારી બોલી સોય. ૩૪૩

દોહરા.

તરુણી કહે તસ્કર સુણો, તું ક્યાં આવ્યો યાંહ;
નેપૂર ક્યાં તમને જડ્યું, એહ ધણી છે ક્યાંહ. ૩૪૪
કપટ કરી બેઠા અમો, પ્રપંચથી બહુ પેર;
વાટ મરડાવી નીસર્યા, જાઉં અમારે ઘેર. ૩૪૫
તેની આશા મૂક તું, તેહ મળે નહિ કોય;
તું મુજ ઘેર રહે માનુની, માન ઘણેરું હોય. ૩૪૬
તસ્કરને તો હર્ષ છે, માનની મન ઉચ્ચાટ;
તેહ સમે શું નીપજ્યું, ઈશ્વર કેરા ઘાટ. ૩૪૭
નૃપતિ નગર ત્રાંબાવટી, ચઢ્યો સેજ શીકાર;
તારુણી ને તસ્કર હતાં, આવ્યો તેણે ઠાર. ૩૪૮
માનુની દીઠી કારમી, તત્ક્ષણ ઝાલી બાંહ;
દોરી ખેંચી દશ દિશા, બેસારી રથમાંહ. ૩૪૯

---

* મેવાસા–સ્થળનું નામ.

બળદ બુદ્ધિથી ઓળખ્યા, નગર શેઠના હોય;
પગલું જાણશે એથકી, તો કહેશે જઇ કોય. ૩૫૦
તસ્કર મૂક્યો જીવતો, આપ્યા બળદ બે હાય;
કાઢી મૂક્યો વેગળો, સ્યામા લીધી સાય. ૩૫૧
એકાંતે ચોકી અધિક, રાખી તેણે ઠામ;
જાણ કરી કો નવ શકે, આવ્યો પોતે ગામ. ૩૫૨

## ચોપાઈ.

આવ્યો શેઠ ફરી તે ઠાર, ન દીઠી વેલ ન દીઠી નાર;
અરે દૈવ એવું શું થયું, બધું બારકસ કહો ક્યાં ગયું. ૩૫૩
ચિલો વાટ ઉવાટે ચઢ્યો, રાત અંધારી તે નવ જડ્યો;
શું મોં લઇને મંદિર જાઉં, તરણાથી હળવો હું થાઉં. ૩૫૪
બાળે હૈયું ને બોલે લોક, રોમ રોમ પ્રગટે બહુ શોક;
ઘણું દુઃખ પડે જેટલે, ઘેર જવું ન સુજે તેટલે. ૩૫૫
તેણે ઠામ તજ્યો નાશીએ, ફરી મન ગયો કાશીએ;
તસ્કર ગયો પોતાને ઘેર, તેણે વિચારી મનમાં પેર. ૩૫૬
ચેહેલ બળદ બૈયરને દીધ, જાવા જાત્રા મનકું કીધ;
આવ્યો વૈરાગ કીધું ઘર તાજ, ગયો કાશિએ કરવત કાજ. ૩૫૭
કહું વાત તે સાંભળ કર્ણ, લાખા સાથ થયા જણ ત્રણ;
એહ વાત અહિંયાથી રહી, પ્રેમદા રાયની શી ગત થઈ. ૩૫૮
ભદ્રા પાસ રાજા આવિયો, હાર રત્નતણા લાવિયો;
પ્રીત ધરો મુજ ઉપર પેર, રાણી કરીને રાખું ઘેર. ૩૫૯
બોલી ભદ્રા ત્યારે તરત, માહારે ખટ મસવાડા વરત;
સૌભાગ્ય કારણ સેવના કીધ, પરમ દેવી અંબા પરસિદ્ધ. ૩૬૦
જાજુલમાન જાણી મેં એહ, મનવાંચ્છિત ફળ આપે તેહ;
વ્રત પૂરું એ જ્યારે થશે, સંકટ મનનું સર્વે જશે. ૩૬૧
ત્યારપછી જે કહેશો તમો, માથે બોલ ચઢાવું અમો;
જો કરો મુજ સાથે જોર, તેમાં નહિ તમારો તોર. ૩૬૨
હું અબલા નહિ ચાલે નેટ, તો મરું પાળી મારીને પેટ;
જીભ દંત કરડીને મરું, વ્રત ભંગ નિશ્ચે નહિ કરું. ૩૬૩

સો દાસીઓ સોંપી રાય, રાખી અતિશય સંકટમાંય;
સૂની નવ મૂકે અધ ઘડી, આવે દાસીઓ દાવે ચડી. ૩૬૪
એક દિવસ રાણીએ કહ્યું, વ્રત મહારૂં પૂરૂં થયું;
પૂજું શિવને રૂડે રંગ, પછી રાયનો કરિયે સંગ. ૩૬૫
રાજા મનમાં હરખ્યો ઘણું, વચન ગમ્યું એ રાણીતણું;
પૂજા સામગ્રી આપી હાથ, ડાહી દાસીઓ દીધી સાથ. ૩૬૬
રખે સૂની મુકો એહને, ધીરો માં એની દેહને;
પલક એક સૂની રહે દીશ, તો તમ સહુનું છેદું શીશ. ૩૬૭
બેસાડી રથ ખેડ્યો બારણે, શિવ પૂજન કેરે કારણે;
દંતકુંવરનું દેરું ત્યાંહે, પ્રીતે ગઈ પૂજનને માંહે. ૩૬૮
અરે દાસીઓ રહો સહુ બહાર, કરૂં પૂજન આવું આ ઠાર;
પ્રીતે વચનની દીધી આંચ, મોહોર એકને આપી પાંચ. ૩૬૯
દેહેરુ વાસી દાસી રહી, પૂજા કરવા રાણી ગઈ;
ધ્યાન શિવ અભાનું ધર્યું, પૂજન રુડી પેરે કર્યું. ૩૭૦
કસ્તુરે કહીતી જે વાત, સાંભર્યું તે વેળા સાક્ષાત;
દોહિલા દિવસ કાલે વામશે, જીવતો નર ભદ્રા પામશે. ૩૭૧
જીવ તો હું શા માટે તજું, ભાવે શ્રીભૂધરને ભજું,
શિવલિંગમાં ભોંયરું હતું, તે કોઈ નવ જાણે છતું. ૩૭૨
તે ફેર ફેરવ્યો જમણે સગ, નીકળ્યું જલધારીથી લિંગ;
સુરંગ માંહ પ્રયાણ જ કરી, પાછું લિંગ હતું તેમ ધરી. ૩૭૩
ડાબો ફેર ફેરવ્યો જેટલે, સનજડ લિંગ થયુ તેટલે;
રુમઝુમ કરતી ચાલી ત્યાંહ, આવી ઘર સસરાના માંહ. ૩૭૪
વડી શેઠાણી ઢોળે વાય, ભોજન કરે છે દંતો રાય;
મહાલક્ષ્મીવંત દીઠી નેટ, અચરત પામ્યો દંતો શેઠ. ૩૭૫
કહે બાઈ દેવી તુ કોણ, આટલે દહાડે દીઠી એણ;
કર જોડીને ઉભી રહી, કહાણી સસરા આગળ કહી. ૩૭૬
ભદ્રા નામ જાણે છે સહુ, દંત કુંવરતણી કુળ વહુ;
સપૂત શેઠ દિક્ષથી ડાહરો, કુલતારણ દીપક તાહરો. ૩૭૭
દેહેરે મને દેખાડી વાટ, ગયા ગુપ્ત તે જાત્રા માટ;
ભલે પધાર્યાં વહુ જીત મો, પહોંચી રળી રળિઆત જ અમો. ૩૭૮

અમૂલ્ય મોતીએ વધાવિયાં, પ્રેમદા મંદિર પધારિયાં;
રાજા ઘેર જુવે છે વાટ, રાણી નહીં આવી શા માટ. ૩૭૯
છડી અસ્વારી દેહેરે ગયો, બોલ તેહ દાસીને કહ્યો;
અકલ કેમ ગઇ તાહરી, સૂની રાણી મૂકી માહરી. ૩૮૦
કમાડ ઉઘાડી પેઠો માંહ, માનવ જાત નહિ દિસે ત્યાંહ.
સુરંગ શિવ દેહેરે સાક્ષાત, ગુપ્ત ન જાણે કોઇ જ વાત. ૩૮૧
શિવ દેહેરામાં શોધી જુવે, નિરાશ થઇ નયણેથી રુવે;
અરે દૈવ આ તે શું થયું, એ નારીને કોણ લઇ ગયું. ૩૮૨
નથી પવન પ્રવેશની જાગ, સાંભરે સુંદરી ઉઠે આગ;
નારીને મહાદેવે ગળી, ન મૂકી જેણે બીલડી વળી. ૩૮૩
શકે દેવ અંત્રીક્ષ હરે, કંઈ કંઇ મન મનસુબા કરે;
હતી ત્યાં ઈંદ્રતણી અપ્સરા, એ રૂપ માનવ ન હોય મત્સરા. ૩૮૪
શોભા રૂપ સુંદર સુંદરી, લોચન ભરે વિલાપ બહુ કરી;
નૃપતિ મન વિચારે નેટ, ખાઉં ઝેર કે મારું પેટ. ૩૮૫
કરું એમ જે જીવ જ જાય, પણ ભેટો તેનો નવ થાય;
માટે કુંવરને સોંપ્યું રાજ, સુખ શરીરે કીધું તાજ. ૩૮૬
ગયો કાશી કરવત કારણે, થયા એકઠા ચારે બારણે;
સાચું પાપ પ્રકાશે દીશ, ત્યારે કરવત મૂકે શીશ;
કહે કરવતિયો ખોટી થાઓ, સાચું કહો કે મંદિર જાઓ. ૩૮૭

દોહરા.

લાખો કહે કહું લખ વરાં, દુઃખની માથે મોટ;
એક નારીને કારણે, ખોઈ પાંચ લાખની પોઠ. ૩૮૮
મળ્યો એક ડાહ્યો દુબળી, મળી નમેરી નારિ;
પુખ ખાધા વિણ કર બળ્યા, હોડે બેઠો હારિ. ૩૮૯
માટે કરવત લીજિયે, દેહ દુઃખથી દેઉં;
ગરથ બધો પોકીતણો, તે નારીને લેઉં. ૩૯૦
તસ્કર તે વેળા કહે, માનનિ એક મધ્ય રાત;
નેપૂર જડ્યું મુજને તિહાં, વારુ કહું એક વાત. ૩૯૧
તે મેં દીઠી એકલી, આપ્યું નેપૂર હાથ;
અણજાણ્યો નવ ઓળખ્યો, શ્યામા તેડી સાથ. ૩૯૨

વહેલ લેઇ વાટે જતાં, ઉગ્યો આપે સૂર;
ચંદ્રવદની ચતુરા ચતુર, નારાયણનું નૂર. ૩૯૩
નિરખીને હું હરખિયો, જાણ્યું જાગિયું ભાગ્ય;
કર્મહીણ છાન્યું નહીં, પછીથી ઉઠી આગ. ૩૯૪
નૃપત નગર ત્રાંબાવટી, મળ્યો ઉગમતે દીશ;
નારી લેઈ તે ગયો, રહ્યો કુટીને શીશ. ૩૯૫
નેપુર ગયું જુવતી ગઈ, આવ્યો તેણે આજ;
કરવત મૂકો કોટ પર, કામની કેરે કાજ. ૩૯૬
રાજા બોલ્યો રીઝમાં, તે વનિતાને વ્રત;
માનની ગઈ દેહેરા વિષે, અલોપ થઈ તે તર્ત. ૩૯૭
પ્રભાતે લીધી હતી, તસ્કર કેરી તોલ;
વ્રતતણો કર્યો વાયદો, માન્યો સાચો બોલ. ૩૯૮
તેનું સુખ દીઠું નહીં, ભાંગી નહીં જે ભૂખ;
ખટ માસ રહી તે કામની, સ્વામા પામી સુખ. ૩૯૯
સ્વામા કહે શિવ પૂજિયે, પ્રીત ધરીને પેર;
પછી રાણી થઇને રહું, રાજા તારે ઘેર. ૪૦૦
પૂજન કરવા ગઇ પ્રેમદા, ગઇ દેહેરાની માંહ;
બોલાવી ખાંતે કરી, અલોપ થઇ તે ત્યાંહ. ૪૦૧
અચરજ એ તો અતિ ઘણું, ક્યાં ગઇ નિર્મળ નાર;
માટે કરવત લીજીએ, આવ્યો છું આ ઠાર. ૪૦૨
સમજ્યો શેઠ દિલડા વિષે, અંતઃકરણ થઇ આશ;
જીવતો નર ભદ્રા પામશે, વનિતા પહોંચી વાસ. ૪૦૩

ચોપાઈ.

સાંભળ લાખા આપે ઠામ, કસ્તુરચંદ તે મારું નામ;
દુબળી પારેખ તે હું થયો, સ્ત્રીચરિત્ર જોવાને ગયો. ૪૦૪
સારાં તારાં કીધાં અમો, હું દુબળી ને લાખો તમો;
ઓળખીતા મન મેલી મળ્યા, સંતાપ હતા તે મનના ટળ્યા. ૪૦૫
ભદ્રા જે નારી તાહરી, તે માની જણી બેની માહરી;
શુભ વચન તસ્કરને સાથ, એ નેપુર આપું તુજ હાથ. ૪૦૬
તસ્કર કહે હું તારો રાંક, ક્ષમા કરો અમારો વાંક;
ત્રાંબાવટીતણો જે રાય, તે કર જોડી લાગ્યો પાય. ૪૦૭

કસ્તુરચંદે જે નારી વરી, મારી પેટતણી દીકરી;
કાશીમાં કોઠીનાં ઠામ, પ્રગટ કર્યું પોતાનું નામ. ૪૦૮
લીધો ત્યાંથી લાખો ગરથ, જોડાવ્યા મન ગમતા રથ;
કર્યાં પુણ્ય ઘણાં કાશિયે, દીધાં દાન તીરથવાસિયે. ૪૦૯
કર્મ મૂકાવ્યાં કોડે કરી, બ્રહ્મ મોહોરો આપી ભરી;
ચારે એકઠા પંથે પળ્યા, દંતા શેઠ ઘેર આવી મળ્યા. ૪૧૦
રાજા ઘેર થયું છે જાણ, ગડગડિયાં હરખે નિશાન;
ચાર એકઠા રંગે રમે, ભદ્રા રાંધે તે જુગતે જમે. ૪૧૧
ચાર બારણાં ચાર શણગાર, ચતુરા જાણે હોયે ચાર;
પાંચ લાખ પોઠીના દામ, આપ્યા લાખાને કીધું કામ. ૪૧૨
બે નેપૂરતણો જે ગર્થ, આપી તસ્કરને સાર્યો અર્થ;
રાજા ઘેર પોતાને ગયો, દંતા શેઠ પણ સુખિયો થયો. ૪૧૩
નવ ટુંકા મણી જડિયા મહેલ, શોભા ઇંદ્રાસનની સહેલ;
નવમી મેડિયે નિત્યે નાર, કરે કલોલ તેને વેપાર. ૪૧૪
રાત દિવસ નહીં જાણે કોય, આનંદ લીલા અદકી હોય;
ઉપર સુવે ને ઉપર જમે, રામા સાથ રમત એ રમે. ૪૧૫
પોતાની દાસી ને દાસ, પ્રીતે માણસ રાખે પાસ;
વ્યાપાર વણજ ને સુખ કે દુઃખ, કોઇ દેખી શકે નહિ મુખ. ૪૧૬
મહાલક્ષ્મીની જેને મેહેર, તેને ઘેર લીલા તે લેહેર;
વિંત્યાં રમતાં વરસ જ બાર, સુખ સાગરમાં નર ને નાર. ૪૧૭
દિવસ એક આવ્યું શુભ પર્વ, લોક મહિસાગર જાએ સર્વ;
નારી શેઠ દંતાજીતણી, પ્રીતે સાથ પાડોસણ ઘણી. ૪૧૮
રથ બેસી આવ્યાં બારણે, મહિસાગર નહાવા કારણે;
વાત કરે માહોમાંહે સહુ, કો કહે રાંધી મૂકે વહુ. ૪૧૯
કો કહે વહુઅર પાણી ગળે, કો કહે વહુઅર ખાંડે દળે;
કો કહે વહુઅર ઢોળે વાય, કો કહે દહાડી ચાંપે પાય. ૪૨૦
કો કહે વહુઅર લાગે ચરણ, સાંભળ્યું શેઠાણિયે કરણ;
ત્યારે તેને અચરજ અર્થાં, આંખે આંસુ ધારા પર્યાં. ૪૨૧
મુખે તાણી મૂક્યો નિઃશ્વાસ, અરે દૈવ નવ પહોંતી આશ;
તે સર્વે સાથે દીઠું દષ્ટ, કહે સર્વ તમને શું કષ્ટ. ૪૨૨

શ્રીમંત છો તમને શું દુઃખ, સઘળી વાતનું ઘરમાં સુખ;
તમ ઘરમાં દાસી છે ઘણી, એ વાત તો અમ ગરીબોતણી. ૪૨૩
કહે શેઠાણી સાંભળ બેહેન, કહું મારી કુલ વહુનાં ચેહેન;
આવી તે દહાડાનું દુઃખ, નથી દેખતાં સુતનું મુખ. ૪૨૪
તે નારીએ પુત્ર જ લીધ, શું જાણિયે કંઇ કામણ કીધ;
નિત્ય ઉઠી પગે લાગતો, માજી કહી ખાવા માંગતો. ૪૨૫
હેત પ્રીતથી કરતો વાત, તે દેખીને ઠરતો તાત;
ઠરતી આંખ દેખીને તંન, તૃપ્ત થતું ત્યાં મારું મંન. ૪૨૬
તેને તો વહુએ વશ કીધ, અકલ સાન ભુલાવી દીધ;
તે હું પુત્ર ન દેખું દ્રષ્ટ, એથી બિજું શું અદકું કષ્ટ. ૪૨૭
સર્વ સાથ સાંભળી ત્યાં રહ્યાં, છોકરાં આજનાં બેશુદ્ધ થયાં;
તમે કહ્યું તે આડો આંક, વધતો તમ વહુઅરનો વાંક. ૪૨૮
એમ લોકે તે અદકું કહ્યું, સાથ શેઠાણી દાસીએ લહ્યું;
તે દાસી તો ભદ્રાતણી, વહાલા વંચી સાચી ઘણી. ૪૨૯
વાટે વાટમાં જે જે લહ્યું, શેઠ શેઠાણી આગળ કહ્યું;
દુઃખ ઘણેથી રોયાં માત, કહી સર્વ માંડીને વાત. ૪૩૦
કહે ભદ્રા સાંભળો ભરથાર, ઉતરો અટારીથી આ વાર;
સંતોખો જઇ મા ને બાપ, પછી પધારો આપોઆપ. ૪૩૧
વ્યાપાર વણજમાં ઘાલો મંન, જમો છો બાપ રળ્યાનું અન્ન;
રૂડા નરને નવ તે ઘટે, વણ રોજગારે માન જ મટે. ૪૩૨
આળસ મરડીને ઉઠીઓ, જેમ મદગળ પોતે છૂટીઓ;
આવ્યો હેઠળ આપોઆપ, બેઠાં છે જ્યાં મા ને બાપ. ૪૩૩
પિતા મુને આજ્ઞા દીજીએ, જે કાંઈ કામ દો તે કીજીએ;
કહે પિતા સુત સુખિયા થાઓ, કર્મે લખ્યું છે બેઠા ખાઓ. ૪૩૪
હજી લાડકવાયા છો તમો, તમ જેવડા હતાજી અમો;
કરતાતા કંઈ મોટાં કામ, વીશ કોટી જોખાંતાં દામ. ૪૩૫
ઠામ ઠામ જે લક્ષ્મી હોય, ચોરીથી નથી લાવ્યુ કોય;
રળ્યાથકી મળે છે ગર્વ, બેસી રહે સરે નહીં અર્થ. ૪૩૬

છપ્પો.

સિંહને માથે સિંગ, સાપ પોતે પંખાળો;
સુરને હાથે શસ્ત્ર, વાઘ વકારે ખાવ્યો;

સાગરને પરઠ્યું પૂર, હીરો જ્યમ કુંદન જડિયો;
ઇંદ્રપૂર અધિકાર, વળી વરઘોડે ચડિયો;
જેમ અરાડે હાથીઓ, કવિએ વળી વખાણિયો;
શામળ કહે વાધે આટલા, વ્યાપારે ચઢે જે વાણિયો. ૪૩૭

## ચોપાઈ.

રાખ્યા વાણોતર જે ઘણા, ખાસ ખેલ તે પોતા તણા;
વહાણ વીસથી બમણાં લીધ, માલ ભરી તૈયારી કીધ. ૪૩૮
કાળાં કાપડ મોંઘે મૂલ્ય, અતિસે માલ ભર્યો અણતૂલ્ય;
જાવે જાત્રા મનમા ધરી, વહાણમાં ભારે જણસો ભરી. ૪૩૯
સઢ ચઢાવી નાંખ્યા દોર, લાગ્યો નાદ નિશાને ઢોર;
એ સઘળી કીધી હેડિએ, ચઢ્યો ભદ્રા પાસે મેડિયે. ૪૪૦
કામની મારું કહ્યું જો કરો, તો મુજ આવ્યા વિણ નવ ઉતરો;
ખાઓ પીઓ મેડી માળિયે, સુખે નિત્ય બેસો જાળિયે. ૪૪૧
શાણાં ડાહ્યાં ચતુરા તમો, તો શી શિખામણ દીજે અમો;
પ્રૌઢે પથે વહાણે જશું, કહી વાત તે મનમાં વસું. ૪૪૨
આજ્ઞા માગી ઉતર્યો આપ, આવ્યો જ્યાં બેઠાં માબાપ;
કરજોડીને ઉભો રહ્યો, હેત બોલ માબાપે કહ્યો. ૪૪૩
વ્યાપાર કરતાં કેમ વારિયે, તમ વિના જીવ તે ક્યાં ઠારિયે;
વહેલા વળજો મારા પુત્ર, સર્વે રિદ્ધ તારી ઘરસૂત્ર. ૪૪૪
પુષ્પ નક્ષત્ર સાંધ્યું પ્રીત, ચઢ્યો વહાણમાં રૂડી રીત;
શુભ શુકન રૂડી વાણિયે, ચાલ્યાં વહાણ કાળે પાણિયે. ૪૪૫
સઢ સલામી પોતાતણી, શોભા સફરની સુંદર ઘણી;
જોયાં બંદર પોતે અનેક, એક એકથી ઉત્તમ એક. ૪૪૬
અગાધ અર્ણવમાં વહે નીર, રહે નહીં જોતાં મન ધીર;
એક બે દિવસ કરતાં એમ વાત, સહેજે ગયા મસવાડા સાત. ૪૪૭
દેશ વિદેશ પરદેશે ગયો, ત્યાં તો એક અચરત ખેલ થયો;
રૂડી રાત શરદ પૂર્ણમી, અતિ ખીલી સ્વાતિ ઘણી. ૪૪૮
એવો જોગ જે દહાડે હોય, શું કૌતક થયું તે જોય;
અર્ણવ વીચ આવ્યો છે બેટ, છીપ્યાં વહાણ તે તળ હેઠ. ૪૪૯

વાહાણથકી સર્વે બારણે, ઉતર્યાં જઇ ભોજન કારણે;
જેવો ઐરાવત હોયે ગજ, શુંઢ સરખી ફરુકે ધજ. ૪૫૦
ઠામ ઠામ સુતાં સહુ જાત, દોડ પોહોર ગઈછે ત્યાં રાત;
નથી જાગતું માનવ કોય, એકલો શેઠિયો પોતે જોય. ૪૫૧
બેઠો જ્યોત દીપકની કરી, માંડે નામું હૈડે ધરી;
તન મન ધન મેળવ્યું છે ત્યાંહ, નથી જીવ બીજા કો માંહ. ૪૫૨
મેળ મળતાં ભૂલે કોય, તો નર નિશ્ચે ઉત્યું જોય;
એક હંસણી બીજો હંસ, પક્ષી પણ દેવતાઈ અંશ. ૪૫૩
અંતરિક્ષ પાંખ વડે વિસ્તરે, અમૂલ્ય મોઘાં મોતી ચરે;
માન સરોવર ગુણ ગંભીર, ચરે હંસ સઉ તેને તીર. ૪૫૪
સ્ફટિક મણિની જ્યાં છે પાળ, વૃક્ષ દેવ વળીની જાળ;
વરસે ત્યાં મોતીનો મેહ, ઉજ્જવળ હંસતણી છે દેહ. ૪૫૫
હંસ નર નારીની જોડ, કાપા જોતાં પહોંચે કોડ;
સમુદ્ર બેટ મોતીની ખાણ, ચારા કાજ ગયાં નિર્વાણ. ૪૫૬
પાછાં માન સરોવર જાય, આવ્યાં અર્ધ અર્ણવની માંય;
થાકી હંસણી ન ઉડે પાંખ, દીઠાં વહાણ છીપ્યા તે આંખ. ૪૫૭
કહે હંસલી સાંભળ હંસ, પ્રાણજીવન અધિપતિ છો અંશ;
ઘડી એક જો બેસો વહાણ; થાકો શીતળ થઈ નિર્વાણ. ૪૫૮
તેણે મેં બોલાતું નથી, તો વારવાર શું કહિયે કથી;
બેઠાં બે તે ઠામે ઠરી, શુભ વચન બોલી સુંદરી. ૪૫૯
જાણે સ્વર્ગતણી છે શેર, દિવ્ય જળ દરિયાની લેહેર;
અતિ ઉજ્જવલ દીસે છે રાત, કોહો આ વેળા કાંઇક વાત. ૪૬૦
કીયો દિવસ કીયું છે પર્વ, શોભા સ્વર્ગતણી તે સર્વ;
કહે હંસ સાંભળ કામની, જુગત આજ રૂડી જામની. ૪૬૧
સરદ પૂનમ ને સ્વાતિ હોય, મહિમા કળી શકે નહિ કોય;
નર નારી કરે જો સંગ, હોય રીઝમાં રૂડો રંગ. ૪૬૨
એક નાડે એક સોડે સૂત્ર, પડે બિંદુ પ્રગટે તો પુત્ર;
પિયુ પ્રિયાને પૂરણ પ્રીત, રમે મળી રસની રીત. ૪૬૩

છપ્પો.

પડે બિંદુ જો નીર, તીર અર્ણવ ઉદ્યોતી;
ઉજ્જવલ તેહ સોહંત, ઠરે મહા મોઘાં મોતી;

ડેળે હોય કપૂર, સૂર ઘણા મૂલ ઘોડા;
બત્રીસ લક્ષણે બાળ, પદ્મિની જુગતી જોડા;
હોય નિર્મળ ચિત્ત નર નારનું, ઉદરે ગર્ભ આવી અડે;
પુરુષ . પ્રતાપિક અવતરે, છીંક ખાતાં મોતી પડે. ૪૬૪

ચોપાઈ.

હાથણી સારું હાથી જોય, ભદ્રા જાતિક હસ્તી હોય;
શરદ પૂનમ સ્વાતી કહેવાય, અકલિત મહિમા તે ન કળાય. ૪૬૫
હંસે વાત માંડીને કહી, કસ્તુરે તે સર્વે લહી;
તાણીને મૂક્યો નિઃશ્વાસ, અરે દૈવ નવ પહોંતી આશ. ૪૬૬
નિરાશ થઈને બેઠા ધરણ, એમ નિસાસા નાખ્યા ત્રણ;
હંસ હંસલી સાંભળે જેમ, તાણી તાણી મેહેલ્યા તેમ. ૪૬૭
હસલી કાન સુણ્યા જેટલે, હંસ પ્રત્યે પૂછ્યું તેટલે;
શા માટે નિઃશ્વાસ મૂકિયો, ચતુર પુરુષ તે કયમ ચૂકિયો. ૪૬૮
ખાવા પીવા દોલત ઘણી, કરે મોજ કરોડોતણી;
તમે હંસ પૂછો એહને, શું દુઃખ પ્રગટ્યું છે દેહને. ૪૬૯
બોલ્યો હંસ તે વેળા વાણ, સાંભળ ભાઇ ચતુરસુજાણ;
શા માટે મૂક્યો નિઃશ્વાસ,. પ્રીતે સાંભળું તારી પાસ. ૪૭૦
બોલ્યો હસીને હંસની સાથ, શાહા પુત્ર જોડીને હાથ;
તમો વાત વિનતાને કહી, સ્વાતિ પૂનમની તે મેં લહી. ૪૭૧
પ્રેમદા તમે વખાણી પેર, તે ગુણવંતી મારે ઘેર;
એક સોડે એક નાડે એક, એવી વિનતા ચતુર વિવેક. ૪૭૨
તમો વાત વખાણી આજ, કહેતાં આવે છે બહુ લાજ;
આણે સમે કામની નવ મળે, પ્રીત વચન મારું કેમ પળે. ૪૭૩
એક સમે ને બીજી વાણ, તેથી કેમ પડે નિશ્ચે જાણ;
જાય સમો તો વળતી મળે, ત્યારે ભાગ્ય તે કયાંથી ભળે. ૪૭૪
તેણે દુઃખ દાઝું છું અમો, કહી વાત જે પૂછી તમો;
કહે હંસ ઝૂરો શા માટ, વનિતા દૂર તે કેટલી વાટ. ૪૭૫
શેઠ પુત્ર કહે સાંભળ વીર, અગાધ તો અર્ણવનાં નીર;
કહ્યું કુંવરજી વેગળી વાત, ચાલ્યા અર્ણવ મહિના સાત. ૪૭૬

દોહરા.

ચંપકસેન ત્રાંબાવટી, મહિ સંગમ મહા મૂલ્ય;
ગુર્જર દેશ ગુણુ આગળો, અતિશે દૂર અતુલ્ય. ૪૭૭
કહે હંસલી હંસ સુણુ, પૂછ્યો સકળ ઉપાય;
આ વેળા તમો એહને, મંદિર તેડી જાઓ. ૪૭૮
મેળાવો એની માનિની, ભક્તિ ઘણીએ ભાવ;
ઉઠો અકલ અદકી કરી, ઉગતા પેહેલાં આવ. ૪૭૯
હંસ તે બોલ્યો હેતથી, ઉઠ આળસ તજ આજ;
બેસ પીઠ બહાદૂર થઈ, કર મનગમતાં કાજ. ૪૮૦
પ્રતિજ્ઞા ઑઠી કરો, ખોટી ન કરો ખાંત;
પલકમાંહ પાછા ફરો, જોઇ કામિનીની જાત. ૪૮૧
હંસલી રહી ત્યાં હોડિયે, અંત્રિક્ષ ઉડ્યો હંસ;
કસ્તુર કોટ ઉપર ચઢ્યો, વારુ શેઠનો વંશ. ૪૮૨
આકાશ લગી ઊંચો, ચઢ્યો, નિર્ખ્યું ગુણુ ગામ;
ધતુપની પેરે ઉતર્યો, આવ્યો તેણે ઠામ. ૪૮૩
કહે રે મહોલ તારો કિહાં, ઓળખ આપે આજ;
પેશ મંદિરમાં પ્રીતથી, કર કામનીનું કાજ. ૪૮૪
નવ ટુંકા ને નવ લખા, રૂડી રીતે રંગ;
દીપક આઠ અટારિયે, શોભા રૂડો સંગ. ૪૮૫
માનનિ બેઠી માળિયે, જુવતી જંતર વાય;
અગાશીમાં ઉભો રહ્યો, વનિતા વિસ્મય થાય. ૪૮૬
શ્યામા જાણે સ્વપ્ન છે, કે ચેટક કે ચોર;
કૌતક કાંઇક કારમુ, અકલિત એ અંકોર. ૪૮૭
નહિ શેઠ કસ્તુર એ, અધિપતિ મારો આપ;
જુવતી જોઈ ત્યાં રહી, અચરત આપોઆપ. ૪૮૮
સ્નેહ ઘણેથી સુખ થયુ, રામા રીઝી રંગ;
સ્વાતિ જોગ તે સાચવ્યો, સ્વામી સાથે સંગ. ૪૮૯

ચોપાઈ.

સ્વામી કહે સાંભળ સુંદરી, શું ભાળે છે દ્રષ્ટ જ ભરી;
માસ સાતની વાટે ગયો, ત્રેહ મૂજને તારો થયો. ૪૯૦

પંખી આગળ કહી મેં પ્રીત, રામા મેળવ રૂડી રીત;
તે પંખીની પીઠે ચઢી, આવ્યો અહિં તે લાગી ઘડી. ૪૯૧
નારી કહે ભલે આવિયા, મારે મન તમે ભાવિયા;
થયાં કામાતુર નર ને નાર, તે વેળા કીધો વહેવાર. ૪૯૨
નારી કહે નર સાંભળ નેટ, પૂરણ ગર્ભ રહ્યો મુજ પેટ;
હવે નહીં જવાયે તમો, તજું પ્રાણ વણ ખૂટે અમો. ૪૯૩
માબાપ તમારાંને જઈ મળો, પછી પંથ તમારે પળો;
વાત કરંતા લાગી વાર, હંસ હેતથી બેઠો બહાર. ૪૯૪
હંસ કહે ખોટી થાઊં છું, હું મારે માર્ગે જાઉં છું;
તું તારે ગમે તો રહે, આવ અહીં કે ના પણ કહે. ૪૯૫
દાસી હુતી ત્યાં દસ બાર, રાખી શાખ તે તેણે ઠાર;
તોએ નાર ન મૂકે હાથ, શાહ પુત્ર મને તેડો સાથ. ૪૯૬
હંસ આવ્યો સખિયો સાથમાં, આપ્યાં મોતી બે હાથમાં;
નારી જોવા ગઇ દીપક પાસ, ઉડ્યો હંસ તેડી આકાશ. ૪૯૭
ન આવી વાટમાં ઉની આંચ, આવ્યો રાત રહી ઘડી પાંચ;
ક્ષેમકુશળ મૂક્યો વહાણ, સંભાળ કસ્તુર સુજન સુજાણ. ૪૯૮
પ્રણામ કરીને હંસજ ગયો, પ્રાતઃકાળ એ રીતે થયો;
નિશ્ચિન્ત થયો મનમાં વાણિયો, કુશળ ક્ષેમ ઘરનો જાણિયો. ૪૯૯

દોહરા.

સઢ પૂર્યો સવારમાં, આવ્યા વાય સવાય;
વણિકપુત્ર વેવારિયો, જુગતે જાવે જાય. ૫૦૦
જાવે જે કો નર ગયો, નાવે મંદિર માંય;
જાય રળી જાવેથકી, પરિયાના પરિયા ખાય. ૫૦૧
જાવે જોખ ઘણી જુએ, ચઢ્યો વ્યાપારી વહાણ;
અદકું કહું શું એથકી, જહાં રત્નની ખાણ. ૫૦૨
વેચે માલ મહા મૂલથી, પૂરણ લાભથી પેર;
માનની મેહેલી માળિયે, ગોરડી રહી જે ઘેર. ૫૦૩
ગુણવંતી ગર્ભજ વાધિયો, ભારે કર્મનો ભૂપ;
વનિતાને ઘણું વાધિયું, રાજતેજ રિધરૂપ. ૫૦૪
પચ માસ પૂરા થયા, નણદલ આવી ત્યાંહ;
ઊંચી ચઢી અટારિયે, ભામની ભદ્રા જ્યાંહ. ૫૦૫

રૂપ દીઠું રંભાતણું, ભાભી દીઠાં નેણ;
ઉદર જે ઉન્નત નિરખિયું, ચંચળ દીઠાં ચહેન. ૫૦૬
ભાભી તેંજ ભલું કર્યું, આ લક્ષણ શું આજ;
બોળ્યાં બોતેર બાપનાં, કુળદંતાને લાજ. ૫૦૭
ભાઇ પરણ્યા ઘણા ભાવથી, ધાવ લખિયો ગરજ;
તેં તો તારું પાળિયું, કામની વહાલું કરજ. ૫૦૮
સાબાશ તેં સારું કર્યું, ગર્ભ વધાર્યો ઘેર;
વીર ગયાને વરસ થયું, પ્રૌઢી કીધી પેર. ૫૦૯
શું કહેશો સસરા આગળે, શું કહેશો મા બાપ;
ગુણ ધાવ પૂરો કર્યો, તેમ તેં પાળ્યું આપ. ૫૧૦
નાક ગયું નવ ખંડમાં, કુલટા કહેશે લોક;
પડદે રહો તમે પ્રેમદા, ફાંસુ ફુલો ફોક. ૫૧૧
નારી કહે નણદલ સુણો, પૂછો પ્રીતે દાસ;
હસે ચઢી હેતેથકી, પ્રીને આવ્યા પાસ. ૫૧૨
શાખ પૂરી સહુ દાસિયે, દળ વાદળ થયું દુઃખ;
માનશે તારી માવડી, કહીને મરડયું મુંખ. ૫૧૩
બોલો ભાભી માહરી, પ્રાણ કરોને તાજ;
મુખ બોલે છે તાહરે, કાંઇક મનમાં લાજ. ૫૧૪

છપ્પા.

વિપ્ર શિર એક વાંક, આંક ભલે નવ ભણિયો;
વ્યાંપારી શિર વાંક, રાંક કહેવાણો રણિયો;
રાજા શિર એક વાંક, વાંક વિના ધર લૂટે;
જાચક શિર એક વાંક, રાઢ કરીને રૂઠે;
ચતુરને વાંક ચોરી તણો, ઘણા લોક શિર ગાળનો;
વડો વાંક વનિતા શિરે, શામળ કહે અધિકાં આળનો. ૫૧૫
બાળ પરદેશી પ્રીત, બાળ વાતો આડીની;
બાળ રડાની રીત, બાળ બુદ્ધ ચોરી ચાડીની;
બાળ ભીખનો ભોગ, બાળની આળ જુઠાનું;
બાળ દેહનો રોગ, બાળ રકો ત્રુઠ્યાનું.

બાળ જીવવું જે બાપડો, બાળ હિંમત હરામની;
ામળ કહે બાળ તે નારને, કલંક ચઢયું જે કામની. ૫૧૬
બાળ લંપટની લાજ, બાળ પર ધાન્ય જ ખાવું;
બાળ કુંવારો વાસ, બાળ નીચ સંગે જાવું;
બાળ સાધુ સગપણ, બાળ વિપ્રસું વઢવું;
બાળ ગરથ વિણ ગૃહસ્થ, બાળ જારીનું જડવું;
ાળ પ્રીત પર નારની, રામ નામ વિણ બોલવું;
ાળ કલંક જે કામની, કહે શામળ પટતરે ખોલવું. ૫૧૭

## ચોપાઈ.

ેન્દા કરી બહુ નણદી ગઈ, જઇ માતાની પાસે રહી;
લ્યો અક્ષર દીઠું તે આંખ, પડ્યો વડો વહુવરનો વાંક. ૫૧૮
ારી નિસરી છેક જ નેટ, પ્રૌઢ ગર્ભ વાધે છે પેટ;
ીચ કામ કર્યું એણિયે, માળિયામાં બેઠી તેણિયે. ૫૧૯
દૃષ્ટે જોઈ આવ્યાં અમો, શાણા સર્વ વિચારો તમો;
ાસરો સાસુ સજ્જન સહુ, ફટ ફટ કરે છે વહુને બહુ. ૫૨૦
ખો વાત છાની આ ઠાર, કદી વાત જાણે દરબાર;
સા માગતાં કરશે ફોક, બીજો દંડ ઉપર લે રોક. ૫૨૧
ાટે એને પીયર પરહરો, કુચલી આત્રી શાને કરો;
ીનું કર્યું ભોગવશે એહ, નાંણો કાને તેશું નેહ. ૫૨૨

## છપ્પો.

પરહર મન વિણ દાન, પરહર વિણ હેતે ખાવું;
પરહર ખાલી ખ્યાલ, પરહર ચિત્ત વણ ચહાવું;
પરહર વડાશું વેર, પરહર પૂત કપૂતો;
પરહર લંપટ ગોર, પરહર સંત જે ધૂતો;
રહર મિત્ર જે લાલચુ, પરહર લાંચ લે પાંચમાં;
ામળ કહે પરહર પ્રેમદા, જે અન્ય પુરુષની આંચમાં. ૫૨૩

## ચોપાઈ.

ામની સહુએ કુડી કરી, પીયર માંહે મેલી પરહરી;
ણગાર સરવ ઉતારી લીધ, પગરણુ પાતળું પેહેરણુ દીધ. ૫૨૪

પરહરી મૂકી રુડી પેર, ગઈ પિતા પોતાને ઘેર;
વિતક વાત માંડીને કહી, માત પિતાએ મનમાં લહી. ૫૨૫

છપ્પો.

પિતા કહે નહીં પુત્ર, બહેન કહે નહીં ભાઈ;
મામો ન કહે ભાણેજ, સસરો ન કહે જમાઈ;
મિત્ર કહે નહિ મિત્ર, નારી કહે નહીં નાથ;
પર્યાં કરે જમાઈ, સગો નવ થાયે સાથ;
વેરી થાય વહાલાં સહુ, દેખાડે નહીં દામજી;
શામળ કહે સગપણ ગયું, જ્યારે રૂઠયો રામજી. ૫૨૬

ચોપાઈ.

ગર્થે ધર ભરી આપ્યું તેહ, નિમખ ન રાખ્યો તેણે નેહ;
જ્યારે રૂઠયો છે શ્રીરામ, કોઇ નવ આવે ત્યારે કામ. ૫૨૭
મા બાપ કહે જણી જ્યાહરે, ગર્ભ ગળ્યો નહિ કાં ત્યાહરે;
જીવત કાં થયું તાહરું, તેં કુળ બોળ્યું છે માહરું. ૫૨૮

છપ્પો.

ન શોભે રાંડયું રૂપ, ન શોભે વિપ્ર વિણ વિદ્યા;
ન શોભે સૈન્ય વિણ ભૂપ, ન શોભે સાધુની નિંદા;
ન શોભે શસ્ત્ર વિણ શૂર, ન શોભે રાગ વિણ ગાણું;
ન શોભે ગજ વિણ સૈન્ય, ન શોભે સુમ ઘેર નાણું;
ન શોભે નદિઓ નીર વિણ, ન શોભે દાતા દાન વિણ;
શામળ કહે શોભે નહીં, માનવ રૂડા માન વિણ. ૫૨૯

ચોપાઈ.

માબાપે વિચાર્યું મંન, દંડે ગામતણો રાજંન;
ન્યાત બહાર કહાડે સહુ સાર, વ્યાપારે જાયે વહેવાર. ૫૩૦
ઇજ્જત જાય સગાં સહુ સાથ, લોક કલંક દેખાડે હાથ;
મોટા મસે મસે મેહેણું દિયે, નીચ કહી પાણી નવ લિયે. ૫૩૧

દોહરા.

માન મૂકી માને કહ્યું, નથી અમારો વાંક;
હંસ ચઢી નર આવિયો, નિશ્ચે આડો આંક. ૫૩૨

શાખ દાસી દશ તેહની, સાચું કહું છું સૂત્ર;
કસ્તુરચંદશા શેઠનો, પેટ રહ્યો છે પૂત્ર. ૫૩૩
માએ મ્હોં મચકોડિયું, જુવતી બોલે જૂઠ;
જીવ જીવાડણ કારણે, આળ પંપાળે ઊઠ. ૫૩૪
જૂઠું આંસે જેટલું, જેમ આટામાં લુણ;
જૂઠું વાદળ જેવડું, સાચું માને કૂણ. ૫૩૫
માબાપે માન્યું નહિ, મૂકી જઈ વનમાંય;
વાઘ સિંહ વરુઓ ઘણાં, આપે કરડી ખાય. ૫૩૬
નારીને હણવી નહીં, વાંક પડે શત લાખ;
પરહરવી તે પ્રીતથી, શાસ્ત્ર પૂરે છે શાખ. ૫૩૭
ગાંઠે ગર્થ ન બાંધિયો, વાસણ વસ્ત વિવેક;
કહાડી મૂકી કામની, આપે એકલી એક. ૫૩૮
ઢોલિયે બેસાડી દીકરી, ઉપાડી જણ પાંચ;
મૂકી જઇ મહા વન વિષે, અરુણતણી બહુ આંચ. ૫૩૯
વરુ વાઘ શીઆળવાં, સિંહ હરણ ને સાપ;
મૂકી સહુ મંદિર ગયાં, રામા રહી રણ આપ. ૫૪૦
સંભારે શ્રીરામને, રુએ વિલાપે વાણ;
સહાય કરે તું માહરી, દિનકર ભોળા ભાણ. ૫૪૧
સાચે સૂરજ શાખિયો, પ્રત્યક્ષ દેવ મહારાજ;
દાવાનલ મહા દુઃખ પડયું, રાખે મારી લાજ. ૫૪૨
તાતાનું ટાઢું કરે, પતિજ કરંતે તેલ;
ત્રિલોકમાં મેં પારખ્યું, ખરો બરાબર ખેલ. ૫૪૩
નોધારાં આધાર તું, આપત મુજને આજ;
વહારે ચઢજે વિશ્વપતિ, રાખે મારી લાજ. ૫૪૪

ચોપાઈ.

હૈડામાં રાખીને ધીર, પિધું સરોવરમાં જઇ નીર;
આગળ પાછળ વારુ વાડ, ચઢી એક ઘુલરાને ઝાડ. ૫૪૫
પાકાં ઘુલરાં વીણી ખાય, જળ પીવા સરોવરે જાય;
રાત અંધારી ગાજે ઘોર, વૃક્ષ નીચે થઇ જાયે ચોર. ૫૪૬
વાઘ સિંહ ગર્જના કરે, કોમળ કુંવરી દિલમાં ડરે;
ત્રાહિ ત્રાહિ રે શ્રી ગોપાળ, જૂઠું ચઢયું જુવતીને આળ. ૫૪૭

મખમલ સેજે પોઢે જાત, તે ઝાડે કહાડે છે રાત;
જે કસ્તુરીએં નિત્ય જ નહાય, તે ધુલરાં વીણીને ખાય. ૫૪૮
જેના દાસી ચાંપે ચરણ, આપ એકલી રહે છે અરણ્ય;
સઘળી વાતનું જેને સૂખ, તે વેઠે છે ભુંડી ભૂખ. ૫૪૯
ઉદર ગરભતણે કારણે, કહાડી મૂકી છે બારણે;
એક માસ થયો જેટલે, આવ્યો વણઝારો તેટલે. ૫૫૦
માલ અનર્ગલ સાથે મોટ, લાખેણી લાખાની પોઠ;
ટાંડું બાંધ્યું રણમાં ઠળે, લાખો ઉતર્યો ધુલરાં તળે. ૫૫૧
દિવસ બે રહી તે ઝાડ, ભૂખ તરસ ને તડકો ટાઢ;
સૂરજ આવ્યો જ્યારે શીશ, ખાય છીંક લાખો તે દીસ. ૫૫૨
ઊંચી દ્રષ્ટિ કરી જ્યારે, નારી વળતી દીઠી ત્યાહરે;
ડાકણ વંતરી હોશે એહ, સિદ્ધ શિકોતર જક્ષણી જેહ. ૫૫૩
કરે બળદો કેરી હાણ, કે બાળકના લેશે પ્રાણ;
ખેંચી કમાન ચઢાવી તીર, ઉઠ્યો આળસ મરડી વીર. ૫૫૪
ઉતર રાંડ કરે શું કામ, હવડાં મારું આણે ઠામ;
નાખે તીર તવ બોલી બાઈ, માં માર તું લાખા ભાઈ. ૫૫૫
લાખો કહે છે સાચું વેણ, તું કીયા દહાડાની બેહેન,
વિરચંદ કેરી હું દીકરી, દંતપુત્ર કસ્તુરે વરી. ૫૫૬
ભદ્રા ભામની મારું નામ, મહા દુઃખે રહિ છું આ ઠામ;
વનિતા કેરી સાંભળી વાત, ભલે ભલે હો મારી માત. ૫૫૭
ઉતારીને લાગ્યો પાગ, આપી રહેવા સુંન્દર જાગ;
અમૃત મેવા આપ્યા આહાર, પહેરાવ્યાં વસ્ત્ર બે સાર. ૫૫૮
આ જે માલ ખજાનો દ્રવ્ય, સમૃદ્ધિ સઘળી પાસે સર્વ;
ભોજન મનભાવંતાં જમો, વણઝારીઓમાં રંગે રમો. ૫૫૯
બેહેન તમારે સાસરે સુખ નથી, પિયરમાં કંઇ પણ દુઃખ;
એકલાં કેમ આવ્યાં છો તમો, તે અચરત પામું છુ અમો. ૫૬૦
ભિરતારીને મુરખે કહેહ, સંદેહ કહાડી મુખે રહેહ;
ભાઈ વિતક વણેખા તણાં, કહેતાં પાર ન આવે ઘણાં. ૫૬૧
દેવચરિત્ર સરખું જે થયું, મુજ જીભે નવ જાએ કહ્યું;
સોને શ્યામ ને સાચે જૂઠ, દુરાચાર બોલે સૌ પૂંઠ. ૫૬૨

તરત આળ મુજ માથે ચઢ્યું; તે દુઃખે નીસરવું પડ્યું;
ગ્રહો સાનુકૂલ જ્યાહરે થશે, સંદેહ સહુના મનના જશે. ૫૬૩
હવડાં તો હું થઈ છું ચોર, તેથી વનમાં કહાડી ઘોર;
મહા સંકટ પડે જેટલે, ઈશ્વર સહાય કરે તેટલે. ૫૬૪
આ વનમાં મહા દુઃખે અમો, પ્રભુ પ્રતાપ પધાર્યા તમો;
સંક્ષેપે વિસ્તારી કહી, વીર વણઝારા સાથે રહી. ૫૬૫
ભદ્રા ઠરી રહી છે ત્યાંહે, કરે આનંદ વણઝારા માંહે;
નારી સુખ પામી તે નેટ, વધે ગરભ પોતાને પેટ. ૫૬૬
બાર બત્રીશી રસોઇ કરે, તે લાખો જમીને ઠરે;
હેત પ્રીત કરે છે અતિ, જાણે માણુસ ભલું કે સતી. ૫૬૭

## દોહરા.

ખીજ્યો જે વણઝારિયો, તેને પડિયો ભાર;
ક્યાંથી આવી કામની, રૂપ રૂપનો અંબાર. ૫૬૮
આવશે એને દીકરો, અદકું થાશે માન;
બેન બેન મોઢે કહે, તે તો બહુ તોફાન. ૫૬૯
નારી કરીને રાખશે, ધડતાં જાણે ધીર;
આપણાં ઉતારશે માનુની, નારી એ તો નીર. ૫૭૦
વિચારે વણઝારિયો, પરહરિયે એ પેર;
રાખવી એને નવ ઘટે, ગુણ રૂડીને ઘેર. ૫૭૧
પોઠ તો ત્યાંથી ઉપડી, ઠગપુર પાટણ જાય;
ઠાલું ટાંડું ગોરઠે, આનંદ અંગ ન માય. ૫૭૨

## ચોપાઈ.

વેંચે જે પોતાની વસ્ત, સોદો લે છે લોક સમસ્ત;
આવે લોક પોઠી નિર્ખવા, ન્યાય અન્યાય પ્રીતે પર્ખવા. ૫૭૩
જાય વણઝારિયો ગામજ માંહ, જુવે બજાર તરતીબે તાંહ;
દોશી દલાલ ગાંધીનાં હાટ, નેસ્તી નાણાવટી જે ઘાટ. ૫૭૪
જાતિ જાતિ આવી સહુ નાર, જ્યાં ગુણકાકેરા દરબાર;
ઢાળી માચિયો બેઠી તેહ, અંગ સમારી ઝળકે દેહ. ૫૭૫
અત્તર અરગજા બેહેકે બરાસ, પાન ફુલની લિલા વિલાસ;
કરે રાગ ને ગાએ ગીત, અંગ સમારે પુરુષપેં પ્રીત. ૫૭૬

ત્યાં વણઝારિયો જોવા રહે, તેને ગુણકા ઉત્તર દે;
અહિંયા તો મરદોનાં કામ, કામની કેમ આવી આ ઠામ. ૫૭૭
કાંઇક કામ હોય તો કહો, હુંશ હોય તો વાસો રહો;
ખાઓ પીઓ ને ખુશી કરો, શૃંગાર નિત્ય નવેરા ધરો. ૫૭૮

### દોહરા.

હસી બોલી વણઝારિયો, એક નાર અમ પાસ;
તેહ ઘણી છે ફુટડી, તમને રાખે દાસ. ૫૭૯
તમ મંદિર હોય માતુની, ઘેલું થાયે ગામ;
ટંકશાળ ઘેરે પડે, દે મન ગમતાં દામ. ૫૮૦
ગામ સંબંધી ગોરડી, રઢિયાળી કો રૂપ;
તમ ઘેર તે બેઠી રહે, આવે બારે ભૂપ. ૫૮૧
તેને દેખે દેવ કો, કે બ્રહ્મા કે ઈશ;
તપ ચૂકે મહા જોગિયો, દેખે પલક જો દીશ. ૫૮૨
તે ગુણકાએ સાંભળ્યું, વિનતા રુડી વાસ;
શિર તેને સ્વામી હશે, અમને શાની આશ. ૫૮૩
વેચો તો વનિતા લેઉં, દેઉં ઘણેરો ગર્થ;
હુંશ હોય દેખાડજો, સરે તમારો અર્થ. ૫૮૪

### ચોપાઈ.

કહે વણઝારિયો કહું તે કરો, વણ ગર્થે વનિતાને હરો;
કહું વાત જેમ કામજ થાય, સાલ અમારું સહુનું જાય. ૫૮૫
વણુ કાંતે વણુ પીંજે વસ્ત્ર, તેવો એક બતાવું દસ્ત્ર;
લાખો નાયક ટાંડાંતણો, જશ મહિમા જગતમાં ઘણો. ૫૮૬
ડેરા તાણી બેઠા જ્યાંહ, સૌ કો રમવા આવો ત્યાંહ;
કોઈ રૂપમાં એ કામની, ભર જોબનમાં છે ભામની. ૫૮૭
માસ સાતમો તેને પેટ, એ એંધાણ નારીનું નેટ;
તે શામા રણમાંથી જડી, વૃક્ષ ધુસરાં ઉપર ચઢી. ૫૮૮
ડેરા કીધા તેણે ઠામ, ભદ્રા કહે છે તેનું નામ;
તમો તેદનો ઝાલો હાથ, લડો લાખા વણઝારા સાથ. ૫૮૯
કહેજો એ અમારી દાસ, કેમ રાખો લાખાજી પાસ;
દંડ ઘણો તમને દેઇશું, માલ પોઠી લૂટી લેઇશું. ૫૯૦

નાઠી છે ઝાઝો લઇ ગર્થ, સર્યો આજ અમારો અર્થ;
તે વાતની અમો દેશું શાખ, સહુ સાથે બોલીશું ભાખ. ૫૯૧
તે વાતની પ્રતિજ્ઞા કરી, સોંપિશું તુજને સુંદરી;
ગુણકા મન વચન શાવિયાં, તારણી સહુ ટડિ આવિયાં. ૫૯૨
લેઇ પોતાનો સર્વે સાજ, આવી ગુણિકા કરવા નાચ;
રીઝી લાખો ઘરમાં ગયો, બોલ ભદ્રાની પ્રત્યે કહ્યો. ૫૯૩
એક મહોર સોનાની લ્યો, જાઓ બહાર ગુણિકાને દ્યો;
ભદ્રા બહાર આવી આપવા, ગુણિકાનું રડું થાપવા. ૫૯૪
એટલે તેણીએ ઝાલ્યો હાથ, પાડી બૂમ વઢી તે સાથ;
ઝાલી લાખા કેરી બાંહે, ચાલ દીંડ રાજદ્વારનીમાંહે. ૫૯૫
વેચાતું પોઠી તહરી, કેમ દાસી રાખે માહરી;
એ ભદ્રા દ્રવ્ય લેઈ ગઇ, ઝાડ ધુલરકિરે રહી. ૫૯૬
ગર્ભવંતી અમ ઘેરે થઈ, પરની વાત જુવે છે કઈ;
માટે પાછી આપો મુને, નહિ તો દુઃખ દેઇશું તુને. ૫૯૭

## દોહરા.

ગુણકા કહે લાખા સુણો, ખોઇશ સઘળો માલ;
કાઢી મેલ એ કામની, શીદ પાડે છે ખાલ. ૫૯૮
શાખ પુરે સહુ તાહરી, નહિ વણઝારી એહ;
ઘેર કેમ રાખી ગોરડી, દેખી રૂડી દેહ. ૫૯૯
ગળે ઝાલી ધણે જણે, કહાડી મેલી બહાર;
ગુણિકા ઘેર લેઇ ગઇ, નક્ષત્ર સરખી નાર. ૬૦૦
દીધાં વધામણાં દેવને, ઓચ્છવ અધિકો હોય;
રૂપ રેભા એ રાજની, કળી ન શકે કોય. ૬૦૧
માનુની ઘાલી માળિયે, સહુકો લાગે પાય;
અચરત ચીજ આગળ ધરે, ચિત્તમાં સહુકો ચહાય. ૬૦૨

## છપ્પો.

ભેદુ ઘરનો ચાહે, ગામ ને કોટ લુટાવે;
ભેદુ ઘરનો ચાહે, કટક તે બાધું પાવે;
ભેદુ ઘરનો ચાહે, કલંક પરિયાનું ખોલે;
ભેદુ ઘરનો ચાહે, સબળાનૂં અવળું બોલે;

ભેદુથી વઢીએ નહીં, લોકમાં ઉપજાવે દુઃખ છે;
શામળ કહે ભેદુને માનિયે, સૌ પ્રકારે સૂખ છે. ૬૦૩

દોહરા.

અમો સહુ તુજ દાસિયો, તું મારી સરદાર;
પાન ચાવો પ્રીતે કરી, પહેરો શુભ શણગાર. ૬૦૪
બીજા લોક છે બાપડા, માનવ રૂડા જંન;
દીવાળી તેને વરસમાં, આવે એક જ દંન. ૬૦૫
નિત્ય દિવાળી આપણે, નિત્ય નવા શણગાર;
નવાં પેરણ નિત્ય પાગરણ, નિત્ય નવા ભરથાર. ૬૦૬
નિત્ય અંગે અરગજા, નિત્ય ચાતુરી ચિત્ત;
નિત્ય નવું નાણું મળે, એહ આપણી રીત. ૬૦૭
બીજી જુવતી જો કરે, પલક એક પરવેશ;
દેખાડે સહુ આંગળી, રહી ન શકે કો દેશ. ૬૦૮
બીજી સહુ બળી મરે, ટરી શકે નહિ જાર;
નિરભે થઇ નિઃશંકશું, ભોગવીએ ભરથાર. ૬૦૯
કુળવંતીને કેદ છે, પરા પૂર્વનો પંથ;
કાણો લૂલો આંધળો, કર્મે ભાંગ્યો કંથ. ૬૧૦
રળે મળે છે રોટલો, ધંધો કરતે ધાન;
કરે વેપાર જ ઉજળો, મહિમા ન મળે માન. ૬૧૧
હવે ભાગ્ય તારું ભળ્યું, દીન રૂડા જો હોય;
જાર જુગતેથી રીઝવો, હોંશે આવે કોય. ૬૧૨
ખાવો પીઓ ખુબી.કરો, ખુશબોઇ અંગે નાહો;
રાજાની રાણીથકી, અદકો લીજે લાહો. ૬૧૩
લાહો લાખેણો લિજીએ, મનસાથી તજ મેલ;
પહેરો ઓઢો પ્રીતથી, જુઓ જગતનો ખેલ. ૬૧૪
ભદ્રાએ મન વિચારિયું, સંકટ આવ્યું આજ;
ના કહેતાં નહીં ઊગરું, જાશે મારી લાજ. ૬૧૫

છપ્પા.

ભટ્ટ પડ્યો અવતાર, રળ્યું જે નારનું ખાયે;
ભટ્ટ પડ્યો અવતાર, ગુણ શત્રુના ગાયે;

ભટ્ટ પણો અવતાર, જાર માતાનું જૂવે;
ભટ્ટ પણો અવતાર, નામ જે બાપનું ખૂવે;
પરવશ પરસેવન પરઘર, નિત્ય પરદેશ ફરવું ભુંડું;
શામળભટ કે અવતાર ભટ્ટ, શુભ કુળને શુણકાપણું. ૬૧૬
કુળ રૂડે કલંક, રંક કહે રાજાને;
કુળ રૂડે કલંક, મટે માન માઝાને;
કુળ રૂડે કલંક, પરીયા બહુ બુડાડે;
કુળ રૂડે કલંક, વાત જુઠી ઉડાડે;
સાસરે મોસાળ સજ્જન સહુ, બુડાડે તે બાપને;
શામળ કહે સલક્ષણા, રખે તજો કો આપને. ૬૧૭

ચોપાઈ.

સંકટ મોટું આવી પડયું, રખે કલંક મસ્તક મુજ ચઢયું;
ઈશ્વર રાખે મારું આપ, જપવા માંડ્યો હઈડે જાપ. ૬૧૮
હઈડે દુઃખ ને મહોડે હશી, ભ્રાંત ન જાણી મનમાં કશી;
બાઇ એક માગું છું માન, પ્રસવું જ્યાર સુધી સંતાન. ૬૧૯
ત્યાર સૂધી નવ કહેશો તમો, એકાંત જાગ ઉતરીએ અમો;
કોઇ પુરુષ સાથે નહિ રમું, ભોજન હું રાંધીને જમું. ૬૨૦
પછે તમો કહેશો તે કરું, ધન રળી આપું ને ઘર ભરું;
કરગરીને હું કહું છું તુંને, એટલું માગ્યું આપો મુને. ૬૨૧
સહુ તે વાતે સુખિયાં થયાં, ઠરી ભદ્રા તે ઠામે રહ્યાં;
અવધ થઇ પૂરણ દસ માસ, પ્રસવ્યો પુત્ર પોતી મન આશ. ૬૨૨
સાક્ષાત્કાર કો બીજો કામ, દેવરૂપ દેવાંશી નામ;
આસના વાસના અદકી કરી, જોતાંસુખ દુઃખ ગયું વીસરી. ૬૨૩
પુત્ર નવરાવ્યો નારીએ, બાળા બેઠી છે બારીએ;
રવી કીરણ પડયું જેટલે, આવી છીંક સુતને તેટલે. ૬૨૪
ખમા ખમા કહ્યું વચંન, પડ્યાં ખોળામાં બેય રતંન;
અમુલક જુગિત છે બે જોડ, નહીં તેમાં ખાપણ કે ખોડ. ૬૨૫
વચન સ્વામી કહ્યું તે મળ્યું, કહે ભામની ભાગ્ય મુજ ભળ્યું;
વીત્યા દીન એવા ચાલીશ, નામ્યું તવ શુણકાને શીશ. ૬૨૬
હવે વેપાર તે જારી કરો, હેતે હેડાં ઉપર ધરો;
નિત્ય બે ચાર છીંક જ ખાય, રતન એકઠાં ગાંઠે થાય. ૬૨૭

ભામની કહે હવે શું કરું, અહિયાંથકી તે કેમ નીસરું;
જિયહાં જાઉં ત્યાં ફાટી પડું, કે હસારત લાગે વડું. ૬૨૮
એમ વિચાર કરે જેટલે, ગુણકા ત્યાં આવી તેટલે;
બહાર આવ્યોછે મિત્ર માહરો, દેખાડ ભાવ ભામની તાહરો. ૬૨૯
પછે રમાડજે તાહરો તંન, હવડાં રમાડ એનું મંન;
બોલી ભદ્રા સ્યામા સાથ, આપું રત્ન અમુલક હાથ. ૬૩૦
આજ એકાંદશીનું વરત, ન કરું કામ કુડું હું તરત;
રત્ન તે નારે નરખિયું, અમુલ્ય પારખું જે પરખિયું. ૬૩૧
એમ કરતાં પડી છે રાત, ગુણકા કહે દાસીને વાત;
આ પ્રેમદાનો પુંત્ર જ મરે, તો આપણનું કારજ સરે. ૬૩૨
પુત્ર હરી એનો લિજિયે, ઊંડે કુપ નાખી દીજીએ;
નારી નિદ્રામાં જ્યાહરે, લીધો પુત્ર તેનો ત્યાહરે. ૬૩૩
સોંપ્યો તે દાસીને તરત, નાંખો કુપમાં પમાડો મરત;
ગઇ દાસીઓ રણમોઝાર, દીઠો કૂપ જ તેણે ઠાર. ૬૩૪
નાખે કૂપ માંહે જ્યાહરે, દયા દીલ આવી ત્યાહરે;
આ અવતાર ગુણિકાની દેહ, નીચમાં નીચ તે દાસી તેહ. ૬૩૫
નીચ સર્વથી કરવું કામ, કેમ રાજી રહેશે શ્રીરામ;
બાળહત્યા વડેરું પાપ, દાસી દિલે વિચાર્યું આપ. ૬૩૬
શું કરીશ હું આગળ ધર્મ, છુટીશ કેમ આ માઠાં કર્મ;
કુવાના થાળમાં સુવાડ્યો તંન, દયા અગટી દાસીને મંન. ૬૩૭
મૂકી જીવતો વનિતા વળી, પોતાની ગુણિકાને મળી;
તમો કહ્યું તે કારજ કીધ, કુંવર કૂપમાં નાંખી દીધ. ૬૩૮
ઝબકીને જાગી તે નાર, પુત્ર ન દીઠો તેણે ઠાર;
પેટમાંહે પડી બહુ ફાળ, કિહાં ગયો મારો બાળ. ૬૩૯
કાલાવાલા કીધા ઘણા, કોણ માને તે તરુણી તણા;
એક કહે ડાકણ ઉતરી, એક કહે લીધો વતરી. ૬૪૦
એક કહે બલાડે લીધ, કોડ પ્રકાર એવા બહુ કીધ;
કોઈ કહે તું ઉરે છે બહુ, ફુટ ફુટ કરે છે ત્યાં સહુ;
નીચ સંગ નારીને નેટ, વળી દુઃખ પુત્રનું પેટ. ૬૪૧

છપ્પો.

ભુંડું દેહમાં દુઃખ, ભૂખ પણ તેથી ભૂંડી;
ભુંડું દેવું દામ, કામનિ ક્રોધી કૂડી;
ભુંડી સ્ત્રી થઇ અનાથ, ખ્યાત ભુંડી જ્યાં લોકે;
ભુંડું કુગ્રામે વાસ, ભુંડું સ્ત્રી સુખ નહીં શોકે;
પણ ભુંડું ભાર ઉપાડવું, ભુંડું દાસકું કરવું ઘણું;
ભુંડાથી ભુંડું શામળ કહે, દુઃખ સૂત મરવાતણું. ૬૪૨

ચોપાઈ.

દાવાનળ દુઃખ પડયું તે સાર, લાગ્યું મન તે અપરમપાર;
કોડ દુઃખ ભુંડાં બહુ થકી, ભુંડું પુત્ર વિજોગથી નથી. ૬૪૩
વીચાર્યું વિનતાએ વાણ, હવે તજું હું મારા પ્રાણ;
કદાચ જીવ જો મારો જશે, કલંક ચડવું તે સાચું થશે. ૬૪૪
જીવતો આવશે મારો કંથ, કાલે વળશે પ્રોંટે પંથ;
મારે વિજોગે તજશે દેહ, એવો નરનારીનો નેહ. ૬૪૫
જીવતો નર ભદ્રા પામશે, કાલ કહેવાય જે રૂડું થશે;
એમ સર્વે બોલે છે લોક, જોઉં સાચું કે સર્વે ફોક. ૬૪૬
આવરદા અદકી સુતની હરો, તો બાળક મારો જીવતો થશે;
એમ કરીને વાળ્યું મંન, ઇશ્વિર વાળશે મારો દંન. ૬૪૭

છપ્પો.

કોઈ દિન અમરત અહાર, કોઇ દિન લૂખી ભાજી;
કોઇ દિન પળવું પાય, કોઇ દિન ચઢવા વાજી;
કોઈ દિન સુંદર સેજ, કોઈ દિન ભોમી સોવું;
કોઇ દિન વહેવા હોય, કોઇ દિન રીસે રોવું;
કોઈ દિન રળવું ઘણી રીજથી, કોઇ દિન ખોવા દામને;
શામળ કહે હિમ્મત ન મૂકિયે, સંભારિયે શ્રીરામને. ૬૪૮

ચોપાઈ.

સાંભળ ગુણિકા તું પણ માત, કહું તુજ આગળ સાચી વાત;
દિવસ એક બીજા પચ્ચાસ, માં કર માત રવ્યાની આશ. ૬૪૯
તારે રવ્યાનો શો છે અર્થ, જોઇએ એટલો લેન ગર્થ;
પાડા પાડીનું શું કામ, વાસણ દુધ ભરાવો ઠામ. ૬૫૦

તેની તુજને આપુ લાંચ, આપ્યાં રત્ન અમુલક પાંચ;
અંધારે અજવાળું થાય, નિરખી નાર હરખી મનમાંય. ૬૫૧
સંતોખી રાખી તે ઠામ, પચાસ દિવસ ન લેશો નામ;
એહ કથા એટલેથી રહી, કહુ બાળકની શી ગત થઈ. ૬૫૨

દોહરા.

એક રાક્ષસ ઉત્તમ હતો, રહેતો તે વનમાંહ;
જળ પીવા કારણ ગયો, દીઠો કુંવર ત્યાંહ. ૬૫૩
હેતે રાખ્યો હૈડે ધરી, પ્રીત ઘણેરી પેર;
ગયો લેઈ ગુફા વિષે, સાથે તેને ઘેર. ૬૫૪
કામદુગ્ધા એક ગાવડી, જઈ લાવ્યો તે શુદ્ધ;
ઉછેર્યો આદર કરી, પાયું તેને દૂધ. ૬૫૫
સબળ સંગ રાજાતણી, કુંવરી રૂપનિધાન;
ઊપાડી આદર કરી, સોપ્યો ત્યાં સંતાન. ૬૫૬
ઉપાસક શ્રીજક્ષણી, પૂરણ હેત પ્રસંન;
આવે ઘેર નિત્ય આપવા, દેવી શ્રીદર્શન. ૬૫૭
પ્રથમ પ્રસન્ન જક્ષણી, તેહતણો પરતાપ;
એક કુંવર બીજી કામની, ત્રીજો આપોઆપ. ૬૫૮
પ્રાણથી વહાલો તેહ છે, જાણે મારો પુત્ર;
સાચવે પ્રીત ઘણી કરી, સાચે દિલથી સૂત્ર. ૬૫૯
પાડયુ નામ જતને કરી, અહર્નિશ એવું કામ;
કોડે કરીને કુંવરનું, રત્નસાગર શુભ નામ. ૬૬૦
છીંકે જ્યારે છોકરો, મોટો તે મહિમાય;
પડે રત્ન પૃથિવી વિષે, સર્વે એકઠા થાય. ૬૬૧

ચોપાઈ.

એ તો વાત અહિયાંથી રહી, શી ગત ભદ્રાની ત્યાં થઈ;
એક સમે બેઠી માળિયે, જોએ છે જુવતી જાળિયે. ૬૬૨
તેહ તળે જવાની વાટ, બેઠા તિહાં તળેથી ભાટ;
તેણે ભણ્યું કવિત જ એક, કહ્યો તેમાં વિક્રમનો વિવેક. ૬૬૩
ઉભી વાત બડાઈ તે કહે, તે મંદિરમાં માનનિ લહે;
કામની કાન માંડ્યો જેટલે, પછે ભાટ ભણ્યો તેટલે. ૬૬૪

વાણી એહ વિશેષ છે, કહે કામની કહું શું કથી;
શામળ કહે વિક્રમસેન વણ, ન્યારું કરવા કો નર નથી. ૬૮૩
ગર્દવીઆના સેન મહીં, એક ગાય ગઈ છે;
કાગણ કેરી કોટ, હંસણી એક રહી છે;
વિજ્યા કેરું વંન, તુળસી દલ ત્યાંહ પડી છે;
છીપો સંખ્ય અસંખ્ય, ઝવેર મણિ જુગત જડી છે;
રાક્ષસીઓમાં ઋષિ જણી, રુધિર મધ્યે કંચન કથી;
શામળ કહે વિક્રમસેન વણ, સહાય કરવા સમરથ નથી. ૬૮૪
ઝાઝાં લસણની ખાંણ, ત્યાં અત્તર શીશી ઢળી છે;
મૂરખના જુથમાંય, એક ભાગ્યવંત ભળી છે;
રેણતણો છે રાફ, કિંચિત્ કસ્તુરી ભળી છે;
ઝેર તણી છે સીપ, સાકરમાંહ મળી છે;
વાડ શૂળ કાળ કાંટા તણી, ઉગી કેળ ત્યાં કષ્ટથી;
શામળ કહે વિક્રમસેન વણ, સહાય કરવા સમરથ નથી. ૬૮૫
કરે પરમેશ્વર પ્રીત, રીત તારી મેં જાણી;
વદે દેવ વચંન, તન મન કાયે વાણી;
બ્રાહ્મણ ભાટ ચારણે, પંડિત જે પૃથિવી રહે;
કરે કવિત્ત કે ગીત, રીત રૂપક જશ તે લેહે;
સારો કહે સંસાર સહુ, વારંવાર મુખથી કથી;
મહા દુઃખ સંકટ માંહે તો, તુજ વિણ વિક્રમ કો નથી. ૬૮૬

ચોપાઈ.

જો થાય તો કરજો સહાય, નહિ તો નિશ્ચે લખજો નાય;
ઉતાવળો ઉત્તર આવશે, રહેશે લાજ કે જીવડો જશે. ૬૮૭
નિદાન વાત લખી છે અમો, સામર્થ્ય હોય તો કરજો તમો;
ચેત્યો રાજા ચમક્યો મંન, બ્રાહ્મણને આપ્યું ભોજંન. ૬૮૮
શુભ વાત લાવ્યો છો શાંખ, આપી નગદ મહોરો લાખ;
સાંઢ સોત મહોરો ભરી, રૂડો આપ્યો છે જોતરી. ૬૮૯
મંદિર જાઓ મોટા મહારાજ, કરો રુડાં જે કુળનાં કાજ;
બ્રાહ્મણ કહે આવ્યો છું કામ, પ્રતિઉત્તર લખો આ ઠામ. ૬૯૦

લેખ લખી આપ્યો હાથમાં, વિપ્ર વળાવ્યો સહુ સાથમાં;
મહારાજાને ચિંતા પડી, નિશ્ચિત ન બેઠો એક ઘડી. ૬૯૧
મનવેગી એક સાંઢ વિવેક, પોતે પાખરી કરી વિશેક;
અન્ન જળ નિદ્રાને તજી, ચાલ્યો ભૂપ ભૂધરને ભજી. ૬૯૨
ત્રીજે દિન આવ્યો તે ઠામ, ઠગપુર પાટણ તેણે ગામ;
નિશ ચગ્યા જોવા કારણે, બેઠો જઇ ગુણકાબારણે. ૬૯૩
દીઠી સાંઢ ગુણકાએ વળી, ઘણી દાઢ લેવાને ગળી;
જે જન એ માગે તે દેઉં, કરું ચરિત્ર તો સાંઢ જ લેઉં. ૬૯૪
જે રીઝાવણ જુવતી રીત, કરી દેખાડી પૂરણ પ્રીત;
હાવભાવ કામની બહુ કરે, મહામુનિ સરખા પણ ફરે. ૬૯૫
પરનારી સહોદર જેહ, ચૂકે કયમ દેવાંશી દેહ;
ઊંચી બેસુ અટારીએ, મારુ કામની કટારીએ. ૬૯૬
છળભેદ કરે જેટલે, તે નર પણ બોલ્યો તેટલે;
તારે ઘેર હોયે જે દાસ, પ્રીતે કરી લાવો મુજ પાસ. ૬૯૭
જ્યારે મન માને માહરુ, ત્યારે કહ્યું કરુ તાહરુ;
તે વાત ગુણકાને ગમી, નરપતને નારી તે નમી. ૬૯૮
લીધો દીપક પોતે હાથમાં, તેડ્યો રાજા સખી સાથમાં;
દશ ચોગણી તેને પાસ, પ્રીતે સહુ દેખાડી દાસ. ૬૯૯
રાજા સહુને દૃષ્ટે જોય, વખાણ વાતમા નાવે કોય,
ચતુરા ચાલીશે નવ ગમી, કહે દેખાડો કો એક સમી. ૭૦૦
ભદ્રા બેઠી રાજસ્વરૂપ, ત્યાં લાવી ભામની તે ભૂપ;
અકળપણે જોયો આકાર, દીઠો ભૂપતિએ બહુ ભાર. ૭૦૧
વિપરીત એ ગુણકાની વાત, ન હોય એ ગુણકાની જાત;
ગુણકા હોય તો હરખે મંન, એ નારનું દાઝે છે તન. ૭૦૨

છપ્પો.

આભમાંહે જેમ ઇંદુ, રહે પટંતર પામી;
વિભૂતે ઢાંક્યો વહ્નિ, દેખાયે જ્યમ દામી;
ટોળા વછોઈ જેમ હરણ, અરણ્ય જ્યમ એકે ફરતી;
રાક્ષસીઓમાં સીત, ચિત્ત એક કોપ કરતી;
જેવું કમળ કરમાઇ ગયું, વનિતા કોળતું રૂખડું;
શામળ આકારે ઓળખી, મહિપત જોતે મૂખડું. ૭૦૩

## ચોપાઈ.

રાજા કહે શ્યામા સમતૂલ્ય, કહો માનની એનું મૂલ્ય;
મારા મનમાં તું બહુ વસી, જે માગો તે આપું હસી. ૭૦૪
વિક્રમ કહે કહું એક વાત, દિવસ રહું તુજ મંદિર સાત;
તુજમાં છે વિદ્યા તે કશી, કહો નિરભ્રાંત ને બોલો હસી. ૭૦૫

## દોહરા.

ગુણકા કહે પંથી સુણો, હાર જિતની હોડ;
સારી પેરે સોગઠાં, તુજસું રમવા કોડ. ૭૦૬
બિલાડી બુદ્ધે આગળી, દીપક રાખ્યો શીશ;
રમીએ આપણ રીઝમાં, હોડ બાંધિયે આ દીશ. ૭૦૭
જો દીપક નાંખી દિયે, હોડ કહો તે દેઉં;
ડગે નહીં તુજ દેખતાં, તો સાંઢ તાહરી લેઉં. ૭૦૮
લખ્યાં કરાવ્યાં લોકમાં, સાખી રાખ્યો રાજ;
રમત માંડી ત્યાં રીઝથી, કરવા રૂડાં કાજ. ૭૦૯
બેસાર્યાં સખી બારણે, પ્રીતે માંડ્યો પાટ;
દીપક *મનિમુરતક ધર્યો, વિપરીત દીઠી વાત. ૭૧૦
ડગાવે નહીં દિલથકી, કૌતક દેખે લોક;
હવડાં સાંઢ હારી જશે, થશે ફજેતી ફોક. ૭૧૧
પેર પેર જોયું પારખું, જીતે એહ જરૂર;
ચરિત્ર કરીએ ચિત્ત થકી, તો રહે નામનું નૂર. ૭૧૨
વૈતાળ સમર્યો વિક્રમે, નિર્મળ તારું નામ;
ઉપાય કરો કાંય અવનવો, કરો જરૂરી કામ. ૭૧૩
થયો કૂતરો કારમો, જેવો કોઇક જોદ્ધ;
બીજા એ દેખે નહીં, કરીને ઉઠ્યો ક્રોધ. ૭૧૪
નાડી દીવો નાખીને, થયું અંધારું ઘોર;
હારી હારી સહુકો કહે, ચતુરા થઈ કે ચોર. ૭૧૫
રાજા કહે રામા સુણો, બીજું બળ કાંઇ હોય;
તે દેખાડ સહુ દેખતાં, કળી શકે નવ કોય. ૭૧૬

---

* બિલાડી

## ચોપાઈ.

તે જુવતીએ જોડ્યા હાથ, બોલી તે રાજાની સાથ;
તારું વચન હું શિરપર લેઉં, દાર હોડમાં કહો તે દેઉં. ૭૧૭
વડો દિસે છે તું કો વીર, નેટ નારી ઉતાર્યું નીર;
રાજા કહે સહુ શુળિયે દઉં, ઘરબાર ખુંચીને લઉં. ૭૧૮
નિર્મળ એક નારીનાં ચેન, એક જીવથી રાખું એન;
ગુણિકા કહે હું તારી દાસ, જ્યાં કહે ત્યાં જઈ વસું વાસ. ૭૧૯
દીન બોલ કામનીએ કહ્યા, દેવરૂપને આવી દયા;
સાચું બોલ મૂકું જીવતી, આ તેં કયાંથી આણી સતી. ૭૨૦
ગુણિકા કરજોડીને રહી, મૂળ વાત માંડીને કહી,
અન્યાય અમોએ કીધો ઘણો, માર્યો પુત્ર એ પ્રેમદાતણો. ૫૨૧
કીધો એક અણુઘટતો આંક, મારે માથે મોટો વાંક;
વિક્રમ કહે મારનારી જેહ, લાવ દાસી મ્હોં આગળ તેહ. ૭૨૨
કહે દાસી સાંભળ રે ભૂપ, નથી કુંવરને નાખ્યો કૂપ;
મૂકયો જીવતો તેને તીર, આવી ઘેર ભરીને નીર. ૭૨૩
પરદુ:ખભંજન રાજા હોય, તેથી દુ:ખ ન પામે કોય,
માલ ખજાનો બક્ષી દીધ, ભદ્રાભામની સાથે લીધ. ૭૨૪
ત્રડિયા જોજન સાંઢે ધરી, આપ રાય અસ્વારી કરી;
ન કરીશ ચિંતા રાખજે ધીર, હું બંધવ તુજ વિક્રમ વીર. ૭૨૫
પરનારી સહોદર એન, તું મા જાઈ મારી બહેન;
વાટે જાતાં વાતજ થઈ, કર્મકથા માંડીને કહી. ૭૨૬
કસ્તુરચંદ પરણ્યોતો પ્રીત, કહી માંડી તે દિનની રીત;
વણઝારાને હાથે ચઢી, ઘણે સંકટ ગુણિકા ઘર પડી. ૭૨૭
દીન કર્મ રેખાનો વળ્યો, ભાટ વાટમાં મુજને મળ્યો;
તેણે વખાણ તમારું કર્યું, સાચું હુદયા સાથે ધર્યું. ૭૨૮
વિપ્ર મોકલ્યો વેગે કરી, આવ્યા વીર ઠેકાણે ઠરી;
સકળ દુ:ખ તો વિસર્યું મંન, રત્નસાગર સાંભરે છે તંન. ૭૨૯
એક છીંક ખાતામાં અડે, રત્ન અમુલખ જોતાં જડે;
કસ્તુરચંદ સાંભરે છે કંથ, ગયો વેગળો પ્રીતે પંથ. ૭૩૦
તે દુ:ખે રહેવાતું નથી, તે સારુ પ્રાણું તજું સર્વથી;
મહારાજ મુને કાશીએ વળાવ, ચિઠ્ઠિ કરવતની અલાવ. ૭૩૧

રાજા કહે ન ધરશો દુઃખ, ઈશ્વર તારી ભાગશે ભુખ;
બે દિવસે તો દુઃખ વામશે, જીવતો નર ભદ્રા પામશે. ૭૩૨
મુંવા પછી મળે નહીં કોય, સકળ બ્રહ્માંડ જો ઉલટું હોય;
સંતોખીને રાખી નાર, મળ્યો ભાટ વાટે તે ઠાર. ૭૩૩
આવકાર અતીસે કર્યો, આશિષ સુણીને દિલડે ઠર્યો;
શ્યામાએ ત્યાં સમસ્યા કરી, એની વાતે આંતરડી ઠરી. ૭૩૪
રાણી સાંઢ કહી એક વાત, પસલી મહોરની આપી સાત;
આપ્યા રત્ન તે વીશ અમૂલ્ય, જેના ચિન્તામણ સમતૂલ્ય. ૭૩૫
વિદાય થઈને મારગ વળ્યો, વિપ્ર વિચારી સામો મળ્યો;
બહાદુર થઇ બેઠો છે રથ, ઘણી સાંઢ ભરી છે ગર્થ. ૭૩૬
રાણી સાંઢ ઓળખીઆ નાથ, રત્ન બેજ આપ્યાં તે હાથ;
ભાગ્ય વિપ્ર કહે મુજનું ભળ્યું, માંગવું જન્મ બધાનું ટળ્યું. ૭૩૭
કર્યો વિદાય ભૂપત ભાવિયો, ઉજ્જેણી નગરી આવિયો;
મહેલ જુવતિકેરો જ્યાંહ, ઉતારી ભદ્રાને ત્યાંહ. ૭૩૮

## દોહરા.

રામા રહી તે મહેલમાં, કરે ઈશ્વરનો જાપ;
રાજા રાજ કરે સુખે, આનંદ અતિગે આપ. ૭૩૯
કસ્તુરચંદ વહેવારિયો, વહાણે ચઢિયો જેહ;
મુલક બંદર બહુ ફરે, તરતિબ કહું હું તેહ. ૭૪૦
ફરી બંદર એક ઠાઉકે, વેંચ્યો ઝાઝો માલ;
મોટો ભર્યો તે શહેરનો, ચાતુરની જેમ ચાલ. ૭૪૧
જરૂરપણે જાંવેયકી, આવ્યો વિદેશી વીર;
અર્ણવ તોય અગાધથી, ધારણ રાખી ધીર. ૭૪૨
ગુલતાન નગર વિચ આવિયા, જુગલ થઈ ગુલતાન;
તે મધ્યે ગુણિકા રહે, ઉતારે બહુ માન. ૭૪૩
ગુણવંતી ગુણ આગળી, વડા છે રાજમહેલ;
આવે વિદેશી વાટમાં, ખરો રમાડે ખેલ. ૭૪૪
ભારે ઉપાસન ભૂતનું, વેંચે તે વેચાય;
ક્ષણમાં થાયે જીવતું, ક્ષણમાં તે મરી જાય. ૭૪૫
રોકયાં વહાણ તે વાટમાં, લાગે મારો દાવ;
આવી ચઢ્યા છો વાટમાં, વેગે આપી જાવ. ૭૪૬

રાજા કહે ન ધરશો દુઃખ, ઈશ્વર તાગી ભાંગશે ભુખ;
બે દિવસેં તો દુઃખ વામશે; જીવતો નર ભદ્રા પામશે. ૭૩૨
મુંના પછી મળે નહીં કોય, સકળ બ્રહ્માંડ જો ઉલટું હોય;
સંતોખીને રાખી નાર, મળ્યો ભાટ વાટે તે ઠાર. ૭૩૩
આવકાર અતીસે કર્યો, આશિષ સુણીને દિલડે ઠર્યો;
શ્યામાએ ત્યાં સમશ્યા કરી, એની વાતે આંતરડી ઠરી. ૭૩૪
રાખી સાંઢ કહી એક વાત, પસલી મહોરની આપી સાત;
આપ્યા રત્ન તે વીશ અમૂલ્ય, જેનાં ચિન્તામણ સમતૂલ્ય. ૭૩૫
વિદાય થઈને મારગ વળ્યો, વિપ્ર વિચારી સામો મળ્યો;
બહાદુર થઇ બેઠો છે રથ, ધણી સાંઢ ભરી છે ગર્થ. ૭૩૬
રાખી સાંઢ ઓળખીઆ નાથ, રત્ન બેજ આપ્યાં તે હાથ;
ભાગ્ય વિપ્ર કહે મુજનું ભળ્યું, માંગતું જન્મ બધાનું ટળ્યું. ૭૩૭
કર્યો વિદાય ભૂપત ભાવિયો, ઉજ્જેણી નગરી આવિયો;
મહેલ જુવતિકેરો જ્યાંહ, ઉતારી ભદ્રાને ત્યાંહ. ૭૩૮

દોહરા.

રામા રહી તે મહેલમાં, કરે ઈશ્વરનો જાપ;
રાજા રાજ કરે સુખે, આનંદ અતિસે આપ. ૭૩૯
કસ્તુરચંદ વહેવારિયો, વહાણે ચઢિયો જેહ;
મુલક બંદર બહુ ફરે, તરતિબ કહું હું તેહ. ૭૪૦
ફરી બંદર એક ઠાઉકે, વેચ્યો ઝાઝો માલ;
સોદો ભર્યો તે શહેરનો, ચાતુરની જેમ ચાલ. ૭૪૧
જરૂરપણે જાવેયકી, આવ્યો વિદેશી વીર;
અર્ણવ તોય અગાધથી, ધારણ રાખી ધીર. ૭૪૨
ગુલતાન નગર વિચ આવિયા, જુગલ થઈ ગુલતાન;
તે મધ્યે ગુણિકા રહે, ઉતારે બહુ માન. ૭૪૩
ગુણવંતી ગુણ આગળી, વડા છે રાજમહેલ;
આવે વિદેશી વાટમાં, ખરો રમાડે ખેલ. ૭૪૪
ભારે ઉપાસન ભૂતનું, વેચે તે વેચાય;
ક્ષણમાં થાયે જીવતું, ક્ષણમાં તે મરી જાય. ૭૪૫
રોક્યાં વહાણ તે વાટમાં, લાગે મારો દાવ;
આવી ચડ્યા છો વાટમાં, વેગે આપી જાવ. ૭૪૬

કસ્તુર કહે સુણુ કામની, તું શી પૂછે ખ્યાત;
શું માગે છે દામણા, વિસ્તારી કહે વાત. ૭૪૭
સાચા સામુ જોયું નહીં, વોળાવી દેશું વાત;
જૂઠાનું જુગતે લઉં, ઘણો ઘડીને ઘાટ. ૭૪૮
સાક્ષી રાખું સામટા, રાજ હજુરી સત્ય;
વચમાં ઈશ્વર આણિયો, પચપ્રમાણી પ્રત્ય. ૭૪૯
છે મૃતક વરસ વીશનું, કંટક સરખી કાય;
આણી આગળ નાખિયું, દેખે સર્વ સભાય. ૭૫૦
છે મુવું કે જીવતું, તે તું વાત જ બોલ;
સહુ સભા જેમ સાંભળે, મનને પડદો ખોલ. ૭૫૧
નાયકા કહે તે મૂરખ થશે, જાશે જશ ને ભાર;
મૂરખને અમે લૂટિયે, જશવંત શિર સરદાર. ૭૫૨
કહે મુવું કે જીવતું, જે કો સાચો થાય;
તે મંદિર જાય મલપતો, દેખે સર્વ સભાય. ૭૫૩
સરત અમારે એટલી, બે વસ્તીની વાણુ;
મૂરખ થઈ ચાલો સહુ, કો તો શાહા સુજાણુ. ૭૫૪
વિચાર કરે સહુ વાણીઆ, એમાં મોટી ફૂટ;
જેમ તેમ લેશે માલને, જાણ્યું મનમાં લૂંટ. ૭૫૫
ના કહ્યે નવ છૂટીએ, હા કહિએ તો હાણુ;
વિચારી જોતાં વાટમાં, ખુંચી લેશે વહાણુ. ૭૫૬
મુવું કહિયે તો માલ લે, જો જીવત કહિયે પેર;
તો કહેશે ઉઠાડી મોકલો, જાય અમારે ઘેર. ૭૫૭
મુવું કહીશું માનવી, તો તે મંદિર જાય;
કૌતક એમાં કારસુ, મન વિમાસણુ થાય. ૭૫૮
મહાજન મળી ઠરાવિયું, તે તો મૃતક હોય;
કલંક દીસે કંઈ વરસનું, જીવિત ન કહે કોય. ૭૫૯
પ્રવેશ કરી પ્રીતે જઈ, જડ ચૈતન જેમ થાય;
આળસ મરડી ઉઠિયું, રીઝયો ત્યારે રાય. ૭૬૦
માલ મુકાવ્યો મંદિરે, હાર્યા કરીને હોડ;
હોડી બેસાડી હાકિયા, ખરી દેઈને ખોડ. ૭૬૧

કસ્તુર કુંવર એમ નિકળ્યો, ન સર્યો એકે અર્થ;
જાઉં ઘેર. હું જીવતો, ઘણો ઘેર છે ગર્થ. ૭૬૨
પરમેશ્વરે આપ્યો ફરી, જો તે વેળા તંન;
રત્ન હશે ઘેર છીંકનાં, ડગલે ડગલે ધંન. ૭૬૩
આપે થઇને એકલો, ચર્યાં જોવા કામ;
ત્રાંબાવટી નગરી ગયો, ઘર પોતાને ઠામ. ૭૬૪
પૂછ્યું જઇ પટંતરે, આપે રહી એકાંત;
ત્યાંહાં એક માણુસ મળ્યું, ભાંગી મનની ભ્રાંત. ૭૬૫
દંતકુંવર કરોડપતિ, કુશલ છે કહો ઠામ;
વેપાર વણુજ કેવા કરે, ગુણ કેવા છે ગામ. ૭૬૬
શાહપુત્ર પરિવાર છે, શી છે ઘરની રીત;
નામ એનું મેં સાંભળ્યું, તેથી મારે પ્રીત. ૭૬૭

## ચોપાઇ.

રખે વીરા પૂછે કંઇ વાત, તે ઘેર વરત્યો મહા ઉત્પાત;
તેનો કુંવર ગયો પરદેશ, ઘેર વહુ રહી જોબન વેશ. ૭૬૮
હરામ બુદ્ધિ તે નારે કરી, પિયર મૂકી તેને પરહરી;
તેના પિતાએ જાણ્યું આપ, મૂકી વન તેને માબાપ. ૭૬૯
ત્રંબકસેને તે જાણિયું, અધર્મ મનમાંહે આણિયું;
લૂંટી લીધો ઘરભંડાર, ગયો કાર ખોયો વેપાર. ૭૭૦
સર્વે પેઢિયો ઉઠી ગઇ, ભુંગળ સારે ભોગળ રહી;
દંત હતા તે દાતણ થયા, હવડાં સદાવ્રત લેવા ગયા. ૭૭૧
લંગર ખાઇ ભરે છે પેટ, વેપારતણી ઉઠી છે વેઠ;
એનું નામ ન લેશો તમો, પૂછ્યું તો કહિયે છિયે અમો. ૭૭૨

## દોહરા.

પ્રલે કાળ સમ ઉકળ્યું, ઉઠી અંગે ઝાળ;
હવે હાણુ દેહની કરું, આણું મારો કાળ. ૭૭૩
ધિક અવતાર એ માહરો, ધિક ડહાપણ ધિક રૂપ;
ધિક્કાર અક્કલ એ અમતણી, જઇ પડું જળ કૂપ. ૭૭૪
ઝંપાવા માંડ્યું કૂપમાં, વપુ સાંભળી વાંક;
જીવતો નર ભદ્રા પામશે, સંભારી એ આંક. ૭૭૫

જોઉં કુડા એ દેવ છે, કરું ઉપાસન કાજ;
નારાયણ સમરી નિસર્યો, અતળીબળ તે આજ. ૭૭૬
અથડાતો ઉજ્જેણુમાં, આવ્યો એકજ દંન;
મહાકાલેશ્વર શિવ કને, મરવા કીધું મંન. ૭૭૭
વિક્રમને જઇ વીનવું, તેણે અર્થ શો થાય;
એવું આપી નવ શકે, વડો જે વિક્રમ રાય. ૭૭૮
મધરાતે મહા રુદ્રની, અચરત પૂજા ઇશ;
કહાડી ખડ્ગ કોટે ધર્યું, સમર્પવાને શીશ. ૭૭૯
મહિપત મહાપૂજા વિષે, શિવ દેહેરામાં જાય;
દીઠો દુઃખિયો દેહ કંપતો, અચરત પામ્યો રાય. ૭૮૦
શિર છેદે તો છે આણ, સો સમ તારે સાથ;
માં માં કહિને મહિપતે, ઝાલ્યા તેના હાથ. ૭૮૧

ચોપાઈ.

દુઃખિયે દીઠું તેનું રૂપ, ભારે મહિપતિ એ કો ભૂપ;
અરસપરસ ધરતા મન ધીર, ઓળખિયો ત્યાં વિક્રમ વીર. ૭૮૨
તે દુઃખિયાને ભેટ્યો હુદે, અમૃત વાણી મુખથી વદે;
શા દુઃખે મરવા કારણે, આવ્યા છો શિવને બારણે. ૭૮૩
દીસંતા છો રૂડે વેશ, પ્રાણ તજવા આવ્યા પરદેશ;
આ વેળા આ શિવની આણ, જો મુખથી નવ બોલો વાણ. ૭૮૪.
આપ રાય દીઠો એકાંત, બોલ્યો મન મૂકીને ભ્રાંત;
નિવાસ ત્રાંબાવટીએ આપ, દતકુંવર કોટીધ્વજ બાપ. ૭૮૫
ધાવ લખ્યો તે પૂરો કર્યો, ભદ્રા ભાગ્યવંતીને વર્યો;
રામા સાથે રાગ જ કીધ, મહેણું માતપિતાએ દીધ. ૭૮૬
ભર્યાં વહાણ જાવાને નેટ, છીપ્યા એક સમુદ્રને બેટ;
હંસ હંસણી મળિયાં રાત, શરદ સ્વાતિની કહી વાત. ૭૮૭
બેસી પંખ ગયો હું ઘેર, દેઇ ઋતુ પરવાર્યો પેર;
જાવે જઇને વેચ્યો માલ, વળતી વારે થયો એક ખ્યાલ. ૭૮૮
ગણિકા સાથે પાડી હોડ, લીધો માલ ખુંચીને કોડ;
ગયો ત્રાંબાવટીએ જ્યાંહ, વિપરીત વાત થઈ છે ત્યાંહ. ૭૮૯
પૂછી તેનો લીધો પાર, વનિતા ગર્ભ રહ્યો તે ઠાર;
નારીને દેશવટો દીધ, માલ સર્વ રાજાએ લીધ. ૭૯૦

સાંભળી વાત ન રહી ધીર, જઈ ચેતાવું વિક્રમ વીર;
વળી વિચાર્યું મેં મન માંહ, અપાર દુઃખ જાઉં હું કયાંહ. ૭૯૧
એમ વિચારી પૂજ્યા ઈશ, સમર્પતોતો દુઃખે શીશ;
મૂક્યું ખડ્ગ માથે જેટલે, મહારાજ આવ્યા તેટલે. ૭૯૨
મહિપત કહે સ્થિર રાખો મંન, સર્વે મળશે થોડે દંન;
અમરત વચને પોષ્યો તેહ, શીતળ કરી દુઃખિયાની દેહ. ૭૯૩
વિચાર પ્રથમ રાયજી કર્યું, લુટેલ દ્રવ્ય પાછું દઉં ધર્યું;
પછી ભદ્રા ચામશે નાર, છે ઈશ્વર નોધારાધાર. ૭૯૪
બીજે દિવસે પુરું એક વહાણ, સંગ શોભિતા સાથ સુજાણ;
વિવિધ પ્રકારે ભરિયાં વસ્ત્ર, નાળ ગોળા સામગ્રી શસ્ત્ર. ૭૯૫
ખેડયું નૌકા ક્ષિપ્રા નીર, જઇ પહોંચ્યું ગુલતાની તીર;
ગુણિકા પામી મનમાં સૂખ, હવે ભાંગશે મારી ભૂખ. ૭૯૬
હવે ભક્ષ ભલું આવિયું, રાજદ્વારે તે કહાવિયું;
ગામ રાય ચેતાવ્યો જઈ, હોડ પાડવા તત્પર થઇ. ૭૯૭
ગામ લોક ને રાજા સાચ, શેઠ પટેલ પ્રમાણિક પાંચ;
ઈશ્વરને વચમાં આણિયો, સાખી તેનો જુગ જાણિયો. ૭૯૮
જૂઠાનું તો લુંટી લેઉં, સાચો થાય તો સર્વે દેઉં;
દરબાર ને રાજા સમેત, આવ્યું સર્વ જાણીને હેત. ૭૯૯

દોહરા.

સભા મળી સહુ ગામની, નાના મોટા લોક;
ખળ લોકોને ખાંત છે, શાહતણે મન શોક. ૮૦૦
હારશે વહાણવટી આ, લેશે લુંટી માલ;
કંઇ લાખોને ભુલાવિયા, એના એહ હવાલ. ૮૦૧
મૃતક આણી ત્યાં નાંખિયું, ભરી સભા મોજાર;
એ છે મૂવું કે જીવતું, બોલો આણે ઠાર. ૮૦૨
વિક્રમસેને વિચારિયું, એ કો ભૂતનું કામ;
જોતાં કરે છે જીવતું, દેખે આખું ગામ. ૮૦૩
વેજે વીર હંકારિયો, બાંધ્યો ઝેર પ્રમાણ;
મૂકયો જઈ ઉજેણના, સિદ્ધવડે સુજાણ. ૮૦૪
મહિપત કહે એ મૃતક છે, જો ઉઠાડે આ દીશ;
નહીં તો ઘર ખાલી કરો, વળતું છેદું શીશ. ૮૦૫

રડિ ઉપાય અદકા કર્યાં, ભાંગ્યું સઘળું જોર;
હારી હારી સહુ કો કહે, ચતુરા કીધી ચોર. ૮૦૬
સુખ પામી સભા સહુ, રિઝયો નગરનો રાય;
જેહ કરે તે ભોગવે, નારાયણનો ન્યાય. ૮૦૭
પકડી લીધી પલકમાં, ખાંતે દઇને ખોડ;
ઘણે 'ઠામ ગાજી હતી, હુંસ હરાવી હોડ. ૮૦૮
કહેતો ઉઠાડું' મૃતકને, ઠરી રહું જે ઠામ;
પછે. દેઉં તુંને શૂળિયે, દેખે બાધું ગામ. ૮૦૯
કર્યો પ્રવેશ મૃતકમાં, વડો વૈતાલ જ વીર;
આળસ મરડી ઉઠિયો, દઢ મન રાખી ધીર. ૮૧૦
સાત સલામ સહજે કરી, નમી નમીને પાય;
દુઃખભંજન તું દેશપતિ, વડહથ વિક્રમ રાય. ૮૧૧
ઈંદ્રથકી ઉત્પન્ન હુઓ, અતળીબળ તુ આપ;
મરતઘાત મૂર્છા વળી, મહિમા તુજ પ્રતાપ. ૮૧૨
સુકયાં હોય તે પાલવે, કડવાં મીઠાં થાય;
મુવાં જીવે જે માનવી, એ તારો મહિમાય. ૮૧૩
અચરત પામ્યા અધિક જન, કૌતક જોઈ કામ;
ગુલતાનધીશ ચરણે નમ્યો, સુણી નરપતિનું નામ. ૮૧૪
ધન્ય ભાગ્ય ધરણીતણું, ધન્ય હું ધન આ દેશ;
દિવ્ય દેવાંશી પૂતળું, પ્રીતે કર્યો પ્રવેશ. ૮૧૫
આશિગણ અમને કરો, ઘણો વાંક વિવેક;
દેહ શુભ છે દીકરી, આપું તમને એક. ૮૧૬
કન્યા સોંપી કસ્તુરને, ભરાવ્યું વિવેકે વહાણ;
હતો તેથી ચોગણો, લક્ષ કોટિધા પ્રમાણ. ૮૧૭
ગુણિકા મૂકી જીવતી, દીધું જીવતદાન,
ઉજેણ આવ્યો અધિપતિ, મોટપકેરું માન. ૮૧૮
કંઇક માલ કંઈ ગામના, હોંસે લાગ્યો હાથ;
મહિસંગમમાં મોકલ્યો, સેવક સોંપી સાથ. ૮૧૯
નામ લેજો નરપતતણું, ઉતારો એકાંત;
ગર્થ ભર્યો દંતા ઘરે, ભાંગી મનની ભ્રાંત. ૮૨૦

પુરમાં પાસે રાખિયો, કસ્તુરચંદે કુમાર;
રાત પડી રળિયાતમાં, વિક્રમે કર્યો વિચાર. ૮૨૧
મહિમા મોટો માવડી, હરસિદ્ધ માત હજૂર;
વ્યાપી રહી જે વિશ્વમાં, નારાયણી નિધિ નૂર. ૮૨૨
સર્જનહાર સંહારિણી, કરતા હરતા કામ;
જગમગ જ્યોતિ જુગમાં, નવે ખંડમાં નામ. ૮૨૩
દેવીને દેહેરે ગયો, પૂજા લઇને પ્રીત;
સહસ્ર નામથી સ્તુતિ કરી, રૂડા ગુણની રીત. ૮૨૪
આધાર અંગુઠે એકથી, ઉભો રહ્યો એક પહોર;
દેવી શબ્દ દેહેરે થયો, માગ માગ આ ઠોર. ૮૨૫
માતા માગું એટલું, તું જાણે છે આજ;
અંતર્યામી અધિપતિ, રાખો છો નિત્ય લાજ. ૮૨૬
કુંવર કસ્તુરચંદનો, રત્નસાગર જે રિદ્ધ;
તે મળે માતા મને, એહ બતાવો વિદ્ધ. ૮૨૭
માતા કહે મહિપત સુણો, અક્કલ ધરીને અંત;
વસે વિંધ્યાચળ વેગળો, પશ્ચિમ કેરે પંથ. ૮૨૮
આધી દીશા ઇશાનમાં, ગેહેવર એક ગુફાય;
દંડક નામ દાનવ વસે, તેત્રીશતણો છે રાય. ૮૨૯
ઉપાસન અદકું કરે, જક્ષણીકેરું જોર;
ઔષધી તેના હાથમાં, ગુણ તેમાં બહુ ઘોર. ૮૩૦
એક રાખે છે દીકરો, બીજી રાખી નાર;
દહાડે કો દેખે નહી, પ્રીછે નહિ કો પાર. ૮૩૧
ઔષધી એ અંજન કરે, કરી નાંખે છે કાઠ;
માઝમ રાતે માનવી, ઠીક બતાવે ઠાઠ. ૮૩૨

ચોપાઇ.

નિત્ય જક્ષણી તેને ખાય, ઉદય થયે સજીવન થાય;
માટે ત્યાં પ્રીતે પરવરો, પ્રસન્ન જઇ જક્ષણીને કરો. ૮૩૩
જા વચન થયું માહરું, કહ્યું કરશે જક્ષણી તાહરું;
તાહરો આગળ વધશે ધર્મ, એનું એ ભોગવશે કર્મ. ૮૩૪

આજ્ઞા માગી મહિપત વળ્યો, કહ્યો ઠામ તે પંથે પળ્યો;
આવી જક્ષણી હાથ ત્રિશળ, કોપે તેનાં કહાડે મૂળ. ૮૩૫
અસ્યા કોણ તું આવ્યો અહિં, હાથ ચઢ્યો તું જઈશ જ કહિં;
આયુષ પરવાર્યું તાહરું, કર્મ જોરાવર છે માહરું. ૮૩૬
જીવતો તુજને જાવા નહીં દેઉં, પાર વાત પૂછીને લેઉં;
ક્યાંથી આવ્યો કોણ જ ગામ, સાચું કહેરે તારું નામ. ૮૩૭
છે શાહુકાર કે જાતે ચોર, કોણ ઇષ્ટ ઇશ્વરનું જોર;
જુગતે વિક્રમે જોડ્યા હાથ, બોલ્યો તે શક્તિની સાથ. ૮૩૮
પૂછો છો તો સુણજો તમો, ઉજેણીતણા અધિપત અમો;
હરસિદ્ધ હુકમથી આવ્યો અહિં, માવડી તારા મોહોલ જ મહિં. ૮૩૯
શિવ મહાકાલેશ્વરનું જોર, વૈતાળ વીર તે જીત્યો ઘોર;
પરમારથ વસે મુજ પાસ, દયા દેવ વિપ્રનો દાસ. ૮૪૦
પરદુઃખે મુજ સોંપું પ્રાણ, દુઃખભંજન તે મુજને જાણ;
એમ બોલ્યો વિક્રમ જ્યાહરે, જક્ષણી ત્યાં બોલી ત્યાહરે. ૮૪૧

## દોહરા.

કહે જક્ષણી રાય સુણ, જો જાણે પરદુઃખ;
તો આ વેળા આ ઘડી, ભાંગો મારી ભૂખ. ૮૪૨
ભૂપત કહે તુને ભાવતું, મન મેલીને માગ;
રખે રાખતી ઓરતો, જુગતે રૂડી જાગ. ૮૪૩
રુધિર રાજા તું પા મુને, વળતું છેદું શીશ;
સંતોષ થઇશ હું એટલે, દુઃખભંજન તું દીશ. ૮૪૪
મહેલ્યું કુંડું મુખ આગળે, નિસરી રુધિરની વેલ;
છેદી હાથ ખાંડો કર્યો, થઈ રંગની રેલ. ૮૪૫
પાયું પેટ ભરી ત્યાંહાં, રહ્યાં એકલાં અસ્ત;
હવે શીશ લઉં સામટું, વારુ ગમે જે વસ્ત. ૮૪૬
હાં હાં કહી કર ઝાલિયો, માગ માગ તું માગ;
આશા પૂરું તાહરી, પ્રગટ્યાં તારાં ભાગ્ય. ૮૪૭
વચન વિક્રમ હાથે ધર્યું, વારુ માગું વ્રત;
દૈત્ય ન કરશો જીવતો, પ્રીતે પમાડો અંત. ૮૪૮

દુઃખભંજન હાવ આવિયો, કરવા નર પરકામ;
બાંધી મેલ્યાં છે બે જણાં, તે પહોંચાડું ઠામ. ૮૪૯
વિક્રમ એક વૃક્ષે ચઢ્યો, શિર આથમિયો સૂર;
દૈત દશાથી આવિયો, પાપતણો જે પૂર. ૮૫૦
પુરુષ જીવાડ્યો પલકમાં, નિમેખ જીવાડી નાર;
દીપકજ્યોત દીપાવિયાં, આવી જોગણી ઠાર. ૮૫૧
કાયા કાપી કોડશું, સર્વ મળ્યો સજોગ;
ભાવ ધરીને આપિયો, લે ભવાની ભોગ. ૮૫૨
ભવાની લ્યો આ ભક્ષ કરો, વચન બંધાણી વેશ;
વણ જીવાડે વહી ગઈ, દેવી દક્ષણ દેશ. ૮૫૩

## ચોપાઈ.

પ્રગટ રૂપ પોતાનું કર્યું, વનિતા પ્રત્યે વચન ઉચર્યું;
રખે ચિંતા કરતાં હો આપ, મેળવું તમારાં મા ને બાપ. ૮૫૪
હુંકાર્યો વૈતાળ જ વરત, રથ રઢિયાળો આણ્યો તરત;
રત્ન અમુલખ જરિયાં ત્યાંહ, બાળક બેસાડ્યાં તેમાંહ. ૮૫૫
તે ઘડી તે વેળાએ તેણ, આવ્યો અધિપત શ્રીઉજેણ;
ભદ્રા પાસે આવ્યો ભૂપ, હરતું મુખ રઢિયાળું રૂપ. ૮૫૬
કસ્તુર મળ્યાનું શું એંધાણ, પ્રીછે કેમ તેને પ્રમાણ;
ડાબી કુખ કટીનો લંક, ઉજ્વલ લાખું એને અંક. ૮૫૭
રત્નસાગર કુંવર જો મળે, શે એંધાણે વળગાડે ગળે;
છઠ્ઠી આંગળી જમણે હાથ, દીઠી ડાબા પગને સાથ. ૮૫૮
પ્રગટ પારખું એહ વર્તન, ખાય છીંક તો જડે રતંન;
ક્યાંથી મારાં કર્મ જ માંહ, એવા પુત્ર મળે તે ક્યાંહ. ૮૫૯
તે નારીને દીધી આશ, આવ્યા કસ્તુરશાને પાસ;
ભદ્રા જો મળે ભામની, કેમ ઓળખો તે કામની. ૮૬૦
તે ઓળખવાનું કારણ કહું, અતુલ્ય તેજ તેની દેહ વસ્યું;
પદ્મ કર ડાબામાં સૂત્ર, બત્રીસ લક્ષણો પ્રસવે પુત્ર. ૮૬૧
નર નારીને ત્રીજો તંન, મેળવ્યા એક મહીપત મંન;
ભામનિયે દીઠો ભરથાર, ચાલી હરખ આંસુની ધાર. ૮૬૨

પુત્ર જેટલે દષ્ટે પડ્યો, ફાટી કંચુકી પાનો ચડ્યો;
છીંક આવી ને રતન જ પડ્યું, ઘણા હેતથી અચરત અડ્યું ૮૬૩
દૈત્ય ઘેરથી આણી આપ, તેડાવ્યાં તેનાં મા બાપ;
કુંવરી પહેલી આપીતી જેહ, તેના પિતાને આપી તેહ. ૮૬૪
ઉપન્યો તેના મનમાં નેહ, કસ્તુરને પરણાવી તેહ;
રાજાએ તેઓ પરધાન, બહુ પેરે દીધાં સન્માન. ૮૬૫
તારી જે ડાહી દીકરી, પરણાવ તે શેઠને સુંદરી;
મહારાજ કહો છો તો લીજિયે, કન્યાદાન કોડે દીજિયે. ૮૬૬

છપ્પા.

જીવે તેને જોખ, રંક તે રાજા થાયે;
જીવે તેને જોખ, નીચ જન ગંગા નહાયે;
જીવે તેને જોખ, રોગી જન થાયે માતો;
જીવે તેને જોખ, ગુંગણો થાયે ગાતો;
જીવે તેને તો જોખ છે, સરવ વેદના વામશે;
કવિ શામળ કહે જન જીવતો, પ્રીતે ભદ્રા પામશે. ૮૬૭
વાંઝણી પ્રસવે પુત્ર, મૂર્ખ પણ કવિ જન થાયે;
નીર ભરાય નવાણ, રંક શિર છત્ર ધરાયે;
વળે કોઇ દિન વેર, ઝેર વળી જાય જરૂરી;
ગુણિકા જેવી ગમાર, સતી તે થાય જ શરી;
એ રીત અનેક થયાં થશે, શાસ્ત્ર શાખ દે છે સહી;
શામળ કહે ઝાઝું શું કહું, જીવ ગયો આવે નહીં. ૮૬૮
જિવતો પામે રાજ્ય, જીવતો પરણે નારી;
જિવતો બેસે અશ્વ, થાય જીવતો વેપારી;
જિવતો માંડે જગન, સુકીર્તિ જીવતો સાહે;
જિવતો પહેરે નંગ, જીવતો લાણું લાહે;
વહાલાંનો હોય વિજોગિયો, તે સંજોગી થાય છે;
પણ મુઆ કોઇ દેખે નહીં, શામળ ભટ ગુણ ગાય છે. ૮૬૯
જીવે જો નિર્ધન, કોઇ દિન ધનને પામે;
જીવે જો દુઃખિ દેહ, વેદના કોઇ દિન વામે;
જીવે જો વાંઝિયો, કોઇ દિન પ્રગટે પૂત્ર;
જીવે જો કોઈ રાંક, સારું પામે ઘર સૂત્ર;

જીવતો નર ભદ્રા પામશે, મુઆ પછી કો નહિ મળે;
આ તકમાં તો ટાળો કરો, કોઈ દિવસ ઈશ્વર ફળે. ૮૭૦

દોહરા.

કન્યાદાન રાજા કરે, પૂરણ ધરીને પ્રીત;
ગજ એક આપ્યો ગાજતો, રૂડી કીધી રીત. ૮૭૧
બીજે મંગળ ઘોડલા, ત્રીજે મગળ રથ;
ચોથુ મગળ વરતી રહ્યું, સર્વે સાર્યો અર્થ. ૮૭૨
પરણી ઉઠ્યો પાટવી, ગડગડિયાં નિશાન;
દાન આપ્યાં કંઈ વિપ્રને, જાચક દીધાં લહાણ. ૮૭૩
પ્રધાન પહોંચાડણ મોકલ્યો, ત્રાંબાવટિયે જાઓ;
તેડો ત્રંબકસેનને, ગુણ હું કહું તે ગાઓ. ૮૭૪
ઘણો ગર્થ તે લુંટિયો, કીધી કુડી વાત;
વિક્રમસેનની આગળે, ખોટી ચાલી ખ્યાત. ૮૭૫
પગે લાગીને પૂછવો, સોંપો સવાયો માલ;
પત્ર લખાવજો પામિયા, નહિ તો ભેડી ગાળ. ૮૭૬
જોર કરે તો જુદ્ધ કરું, દેશ કરાવું લાજ;
લક્ષ્મી લુંટી લો એહની, ભેળવો એનું રાજ. ૮૭૭
લાવ લશ્કર લેખા વનું, અસંખ્ય અપરંપાર;
દેશ કીધાં દેખતાં, ત્રાંબાવટી નિરધાર. ૮૭૮
હલહલ કરી હલકારડે, વેળાવટી છે આજ;
સમજીશ નહીં તો સેજમાં, લેશે તારુ રાજ. ૮૭૯
ચંપક ત્યાંથી નીસર્યો, મળિયો દેઇને માન;
પ્રીતે ઘેર પધરાવિયો, વિક્રમનો પરધાન. ૮૮૦
સમૃદ્ધિ સરવે મોકલી, દંતકુંવરને ઘેર;
ગેબી નાદ ભુંગળ થયો, થઈ રહી લીલા લહેર. ૮૮૧
કસ્તુર મળ્યો માબાપને, હેત પ્રીતની હોડ;
અરસપરસ કથા કહી, પહોત્યાં મનનાં કોડ. ૮૮૨
વિતક જે વરસ બારનું, આપ આપણી આય;
કર્મ કથા માંડી કહી, સજ્જન સહુને સાથ. ૮૮૩

ચાર નાર અતિ ચતુર છે, પ્રીતે લાગે પાગ;
ઉતાર્યાં આનંદમાં, જેહ અનોપમ જાગ. ૮૮૪
નવ ટુંકા નવ લાખના, રંગી સિંદુર વરણ;
મહિલા ઉતારી મહેલમાં, સાસુ સસરા શરણ. ૮૮૫
ધન્ય અવતાર વિક્રમતણો, ધન્ય પરમારથ કામ;
ધન્ય કવી શામળ કહે, થયું નવ ખંડે નામ. ૮૮૬
એવાં કામ નિત્ય કોટિધા, દુઃખહરતા નિશ દીશ;
જેને પ્રસન્ન પરમેશ્વરી, આદ્ય નિરંજન ઈશ. ૮૮૭
કહે પૂતળી ભોજ સુણ, વિક્રમનો મહિમાય;
એવાં પરાક્રમ જો કરો, ધરો સિંહાસન પાય. ૮૮૮
વિક્રમ મહિમા સાંભળે, આણી મનમાં ભાવ;
ટાઢો ઉનો ચોથિયો, સ્વપ્ને નાવે તાવ. ૮૮૯
એવું સાંભળી જે કરે, અન્ન વસ્ત્રનાં દાન;
મનવાંચ્છિત ફળ પામશે, મહા રુદ્ર કેરાં માન. ૮૯૦
પુરાણ પરમારથતણું, સુણે શિખે જે ગાય;
વિજોગ ભાંગે તેહનો, આશા પૂરણ થાય. ૮૯૧
મહિમા મોટો સાંભળે, પૂરણ થઈ પ્રસન્ન;
પુણ્ય ચાંદ્રાયણ વરતનું, રેવાનું દરશંન. ૮૯૨
શ્રીગુર્જર ગુણનિધિ ભલું, લીલાલહેર વિલાસ;
પાછળ પરાં પવિત્ર છે, વેગણપુરમાં વાસ. ૮૯૩
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, વીરેશ્વર સુખ ધામ;
શામળજી સુત તેહનો, નિર્મળ રૂડું નામ. ૮૯૪
તેહ શિષ્ય શ્રીગોડનો, ગુરુ કૃપાથી જ્ઞાન;
ચરણરેણકાનન્દને, દિવ્ય જ દીધાં દાન. ૮૯૫
કવિ શ્રીશામળદાસને, તરતિખ તેડ્યો ત્યાંહ;
વીરેશ્વર જે વિશ્વ છે, જ્યોત જાગતી જ્યાંહ. ૮૯૬
સિંહુજ ગામ શિરોમણી, શુભ સાહોદરા ધર્મ;
સિંધુ સર્વ શાસ્ત્રના, જાણે સઘળા મર્મ. ૮૯૭
કુળ શુદ્ધ કણબી વસે, લેખામાં લખ લાજ;
કાઉજી કુળદીપક વડો, મનજીસુત મહારાજ. ૮૯૮
રખીદાસ રાજસ વડો, જશ કેરો રિદ્ધ રૂપ;

ગામાનંદ સુધી તેહનો, ભાટ ભલેરો ભૂપ. ૮૯૯
કીર્તિ કહી તે કવિતણી, ગુણિજન તેડ્યો ઘેર;
પૂરણ પરમારથ કરો, પ્રીત ધરીને પેર. ૯૦૦
કાલિદાસ કવિયે કર્યું, સંસ્કૃતમાંહિ સુજાણ;
કવિ શામળ કોડે કર્યું, પ્રાકૃતમાંહે પ્રમાણ. ૯૦૧
ભાટ ચારણ બ્રાહ્મણ બહુ, કો માં દેશો ખોડ;
તમ કૃપાથી એહવું, જાગતે અક્ષર જોડ. ૯૦૨
પિંગળ પાઠ પરઠું નહીં, રાગ ન જાણું રીત;
ભેદ ગુણ ભાળું નહીં, પ્રીછું નહિ કો પ્રીત. ૯૦૩
પગો પરવત જયમ ચઢે, કીડી જીતે કુંજ;
તેમ હું તમ આગળ કવિ, જેમ ઘણા મૂલને ગંજ. ૯૦૪
શામળ કહે સંસ્કૃતમાં, સમજણ નહીં સમર્થ;
વિવેક નહિ કો વેદમાં, અક્કલ ન આવે અર્થ. ૯૦૫
શ્રોતા વક્તા સાંભળો, કહું તમને કર જોડ;
શામળ કહે સહુ બોલજો, જે જે શ્રીરણછોડ. ૯૦૬
એમ કહીને પૂતળી, આપે ગઈ આકાશ;
એહ કથા પૂરણ હવી, કહે કવિ શામળદાસ. ૯૦૭

# શામળ રત્નમાળા.

—xxxxx—

## અન્નપૂર્ણા માહાત્મ્ય વિષે.

જગત અન્ન આધાર, અન્ન દૈવત એ મોટું;
અન્ન વણ ન રહે જીવ, અન્ન વણ સરવે ખોટું;
દેવ દનુજ નર નાર, જીવે છે અન્નને જોરે;
અન્ન વિનાનું સર્વ, અતિ અંધારું ઘોરે;
પાલણ પોષણ પૃથ્વી વિષે, કર્ત્તારે કૃત કૂરણા;
શામળ કહે છે સેવો સહુ, આદ્ય શક્તિ અન્નપૂરણા. ૧
સિતા રામ તે એજ, એજ શ્રીરાધા કૃષ્ણ;
એ ઉમયા ને ઈશ, પંડિતે કીધું પ્રશ્ન;
એ રોહિણી ને ચંદ્ર, એ જ બ્રહ્મા સાવિત્રી;
મંત્ર જંત્ર ને તંત્ર, એજ ગુણનિધિ ગાયત્રી;
અન્નપૂર્ણા સૌની ઈષ્ટ છે, બુદ્ધિવંત જન બૂજશે;
શામળ કહે અન્ન આધારથી, સર્વે ડહાપણ સૂઝશે. ૨
અન્નપૂર્ણા વડી માત, જગત જીવાડણ જાણી;
અન્ન વિના સઉ શૂન્ય, અન્ન વિણ જીવે ન પ્રાણી;
અન્ન વિના સુખ અલ્પ, અન્ન વિણ ચરણ ન ચાલે;
અન્ન વણ ભાવે ન ભક્તિ, અન્ન વણ મોજ ન માલે;
ઈશ્વર વહાલો નહિ અન્ન વણ, ગાન તાન ગુણ નવ ગમે;
શામળ સેવો અન્નપૂરણા, સકલ દુઃખ એથી શમે. ૩

## પેટ ભરવા વિષે.

પેટ કરાવે વેઠ, પેટ વાજાં વજડાવે;
પેટ ઉપડાવે ભાર, પેટ ગુણ સૌના ગાવે;
પેટ ભમે પરદેશ, પેટથી પાપ કરે છે;
પેટ કરે છે જાર, પેટ તો સત્ય હરે છે;
વળી સંચ પ્રપંચ અધિક કરે, પેટ કાજ નરકે પડે;
શામળ કહે સાચું માનજો, પેટ પાપ નરને નડે. ૧
વિપ્ર પેટને કાજ, શાસ્ત્ર વાંચે ને શીખે;
વિચરી વળી વિદેશ, ભણેલા થઇને ભીખે;

વણિક પેટને કાજ, ચાહિને વહાણ ચડે છે;
મજુર ઉપાડે ભાર, ઘણા જન ઘાટ ઘડે છે;
વળી કાસદ કરે છે કાસદું, શિર કપાવી તસ્કર મરે;
કહે શામળ પેટને કારણે, કુલાચાર સૌ કો હણે. ૨

પેટ ચડાવે વાંસ, પેટથી નરતક નાચે;
પેટ કાજ ગુણ ગાય, ઊંચ નીચાને જાચે;
પેટ કરે છળ કપટ, પેટ રણમાં રખડાવે;
પેટ કરે વિખવાદ, પેટ તો શીશ કટાવે;
ચોરી ચાડી ને ચાકરી, અધર્મ સૌ આખેટના;
શામળ કહે સાચું માનજો, પ્રપંચ પાપી પેટના. ૩

કિયા નીચ ને ઊંચ, કિયા રોગી ને સાજા;
કિયા અબળ ને સબળ, કિયા દુર્બળ ને તાજા;
કિયા અજાણ ને જાણ, કિયા પથ્થર ને હીરા;
કિયા અજા ગજરાજ, કિયા વેરી ને વીરા;
જુઠા ખોલા સાચા કિયા, નીચ બુદ્ધિ કરે નેટને;
શામળ કહે માન ગમાવિયા, પ્રપંચ પાપી પેટને. ૪

પેટ કરાવે પાપ, પેટ પરદેશે કાઢે;
પેટ જ કરે પ્રપંચ, ચલાવે મારગ આડે;
પેટ કરે પાખંડ, પેટ વણ વાંકે દંડે;
પેટે સંકટ થાય, પેટ મહેનતમાં મંડે;
ી નારીને ગુણકા કરે, શા અવગુણ કહું શેઠના;
મળ કહે છે સૌ જાણજો, પ્રપંચ પાપી પેટના. ૫

કિયા ધડકણ ને ધીર, કિયા ગુણહિણ ને ગ્રાતા;
કિયા કૃપણ ને કર્ણ, કિયા દંભી ને દાતા;
કિયા રંક ને રાય, કિયા અકરમી ઇંદર;
કિયા પાપી પુણ્યવંત, કિયા ચખહિણ ને ચંદર;
ી અણપડિત પંડિત કિયા, બેસી પારકે બારણે;
મળ કહે માન ગમાવિયાં, કુડા પેટને કારણે. ૬

કિયા દરિદ્રી દિવાન, કિયા કુરૂપ રૂપાળા;
કિયા યુધિષ્ઠિર ચોર, કિયા ભિક્ષુક ભૂપાળા;

કિયા બુદ્ધિ બળવંત, કિયા ગદ્ધા ને ઘોડા;
કિયા કપૂત સપૂત, રામ લક્ષ્મણના જોડા;
નર નાર જાર ને સતી કિયાં, જાણો જેને વારણે;
શામળ કહે માન ગુમાવિયાં, કુડા પેટને કારણે. ૭
કઈ લછ ને અલછ, કઈ રંજિત ને રંગા;
કઈ રૂપહિણુ ને રત્ન, કઇ ગંદી ને ગંગા;
કઈ મૃગનેણી નાર, કઇ વળી આંખે કાણી;
કઈ દાસી તો દેખિયે, રીઝવાળી કઇ રાણી;
છે લપોડશંખ લેખા વિના, દક્ષણાવંત વળી કહ્યા;
શામળ કહે કવિ કોવીદ પણ, પેટતણે વશ સઉ રહ્યા. ૮

વિદ્યા વિષે.

સદવિદ્યાથી સુવર્ણ, શરણ સદવિદ્યા સત્યે;
સદવિદ્યાથી સ્વર્ગ, વીખ ઉતારણ વિત્તે;
સદવિદ્યાથી સિદ્ધિ, ફળે વચનો વર વાણી;
સદવિદ્યાથી રિદ્ધ, જગતમાં સઘળે જાણી;
સદવિદ્યાને વશ સર્વ છે, સદવિદ્યા ત્યાં શી મણા;
શામળ કહે સદવિદ્યા વિના, ભટકે ગુણહીણા ઘણા. ૧
લક્ષપતી તો લાખ, દિઠા નિર્માલ્ય પ્રમાણે;
જાય રાયનું રાજ્ય, રૂપ પણ રહે ન ટાણે;
કુળ પણ હોય કલંકિ, જોર જોતામાં જાયે;
જોબન પણ વહી જાય, વંશ નિર્વંશી થાયે;
નહિ રાજ ચોર કે અગ્નિ ભય, માગ મુકાવે બહુ થકી;
સત પુરુષો મન માનજો, સદવિદ્યા છે શુભ સહુ થકી. ૨
વિદ્યા મુકાવે માગ, પૂર્ણ જશ વિદ્યા પામે;
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે;
વિદ્યામાંહિ વિવેક, વિમળ વિદ્યાથી વાણી;
વિદ્યાને વશ વિશ્વ, જગતમાં મોહિની જાણી;
સદવિદ્યા રત્નવિશાલ છે, વિદ્યાથી વડું નહિ કશું;
સદવિદ્યા આગળ ધન કશું, વિદ્યા વિહિન નર તે પશુ. ૩
પંડિત આગળ મૂઢ, હંસ આગળ જ્યમ બગ્ગા;
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કગ્ગા;

પંડિત આગળ મૂઢ, રાય આગળ જ્યમ રંકા;
પંડિત આગળ મૂઢ, સિંધુ આગળ જ્યમ ટંકા;
પંડિત પ્રાક્રમી પૂરા, પંડિત સઉ શિર મોર છે;
શામળ કહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે. ૪
મૂરખને વાહન, પંડિત અડવાણો ચાલે;
મૂરખ મોતનમાલ, પંડિત ફુલમાળા ઘાલે;
મૂરખને બહુ માન, પડિત કદી ગરીબ કહાવે;
મૂર્ખને અલખત મોજ, પંડિત ખડધાન્ય જ ખાવે;
પેણ મૂરખ કાચ કથીર છે, દીસંતાં તો દિલ હરે;
પણ પંડિત રત્ન અમૂલ્ય છે, શામળ ઝવેરી પરીક્ષા કરે. ૫
મૂરખને નહિ માન, મૂર્ખ ઝાઝામાં ઝુરે;
દે ન મૂર્ખને દાન, મૂર્ખમાં અકલ અધૂરે;
મૂરખ હલકો હોય, બહૂ ગુણવંતો બોલે;
મૂર્ખ ન લેખામાંહિ, નહીં પડિતને તોલે;
જેમ હંસમધ્ય બગલાં પળ્યાં, કારણ શું જાણે કશું;
શામળ કહે છે સાચું કહું, વિદ્યા વિહીન તે નર પશુ. ૬
પંડિત જેય વિદેશ, તોય જશથી જાણીતો;
પંડિત પ્રાક્રમ પૂર, મહીપતિનો માનીતો;
પંડિતને પરણામ, કરે જન સૌ કર જોડે;
પંડિતને સન્માન, માન અનમીના મોડે;
જે અગમ નિગમ છે ગુણ ઘણા, લક્ષ કોટિધા તે લહે;
છે વિદ્યા મોટી વિશ્વમાં, કવિ શામળ સાચું કહે. ૭

## વચન પાળવા વિષે દૃષ્ટાંતાલંકાર.

વચન કાજ હરિશ્ચંદ્ર, નીચ ઘર ભર્યું છે પાણી;
વચન એકને કાજ, કૃષ્ણે કુબ્જાને આણી;
વચન એકને કાજ, હરે હાલાહલ પીધું;
વચન એકને કાજ, દેવ વર દૈત્યે લીધું;
શુભ ધર્મ કર્મ ને શર્મ સૌ, વચન જતાં તે વહિ ગયું;
કવિ શામળ ભટ સાચું કહે, વચન ગયું તો થઇ રહ્યું. ૧

એક વચનને કાજ, રંક રાવણુ થઇ બેઠો;
એક વચનને કાજ, બળી પાતાળે પેઠો;
એક વચનને કાજ, વેચિ હરિશ્ચંદ્રે નારી;
એક વચનને કાજ, પાંડવો હાર્યો પ્યારી;
વળી એક વચનને કારણે, ભડ પાંચે વનમાં ભમ્યા;
કહે શામળ વચન જ કારણે, સો કીચક સાથે શમ્યા. ૨
બહૂ કરે જે બાપ, વચન બદલીને બોલે;
બહૂ કરે જે બાપ, ખોટું મુખ વાયક બોલે;
બહૂ કરે જે બાપ, આપને ખૂબ વખાણે;
બહૂ કરે જે બાપ, આપ આપ્યું ઘર આણે;
કરથી જિહ્વા ભલી કાપવી, મોત ભલું મહા મૂલ્યનું;
શામળ કહે ભુંડું સર્વથી, વચન જાય તૃણ તુલ્યનું. ૩
વચન ન પાળ્યું જેણુ, તેજ સુકૃત વ્રત હાર્યો;
વચન ન પાળ્યું જેણુ, કમોતે તેને માર્યો;
વચન ન પાળ્યું જેણુ, તેહ નર દૈવે દંડ્યો;
વચન ન પાળ્યું જેણુ, તેહ શિર અગ્નિ મંડ્યો;
જો વચન વ્યર્થ જેનું થયું, તો દૈવત તેનું ગયું;
કવિ શામળ ભટ સાચું કહે, વચન ગયું તો થઇ રહ્યું. ૪
પાળે વાયક શૂર, જેહ રણુમાં બહુ ઝૂઝે;
પાળે વાયક સિદ્ધ, જેહને આગમ સૂઝે;
પાળે વાયક ભક્ત, કરે ઇશ્વિર વશ આપે;
પાળે દાતા વચન, વૃષ્ટિ જેને પરતાપે;
પાળે જે વાયક પ્રેમથી, વેદે વિવિધ વખાણિયો;
શામળ વાયક સંભાળતાં, જશે જગતમાં જાણિયો. ૫
વચન પાળે તે રાય, બાકી તો રાંડીરંડો;
વચન પાળે તે શાહ, બાકી ગુણુહીણો ગાંડો;
વચન પાળે તે વિપ્ર, ધર્મ સઉ ધાર્યો તેણે;
વચન પાળ્યું તે વીર, જગત જશ લીધો જેણે;
પાળે સદવાયક પ્રેમદા, પાંચે પૂરણુ પક્ષણી;
શામળ કહે વચન ન સાચવે, લલના એજ કુલક્ષણી. ૬

## મોત વિષે.

કોઇ આજ કોઇ કાલ, કોઇ દિવસે કોઇ રાતે;
કોઇ જોબન કોઇ વૃદ્ધ, બાળ જન જુવતી જાતે;
કોઇ તાવે તરફડી, આપઘાતે કોઇ મરતાં;
કોઈ ભોગ કોઇ રોગ, કોઇ તો સર્પ કરડતાં;
કોઇ વાસિ વિકાર કે હડકવા, કોઇ મમતે લડિને મુએો;
પણ કાળ ન મૂકે કોઇને, શામળ કહે સમજી જુએો. ૧
કોઇ આજ કોઈ કાલ, કોઇ માસે ખટ માસે;
કોઇ વર્ષે દશ બાર, કોઇ પચીસ પચાસે;
કોઇ સાઠ સીત્તેર, કોઇ પોણોસો એંશી;
જે જાયું તે જાય, નથી રહેવાનું બેસી;
જે નામ તેહનો નાશ છે, ધર્મ જ એવો ધારવો;
કવિ શામળ કહે મૂરખ કરે, ગંદી દેહનો ગારવો. ૨
ઘડી પલક કે પહોર, સાંજ સવાર કે વહાણું;
એ દીપક ઓલાય, ન આવે સાથે નાણું;
રહે ઘરમાં કે ગામ, દેશ પરદેશે પડશે;
જલ પરપોટો જેમ, એક દિન નિશ્ચે નડશે;
રાખી કોઇની રહેશે નહીં, દિવસ નક્કી નહિ દેહનો;
શામળ કહે કાચો કુંભ છે, તો ભરંસો શો તેહનો. ૩
માત તાત ને મિત્ર, પુત્ર પરિવાર જ ઑઢા;
અલખત અપરંપાર, ઘણા હસ્તી ને ઘોડા;
સેવક સાથે શૂર, પરીપૂરણ પરતાપે;
બળવંતા બહુ બાહુ, છત્ર છાંયે છત છાપે;
અધિકાર અયુત લખ ઇંદ્રનો, ક્રોડ વાર શું કહું કથી;
પણ મોતથકી મૂકાવવા, શામળ કોઈ સમ્રથ નથી. ૪
જે જાયું તે જાય, ફૂલ ફૂલ્યું તે ખરશે;
ભર્યું તેહ ઠલવાય, ચઢ્યું તે તો ઉતરશે;
લીધું તે સૂકાય, નવું તે જૂનું થાશે;
આવરદા વશ સર્વ, કાળ સૌ કોને ખાશે;
જો કિન્નર જક્ષ ને રાક્ષસો, દેવ ગાંધર્વ ને દાનવી;
મઘવાદિક પણ મોતે મરે, કોણ માત્રમાં માનવી. ૫

ગયા ઈંદ્ર કઈ ક્રોડ, ગયા બ્રહ્મા, કઈ ભૂલ્યા;
ગયા કરોડો કામ, અડગ શૂરા પણ ડૂલ્યા,
ગયા દેવ દિગ્પાળ, ગયા માન્ધાતા મહિપત;
ગયા દિલિપ હરિશ્ચંદ્ર, ગયા છાકેલ છત્રપત;
વળી ગયા જનક ને જાદવો, જે વળી લાવ્યા જાહ્નવી;
સ્થિર થાવર કોઇ રહ્યાં નહીં, કોણ માત્રમા માનવી. ૬
ચિરંજીવી નહિ કોઇ, ગયા માન્ધાતા મહિપત;
ચિરંજીવી નહિ કોઇ, ગયા વહી અગણિત અહિપત,
ચિરંજીવી નહિ કોઇ, ગયા અધિકારી ઇંદ્ર;
ચિરંજીવી નહિ કોઈ, ગયા કઈ સૂરજ ચંદ્ર;
વળી ગયા રામ ને રાવણ, ગયા દેવ ને દાનવી,
સતવાદી સલક્ષણા ગયા, કોણ માત્રમાં માનવી. ૭
પેસે અરણુવ નીર, તીર ગગાને બેસે;
ચઢે જો પર્વત મેર, કદી પાતાળે પેસે;
પર્વતમાંહિં પરવેશ, કરે આપે બહુ એકતિ;
ઓખડ અમૃતાહાર, ભમે ભલભલા ભાંતિ,
કિંકર રાખે કઈ કોટિધા, સંચ પ્રપચ ઘણા કરે,
શામળ કહે સૌ સાંભળો, મોત આવ્યે નિશ્ચે મરે. ૮
જાય જોરાવર શરણ, પ્રીતે પાતાળે પેસે;
પેસે અરણુવ નીર, મેરુ માથે જઇ બેસે;
જાય શેષને શરણ, રવીરથ આગળ ચાલે;
મંત્ર જંત્રના જાપ, કરી મધવા સંગ માલે;
કદી સંચ પ્રપંચ કરે ઘણા, રવિ મંડળ આખું અટે,
પણ શામળ ભટ સાચુ કહે, મરવાનું તો નહિ મટે. ૯
રાખે લખ રખવાળ, લોહ પિંજરમાં પેસે,
અરણુવ વિચ આસન, વાળીને જો કોઈ બેસે;
વજ્ર ગુફા ગભીર, માહી કોરાવી માણે;
ઇંદ્રજાલ વિદ્યાય, જુગતથી જો વળી જાણે;
સંભાળી સાચવી સાચરે, કોટિ જતન કોઉ કરે;
જાળવતાં પણ જીવે નહિ, મોત આવ્યે નિશ્ચે મરે. ૧૦

માત પિતાનો ભોગ, જોય વીરજ બંધાયું;
રુધિર માંસ ને હાડ, શરીર તેનું સંધાયું;
નસો જળ નખ વાળ, સંગ લઇ સાંધા મેળ્યા;
પંચ ભૂતના ભાગ, લાગ ભમવાને ભેળ્યા;
મમતા માયા અહંકાર અતિ, વાયુરૂપ કોઇક વસ્યો;
શામળ જળ પરપોટો જયા, કહો ગર્વ તેનો કસ્યો. ૧૧
મારું મારું કહે મૂઢ, કારમી કાયા માયા;
અજ્ઞાને આરૂઢ, અધ થઇ ધંધે ધાયા;
આ મારું ઘરસૂત્ર, પુત્ર મારો પરણાવું;
ઘડપણ પાળે મને, આજ ભલિભાત ભણાવું;
પણ જેમ દીપક વશ છે વાયુને, કાચો કૂપો કાચનો; ૧૨
શામળ કહે મૂઢ મમતા કરે, એવા શરીર અસાચનો.
કોઇ કહે આવ્યો તાવ, કોઇ કહે થયું કોગળિયું;
કોઈ કહે કરડયો નાગ, કોઈ કહે વાસી વળિયું;
કોઇ કહે વાધ્યો રોગ, કોઇ કહે શસ્ત્રજ વાગ્યું;
કોઇ કહે મારી મૂઠ, કોઇ કહે પાપ જ લાગ્યું;
ઈશ્વર માથે લેતો નથી, જગતમાંહિ મહિમા જુઓ;
શામળ કહે સૌ સાંભળો, મોત આવ્યું તેથી મુઓ; ૧૩
નાઠે ન મુકે ભૂખ, દુઃખ નાઠે નવ જાયે;
નાઠે ન મુકે ભોગ, રોગ નાઠે પણ થાયે;
નાઠે ન મુકે તાવ, પાપ નાઠે નવ છૂટે;
નાઠે ન રહે લાજ, ચોર કે હાકમ લૂટે;
કદિ નાઠે મોત મુકે નહીં, અસગો ત્યાથી પાસ છે;
કવિ શામળ ભટ સાચુ કહે, નામ સર્વનો નાશ છે. ૧૪

### સ્ત્રીના દોષ વિષે.

નારી નીચ સ્વભાવ, અજિત નવ જાયે હારી;
પર પુરુષોસુ પ્યાર, મરદને નાખે મારી;
વિહ્વલ ચિત્ત મન મદન, રુદન કરતી વણ વાંકે;
સાચી કોઇ ન દીઠ, જૂઠ અતિ આડે આંકે;
શિખામણ તેની સાંભળી, મનમાં તુરત ન માનિયે;
શામળ કહે કદી શાણી ઘણી, પણ પ્રમદા બુદ્ધિ પાનિયે. ૧

સ્રીચરીત્ર બહુ લાખ, નીચ મતિ જુગતે જોડે;
લાખ દિવસની પ્રીત, રીત રંજકમાં તોડે;
હસે વિના પ્રસ્તાવ, ભાવ હિણુ ભક્ષપણુ છેડે;
કઠણુ હૃદય વળિ કુમતિ, મમત પોતાને મંડે;
વળી ગરજ પડે ગરુવી ઘણી, સ્વામિ સાથ સમર્થ સદા;
વળી સહજ વાતમાં શાપ દે, કલંક વાત કહે કદા. ૨
અતિ લાલચ ને લોભ, થોભ જુગતે જૂઠાનો;
આળસ નિદ્રા અંગ, રગ હૃદયે રૂઠ્યાનો;
નિર્દય ન ગણે નેહ, દેહ મેલી મેલું મન;
શ્વસુર પક્ષ પર ખાર, ઘણો આહાર જુવતિ જન;
નિર્લજ રાખે નહિ નમ્રતા, જાતિ સ્વભાવે જાણવી;
વળી આપ મત્યે ડાહી ઘણી, અધિક નીચ ઉર આણવી. ૩
મુખ ઉપર નહિ મૂછ, તુચ્છ દીસે નહિ ડહાડી;
કરે નીચનો સંગ, અંગ હીંડે ઉઘાડી;
નદી તળાવે જાય, ધાય પર મંદિર પેસે;
પરપુરુષસું મગ્ન, નગ્ન થઈ નહાવા બેસે;
મુખ બિંદુ સ્યામ નાકે નથન, કથન જૂઠ જોતાં કહે;
ચિત્ત ચતુર પુરુષ ચેતી જુઓ, માનનીસું મન કયમ રહે. ૪
સ્રી વશ સૂર્ય ને ચંદ્ર, ઇંદ્ર તરુણી વશ જ્યારે;
સ્રી વશ દેવ મહાદેવ, મોટિ માયા તે ત્યારે;
સ્રી વશ રૂડા ગામ, સ્રી વશ મુનિવર મોટા;
સ્રી વશ સઘળી સૃષ્ટિ, છેક મોટા ને છોટા;
વશ વરતે નર સહુ તે તણે, જુવાની જ્યારે ઘણી;
કવિ શામળ કહે અજિત એ, તરતિખ ઘણી તરણી તણી. ૫
ઘડિમાં આપે સૂખ, ઘડિકમાં દુઃખ દેખાડે;
ઘડિમાં ચાંપે ચરણુ, ઘડિકમાં મરણુ પમાડે;
ઘડિમાં ભોળવી લહે, ઘડિકમાં સરવસ આપે;
ઘડિ એકમાં કહે વીર, કંથ ઘડિમાં કરી થાપે;
વળી ઘડીએકમાં વિખ દિયે, પરણ્યો તજી પરસું રહે;
કવિ શામળ ભટ સાચું કહે, બુદ્ધિહીણી તે કયમ બિહે. ૬

ઓના વાંક હજાર, તોય તેને નવ હણવી;
ડહાપણ દેશ હજાર, તોય મૂરખમાં ગણવી;
સતી શિરોમણી શુદ્ધ, તોય જશહીણી જારી;
હઇડે અધિકું હેત, તોય તે નાંખે મારી;
નારી અવગુણ ગણવા નહીં, ચતુર ન ગણવી સુ
શામળ કહે છે હણવી નહીં, માનનિ જિવતી મુ
કૈકે માર્યો કંથ, કૈકે પરણ્યા પરહરિયા
કૈકે ઉંચ અમીર, તજી કિંકર વર કરિયા
કૈકે કુટુંબ પરિવાર, તજી ચિત બીજે ચાલી;
કૈ મહિપતિને મેલિ, માનની ગમતે મહાલી
કૈકે સાસુ નણુંદ સહારિયાં, માત પિતા મર્દન
એ જુવતિ જાત છે જક્ષણી, જોર જોરાવરનાં
ઉચતણી અર્ધાંગ, નીચ નીચાને ન્યાળે
ડંસ રાખે દિલ માંહિ, વેર કોઇક દિન વાળે
પાપથી ન બિહે પલક, બાપના પરિયા બોળે;
પોતે હોય પાંસરી, તરુણિ તો પર્વત તોળે
હઠ કરતી સાચ હડે નહિ, પુત્ર પતી મા બાપ
કામની કલંક ભરી ખરી, શામળ શાસ્ત્રુછે છાપ
જન્મ સમે તે જનની, જુવતિ જોબનમાં જાણું
ભોગ કાળ ભારજા, પેટ પુત્રી પરમાણું
બહુ સગપણના બોલ, રૂપ માયા એ મહાલે;
અગમ રૂપ આકાશ, ક્ષિતીરૂપે ચિત ચાલે,
આદ્ય શક્તિ એ આદિ તે, આગળ શું ડાહ્યા
છે કાળરૂપ એ કાલિકા, ત્યાંથી થયા તેમાં
લલનાને નહિ લાજ, સત્ય તેને નવ સૂજે;
કરે ન રૂડું કાજ, પ્રભૂને પણ નવ પૂજે
સ્વામાને શી શર્મ, ધર્મ કે ધ્યાન ન ધારે
નારીને નહિ જ્ઞાન, હોડ કરતી નવ હારે;
કામની આંખે દેખે નહીં, જાણે નહિ દિન જામ
શામળ કહે સૂજ પડે નહીં, કામાતુર જે કામ

નારી તે તો નીચ, ન રહે પોતાને ધર્મે;
નારી તે તો નીચ, કલંક ચઢાવે કર્મે;
નારી તે તો નીચ, પતિવ્રતપણું ન પ્રીછે;
નારી તે તો નીચ, અન્ય નરને જે ઇચ્છે;
નીચમાં નીચ તે નારિયો, પર નર સાથે પ્રીતડી;
શામળ નારી સમસ્તની, રૂડી નહિ કો રીતડી. ૧૨
નીચ નમેરી નાર, પિયુને મારી નાંખે;
ખાધું પીધું ખરિ ખાંત, સ્નેહ સગપણ નવ સાંખે;
વનિતાનો વિશ્વાસ, કરે તે જડ જન જાણો;
નારી ન ગણે નેહ, રંક કે ન ગણે રાણો;
સઉ નાર સતી છે સાધવી, સ્નેહ સ્વામિ સાથે સદા;
પણ દુશ્મનપણું તે દાખવે, કલંક કહિએ જો કદા. ૧૩
રાખે બહુ રખવાળ, પાળ લોઢાની બાંધે;
મેલે અરણવમાંહિં, સહસ્ર પ્રપંચે સાંધે;
ઓઝલ કરે અનેક, વિવેક વનિતા રાખે;
પલક ન મેલે મુંઠ, ભલપણે ભાષા ભાખે;
નર શૂર પૂર સંગ્રામમાં, ત્રાસે નહિ રિપુ તાપથી;
તે સ્ત્રીને રાખી નવ શકે, રહે નારી નિજ આપથી. ૧૪
સ્ત્રીની બુદ્ધિ કુબુદ્ધિ, સવળાનું અવળું ધારે;
રિપુને રાખે શરણ, મિત્રને મરડી મારે;
કુળહીણો કે કપુત, જુવતી તેનો જશ જાણે;
દાતા દિલ દરિયાવ, તેના અવગુણ ઉર આણે;
મૂરખ કેરા જે મહિપતી, સ્ત્રીસું વાત કરે છાનિયે;
શામળ કહે સ્ત્રી હોય સાધવી, પૂર્ણ બુદ્ધિ પણ પાનિયે. ૧૫
રામા ન જુએ રૂપ, નહિ વિદ્યા કે વાણી;
જાત ભાત નવ જુએ, પરાક્રમ કે નહિ પાણી;
ન જુએ કુળ કે શીળ, નહીં પંડિત કે પૂરો;
નહિ ભિક્ષુક કે ભૂપ, નહીં કાયર કે શૂરો;
વિદ્યા વનિતા ધન વેલડી, ચપળ ગમે ત્યાં જઇ ચડે;
જે પાસ વસે ત્યાં પ્રીતથી, ફોકટ ફંદામાં પડે. ૧૬

પંડિત કેરી નાર, મૂરખશું મોજો માણે;
કુળવંતાની નાર, નીચને પુરુષ પ્રમાણે;
જરવંતાની જુવતિ, વણોતર સાથ વળુંધે;
નરપતિ કેરી નાર, ગમાર ગોલાશું ગંધે;
શૂરા કેરી જે સુંદરી, કાયરને કાયા દિયે;
શામળ સ્વભાવ સ્યામાતણો, બુદ્ધિહીણુ તે કયમ બિયે. ૧૭
સ્ત્રીના પેટમાં વાત, છેક તો ન રહે છાની;
કરે ઉજ્જડ બધું ગામ, હોય જો મનની માની;
સ્ત્રીને છાની વાત, કહે તે મૂરખ માનો;
સ્ત્રીને છાની વાત, કહે તે શાણો શાનો?
સ્ત્રી આગળ છાની વાત તે, જગ બધે જાહેર થશે;
શામળ કહે સ્ત્રી વિશ્વાસથકી, અનર્થ વધતો વાધશે. ૧૮
સ્ત્રીના પેટમાં વાત, રહે ન ભલી કે ભુંડી;
સ્ત્રીએ જાણી જો વાત, દેશમાં વાગે ડુંડી;
સ્ત્રીને છાની વાત, કહે તો કાળ જ ખૂટ્યો;
સ્ત્રી સાથે એકાંત, કરે તો રામ જ રૂઠ્યો;
પ્રમદાએ બહુ નર પરભવ્યા, મમતે કઇને મારિયા;
અનમી શૂરા અહંકારિ પણ, હોડ હઠીલા હારિયા. ૧૯
ઇંદ્રિ અહલ્યા નાર, ભોગવી ભારે ભૂપે;
શિવજી સમો સમર્થ, રિઝ્યો ભિલડીને રૂપે;
પારાશર પુણ્યવંત, મુનિ મછગંધા માણી;
ચંદ્ર સરીખો ચતુર, ભુલ્યો ગોરાણી જાણી;
હરિ હર રાજા રાજેંદ્ર પણ, પ્રમદા દેખી બહુ પડ્યા;
શામળ કહે સાધક સિદ્ધ નર, નારીએ સઉકો નડ્યા. ૨૦
સીતા સતી સ્વરૂપ, રણે રાવણ રોળાવ્યો;
દ્રુપદી દેવી દયાળિ, કુરુકુલ નાશ કરાવ્યો;
રૂડી રેણુકા રૂપ, ઠીક નહિ બુદ્ધિ ઠરાવી;
નક્ષત્રિ અવની એહ, વાર એકવીશ કરાવી;
કૈયાદિયક સ્ત્રીથી મુવ્યા, હોડ કોડ સઉ હારિયા;
શામળ શૂરા પૂરા સઉ, માનનિયે બહુ મારિયા. ૨૧

એવા લાખ કરોડ, કૂળવંતાને કળિયા;
કૈયાકિચક શત ભ્રાત, એક ચિતામાં બળિયા;
કૃષ્ણ જગતકર્તાર, જુઓ કુબ્જાને વરિયો;
કપટે બાંધ્યો કામ, જગત તેમાં શો કરિયો;
ભામનિયે સૌને ભોળવ્યા, દેવ મુનિ ને દાનવી;
શામળ કહે જીત્યા દેવતા, કોણ માત્રમાં માનવી. ૨૨

નારીને વશ નાથ, બુદ્ધિ તેની તો બાળો;
નારીને વશ નાથ, કર્મમાં અક્ષર કાળો;
નારીને વશ નાથ, મરદ જીવતો તે મૂઓ;
નારીને વશ નાથ, હડકવા તેને હૂઓ;
નારીને વશ જે નાવલો, અધમ કામમાં એ અડ્યો;
શામળ કહે એમાં શું વળ્યું, પરાક્રમે નરકે પડ્યો. ૨૩

કામનીને વશ કંથ, તોલ પણ ન રહે તેનો;
કામનીને વશ કંથ, જગતમાં જશ નહિ જેનો;
કામનીને વશ કંથ, પુણ્યની પેર ન પ્રીછે;
કામનીને વશ કંથ, ઉપાસન એક ન ઇચ્છે;
કામનીને વશ જે કંથડો, પતિજ તેની નવ પડે;
શામળ કહે છે સત્ય માનજો, જશ તેને તો નવ જડે. ૨૪

મૂરખનો સરદાર, જેહ ધન જુગટે ખૂએ;
મૂરખનો સરદાર, પરાયું પાપ જ ધૂએ;
મૂરખનો સરદાર, ભૂતનું સાધન સાધે;
મૂરખનો સરદાર, શિવ વિષ્ણુ અન્ય આરાધે;
જન મૂરખનો સરદાર જે, પ્રભુ ભજતાં આળસ કરે;
શામળ કહે મહિપતિ મૂર્ખનો, નારી નેહ હદે ધરે. ૨૫

નારી વશ જે નાવ, તેની બુદ્ધિનું બુડ્યું;
નારી વશ જે નાવ, તેહ ભુંડામાં ભુંડું;
નારી વશ જે નાવ, રાય પણ રાંડ સરીખો;
નારી વશ જે નાવ, પુરુષ પણ પશૂ પરીખો;
નારીને વશ જે નાવલો, દુખિયો દીસે દેહનો;
શામળ કહે જીત્યો સુંદરી, અફળ જન્મ તો એહનો. ૨૬

જુવતી જીત્યો જેહ, તેહ જોખમમાં જાણે;
જુવતી જીત્યો જેહ, તેહ પાપી પરમાણે;
જુવતી જીત્યો જેહ, કરે નહીં સુકીત કોડે;
જુવતી જીત્યો જેહ, હારી બેસે તે હોડે;
ન જે જુવતીએ જીતિયો, ગણતિમાંથી તે ગયો;
ામળ કહે સ્યામાજીત નર, તરણાથી હળવો થયો. ૨૭

સ્ત્રીનાં વખાણ વિષે.

મળે કામની કંથ, પ્રથમ તો લજ્જા પામે;
મળે કામની કંથ, નેણ તે નીચાં નામે;
મળે કામની કંથ, સ્નેહનાં વાયક સૂઝે;
મળે કામની કંથ, જોર જોબનનું ઝૂઝે;
યાં મળે કંથ ને કામની, હાવ ભાવ મનમાં ભરે;
કડે તે તરુણી તોલ ત્યાં, શામળ કહે શોભા ધરે. ૨૮
રામા રત્નની ખાણ, જાણ એ રંભા રૂડી;
ધરે સોળ શણગાર, હાર કંઠે કર ચૂડી;
શોભે જળહળ ગેહ, દેહ કોમળ શુભ સાજી;
શોભા કેરું સદન, વદન હસી રાખે રાજી;
ડ ભોજ કરણ વિક્રમ અને, હરિશ્ચંદ્રની હારના;
ંડીત ચતુર પુર પાટણી, નૃપતિ નેટ પણ નારના. ૨૯
જે ઘરમાં ઘરનાર, દામ ઉધારે દેશે;
જે ઘરમાં ઘરનાર, પિંડ પિત્રી પણ લેશે;
જે ઘરમાં ઘરનાર, તેજ મેણું શિર ટળશે;
જે ઘરમાં ઘરનાર, માન માણસમાં મળશે;
રનાર જેહને ઘર હશે, શોભિત શાહ સરસ જસો;
રનાર વિના નર નિર્બળો, શાહ તોય તસ્કર તસો. ૩૦
નાર વિના નર રંક, સંગ રાખે નહિ કોઈ;
નાર વિના નર ચોર, જોર જર બેસે ખોઈ;
નાર વિના નર નિર્બળ, સબળ રાખે નહિ સગે;
નાર વિના નર દીન, હીનસુખ એકલ અંગે;
ચતુરા વિણ ચાલે નહીં, જગતમાંહિ રહે જ્યાહરે;
શામળ કહે છે સ્યામા કથી, તજે જગત તો ત્યાહરે. ૩૧

જોબનમાં દે રંગ, સંગ સુખ ટાઢક તનની;
વાલપણે કરી વાત, મટાડે પીડા મનની;
સુખ દુખમાં સમ ભાગ, રાગ રૂડે ગુણ ગાતી;
ચતુરા ચિત્ત હરનાર, સાર ઉરમાં મદમાતી;
વળી વૃદ્ધપણે સેવા કરે, દેખ્યાથી દિલદુખ ટળે;
એ અંત કાળ અળગી નહિ, બહુ સ્નેહે સાથે બળે. ૩૨

રાખે કંથની રીઝ, કામ કરવા દિલ દાસી;
પિયુ ઘર કામ પ્રધાન, હોય મધુરી મુખહાસી;
કંદ્રપ વેળા કામ, ખરું દિલ રિઝવે ખાંતે;
વેલી સેવામાંહિ, ધણી રૂપાળી ધારે;
પતિવ્રતપણું પાળે ઘણું, નર ઉપર દિલ નેહનું;
કવિ શામળ કહે શોધી મળે, તરુણી નામ જ તેહનું. ૩૩

નારી તેનું નામ, કરે સ્વામીની સેવા;
નારી તેનું નામ, દીલથી જાણે દેવા;
નારી તેનું નામ, દુઃખ સુખ ઘટતાં લહિયાં;
નારી તેનું નામ, સ્વામિના અવગુણ સહિયા;
વળિ નારી જે નમી ચાલશે, નારી સફળ ફળે ફળે;
જીવે ત્યારે જશ જીતિ લે, અંતકાળ આંહે બળે. ૩૪

નારી દેખી નર લાખ, ભોળવાણા કઈ ભટકયા;
જોગી મૂકયા જોગ, કઈક સંન્યાસી સટકયા;
સિદ્ધ તજી સિદ્ધાઈ, બ્રહ્મચારી કઈ ભમિયા;
પંડિત તજી પુરાણ, રંગ રામાસું રમિયા;
વળિ વ્રત મૂકયાં કઇ વરતિયે, વગોવ્યો વેષ વેરાગિયે;
સઉ સ્ત્રી સુખમાંહી શમી ગયા, તરુણી ન તજી ત્યાગિએ. ૩૫

પશૂ ચરે છે તરણ, રહે છે રણમાં રમતાં;
નર નારીની જોડ, ભાળિયે સાથે ભમતાં;
ઉડે પંખી આકાશ, જુઓ તેનું પણ જોડું;
કોણ ઉંચ કે નીચ, ગધેડું કે કાં ઘોડું;
સુર અસુર નાગ કિન્નર વિષે, દેવી નાગણ દાનવી;
મન ગર્દ કર્યાં છે મેરિયે, કોણ માત્રમાં માનવી. ૩૬

નાર વિના નર રંક, દામણો દીસે દેહે;
નાર વિના નર રંક, દિસે ગુણહીણો ગેહે;
નાર વિના નર રંક, નહીં ધન ધીરે કોયે;
નાર વિના નર રંક, હરી પૂજન નવ હોયે;
નિર્બળ છે નર નારી વિના, ભોગ કશા તે ભોગવે;
અવગુણ અદકા અયુતેગણા, જુવતી વણ નર જોગવે. ૩૭
નારી નરનું અંગ, સૂખ દેયણ કર સેવા;
ભળે પુણ્યમાં ભાગ, લાભ જશ લાખો લેવા;
સ્યામાથી સંતાન, ધર્મ બુદ્ધિ તે ધારે;
પ્રગટે પુત્ર સપૂત, કૂળ ઇકોતેર તારે;
કૂળ શુદ્ધ મળે જો કામની, સ્વામીને સુખ દે સતી;
કૂ એમ વિચારું આપથી, પુણ્યવંત તેનો પતી. ૩૮
માનનિ મોટે મૂલ્ય, મહા માયા એ મોટી;
જિતવા ઇચ્છે જેહ, તેહની ખાંત જ ખોટી;
સ્વર્ગ મૃત્યુ પાતાળ, ભેદ ભારત જે ભણિયા;
ઊંચ નીચ ને અમિર, સર્વ જુવતીએ જણિયા;
સ્ત્રી ખરા રત્નની ખાણ છે, મોટી પુરુષથી પ્રીછજો;
સઉ શાસ્ત્ર શાક્ષી શામળ કહે, અંતરમાં સઉ ઇચ્છજો. ૩૯
નિર્મળ મનની નાર, સ્વામિને સ્વર્ગ પમાડે;
જુવતી જોબનમાંહિ, રીઝથી રંગ રમાડે;
ઢાંકે કૂળ કલંક, સરસ ચલવે ઘરસૂત્ર;
વધે તેહથી વંશ, પ્રસવે પૂત્ર સુપુત્ર;
વળી હોય સતી શુભ સાધવી, પુન્યવંતિ તે પારખી;
છે નીચ કોઇક જ નારિયો, સ્વભાવે સઉ નહિ સારખી. ૪૦

## ભિક્ષુક અને રાજકન્યાનો સંવાદ.

ગુ—હું કુસકા તું શાળ, શિયાળ હું તો તું સહિયે;
હું પડતર તું ક્ષેત્ર, પટંતર એવો કહિયે;
હું કથીર તું કનક, કૂપ હું તો તું સિંધુ;
હું આગિયો તું અરુણ, હું તારો તું ઇંદુ;
હું કીડી કુંજર તુલ્ય તું, ક્યાં પાષાણ ઝવેરડી;
પટ ફૂટરે રાજકુમારિકા, દીપક લેઈ કુવે પડી. ૧

રાજકન્યા—જ્યમ ગૌતમ અહલ્યા, જ્યમ સીતા ને રામ;
જ્યમ રુકમણિ ને કૃષ્ણ, કહું જ્યમ રતિ ને કામ;
જ્યમ તારા ને વાળિ, જ્યમ નળ ને દમયંતી;
જ્યમ પાંડવ પંચાળિ, ચંદ્ર રોહિણિ ગુણવંતી;
વળિ જેમ વસિષ્ઠ અરુંધતી, જેમ રન્નાદે ને રવી;
ત્યમ તું વર ને હું કન્યકા, કહી ગયા મોટા કવી. ૨

બ્રાહ્મણ—મારે માગવી ભીખ, સદાવ્રત તુ તો આપે;
હું જાચું જન નીચ, કષ્ટ તું કઇનાં કાપે;
હું ચોળું તન રાખ, તું તો સોને શોભાવે;
મારે જીરણ વસ્ત્ર, તું તો પટકુળ ઓપાવે;
વળી હું તો કરું છું કાસદું, તું ચડી સુખપાલે ફરે;
ફટ ફટરે ઘેલી ગોરડી, વિપ્ર ગરીબને કયમ વરે. ૩

રાજકન્યા—જ્યમ બીબું ને ભાત, છઠ્ઠી અક્ષર જ્યમ છાપે;
જ્યમ અરણવ મર્જાદ, વજન તોલા મણ માપે;
રાત દિવસ જે રીત, જેમ વાદળ ને તડકો;
જેમ પવન આકાશ, ઘડી પાણીવળ પલકો;
આવરદા આપી સૃષ્ટિની, સુખ દુખ ટાળ્યાં નવ ટળે;
હું ભામનિ ને ભરથાર તું, નાઠે મારગ નહિ મળે. ૪

બ્રાહ્મણ—ન ગમ્યો કોઈ નરેશ, ગમ્યો ન પ્રતાપિક પૂરો;
ન ગમ્યો કરમી કોઈ, ગમ્યો નહિ સામદ શૂરો;
ન ગમ્યો કોઇ વણીક, ગમ્યો નહિ નૌતમ નાગર;
દાતા કે દેશાઈ, ગમ્યો નહિ સુમતી સાગર;
કો ન ગમ્યો ગામ ગરાસિયો, ન ગમ્યો મેહેવાસી તને;
પ્રધાન પાટવી પરહરી, ખોળી કાઢ્યો તેં મને. ૫
ઘડા જેવડું રત્ન, છેક રહેશે કયમ છાનુ;
તમે કહો પ્રતિ બોલ, તેહ હુ તો કયમ માનુ;
તમ માટે મુજ જીવ, જરૂર જોતામાં જાયે;
તારે શીર કલંક, દેશમાં દર્શિત થાયે;
જો મુજને હોય મરાવવો, પરવશ પડવું તાહરે;
અરે હાણ અને હસવું થશે, જગત જાણશે જ્યાહરે. ૬

રાજકન્યા-ઈશ્વરકેરી આણ, નામ લેવા દેઉં તારું;
તારું પડે જ્યાં થુંક, મળે રુધિર ત્યાં મારું;
કુદૃષ્ટિ તુજને જુએ, ચક્ષુ બે તેનાં કાઢું;
વાઢે નખ દે દુઃખ, વેધી તેનું શિર વાઢું;
જો કદાપિ જિવ જોખમ થશે, ભકિત તારીમાં હું ભળું;
હાકમ પટેલ હાજર છતાં, શરીર તુજ સાથે બળું. ૭

કવિ-રામા ન જુએ રૂપ, જુએ નહિ કુળ કે કાયા;
ભામનિ ન જુએ ભૂપ, મળે જ્યાં મનની માયા;
જુવતી ન જુએ જાત, જુએ નહિ પંડિત પૂરો;
ન જુએ ઉંચ અમીર, તથા સતવાદિ શૂરો;
કામનિ તો કામાતુર જુએ, કે મન માને કામની;
વળિ જાય નિમિષમાં નીસરી, ભુંડી હોય જે ભામની. ૮

રૂડી રાજકુમારિ, હિંચે હીંચોળા ખાટે;
પરિમળ પુષ્પો પાન, પોઢતી પલંગ પાટે;
સજે સોળ શણગાર, ઝવેરે જુગત જડાવે;
ખમા ખમા કહે ખલક, લક્ષધા લાડ લડાવે;
તેવી તરુણીનું તો જુઓ, વિપ્ર સાથ મનડું વસ્યું;
ભિક્ષા માગી ભોજન કરે, કહે શામળ કારણ કશું. ૯

લે કામિનીની કેડ, વગર મોતે તે મરશે;
લે કામિનીની કેડ, હરખ હિત હારદ હરેશે;
લે કામિનીની કેડ, જીવ જર જશ તે જાશે;
લે કામિનીની કેડ, અધિક અતિ અનર્થ થાશે;
દુઃખ દેશે કે દંડાવશે, મરશે કે તે મારશે;
જે કેડ કામિનીની લહે, શામળ હોડે હારશે. ૧૦

સુરા પિયે જે નાર, જુએ વનવાડી સરવર;
જાત્રામાં નિત જાય, તેહ સાથે પરઘર નર;
વાલાં અતિ વાજિત્ર, ગાન ઉપર દિલ દોડે;
અતિ ગપળાઇ ચિત્ત, હાંસ અતિ માગે મ્હોડે;
જાતિ લોભી અને લાલચી, અતિ નિઃશંક પરઘર ભટે;
શામળ કહે કુળ શુદ્ધ કામની, એ લક્ષણથી ગુણ ઘટે. ૧૧

## જુવાનીના જોર વિષે.

જેને જુવાની જોર, પુન્યની વાત ન પ્રીછે;
જેને જુવાની જોર, ઈશ અર્થ કંઈ નહિ ઇચ્છે;
જેને જુવાની જોર, પરસ્ત્રી ઉપર પ્રીતિ;
જેને જુવાની જોર, રુડી નવ રાખે રીતિ;
છે જોર જુવાની જેહને, અંધ તે આડે આંક છે;
શામળ કહે ચૂક્યા ચતુર નર, વણ બુદ્ધિનો શો વાંક છે. ૧
હસ્તી જોબન હોય, જ્યારે મદમાતો મહાલે;
અશ્વનું જોબન હોય, મશાલા ચરી જ્યાં ચાલે;
ભેંશનું જોબન હોય, ભલો જ્યારે ભાદરવો;
નરનું જોબન હોય, પુત્ર દોલત તન નરવો;
રાજાનું જોબન રાજ્ય છે, પરિપૂરણ સમરથપણું;
કામિનિનું જોબન કેય છે, શામળ કહે શું કહું ઘણું. ૨
કંઈ જોબનમાં જાર, રૂડી રામાશું રમિયા;
કંઈ જોબન જશવંત, ભાગ્યશાળી થઇ ભમિયા;
કંઈ જોબન જર કાજ, જૂઠ કરતાં નવ જોયું;
કંઈ જોબન જશ લીધ, ધર્મ કરી પાપજ ધોયું;
કંઈ જોબનમાં જીતી ગયા, હરામી હોડે હારિયા;
જોબનમાં તે જીવતા રહ્યા, કંઈ માયાએ મારિયા. ૩
કંઇ જોબનને જોર, જગતમાં બનિયા જોગી;
અડસઠ તીરથ અટન, ભાવ ભરપૂરે ભોગી;
કંઇ જોબનને જોર, પ્રસિદ્ધિ પામ્યા પ્રાણી;
કંઇ જોબનને જોર, ભણ્યા વિદ્યા રસ વાણી;
જે સત્ય અસત્ય ભુંડું ભલું, જોબનમાં સ્થિર થાય છે;
શામળ કહે જોબન જોરમાં, વેગે જન વહિ જાય છે. ૪
રમઝમ કરતી રંભ, રહે પાળી ને પોષી;
થયાં શિથિલ ગુણ ગાત્ર, દેશ જન કેહશે ડોશી;
હતું જોબનનું જોર, જાર ગુણ તેના ગાતા;
પડી ગયા પછી દંત, મોટપદ કહે સઉ માતા;
વાંકા અંગોડા વાળતી, શુભ શણગાર ધરે સદ;
ધોળે કેશે કર લાકડી, બુઢ્ઢી થઇ દીઠી બદ. ૫

ધોળા થાશે કેશ, ડાડી કહેવાશે ડોસી;
વિપરિત થાશે વેષ, તનૂ પાળી ને પોચી;
થરથર ધ્રુજશે થૂળ, નમી જાશે એ નેણાં;
પડે દેહમાં વેધ, વદાશે વિપરિત વેણાં;
વળી લીંટ ચુશે બહુ નાકથી, બેય કાન બેરા થશે;
સેવો પ્રભુને શામળ કહે, જોબન જોર ઝટ વહી જશે. ૬
જેમ વાદળની છાંય, ચાર પળનો છે ચટકો;
મનમાં ચેતો મનુષ, ખરો રાખીને ખટકો;
રાખ્યું તો નહિ રહે, રૂપ ને જોબન રૂડું;
વૃદ્ધ થઇ જશે વેષ, કલંક રહે તે બહુ કુડું;
છે કોણ રંક કે રાણિયો, રૂપ વૃદ્ધ ને બાળનું;
શામળ કહે રાખ્યું નવ રહે, સર્વ ચવેણું કાળનું. ૭

## સદ્‌ગુણદુર્ગુણ વિષે.

ઇંદ્રવારણાં હોય, કોય ખાતે નવ ખાયે;
આવળકેરાં ફૂલ, તેથિ શિવ નવ પૂજાયે;
ઝાકળકેરાં નીર, તૃષા તેથી નવ ભાંગે;
બગલા ઉજ્જવલ હોય, હંસને કામ ન લાગે;
દેખાય ફરા મોતી સમા, આભ્રણ નવ ઓપે અશાં;
કવિ શામળ કહે સાંખી જુઓ, ગુણ વિણ રૂપ કહો કશાં. ૧
કામ ક્રોધ ને લોભ, મોહ માયા નવ મંડે;
અહંકાર અભિમાન, છક છળ ભેદજ છંડે;
પરધન ને પરનાર, તજે પરનિંદા પ્રીતે;
સત્ય સાથ સંબંધ, રજોગુણ રાખે રીતે;
દે દાન માન સન્માન શુભ, પરમારથ પ્રીતે કરે;
જો ગૃહસ્થમાં ગુણ એટલા, તો ઇકોતર ઉદ્ધરે. ૨
પ્રતિદિન પ્રાતઃકાળ, સ્નાન સંધ્યા શુભ સેવા;
ગંગાજળ સમ ગણે, પિતા માતા ગુરુદેવા;
ગાય વિપ્રનાં વૃંદ, તુળસી પીપળને પૂજે;
ઝભ આડે જામ, સત્યની વાણી સૂજે;
ભોજન કરાવી ભોજન કરે, યથાશક્તિ દાતા દયા;
શામળ સદ્‌ગુણી ગૃહસ્થ તે, સહજમાં જ સ્વર્ગે ગયા.

લોભીને પ્રિય લોભ, જારને વહાલી જારી;
સુમને વહાલું દ્રવ્ય, પુરુષને વહાલી પ્યારી;
શૂરને વહાલું શસ્ત્ર, મૂરખને મૂર્ખ વખાણે;
રાગીને પ્રીય રાગ, જોગી જોગીને જાણે;
ગુણ સાથે ગુણ જેના મળે, તો ત્યાં પૂરણ પ્રીત છે;
કહે શામળભટ સઉ માનજો, એજ અનાદી રીત છે. ૪

છાનું ન રહે પુન્ય, રહે નહિ છાની છત્યે;
છાનું ન રહે ખૂન, છાની ન રહે ગુણ ગત્યે;
વિદ્યા છાની ન રહે, રહે નહિ છાની પ્રીતી;
છાનો ન રહે શૂર, રહે નહિ છાની રીતી;
દાતા ઝુઝાર જ્ઞાની ગુણી, વ્યસન વાદ વિદ્યા વિધી;
વળિ દાન માન સનમાન શુભ, ન રહે સિદ્ધિ ને રિધી. ૫

છાની ન રહે છેક, રીત ભુંડી કે રૂડી,
ઘરમાં કરિયે ગુહ્ય, દેશમાં વાગે ડુંડી;
છાનો ન રહે પુરુષ, શૂર કાયર કે દાતા;
છાનુ ન રહે છીદ્ર, ભ્રાત ભગની કે માતા;
વળી વિદ્યા છાનિ નહિ રહે, લિલા લેહેર લક્ષ્મીતણી;
કદિ છાનુ પાપ રહે નહીં, ખોદી ઘાલ પૃથ્વી ખણી. ૬

નમે આપને જેહ, સમધા તેને નમિયે;
દમે આપને જેહ, તેહને દશધા દમિયે;
પાય આપને નીર, દૂધ તેને તો દઈએ;
કરે આપણો ઘાત, જીવ તેનો તો લઇએ;
ઘાસે આપણને દામ દશ, જર ઝાઝો દઇયે સહી,
જે ગુણ અવગુણ નહિ જાણશે, પિત્રિ પિંડ લેશે નહી. ૭

રાજાને તે સાલ, ફુટાયો ભાઈ ફૂટે;
એક પ્રજાને સાલ, ભૂપ વણ વાંકે લૂટે;
વેપારીને સાલ, પર્ટતર પટકુળ નાંખે;
પૂરું પુરુષને સાલ, ભામની ભુંડું ભાખે;
શ્યામાને સાલ જ સોકયનું, મૂરખને વિદ્યાતણું;
જે નર નવ માને નારને, સ્રીને સાલે તે ઘણું. ૮

જેમ મચ્છને નીર, જેમ વહ્નીને વાયુ,
જેમ ભક્ત ભગવાન, જેમ જીવતને આયુ;
જેમ સતીને નાવ, જેમ જાચકને દાતા;
જેમ લોભીને લછ, જેમ બાળકને માતા;
પ્રીતિ અનેક એવી વિધે, બહુ પ્રકાર બૂઝે બહુ;
કવિ શામળભટ સાચું કહે, લેણુ દેણુ લે છે સહુ. ૯
નાગો નવ લૂટાય, સુમે નવ દાન અપાયે;
સાચો નવ દંડાય, ક્ષમાધર કદી ન કપાયે;
વૈદ જુએ શુ નાડ, નિરોગી જેની કાયા;
ગુણિકાથી ન ઠગાય, મેલિ જેણે જગમાયા;
મૃત્યુ પણ મારી નવ શકે, આયુષ છતાં આપંને;
જમથી પણ નઈ નખાય નહિ, શામળ નર નિષ્પાપને. ૧૦
ભલે જ જાયો જંન, કંઇ સુખ પ્રાણી પામ્યા;
ભલે જ જાયો જંન, જેથિં દુનિયા દુઃખ વામ્યા;
ભલે જ જાયો જંન, દાનદાતા કહેવાણો;
ભલે જ જાયો જંન, સદા સદ્ગુણી ગણાણો;
જનનીએ જંન ભલે જણ્યા, શૂર પૂર દાતા ભગત;
શામળ તે ભલે જ જનમિયા, જેથી સુખ પામ્યું જગત. ૧૧
ધન્ય તેહની માત, પુન્ય ઉપર જો પ્રીતી;
ધન્ય તેહની માત, જેહ ધર રૂડી રીતી;
ધન્ય તેહની માત, જેહ સદાવ્રત આપે;
ધન્ય તેહની માત, પરાયાં કષ્ટ જ કાપે;
ધન્ય ધન્ય તો માતા તેહની, દરિદ્રતા કવિની દળે.
કહે શામળ તે સાથી વડો, બાકી બીજા બહુ મળે. ૧૨
ધિક્ક માતની કૂખ, કરી ચોરી કે ચાડી;
ધિક્ક માતની કૂખ, અકલ કૂલાવી આડી;
ધિક્ક માતની કૂખ, દુઃખ દુનિયાને દેતા;
ધિક્ક માતની કૂખ, જગતમાં અપજશ લેતા;
શામળ કહે શિદને જનમિયા, ભુંડિ વાત ભાવે ભણ્યા;
વિનતા ન રહી શે વાંઝણી, લપોડશંખ જેણે જણ્યા. ૧૩

સાસુકેરું કલંક, પાપણી વહુ પરકાશે;
કુમિત્ર મિત્ર કલંક, વિશ્વ સઘળામાં વાસે;
શેઠતણુ જ કલંક, ખુની વાણોતર ખોલે;
કંથતણું જ કલંક, બુદ્ધિહીણી સ્ત્રી બોલે;
આપણે ઠામ દેખાડિયો, કલંક બોલે આપણું;
શામળ કહે તેનું પરખિયે, પ્રથમથી જ લુચ્ચાપણું. ૧૪
હાસથકી બહુ હાણ, હાસથી ગરુઆ ગાંજે;
હાસથી હોયે કલેશ, હાસથી ભવન જ ભાંજે;
હાસથી રૂઠે રાય, હાસથી હિમ્મત હારે;
હાસથકી જસ જાય, હાસ વણ મોતે મારે;
હસવાથી હુશ પહોંચે નહીં, હસે ખોડે લાગે ખરી;
શામળ કહે શાણા સમજજો, કરશો નહિ કદિ મશ્કરી. ૧૫

શામળ રત્નમાળા સમાપ્ત.

# અખો.

—

અમદાવાદનો વેદાંતી—જ્ઞાની સોની—સંવત ૧૭૦૫-ઈ. સ. ૧૬૪૯ માં તે હૈયાત હતો.

—

## અખેગીતા.

—

### કડવું ૧ લું-રાગ ધન્યાશ્રી.

ૐ નમો ત્રિગુણપતિ રાયજી, સર્વે પહેલો જે પૂજાયજી;
અગમ અગોચર જેને વેદ ગાયજી, તેના ચરણ ચિન્તવી હું લાગું પાયજી. ૧

#### પૂર્વછાયા.

ચરણ ચિન્તવીને સ્તુતિ કરું, ચિદ્દશક્તિ બ્રહ્માનંદની;
અણછતો અખો અધ્યારોપ કરે, તે કથા નિજ આનંદની. ૨
ગુરુ ગોવિંદ ગોવિંદ ગુરુ, નામ જુગલ રૂપ એક;
તેને સ્તવું નીચો નમીને, કરું બુદ્ધિમાન વિવેક. ૩
પરાત્પર પરબ્રહ્મ જે, તે મન વાણીને અગમ;
તેનો લક્ષ આપી શકે, તે માટે ગુરુ તે બ્રહ્મ. ૪
શ્વાન શૂકર બીડાલ ખર, તેનાં ટોળાંનો જે જંત;
તેને મૂકે હરિ કરી, જેને મળે સદ્‌ગુરુ સંત. ૫
ગુરુમહિમા છે અતિ ઘણો, કો સમજે સંત સુજાણ;
તે ગુરગોવિંદ એકતા ભજે, જેને લાગ્યાં સદ્‌ગુરુ બાણ. ૬
જેમ રવિ દેખાડે રવિધામને, તેમ ગુરુ દેખાડે રામ;
તે માટે હરિ તે ગુરુ, ગુરુ ગોવિંદ એવું નામ. ૭
ચેહેન સમ્યાં જે સંતનાં, તે ગુરુ ગોવિંદ એકતા ભજે;
જેમ બીબામાંહે રસ ભર્યે, ભાઈ વણ ઘડ્યે રૂપ નીપજે. ૮
જેમ સુવર્ણ કરી મોહોર માંહે, અન્ય મુદ્રા છે અતિ ઘણી;
તેમ ગુરુભજનમાં સર્વ આવે, જો મન વળે ગુરુ ચરણભણી. ૯
જેમ બધિર ન જાણે નાદ સુખને, સ્વાદ નોહે રસના વિના;
તેમ ગુર વિના હરિ નવ મળે, જેમ ભોગ ન પામે નિર્ધના. ૧૦

કહે અખો કહું વળી વળી, જો ટાળવા હોડા જંતને;
એ આરત સઉ ઉરમાં ધરો, અને સેવો હરિ ગુરુ સંતને. ૧૧

## કડવું ૨ જું.

કવિ જને આગે પંથ બહુ કર્યાજી, વિધવિધ કેરા શબ્દ વિસ્તર્યાજી;
ખટ્ દર્શનના મતબહુ આચર્યાજી, પૂર્વની કવિતા તેણે તાળ બહોળા ધર્યાજી. ૧

### પૂર્વછાયા.

બહોળા ધર્યાં બહુ સ્તુતિ કરીને, એવી ગ્રંથકારની રીત છે;
કહું સૂર્ય આગળ ખદ્યોત કશો, મુજ એવી બોલવાની નીત છે. ૨
જાહ્નવી આગળ જેમ વોકળો, સુર તરુ બદરી યથા;
પારિજાતક પાસે અરણી, મહા કવિ આગળ હું તથા. ૩
ગરુડ આગળ યથા કુરરી, સાગર આગળ જેમ કૂપ;
મેઘ આગળ યથા ઝાકળ, ભાઈ ક્યાં તેલ ને ક્યાં તૂપ. ૪
બાવના ચંદનની બેહેકે આગળ, કશો શોભે કરીર;
ક્યું નીર નવાણનું, ક્યિહાં રસકૂપિકાનું નીર. ૫
પારસના પરતાપ આગળ, અન્ય વિદ્યા કોઈ માત્ર;
ક્યિાં ક્ષુદ્ર દેવ ઉપાસના, જેને કરે અક્ષય પાત્ર. ૬
એવા કવિજન ગ્રંથ આદે, ગલિત વચન બોલતા હવા;
કહું કોપ કોધ કરો રખે, હું હિંદુ બાળક બુદ્ધે બોલવા. ૭
તેણે ગ્રંથ પહેલું એમ જાણવું, અમો મગણ જગણ નથી જાણતા;
તુક ચોક ને ઝડઝમકક, અમો લક્ષ વિના નથી આણતા. ૮
એમ ગલિત પણે ગરુઆ થયા, કરણા ઉપજાવી કવિ જને;
હું એટલું જ કહી ને સ્તવું, જો કવિતા જાણું મુજને. ૯
હું તો જેમ દારુકની પૂતળી, ચાળા કરે અપાર;
પણ કાષ્ટમાંહે કાંઈ નથી, એ તો કળ ચાંપે સૂત્રધાર. ૧૦
કહે અખો સહુકો સુણો, એમ સમજો નિજ જંતને;
ઇચ્છો પરમ પદને પામવા, તો સેવો હરિ ગુરુ સંતને. ૧૧

## કડવું ૩ જું.

અણછતો આતમા તે શું ઓચરેજી, આપનું વર્ણન આપે કરેજી;
જીવતણું પદ તે જોતાં નહીં સરેજી, સાંખ્યયોગ જોતાં જે હરિ ઉગરેજી. ૧

પૂર્વછાયા.

ઉગરે જે વિચાર કરતાં, બ્રહ્માદિ જેને ગ્રહી રહ્યા;
તે હરિને તમો ઓળખો, જે આદ્ય પુરુષે અજને કહ્યા. ૨
જે પદ શિવના તન પ્રત્યે, દત્તે કહ્યું વિશદ કરી;
આકાશવત્ કેરી કથા, કહી પડાનને ઉરમાં ધરી. ૩
વિધિ વસિષ્ઠે કહી કથા, રઘુનંદન આગળ જેહ;
અર્ણવ બ્રહ્મવિદ્યાતણો, ભાઈ દેખાડ્યો છે તેહ. ૪
અનંત પ્રકારે અચ્યુતે, કહ્યું ભારતને જ્ઞાન;
ગીતા ગાઈ ગોવિંદે, કર્મયોગ નિદાન. ૫
સમજાવ્યા જ્ઞાને કરી, જનકે જે શુકદેવ;
મહામુક્ત થઈને પરવર્યા, જ્યારે પ્રીછયા અંતર ભેવ. ૬
ભીષ્મે ભગવાન સાન્નિધ્ય, પાંડવ પ્રત્યે જે કહ્યું;
શાંતિપર્વે શાતા કીધી, હત્યાનું હારદ ગયું. ૭
વેદવ્યાસે વેદ વર્હેચ્યા, કર્મધર્મે પોષ્યા જીવને;
તેની દાઝે લાગ્યા દાઝવા, જો જાણ્યો નહિ શિવને. ૮
પછી નારદે નારાયણ કેરું, નિજ જ્ઞાન કહ્યું મહા દ્વિજને;
ત્યારે દ્વૈપાયનની દાઝ ભાંગી, જ્યારે કૃપા કીધી સંતજને. ૯
શિવે કહ્યું શિવા પ્રત્યે, નિરાલંબ નિજ ધામ;
અમર કીધાં આત્મા, અદ્યાપિ સહસ્ર નામ. ૧૦
કહે અખો વસ્તુજ્ઞાન વિના, કુશલ ન હોય જંતને;
નિજ ધામ હીંડો જાણવા, તો સેવો હરિ ગુરુ સંતને. ૧૧

કડવું ૪ થું.

તે ન જાણ્યો જેણે નિજ આતમાજી, તે ભટક્યો ભમ્યો માયાના સાથમાંજી;
ધણીનો ભૂલ્યો ઘર પામે પ્રાતમાંજી, પણ દિવસે દિસ મોઝો ઘણું ભમે રાતજી. ૧

પૂર્વછાયા.

રાતમાંહે રડવડે, અજ્ઞાને આવર્યો હતો;
તે નિજ આતમાથી ઓતળીને, વિચરતો માયાવતો. ૨
જેમ સુતો નર નિદ્રા વિષે, માયા બહુ બીજી રચે;
કારજ કારણ પોતે થઈને, નિદ્રાવશ માંહે પચે. ૩

આપથી આતળે થદે, અસંભાવનાં ઉપજે;
પછે તે વિપરીત ભાવના આચરે, ને દુઃખ પામે થાડે ગજે. ૪
પંચપર્વો માયા અવિદ્યા, હું મારું આદે સહી;
તે ફરે ફેરા ભવ વિષે, જ્યમ મણિ નિગમે આંધળા અહિ. ૫
તે ભોગ દેખી ભુર થાએ, ધડાવા મન ઈંદ્રિય વિષે;
સંસારનાં સુખ સત્ય જાણી, કર્મમોદક નિત્ય ભખે. ૬
કર્મજડને કર્મ વહાલાં, મર્મ ન સમજે બ્રહ્મનો;
ફરી ફરી તે આચરે, પણ ટળે નહીં દેહ ચર્મનો. ૭
પરમાત્માને પુઠ દઈ, આત્મા ઈંદ્રિયને જુવે;
પણ ઈંદ્રિયની દૃષ્ટિ વિષે સાહામી, એમ આપોપું નર ખુવે. ૮
વિષય વગતો કરે હરિથી, નીચપણું દે જીવને;
અજ્ઞાને અવળો ફરે, તે સન્મુખ ના હોય શિવને. ૯
સંસારનાં સુખ અધિક દેખી, કૃપા માને ઈશ્વરી;
અંતરમાંહિનું જ્ઞાન ન જાણે, જે પ્રાણપતિ ગયો વિસરી. ૧૦
કહે અખો સહુકો સુણો, જો આણો જીવના અંતને;
હોડી પરમ પદને પામવા, તો સેવો હરિ ગુરુ સંતને. ૧૧

પદ ૧ લું–રાગ સામેરી.

જીવની આદ્ય વિચારો રે પંડિતો, આદ્ય જોતાં તે અનાદ્ય દિશે;
દેહતણી છાયા સમાયે દેહ વિષે, જ્યારે મધ્ય આવે સૂર શીશે. જીવની. ૧
તન મનને આળખ્યા વિના આફળે, જેમ સૂત્રધાર નિજ નાવ નીરમેં;
તે જ સૂત્રધાર તે નાવે બેઠો થકો, પછે પરવશ પડ્યો પંથ કરમે. જીવની. ૨
તન મન નૌકા જીવ ગણે મારું, પણ ભવસાગર મધ્ય કાળ ખેડે;
કર્મના વાયુને વશ લાગ્યું તે ડોલવા, ત્યારે હાથથી વાટ વટકી જ નેડે. જીવની. ૩
ભ્રમણાએ ભટકે ઘણા ભવ વિષે, ગુરુ ગોવિંદના શરણ પાખે;
માયા રૂપિણી મા જ વહાલી અખા, તે જાણીને જનની ભેદ રાખે. જીવની. ૪

કડવું ૫ મું–રાગ ધન્યાશ્રી.

મર્મ ન સમજે જે માયાતણો જી, તે નર જાણે હું ઘણું બોલણો જી;
તેને જાણે જનની આપણો જી, તે ભવ ભટકે સહુથી અતિ ઘણો જી. ૧

પૂર્વછાયા.

ભવમાંહે ભટકે ઘણું, પોતાનો કરીને ઠગે,
જ્યમ વિશ્વાસીને વેધે વેરી, દીન થઈ મારે દગે.૨ ૨

જેમ પાળે બેરીને ખાટકી, તેને ભક્ષ્ય ભોજન આપે ઘણું;
પછી વધ કરે વારુ કરીને, એ લક્ષણ અજાતણું. ૩
તે મેંઢો જાણો માહરો, પાલક પોષક છે ધણી;
તેને આપ જાય અર્પવા, મોટમ મનમાં અતિ ઘણી. ૪
વાત્સલ્ય જાણી વામ દક્ષિણ, વણ દોર્યો કેડે ફરે;
તેને મહાજન મૂકાવા કરે, તોય તે જવન કેડે સંચરે. ૫
હાથ ફેરવે તે થકે મનમાંહી, હેતુ જાણે તેહને;
પણ સુનાને મન વાત અળગી, તે ભારે ભાળે દેહને. ૬
અળગા આશય બેઉતણા, લોભે લાગ્યો અજ હળે;
તેને યવન જાણે ભક્ષ કરું, જો ઘણેરું વપુએ વળે. ૭
પછે ચરણ ઉંચે અધોમુખે, ને નટ તે રાખે સરે;
માયા કેરી રીત એવી, અંતે જીવને એમ કરે. ૮
વિષય દેખાડે વિશ્વના, ચિત્રવિચિત્ર તે ચિત્ત ધરે;
પછે પંડિતને પૂછે પ્રભુ, મહાભોગ કેમ પામું શિરે. ૯
ત્યારે પંડિતરૂપે બોલે માયા, કર્મની કીરત ઘણી;
વિત્ત હરિને વાટ દેખાડે, નાનાવિધ કહે ભણી ભણી. ૧૦
કહે અખો રુચિ ઉપજે, જો એવું પોષે જંતને;
કર્મ ગેહેન હીંડા વામવા તો, સેવો હરિ ગુરુ સંતને. ૧૧

કડવું ૬ ઠું.

એમ એ માયા વેષ નાના ધરેજી, કર્મ ધર્મના શબ્દ બહુ ઓચરેજી;
જીવ કેરા મનને અતિ ઘણું આવરેજી, તેણે પુરંજન ભવ ફેરા ફરેજી. ૧

પૂર્વછાયા.

ફરે ફેરા બહુ ભવવિષે, વિષયનો તાણ્યો વહે;
તે પ્રત્યક્ષ ભોગ દેખે ભલા, વળી પંડિતને પોષતો રહે. ૨
કર્મનાં ફલ લખે માથા, વળી માયા બેઠી તે કથે;
શબ્દ કેરે બાંધણે બાધ, બાંધી જીવ રાખે જથે. ૩
અંતરમાંહેથી મનરૂપે, સંકલ્પ વિકલ્પ સુત જણે;
નિમેષ માંહે નવા નવા, જયમ ઇંદ્રજાલ ગુટિકા ગણે. ૪
કર્મ ફલ ને જીવ કેરો, જોગ માયા મેળવે;
વિષયતૃષ્ણામાંહે મુકી, એમ જગતને ભોળવે. ૫

માયા સ્વર્ગના ભોગ વખાણે, અને બીક દેખાડે નર્કની;
તે કામનાએ લાગ્યો ફરે, ભાઈ ગતિ જેવી કૂપચક્રની. ૬
કામ ધામ ને ધન દારા, માત પિતા સુત બાંધવા;
વર્ણ વેષ ને રૂપ મુદ્રા, નમણ ઠમણ દેવ વંદવા. ૭
ચાલ ચાતુરી ચૌદ વિદ્યા, અવિદ્યા સર્વ સાધના;
પંડિત જાણ કવિ ગુણી દાતા, સર્વ માયા કેરી આરાધના. ૮
રમે રમાડે આપ માયા, નીચો ઉંચો લઈ ચડે;
જેમ મર્કટ હીંડે માગતો, પેલા ભિક્ષુક કેડે રડવડે. ૯
એમ ભમે બહુ ભવ વિષે, પણ ભેદ કોયે લહે નહીં;
દોરી સંચારો માંહિ માયાતણો, ભૂલવણ મોટી એ સહી. ૧૦
કહે અખો સહુકો સુણો, નમે જુઓ અંતરના તંતને;
એ જાળમાંહેથી તો જ નિસરો, જો સેવો હરિગુરુ સંતને. ૧૧

## કડવું ૭ મું.

માયા મોટી જગમાંહે નટીજી, તે આગળ કોઈ ન શકે ખટીજી;
હરિહરઅજથી જે આઘીવટીજી, સમજી ન જાય એવી માયા અટપટીજી. ૧

## પૂર્વછાયા.

સમજી ન જાય એવી માયા, દીસે નહીં ને બલવતી;
ચૌદ લોકોની આદિ માતા, ૐકારથી પહેલી જે હતી. ૨
ત્રિગુણ પહેલી શૂન્ય સામ્યની, તેણે ગુણ જન્મી ઉભા કર્યા;
પછે જનની થૈ તે યોષિતા, પછે બલ પોષી પોતે વર્યા. ૩
ચિદ્દશક્તિ ચતુરા ચરાચર, ગુણ સાથે ભજે ભળી;
દેવ દાનવ નાગ માનવ, રમે રમાડે એકલી. ૪
ઉર્ણનાભ જેમ ઉર્ણા મૂકે, ને વળી પાછી ભખે;
તેમ માયા ચિદ્દશક્તિ માટે, મોહોટું સામર્થ્ય એ વિષે. ૫
ત્રિગુણ થઈ ચોવીસ રૂપે, તેહનો ભેદ કહુ કથી;
જ્યમ જલ જમાયે શીતયોગે, તેને જડતા પ્રગટે માંયથી. ૬
સત્વ રજ તમ રૂપે થઈ માયા, પછે એક એકના બહુ થયા;
પંચભૂત ને પંચ તન માત્રા, તામસના નિપજી રહ્યા. ૭
રાજસની ઇંદ્રિય દશે, અને દશે તેના દેવતા;
ઇંદ્રિયે ઇંદ્રિયે તે વસ્યા, આપ આપણું સ્થળ સેવતા. ૮

મન બુદ્ધિ ચિત્ત અહંકાર જે, તે સત્વગુણથી ઉપના;
એ સૃષ્ટિનાં ચોવીસ કારણ, માંયા શબલિત રૂપના. ૯
પ્રકૃતિ તે પંચવીશમી, પરિવાર સર્વ તેનો કહ્યો;
પણ છવ્વીશમો પરમાતમા, તે યથારથ જયમ ત્યમ રહ્યો. ૧૦
કહે અખો સહુ કો સુણો, એ કહ્યું છે ધીમંતને;
એ સમજે કામ સરે નરનું, જો સેવે હરિ ગુરુ સંતને. ૧૧

## કડવું ૮ મું.

એણે અનુક્રમે જગતને જાણીએજી, ત્રણ ભુવનમહિ માયા પ્રમાણીએજી;
સ્થૂલ સૂક્ષ્મ જે કહ્યું જાય વાણીએજી, તેટલું સર્વે માયા વખાણીએજી. ૧

### પૂર્વછાયા.

માયા વખાણીએ માટ એણે, દૃષ્ટ પદારથ જેટલો;
શ્રુતિ પદારથ જે જે કહાવે, પાછો વણસશે તેટલો. ૨
ઉપન્યું તે અલપાય નિશ્ચે, બ્રહ્માઆદે કીટ જે;
જે જાયું તે જાય જાણો, અમર સંશય મેટજે. ૩
અમર દાનવ ધ્રુવ તારા, ચંદ્ર સૂરજ જાએ વિલે;
જાય જોગઅષ્ટાંગ સાધક, તો પ્રાકૃત જીવ કેટલે ભળે. ૪
લીલાવપુ જો ધરે નિર્ગુણ, તોય નેઠ તે પાછો વળે;
કાલમાયાનું નાટક એવું, જે ઉપજાવી અહર્નિશ ગળે. ૫
જેમ કરસણી ઉછેરે કરસણ, તે કાચું પાકું સર્વે ભખે;
તેમ જગત્ કરસણ કાળ માયાનું, તે ન મૂકે ખાધા પખે. ૬
જેમ મેઘનાં બિંદુ નાનાં મોટાં, રેલાઈ પૃથ્વીએ પડ્યાં;
તેમ માયાને મન સહુજ સરખું, જે પ્રાયે પોતાનાં ઘડ્યાં. ૭
જેમ અર્ણવ ન જાયે ઉછળી, જો નવશેં નવાણું નદી ભળે;
સિંધુ થયો સલિતા સ્વરૂપે, તે માટે બાધી ગળે. ૮
તેમ માયાનું આ જગત્ નિર્મ્યું, કાળ યોગે સર્વથા;
પરમાત્માને વતરેક કારણ, તેની કલ્પામાં નાવે કથા. ૯
માહાલે માયા અનન્ત રૂપે, પણ અલ્પજ્ઞને ભાસે ભલી;
જેમ બાળકીનાં ઘંઘોલીયાં, રમે અનંત પ્રકારે એકલી. ૧૦
કહે અખો સહુકો સુણો, જો આણો માયાના અંતને;
તો આપોપું ઓળખો, ને સેવો હરિ ગુરુ સંતને. ૧૧

## પદ ૨ જું–રાગ આશાવરી.

માયા પીડતી જાણી પરબ્રહ્મને આરાધીએ, સાધીએ સ્વામિને ચિત્ત પૂરે;
સદ્‌ગુરુ કેરડાં ચરણ આદર કરી, માર્ગ ઝાલીએ મનસું રે. મા૦ ૧
મનક્રમવચને ગુરુ તે ગોવિંદ ખરા, ભિન્ન ન આણીએ ભાવ બીજે;
જાતને વરણ આશ્રમ અધ્યયનનું, માન મૂકી બ્રહ્મરસ પીજે. મા૦ ૨
જેમ અગ્નિને સંગે શીત વ્યાપે નહી, જ્યોતિ દેખાડે ને તિમિર ત્રાસે;
તેમ સદ્‌ગુરુ પ્રતાપે પરબ્રહ્મને ભેટીએ, માયારૂપિયું ઘેન નાસે. મા૦ ૩
જ્યમ કાષ્ઠ આવી પડે વહ્નિજ્વાલા વિષે,, તે દારુક ફીટીને તે અનલ થાયે;
તેમ અનન્ય આરાધના જેહ્કા કરશે અખા, તેમની માયા ફરી ચરણ સાંયે. મા૦ ૪

## કડવું ૯ મું–રાગ ધન્યાશ્રી.

નરને ઉપજે દૃઢ વૈરાગજી, તેના ટળે દ્વેષ ને રાગજી;
આરત કેરી મન વિષે આગજી, નહી આતુરતા કહેવા લાગજી. ૧

### પૂર્વછાયા.

આતુરતા મન અતિ ઘણી, જેમ મીન વછોર્યું નીરથી;
અજ્ઞાન સિંચાણો લેઇ ઉડ્યો, તેણે દૂર નાખ્યું તીરથી. ૨
તે તડફડે તલપે ઘણું, વળી ગ્રેહેનો સૂરજ શિર તપે;
તેમ સંસાર રૂપી ભોમ્ય તાતી, તે નીર નીર અહર્નિશિ જપે ૩
કાલ સિંચાણો શિર ભમે, તે તેની દૃષ્ટે પડે;
નીર વહોણું વપુ દાઝે, ફાળ ભરે ને ફડફડે. ૪
નયણે તે નીર દેખે નહીં, કળકળે ને કાળ જ બળે;
પેટે પૂંઠે કે પાસું વાળે, જેમ પડે તેમ દાઝે જળે. ૫
કામધેનુના પયવિષે, જો કોઈ મૂકે તેહને;
તોયે આપદા ન ટળે મકરને, વારિ વાહાલું જેહને. ૬
વૈરાગ ઘણો ઉપન્યો શરીર, તેણે કાળજ કાર્યું માંહિથી;
ત્રહેતણો તાપ તપે તનમાં, તે નર જીવે ક્યાંહિથી. ૭
નાનાવિધનાં ભક્ષ ભોજન, તેને દીઠાં નવ ગમે;
સંસારરૂપી ભૂખ ભાગી, ઉભા થાતાં તન ભમે. ૮
નિર્વેદ ઉપન્યો તન વિષે, તે જીવપણે જીવે નહીં,
તે મરી જીવે મનવડે, જ્યમ કીટ ભમરી હોયે સહી. ૯

જેમ ઉધઇ, ખાયે કાષ્ટને, તેનું કૃષ્ણાગર થૈ પરવરે;
તેમ ભેદ વૈરાગ્ય જેને ભખે, તે નર હરિ થાએ સરે. ૧૦
કહે અખો સહુકો સુણો, નિર્વેદ ટાળે જંતને;
જે નરને ઉપજે ચેતના, તે સેવે હરિ ગુરુ સંતને. ૧૧

### કડવું ૧૦ મું.

વિરહવૈરાગ્યે જેનું મન તપેજી, રંગેરંગે માંહે તે નર હરિ જપેજી;
સદ્‌ગુરુચરણે આપોપું અર્પેજી, પરબ્રહ્મ રહે ને પોતે ખપેજી. ૧

### પૂર્વછાયા.

પરબ્રહ્મ રહે ને પોતે ખપે, તેનો ભેદ કહું તે સુણો;
તે વચન માને ગુરુતણું, ને ભાવ ભરોંસો અતિ ઘણો. ૨
ગુરુ કહે રામ રમે સકલમાં, સર્વાવાસ સ્વામી ભર્યો;
એવું સાંભળતાંમાં વચન માન્યું, ભક્તિ ઉપર આદર્યો. ૩
તે હરિ હરિ દેખે સકળમાં, જેને જીવ જીવ દેખતો;
હરિ જાણી હેત કરે સકળમાં, પહેલાં જે ઉવેખતો. ૪
હરિ જાણેથકે ભક્તિ થાએ, તેજ ભક્તિ જાણો ખરી;
અણજાણે જે આચરે, તેને દ્રોહ થાએ પાછો ફરી. ૫
સદ્‌ગુરુનાં વચન સુણીને, ભક્તિ જેને ઉપજે;
અચિર કાળમાં તે પામે આત્મા, સદ્‌ગુરુવચને જે ભજે. ૬
બાઇ ભક્તિ જેવી પંખણી, જેને જ્ઞાન વૈરાગ્ય બેઉ પાંખ છે;
ચિદાકાશમાંહે તેજ ઉડે, જેને સદ્‌ગુરુરૂપી આંખ છે. ૭
તે દેખે નેત્રે પરબ્રહ્મનાં, પરબ્રહ્મ કારણ માત્ર;
પાદપાણી પરબ્રહ્મનાં, પરબ્રહ્મ દાતા ને પાત્ર. ૮
જળે પરબ્રહ્મ સ્થળે પરબ્રહ્મ, પરબ્રહ્મ સ્વર્ગ મૃત્યુ પાતાળે;
ગિરિ ગહ્વર વનવાટિકા, પરબ્રહ્મ જાળે ને માળે. ૯
પરબ્રહ્મ વિના નહિ ઠામ ઠાલો, એમ દેખે તે ભરપૂર;
જહાં તિહાં દેખે હરિ હરિ ભાઈ, જેનાં પડળ થયાં છે દૂર. ૧૦
કહે અખો સહુકો સુણો, ભક્તિ આવી તે જંતને;
એવાં શુદ્ધ ભજનને પામવા, તમે સેવોં હરિ ગુરુ સંતને. ૧૧

### કડવું ૧૧ મું.

વળિ વળિ કહું છું ભક્તિ વિશેષજી, જેહ ન દેખે હરિ વિના રેખજી;
પેખે સઘળે હરિના વેષજી, તે જન ન કરે કેહેનો ઉવેખજી. ૧

પૂર્વછાયા.

ઉવેખ ન કરે કોયનો, એ તો આત્મા વિલસી રહ્યો;
જેને શ્રી ભાગવત ગાયે ગીતા, ઉપનિષદે જેને કહ્યો. ૨
ભાઈ ભક્તિ તે જે એમ જાણે, જાણીને હૃદયે ધરે;
સ્વામીમારો રહ્યો સઘળે, અહર્નિશ ચિંતન એમ કરે. ૩
ભુવન ત્રણમાં રહ્યો પૂરી, પૂર્ણ સ્વયં પરમાતમા;
પોતે તો પિયુજી નિરંતર, પણ ભેદ દિસે ભાતમાં. ૪
મારો રામ રમે છે સર્વ વિષે, એમ હેતે હીસે મન;
હરિ કહે હરિ સાંભળે, ને હરિને સોંપે તન. ૫
નિત્ય રાસ નારાયણ કેરો, દેખે તે અનંત અપાર;
જિહાં જેવો તિહાં તેવો, નારાયણ નર ને નાર. ૬
ગદ્‌ગદ્ કંઠે ગાતે થકે, રોમાંચિત હોયે ગાત્ર;
હર્ષે આંસુ બહુ હેત હૃદય, પ્રેમ કેરું તે પાત્ર. ૭
ખાતો પીતો બોલતો, દેખતો તે સઘળે રામ;
વેધ્યું મન રહે તેનું, શિથિલ સંસારી કામ. ૮
નવનીત સરખું હૃદય કોમળ, કહ્યું ન જાયે હેત;
આંખ માંહે અમૃત ભરિયું, હરિભક્તિ કેરું ખેત. ૯
જેમ જારે વળુંધી જુવતી, તેનું મન રહે પ્રીતમ પાસ;
અહર્નિશ રહે આલોચતી, ભાઈ એવું મન હરિદાસ. ૧૦
કહે અખો સહુકો સુણો, હરિલક્ષ લાગ્યો ચિંતને;
મનન તેને ભાવતું, તે સેવે હરિ ગુરુ સંતને. ૧૧

કડવું ૧૨ મું—રાગ ધન્યાશ્રી.

ઉદય ઉલાળો દે જેમ ચંદ્રમાજી, કિરણ તેનાં પસરે વન વીથી મંદ્રમાંજી;
તેમ સરખો આત્મા ભાસે કીટ ઇંદ્રમાંજી, એવો પ્રકટ્યો હૃદય કંદ્રમાંજી. ૧

પૂર્વછાયા.

હૃદયગુહામાં રામ પ્રગટ્યો, તેણે પાલટો મનનો થયો;
માયાને ઠામે બ્રહ્મ ભાસ્યો, સંસારનો સંભ્રમ ગયો. ૨
જેમ રવિને તેજે આગળે, પાસો તે પાણી થૈ વહે;
તેમ જેને પ્રગટે આતમા, તે માયા દોષ સેહેજે દહે. ૩

ભાઈ માયાનું બલ તિહાં લગે, જિહાં આત્મા જાણ્યો નહીં;
જેમ ગતયૌવન થઈ યુવતી, તે પ્રસવ લગી વાધી રહી. ૪
જેમ ગોરસમાંથી આજ્ય કાઢે, તે જેમ તક્ર થયું દહી;
આત્મા જાણે એમ માયા, વિચારે દીસે નહીં. ૫
ભાઈ કર્મ ગેહેન તે તિહાં લગે, જિહાં સદ્વિચાર નથી ઉપન્યો;
નવનિત ત્યાં લગી વણસતું, જિહાં ભેદ ન જાણ્યો તૂપનો. ૬
તાવ્યું માખણ ઘૃત થયું, પછી તે વણસે નહિ ક્યમે;
તેમ આતમા જાણે નોહે પરાભવ, અણજાણે માયા દમે. ૭
અંધારું દુઃખ દે ઘણું, અર્ક વિહોણું જેમ ચક્ષુને;
તેમ આત્મા ઉદયે ગેહેન પળાયે, માયા દમે નહીં પુરુષને. ૮
જેમ નિદ્રાવાનને સ્વપ્ન હોયે, તે ભોગ નાના ભોગવે;
અણછતાં આણી કરે ઉભા, ગેહેન માયા જોગવે. ૯
જાગ્યો ત્યાં થઈ ચેતના, નિદ્રા સાથે સર્વ પલ્યું;
સમ તુરિયાવડે તિમિર ત્રાસ્યું, ચિત્ત ચમકતું ટલ્યું. ૧૦
કહે અખો સહુકો સુણો, જેમ દારિદ્ર્ય નોહે શ્રીમંતને;
જો મહાધન હોડો પામવા, તો સેવો હરિગુરુ સંતને. ૧૧

### પદ ૩ જું–રાગ રામગ્રી.

ગુરુ ભેવ પામ્યો ગુરુ ભેવ પામ્યો, તે નર માયાનું જાલ વામ્યો.
જેમ પારસ પરસે જે ધાતુને, તે આપ ટળીને થાય સોનું;
તેમ સદ્ગુરુપારસ વડે જે નર નીપન્યા, કારણ પ્રીછ્યું જેણે ગુરુનું. ગુરુ. ૧
શબ્દરૂપી વંટોળ છે વાયુના, તેમાં પત્રાદ્યકા જીવ ભમે;
રાજસ તામસતણી રજ પડે નેત્રમાં, સદ્ગુરુ બલ હોય તે દૂર વિરમે. ગુરુ. ૨
આપ વિના ઉદ્દેશ તે કોનો કરે, જો ઈશ અજાતણો માંહે દીઠો;
સદ્ગુરુ કળા તે નાવે કહ્યા વિષે, મુખ વિના સ્વાદ શો કહે ખાટો કે મીઠો. ગુરુ. ૩
જાણે કોઈ જન જે આપ ટાળી રમે, પેર્યે પ્રીછે જે વાત ગુરુની;
જે જેમ છે તે તેમ લહે અખા, જો પરનાલિકા પ્રીછે ઘરની. ગુરુ. ૪

### કડવું ૧૩ મું–રાગ ધન્યાશ્રી.

જે નર સમજ્યાં તેણે તો એમ લહ્યુંજી, આપ વિષેથી આપોપું ગયુંજી;
બ્રહ્મઅગ્નિ માંહે તે સર્વ દહ્યુંજી, મર્મ સમજ્યાથી હતું તેમ થયુંજી. ૧

### પૂર્વછાયા.

થયું તેમ જેમ હતું આગે, જાણનહારો જાણિયો;
જેૐકારની આદ્ય હતો, વળી વેદ પુરાણે વખાણિયો. ૨
ક્યારે દેખે ધ્યેય ને ધ્યાતા, ક્યારે ધ્યેય રહે ને ધ્યાતા ટળે;
તટસ્થ ઉપન્યું જ્ઞાન જેહને, એમ સુરત ચળવળે. ૩
ક્યારે ઇન્દ્રિય આરામ વર્તે, ક્યારે વૃત્ત વોણી સુર્ત્ય છે;
તટસ્થકેરું એ જ લક્ષણ, જ્ઞાનકેરી તે મૂર્ત્ય છે. ૪
જીવન્મુક્ત તેહજ કહાવે, જેહને એહ વૃત્તિ ઉપની;
આકાશવત્ તે રહે સદા, ક્યારેક સ્થિતિ તે રૂપની. ૫
જેમ મહાજળમાંહેલો મકર મોટો, તે અંબુ મધ્યે આઘો રહે;
ઉંચો આવી અલ્પ વર્તે, વળી મહાજળમાં જાતો રહે. ૬
જીવન્મુક્ત તે યોગીશ્વર, જે એમ વર્ત્તે દેહ વિષે;
જેમ નાગને અંગે જરા પાકી, તે અળગી થઈ રહે નખશિખે. ૭
તે ચલણ વલણ કરે ખરી, પણ અંગથી એકતા ટળી;
તેમ જીવન્મુક્તને દેહ જાણો, જેમ ભુજંગને કાંચળી. ૮
ઉપનીતી તે સહજ માંહે, અનાયાસે અંગથી;
જ્યારે વિરમીને થયો વેગળો, ત્યારે ભિન્ન દીઠી ભુજંગથી. ૯
એમ જીવનમુક્તને જાણજો, ભાઈ દેહનો જે સંગ;
છે ને છે ને નથી સરખી, જેમ દૃષ્ટાંત ભૃંગ. ૧૦
કહે અખો સહુકો સુણો, એમ જાણો જીવનમુક્તને,
એ દશાને દીઠા પામવા, તો સેવો હરિગુરુ સંતને. ૧૧

### કડવું ૧૪ મું.

વળી કહું સાચા સંત સુજાણજી, જેને અંતર ઉદયો ભાણજી;
હરિને ઓળખે જેહની છે વાણજી, જે ઘટ ઉઘડી વસ્તુની ખાણજી. ૧

### પૂર્વછાયા.

ખાણ ઉઘડી વસ્તુકેરી, તેણે ન્યૂનતા સઘળી ટળી;
અંતર માંહેનો આશય મોટો, તેણે વસ્તુમાંહે રહેતે મળી. ૨
જેમ અગ્નિ માંહે લોહ પેઠું, તે લોહમાં અગ્નિ આવિયો;
ત્યારે શિવ શિવ થયું સર્વ, જ્યારે શિવમાં જીવ સમાવિયો. ૩

ભાઈ છતે અણછતા થઈ રહે, કોઈક છે વિરલા સંત;
તેને આપાપર વિના બીજી આળગી, તે મહાનુભાવ મહંત. ૪
ભૌતિક ભાવના ટળી તેને, ભાસ્યું ચિદ્આકાશ;
શોધ ન પામે મીન જેમ, તેને નીરમધ્ય અવકાશ,. ૫
તે નેત્ર ઉઘાડે ગતિ કરે, અને ભરે તે શ્વાસોચ્છ્વાસ;
તેને નીર ફીટીને નભ થયું, જે આપ રહે અવકાશ. ૬
જેમ હીમના પર્વત વિષે, મૂષક ચાલે મધ્ય;
તેને ખણ્યા વહોણી ખાણ થાય, એવી ઉષ્ણતાની સિદ્ધ. ૭
અદ્રિમાં આકાશ તેને, મહાકળા મૂષક વિષે;
તેમ ભૌતિકભાવના તિહા નહીં, જ્યાં અણુલિંગી આતમ લખે. ૮
ભાઇ લિંગ તિહાં લેખાં ઘણાં, અણુલિંગે લેખું કશું;
એ સહજ કેરી સાધના, ભઈ સમજે તે દેખે અશું. ૯
તત્વદર્શી તત્વમાંહે, દેખે સર્વ સમાસ;
જેમ અરૂપમાંથી રૂપ બધાએ, પાછું અરૂપ થાય બરાસ. ૧૦
કહે અખો સહુકો સુણો, એવી અકળકળા મહંતને;
એ દશાને ઇચ્છો પામવા, તો સેવો હરિ ગુરુ સંતને. ૧૧

## કડવું ૧૫ મું.

વળિ કહું જીવન્મુક્ત દશાયજી, નિશ્ચે જેનો પર્વત પ્રાયજી;
જેણે પ્રીછયો વસ્તુ મહિમાયજી, તે અનુભવતાં પાછો ન થાયજી. ૧

### પૂર્વછાયા.

અનુભવ જે મોટાતણો, આપાપર નહીં જે વિષે;
આપ ગળિયું તે આપ માંહે, દ્વંદ્વાતીત રહ્યો સુખે. ૨
તેની કળા પ્રીછી નવ પડે, મતો તે અગમ અગાધ્ય;
વારિધિ કેરાં વારિ જ્યમ, ભાઈ નહિ તરવા સાધ્ય. ૩
જો સૂર્ય તપે નિદાઘનો, તોએ તે ઉષ્ણ નવ થાય;
તેમ તત્વદર્શી પુરુષને પણ, દોષ ન લાગે કાંય. ૪
જેમ વાયુ વહે બહુ ગંધને, ઉત્તમ મધ્યમ અપાર;
પણ રહે અસંગી તે થકો, સ્પર્શે નહિ લગાર. ૫
તત્વદર્શી પુરુષને, એમ જાણો દેહભાવ;
વહે પણ વળગે નહીં, જે જાણે સહજ સ્વભાવ. ૬

જેમ વિચિત્ર ભાંતિના રંગ મૂકિયે, સ્ફટિક મણિની પાસ;
તે ભળ્યા સરખો ભાવ દેખાડે, પણ આપે રહે ઉદાસ. ૭
જેમ ચસ્માનાં પડ વિષે, રોધ ન પામે દષ્ટ;
તેજ અધિક પોષે આંખને, તેમ અણુલિંગી ઉત્કૃષ્ટ. ૮
તેમ અનુભવી પુરુષને, આપોપું અંતર નથી;
અમલ આશય તેહનો, ભાઈ જેની ભાંગી ઉર્મિ ઉરથી. ૯
સંગીને સિદ્ધાંત પોષે, પ્રેમેસું પાવન કરે;
ઉપદેશ આપે આત્મવિદ્યા, સહજ શબ્દ તે ઉચ્ચરે. ૧૦
કહે અખો સહુકો સુણો, માન ન હોય મહંતને;
એ ઉત્કૃષ્ટ દશાને તે જ પામે, જે સેવે હરિ ગુરુ સંતને. ૧૧

## કડવું ૧૯ મું.

વળી કહું તત્વદર્શી પુરુષજી, સેહેજ સ્વભાવે જેવાં કલ્પવૃક્ષજી;
જેને અહંતા ગયો અમર્ષજી, કલ્પાંત કાળે સદા સન્મુખજી. ૧

### પૂર્વછાયા.

સન્મુખ રહે કલ્પાંત કાળે, મહાપુરુષ મોટી દશા;
તે અન્ય દેહની પેરે જાણે, તે માંહે પોતે વસ્યા. ૨
પોતાનો દેહ આદ્ય દેઈને, મિથ્યા દેખે સર્વને;
ચૈતન્ય તો સઘળે જ સરખું, તો કોણ ધરે દેહગર્વને. ૩
કીટ પતંગ બ્રહ્મા લગે, તે પૂરણ દેખે આતમા;
દષ્ટિતત્વ ઉપન્યું જ્ઞાન જેહને, તે ભૂલો ન પડે ભ્રાંતમાં. ૪
જન્મઅંધ જેમ રૂપને, દેખે નહિ નિર્ધાર;
અભ્યાસ નહિ તેને દેહ સાથે, સુણે શબ્દના ભણકાર. ૫
તેમ જ્ઞાતાને પિંડ જ નહિ, નહિ ત્યાં પર ને આપ;
દેહદર્શી જે હોય ભાઇ, તેહને તો પુણ્ય ને પાપ. ૬
જેમ અંજનવિદ્યા હોય જે કને, તે જ્યાં ત્યાં દેખે ધંન;
વિદ્યા વિના ધર મધ્ય દાટ્યું, ન જાણે કો જંન. ૭
ધનદર્શી જેમ ધન દેખે, પણ મધ્ય ન દેખે ભોમ;
આવરણ છે પણ આડ ન કરે, તેને સાત નિરંતર વ્યોમ. ૮
તેમ મહાકળા છે મહા પુરુષને, અણુલિંગી અભ્યાસ;
સ્થૂલ ત્યાં શરીર દર્શન, સેહેજે થયોજ સમાસ. ૯

દેહઅધ્યાસે દોષ સઘળા, દેહ તેજ સંસાર;
દેહ તેને સર્વ સાચું, પાપ પુણ્ય અવતાર. ૧૦
કહે અખો સહુકો સુણો, કળા મોટી મહંતને;
જેણે મનસા વાચા કર્મણાએ, સેવ્યા હરિ ગુરુ સંતને. ૧૧

### પદ ૪ થું–રાગ કાનડો.

અકલ કલા ખેલે નર જ્ઞાની, જેસેહિ નાવ હિરે ફિરે દશદિશ;
ધ્રુવ તારે પર રહત નિશાની, અકલકલા ખેલત નર જ્ઞાની. અ૰ ટેક. ૧
ચલન વલન અવનીપર વાકો, મનકી સુરત આકાશ ખેલાની;
તત્વસમાસ ભયો હે સ્વતતર, જેસેં હીમ હોત હે પાની. અકલ૰ ૨
છૂટી આદ્ય અંત નહિ પાયો, જઈ ન શકત જહાં મન બાની;
તા ઘર સ્થિતિ ભઈ હે જિનકી, કહી ન જાત યહ અકથ કહાની. અ૰ ૩
અજબ ખેલ અદભુત અનુપમ, જાકુ હે પહિચાન પુરાની;
ગગનહીં ગેબ ભયા નર બોલે, એહી અખા જાને કોઈ જ્ઞાની. અ૰ ૪

### કડવું ૧૭ મું–રાગ ધન્યાશ્રી.

વસ્તુને વાણી બોલી નવ શકેજી, મનકેરી સુરત જિહાં જાતાં થકેજી;
સદ્‌ગુરુ કેરા જો લક્ષ આવે નંકેજી, તે નરસ્વે હરિ થાય તેણી પલકેજી. ૧

### પૂર્વછાયા.

હરિ થાય તે જ સમજે, દેહાતીત તે આતમા;
પરાત્પર પરબ્રહ્મ કેવળ, તે ન આવે વાતમાં. ૨
અમલ આતમા એક પૂરણ, અખંડિત અવિનાશ;
અજર અમર અનામ અવ્યય, પૂરણ જ્યોતિપ્રકાશ. ૩
તેને આદ્ય અંત ને મધ્ય નહિ, નહિ જેને દેશ કાળ;
છાયા માયા વપુ વર્જિત, માપ રહિત વિશાળ. ૪
અધો ઉર્ધ્વ મધ્ય નહિ, નહિ દિવસ ને રાત;
બાલ યૌવન વૃદ્ધ નહિ, ભાઈ તેવડે સર્વે ભાત્ય. ૫
તે વારિ વાયુ વસુધા નહિ, નહિ અનલ ને આકાશ;
સર્વમાંહી ને સર્વ વર્જિત, નહિ ઉત્પત્તિ સ્થિતિ નહિ નાશ. ૬
માનવ દાનવ દેવ પન્નગ, નાગ નહિ નર નાર;
સર્વ કેરું જીવન સદા, પણ સ્પર્શે નહીં લગાર. ૭

તમ શીતલ સુભગ સુંદર; કહ્યો ન જાયે તેહ;
મૂલ, માપ થાપ ન થાયે, નહીં પ્રિય નિસ્પૃહ. ૮
ક્ષાર ખટરસ મધુર મોળું, તીક્ષ્ણ મિષ્ટ ન કહેવાય;
દીર્ઘ લઘુ કે વામ દક્ષિણ, સર્વ વર્જિત ને સર્વ માંય. ૯
નીલ પિત્ત કે શ્યામ ઉજ્જ્વલ, રહિત અવસ્થા ચાર;
દૂર નિકટ કે મધ્ય છેટે, થાય નહિ નિર્ધાર. ૧૦
કહે અખો સહુકો સુણો, તેનો લક્ષ મોટો મહંતને;
એ અવાચ્ય વસ્તુને તે જ પામે, જે સેવે હરિગુરુ સંતને. ૧૧

### કડવું ૧૮ મું.

જે પ્રભુ વાણીએ કહ્યો ન જાયજી, અગમ અગોચર જેને વેદ ગાયજી;
પામણહારિ પામે વિલાયજી, અટપટો આશય સેહેજ સમજાયજી. ૧

### પૂર્વછાયા.

સેહેજમાં સાધન લાગે, અણલિંગી અનુભવ ખરો;
વંધ્યાસુત જેમ સુખ સરાહે, અચવ્યો રસ પીવો નરો. ૨
મુખ વિના રસપાન કરવું, એવ તે બ્રહ્મજ્ઞાન;
શ્રવણ વિના તે શબ્દ સુણવો, નેત્ર વોહોણું જેમ ધ્યાન. ૩
વસ્તુગતે સેવક નહિ, અને સ્વામિને નહીં રૂપ;
ગ્રાહ્યગ્રાહક ભાવ નહિ, એવું તે ધામ અનૂપ. ૪
જેને વર્ણ વેષ ન રૂપ મુદ્રા, તે તણા સર્વ રંગ;
છાયા માયા નહિ જેને, તેના જાણો સર્વ ઢંગ. ૫
સ્થાન માન જેને નહીં, અકલ અરૂપ અપાર;
તેવડે એ સર્વ શોભે, આપે જાણણહાર. ૬
વાણી માહિ જેહ ન આવે, તે તણી સર્વ વાણ;
નેતિ નેતિ કરતા જે રહે, તેની જાણો સર્વ જાણ. ૭
કૂટસ્થ આત્મા બ્રહ્મ કૈવલ્ય, જેનો સર્વ પસાર;
જેને વિશેષણ એક ન લાગે, તે વિલસી રહ્યો સંસાર. ૮
જે કહેવાએ કહેવાય નહિ, અને શબ્દાતીત સદાય;
અનિર્વચનીય વચન બોલે, તે નાવે વાણીમાંય. ૯
એ તો પ્રીછણહાર વિના પ્રીછવું, પદાર્થ વોહોણી જે પ્રીછ;
આપે આપવું જે નિરીક્ષણ, ઇચ્છા વોણી જે ઇચ્છ. ૧૦

કહે અખો એ વાણુવર્જિત, નિજ સ્ફુરણ મહંતને;
એ સમસ્યા તેણે લહી, જેણે સેવ્યા હરિગુરુ સંતને. ૧૧

કડવું ૧૯ મું.

વસ્તુ કેરું હારદ વસ્તુ જ જાણેજી, શુએ જાણીને દ્વૈત ઉર આણેજી;
અદ્વૈતનો દ્વૈત કર્યું કોઇ શાણેજી, આપ કેરું રૂપ તે આપ વખાણેજી. ૧

પૂર્વછાયા.

વખાણે તે વિગતે કરીને, આપે કહે આપે સુણે;
જેમ ગારુડી મીવર વિષે, સ્વર દીએ ને ભાષા ભણે. ૨
પિંડ માંહે તે જીવ ક્યાંથી, અને જીવને ક્યાંથી પિંડ;
એ ચલણ હલણ ચિદ્રૂપ તાહારું, આપ મહિથી મંડ. ૩
તું તે હું ને હું તે તું, ધ્યેય ધ્યાતા તું રામ;
ઉકું વિચારી આપ નિર્ખે, આપે આપનું કામ. ૪
છો કૈવલ્યસ્વામિ સત્ય તમો, દીશો ઇશ્વર માયા જીવ;
એ ત્રણે પ્રકારે થાઓ તદવત, પણ સ્વભાવે તમે શિવ. ૫
અણુછતી અજા તમારી, અંગીકૃત સરખી અશી;
તે મધ્ય પડિયું ધામ તમારું, ત્યારે ઇશ્વર થઇને વિલસી. ૬
તે ઇશ્વરના ઐશ્વર્ય વિષે, અનંત જીવ ઉપજે મરે;
ચૈતન્ય ચાલ્યું આવે તમારું, તેમ તેમ માયા પરવરે. ૭
જેમ કાચનું મંદિર રચ્યું, નીલ પીત શુભ્ર સ્યામનું;
તે ઉપર તપ્યો સૂર જ્યારે, ત્યારે વિચિત્ર રૂપ થયું ધામનું. ૮
કૈવલ્યસૂરજ તપે સદા, માયા તે મંદિર કાચ;
ઇશ્વર નામ તે તેહનું, જીવ થઈ માન્યું સાચ. ૯
અધિષ્ઠાન તે તમે સત્ય સ્વામિ, તેણે એ ચાલ્યું જાય;
અણુછતો જીવ હું હું કરે, પણ ભેદ ન પ્રીછે પ્રાય. ૧૦
કહે અખો તમે નાથ નિર્ગુણ, સગુણ થયા વેષે જંતને;
એ કળા તમારી પ્રીછવા, જન સેવે હરિ ગુરુ સંતને. ૧૧

કડવું ૨૦ મું.

એમ એ નાટક ચાલ્યું જાયજી, જેના સ્વામી તમો પ્રભુ રાયજી;
કૈવલ્ય ઇશ્વર ભૌતિક કાયજી, અણુછતો જીવ મધ્યે ઉભો થાયજી. ૧

### પૂર્વછાયા.

અણુછતો મધ્યે જીવ થાય ઉભો, તે જાય હરિને જાણવા;
નરને ઓછાયો કેમ કળે, તે હીંડે બુદ્ધિમાં આણવા. ૨
જેમ છો તેમ તમે પ્રભુજી, કાયા માયા સ્વે આપ;
બિંબ પ્રતિબિંબ થાયે દર્પણે, તેમ તમારો વ્યાપ. ૩
કૈવલ્ય પદ તમે નિજ સ્વરૂપે, ઈશ્વર પદ તે અનંત;
મોટું સામર્થ્ય માયા કેરું, જ્યાં ઉપજે મિથ્યા જંત. ૪
તે જંતને બહુ કામના, વાસના માટે તે જીવ,
દેહ આસક્તિ તેને અતિ ઘણી, જાણે આપુ વાધિ થઇએ શિવ. ૫
તે પિંડને બહુ પરભવે, અને કરે તે કર્મકલેશ;
ચિરંજીવી થવા હીંડે, મોટો મન ઉદ્દેશ. ૬
ભૂત ભવિષ્યની વાત લેવા, અતિ ઘણા મન કોડ;
ઈશ થાવાની આશ મોટી, સાધે પિંડ મન મોડ. ૭
સિદ્ધિ કાજે તે કરે, અનિ ઘણા ઉપાય;
તેણે અહંતા વાધે અતિ ઘણી, તેણે જીવ જાડેરો થાય. ૮
માયા સાધે મન વડે, જાણે એ જ પરમાત્મ પદ;
મમતાતણાં તેણે પડલ ચડે, ત્યમ ત્યમ વાધે મદ. ૯
એવા પ્રકાર અજ્ઞાતણા, સાધે તે જીવ અપાર;
નાટકમાં નર નાચ્ય નાચે, એમ સરાહે સંસાર. ૧૦
કહે અખો પદ મૂળગે, પહોંચ્ય નહિ એ જંતને;
મર્મ મૂળગો તેજ પામે, જે સેવે હરિ ગુરુ સંતને. ૧૧

### પદ ૫ મું–રાગ ભૈરવ.

મર્મ સમઝ રે મનુવા મેરા, તોમેં સમાસ જબ હોવે તેરા;
મન જગતકા ધારણહારા, મન મુવે મેટિયા સંસારા. મર્મ. ૧
લોક ચૌદ સ્ફુર્યા હે મનકું, તાતે મન પાવે બધનકુ;
મન મુવા તબ હે સબ રામા, એહ લોક પરલોકકી મેટી કામા. મર્મ. ૨
મન મુવે તે રહે જે મનવા, સો હરિરૂપ જાણીજે જનવા;
કહે અખો રહ્યા નહિ બાકી, જબ હિકમત બુઝી ધરવાકી. મર્મ. ૩

### કડવું ૨૧ મું–રાગ ધન્યાશ્રી.

વળી કહું પૂરણ પદ મહિમાયજી, કોટિ બ્રહ્માંડ જે નવાં રચાયજી;
પણ અધિક ઓછું કાંઇ નવ થાયજી, જોતાં જોતાં તે વિવે જાયજી. ૧

### પૂર્વછાયા.

વિશે જાતાં વણસે નહીં, અને નવાં થાતાં નવ વધે;
પ્રાય વસ્તુ અરૂપ અણુલિંગી, હેતુ વિના કારણ નિધે. ૨
હેતુ વિના કારણ તેહતણું, કહું દ્રષ્ટાંત વિધિ કરી;
આકાશવિષે જેમ અભ્ર નાનાં, થાય જાય પાછાં ફરી. ૩
નીલ પીત ને શ્યામ ઉજ્જ્વલ, રક્ત ભાત અનંત;
વિચિત્ર પેરે વિલસે અંબર, વળી ત્યાંજ આવે અંત. ૪
પણ વ્યોમ તેમનું તેમ થાતે, જાતે તેમનું તેમ;
વારક પ્રેરક નહિ અભ્ર ને, વસ્તુ જાણવી એમ. ૫
એ તો અરૂપકેરું રૂપ બંધાયે, પાછું રૂપ અરૂપ થઈ જાય;
ઉપન્યા પછી તેનાં નામ પાડે, પણ થયું શાનું પ્રાય– ૬
એ વિચારી જોતે થકે, જેવો એ ઘનસાર;
રૂપ બંધાઈ રમે રમાડે, પણ ક્ષણ ક્ષણ ખગાકાર. ૭
ભાઇ જગતનાં કારણ ઘણાં, પણ થયા પછે ધરે નામ;
કહે પંચભૂતનાં પૂતળાં, એ બ્રહ્મા કેરાં કામ. ૮
પણ વિરંચી આદે વિશ્વ સર્વળું, ઘડ્યો કેનો ઘાટ–
એ વિચારે બુદ્ધિ બૂડે, અતિ નિરાળો નાટ. ૯
ભાઇ જે છે તે તો એજ છે, બીજો વિચાર મનનો ઘડ્યો;
કર્તા કોણ કહું દેહ તણો, જો અન્ય પદારથ નવ જડ્યો. ૧૦
કહે અખો એ કળા મોટી, તોજ ઉપજે જંતને;
રૂપ અરૂપી આપ દેખે, જો સેવે હરિ ગુરુ સંતને. ૧૧

### કડવું ૨૨ મું.

અનુભવ મોટા મોટા જાણેજી, બુદ્ધ તે બાપડી થયું પ્રમાણેજી;
હું સાંભળ્યું સહુએ વખાણેજી, પણ અચવ્યું કોઇક ઉરમાં આણેજી. ૧

### પૂર્વછાયા.

રચ્યું નથી તેનાં ચરિત્ર શેનાં, એ તો આભાસે છે અણછતાં;
અણુલિંગી એ અર્થ સમજે, કહું દ્રષ્ટાન્ત જે પહોંચતાં. ૨
અધિષ્ઠાન ઉત્કૃષ્ટ માટે, ચૈતન્યતા ત્યાં અતિ ઘણી;
તેણે અરૂપ ભાસે રૂપ સરખું, ત્યાં અહંતા ઉઠે આપણી. ૩

તે અહંતા થાય અનંતરૂપે, પ્રૌઢી થઇને પાંગરે;
તેનો લક્ષ નરને કહું તે, કોક ધીમંત હ્રદયામાં ધરે. ૪
ભાઈ દૃષ્ટાન્ત આવે બુદ્ધિમાં, તો સિદ્ધાન્ત સમઝે સહી;
તે દૃષ્ટાન્ત સમજી નવ શકે, તેને ઉકેલ હોયે નહીં. ૫
જેમ દર્પણ મૂકિયે સામસામાં, ને પ્રતિબિંબ એકએકમાં;
તે અન્યોઅન્ય અનંત થાયે, જો દૃષ્ટ પહોંચે છેકમાં. ૬
તે દર્પણ દર્પણમાંહે રચના, દીસે પ્રગટ પ્રમાણ;
એકએકમાં અળગા અળગા, ચંદ્ર તારા બહુ ભાણ. ૭
અનંત ભાસે સામસામા, એકના ઉદરમાં એક;
સિદ્ધાંતને તમો એમ જાણો, કહું વસ્તુ વિવેક. ૮
આદર્શ નિર્મલ અતિ ઘણું, પરબ્રહ્મસ્થાની જેહ;
તેમાં અજા આછી અણુછતી, ભાઇ આવી ભાસે એહ. ૯
તે અજા મધ્યે ઉપાધ્ય બોહળી, તે જાણો અહંકૃત્ય;
જેમ મુકુરમાં અનંત ભાસે, રૂપની સંસૃત્ય. ૧૦
કહે અખો સહુકો સુણો, સંસૃત્ય ન ભાસે જંતને;
એ ગીતાનું જે હારદ સમજે, તે સેવે હરિગુરુ સંતને. ૧૧

## કડવું ૨૩ મું.

વળિ કહું પૂરણપદ નિર્વાણજી, જ્યાં નવ પહોંચે મન ને વાણજી;
ત્યાં નવ હોએ ઉતપત્ય સ્થિતિ હાણજી, જ્યાં છે સ્વસ્વરૂપની જાણજી. ૧

### પૂર્વછાયા.

સ્વસ્વરૂપની જાણ એહવી, જીહાં જાણણહારો રવે રહે;
અણછતું તે છતું થાયે, છતું બ્રહ્મ અગ્નિ દહે. ૨
ભાઈ સિદ્ધાંતનું સિદ્ધાંત એહ જ, મહાનુભાવની સ્થિતિ જહાં;
આકાશથી આઘેરું જે પદ, તે કહ્યું ન જાએ પરું અહાં. ૩
વેત્તા વિણ વેદ્ય વિના, પૂરણ પદ નિર્વાણ;
ત્યાંહાં ગ્રાહ્યગ્રાહક ભાવ નહિ, જાણ્ય વિહોણી જાણ. ૪
તેને ઉપમા દીજે કશી, જો તે વડે સર્વ કોય;
જે કહીએ તે અણછતુ, ભાઇ તે તો તેહ ન હોય. ૫
દૃષ્ટાંત ઉપમા જે જે દીજે, તે તો સર્વ રહે ઓહરે;
શું કરે એ મુગ્ધ બાપડી, જો ચાલ્યાથી દશ ડગલાં પરે. ૬

જેમ આકાશમાં ઉડે વિહંગમ, એકથી એક આઘાં વટે;
બળ દેખાડે બહુ પ્રકારે, સરે સામર્થ્ય તેહનું ઘટે. ૭
જેમ અગમ અગાધ અનંત અંબર, તેમ વસ્તુ અનંત અપાર;
તેને શ્યા સરીખો કહે કવિજન, કહેવું બુદ્ધિ અનુસાર. ૮
જેમ મૃતકની ગત જાણે મૃતક, જે જન જીવિતથી ટળ્યો;
તેમ જ્ઞાનીની ગત જાણે જ્ઞાતા, જે અંતરમાં પાછો વળ્યો. ૯
ભાઈ શાને સમજે સંત શૂરા, નથી કર ગ્રહીને આલવા;
એ તો પોતે હુંકારો દે પોતાને, તો જાય કેને ઠાલવા. ૧૦
કહે અખો સહુકો સુણો, એવી અકળ કળા મહંતને;
મરી જીવ્યાનો મર્મ લેવા, સેવો હરિ ગુરુ સંતને. ૧૧

## કડવું ૨૪ મું.

વળી કહું એક અપૂર્વ સારજી, વણુ કર્મે હોયે પંથનો પારજી;
જહાં ન લાગે શબ્દ ઉચ્ચારજી, તે જાણવો બોલણહારજી. ૧

### પૂર્વછાયા.

બોલણહારાનું બોલવું, તે જાણજો જુગતે કરી;
એ સમજે સિદ્ધાન્ત થાય, જો જુએ જન પાછો ફરી. ૨
ભાઈ પરાપારથો શબ્દ ઉઠે, તે જુગતે જાડો થાય;
તે પાર છે પરમાત્મા તે, સ્વે ચૈતન્યઘનરાય. ૩
તે મનદ્વારા મહાતમ ધરે, તે મનને ઉઠે કલ્પના;
કલ્પનામાં કામના છે, તે કરે બહુ જલ્પના. ૪
પરાતીતયું હોય પોપણુ, તે શબ્દરૂપ પરા કરે;
તે પશ્યંતીએ થાય જાડો, અરૂપ ફીટી રૂપ ધરે. ૫
મધ્યમાએ ઘાટ 'ઘડાએ, અને વૈખરી થઈ વીખરે;
સંસૃત્ય વાધે શબ્દ કેરી, અનંત પ્રકારે ઓચરે. ૬
અક્ષર બાવન અનંત રૂપે, વેદ પુરાણુ સ્મૃતિ લખે;
મંત્ર યંત્ર ને વિદ્યા અવિદ્યા, કાંઈએ ન હોય વાણી પખે. ૭
ખટદર્શનના મત નાના, એમ એ મન વાણીતણા;
પશુ પંખી નર નાગ સુર લગે, ભેદ સર્વે એના ઘણા. ૮
પરાત્પર તે પર રહ્યું, એ સ્મત્ય વાણી મનતણી;
મધ્યે માની લીધું જીવે, અણહુતો થયો ધણી. ૯

મોટું સામર્થ્ય મહાપ્રભુનું, વણ ચલાવ્યું ચળ વળે;
જેમ સૂર્યવડે સર્વ કામ ચાલે, પણ કિરણ કેમાંહે નવ ભળે. ૧૦
કહે અખો એ મર્મ મોટો, એમ સમજો અનંતને;
એમ સમજેથી સ્વેજ થઇએ, જો સેવો હરિ ગુરુ સંતને. ૧૧

### પદ ૬ ઠું–રાગ મલાર.

મર્મ મોટો પરબ્રહ્મનો, રસનાએ નાવે;
શબ્દવેધી સુરતા ખરા, તેને એ લક્ષે આવે. મર્મ. ૧
જેણે સ્થલ કોઇએ નથી, તેણે સ્થલ તે સ્વામી;
ધ્યાતા ન રહે શેષ જે, તેણે વસ્તુ પામી. મર્મ. ૨
શબ્દ વિના સોહં સદા, વેત્તા વિના વે'વું;
જાણે કો સંત સીધી કળા, આકાશે વસવું. મર્મ. ૩
ગુરુ શિષ્ય વિનાની સંજ્ઞા, જો સૂધો શિષ્ય ઓછે;
તે સદ્ગુરુ કહી શકે, જે ગુરુપણું નવ ઇચ્છે. મર્મ. ૪
જે વાચા બોલે અવાચ્યને, તે તો વાચા ન હોય;
સ્વસંવેદ્ય જાણે અખા, જો ગુરુગમ હોય. મર્મ. ૫

### કડવું ૨૫ મું–રાગ ધન્યાશ્રી.

હવે કહું મોટો પરબ્રહ્મ ભેદજી, જેણે કરી હોય દ્વૈતનો ઉચ્છેદજી;
જેને કહે અગમ અગોચર વેદજી, તે પદ જાણો સ્વસંવેદ્યજી. ૧

### પૂર્વછાયા.

સ્વસંવેદ્ય તે પદ સદા, આપે લહે તે આપને;
જેમ ધુંધવતો અગ્નિ હોય અચાનક, તે ધરે શિખા તેજ તાપને. ૨
તેને જોત્ય જ્વાલા અતિ ઘણી, દીસે જાજ્વલ્યમાન;
તે ફટકીને થયો ફરફરો, તેણે કાઢ્યું રૂપ નિદાન. ૩
પરબ્રહ્મ વહ્નિ એમ જાણો, ઘટ ઘટ રહ્યો સમાય;
જેમ છે કાષ્ઠ પાષાણ માંય, તે દેહ સાથેથો જાય. ૪
જેહ 'ધુંધવ્યો 'પ્રગટે આવ્યો, રે શૂન્યવહ્નિમાં ચઢ,
ધૂમ્ર ભર્યો અતિ મૂંખળો, તે ચાલ્યો જાય અનાદ્ય. ૫
તે કાષ્ઠ નોહે કૃશાનુ નોહે, કરે તે ઘોર અંધાર;
દારુકનાં દલથી ટળ્યો, અને ઝળકયો નહિ લગાર. ૬

તેમ શૂન્યવાદીને સત્તા ખરી, પણ આતમ નહિ ઉદ્યોત;
કથે પણ તેનો કલેશ ન ટળે, જેવી ચિત્રામણની જ્યોત. ૭
જેમ ચિત્રદીપ દીસવા લાગે, પણ અજવાળું નવ થાય;
તેમ શૂન્યવાદી સર્વ નાસ્તિ કહે, પણ મૂળ મહિમા ન પ્રીછાય. ૮
તે પ્રપંચને મિથ્યા કહે, પરમાત્માને કહે નથી;
કર્મ ધર્મને તે ન પરહે, કહે જગત્ પ્રકટે શૂન્યથી. ૯
કહે શૂન્યમાં ઉપજે શૂન્યે સમાયે, શૂન્ય વિષે સહુ સ્થિતિ કરે;
શૂન્યમાં આશય છે તેનો, કહે મુઓ ફરી નવ અવતરે. ૧૦
કહે અખો એ શૂન્યવાદી, ન પામે મૂળ તંતને;
પ્રભુ પરમારથ તે જ પામે, જે સેવે હરિ ગુરુ સંતને. ૧૧

## કડવું ૨૬ મું.

હવે કહું અધમ જે શૂન્યવાદીજી, જેને શૂન્યની એ શોધ ન લાધીજી;
તેણે મિથ્યા બુદ્ધિ સાધીજી, પ્રપંચ ન ટળ્યો નિંદા વાધીજી. ૧

### પૂર્વછાયા.

તે પ્રપંચને મિથ્યા કહે, પણ હૃદે જગત્ સાચું સહી;
અધમ નામ તે માટે એનું, જે શૂન્યવાદી એ પૂરા નહી. ૨
તે કર્તવ્યથી નવ ઓસરે, ઉત્તમ તજે ને મધ્યમ ભજે;
દેહઆસક્ત રહે સદા, સુખ દુઃખ પામે જયવિજે. ૩
તે જગતના દોષ દેખે, જે પોતા માંહિ સર્વે વસે;
અજ્ઞાનને તે જ્ઞાન માને, ઇંદ્રિયનાં સુખને ધસે. ૪
કયારે કહે એ આતમા ને, કયારે કહે એ શૂન્ય છે;
કયારે કહે એ જગત્ સાચું, કયારે કહે આંહિ સુન્ય છે. ૫
વાદ કરે એ તે સહુ જ સાથે, નિંદે પણ લક્ષ નવ લહે;
બ્રહ્મવિદ્યાનો ભેદ ન જાણે, વેદ વિતંડ તેને કહે. ૬
નાસ્તિ કહે નારાયણને, સ્થૂલ પ્રપંચ ન છુટે મનથી;
સંસારનાં સુખ અતિ વહાલાં, મન ગયું પાપ પુણ્યથી. ૭
તે નમે નહિ મહાપુરષને, દોષ દેખે તે અણછતા;
અજ્ઞાનને તે જ્ઞાન માને, પ્રતિબોધ પોતે હુતા. ૮
આચાર્ય થઇને અન્યને, વાત કહે તે નાસ્ત્યની;
ભાવ ભરોસો નહીં જ કેહેનો, જુગત ન સમજે આસ્ત્યની. ૯

અધમ શૂન્યવાદીનાં એજ લક્ષણ, જે શૂન્યવાદી પૂરા નહિ;
ખરા શૂન્યવાદી તેને કહીએ, જે વસ્તુ વિશ્વ બે ન કરે સહી. ૧૦
કહે અખો સહુકો સુણો, એ સમજે સુખ બહુ જંતને;
સમી સમજણ તે સમજે, જે સેવે હરિ ગુરુ સંતને. ૧૧

કડવું ૨૭ મું.

વળી કહું આધો અનુભવ જેહજી, જે જે સમજ્યા પુરુષ વિદેહજી;
કોઇક જાણે મર્મ ત્યાં એહજી, જે જઈ નિસર્યો શૂન્યને છેહજી. ૧

પૂર્વછાયા.

શૂન્ય મધ્યે છે વાટ જેહની, પરમાતમ પદ તે સદા;
અગમ અગાધ મત મહા મનોહર, જ્યાં ન મળે દ્વૈતની આપદા. ૨
તેને જગત નહીં તો શૂન્ય શું કહે, ગુણ દોષ તે કોના ગણે;
પરમાર્થ આવ્યું પ્રીછમાં, તો આપ વિના અન્ય શું ભણે. ૩
જેમ રક્તાંબરને રાત્ય ન મળે, તો દિવસ પરઠે શા વડે;
એ તો કાળ માપે ભૂતલવાસી, પણ કિરણીને કાંઈનવ અડે. ૪
તેમ વિશ્વ દેખી મિથ્યા કહે છે, આસત્ય જાણીને જગતની;
નિકાલ તેને નથી જડતો, તેણે પેર્ય બાંધી મુક્તની. ૫
ભાઈ અણલિંગીને આપ ન મળે, તો વ્યાપક પરઠે કેહ તણો;
અણચવ્યું આપ અનાદિ વર્જિત, એવો લક્ષ આઘો ઘણો. ૬
શૂન્યવાદી તે શરીર દેખે, પણ કૃત્ય ન માને દેહનું;
અંધ લક્ષ આઘો ન ચાલે, ન સમજે કારણ છેહનું. ૭
જેમ કાષ્ઠ મથતાં ઉષ્ણતા, પ્રથમ પ્રગટે માંહિથી;
પછે પ્રગટે ધૂમ્ર તેહનો, તે મૂલ અગ્નિને દાહથી. ૮
ઉષ્ણતા તેહજ અગ્નિ જાણ્યો, પણ આઘો આદર નવ લહ્યો,
તેમ જગત જગતનાં કૃત્ય દીઠાં, પણ આત્મા અણજાણ્યો રહ્યો. ૯
શૂન્યવાદી તે એમ જાણો, દેહ સુધી તેની દષ્ટ છે;
પણ પરમારથમાં પહોંચ ન હોય, જેની પુષ્ટે પુષ્ટ છે. ૧૦
કહે અખો એ લક્ષ આલે, તેજ પામે અંતને,
પરપચ પાર તે રહ્યો બોલે, કળા મોટી સંતને. ૧૧

કડવું ૨૮ મું.

વળી વિદેહીતણાં કહું ચિન્હજી, જ્યાં નવ પહોંચે વાણી મનજી.
જે સ્થળ ન મળે રયણી દિનજી, જે વેત્તા તે તન્મય તનજી. ૧

## પૂર્વછાયા.

તન્મય તન તે માટ એણે, તે કહું દૃષ્ટાંતે કરી;
જેમ ભાસ્કર ભાસ્યો તોયભાંડે, પણ ત્યાંનો ત્યાં જોતાં ફરી. ૨
તે વાર્યે માંહિયો વાયુ જોગે, ડોલતો દીસતો ઘણું;
પણ તરણિ તેમનો તેમ પ્રાય, અચળ મંડળ આપણું. ૩
તે તમજલ માંહે તમ ન હોએ, શીતલ ન હોએ શીતથી;
રક્તજલમાં ન હોએ રાતો, પીળો ન હોય પીતથી. ૪
તે અશુચી જલમાં ભાસ્યા માટે, અશુદ્ધતા પામે નહીં;
વારિ વિષધરમાંહે દીઠે, અંતરમાં આમય નહીં. ૫
*સુરસરીકેરાં નીરમાંહે, પવિત્ર ન હોએ દિનમણિ;
સુધારસમાં ભાસ્યા માટે, અમર ન થાય અહર્ધણી. ૬
પાત્ર માંહે હેઠો દીઠો, પાતાલ માંહે નથી પઠ્યો;
અણુલિંગી પદ એમ જાણો, વિવેક કારણ પરવડ્યો. ૭
અર્ક ત્યાં ઉપાધ્ય ન મળે, ઉત્તમ મધ્યમ અવની તણી;
મહાપદનું ત્યાં મહાતમ એવું, જ્યાં પક્ષ ન મળે અન્ય આપણી. ૮
વિશેષણ જેટલાં કર્યાં, તે રહ્યાં ભૂતાં ભૂવિષે;
વિવેક નાવે વાણ્ય મહિ, અન્વય પદમાં એ ખપે. ૯
અતિ આઘો લક્ષ વપુ વિના, સમજ્યા સરખો સાર છે;
વિદેહીકેરી વાત મોટી, તે શબ્દ કેરે પાર છે. ૧૦
કહે અખો સહુકો સુણો, એ સમજ છે મહંતને;
એ અર્થને જે સમજે, તે રહે પાર વેદાન્તને. ૧૧

## પદ ૭ મું—રાગ સારંગ.

સંતો બાત બડી મહા પદકી,
શબ્દસાન કછુ નહિ લાગત, એસી સ્થિતિ બેહદકી. સંતો. ૧
દ્વંદ્વાતીત દ્વૈત સો ભાસત, કહા કહું કોબિધકી;
આપ અવાચ્ય વાચ્ય કરી બોલત, અજબ કળા મહાનિધકી. સંતો. ૨
જહાં કછુ નાહીં તાહિમેં તકીઆ, હામ નહિ જ્યાં હદકી;
શબ્દાતીત સુરતકી લગના, ચોજ અહો ચિદ્‌ઘનકી. સંતો. ૩

* મંદાકિની.

ગ્રાહક ગ્રાહ્ય ગ્રાહ્ય નહિ તામેં, વાણ્ય ખુટી જહાં શ્રુતયકી;
રૂપ અરૂપી આપ અખા હે, ઘુઝ બડી અગાધ્યકી. સંતો. ૪

### કડવું ૨૯ મું–રાગ ધન્યાશ્રી.

જે ઘટ ઉપન્યું એવું જ્ઞાનજી, ત્યાં તો થયું સર્વ સમાનજી;
જીવ ઈશ્વરનું પામ્યું નિદાનજી, ત્યાંથી ટળિયું પ્રકૃતિનું ભાનજી. ૧

### પૂર્વછાયા.

પ્રકૃતિનું ભાન ટળ્યું ત્યાંથી, યથારથ જેમ તેમ થયું;
હવે કહું દરશન ખટ જે, અપૂરવ અમર્યું રહ્યું. ૨
ન્યાય પાતંજલ મીમાંસા, વૈશેષિક સાંખ્ય વેદાંત;
એવા ખટ દર્શનના ભેદ કીધા, તે જાણજો તમે સંત. ૩
શૈવ સાંખ્ય ને જગન કર્તા, ચાર્વાક બૌદ્ધ ને જૈન;
એ ઉપદર્શનના ભેદ જાણો, શરીર સંબંધી ચેહેન. ૪
જટિલ મુંડિત માળાધારી, કોઇ કરે ખંચન કેશ;
કો વાળ ધરડા સીશ વીટે, કંઠે લિંગ શિવ ઉપદેશ. ૫
એ ખટ દર્શન તે મૂલગાં, ભાઇ શાસ્ત્ર કેરાં નામ;
તેના થયા પાખંડ છન્નુ, તે ચાલ્ય ગામોગામ. ૬
પાખંડનાં બહુ ફડસઆં, ગણતાં તે નાવે છેક;
તે મત ભાંખે જૂજવા, પણ ચાલ્યા ન મળે એક. ૭
એક એક નિંદે એ માંહોમાંહિ, અને પોતાને કહે સાર;
એમ ખટ્‌દર્શન ખટપટે, પણ ન કરે મૂળ વિચાર. ૮
તે ભણી ભણીને ભેદ પાડે, અક્ષર તણી લે ઓટ;
સિદ્ધાન્ત નાવે સમજ માંહે, બાંધી રહ્યા ખટકોટ. ૯
છએ કરે વાદ માંહોમાંહિ, ત્યારે સહુને પોષે માય;
સમાસ માયા આપે સરખો, હાર્યો કોએ ન જાય. ૧૦
કહે અખો સહુકો સુણો, મત નોહે મહંતને;
નિર્દાવે નારાયણ મળશે, જો સેવો હરિ ગુરુ સંતને. ૧૧

### કડવું ૩૦ મું.

શ્રુતિ સ્મૃતિ તે એમ વખાણેજી, જીવને જીવનાં કર્મ પ્રમાણેજી;
કર્મ અનુસારે જીવને જાણેજી, એનું સિદ્ધાન્ત અઢારે પુરાણેજી. ૧

પૂર્વછાયા.

સિદ્ધાન્ત કીધા વેદ પુરાણે, કર્મ ને વળિ જીવનો;
કહે કર્મ ને જીવ ચાલ્યા જાય, એ ઠાઠ છે સદૈવનો. ૨
જ્યો પરઠી ચાલે આધા, કર્મને જાડાં કરે;
કર્મ ત્યાં તો જીવ સાચો, એમ જગત જ પરવરે. ૩
વેદે થાપ્યો જીવ સાચો, સ્મૃત્યે પિંડ પરઠ્યો ખરો;
કર્મ ધર્મ આચરણ લખિયાં, એમ મોટો પ્રપંચ પરવર્યો. ૪
પણ આદ્ય ન કાઢી જીવની, જે પ્રાય જંત શ્યાનો થશો;
નિયંતા કોણ ને નિમિત્ત શાથી, એવડો ખપ કરવો પડ્યો. ૫
એ પરંપરા કોએ નવ જુએ, અને જુએ તે જંત નવ રહે;
જેમ વાયે વાંસ ઘસાય માંહોમાંહે, વહ્નિ વન આખું દહે. ૬
નૈયાયિકનો ન્યાય સાચો, તે ન્યાયે જીવ પરઠ્યો ખરો;
તે કર્મ દેખી જીવ દેખે, તે દીઠા માટે ઉચર્યો. ૭
દેખે તે ત્યાં કહે ખરું, ન્યાયવાદી નામ એહનું;
હવે પાતંજલી તે પ્રાણ સાધે, કૃત્ય માને દેહનું. ૮
તે દેહ પ્રાણને કહે સાચા, કહે જીવ વિના દેહ કેમ રહે;
તે પિંડ દેખી જીવ પરઠે, પતંજલી તો એમ કહે. ૯
મીમાંસા કહે જો જીવ નોહે, તો સ્વર્ગભોગ કોણ ભોગવે;
પુરંજન પ્રાયેજ છે, તો સંસારને રચ્યો જોગવે. ૧૦
કહે અખો શાસ્ત્ર સઘળાં, સત્ય થાપે જંતને;
નિર્વાણ પદ તોજ પ્રગટે, જો સેવે હરિ ગુરુ સંતને. ૧૧

કડવું ૩૧ મું.

વૈશેષિક કહે જંત વિશેષજી, જંત વિના નોહે નાના વેષજી;
એમ તે ગણે ગુણના લેખજી, કોણે ન હોય જીવનો ઉવેખજી. ૧

પૂર્વછાયા.

કોણે ન હોય ઉવેખ્ય જીવનો, સૌ જ દેખે દેહને;
હવે કહું સિદ્ધાન્ત મોટું, સાંખ્ય બોલે જેહને. ૨
સાંખ્ય સંખ્યા કાઢે તત્વની, જીવ કેરું રૂપ કહે;
કહે માયા શબલિત બ્રહ્મ છે, કર્મ ભારને તે વહે. ૩

જે માયા કેરો સંગ છૂટે, તો પ્રાય શિવ છે તે સદા;
આવરણના વિક્ષેપ માટે, ભોગવે છે આપદા. ૪
વેદાંત કહે છે વાત મોટી, એ તો અજા રમે છે અણછતી;
કર્ત્તા હારયિતા એજ માયા, દીસે છે જાતી આવતી. ૫
એ તો માયાને માયા પુરી છે, કર્મ ફળને જીવ અજા;
જે જે કર્ત્તવ્ય તે માયાનું, જો ધર્મની બાંધિ ધજા. ૬
એ મૂલ મત ખટ્દર્શનનું, શાસ્ત્ર કેરું કહિયું હદે;
પણ અરવાકી તેના ઉપાસક, તે તો મનના મત બહોળા વદે. ૭
જીવ થાપ્યો મત સઘળે, પછે આચરણ જુજુઆં આચર્યાં;
જીવ રૂપે માના ઉદરથી, અળગા કો નવ નિસર્યા. ૮
સાંખ્યને આંખ્ય છે પા વસાની, જો ચાલે તો ચાલી શકે;
વેદાંતને વાત સૂઝે સુધી, જો માયા મુખથી નવ બકે. ૯
એક એક માંહોમાંહે ખટપટે, પણ હારદ હેતે લહે નહીં;
મધ્યે બેઠી માયા મોટી, તે અપત્યને રાખે અહીં. ૧૦
કહે અખો સહુકો સુણો, એમ સમજ છે મહંતને;
એનું હારદ તો હાથ આવે, જો સેવો હરિ ગુરુ સંતને. ૧૧

## કડવું ૩૨ મું.

સંતનો અતિ મોટો મહિમાયજી, સીજે કારજ સંત પસાયજી;
સંતના જશને ગીતા ગાયજી, સાધુ સેવતાં કારજ થાયજી. ૧

### પૂર્વછાયા.

કારજ થાય ને ગેહેન પળાયે, જ્ઞાન યથારથ ઉપજે;
નિર્મળ નેત્રતે કરે હરિજન, જો ભાવે સંત જનને ભજે. ૨
ભાઈ ભાવ ન ઉપજે જ્યાં લગે, તૃષાવંતને જેમ તોયનો;
ભાવ વિના પુંશ્ચલિ તન જેવો, કહાવે નહીં તે કોયનો. ૩
ભાઈ રતિ વિના રામ નવ મળે, ખરી કીધા વિના ખેપ;
જેમ પિપાસા જાયે પાન કીધે, શું હોય કીધે જલ લેપ. ૪
ભાઈ આદર વિણ આવે નહીં, સ્વયં આત્મારામ;
સંતને સેવી કામ સાધો, સુખે પામો નિજધામ. ૫
સંતસંગ કીધા વિના જન, જેવો વનનો હોય પશુ;
ઉપજે ખપે તે વનનો વનમાં, તેને વસ્તિનું નહિ સુખ કશું. ૬

સંત સંગે સર્વ સમજે, પશુ ટળી થાય પાત્ર;
સંત કૃપાદષ્ટિ કરે તો, નવપલ્લવ થાય ગાત્ર. ૭
કામ ક્રોધ લોભ મોહ તાપે, બળી રહ્યાં જેહનાં મન;
તે જીવને ટાઢો થવાને, સંત તે પરજન્ય. ૮
મમતા ધાણીએ જોતર્યો, જીવ ચડ્યા કાળને હાથ;
તેને સંત કૃપાદષ્ટિ કરીને, કાપી મૂકે નાથ. ૯
જેમ કેસરી કેરા ગંધથી, ભાઈ કરિ પલાયે કોટ્ય;
તેમ સંત કેરા શબ્દ સુણતાં, બંધન જાય ભવકોટ્ય. ૧૦
કહે અખો એ ઠામ મહોટો, ઠરવાનો છે જંતને;
ઠરી ઠામ ત્યારે જીવ બેસે, જ્યારે સેવે હરિ ગુરુ સંતને. ૧૧

## પદ ૮ મું-રાગ સિંધુડો.

હરિ હરિજન આળગા કરી રખે ગણો, સંત સેવ્યા તેણે સ્વામિ સેવ્યા;
નેર્ગુણ બ્રહ્મ સગુણ સંત જાણવા, જેમ વહ્નિથી તેજવંત થાય દીવા. હરિ.
અગ્નિથી દીપ થાય બહુ આદર કર્યે, દીપથી દીપ તે થાય સેહેલો;
તેમ જ્ઞાનિની મૂર્ત્તિ તે જાણો ગોવિંદની, તહાં ભગવાન ભેરે જ વેહેલો. હરિ.
દષ્ટિ ઉપદેશ આપે મોહોટી કળા, જે થકી જનનાં કાજ સીજે;
સેવતાં સુખ હોયે અતિશે ઘણું, જો સદ્ગુરુકેરું મંન રીઝે. હરિ.
પ્રત્યક્ષ રામ તે તત્વવેત્તાવિષે, જેમ કુંડલવિષે કનક દિસે;
મન કર્મ વચને સંત ભજસે અખા, તેનું દ્વૈત દેખી મન નહિજ હીસે. હરિ.

## કડવું ૩૩ મું-રાગ ધન્યાશ્રી.

સંતસંગ કીજે વળી વળી જંનજી, તો અનુભવ વાધે આગો દિનદિનજી;
માયા ઉપરથી ઉતરે મંનજી, હરિસું ટળશે ભિન્નાભિન્નજી. ૧

## પૂર્વછાયા.

ભિન્ન ટળે વસ્તુ મળે, મોટો મહિમા હરિજંનનો;
ચૈતન્યસાગર માંહે ભેળે, અધ્યાસ ટળે આ તંનનો. ૨
શોગે જીવિતવ્ય સંતજનકેરું, ભવમાંહિ તે અત્ય,
સુખદાયક તેને હોય સહુકો, જેને સંત સાથે હોય રત્ય. ૩
સંત આપ સરીખો કરી મૂકે, એવી તે સંતની પ્રીત્ય;
જેમ વેહેરો ન કરે વરસતાં, એવી છે ઘનની રીત્ય. ૪

સિંચે સરખા સહુજનને, તેણે ફળે તે ભાર અઢાર;
હરિ હરિ તે કરી મૂકે, એહવી સંત સંગત સાર. ૫
સૂકે જવાસો તેણી રતે, તો મેઘનો શો વાંક;
પરજન્ય તોય પાય ઘણું, પણ પી ન શકે એક ટાંક. ૬
જે અસંત સંત સંગત કરે, તેને ન લાગે રંગ;
મેલી ન દે એ માયા મધ્યથી, જેમ તેમ પાડે ભંગ. ૭
જેમ તલ કુસુમે કરી વાસિયે, તેણે સઘળે તે લાગે વાસ;
તે મધ્યે આવે કાંકરી, તેને ન લાગે પાસ. ૮
જેમ સલિલ મધ્યે શિલા રહે, તેને અંતર ન ટળે આગ્ય;
તો નીર તેને શું કરે, ભાઈ ભેદવા નહિ જાગ્ય. ૯
જેમ ચંદનને ગંધે કરી, થાએ ચંદન આક પલાશ;
પણ ગાંઠ હોએ હદે વાંસને, તેને લાગે નહિ વાસ. ૧૦
કહે અખો હરિ કૃપા હોયે, તો સમું પડે તે જંતને;
દોષદર્શન નવ હોએ, જે સેવે હરિ ગુરુ સંતને. ૧૧

## કડવું ૩૪ મું.

સંત સંગત કરતાં વિલંબ ન કીજેજી, જેમ તેમ કરીને હરિરસ પીજેજી;
મહાજન સંગે કારજ સીજેજી, વસ્તુ રૂપ થઇને તો જીવીજેજી. ૧

### પૂર્વછાયા.

વસ્તુ રૂપે થઈ જીવિયે, તે કળા આપે મહંત;
તત્વ સઘળાં એમ દિસે, જેમ પટવિષે રહે તંત. ૨
જેમ છીપને રત ખરી ઉપજે, તો ઉપર આવે જલમાંહિથી;
તેની સુરતનો તાણ્યો પરજન્ય, તે આવી વરસે ક્યાંહિથી. ૩
તેનાં મુખ વિકસી રહે, લેવા કાજે બિંદુને;
તો મુક્તા નીપજે મહા મનોહર, તે પામે નિજ આનંદને. ૪
જે મેહેરામણથી બહાર નાવે, તે ત્યાં ઠાલી રહે ખરી;
તેમ હરિ ગુરુ સંતને જે ન સેવે, તે ન પામે નિશ્ચે હરી. ૫
તેજ કૃપાના બિંદુ બીજાં, પડે અહિના મુખ વિષે;
તેહ હલાહલ થઈ નીવડે, તેણે મૃત્યુ પામે જે કો ભખે. ૬
સંત વચન તો કહે યથારથ, પણ વાંકું ગ્રહે ખલ બુદ્ધવડે;
પણ પાત્ર યોગે ભલો બુરો, જયમ ક્ષેત્રનો વેહેરો પડે. ૭

નિર્મલ બુધ્યે સંત સેવીએ, તો ઉપજે નિર્મળ જ્ઞાન;
મનસા વાચા કર્મણાએ, રાખો હરિ વિષે ધ્યાન. ૮
જેમ કુંજી મૂકે ઇંડાને, તે દૂર જઈ ચારો કરે;
તેની સુરત સરખી રહે માંહોમાંહિ, તો અપત્ય ત્યાંથી ઉછરે. ૯
વણ સેવે સેવાય બાલક, જો કૃપા આવે ગુરુ તણી;
તેમ સલક્ષણાને મળે શ્રીહરિ, જેનું મન વળે ગુરુ ચરણભણી. ૧૦
કહે અખો સદ્દુહો સાંભળો, એ કહું છું બુદ્ધવંતને;
જે સુણતાં માંહિ ઝડપે વચનને, તે સેવે હરિ ગુરુ સંતને. ૧૧

## કડવું ૩૫ મું.

સંત સેવે તે સર્વ સુખ પામેજી, મન ન લાગે બીજે ભામેજી;
જન્મ મરણ ને સુખ દુઃખ વામેજી, જેમ જળ ઢળી આવે નીચે ખામેજી. ૧

## પૂર્વછાયા.

જેમ નીચી ભોમે જળ ઢળી આવે, તિહાં ખામા માટે રહે ભર્યું;
તેમ રામ હૃદયમાંહે વસે, ગુરુ ગોવિંદે ત્યાં ઘર કર્યું. ૨
જેમ ભક્તને ભગવાન વહાલા, તેમ ભક્ત વહાલા ભગવાનને;
અંતર માંહેલો આશય જાણી, શકે ન મૂકી ધામને. ૩
જેવા ભક્તને ભગવાન દુર્લભ, એવા ભક્ત દુર્લભ રામને;
ભક્ત બીજા છે ઘણા, ઇચ્છે ધર્મ અર્થ મોક્ષ કામને. ૪
સકામે સ્વામીને ભજે, આશ્ચર્ય એહનું નહિ કશું;
નિષ્કામ વહાલા નાથને, હેતે જેનું મન વસ્યું. ૫
અણુલિંગીની ભક્તિ વસમી, કોઇક જાણે તે કરી;
ત્યાં ધ્યેય ધાતાનું કારણ ન રહે, તે જાણે જેણે આચરી. ૬
ભાઈ સંત સંગ પ્રતાપ મોટો, રસના તે બાપડી શું કહે;
જેને વિતરી તે જાણશે, અખો તો એટલું લહે. ૭
જેને કૃપાનિધાન કૃપા કરે, તે સંતને સદ્દગુરુ મળે;
તે સદ્દગુરુ મળતે પાર પામે, જીવ બ્રહ્મ માંહે ભળે. ૮
જીવ બ્રહ્મમાં ભળ્યાનો, અખેગીતામાં ભેદ છે;
એ અનુભવતાં અદ્વૈત થાયે, એ અવિચલ વાણી વેદ છે. ૯
કાય ક્લેશ કીધા વિના, શ્રી કૃષ્ણમાં તે જંતુ ભળે;
એ ગીતાનું હારદ પ્રીછે, તે જીવ તે તતક્ષણ ટળે. ૧૦

કહે અખો એ ગીતા કેરી, ગમ્ય છે મહંતને;
તેને રામ હૃદયમાં રાખે, પ્રતાપે હરિ ગુરુ સંતને. ૧૧

## કડવું ૩૬ મું.

અદ્વૈત પદ તે વાણીમાં ન આવેજી, જે આવે તે દ્વૈત કહાવેજી;
એ ગીતા તે દ્વૈત સમાવેજી, વાક્જાલ વામે ત્યારે લક્ષ આવેજી. ૧

### પૂર્વછાયા.

વાક્જાલ તે વિશ્વમાંહિ, અણછતું જાણે સહુ;
નાના વિધિની વાણ ચાલી, મનના મત ફેલ્યા બહુ. ૨
ત્યમ વસ્તુ વિચારે વિશ્વ નહિ, તો કૃત્ય તેનાં શાં ખરાં;
એ તો વંધ્યાપુત્ર પોતાકેરાં, ચેહેન લખી સાચાં કર્યાં. ૩
સંસાર સુત વંધ્યાતણો, તમે જાણજો નિરધાર;
પોતે કહે ને પોતે સાંભળે, એ વાણનો વિસ્તાર. ૪
તેણે ધર્મ અર્થ કામ મોક્ષ લખિયા, ભૂત. ભવિષ્ય ને વર્ત્તમાન;
બ્રહ્મચારી ગૃહસ્થ વાનપ્રસ્થ સંન્યાસી, એ વંધ્યાસુત નિદાન. ૫
અંડજ ઉદ્‌ભિજ સ્વેદજ જરાયુજ, ચાર ખાણ ચોર્યાસી લક્ષ;
સ્વર્ગ મૃત્યુ પાતાળ દશે દિશ, સર્વ વંધ્યાસુતની પક્ષ. ૬
જન્મ મૃત્યુ ને દેહ કર્મ, ગુણ નથી કાંઈ પ્રાય;
મંત્ર યંત્ર ને યજન યાજન, વંધ્યાસુતની કાય. ૭
દાતા ભુક્તા દેશ કાળ, કર્મ ફળ સર્વે જાણો એહ;
થયું નથી તેનું થાય સ્યાનું, એ તો મિથ્યા નરનો દેહ. ૮
ભાઈ વસ્તુ વિષે કાંઈ એ નથી, એ તો અણછતુ થાય રહે જાય;
શિવ તો તેમનો તેમ સદા, જેને લિંગ નહિ પ્રાય. ૯
જેને ગ્રાહ્ય ગ્રાહક ભાવ નહિ, અન્ય વિના ગ્રહે તે કોણ;
આરોપણ એ વિશ્વ સઘળું, એ તો રચ્યું છે ત્રણ ગુણ. ૧૦
કહે અખો એ વસ્તુ વિચારે, ન મળે કાંઈ સ્થલ જંતને;
જેમ છે તેમ એ શિવ સદા, નિજ સ્ફુરણ મહંતને. ૧૧

## પદ ૯ મું—રાગ મારુ.

એ ચિદ્ જ્યુંકા ત્યું સદાઈ, જિહાં આપાપર ન મિલે અહર્નિશ;
બેહદ હદ ન કહાઈ, એ ચિદ્ જ્યુંકા ત્યું સદાઈ. એ ચિદ્. ૧

દ્વંદ્વાતીત આપ નિર્ગુણ સગુણ, એ સબ કહેવે તાંઈ;
આપાપર બિન રમત નિરંતર, નહિ પંચભૂત ન કાંઈ. એ ચિદ્.
જાત અજાત નહિ તિહાં રેહેની, ગયાસક્ત નહિ આઈ;
થોભણ થોભ રિથક્ષ બિન સ્થરતા, ના ઇચ્છક ઇચ્છાઈ. એ ચિદ્.
જ્ઞાતા જ્ઞેય જ્ઞાન બિન જા ઘર, જિહાં પહોંચત નહિ ગિરાઈ;
લક્ષાલક્ષ અખા જિહાં નાંહી, સદા સદોદિત સાંઈ. એ ચિદ્.

## કડવું ૩૭ મું-રાગ ધન્યાશ્રી.

વસ્તુકેરું વક્તવ્ય નવ કીધુ જાયજી, જેના મહિમા મોટો પ્રાયજી;
જેમ અર્ણવનું નીર જ માયજી, પણ બાઘો સાયર તેમ રહ્યો જાયજી. ૧

## પૂર્વછાયા.

સાયર તેમનો તેમ સદા, તેમ મહાપદની મોટમ ઘણી;
તીરે કંઇ એક લવણ જામ્યું, તો શી ઓછપ સાગર ભણી. ૨
જમતાં કાંઈ જાન ન હોયે, નીર નથિ ઓછું થતું;
સેહેજે ઈશ્વર માંહે નીપજે, ન જણાય જાતું આવતું. ૩
તેમ જગત જગદીશ માંહે, ઉત્પત્તિ રિથતિ લય દીસે ખરી;
ઓછું અદકું કાંઇ ન થાય, સાગર દષ્ટાન્તે કરી. ૪
મહામોટપ સ્વામી કેરી, રસનાએ નથી કહી જતી;
સુરતે જે સમજી શકે છે, તે વાણીમાં નથી આવતી. ૫
ભાઈ મોટી દીશા જો પ્રગટે, તો કાંઇક મોટમ લહે;
મોહોટાના અનુભવ પાખે, એ સુખ તે કાંઇનું કાંઇ કહે. ૬
જો અનંત કોટ બ્રહ્માંડ છે, તો તેની મોર્યે કાંઈ નથી;
એવી મહા મોટમ મહારાજકેરી, જો ચાલી શકે બુદ્ધિ હૃદથી. ૭
રસનાએ કહ્યાથી જાણવામાં, ભાર ભાઈ છે ઘણો;
બ્રહ્માંડ કેરી ભાવના મૂકી, કરે વિચાર જો એ તણો. ૮
જો મહાપદમાં સ્થિતિ કરીને, પછે જુવે બ્રહ્માંડને;
તો બ્રહ્માંડને ઠામ અણુ ન દીસે, તો શું પ્રમાણે પંડને. ૯
જેમ આકાશે કોઇ નર ચઢે, અતિશે તે આઘો જાય;
અન્નીના અંકુર નાના, તે ન દેખે પ્રાય. ૧૦
કહે અખો સહુકો સુણો, આકાશ પુર્યો મહતને;
પિંડ બ્રહ્માંડ સ્વતંત્ર થઇને, દેખે તેના અંતને. ૧૧

કડવું ૩૮ મું.

એ અનંતને ઓળખ્યો ન જાયજી, મહત્તા નાવે વાણી માંહ્યજી,
વચન ન લાગે તો કેમ કહેવાયજી, મહા ચૈતન્ય ધન નહિ મન કાયજી. ૧

પૂર્વછાયા.

કાયા મન કોણ કહે તેહને, જિહાં કહણહાર કહેવું નથી;
અધોઉર્ધ્વ તે શું શાયકી, જિહાં ગ્રહણહારે ગ્રહ્યું નથી. ૨
દૂર નિકટ તે શાયકી, જો મધ્યે પદારથ નહિ કશો;
સદા નિરંતર છેજ સરખો, વસ્તુ વિચારે એ અશો. ૩
પૂરણ બ્રહ્મ પુરી રહ્યો છે, જગત્ નથી નિરધાર;
પરઠણહાર વિના પરઠવું નથી, નહિ વિચાર ને અવિચાર. ૪
ચક્રાતીત ચિંતવ્યે થકે, ભાઈ રહે તે અદભદ વસ્ત;
અતુલ આશય અનંત મોટો, જિહાં નહિ ઉદે ને અસ્ત. ૫
ઉદે અસ્ત તો બ્રહ્માંડમાંહિ, દિનકરવડે દિન રાત્ય;
દિન રાત્ય કરી કાલ માપના, મરણ જીવ ન બહુ ભાત્ય. ૬
એ સ્થૂલ ભોગ બ્રહ્માંડમાંહે, ચૌદ લોક કેરી વૃત્ય;
અનિર્વચનીય ત્યાં વાણી ન પહોંચે, નહિ તિહાં સંસૃત્ય. ૭
સ્વતંત્ર સ્વામી સદા, તિહાં જેમ છે તેમનું તેમ;
થયું ગયું કાંઇએ નથી, સહજે જ એ છે એમ. ૮
આપાપર કોએ નથી, નથી જીવાજીવ વિગ્રહ કશો;
પૂર્વ પશ્ચિમ નથી કહેવા, ભાઈ વસ્તુ વિચારે એ અશો. ૯
જ્ઞાન જ્ઞેય જ્ઞાતા વિના, જેમનું તેમ સદાય;
એ પૂરણની પૂરણતા, વેત્તા વેદ્ય વિનાય. ૧૦
કહે અખો બ્રહ્મ અનિર્વચનીય, વચન નહિ અનંતને;
અક્ષરાતીત આનંદ પદની, ગમ્ય છે મહંતને. ૧૧

કડવું ૩૯ મું.

સંત સયાણા મહા પદ જાણેજી, તે આપ દેખે અન્ય ન વખાણેજી;
આપ અણચવ્યું તે પ્રમાણેજી, ગુણ નિર્ગુણને ઉરમાં નાણેજી. ૧

પૂર્વછાયા.

ગુણ નિર્ગુણ કાંઇએ ના કહે તે, જે સમ તત્વ સમજ્યા સહી;
પ્રાયે નહીં તેને પરાભવ શાનો, રજ્જુ નહીં તો સ્યો અહી. ૨

એ તો અણુછતાને અણુછતું, ભાસ્યુંતું ભર્મે કરી;
તે યથારથ જેમ તેમ થયો, પ્રાયે જેમ છે તેમ હરી. ૩
પરપંચકરું પેખવું, તે. મરિચિજલવત્ સદા;
તે ઉલેચે ઓછું ન થાય, સમજે શ્રમ ગયો તદા. ૪
સમજે સાધન થાએ સઘળાં, પાર આવે પંથનો;
જેમ રંચક વહ્નિ વન દહે, તેમ મહા વિચાર મહન્તનો. ૫
એ અંધ ધંધ ત્યારે ટળે, જ્યારે ગુરુ ગમ્ય હોએ ખરી;
બ્રહ્મવેત્તા મળે જ્યારે, ત્યારે જ મન બેસે ઠરી. ૬
સદ્ગુરુ વિના બહુ મળે કાચા, આપ ઉદ્યોત થયાવિના;
સંત સંગત પ્રતાપ મોટો, અવયવ ફરી જાય જંતના. ૭
જેમ શરદ કાલે અંબર ઓપે, નીર નિર્મલ હોય ઘણું;
તેમ સંત સંગ પ્રતાપ પ્રાયે, એવું કરે મન જંતતણું. ૮
ભવદુઃખ વામે મહા સુખ પામે, અંતરથી આમય ટળે;
જીવ શિવ તે એક હોય, જેમ સરિતા સાગરમાં ભળે. ૯
નર નારાયણ એક વર્ત્તે, વંદનીક તે નર સદા;
દુસ્તર તારક નાવ હરિજન, નિષ્કારણમાંહે મુદા. ૧૦
કહે અખો સુખે હોય, યોગ ક્ષેમ મહંતને;
દેહ ધારી સરખા દીસે, પણ રહે પદ અનંતને. ૧૧

## કડવું ૪૦ મું.

એ અખેગીતા જે નર ગાયજી, અણુ આયાસે તે નર હરિ થાયજી;
સાંભળતાંમાં ગેહેન પદ્માએજી, એવો ગ્રંથનો છે મહિમાયજી. ૧

### પૂર્વછાયા.

ગ્રંથનો મહિમાય મોટો, સાંભળતાં તે સદ્ય ફળે;
મનસા વાચા કર્મણાએ, જો સુરત્ય દઇને સાંભળે. ૨
રામ તારક મંત્ર જે, તે અખેગીતાનો ભાવ;
જન્મ છેલ્લો હોએ જેનો, તેને મળે એ પ્રસ્તાવ. ૩
સંસારરૂપી મોહનિશાને, નિશ્તાવા કાજ;
દિનમણી છે અખેગીતા, પામે સદા સદોદિત રાજ. ૪
એમાં જ્ઞાન ભક્તિ વૈરાગ્ય છે, માંહે માયા નિરીક્ષણ દષ્ટિ;
જીવન્મુક્ત ને મહામુક્તના, ચેહેનને વળિ પુષ્ટિ. ૫

પદ દશ ને ચાલીસ કડવાં, છે પરમ પદની વાટ;
સંસાર સાગર ઉપરે, એ સેતુ બાંધ્યો ઘાટ. ૬
એણે ઘાટે જે આવી ચઢશે, તે સુખે પામશે પાર;
ન બૂડે તે બીરદ બાંધી, કહે અખો નિર્ધાર. ૭
પચીસ આગલાં પાંચશે છે, અખેગીતાનાં ચરણ;
ચરણે ચરણે આત્મવિદ્યા, અશરણ કેરું શરણ. ૮
નાથ નિરંજન ગ્રંથકર્તા, અખો તે નિમિત્ત માત્ર;
જેમ વાજું દીસે વાજતું, પણ વજાડે ગુણપાત્ર. ૯
જે પૂરણ બ્રહ્મ પૂરી રહ્યો છે, ઘટ ઘટ બોલણહાર;
તેણે આપે આપનું વર્ણન, કીધું સ્વરૂપ નિર્ધાર. ૧૦
સંવત સત્તર પચલોતરો, શુક્લ પક્ષ ચૈત્ર માસ;
સોમ વાસર રામ નવમી, પૂરણ ગ્રંથ પ્રકાશ. ૧૧
કહે નિરંજન અખો ગીતા, સ્વસ્વરૂપનીજ સંતને;
અખાને શિર નિમિત્ત દેવા, ઇચ્છા હુતી અનંતને. ૧૨

પદ ૧૦ મું-રાગ ધવલ ધન્યાશ્રી-ઢાલ વધામણાનો.

અભિનવો આનંદ આજ, અગોચર ગોચર હવું એ;
પરંપચ પાર મહારાજ, તે પૂરણ બ્રહ્મ હું રતવું એ. ૧
હરિહર અજ ભુવનેશ, તેતણો ઇશ અજાપતિ એ;
તે જાણો અંગ ઇશ, જેને ગાય નિત્ય શ્રુતિ એ. ૨
સ્વે ચૈતન્ય ઘન રાય, શૂન્યમાં સોહામણો એ;
તે નાવે વાણી માંહે, તે નહિ વિરાટ ને વામણો એ. ૩
તે જાએ ન આવે કયાંહી, સ્થિર પૂરણ અવિનાશ છે એ;
લિંગ ભંગ તેમાં નહિ, જેવડે આકાશ છે એ. ૪
એ જાણે જાયે જંજાલ, યથારથ જેમ તેમ થયું એ;
જિહાં કર્મ ન લાગેકાલ, સભર ભરાઈ તે રહ્યું એ. ૫
તિહાં હતું મન લેલીન, જે ચૈતન્ય સભર ભર્યું એ;
નહિ કો દાતા દીન, તન મન સહજે સંજ થયું એ. ૬
પ્રગટ્યા કોટિ કલ્યાણ, આપાપાર વિનાસ્યે રહ્યુ એ;
સદા સદોદિત ભાણ, ઉદય અસ્ત કારણ ગયું એ. ૭
કરે અખો આનંદ, અનુભવીને લહેવાતણો એ;
એવો પૂર્ણ પરમાનંદ, નિત્ય સરાણિ અતિ ઘણો એ. ૮

# અનુભવબિંદુ

—:o:—

### કુંડલિયા.

પરમ ધામ પરમાત્મ હરિ, પ્રથમ કરું પરણામ;
પરમ જ્યોતિ પરબ્રહ્મ સદા, જ્યાં નહિ રૂપ ને નામ;
ત્યાં અણુછતો થૈ પરણુમું, વર્ણું વાક્યવિલાસ;
જ્યાં મન વાણી પહોંચે નહીં, ત્યાં શું કહી સ્તવે દાસ;
નિર્ગુણમાં ગુણ અણછતા, આરોપી અખે આચર્યું;
સત્ય સત્ય પરમાતમા, હું નહિં એવી સ્તુતિ કરું. ૧

### છપ્પય.

નિર્ગુણ ગુણપતિ નામ, ધામધર ગુણને આળે;
સ્તુતિ અંબરાતીત, દ્વૈત નિાલંગી નરાળે;
ત્યાં આરોપ્યા ગુણ ઇશ, શિશ ઢળે જેને ચમ્મર;
નિકટ રહે અષ્ટ સિદ્ધિ, નિદ્ધિ નવ ને બહુ અમ્મર;
સુર વીણાધર તે થકે, ચિદ્દશક્તિ મહા સરસ્વતી;
જમલો જાણી અખો સ્તવે, સર્વાતીત સર્વનો પતિ. ૨
અનુક્રમે કવું એહ, જેહ છે પ્રપંચ પારે;
તત્વમસિ પદ જેહ, તેહ કહું વાણીઉચ્ચારે;
કૈવલ્ય ઇશ્વર જીવ, એવ કહું વિવિધ વિચારે;
અંબરવત્ મન થાય, જાય ગુણ તત્ત્વજ ધારે;
જ્ઞાન ભક્તિ વૈરાગ્યધર, બોલે અખો વાણી અમળ;
એ ભાષા બ્રહ્મવિચાર વિધિ, સમજે તો નર જળકમળ. ૩
જાણીને જગદીશ, શીશ સદ્ગુરુને નામી;
અવસર છે આ વાર, સાર શ્રીપતિ ભજ સ્વામી;
તે જાતું નથી દૂર, ઊર અંતર અવલોકી;
ટાળ અસત્ અહંકાર, ચાર સ્થલ રહ્યો ઇ રોકી;
ચરણકમલ ગુરુ દેવનાં, સેવંતાં સદ્ય હરિ મળે;
જેમ અર્કતણા ઉદ્યોતથી, અખા અંધકાર સેજે ટળે. ૪

મહાપદ તેજ. મહંત, સંત શયાણા જાણે;
જ્યાં લઘુગુર્ઘનો નહિ લાગ, વાક્ય વિચિત્ર વખાણે;
મનસા વાચા કાય, પાપ વણ પંથ વિચરચો;
સુગરો જાણે સંચ, પંચ પર અનુભવ ધરવો;
લિંગ ચતુષ્ટય વિણુ અખા, ચિદ્રૂયોનિ ચોદિશ ભર્યો;
નિરાલંબ નર નાગ સુર, અલગ રહ્યો સત્ આવર્યો. ૫

નહિ તેજ ને તોય, દોય નહિ અવની વાએ;
આકાશથી આધું જેહ, નિગમ ત્યાં નેતિ ગાએ;
ત્રિગુણ નહીં ન શૂન્ય, પુણ્ય નહિ પાપ ન ધારે;
રક્ત પીત નહિ શ્વેત, શ્યામ નહિ નીલ વિચારે;
ગતિ અવગતિ તે ત્યાં નહીં, તો કહો વિચાર કે પેર વદે;
અંબરવત્ તે ઇશને, ઓળખ અખા સદ્ગુરુ હદે. ૬

દેશ વિદેશ ન ભાત, જાત નહિ વર્ણ વિચારે;
દશ ષડ્ અષ્ટ ને એક, છેક પરપંચની પારે;
ભાનુ ભવન મધ્ય વાસ, ઉજાસ અંબરથો આપે;
એ જગત જાળ જંજાળ, કાળમાયા શિર થાપે;
આપ અંબુઅંબુજ વિધે, અલગ રહ્યો જળથી અકળ;
સહેજ વિલાસ શ્રીહરિતણો, સમજ અખા વર્તે સકળ. ૭

મહાપદનો એ મર્મ, ચરમ વિણુ ચિદ્દમાં દીશે;
અવલોકે હુબ લોક, જેમ મુખ વિનાઅરીશે;
જેમ દીપકનો એક દેહ, તેહથી થાય અનંતા;
તેમ વસ્તુ વિશ્વ ઉત્પન્ન, અન્ય નહિઆપ નિયંતા;
લોક ચૌદ લગી વિસ્તર્યું, અંબર આધું એમ લહ્યું;
અખા આપ વિસ્તાર વિધ, જગત ભેદ જાણી કહ્યું. ૮

હવે અવનીનો કહુ અર્થ, વૃથા રખે અવસર ખોતા;
સેહેલે જે સમજાય, કાય મન સ્થિર કરી શ્રોતા;
ભૂત ભુવન વૃક્ષ વાત, સોત પાસનાદિ રૂપે;
સ્થાવર જંગમ જાત, ભાત સ્થૂલ સૂક્ષ્મ અનૂપે;
સુર નર નાગ વૈકુંઠ લગે, દષ્ટે દીસે જે સહુ;
અખા અવની એક તેમ, આત્મા વ્યાપી રહ્યો બહુ. ૯

વળી કહું એક દૃષ્ટાંત, શાંતિ મન સુણતાં પામે;
પુરુષે કરિયું શયન, ઘેન જેમ જાગ્રત વામે;
વધ્યો સ્વપ્ન સંસાર, પારણે પોઢ્યો રાજે;
હય હસ્તી નહિ પાર, ચાર પ્રિય પુત્ર બિરાજે;
લક્ષ કોટિ રૂપે અખા, જંત જેમ એક વિસ્તર્યો;
સર્વાતીત એમ આતમા, એ પેરે સભરો ભર્યો. ૧૦

જેમ વારિધિ કેરું વારિ, સકલ દિશામાં ચાલે;
પૃથ્વીપર પથરાય, વનરાજી સહુ ફુલે ફાલે;
ઉગરતું રહે અણુ, સર્વ ઢળી આવે ઢાળે;
તે નામ નદીનું ધરાય, નહાય સહુ મહિમા ભાળે;
ગર્વભરી ગાજે અખા, સરુ ન વહે સરિતા સહી;
જેમ સાગર તેમ શ્રીહરિ, વચ્ચે જીવ નદી થઇ હું વહી. ૧૧

જીવ થતાં જંજાળ, કાળ માયાવશ પડિયો;
પિતૃઋણ ગ્રહ દેવ, સેવની વણજે જડિયો;
ધન દારા સુત માત, તાત જીવિકાવિશવરતે;
અધિક ન્યૂનતા જોઇ, તોય છૂટે નહિ મરતે;
અણસમજે અહમેવવશ, મર્મ ન સમજે મંદમતિ;
પ્રપંચ માંહિ પચ્યો અખા, જેમ સર્પપરશે વણસે દધિ. ૧૨

અકસ્માત ઉલ્લાળ, કાળ જોગે દેહકરણી;
જેમ આત્મા ઉદ્યોત, જ્યોતિ મધ્યે આવરણી;
જ્યારે ઉપજે ભાવ, સાવ સ્વતંતર થાવા;
પ્રગટે ભક્તિ વૈરાગ, માગ જડે નિજ ઘર જાવા;
ચરણકમલ ગુરુદેવને, શરણ જતાં ચિદ્ ઉપજે;
સદ્ગુરુ પરમ શુદ્ધ શોધતાં, અખા પામી લે વર વિજે. ૧૩

સાન સમી કહે સંત, જંત હરિ દેખે જમલો;
ઉજ્જ્વલતા જેમ થાય, જાય જો કાળશ કમળો;
અહમેવવર્જિત અંગ, લિંગ લીન થાએ લેખે;
સમી જાય સકળ વિકાર, પાર મન પામે પેખે;
આલોચે અંબર વિષે, લીન થાય લક્ષ કરી;
જંત જાય નિજ આલયે, અખા જાળ સર્વે પરહરી. ૧૪

જેમ વર્ષા ઋતુ જાય, શરદ્ ઋતુ રૂડી દીસે;
દાંમિનિ દોડી પળાય, વાય મન હળવા હીંશે;
ચોદિશ ચમકે ચંદ, દૃઢ બહુ મનનો ભાગે;
તેમ ભાગે ભવભ્રાંતિ, કાંતિ જેમ દ્વિતિયા આગે;
વિમળવપુ હોય વારિ, ચતુર્લિંગ દેખી લહે;
ચિદાકાશ ચિન્મય અખા, ધ્યાતા ધ્યેય સમરસ રહે. ૧૫
જેમ દીપક તે વહ્નિ, વહ્નિ દીપક નહિ દોએ;
તેમ સેવક સ્વામી જાણ, વાણી કહેવાની હોએ;
જેમ સૂરજ ને કિરણ, ચરણ સન્મુખ જેમ દેહે;
તેમ છે આ વ્યવહાર, પાર જડે જુવે તેહે;
જીવન્મુક્ત કહેવાય અખા, વચન ન લાગે તે સ્થળે;
ગુરુ ગમ્યે આલોચતાં, સેહેજપણે સર્વે કળે. ૧૬
ક્યાંથી ક્યાંયે જાય, કાંઈ નહિ કશો જ કેહેવા;
વચન તિહાં ન સમાય, જાય કોણ કેને લેહેવા;
ક્યાં છે તે વણ ઠામ, ધામથી દૂર કે નેડો;
ક્યાં છે ઉંચ કે નીચ, ક્યાં છે મધ્ય કે છેડો;
કંઇ અવકાશ નહિ તે વિના, અધિક ન્યૂન નહિ શું કરું;
ત્યાંથી શું કાઢું અખા, શામાં શું લાવી ભરું. ૧૭
કેને કહું હું મર્ત, તર્ત જો જીવિત દેખું;
કેને કહું હું સ્થૂલ, મૂલ જે સૂક્ષ્મ પેખું;
કેને કહું મહાભાગ, લાગ નહિ હીણો કેવા;
કેને કહું હું નીચ, ઉંચસ્થલ નહિ કોઇ રહેવા;
વેત્તા વિણુ વિજ્ઞાન વિના, કોણ અખા કેને કહે;
જ્યાં નહિ શબ્દ ઉચ્ચારવિધિ, ચિદાકાશ ચિદ્‌માં લહે. ૧૮
નહિ લેનારો કોય, દોય નહિ દિલમાં ધરવા;
એવું અચરત એહ, છે નહિ પંથ વિચરવા;
જ્યાં નહીં ચઉદેસ્યાર, સાર છે ત્યાંહાં સરખા,
ઊપાય ઉપાંતર નહિ, તહાં છે કોઇક એવા;
આપ મરતાં એ અખા, સેહેજે સહજ શરાઇએ;
લેખે લિંગ લાગે થકે, વણુ બોલે શું ગાઇએ. ૧૯

જેમ રુદન રણમાંય, કરે ત્યાં કો કોણ વારે;
તેમ જાણવાં કર્મ, ધર્મ સહુ અર્થજ સારે;
તિમિર ભરીને પાત્ર, થકી જન રહ્યો ઉલેચે;
જેમ કુસુમઆકાશ, તાસ લહી ઘર ઘર વેચે;
તેમ અધ્યાતમ જ્ઞાન વિના, કૃત્ય સકલ જાણો અખા;
મન્દમતિ માની રહ્યા, કરતા દીસે પખપખા. ૨૦

કે કર્તો દીશે ગાન, તાનને સાધન માને;
કે વર્ણાશ્રમઅભિમાન, વાન અસમંજસ ભાને;
કોય સાધે અષ્ટાંગ, સાંગ કાયાકૃત જાણે;
કો કરે પૂર્વજ દેવ, સેવ અધિકતા આણે;
એ સર્વે કાયકલેશ છે, મનમલીનતા એ સહી;
અખા તદ્દના પાનથી, અંગ તાપ ઉપજે નહીં. ૨૧

કે ષટ્દર્શનનાં જ્ઞાન, વાન જિહ્વાની અગ્રે;
કે ઈશ્વર થૈ પૂજાય, ગાય જશ નગ્રે નગ્રે;
કોય કવીશ્વર થાય, પાય પૃથ્વીપત લાગે;
કોય થાય દાનેશ, ઇશ કર્ણાદિક આગે;
તિહાં લગી જાણો અખા, ન સમી સધળી વાસના;
લિંગનું ભંગ થયા વિના, સર્વે મનની ઉપાસના. ૨૨

ભૂત ભવિષ્યની વાત, સાત કોય કેને આસે;
કો કહાવે ત્રિભુવન નાથ, હાય મુખ બીડી ઘાલે;
કોઇક સુર તેત્રીશ, ઇશ ને અજ દેખાડે;
કો કરે પ્રૌઢી કાય, અંડ કટાહજ ફાડે;
તોએ તે જાણો અખા, માયાએ મર્કટ કર્યા;
વાસના દોરી કંઠમાં, કાળ નાટચ સાથે ફર્યા ૨૩

માટે જન તું જાણ, વાણિ લે વિવિધ વિચારી;
તે નહોય કવિત ને ગીત, દ્વૈતનું મૂળ સંસારી;
જે કાપે નિજ અંગ, ભંગ કરે ચતુર દેહનો;
તે છે ખાંડું એહ, છેહ જે જુવે તું તેહનો;
ગુરુતણિ દષ્ટે જોતાં અખા, ઘેન તે સર્વે વામિયે;
આત્મપતણું જે પારખું, તે ખાંડ શું ખાતાં પામિયે. ૨૪

સર્વ માયા જાણ, આણ મન મૂળગે ઠામે;
આપથી બીજું તેજ, વિઘન રે છે નિજધામે;
જેમ રાજપુત્રનો ન્યાય, ઉપાય ત્યાં તેમ જ કરવો;
જ્યેષ્ઠ કનિષ્ઠ ભ્રાત, તાત લગ વાંછે મરવો;
તે માટે અભ્યાસ તું, કરી લે અખા એ વિધ;
દ્વૈતતણો આયાસ છે; તે ટાળે તમ કે વિધ. ૨૫

જો દેખે ત્રિભુવન ઇશ, તોય નિપ વિશ્વા માયા;
જો દેખે સિદ્ધિવંત, અંત નહિ અમર કાયા;
જો તું દેખે સ્વર્ગ, વર્ગ જાણે માયાનું;
ઉત્તમ મધ્યમ વાત, શાંત એ કૃત કાયાનું;
પસર્યું સર્વ સંકેલજે, મને માન્યું મિથ્યા થશે;
અખા એજ આલોચતાં, સૂરત સહજ તનમાં હશે. ૨૬

મોટા મંદિર બહાર, ચાર દિશ કાચો ઢાળ્યા;
નીલ પીત બહુ રંગ, ઢંગના ભેદો ભાળ્યા;
ઉગ્યો શશિ કાં શૂર, દૂરથી અતિશે ઝળકે;
દેખાડે બહુ રૂપ; ધૂપ વિવિધ પેર ચળકે;
અખા ઉપર અવલોકતાં, તહાં તેમનું તેમ છે;
તેમ ત્રિલોકી જાણજે, એક વસ્તુ વડ એમ છે. ૨૭

નવ ભૂલીશ તું ઘાટ, નાટ સૌ જાણે ખોટું;
પિંડ તેવું બ્રહ્માંડ, છાંડ સૌ ન્હાનું મ્હોટું;
સૂક્ષ્મ તેવું થૂળ, થૂળ સૂક્ષ્મ નહિં અંતર;
નારી કુંજર ચીર, ધીર થૈ જુવે પટંતર;
પૂતળી જોતાં બહુલતા, પૂતલિકા દષ્ટે પડે;
હસતી તેમ વિરાટ અખા, દિસે બહુલતા એ વડે. ૨૮

એથી આઘો ચાલ, ઘાલ હામ આપજ ખાવા;
છાંડ પિંડ બ્રહ્માંડ, થૂલ નથી કો ગાવા;
જીવ ને ઈશ્વર દોય, કોય નથી એણે ઠામે;
સ્ત્રી કુંજર દ્રષ્ટાંત, જંત ઈશ્વરને ધામે;
કૈવલ્યતામાં કોઈ અખા, બુદ્ધિ બળ પોહોંચે નહીં;
એ સ્થૂલ સૂક્ષ્મ દષ્ટાંતને, કોઈ ધીમંત શકે ગ્રહી. ૨૯

જેમ પર્વતની મોઢ, દિશે તેની તે માટે;
હોય કોશ દશ વીશ, તોય નિકટ એમ નાટે;
તે વડે દીસે તેહ, એહ પરમ પરિબ્રહ્મ;
નહીં ખોલવા લાગ, પાગ છળ નહિ કર્મ;
તું એવું જાણી રહે અખા, લિંગ ભંગ સેહેજે હશે;
અન્ય ઉપાય જંજાળ છે, તે ટાળ્યે પ્રૌઢું થશે. ૩૦

સાધન સર્વ વિચાર, બુદ્ધિથી જોને શોધી;
હું નહિ તું નહિ તેહ, નહીં ધર મૂક વિરોધી;
ગુરુ થા તારો તુજ, નથી કોઈ બીજો ભજવા;
બાહ્ય સુરતને ટળ્ય, વાળ્ય અતરમાં સેવા;
જેમ છે તેમનું તેમ અખા, થયું ગયું કાંઈ નથી;
આપે આપ આનંદઘન, સ્વસ્વરૂપ જોયું મથી. ૩૧

એ અનુભવ પરમાણુ, જાણી જે રાખે હૃદિયે;
સમજતાં સમજાય, જાય નિશિ અર્કને ઉદિયે;
એ અનુભવ ભાખ્યો ઇશ, શીશ નામી પૂછ્યું ઉમિયા;
એ અનુભવ કહ્યો વશિષ્ઠ, તુષ્ટ થઈ રઘુપતિ બનિયા;
એ અનુભવ શુકદેવને, જનક વિદેહે ભાખિયો;
એ અનુભવ નારદે અખા, વેદવ્યાસ પ્રતિ દાખિયો. ૩૨

એ અનુભવ કહ્યો હંસ, બ્રહ્મ સનકાદિક પ્રીછ્યા;
એ અનુભવ કહ્યો કપિલ, દિલ દેવહુતિ ઇચ્છા;
એ અનુભવ કહ્યો વેદ, ભેદ જે ચૌદમે કાંડે;
એ અનુભવ કહ્યો શુકદેવ, ભેવ જે સુણ્યો બ્રહ્માંડે;
એ અનુભવ પરિપૂર્ણ છે, ઠામ ન ઠાલુ હરિ વિના;
સુર અસુર માનવિ અખા, એ સમજ્યાવિણ નિર્ધના. ૩૩

એ અનુભવ કહ્યો કૃષ્ણ, પ્રશ્ન પૂછ્યું જે અર્જુન;
ગીતા અમૃત પાન, જ્ઞાન ગંગાજલ મજ્જન;
એ અનુભવ કહ્યો ભીષ્મ, ધર્મ પ્રત્યે પર્વ શાંતિ;
એ અનુભવ અવધૂત, શિવસુત પ્રતિ એકાંતિ;
અખા એજ અનુભવ ખરો, જેણે મહાજન નીપનાં;
લિંગભંગ થયા વિના, સૌ સાધન કાલની સેવના. ૩૪

એક અજાનું દોહ્ય, ભોજ્ય ઘૃત નાવે શતથી;
જેમ કુલીનો આહાર, ક્ષાર દીસે બહુ વતથી;
જેમ બંદીનો વેપાર, સાર શું ઉગરે તેને;
જેમ ઝાકળની વૃષ્ટિ, અર્થ શું આવે મે'ને;
તેમ અણુલિંગી અનુભવ વિના, સાધન સર્વે જે કહ્યાં;
આકનું ફળ શોભે અખા, પણ તૂલ થઇ ઉડી ગયાં. ૩૫

પારસનો ધનવંત, અંત જેમ ધનનો નાવે;
તેને વસ્તું નહિ દુઃપ્રાપ, ખાય પેરે જ્યમ ભાવે;
જેમ રવિ રથ બેસે કોય, તેહ તો સર્વે દેખે;
જેમ પંખિ મળે લખ કોટિ, જોઉ નહિ અનલજ લેખે;
તેમ મહા અનુભવ આગળ અખા, કૃત્ય સકળ લેખો નહીં;
પરિબ્રહ્મની પ્રૌઢતા, તે રસના શું શકે કહી. ૩૬

એજ છપા છત્રીસ, ઇશ અજનું છે જીવન;
એજ સુધારસ પાન, દેવ અંશીનું પીવન;
તત્વજ્ઞાન ઉપદેશ, લેશ લહિ તેહજ ધારે;
જે હરિનો અવતાર, સાર ગ્રહિ તેહજ તારે;
જેમ ઘટ મધ્યે આકાશ રહે, તેમ સંસારી મધ્યમાં;
એ આરોપિ કહે અખો, જો જાણે તો અવધ્યમાં. ૩૭

જણ્યો નહીં કોય જંત, તંન શું કાળું ગોરું;
કોનો કહું તાત માત, જન્મ જ્યાં ન મળે છોરુ;
છતે અણુછતી વાટ, ઘાટ આવે તો આવે;
વાંઝયાતણો સુત જેહ, તેહ છતી રણુ ફાવે;
અખા એજ અકથ કથા, સમજુ નર સમજી જશે;
મહા અનુભવ આકાશવત, પણ ખેતર સરખો ઉગશે. ૩૮

જે સુણશે નર નાર, સાર વસ્તુ તે સ્હાશે;
બ્રહ્મ હેમાળો જેહ, દેહ ગળી જળમાં જાશે;
જેમ પવને જાય બરાશ, આજ્ઞ કીધા વણ ઉડે;
તેમજ બ્રહ્મવિચાર, સાર પામે સત ગૂઢે;
જે જાણ્યો તે જાણજો, બુદ્ધિમને એમ ઓચર્યું;
નિમિત્ત માત્ર અખો કહે, જે જાણે તેણે કર્યું. ૩૯

આદ્ય અત્ય ને મધ્ય, બુદ્ધિથી જુવો વિચારી;
તે તે કૈવલ્ય બ્રહ્મ, શ્રમ ન લે નર ને નારી,
એ છપ્પા છત્રીશ, દિસે છે મર્મ નિશાનો,
ચાર કહ્યાં ફળ સ્તુતિ, વેષ તે બ્રહ્મદશાનો,
સર્વ મળી ચાલીશ અખા, સમજી જે ઉરમાં ધરે;
ચિદાનંદ ચિદ્રૂપ તે, શ્રીહરિ મુખથી ઉચ્ચરે. ૪૦

---

અનુભવબિંદુ સંપૂર્ણ.

---

# કૈવલ્યગીતા.

## રાગ આશાવરી.

આ તું પૂરણ પુરુષોત્તમ પરબ્રહ્મ, દેખું છું હાજરા હજૂર રે;
પરાપારથી બોલે પ્રાણપતિ, કેમ કહું તેણુથી દૂર રે. તું પૂ૦ ૧
આ ઉપમા દીજે તે આરોપણ, દષ્ટાંત દીજે તે દ્વૈત રે;
આપે આપમાં આશ્રજ શેની, દ્વૈત સહિત અદ્વૈત રે. તું પૂ૦ ૨
આ શ્વાસ ઉશ્વાસ સરે ત્યાં તું છે, ફળ ભારે તુજ માંહ્ય રે;
હું હું કરું પણ છે પ્રાયે તું, તું જોતાં હું ક્યાંય રે. તું પૂ૦ ૩
આ નખશિખ જાતાં તુંજ નયા હરિ, અન્ય તે કોણ ને ક્યાંયું રે;
ઇચ્છા બીજ વાવ્યું તુજમાંહે, ઉગી આવ્યું તુજમાંયું રે. તું પૂ૦ ૪
આ મૂળ સ્કંધ શાખા પ્રતિશાખા, પલ્લવ પત્ર ફળ ફૂલ રે;
સ્વાદ રંગ ગુણ નામ રૂપ બહુ, બીજ જોતાં નહી ભૂલ રે. તું પૂ૦ ૫
આ નિરંજન નિરાકાર નિરાસય, એવું સરખું છે આપ રે;
અંજન આકાર ક્યાંથી આવ્યાં, આપ માંહેથી સર્વ વ્યાપ રે. તું પૂ૦ ૬
આ વસ્તુ નિરંતર કહું હું ધ્યાતા, ધ્યાતા વિના ધ્યેય ક્યાંય રે;
હું તું તું હું વસ્તુ વિચારે, અકુર બીજ જ પ્રાય રે. તું પૂ૦ ૭
આ પરાપારમાં પેશીને જોયું, હુંપણું ન મળે રંચ રે;
પાપણુ ત્યાં તું તેમનો તેમ છે, સર્વે તારો સંચ રે. તું પૂ૦ ૮
આ તું ચૈતન તુજ માંહે જાગ્યો, જોયો ત્યાં તું જીવ રે;
સ્થૂળ નામ ધર્યાં જીવેશ્વરનાં, તેમનું તેમ સદૈવ રે. તું પૂ૦ ૯
આ હું નહીં તું નહીં તે નહીં તેહજ, ફાલ્યું ફલ્યું ઝાતકાર રે;
અવ્યક્તમાંહી વ્યક્ત સર્વ દીસો, આપ તે જાણણહાર રે. તું પૂ૦ ૧૦
આ ઉપના કેરી આદ્ય કહે કોય, અંત નહીં કોય કાળ રે;
મધ્ય માંહેથી નામજ નિસરે, એવું ધામ વિશાળ રે. તું પૂ૦ ૧૧
આ ગાઉં છું હું ને ગાતો જા તું, અંતર ઉતરીને જોતે રે;
હુંનો હું અને તુંનો તું અજ, એમ પોતાનો પોતે રે. તું પૂ૦ ૧૨
આ પિંડ જોતાં બ્રહ્માંડ જોવાયું, સ્થાવર જંગમ દેહ રે;
સ્વર્ગ મૃત્યુ પતાળ દશેદિશ, આપ તું સ્વામિ એહ રે. તું પૂ૦ ૧૩

આ કાયા ચલણુ વલણુ કરે નરંની, ગમન ધાવન બહુ ભાવે રે;
પુરુષ વિના પ્રતિબિંબ ન હોયે, ચેતન સહેજ સ્વભાવે રે. તું પૂ૦ ૧૪
આ સ્વે ચૈતન જડ સરખું ભાસે, આપે તે ભૂત આકાર રે;
તત્વ નિદાન કરંતાં કૈવલ્ય, ભાસે ચૈતન્ય જડ સાર રે. તું પૂ૦ ૧૫
આ તું તારી ઇચ્છાએ પ્રાણુપતિ, અક્ષર તણી લે ઓટ રે;
દર્શન મત નાના વિધિ ચાલે, ભેખ ઠેક કોટે કોટ રે. તું પૂ૦ ૧૬
આ દેશ દેશ ભાષા ભિન્ન ભિન્ન બોલે, ચાલ ચરિત્ર આચર્ણું રે;
રૂપ રમણુ આકાર અનેરાં, પવન તેજ નીર ધર્ણું રે. તું પૂ૦ ૧૭
આ જળચર સ્થળચર ખેચર તું હરિ, કયાંય મિશ્રિત તું હોય રે;
ક્યાંક પંડિત મૂર્ખ સાધારણુ, આપથી અળગો ન કોય રે. તું પૂ૦ ૧૮
આ જીવ ઈશ્વર તું તુજને ઠરાવે, અળગો કલ્પે આકાર રે;
કલ્પિતમાં પરમેશ્વર નાવે, અકલ્પિત આપ અપાર રે. તું પૂ૦ ૧૯
આ દિસે તેવો તું ત્યાં ન હોયે, છે તે સર્વે ઈશ રે;
તું તુજને જાણે નવ જાણે, દેર દષ્ટાંત જગદીશ રે. તું પૂ૦ ૨૦
આ બોલતાં બીજું થૈને ભાસે, કહેતાં કવતાં ન ગાતે રે;
પોતાનાં પરાક્રમ પોતામાં દીસે, તેટલે નહિ સ્થૂળ જાતે રે. તું પૂ૦ ૨૧
આ વણુસતું દીસે પણુ નહિ વણુસે, રહેતું દીસે ન રહેવાય રે;
અટપટું દીસે સત્ય સર્વથા, કહેતું દીસે ન કહેવાય રે. તું પૂ૦ ૨૨
આ નિત્ય અનિત્ય મિત અમિત ન થાય, શબ્દાતીત ચૈતન્ય રે;
અન્ય અભ્યાસે અંતે ગાયો, વસ્તુ ગતે નહિ અન્ય રે. તું પૂ૦ ૨૩
આ કૈવલ્યગીતા નામ સંતાપે, આપે તે નિજ આનંદ રે;
સમજતા શ્રીપતિ સ્વે થાયે, અખા એ કૈવલ્યકંદ રે. તું પૂ૦ ૨૪

# નિષ્કુલાનંદ.

—⁂—

સ્વામિનારાયણ સંપ્રદાયનો સાધુ–એનાં કાવ્યો ગુજરાતી ભાષામાં
ઘણાં છે–એ કાઠીયાવાડમાં આવેલા ગઢડામાં રહેતો
હતો. સંવત ૧૮૭૭ માં હૈયાત હતો.

—⁂—

## ધીરજાખ્યાન.

—⁂—

### કડવું ૧ લું–રાગ ધન્યાશ્રી.

સુખના સિંધુ શ્રીસહજાનંદજી, જગજીવન જેહ જગવંદજી;
શરણાગતના સદા સુખ કંદજી, પરમ સ્નેહી છે પરમાનંદજી. ૧

ઢાળ.

પરમ સ્નેહી સંત જનના, છે ઘણા હેતુ ઘનસ્યામ;
દાસના દોષ ટાળવા, રહે છે તૈયાર આઠે જામ. ૨
અનેક વ્યસનથી લીયે ઉગારી, કરી પળે પળે પ્રતિપાળ;
પરદુઃખ દેખી નવ શકે, એવા છે જે દીનદયાળ. ૩
નિજ દાસને દુસ્મન જન, ઘડી ઘડી રે ઘાત કરે ઘણી;
ક્ષણું ક્ષણુંએ ખબર ખરી, રાખે છે હરિ તે તણી. ૪
જેમ પડે જનને પાંસરું, તેમ કરે છે એ કૃપાનિધી;
સુખ દુઃખ ને વળિ સમ વિષમે, રાખે છે ખબર બહુ વિધી. ૫
જેમ પાળે જનુની પુત્રને, બહુ બહુ કરી જતંન;
એમ જાળવે નિજ જનને, બહુ ભાવે કરી ભગવન. ૬
આ જગમાં જીવને વળી, હરિસમ હેતુ નહિ કોય;
પરમ સુખ પામે પ્રાણધારી, એમ ચિંતવે શ્રીહરિ સોય. ૭
જે દુઃખે થાય સુખ જનને, તે દે છે દુઃખ દયા કરી;
જેહ સુખે દુઃખ ઉપજે, તે આપે નહીં કે દી હરી. ૮
જેમ અનેક વિધીની ઔષધી, હોય અતિ કડવી કસાયલી;
દર્દીરે દિયે દર્દીને, ટાળવા વ્યાધિ બહાર માંહેલી. ૯

કુપથ વસ્તુ કે દી નહીં દિયે, ખાવા તે ખોટે મસે કરી;
નિષ્કુળાનંદ એમ નિજ જનની, સાહે કરે છે શ્રીહરી. ૧૦

કડવું ૨ જું.

આગે અનેક થયા હરીજનજી, તેને આવ્યાં બહુ વિઘનજી;
સમજી વિચારી કર્યા ઉલ્લંઘનજી, ભાવશું ભજ્યા શ્રીભગવંનજી. ૧

ઢાળ.

ભજ્યા ભગવાન ભાવશું, સૌખત કરી શીર સાટ;
લાલચ મેલી આ લોક સુખની, લીધી અલૌકિક વાટ. ૨
તે ભક્ત પ્રહ્‌લાદ પરમાણિયે, જાણિયે જદુ જનક જે દેવ;
વિભિષણ અંબ્રિષ આદી, ભજ્યા હરી તજી બીજી ટેવ. ૩
શિબી વળી સુધન્વા, ઋભુ ને રંતિદેવ કહીએ;
નળ મુદ્દગળ મોરધ્વજ, હરિશ્ચંદ્ર હરીજન લઇયે. ૪
શુક નારદ ને સનકાદિક, જડભર્ત જાજલી જાણિયે;
અરુણી વળી ઉપમન્યુ, ખરા ખપવાળા એ વખાણિયે. ૫
ઉંડું વિચારી અંતરમાં, જાણી લીધું જેમ છે તેમ;
ખાટ થોડી ને ખોટ ઘણી, એ મારગે ચલાય કેમ. ૬
અલ્પ સુખ સંસારનું તેમાં, દુઃખનો નહિ પાર;
જેમ ધાંખે ખાયે ધંતુર નર, તેમાં નાવે સુખ નિરધાર. ૭
એવું સુખ જોઈ આ જગતનું, જેનું માન્યું નહીં કયાં મન;
તજ્યું સુખ ત્રિયા તન ધનનું, કરવા પ્રભુને પ્રસન્ન. ૮
મોટાં દુઃખને મટાડવા, કસી કમર કરડાઈ કરી;
છતિયે કે જઇએ જીવથી, પણ એ દુઃખમાં નાવીએ ફરી. ૯
એવા આગ્રહ જેણે આદર્યાં, કરી અંતરે ઉંડા વિચાર;
નિષ્કુળાનંદ એવા જનની, શ્રીહરી કરે છે સાર. ૧૦

કડવું ૩ જું.

શુભ મતી સુણો સહુ સુખની વાતજી, હરી ભજતાં રહેવું રાજી રળિયાતજી;
સુખ દુઃખ આવે જો તેમાં દિન રાતજી, કોઇ કચવાઇ ન થાય કળિયાતજી. ૧

ઢાળ.

કળિયાત ન થાયે કોઇ દિને, રહે મનમાંય તે મગંન;
દુઃખ પડતાં આ દેહને, દિલગીર ન થાય કોઇ દીન. ૨

વણ તોળી વિપત માંહે, વળી ધરવી અંતરે ધીરને;
સદાય ન હોય સરખું, હોય સુખ દુઃખ શરીરને. ૩
તેમાં કાયરતા કોર કરી, હઈયે હિમ્મત રૂડી રાખવી;
મોળી વાતને મુખથી, વળી ભૂલે પણ નવ ભાખવી. ૪
જેમ શૂરો જુવે શરીરના, ઘણા ઘણા લાગેલ ઘાવ;
તેમ તેમ મકલાય મનમાં, વળી મૂછે નાખે તાવ. ૫
ઘણે દુઃખે મુખ ઉજળું, રહે શૂરવિરનું સદાય;
અલ્પ દુઃખે અણોસરો, રાત દિવસ રહે હૃદયામાંય. ૬
મુખથી મોટી વારતા, કષ્ટ સહ્યાવિના ન કહેવાય;
ભીડ પડ્યામાં ભળ્યો નથી, ત્યાં સુધી જાંખપ્ય ન જાય. ૭
શૂરા સંતનું સગ્યું કહિયે, તન ઉપર એક તાન;
એ મરે, એ સુખ પરહરે, કરે અળગું અંગ અભિમાન. ૮
સંકટના સમુહ માંહે, દિલે દિનતા આણે નહીં;
ચઢ્યો રહે કેફ ચિત્તમાં, તેને સમ વિષમ ગણુતી સહી. ૯
ઇચ્છે સંકટ આવવા, જેમાં સાંભરે શ્રીઘનશામ;
નિષ્કુલાનંદ એ ભક્ત કહિયે, નારાયણના નિષ્કામ. ૧૦

કડવું ૪ થું.

જેનાં કસાણાં કસોટીમાં તનજી, તે તે થયા નર નિરવિઘનજી;
સુખ દુઃખ પડ્યે ન મુઝાય મનજી, કાચું માને સાચું કસણી વીનજી. ૧

ઢાળ.

કાચું માને કસણીવિના, સોંઘાણ્ય માને છે સાર;
ફરી ન થાયે ફેરવણી, એવો ઉંડો ઉરે વિચાર. ૨
જેમ કુંભાર કસે મૃત્તિકા, વળી કાષ્ઠને કસે સુતાર;
દરજી કસે દુકુલને, લોહને કસે છે લુહાર. ૩
જેમ શીલાટ શિલાને કસી કરી, વળી રૂડું આણે તેમાં રૂપ;
એમ કસાય છે જન હરીના, ત્યારે થાય છે શુદ્ધ સ્વરૂપ. ૪
જાણો જેમ શોધાય છે સુવર્ણ, તે કનક કુંદન થાય છે;
રૂડી રીતે રૂપું શોધતાં, જાણે ચોખી ચાંદી કહેવાય છે. ૫
રૂપ રંગ ને રૂડાપણું, મૂલ તોલમાં વધે વળી;
તેહ શોધ્યાથી સહુ સમજો, વધી કીમત સઘળી. ૬

વળી જેમ બીજી ધાતુને, ગાળી બાળે મેલ માંયથી;
તેને તોલે જે બંગે ભરી, અન્ય ધાતુ આવતી નથી. ૭
જેમ પરિયટ પટકે પટને, વળી દિયે મુશળનો માર;
ત્યારે મેલ માંહેલો, નવ રહે રતિ નિરધાર. ૮
જેમ મજીઠને ખાંડે ખરી, રૂડી રીતશું રંગરેજ;
ચળકે રંગે આવે ચટકી, વળી તેમાં તે આવે તેજ. ૯
એમ ભક્ત ભગવાનના, આવ્યે દુઃખ શોધાય આપ;
નિષ્કુલાનંદ એ ભક્તનો, વળી વાધે અધીક પ્રતાપ. ૧૦

### પદ ૧ લું—રાગ રામગ્રી.

ભક્ત થાવું રે ભગવાનનું, છે જો કઠણ કામ;
સુખ સર્વ સંસારનાં રે, કરવાં જોઈએ હરામ. ભક્ત૦ ૧
દેહ-ગેહ-દારા દામનું, મેલવું મમતા ને માન;
એમાંથી સુખ આવે એહવું રે, ભૂલે ન પડે ભાન. ભક્ત૦ ૨
વિપત આવે વણ વાંકથી, તે તો સહેજે શરીરે;
ઉપહાસ્ય કરે આવી કોય રે, તેમાં રહે દ્રઢ ધીરે. ભક્ત૦ ૩
ખુની ન થાય ખમે ઘણું, એવા સહેજ સ્વભાવે;
નિષ્કુલાનંદ એવા ભક્તનો, જશ જુગો જુગ કહાવે. ભક્ત૦ ૪

### કડવું ૫ મું—રાગ ધન્યાશ્રી.

જેને થાવું હોય હરી ભક્તજી, તેને ન થાવું આ દેહમાં આસક્તજી;
વળી વિષયસુખથી રહેવું વિરક્તજી; તેહ સુખ સારુ આ જળે છે જક્તજી. ૧

ઢાળ.

જક્ત સુખમાં ન જળવું, વળી વિષયસુખ ને સ્વાદ;
શુદ્ધ ભક્ત શ્રીહરીતણા થાવું, જેવા જન પ્રહ્‌લાદ. ૨
પ્રહ્‌લાદ ભક્ત પ્રમાણિયે, જાણિયે જગ વિખ્યાત;
હિરણ્યકશિપુ સુત હરીજન, કહું કયાધુ જેની માત. ૩
ગર્ભવાસ માંહેથી ગુરુ કર્યા, મુનિ નારદને નિરધાર;
નિશ્ચે કર્યું હરી ભજશું, તજશું સુખ સંસાર. ૪
પછી પ્રહ્‌લાદજી પ્રસવ્યા, વળી વીત્યાં વરસ સાત;
ત્યારે તાતે તેડાવીને, કહી નિજકુળ રીતભાત. ૫

આસુરી વિદ્યા આપણી, તમો પઢો કરી બહુ પ્રીત;
વિબુધ વામ વિષ્ણુ થકી, તો થાઓ અતિશે અજીત. ૬
ત્યારે પ્રહ્‌લાદે પરીક્ષા કરી, આ તો દીસે છે અસુર;
મારે એને કેમ મળશે, એમ વિચાર્યું વળી ઊર. ૭
મારે ભજવા ભગવાનને, તજવી વિષય સુખની આશ;
દેહ-ગેહ-દારા-દામથી, અતિ થાવું છે ઉદાસ. ૮
એહ વાત અસુરને, વળી નહીં ગમે નિરધાર;
માટે મારે એને નહીં મળે, એવો કર્યો ઉર વિચાર. ૯
પણ હમણાં તો એને હા કહું, વળી ના કહેવાયે કેમ;
પછી નિષ્કુલાનંદના નાથનું, થશે જેમ ધાર્યું હશે તેમ. ૧૦

### કડવું ૬ ઠું.

ત્યારે પ્રહ્‌લાદ કહે પિતા સારુંજી, ભણીશ જેમાં ભલું થાશે મારુંજી;
એટલું વચન માનીશ તમારુંજી, એવું સુણી સુતથી તેડ્યા અઘ્યારુજી. ૧

#### ઢાળ.

અધ્યારુ ષંડામર્ક જે, તેને કહે છે એમ ભૂપાળ;
ભણાવો એને વિદ્યા આપણી, જાઓ તેડી બેસાડો નિશાળ. ૨
પ્રહ્‌લાદ બેઠા પછી પઢવા, લખી આપ્યા આસુરી અંક;
તેને તર્ત ટાળી લખ્યા, નારાયણ થઇ નિઃશંક. ૩
ત્યારે ષંડામર્ક કહે સમજીએ, ભાઈ એ નહીં આપણું કામ;
એ છે વેરી આપણા, તેનું ન લખવું નામ. ૪
ત્યારે પ્રહ્‌લાદ કહે પાપી જનના, હશે શત્રુ શ્રીભગવાન;
મારે તો સદા એ મિત્ર છે, આદ્ય અંતે મધ્યે નિદાન. ૫
ત્યારે ષંડામર્ક એમ સમજ્યા, છે આ વાતમાં વિવાદ;
એમ કહી ઉપેક્ષા કરી, ત્યારે કહે છે બાળકને પ્રહ્‌લાદ. ૬
મરી જાવું સૌને મુરખો, શીદ ચડો છો બીજે નેર;
ભજો શ્રીભગવાનને, તજો બીજો શેરબકોર. ૭
જેને ભજે જગ જીતી જાયે, અને થાય સુખિયા સદાય;
તેને તજી બીજું બોલે જેહ, તેહ કૃતઘ્ની કહેવાય. ૮
અમૂલ્ય તન જેણે આપિયું, આપ્યો સર્વે સુખનો સમાજ;
તેને ભજિયે ભાવે કરી, તો સરે તે સઘળાં કાજ. ૯

ત્યારે બાળક સૌ બોલિયાં, જેમ કેહશો તેમ કરશું;
નિષ્કુલાનંદનો નાથ ભજતાં, ન થાયે અમારું નરસું. ૧૦

કડવું ૭ મું.

એવા સુણી બાળકનો બોલજી, ષંડામર્કે કર્યો મન તોલજી;
આ તો વાત ચડી ચગડોળજી, ત્યારે કહ્યું રાયને મર્મ ભર્મ ખોલજી. ૧

ઢાળ.

ખોલી મર્મ ખરું કહ્યું, પ્રહ્લાદ તમારો તંન;
તે તો ભક્ત છે ભગવાનનો, એ મેં જોઈ લીધું રાજંન. ૨
આસુરી વિદ્યા એની છીએ, ભૂલે પણ ભણશે નહીં;
બીજા બાળકને બગાડશે, વળી અવળો ઉપદેશ દઈ. ૩
માટે આડી રખાવો એની આજથી, જે ન ચડે બીજે ચેન;
કુળ આપણામાં કોણે ન કર્યું, એવું આદર્યું છે એણે ફેન. ૪
ત્યારે હિરણ્યકશિપુ કહે પ્રહ્લાદને, આવી અવળાઈ તું કાં કરે;
નાની વયમાં નિઃશંક થઈ, કાં કરે કોઇથી નવ ડરે. ૫
આપું રાજ તુંને આજથી, અન્ન ધન સર્વે સમાન;
ત્રણ લોકોમાં કહ્યું તાહરું, કોઇ મોડી શકે નહીં માન. ૬
પ્રહ્લાદ કહે મહાપાપરૂપ, મુને ગમતો નથી એહ ગેલ;
ભજતાં શ્રીભગવાનને, મુને સમુ લાગે છે સેહેલ. ૭
ત્યારે હિરણ્યકશિપુ બોલ્યો હાકલી, માગી લે છે મુખે શિદ મોત;
માનતો નથી માહેરું, મરી જાઈશ તું તારા સોત. ૮
ત્યારે પ્રહ્લાદ કહે બોલવું, તેનો કરવો વિચાર;
તુંને તારે મને મારિયો, તેથી પામ્યો છે તું હાર. ૯
ત્યારે હિરણ્યકશિપુ કહે કોપ કરી, તુંને હણીશ મારે હાથ;
તારી રક્ષા કેમ કરશે, નિષ્કુલાનંદનો નાથ. ૧૦

કડવું ૮ મું.

કહે હિરણ્યકશિપુ કોપ છે ત્યાં સેવજી, મારી મુકાવો આની તમે ટેવજી;
બાણે તો આદરિયું અવળુ છેકજી, એવું સુણી ઉઠ્યા અસુર અનેકજી. ૧

ઢાળ.

અસુર ઉઠી આવી કહે, રાય જેમ કહો તેમ કરિયે;
રાય કહે આને મારો જીવથી તો, આપણુ સર્વે ઉગરિયે. ૨

અસુર કુળ કાનનનો, કાપનાર આ છે કોઠાર;
જેમ મહા અરણ્યને અલ્પ અગ્નિ, વળી બાળી કરે છે છાર. ૩
માટે મારો એના થકી, વડો થાશે વળી વિનાશ;
જેમ ઝીણો કણકો ઝેરનો, કરે કલેવરનો નાશ. ૪
કાળ છે આપણા કુળનો, તમે જાણી લેજો જરૂર;
માટે એને જો મારિયે તો, સૌ ઉગરીએ અસુર. ૫
માત તાત સુત ભ્રાતનો, વેરી લીએ વાલાનો વેશ,
એથી સુખ આવે નહીં, આવે કઠણ કષ્ટ કલેશ. ૬
માટે એને તમે જરૂર મારો, માં વિચારો બીજી વાત;
છેલ્લી આજ્ઞા એજ છે, કરો એનાં દિલની ઘાત ૭
એવું સુણી અસુર નર, સૌ તર્ત થયા તઇયાર;
મારો મારો સૌર કરે, અઘ ભર્યાં નર અપાર. ૮
નમેરી ને નિર્દયા, વળી પાપના પુંજ કહિયે;
તેને પાને પ્રહ્લાદ પડિયા, ખરી ક્ષમા એની લહિયે. ૯
ગડથલાવી ગળે ઝાલી, કર્યાં મારવા સારુ મોહોર;
નિષ્કુલાનંદ કહે હરી ત્યાં, આવતો દીઠો એહ ઢોર. ૧૦

પદ ૨ જું–રાગ રામગ્રી.

પદાતિ કહે પહેલવાનને, હુકમ કર્યો છે રાયે;
ચીરી નાંખ પ્રહ્લાદને, બાંધી હાથીને પાયે. પદા૦ ૧
ત્યારે માવતે વાત માની મને, બાંધ્યા હાથીને પગે;
તેમાંથી પ્રહ્લાદ ઉગર્યા, સૌએ દીઠા છે દ્રગે. પદા૦ ૨
ત્યારપછી તેણે તપાસીને, આપ્યું ઝેર અન્નમાં;
તે તો અમૃતવત થયું, તર્ત ઉતરે તનમાં. પદા૦ ૩
શિશુ એ સાત વર્ષના, બાંધ્યું વડાશું વેર;
નિષ્કુલાનંદ કહે અસુરને, નહીં કોઇને મેહેર. પદા૦ ૪

કડવું ૯ મું–રાગ ધન્યાશ્રી.

*કહે ભાઈ આપણે કરિયે કેમજી, સૌ વિચારવા લાગ્યા વળી એમજી,*
*કોણ જાણે કેમ રહે છે એ ક્ષેમજી, હવે જેમ મરે કરો સૌ તેમજી. ૧*

ઢાળ.

તેમ તપાસી સૌ કરો, નાંખો સૌકો ઠાલે કૂપ;
મરી જાશે ભોરીંગ ભારી, થાશે તેણે રાજી ઘણું ભૂપ. ૨

તેમાં નાખે પણ નવ મર્યા, ત્યારે ડર્યા અસુર અપાર;
ખરો વેરી છે ખોટું નથી, એમ થયો સૌને વિચાર. ૩
પછી કહે પછાડે પહાડથી, તલ તલ થાય એનું તન;
તેમનું તેમ તેણે કર્યું, તેમાં કર્યું હરિયે જતન. ૪
પછી ખારા જળ ખારા કીચમાં, ઘાલિયા ઘણો દઈ ભાર;
તેથી પ્રહ્લાદ ઉગર્યો, શ્રીહરિયે કીધી સાર. ૫
પછી શસ્ત્ર સર્વે સજ કરી, ઉઠયા મારવા શુરવીર,
તેણે ત્રાસ પામ્યા નહીં, ધન્ય ધન્ય એ જનની ધીર. ૬
પછી પાત્રકે પ્રજાળવા, બાળવા કર્યો વિચાર;
તેહ વિના ઉપાયો બીજા, કર્યો હજારો હજાર. ૭
ભક્ત જાણી ભગવાનના, છે અસુરને વેર અતી;
મનસુબા મને મારવાના, કરે છે બહુ બહુ કુમતિ. ૮
નર નારી સૌ એમ બોલે, કોઇ ઘાત કરો પ્રહ્લાદની;
તો અસુર સૌ અભય થાશે, જય થશે ક્વ્યાદની. ૯
આશ્ચર્ય પામ્યા અમર નર, જોઇ પ્રહ્લાદની ધીર;
નિષ્કુલાનંદના નાથની કસણી, જોઇ નયણે આવ્યાં નીર. ૧૦

## કડવું ૧૦ મું.

નથી હરિ જનને ધીરજ સમ ધનજી, કામ દામ આવે એ દોહલે દિનજી;
જ્યારે જન કરે હરિનું ભજનજી, તેમાં બહુ આવે વિપત વિઘનજી. ૧

### ઢાળ.

વિઘ્ન આવે અણચિંતવ્યાં, સુર અસુર ને નરથકી;
જોખમ ન થાય જન જેમ, તેમ વાત કરવી નથી. ૨
આદ્ય અંત્યે મધ્યમાંયે, ભક્તે સુખ શું શું ભોગવ્યું;
સહી સંકટ ભજ્યા શ્રીહરી, એમ ચારે જુગ માંહે ચવ્યું. ૩
ભક્ત થાવું ભગવાનનું, રાખી વિષયસુખની આશ;
બેઉ કામ ન બગાડિયે, થાય ખરા હરિના દાસ. ૪
અતિ મોટું કામ આદરી, વળતો કરીયે વિચાર;
એ તો અર્થ આવે નહીં, વળી ઠાલો ખોવાયે કાર. ૫
કાર જાય ને કામ ન થાયે, વળી જાય ખાલી ખેપ;
એવું કામ આદરતાં, કહો કેને આવ્યું ઠેપ. ૬

માટે તાવે ઘાવ જેમ ઘણના, ઘણા લગાડે છે લુહાર;
તક ચુકે જો તે તણી તો, સાંધો નં થાય નિરધાર. ૭
જોને મોહોરે જેવું મોધું હતું, એવું મોધું નથી જો આજ;
પ્રહ્લાદની પેઠે આપણને, નથી કસતા મહારાજ. ૮
પેખો ભક્ત પ્રહ્લાદને, જે જે પડિયાં એને દુઃખ;
વેઠી બહુ કઠ્ઠ વિપત્તિ, રહ્યા હરીને સન્મુખ. ૯
એકાએક વિવેક ટેક, એવું કામ એણે આદર્યું;
નિષ્કુળાનંદ કહે નાથે તેનું, ઘણું ઘણું ગમતું કર્યું. ૧૦

### કડવું ૧૨ મું.

વળી પ્રહ્લાદની કહું સુણો વાતજી, તેહપર કોપિયો તેનો તાતજી;
ઉઠ્યો લઈ ખડ્ગ કરવા ઘાતજી, થયો કોલાહલ મોટો ઉત્પાતજી. ૧

### ઢાળ.

ઉત્પાત તે અતિશે થયો, કહે પાપી પ્રહ્લાદ ક્યાં ગયો;
દેખાડ તારા રાખનારને, કાઢી ખડ્ગ મારવા રહ્યો. ૨
પ્રહ્લાદ કહે પુરણ છે, સર્વે વિષે મારો શ્યામ;
હમણાં પ્રભુ પ્રગટશે, ટાળશે તારું ઠામ. ૩
અરેરે એવું બોલ માં તું, વળી કહે ડેરાવીને ઠીક;
તું ને તારા રાખનારની જો, મારે નથી કંઈ બીક. ૪
એમ કહીને જો કાઢિયું, તીખું ખડ્ગ તે વાર;
ધાંધો થાય ઘણું ઘાવ કરવા, પણ ન ડરે પ્રહ્લાદ લગાર. ૫
કરડે દાંત ક્રોધે કરી, વળી બોલે વસમાં વેણ;
રીસ કરી રાતાં થયાં, મહા પાપીનાં તે નેણ. ૬
પછી પ્રહ્લાદે પ્રકાશિયું, જોઇ અસુરનો આરંભ;
કહ્યું છે આ કાષ્ટમાં સ્થિર, રહ્યા છે થઇ સ્થંભ. ૭
દેરાવ્યા જ્યારે હરી સ્થંભમાં, ત્યારે કોપ્યો લઇ તલવાર;
હાંકી હીક મારી સ્થંભમાં, ત્યાં પ્રગટ્યા પ્રભુ કૃપાળ. ૮
પછી માગ્યું હતું જ્યમ મોતને, તેમાં તે બાધ આવે નહીં;
તેમજ તેને મારિયો, શ્રીનૃસિંહજી પ્રગટ થઇ. ૯
હાહાકાર અપાર થયો, રાખ્યું પ્રહ્લાદજીનું પણ;
નિષ્કુળાનંદ કહે તેણે કરી, સૌ સુખી જઇએ આપણ. ૧૦

### કડવું ૧૨ મું.

પ્રગટ્યા નૃસિંહજી પ્રહ્લાદને કાજજી, બહુ રાજી થઈ બોલિયા મહારાજજી;
માગો માગો પ્રહ્લાદ મુજ થકી આજજી, આપું તમને તે સુખનો સમાજજી. ૧

#### ઢાળ.

આપું સમાજ સુખનો, એમ બોલિયા છે નરહરી;
પ્રહ્લાદ કહે તમે પ્રસન્ન થયા, હવે શું માગું બીજું ફરી. ૨
મારે તો નથી કંઈ માંગવું, પણ એવું કહેશો માં કોયને;
પંચ વિષયમાં પ્રીત જીવને, માગશે રહ્યા છે જેમાં મોહીને. ૩
થોડીક સેવા કરી તમારી, માગે છે મોટાં સુખને;
એવા વેપારીને ઓળખી, સુખ વિષય દેશોમાં વિમુખને. ૪
એમ પ્રહ્લાદ ઓચર્યા, કહ્યો અંતરનો અભિપ્રાય;
ધીરજતાનું ધામ ધન્ય, નિષ્કામ કહ્યા ન જાય. ૫
પેખી ભક્તિ પ્રહ્લાદની, એવી આપણે પણ આદરો;
નક્કી પાયો નાખી કરી, ભય તજી ભક્તિ કરો. ૬
ભક્ત કહેવાઇ આ ભવમાં, અભક્તપણું અળગું કરો;
શુદ્ધ સેવક થઈ ઘનશ્યામના, અમલ ભક્તિ આદરો. ૭
ભક્તિમાં જોગ લુંડાઇનો, વળી રતી પણ નવ રાખિયે;
દોરી બાંધી અંગે દામની, વિશ્વાસી પાસે નવ નાંખિયે. ૮
ભક્ત છે બહુ ભાતના, દામ વામ સુખ ખાન પાનના;
એવું ન થાવું આપણે, થાવું ભક્ત ખરા ભગવાનના. ૯
સેવક થઈ ઘનસ્યામના, ઇચ્છવાં સુખ સંસારનાં;
નિષ્કુલાનંદ એ ભક્તિ નહીં, એ તો લક્ષણ છે ચોર જારનાં. ૧૦

### પદ ૩ જું—રાગ રામગ્રી.

ભક્ત સાચા ભગવાનના, ઝાઝા જડતા નથી;
લક્ષણ જોઈ લેવા લખી રે, શું કહિયે ઘણું કથી. ભક્ત૦ ૧
અતિ દયાળુ દીલના, પડ્યે કષ્ટે ન કાય;
પ્રાણધારીને પીડે નહીં રે, પર પિડ્યે પીડાય. ભક્ત૦ ૨
પોતાને સુખ જો પામવા, બીજાનું ન બગાડે;
દુષ્ટ આવે કોઈ દમવા, તેને શાંતિ પમાડે. ભક્ત૦ ૩

ક્ષમા ધણી શોભે નહીં, સુખ દુઃખને સહે;
નિષ્કુળાનંદ એવા ભક્તથી, હરી દૂર ન રહે. ભક્ત૦ ૪

## કડવું ૧૩ મું—રાગ ધન્યાશ્રી.

વળી ધન્ય ધન્ય ધ્રુવજીને કહિયેજી, જેનો તાત ઉત્તાનપાદ લહિયેજી;
સુનીતિને ઉદર આવ્યા જહિયેજી, જન્મી ઉરમાં વિચારીયું તહિયેજી. ૧

ઢાળ.

ઉરમાં એમ વિચારિયું, થાવું મારે શ્રીહરી દાસ;
એવે વિચારે આવિયા, વળી નીજ પિતાને પાસ. ૨
આદર ન પામ્યા તાતથી, થઈ પુષ્ટિ એહ પરિયાણુની;
માયે પણ એમ જ કહ્યું, થઈ દૃઢ મતિ સુજાણુની. ૩
જેમ શુરો શત્રુ સૈન્યશું, હૈયે કરે લડવાને હામ;
તેને સિંધુ સંભળાવતાં, ભાઈ મરી મટે એહ ઠામ. ૪
તેમ ધ્રુવે ધાર્યું હતું, અતિ થાવું સૌથી ઉદાસ;
રાજસાજ સુખ સંપતિ મેલી, વન કરવો છે વાસ. ૫
અલ્પ સુખ સંસારનું, જે મળે તે મટિ જાય રે;
તેહ સારુ આવું તન ખોઈ, કહો કોણુ દુઃખને ચહાય રે. ૬
અચળ સુખ અવિનાશીનું, જેહ પામીને પાછું નવ ટળે;
એવા સુખને પરહરીને, બીજા સુખમાં કોણુ બળે. ૭
અસત્ય સુખ સંસારનાં, તેને સત્ય માની નર નાર;
ભુલવણીમાં ભૂલાં પડ્યાં, કેણે ન કર્યો ઉર વિચાર. ૮
મરિચિ જળ મળવા સારુ, મનસુબો કરે છે મનમાંહે;
પણ જાણુતાં નથી રીત ઝાંઝુની, એહ અર્થ ન આવે કાંયે. ૯
એવું દૃઢ ધ્રુવે કર્યું, મોરેથી મનમાંયે;
નિષ્કુળાનંદનો નાથ ભજશું, તજશું બીજી ઇચ્છાયે. ૧૦

## કડવું ૧૪ મું.

દૃઢ વિચાર કરી એમ ધ્રુવે મંનજી, વેગેશું ચાલિયા વળતા વંનજી,
મારગમાં મળિયા નારદ મુનિ જંનજી, તેણે કહ્યાં બહુ હિતનાં વચંનજી. ૧

ઢાળ.

વચન કહ્યાં બહુ હીતનાં, વળી આપ્યો મંત્ર અનૂપ;
પછી અચળ તપને આદર્યું, જપે મંત્ર એ સુખ સ્વરૂપ. ૨

પાંચ વર્ષના એક પગે, ઉભા અચળ અડગ થઇ;
બહુ બલાએ આવે બિવરાવવા, તેના બીત્રાવ્યા બીએ નહીં. ૩
સ્યાળ, વ્યાળ, કરી, કેશરી, વાઘ, વાનર વૃંદ, વિંછુ વળી;
ભૂત પ્રેત રાક્ષસ રાક્ષસી, વૈતાળ વૈતાળી મળી. ૪
હોહોકાર હુંકાર કરે, કાનમાં ક્રૂર ઉચ્ચાર;
મારો મારો ખાઓ કરે, પણ ન ડરે ધ્રુવજી લગાર. ૫
અન્ન જળ તજી આરભ્યું, કઠણ તપ જે કહેવાય;
તજી લાલચ તનની, આદર્યો એહ ઉપાય. ૬
ખરી ટેક ખટ માસ સૂધી, ઉભા રહ્યા એક પગે;
અસુર સુર આશ્ચર્ય પામ્યા, દેખી તપ ધ્રુવજીનું દગે. ૭
પ્રભુ મળ્યા સારુ પરહર્યું, સર્વે શરીરનું સુખ;
રાજી કરવા રમાપતિ, અતિ દિયે છે દેહને દુઃખ. ૮
મેલી મસ્ત હિમ્મત કરી, ખરી ખોટા સુખની આશ;
આંકરું તપ આદર્યું, જોઈ પામ્યાં જન મન ત્રાસ. ૯
ધરણી લાગી ધ્રુજવા, ડગવા લાગ્યા દિગ્પાળ;
નિષ્કુલાનંદ નાની વયમાં, દીઠા બહુ બળવાળા બાળ. ૧૦

કડવું ૧૫ મું.

નિર્બળથી ન નીપજે એ કામજી, શીદ કરે કોય હઇયામાં હામજી;
ઘણું કઠણ છે પામવા ઘનશ્યામજી, જેણે પામીએ સુખ વિશ્રામજી. ૧

ઢાળ.

સુખ વિશ્રામ પામીએ, વામીએ સર્વે વિઘંન;
તેમાં કસર ન રાખીએ, રાખીએ પરગલ મંન. ૨
ધારી ટેક વન સરખી, ઉર આંટી પાડવી એમ;
પામું હરી કે પાડું પિંડને, કરું ધ્રુવે કર્યું હતું તેમ. ૩
એમ ઓથ મોટાની લીએ, ખોટ તે ખોવા કાજ,
ખાલી જાય ન ખેપ તેની, જરૂર રીઝે મહારાજ. ૪
પ્રહ્લાદ ધ્રુવની પેરે કરે, સમજી ભક્તિ સુજાણ;
તેથી અધિક કરવી નથી, કરવી એને પરમાણ. ૫
એના જેવી જ આદરે, સહે તને કષ્ટ બહુ ટાઢ;
એમ કરતાં હરી મળે ત્યારે, પલસ્યો નથી કંઈ પહાડ. ૬

એની જેવી વળી આપશે, ભલી ભાતે બાંધીએ ભેટ;
ત્યારે પ્રસન્ન જનપર પ્રભુ, ન થાય કો કેમ નેટ. ૭
હિમ્મત જોઈ હરીજનની, રહે છે હાજરાહજૂર;
પણ ભાગે મને ભકિત કરે, તેથી શ્રીહરી રહે દૂર. ૮
સાચાને સોંઘા ઘણા છે, નથી મોઘા થયા મહારાજ,
ખોટાને ન જડે ખોળતાં, તે દીન કે વળી આજ. ૯
માટે કસર મૂકી કરી, થાઓ ખરા હરીના દાસ;
નિષ્કુળાનંદ નક્કી કહે છે તે, દાસ પાસ અવિનાશ. ૧૦

કડવું ૧૬ મું.

વળી કહું વર્ણુંવી ધ્રુવની વાતજી, શીત ઉષ્ણ સહે છે દિન ને રાતજી,
તેમાં ન થાય કોઇ કાળે કળિયાતજી, કરવા હરીને રાજી રળિયાતજી. ૧

ઢાળ.

રાજી કરવા મહારાજને, સુખ દુઃખ સહે છે શરીર,
અડગ ઉભા એક પગપર, ધારી મને દૃઢ ધીર ૨
રોજ ગેંડા પાડા હરણાં, સસા સેમર સુરા ગાયે;
આવે એવાં વળી દુઃખ દેવા, પણ બીહે નહી મન માંયે. ૩
ગૃધ્ર ગીધ ચીલ ચીબડી, કાક કસુરી સુઘરી કપોત;
ભમર તમર બોલે ટીટડાં, ઠામ ઠામ દમકે ખદ્યોત. ૪
એક એકથી અધિક પાપી, પાડે ભજનમાં ભંગ;
તોય ધ્રુવજી નથી ધ્રુજતા, ખરી ધીરજ કરી દૃઢ અંગ. ૫
ખાન પાનની ખબર નથી, નથી કરતા નિદ્રા નયણે,
ભજે છે ભગવાનને, વારંવાર વયણે. ૬
શ્વાસ ઉશ્વાસે સમરે, સુખદાઇ શ્રીઘનશ્યામ;
પળ એક પામતા નથી, એહ ભજનથી વિરામ. ૭
તનને રાખ્યુ છે તાપમાં, મન રાખ્યુ છે મહા પ્રભુમાંય;
તેહ વિના તન મન બીજે નથી, રાખિયું કહું કયાંય. ૮
જોઈ તપ એ જનનું, બાળપણનું બહુ પેર;
માનવ દાનવ દેવતાને, કહો કેમ નાવે મનમાં મેહેર. ૯
વિષ્ણુ તેને વિલોકીને, રીઝયા અતિ રમાપતિ;
નિષ્કુળાનંદ કહે નાથજી, ઇચ્છા દેવા પુરણ પ્રાપતી. ૧૦

### પદ ૪ થું–રાગ રામગ્રી.

પ્રગટ્યાં અટલ પદ આપવા, અલબેલો અવિનાશ;
આવી એમ ધ્રુવને કહ્યું રે, માગો માગો મુજ પાસ. પ્ર૦ ૧
ધ્રુવજી કહે ધન્ય ધન્ય નાથજી, તમે પ્રસન્ન જ થયા;
એથી બીજું શું માગવું, દીન દુઃખના ગયા. પ્ર૦ ૨
અખંડ રહેજો મારે અંતરે, પ્રભુ આવાના આવા;
મોટું બંધન છે માયાતણું, તેમા ન દેશો બંધાવા. પ્ર૦ ૩
એમ ધ્રુવજી જ્યારે ઉચર્યાં, લાગ્યું સારું સ્વામને;
નિષ્કુળાનંદ કહે નાથે પછી, આપ્યું અચળ ધામને. પ્ર૦ ૪

### કડવું ૧૭ મું–રાગ ધન્યાશ્રી.

હરી ભજવા હર્ષ હોય હઇએજી, ત્યારે ભક્ત ધ્રુવ જેવા થઇએજી;
એથી ઓરા રતિએ ન રહીએજી, પરમ પદને પામીએ તહીંએજી. ૧

### ઢાળ.

પર પદને પામીએ, વામીએ સર્વ વિકાર;
કાચાં સાચાં સુખને, ન પામે નિરધાર. ૨
અજારન દેવો અંગે આવા, દેહ દમવી ગમતી નથી;
એવા ભક્ત જક્તમાં ઘણા, તેની વાત હું શું કહું કથી. ૩
વાંછના વિષય સુખની, રહે અખંડ તે ઉરમાંય;
ભાળી એવા ભક્તને, કહો કેની કરે હરી સહાય. ૪
માટે ભક્ત એ ભૂલા પડ્યા, નથી ભૂલા પડ્યા ભગવાન;
જેહ જેવી ભક્તિ કરે, તેવુ ફળ પામે નિદાન. ૫
વાવિયે બીજ વળી વિષનું, કરિયે અમૃત ફળની આશ;
એહ વાત નથી નીપજવી, તેનો તે કરવો તપાસ. ૬
કરી લાડવા જો કાષ્ઠના, વળી હેવું મોતીનું મૂલ;
તે સમજુ કેમ સમજે, કાષ્ઠ પિષ્ટ મિષ્ટ સમ મૂલ. ૭
ભૂત ભવિષ્ય વર્તમાનમાંયે, વળી વિચારવી એહ વાત;
ભક્તિ કરી મોરે ભગતે, તેવી કરવી વિખ્યાત. ૮
છાર સારનો ભાર સરખો, તપાસી તે ઉપાડવો;
સારમાં સૌ સુખ મળે, છાર ધોયે પરિશ્રમ પાંડવો. ૯

માટે સાચા થઈ સૌ મંડો, ખોટ ખંખેરી કાઢો કરી;
નિષ્કુલાનંદ કહે નાથજી, રીઝશે તો શ્રીહરી. ૧૦

કડવું ૧૮ મું.

જુઓ હરી ભક્ત થયા હરીશ્ચંદ્રજી, તેનું સત્ય જોઈ અકળાયો ઇંદ્રજી;
ત્યારે ગયો વિષ્ણુને પાસેં પુરંદ્રજી, જઈ કહી વાત મારું ગયું મંદ્રજી. ૧

ઢાળ.

મારું તો ઘર ગયું આજ, કાલે લેશે અવધપતિ;
એનું સત્ય ધર્મ નીમ જોઇને, હું તો અકળાયો અતિ. ૨
એને દાને કરી ડોલિયું, મારું અચળ- ઇંદ્રાસંન;
માટે રાખો કહું મુજને, હું આવ્યો શરણ ભગવંન. ૩
ત્યારે વિષ્ણુ એમ બોલિયા, તું બેસ સ્થાનક તાહરે;
નથી દેવું ઇંદ્રાસન એને, તેને રાખવો છે ધામ માહરે. ૪
પછી તેને તાવવા સારુ, તેડાવ્યા વિશ્વામિત્રને;
હરિશ્ચંદ્રને સત્યથી પાડો, પમાડો દુઃખ નિરંતરને. ૫
ત્યારે વિશ્વામિત્ર કહે વિષ્ણુને, એમાં લાગે મુને અપરાધ;
ત્યારે વિષ્ણુ કહે મારે વચને, તમને નથી કંઈ બાધ. ૬
જેણે વસિષ્ઠના સુત સૌ સંહાર્યાં, એવા છે દીલના દયાળ;
તેને એ કામ કઠણુ નથી, ઉઠી ચાલિયા તત્કાલ. ૭
પરને પીડા પમાડવા, જેને અંતરે નથી અરેરાટ;
સકટ એ કેમ સહી શકે, એવો નથી દેવામાં ઘાટ. ૮
મનમાં મેહેર મળે નહીં, વાણીએ વિપત પાડે ઘણી;
કાયાયે રુડું તે કેમ કરે, ધારો વિચારો તેના ધણી. ૯
અવધ પુરી એ આવિયા, હરિશ્ચંદ્ર રાયને ઘેર;
નિષ્કુલાનંદ હરિશ્ચંદ્રે પછી, પૂજા કરી બહુ પેર. ૧૦

કડવું ૧૯ મું.

ષોડષ પ્રકારે કરી પૂજા અતિજી, ધૂપ દીપ કરી ઉતારી આરતીજી;
પછી હાથ જોડી કરી વિનતીજી, માગો માગો મુજથી મોટા મહિપતીજી. ૧

ઢાળ.

માગો કંઇ એક મુજ પાસથી, તે આપું તમને આજ;
ત્યારે મુનિ બોલિયા, આપ તારું સર્વે રાજ. ૨

પૂછ રાણી કુંવર તારાને, સૌ હોય રાજી રળિયાત;
તો મેં જે માગ્યું તે આપજો, નહીં તો ન કર મુખથી વાત. ૩
રાજ્ય દઇને રંક થાશો, નહીં મળે અંબર અન્ન આહાર;
અણતોળ્યું દુઃખ આવશે, નહિ રહે સત્ય કરો વિચાર. ૪
ત્યારે રાય રાણી કુંવરે, કર્યો એમ વિચાર;
આપો રાજ સૌ એહને, રાખો સત્ય નિરધાર. ૫
ત્યારે રાય કહે છે ઋષિને, આપ્યું રાજસાજ સર્વ સ્મૃદ્ધિ;
ઋષિ બોલ્યા જોઇએ, તે ઉપર દક્ષિણા દીધી. ૬
ત્યારે રાયજી બોલિયા, દેશું સુવર્ણ ત્રણ ભાર;
ત્યારે ઋષિ કહે આપ હમણાં, મકર વેળ લગાર. ૭
રાજ સાજ સ્મૃદ્ધિ મારી, એથી બીજું હોય તુજતણું;
આપ્ય તે ઉતાવળું, એમ ધાંધળ કીધું ઘણું. ૮
ત્યારે રાય કહે આ રાજમાં તો, અમારૂં નથી અણુભાર;
કુંવર રાણી આ દેહ મારું, એ છે દીધા થકી બહાર. ૯
ત્યારે રાય ઋષિને કહે, અમને વેંચીને ધન લઇએ;
નિષ્કુલાનંદ ત્યારે શું કહે, ચાલો સૌ કાશીએ જઇએ. ૧૦

કડવું ૨૦ મું.

॥મિત્ર કહે વિતશે એક માસજી, ત્યારે હું આવીશ તમારી પાસજી;
સુધી કરજો કાશીમાંય વાસજી, પછી હું વેંચીશ કરી તપાસજી. ૧

ઢાળ.

તપાસ કરીશ હું ત્રણેને, પછી વેંચીશ વિગતે કરી;
ત્યારે ત્રણે ચાલ્યાં ત્યાંથકી, દૃઢ ધીરજ મનમાં ધરી. ૨
રાજા રાણી કુંવરનાં છે, અતિ કોમળ અંગ;
સો સો સેવા જેની કરતા, નથી તેને સેવક એક સંગ. ૩
કાંટા કાંકરા આકરા અતિ, ખાડા ખડિયાં ઠેશ ઠબક;
ગોખરુ ભટ ડાભશૂળિયાં, લાગે પગમાં લોહી ત્રબકે. ૪
તપે ભોમિ તીખી અતિ, તેમાં નથી ચલાતુ ચર્ણે;
બળે તળાં બે પગનાં, તેણે ઢળી પડે છે ઘણે. ૫
ઊપર તીખો પ્રલય સરખો, ઉગ્યો અર્ક અગ્નિ લઈ;
પાણી ન મળે પ્યાસે મરે, અન્ન વિના દિન ગયા કઇ. ૬

પ્યાસ ભૂખથી પીડા થકી, નકી દિલે નથી ઉલસતાં;
અડવડે લડથડે તોય, કાયર વાક્ય નથી બોલતાં. ૭
વાટમાં બહુ વિઘ્ન કરવા, સત્ય મૂકાવવા સામા મળે;
ત્રણેની એક ટેક છે તે, ચળાવ્યાં પણ નવ ચળે. ૮
સહ્યાં ન જાયે શરીરમાંયે, એવાં બીજા કષ્ટ આવે બહુ;
તોએ દુઃખ ન માને દીલમાં, એવાં શ્રદ્ધાવાળાં છે સહુ. ૯
દુઃખતણા દરિયાવ માંહે, ત્રણે પડિયાં છે તળે;
નિષ્કુલાનન્દ કહે ધન્ય ધીરજ, એમ કહ્યું સંત સઘળે. ૧૦

## પદ ૫ મું-રાગ સિન્ધુ.

સત્યવાદી સંકટને સહે, રહે ધીર ગંભીર નિરનિધિ જેવા,
આપે અમાપે તોય તપે નહીં કેદી, અડગ પગ ન પરઠે એવા સત્ય૦ ૧
સત્ય સજગ ઉપહાસ ત્રાસ, હરીદાસ સહે અન્ય કાસતાસ નાશ કીધી જેણે,
અવિનાશ પાસ વાસ આશ કરી, શ્વાસઉચ્છ્વાસ ઉલ્લાસ રહે છે તેણે સત્ય૦ ૨
અતિ પ્રસન્ન વદન નિશ દિન રહે, ધન્ય ધન્ય જને પાવન સરે,
જગજીવન સજન વિઘ્ન હર, તેહ વિણુ ભજન મન નવ કરે. સત્ય૦ ૩
ગ્રહી ટેક એક વિવેક કરી ખરી, છેડ તે કેને કયે નવ તજે,
નિષ્કુલાનન્દ જગ વન્દ્ય સહજાનન્દ, સુખ કંદ ગોવિંદ મુકુંદ ભજે. સત્ય૦ ૪

## કડવું ૨૧ મું-રાગ ધન્યાશ્રી.

ત્યારપછી ત્રણે ચાલી ભૂલ્યાં વાટજી, આગળ આવ્યું ઉજ્જડ નરેડાટજી,
નાવ્યું નીર નદી કોય ઘાટ ઘાટજી, તોય મને નથી કરતાં ઉચ્ચાટજી. ૧

### ઢાળ.

ઉચ્ચાટ નથી જેને અતરે, રહે છે આનંદ ઉરમાં અતિ;
દૃઢ ધીરજ મનમાં ધરી, કરી સઘન વન વિષે ગતિ. ૨
બેર કેર ખજુરી ખરાં, બાવળ કંટાળા બોરડી,
અતી અણિયાળા આંકડીઆળા, લાગે કાંટા જાય લડથડી. ૩
વાઘ વરુ વાનર વીંછુ, શશા શેમર શીઆળ છે,
ચીત્રા માતંગ નાહર નોળ, એ વનમાં વીંછી વ્યાલ છે ૪
પર્વત ઉપર પાવક બળે, પાડે પશુ પખી ઘુમરાણુ;
ઉપર ઉડે શકરા સમાળા, કક કોશી હરવા પ્રાણુ. ૫

ઘૂડ હોલાં ઘણાં ઘુઘવે, બીજા શબ્દ થાય ભયંકાર;
સહ્યા ન જાયે શ્રવણે, એવા થાય બહુ ઉચ્ચાર. ૬
બારે કઠણ એ ભોમિકા, અતિ વિકટ વન સઘન;
ચાલી ચર્ણે ચકચૂર થયા, ત્યારે થયું એ વન ઉલ્લંઘન. ૭
ચાલી શકે નહીં ચર્ણે, ટળી વળી પડી જાયે ધર્ણે;
પામે પીડા બહુ પેરની તે તો, વદને ન જાયે વર્ણે. ૮
મૃતકવત મહી ઉપરે, ત્રણે પડીયાં તે વાર;
મોડીશી મૂર્છા ઉતરી, ત્યારે થયે ચાલવા તઇયાર. ૯
ધીરે ધીરે પગ ધરી ચાલતાં, આવી નદી પીધું નીર;
નિષ્કુળાનંદ ત્યાં માર્ગ મળ્યો, પછી ચાલ્યાં ત્રણે સુધીર. ૧૦

કડવું ૨૨ મું.

મળીઓ મારગ ચાલિયાં ચોંપેજી, પડે આખડે પગ પાછા ન રોપેજી;
પહોંચીએ કાશી તો સારું છે સૌપેંજી, નવ પહોંચીએ તો ઋષિ રખે કોપેજી. ૧

ઢાળ.

ઋષિ કોપ્યાની બીક રહે, રખે વહી જાય માસ;
આપે શ્રાપ તો આપણે, એવો ત્રણેને મન ત્રાસ. ૨
અન્ન વિના અચેત અતિ, ગતિ થોડી થોડી થાય છે;
અડવડતાં ને આખડતાં, ત્રણે ચાલ્યાં જાય છે. ૩
સાંજ પડે સૌ સામટાં મળી, વળી વાત કરે ધીરજની;
સ્મર્ણ કરતાં શ્રીહરીનું, એમ નિર્ગમે છે રજની. ૪
સવારે સૌ થઇ સાવધાન, વળી ચાલે છે ચોંપે કરી;
રખે વીતી જાય વાયદો, એવી અંતરે ખટક ખરી. ૫
લાંઘણે કરી લેલરિયાં, થયાં અન્ન વિના અચેત;
સુકી ગયાં શરીરમાં, રાજા રાણી કુંવર સમેત. ૬
તોયે ટેક તજતાં નથી, કથી નથી કહેવાતી એહની;
ધીરજ ઓંચળત આણે અંતરે, સુખ દુઃખ ન માને શરીરની. ૭
એમ મહા દુઃખ પામ્યાં મારગે, તે કહેતાં પણ કહેવાય નહીં;
ત્યારે તે પહોંચ્યાં કાશીએ, ઉભાં ત્રણે તે ચોકે જઇ. ૮
ત્યાં તો તૈયાર ઉભા હતા, ઋષિ વિશ્વામિત્ર જેનું નામ;
ત્રણ કોળી તે ઉપર ધરી, વળી વેચવાને કામ. ૯

સાંજ પડી ગઈ શહેરમાં, ત્યારે આવ્યાં ગ્રાહક તે પેર;
નિષ્કુલાનંદ કહે નાણું દઈ, લઈ ગયા પોતપોતાને ઘેર. ૧૦

### કડવું ૨૩ મું.

રાણી રોહીતાશ્વનુ દ્વિજ દઈ ધંનજી, તેડી ગયો તેને નિજ ભુવંનજી;
હરિશ્ચંદ એક રિયો રાજંનજી, તે પણ વેંચાણો શ્વપચને સદંનજી. ૧

ઢાળ.

શ્વપચ ઘેર રાજા રહ્યા, દ્વિજ ઘેર રહ્યા રોહિતાશ્વ;
તારા તે પણ દ્વિજનુ, કરે કામ કરી ઉલ્લાસ. ૨
તારા ખાંડી દીયે તાંદુલા, પીસી દીયે ગોધુમાદિ અન્ન;
જળ ભરે વાળે ઘર આંગણું, લીપે સદન ધુવે વસન. ૩
રોહિતાશ્વ પણ એહજ રીતે, કરે બ્રાહ્મણનું કામ;
પુષ્પ અણુ તૃણુ ઈંધણાં આણે, ચાંપે ચર્ણુ આરુ જામ. ૪
શ્વપચે સોંપ્યું હરિશ્ચંદ્રને, લેવો મુડદે મુડદે લાગ;
આપે ખાપણુ લઈ પઇસો, ત્યારે મુકવા દેવી આગ. ૫
ત્યારે હરિશ્ચંદ્ર ધારી દ્રઢએ, જાય સૌથી મોરે મશાણુ;
દીયે દોટુ લેવા લાગને, વળી પાડે બહુ બુંમરાણ. ૬
ખાપણુ પઇસો લઇશ ખરો, ત્યારે તે આપીશ બાળવા;
આપ્યા વિના રખે આગ મૂકો, આવ્યો છું હું ખાળવા. ૭
મોટું શેહેર મરે ઘણાં, બાળે અળગાં એક એકથી;
હમ્મેશ ઉડી દીયે હડિયો, નીરાંત તે લવલેશ નથી. ૮
મુડદે મુડદે મશાણુમાં, રડવડે રાત ને દિન;
જળ ટાંણે જળ ન મળે, અન્ન ટાંણે ન મળે અન્ન. ૯
એવા કામમાં રાજા રહ્યા, ત્યાં ગયા વહી કે દીન;
નિષ્કુલાનંદ ન થાય બીજે, જેવું કર્યું એહ રાજંન. ૧૦

### કડવું ૨૪ મું.

વિપ્ર કહે સુણુ રોહિતાશ્વ સુભાગજી, સુગંધી ફુલ લાવ્ય જઈ બાગજી;
ગયા ત્યારે ત્યાં ડસ્યો કાળો નાગજી, તેથી તુર્ત કર્યું તન ત્યાગજી. ૧

ઢાળ.

ત્યાગ્યું તન જન જોઇને, કહ્યું વિપ્રને તે વાર;
તેહના દેહને દાગ દેવા, મોકલ્યા સેવક ચાર. ૨

તે શબ લાવ્યા ગંગા તીરે, ચેહે રચી મૂકે છે આગ;
કહે હરિશ્ચંદ્ર કેમ મૂકીશ અગ્ની, આપ્યા વિના મારો લાગ. ૩
આપી લાગ લગાડી ચિતા, થયું અર્ધ બળ્યું જ્યારે તન;
ત્યારે નાખી ચેહે ઓલવી, અતિશે તે વરસી ઘન. ૪
ત્યારે આવી છે તારા તીહાં, લીધું મુડદું તે ખોળામાંય;
ત્યાં આવ્યા ઋષિ કહે આપું છરી, રાખો ભુત ભય ન રહે કાંય. ૫
આપી છરી કહ્યું જઈ રાયને, એક વાત કહું કાને ધરીએ;
મશાણે મરથી મનુષ્યને, ખાય છે કાપી કાપી છરીએ. ૬
ત્યારે ભૂપ કહે તેડી ભંગીઓ, જાઓ મારો ગર્દન એહને;
ઝાલી લીધી પછી ઝટીયે, મારવા સારુ તેહને. ૭
ઢીકા ગડદા પાટુએ વળી, મારી કરી છે અધમુર્છ;
મારો મારો કહે શું વિચારો, કરો મુંડી ધડથી જુઈ. ૮
એવાં દુઃખ આવી પડિયાં, જે સહ્યાં ન જાય શરીર;
સુત મુવાનો અતિ શોક છે, પણ ધરી રહ્યાં છે ધીર. ૯
પછી હરીશ્ચંદ્રને હુકમ કર્યો, આવ્યો મારવા ગરદંન;
નિષ્કુલાનંદના નાથની કસણી, સહી શકે કહો કોણ જંન. ૧૦

પદ ૬ ઠું—રાગ સિન્ધુ.

રાણી વાણી જાણી તાણી તીખી રેહ, કાઢય કાઢ્ય કાઢય તરવાલ તારી;
ગ્રહે અતિ ગાઢ્ય ગાઢ્ય ગાઢ્ય મને, વાઢ વાઢ વાઢ વળી મુંડ મારી. રાણી૦
રખે અડર નર ડરે ડરતો, થર થર થર કર કરીશ માં જો;
ધરિ ધિર શરીર શુરવીર થઈ, નાથ હાથ વળતાં દિલે ડરીશ માં જો. રાણી૦
ત્યારે અચાનક ચિત્તે ચડી, દડવડી ડગ ભરી ડોટ દીધી;
અતિ વિકરાળ, તરવાલ ઝાલા જેવી કદ્રિપે, તે ભૂપાળ ઉતાલ તત્કાલ લીધી. રાણી૦
કાઢી ખડ્ગ ધડક ધડક નથી, થડક થડક તે થડક ટળી;
ફડક ફડક ફડકતી નથી, ઝડક ઝડક કહે સુને માર વળી. રાણી૦
તીખી તરવાર માર માર કરે, ધાર્ય ધાર ધરે ધીરજ ન રહે;
તારે તારે તારે તારે તારા ભણે, માર માર માર એમ મુખે કહે. રાણી૦
સુર નર સાથ સાથ સાથ સાથ મળ્યા, પાથ પાથ પાથ પડે રડી રીયાં;
નિષ્કુલાનંદ અનાથના નાથજી, હાથે હાથ હાથ ગ્રહી લીધા છે તરીયાં. રાણી૦

## કડવું ૨૫ મું-રાગ ધન્યાશ્રી.

માગો હરિશ્ચંદ્ર આપું તુજને જી, તમથી વહાલું નથી બીજું મુજનેજી;
તમને પીડ્યા સુણી સુરેશની ગુંજનેજી, ઘટે એવું કામ કરવું અણુજનેજી. ૧

ઢાળ.

અણુજ એવુ કામ કરે, જેને ડર નહીં હરીતણો;
માટે માગો મુજ પાસથી, હું તો રાજી થયો ઘણો. ૨
ત્યારે હરિશ્ચંદ્ર બોલિયા, ધન્ય તમે થયા પ્રસન્ન;
એથી અધિક બીજું નથી, મુને સર્વે મળ્યો માલ ધન. ૩
એમ કરતાં હોય આપવું તો, માગું છું મારા શ્યામ;
અમો અમારી રૈયત સહિત, રાખો તેડી તમારે ધામ. ૪
ત્યારે વિષ્ણુએ વર આપિયો, આપ્યો વૈકુંઠ તમને વાસ;
એહ વાત હરિશ્ચંદ્રની કહી, સૌ ગુણી લેજો હરિદાસ. ૫
એવી ભક્તિ આદરવી ખરી, જાણે જેવી હરિશ્ચંદ્રે કરી;
તેહ વિના તન મન તાણે, નથી રીઝતા શ્રીહરી. ૬
કાલાવાલાનું કામ નથી, આ તો શીર સાટાંની વાત છે;
તેહ વિના કોઇ કરે વલખાં, તે તો કાળી કામળીએ ભાત છે. ૭
જેમ હવાનું સુણી હર્ષપાટલ ચાલે કોયે ચપણ લઈ;
પણ પેટ ભર્યાનાં છે પાંપળાં, તે જાલમ નર જાણે નહીં. ૮
જેમ કાની કોટે ઘાલી ગાળિયું, જઈ સુતી સોડ તાણીને;
મનમાં જાણે હું મરી ગઇ, એવું કામ ન કરવું જાણીને. ૯
સિદ ત્રોડી સંસારથી, રહેવું હતું ઘરમાં ધરી,
નિષ્કુલાનંદ કહે મુવા પછી, જે જે થાય વાત તે ખરી. ૧૦

## કડવું ૨૬ મું.

જ્યારે જાય વેહોરવા વસ્તુ અમૂલ્યજી, ત્યારે જોઇએ કર્યો મનમાંય તોલજી;
દેશે ત્યારે, જ્યારે લેશે મુખે માગ્યું મૂલજી, એ વાત કહીં કશી નથી એમાં ભૂલજી. ૧

ઢાળ.

ભૂલે કરે મનસુબા મનમાં, તે વિના પૈસે પુરા ન થાય;
તેમ શ્રદ્ધા હિણુની ભક્તિ, તે પણ તેવી કહેવાય. ૨
નથી વિત્તવો રે આજીયા, કરે હાથી લેવાની હોંસ;
તે તો પામ્યાનાં પાંપળાં, અમથો કરે અફસોસ. ૩

જેમ વર જાનઇયા જાનમાં, વળી જાય જોડાજોડ;
જાનઇયા તો જમે રમે, ધરે વરને શીર મોડ. ૪
માટે જોઈ અધિકાર આપણો, પછી દિલમાં કરવી દોડ;
પ્રહ્લાદ ધ્રુવ હરિશ્ચંદ્ર જેવો, ક્યાંથી પુરો થાય મન કોડ. ૫
જેમ પંચ અસ્વાર પંથે જોતા, છઠ્ઠો ભલો થયો નર ખરે ચડી;
તેના પોહોંચવાની પ્રતિત કરવી, એ પણ ભૂલ મોટી પડી. ૬
જેમ બક હંસ બરોબરી, વળી ઉજળા એક જ વાન;
તેમ સાચા કાચા સંત સરીખા, એમ જાણવું એજ જ્ઞાન. ૭
શરીર સુખને સંભારતાં, નિશ દિન નવરાં નવ રહે;
મહા સુખ મહારાજનું, કહો તે કઇ પેરે લહે. ૮
કાયરને કેમ ધીર થાવું, એ પણ અટપટી વાત છે;
વેશ લેતાં શૂરવીરનો, જન જાણો ઘટની ઘાત છે. ૯
પેખી ભક્ત પૂર્વના, હૈયે રહેતી નથી વળી હામ;
નિષ્કુલાનંદ આજે આદર્યું તે, કઠણ છે ઘણું કામ. ૧૦

## કડવું ૨૭ મું.

સુણો વળી કહું રંતીદેવની રીતજી, ભક્ત પ્રભુનો પૂરો પુનીતજી;
સહ્યાં દુઃખ તેણે શરીરે અગણિતજી, કહું તેની વાત સુણો ધરી ચિત્તજી. ૧

### ઢાળ.

કહું વાત રંતીદેવની, કરે નીજ નગરનું રાજ;
પોતે પોતાની પ્રજા પાસે, રખાવે બહુ અનાજ. ૨
એમ કરતાં આવી પડ્યો, બાર વરસનો વળી કાળ;
એકાદશ વર્ષ અન્ન પોહોંચ્યું, દ્વાદશનો થયો જંજાળ. ૩
ત્યારે રાયે અન્ન આપિયું, તે પહોંચ્યું દશ માસ;
પછી લાગ્યા છે પડવા, ઉપરા ઉપરી અપવાસ. ૪
કળકળે જન અન્ન વિના, બહુ બહુ પાડે છે બકોર;
તે સુણી રાય ચાલીઆ, સંગે રાણી સુત વધુ ભોર. ૫
ઉપવાસ ચોખ્ખા ચારેને પડ્યા, એકે ઓછા પુરા પચાશ;
ત્યાં અણઇચ્છાય અન્ન મળ્યું, બેઠાં જમવા પાસોપાસ. ૬
પાશેર પાશેર પાણીમાં વળી, આવ્યું હતું જે અન્ન;
ઉપવાસ ઓગણ પચ્ચાસમે, કરવા બેઠાં ભોજન. ૭

અભ્યાગત અન્યારથી, તેહની વાટ જુએ છે વળી;
આપીએ એને આમાંથી, એમ વિચારે છે ચારે મળી. ૮
ત્યાં અઘોરી એક આવીઓ, સંગ લઈને વળી શ્વાન;
ભૂખ્યો ભૂખ્યો એમ બોલતો, કોઈ આપો ભોજન પાન. ૯
ત્યારે આપ્યું અન્ન જળ એહને, રાય રાણી સુત સુતભામ;
નિષ્કુલાનંદ પાણી પી અઘોરીએ, ઠેસ દઈ ઢોળ્યું જળ ઠામ. ૧૦

કડવું ૨૮ મું.

ફુટડું જળ ઠામ કૂપ ઉંડો અપારજી, પ્યાસાં રહ્યાં એહ રાજા સહિત ચારજી;
પડ્યું દુઃખ એવું તોય પામ્યાં નહીં હારજી, વળતો રાયે એમ કર્યો વિચારજી. ૧

ઢાળ.

વિચાર કરીને બોલીઆં, મળ્યું અન્ન કેટલે દીન;
ભલે આવ્યું અર્થે અભ્યાગતને, એમ કહી થયાં પ્રસન્ન. ૨
ત્યારે ટળી અઘોરી થયા, ધર્મદેવ મૂર્ત્તિમાન;
માગ માગ રાજા મુજથકી, આપું તુંને તે વરદાન. ૩
ત્યારે રાય કહે ધન્ય ધન્ય ધર્મ, માગું રાજી થયા જાણી તમને;
સુખી રહે સૌ પ્રાણધારી, એની આવે પીડા અમને. ૪
ત્યારે ધર્મ કહે પરની પીડા લે, તેને અંગે પીડા આવે નહીં;
એહ વિના વણ માગે આપું છું, અવિનાશ ધામ વસશો સહી. ૫
ધન્ય એ રાયની ધીરજને, ધન્ય સત્યવાદી એ દયા ઘણી;
એવી અનાદિની રીત જોઈને જન, પછી વિચારવી રીત આપણી. ૬
એવાના જેવી હોય આપણી, તો ઠરી બેસવું એ ઠીક છે;
નહીં તો કસર કાઢવી, એહજ રુડો વિવેક છે. ૭
પણ બીજીને ખોટ ન આણવી, જાણવી એ પણ વાત;
બીજે બગાડ્યે શું બગડે, એહ સમજવું સાક્ષાત. ૮
બીજાં કામ ત્યાં કેક કર્યાં, કેડે રાખ્યું એક કરવું કલ્યાણ;
એને સમજુ સમજવું, એ પણ જાણ તે અજાણ. ૯
આપે જમ્યા વિના આપણી, કહો ભૂખ કેમ ભાંગશે;
નિષ્કુળાનંદ કહે સાચું કહેતાં, કોઈકને દુઃખ પણ લાગશે. ૧૦

પદ ૭ મું—રાગ સિંધુ.

કઠણ કસોટી મોટી મહારાજની, સહી રહે વળી કોય સંત સૂરા;
જેમ જેમ દુઃખ પડે આવી દેહને, તેમ તેમ તેમ પરખાય પૂરા—કઠણ૦ ૧

જેણે પાડી છે આંટી મોટી જીવમાં, મન માન્યું છે મરી કરી મટવું;
ભર અવસરપર ધીર ધરી, ફરી ખરી હક વાગે નથી જ હઠવું–કડણ૰
અનેક દેહ ખોયા અણઅર્થે, તે દેહ કાંઇ નાખ્યા કામે;
હવે આ દેહ હરી અર્થે કરી, રાખવી છે અચળ તે આઠે જામે–કડણ૦
એમ દૃઢ ધીરજ ધરી કરીને, ભજે છે જેહ ભગવાન ભાવે;
નિષ્કુલાનંદ કહે એમ જાણવું, અંતે અર્થ પણ એજ આવે–કડણ૦

### કડવું ૨૯ મું–રાગ ધન્યાશ્રી.

વળી કહું એક વાત અનૂપજી, ભક્ત એક રત્નપુરીના ભૂપજી;
નામ મયુરધ્વજ સદાય સુખ રૂપજી, કરે યજ્ઞ હોમે હવિપાત્ર તૃપજી. ૧

### ઢાળ.

હોમે હવિપાત્ર યજ્ઞ કરે, ભલો ભક્ત સત્યવાદી સહી;
ત્યાં શ્રીકૃષ્ણ અર્જુન આવીઆ, વેશ વિપ્રનો લહી. ૨
કૃષ્ણ થયા કૃષ્ણશર્મા, અર્જુન થયા તેના શિષ્ય;
યજ્ઞશાળામાં આવીઆ, જ્યાં બેઠા હતા નરેશ. ૩
ત્યારે રાય ઉઠી ઊભા થયા, કર્યો દંડવત પ્રણામ;
ભલે પધાર્યા પ્રભુ મારા, માગો કંઈ એક મન અભિરામ. ૪
ત્યારે બ્રાહ્મણ કહે ધન્ય ધન્ય રાજા, સત્યવાદી તું સાચો સહી;
પણ મારે છે જે માગવું, તે તુરત તુંને કહેવાય નહીં. ૫
ત્યારે નરેશ કહે નિઃશંક થઈ, માગો મનવાંચ્છિત શંકા તજી;
રાજ સાજ સુખ સંપતિ, માગો વસ્તુ જે મન રજી. ૬
ત્યારે દ્વિજ કહે ધર્મપુરથી, હું પુત્ર પરણાવા ચાલિયો;
આવ્યા આ શેહેરની સીમમાં, ત્યાં સુતને સિંહે ઝાલિયો. ૭
એકજ પુત્રને એમ થયું, ગયું મારૂં કુળ સમૂળું સહી;
બુઢ્ઢાપણામાં બાળક બીજો, આવવાની આશા નહીં. ૮
હર્ષ હૈએ નવ રહ્યો, ગયો આનંદ સર્વે ઉચળી;
મારી મારા સુતની, વધૂ ન જાણે પીડા વળી. ૯
ત્યારે મેં કહ્યું મેલ પુત્ર મારો, એને સાટે ખાઈ જા મુજને;
ત્યારે વાઘ કહે નિષ્કુલાનંદનો, નાથ ભજ કહું તુજને. ૧૦

### કડવું ૩૦ મું.

તને મેં કરી બહુ બહુ વિનતિજી, પણ વાઘે ન માની મારી એક રતિજી;
મારે તો પડી ત્યાં વિકટ વિપતિજી, તે જોઈ સિંહ કહે સુણ શુભ મતિજી. ૧

ઢાળ.

શુભ મતિ સાંભળ સહી, મૃગપતિ ન મૂકે મુખથકી;
બહુ દીને મળ્યો બાળક તારો, હું ઘણું પીડાયો તો ભુખથી. ૨
એમ કરતાં હોય ઉગારવો, તો તું જાય જઈ ભૂપાળને;
આપે અંગ જો અરધું, તો મેલું તારા બાળને. ૩
ત્યારે વિપ્ર કહે મેં કહ્યું વાઘને, એ વાત હુંથી કેમ થાય;
કદાપિ માગું હું અંગ એવું, પણ રાયે કેમ દેવાય. ૪
અન્ન ધન આપે અવનિ, તે તો સત્યવાદીને છે સોહલું;
પણ અંગ કાપીને આપવું, એથી બીજું શું દોહલું. ૫
વણ માગ્યાનું જે માગવું, તેનો કરવો તપાસ;
વેરી આપે અંગ અધિપતી, એવો આવે કેમ વિશ્વાસ. ૬
ત્યારે વાઘ કહે એ વસમું નથી, અંગ આપશે જા તું અધીર;
આગે અસ્તિ દધિચીએ આપ્યાં, આપ્યું શીબીએ કાપી શરીર. ૭
કર્ણે કવચ આપિયું, આપ્યું બળીએ ત્રીલોકીનું રાજ;
સત્યવાદીને છે સોહલું, જઈ જાચો ન પાડે તે નાજ. ૮
એમ કહી અહીં મોકલ્યો, તરત તમારે રાય પાસ;
નથી મંગાતું મેં મુખથી, તેમ નથી મેલાતી સુત આશ. ૯
ઉભય સંકટ આવિયાં, એક એક થકી અધિક;
નિષ્કુલાનંદનો જે નાથ કરશે, તેજ થાશે અંતે ઠીક. ૧૦

કડવું ૩૨ મું.

ત્યારે રાય બોલ્યા થઈ પ્રસન્નજી, ભલે તમે આવિયા મારે ભુવંનજી;
આપીશ હું તમને મારું આ તંનજી, તે જાણજો તમે જરૂર મંનજી. ૧

ઢાળ.

જરૂર તમે જાણજો, આપું ઉતાવળો આ દેહ;
વિલંબ તેની નથી વળી, સાચું માનજો નથી સંદેહ. ૨
ત્યારે તામ્રધ્વજને તેડીઓ, આપી રાજગાદી એહને;
પુત્ર પ્રજાને પાળજો, માં ટાળજો હરીશું સ્નેહને. ૩
પછી નરેશ નહાઈ તિલક કરી, ધરી કંઠમાં તુલસી દામ;
મંગાવ્યું કરવત વહેરવા, ત્યારે ઉકળ્યું અકળાઈ ગામ. ૪

હાલકલોલ શેહેર સૌ થયું, રહી નહીં ધારતાં ધીર;
હાહાકાર હુવો ઘણો, ભર્યાં સૌએ નયનોમાં નીર. ૫
ત્યારે તામ્રધ્વજ એમ કહે, હું સુત તમારો તમારું તંન;
આપો મુને એ વિપ્રને, વળી કરો એને પ્રસંન. ૬
ત્યારે રાણી કહે અર્દ્ધાંગ હું કહાવું, આપો રાય એ જાય લઈ;
પામે પુત્ર એ પોતાતણો, મુને વાઘના મુખમાં દઈ. ૭
કુંવર રાણીની વાણી સુણી, બોલ્યો દ્વિજ સેવકને સંગ;
આ તો વાત વિગ્રહે પડી, નહીં આપે રાય અર્ધું અંગ. ૮
મેલી લાલચ ચાલો મારગે, જઈયે વેગે વાઘની પાસ;
અસ્થિ એનાં પ્રજાળીએ, જ્યારે ખાઈ જાય એનું માંસ. ૯
પડી વાત પંચાયતે, તે નહિ નીપજે નિરધાર;
નિષ્કુલાનંદના નાથને, એવું ગમિયું આ વાર. ૧૦

કડવું ૩૨ મું.

ત્યારે કર્મવંતિને કહે દ્વિજ આમજી, નારી અંગ નરનું પણ વેદે કહ્યું વામજી;
માટે અંગ તારું નાવે એને કામજી, એણે તો લીધું છે દક્ષિણનું નામજી. ૧

ઢાળ.

નામ લીધું છે દક્ષિણનું, રાણી કુંવરનું વેહેરેલ;
એવું લઈને આવજે, આપ્યું હોય હરખે ભરેલ. ૨
ત્યારે મહિપતિ કેમ બોલો કોય, સૌ રહો રાજી રળિઆત;
આ અવસર અમૂલમાં, રખે કોય બગાડો વાત. ૩
માગે મોટા મગન થઈ, તેવી તક આવી મારે આજ;
ધન્ય ધન્ય મારા દેહને, જે આવશે બ્રાહ્મણને કાજ. ૪
લાવો કરવત કાકરી, આકરી કરી તે નિરધાર;
માથું ચીરીને માહરું, તુર્ત પોહોંચે જઈ પાર. ૫
પાછળ રહેજે તું પુત્ર મારા, સામી રહેજે વળી તું સુંદરી;
વચ્ચેથી માંડો તમે વેહેરવા, અતિશય હરખ હૈયે ભરી. ૬
રાજી કરો ઋષિરાયને, કોઈ દિલ માં કરો દિલગીર;
મારાં દુઃખને દેખી કરી, રખે નયણે ભરો કોઈ નીર. ૭
મારે નથી એવું મનમાં જે, અવળું થયું આ વાર;
તમો શોક શીદને કરો, થાઓ વહેલે વેહેરવા તૈયાર. ૮

એમ કહી ઉભા થંભ બે મધ્યે, અતિ ઉતાવળા થાય;
તે જોઇને જન બીજા કરે છે, ઉભા ત્રાહે ત્રાહે. ૯
અસકની છોળો ઉડશે, રહેજો છેટે સૌ નર નાર;
નિષ્કુલાનંદનો નાથ જોતાં, કર્યું કરવત તૈયાર. ૧૦

પદ ૮ મું–રાગ સિંધુ.

આકરે કાકરે કરવત કાઢીયું, વાઢીયું મસ્તક લિલાટ લગે;
ધડક ફડક થડક નથી મને, અચળ અકળ ઉભા એક પગે. આકરે. ૧
છુટી છોળ અતુલ લાલ લોહીની, તે જોઇ જન મન ચડિ ચિત્તે ચિતરી;
દેખી ભૂપતિની વિપતિ મતિ ચળી, ઢળી વળી પડ્યાં મૂર્છાએ કરી. આકરે. ૨
કરે કરેરાટ ચરેરાટ માંડ્યું ડોલવા, તે વામ અંગે એની વાત જાણી;
એહ અંગ તે ઉમંગ ભંગ થયું, વળી આવી ગયું આંખમાંહે પાણી. આકરે. ૩
તે જોઇ દ્વિજ બોલિયો ક્રોધ કરી, કલપીનું દાન હું ન લઉં કદી;
હટકી ફટકી ચટકી ચાલિયા, તેને વાળિયા દિનતા વાણી વદી. આકરે. ૪
પછી આવીને પૂછ્યું એહ અંગને, કહે આંસું આવ્યાનું કારણ સહી;
ત્યારે તે કહે અભાગ્ય સહી અર્ધાં અંગની, જે બ્રાહ્મણને અર્થે આવ્યું નહીં. આકરે. ૫
એવું સુણી દ્વિજ પલટીને થયા, ત્યાં પ્રગટ શ્રીપુરુષોત્તમ રૂપ રે;
નિષ્કુલાનંદનો નાથ ગાય કહે, માગ માગ માગ મુજ પાસથી ભૂપ રે. આકરે. ૬

કડવું ૩૩ મું–રાગ ધન્યાશ્રી.

મયુરધ્વજ કહે માગું હું તે દેજોજી, આવું રૂપ અનૂપ હૃદયામાં રહેજોજી;
વળી એક બીજું મારે માગવું છે જોજી, હવે આવી પરીક્ષા કેનીયે માં લેજોજી. ૧

ઢાળ.

લેશો માં આવી પરીક્ષા કેની, તમો દયાળુ દયાને ગ્રહી;
એમ મયુરધ્વજે મોઢે માંગ્યું, સૌ જીવ સારુ જાણો સહી. ૨
ભલો ભલો એ ભૂપતિ, જેની મતિ અતિ મોટી ઘણી;
ભલી કરી એણે ભક્તિ, એના જેવી જોઇએ આપણી. ૩
સત્ય શ્રદ્ધા ધીરજપણું, જો એના જેવા વિવેક;
ધર્મ પણ દૃઢ ધારવો, જો એના જેવી ગ્રહી ટેક. ૪
એક ટેક હરી ભક્તને, નેક છેક સુધી છાંડવી નહીં;
કરિ વિવેક અતિ ઉરમાં, વળી એક રંગે રહેવું સહી. ૫

પળે પળે રંગ પલટે, કહીં નવલ કસુંબી નીલનો;
એક રેહેણી કહેણી એક રીત નહીં, સ્વભાવ સમ સલીલનો. ૬
પણ ભક્ત જે આગળ થયા, તે સર્વેની સુણીએ રીત;
કર્યાં વિના જુઓ કોણ રહ્યા, સૌ ચિંતવી જૂઓ તમે ચિત્ત. ૭
જેમ ઇક્ષુ પામે અમૂલ્યતા, તે તો પ્રથમ પોતે પીલાય છે;
ત્યારપછી ચઢે તાવડે, તેનાં ગોળ ખાંડ સાકર થાય છે. ૮
તેમ કસ્યા વિના કોય વસ્તુ, ખરે ખપે નથી આવતી;
એમ સમજી સંકટ સહો તો, ભલી ભજાયે ભક્તી. ૯
પહોંચ વિના પર્વતે ચઢ્યાની, હૈએ કરે કોઇ હોંસ;
નિષ્કુલાનંદ કહે એ નહીં બને, અમથો થાશે અફસોસ. ૧૦

## કડવું ૩૪ મું.

પ્રભુ ભજવા જેને કરવો ઉપાયજી, તેને એમ કરવું જેમ કર્યું ઋભુરાયજી;
પ્રભુ પ્રસન્ન કરવા ગયા વનમાંયજી, આરંભી તપ ઉભા એક પાયજી. ૧

### ઢાળ.

એક પગે ઉભા રહ્યા, અડગ અને અચળ થઈ;
કર બેઉ ઉંચા કર્યા, શરીરપર ફેરવે નહીં. ૨
ઇચ્છા મેલી અન્ન પાનની, પ્રભુ પ્રસન્ન કરવાને કાજ;
તજી આશા વળી તનની, જેમ છોડીને આવ્યા રાજ. ૩
શરીર સર્વે સૂકી ગયું, રહ્યું ન લોહી ને માંસ;
અસ્થિ રહ્યાં એક અંગમાં, રહ્યો શ્વાસ વણ વિશ્વાસ. ૪
નાડી રહી સર્વે નીસરી, ઉઘાડી અંગની બહાર;
ગળ્યું અંગ મળ્યું પેટ પૂંઠે, તોય કરે છે નામ ઉચ્ચાર. ૫
માથું ગોઠણ મોટાં થયાં, રહ્યું હૈયું બહારે નીસરી;
અજીન વળગ્યું અસ્થિએ, થઈ કૃશ કાયા તપે કરી. ૬
લાગે પવન અંગ લડથડે, વળી ડોલે છે તેણે દેહ;
એવું અચેત અંગ થયું, તોય તપ ન તજે તેહ. ૭
સુકા કાષ્ઠ સમ ઉભા રહ્યા, અરણ્યમાં એકાએક;
હાલે ચાલે નહીં ચરણે, એવી અહી આકરી ટેક. ૮
રાજી કરવા રમાપતિ, અતિ આકરું તપ આદર્યું;
ધરણી લાગી ધ્રુજવા, સ્વરગ કંપાયમાન કર્યું. ૯

એવું તપ જોઈ આકરું, બીહીના સર્વે સુર અસુર;
નિષ્કુલાનંદના નાથને કંઇ, લેશે આપણું સ્થાનક જરૂર. ૧૦

કડવું ૩૫ મું.

ત્યારે સુર ગયા શ્રીપતિ પાસજી, અમરે સૌએ કરી અરદાસજી;
અમને રાખ્યા ત્યાં અમે કર્યો છે નિવાસજી, પણ હવે નથી એ સ્થાનકની આશજી. ૧

ઢાળ.

આશા નથી એ સ્થલતણી, જોઈ તપ ઋભુરાયતણું;
એના તપ પ્રતાપે કરી, અમે તો તપીઆ ઘણું. ૨
ત્યારે શ્રીહરિ કહે સુર સાંભળો, તમે જાઓ તમારે સ્થાનકે;
એમ કહીને ઉડીઆ, અવિનાશી અચાનકે. ૩
આવ્યા રાય ઋભુ પાસ તે, દીધાં દયા કરી દર્શન;
માગો માગો રાય મુખથી, હું થયો છઉં પ્રસન્ન. ૪
હેતે કરી હાથ ફેરવે, મુખ માથે ને સર્વે શરીર;
જોઈ ધીરજ એ રાજનની, આવી ગયાં નયનમાં નીર. ૫
અતિ દીન આગળ થઈ ઉભા, આધીન ઓશિયાળા થઈ;
જાણે આપું એ જનને હું, મારું સુખ સર્વે લઈ. ૬
વહાલપ દેખાડે છે વળી વળી, હેત હૈયામાં નથી સમાતું;
અકળાઇ થયા છે ઉતાવળા, મન ધીરજ નથી પમાતું. ૭
ત્યારે રાય પાયે લાગ્યા પ્રભુને, કહે ધન્ય અનાથના નાથ;
નીરખી તમને નયને, શ્રીહરિ હું થયો સનાથ. ૮
માગું છું હું મહા પ્રભુ, પંચ વિષય સંબંધી જે સૂખ;
દેશો માં દયા કરી, જેથી થાયે તમથી વિમૂખ. ૯
ત્યારે શ્રીહરી કહે શુદ્ધ ભક્ત તમે, નથી માયાનો લેશ જરા;
નિષ્કુલાનંદના નાથ કહે, અનન્ય ભક્ત મારા ખરા. ૧૦

કડવું ૩૬ મું.

એમ પ્રસન્ન કર્યા પરિબ્રહ્મજી, સહી શરીરે બહુ પરીશ્રમજી;
એહ વાત સાંભળી લેવો મર્મજી, વાત છે કઠણ નથી કંઈ નર્મજી. ૧

ઢાળ.

નરમ નથી છે કઠણ ઘણી, જેવા તેવાથી થતી નથી;
સૌ સૌના મનમાં જુઓ, ઊંડું વિચારી અંતરથી. ૨

પણ ખપવાળાને એ વાર્તા, અણુએક અર્થે આવે નહીં;
મહિમા મહાતમ મોટપ મુખથી, કેયે મરકથી કથી કહી. ૩
જેમ પશુ જનને ચાર પ્યારી, તેહ લીલી દેખીને નવ તજે;
સહે કષ્ટ બહુ એહ સારુ, તોયે ભાવે કરી તેને ભજે. ૪
જેને મોટી આશા છે મનમાં, જેવી પામવા પૈસાતણી ઘણી;
તેવી આશા નથી અવિનાશ પદની, વાત શું કહીએ ઘણી. ૫
અન્ન વસન સારુ અંગ આવે, જ્યાં કાપે શત્રુ વળી શીશ;
એ તો થાય છે ઉછરંગશું, પણ ભજાય નહીં જુગદીશ. ૬
અસત્ય સુખ સારુ એવું કરે, પિંડ પાડ્યા સુધી પરીયાણ;
સત્ય સુખને સાંભળી, વળી થાતી નથી એવી તાણ. ૭
વિષનો કીડો વિષમાં રહી, વખાણે વિષનું સુખ;
તેને રહેતાં અમૃતમાં, થાય જરૂર જાણો દુઃખ. ૮
તેમ ભક્ત આ બ્રહ્માંડમાં, ભજે હરિ ન તજે વિકાર;
જેમ કેશ કહી એક ઠેકાણાતણા, શ્વેત શ્યામ સૌ એક હાર. ૯
ભક્ત થઇએ ભગવાનના, પ્રથમના ભક્ત પ્રમાણ;
નિષ્કુળાનંદ કહે તે વિના, બીજા માનો માયાના વેચાણ. ૧૦

### પદ ૯ મું-રાગ બિહાગડો.

-દોહિલું થાવું હરિ દાસ રે, સંતો દોહિલું.
જોઇયે તજવી તન સુખ આશ રે, સંતો દોહિલું. ટેક. ૧
શૂરો જેમ રણમાં લડવા, હૈયામાં અતિ ઉલ્લાસ;
પેટ કટારી મારી પગ પરઠે, તેને કેની રહી ત્રાસ રે. સંતો૦ ૨
કાયર મનમાં કરે મનસુબા, રહીશું ઉભા આસપાસ;
એમ કરતાં જો ચઢી ગયા ચોટે, તો તરત લેશું મુખે ઘાસ રે. સંતો૦ ૩
શૂરા સંતની રીત એક સરખી, કરવો વેરીનો વિનાશ;
કામ ક્રોધ લોભ મોહ તજી, ભાવે ભજવા અવિનાશ રે. સંતો૦ ૪
એવા ભક્ત તે ભક્ત હરિના, તે સહે જગ ઉપહાસ;
નિષ્કુળાનંદ કહે તે વિના બીજા, તેનો નાવે વિશ્વાસ રે. સંતો૦ ૫

### કડવું ૩૭ મું-રાગ ધન્યાશ્રી.

વળી કહું વાત અનૂપમ એકજી, સુણજો સૌ ઉર આણી વિવેકજી;
કહું સત્યવાદી રાય શીબીની ટેકજી, મૂકી નહીં નૃપે મુવા લગી છેકજી. ૧

ઢાળ.

છેક ટેક તજી નહીં, દીયે દેદેકાર કરી દાન;
જે જે માગે તે તે આપે તેને, બહુ બહુ કરી સન્માન. ૨
ભૂખ્યો પ્યાસો કોઇ પ્રાણી આવે, માગે મનવાંચ્છિત જે વળી;
આપ તેને આદરસું, આરત વાણી સાંભળી. ૩
તેણે જશ વાધ્યો આ જગતમાં, પરલોકે પડી ફાળ;
ઇન્દ્ર કહે લેશે આસન મારું, કરું કોઇ એક રખવાળ. ૪
પેહેલ વેહેલાં પાળ બાંધિયે, તો રહે તળાવે તોય;
આવે જળે જે આદરતું તે, કામ ન આવે કોય. ૫
લાગી આગે કોઇ કૂપ ખણે, તેણે ઓલાય નહીં અંગાર;
માટે મેલી ગાફલતા, વહેલો વહેલો કરવો વિચાર. ૬
પછી શક્ર થયો શકરો, થયો હોલો તે હુતાશન;
આવ્યા બેઉ ઉડતા, જ્યાં બેઠા હતા રાજન. ૭
કપોત ગયો આવી ગોદમાં, બેઠો શકરો સામો સુજાણ;
આપ મહારા આહારને, મારા ભૂખે જાય છે પ્રાણ. ૮
ત્યારે શીબી કહે સુણ શકરા, શર્ણે આવ્યો તે કેમ અપાય;
માગ બીજું હોય મનમાં, જેણે કરી તારું દુઃખ જાય. ૯
ત્યારે બાજ કહે બીજું જોઇતું નથી, જોઇએ ખાવાનું આવાર;
નિષ્કુલાનંદના નાથ ન્યાય કરી, આપ માંસ એહ હોલા ભાર. ૧૦

કડવું ૩૮ મું.

શિબી રાજા છે દયાનો નિવાસજી, પાપ કરતાં પામે બહુ ત્રાસજી;
તેનો તન મનમાં કર્યો તપાસજી, તેણે કેમ અપાય મારી પરમાંસજી. ૧

ઢાળ.

તપાસ કરી તને મને, ત્રાજું મંગાવ્યાં તે વાર;
કાતુ લઇ માંડયું કાપવા, આપવા આમિષ હોલા ભાર. ૨
કાપી કાપી રાએ આપીયું, સર્વે શરીરનું માંસ;
તોય ત્રાજું નવ ઉપડયું, હોલો બેઠો છે જેહ પાસ. ૩
ત્યારે રાયે વિચારિયું, આ તો કપોત કારણરૂપ;
માટે આપું અંગ આખું એને, એમ કહે છે વળી ભૂપ. ૪

ત્યારે ભેદા રાય જઈ ત્રાજવે, હુવો લોકમાં હાહાકાર;
ત્યારે હોલો ટળી હુતાશન હુવો, હવો શક્રો શક તે વાર. ૫
ત્યારે ઇંદ્ર કહે ધન્ય ધન્ય રાજા, તું જેવો નથી બીજો એક;
તન અભિમાની તું નહીં, અમે જોયું કરી વિવેક. ૬
સત્ય ધર્મ-નિયમ-ટેક-તારી, ભારે ધારી ભલી તમે ભૂપ;
તન તજી બ્રહ્મ લોક જાશો, થાશો બ્રહ્મસ્વરૂપ. ૭
પહેલ વહેલું લીયે પારખું, પછી દીયે છે અભય દાન;
એવાં સંકટને સહન કરતાં, જાણો નથી કંઈ જાન. ૮
વામને બાંધ્યા બળી રાય, પછી પોતે બંધાયા બહુ પેર;
હજી સુધી હેતે કરી હરિ, રહે છે એને ઘેર. ૯
એમ વર દઇ સુરેશ ગયા, થયો અતિ જયજયકાર;
નિષ્કુલાનંદ હરિ ભક્તને, ગ્રહી લેવો એવો સાર. ૧૦

કડવું ૩૯ મું.

આપ્યું કાપી તન સત્યવંત શીબી રાજજી, તે તો પરલોકના સુખને કાજજી;
એના જેવું આપણે કરવું તે આજજી, ત્યારે રીઝશે ઘનસ્યામ મહારાજજી. ૧

ઢાળ.

ઘનસ્યામ ઘણું રીઝે ત્યારે, રહીએ એ રાજાની રીત;
ધીરજ-ધર્મ-સત્ય-સુશીલતા, તેના જેવી કરી જોઇએ પ્રીત. ૨
અંગથી અળગી અવનીએ, વળી જે જે જણસો હોય;
તે તે આપે ત્રિલોકમાં, સુખે થકી સૌ કોય. ૩
પણ જ્યારે આવે અંગ ઉપરે, સુખ દુઃખના સમૂહ મળી;
ત્યારે દૃઢ ધીરજ રહે, સંત કહિયે તેને વળી. ૪
મોટી વાત કરતાં મુખથી, વળી સ્વાદ આવે છે સહુને;
પણ જ્યારે જોયે આ જીવમાં, ત્યારે ભળાયે ભૂલ બહુને. ૫
એહ ભૂલને અળગી કરી, ખરી હરિની ભક્તિ કરીએ;
મોટા ભક્ત જે મોરે થયા, તેનાં મનને અનુસરીએ. ૬
મનગમતું મેલી કરી, મત મોટાનો મન ધારીએ;
પ્રસન્ન કરવા છે પ્રાણપતિને, એવું તો જરૂર વિચારીએ. ૭
અંતર્યામીની આગળે, નવ ચાલે જૂઠ જરાય;
એમ વિચારી આપણે, કસર ન રાખવી કાંય. ૮

એહ વાત અનૂપ છે, નક્કી સુખ થાવાની નિદાન;
વણ સમજે વિપત પડે, રણ તૃણાર્થી સંગ શ્વાન. ૯
માટે મોટા સંતને મળી, વળી ટાળવી સર્વે ભૂલ;
નિષ્કુલાનંદ કહે નવ ખોઇએ, અવસર આવ્યો અમૂલ્ય. ૧૦

## કડવું ૪૦ મું.

જેને ઉપાય કરવો હોય એહજી, તેને થાવું નિસ્નેહીજી;
જેમ વરત્યા જનક જેહજી, કરતાં રાજ્ય કહેવાયા વિદેહીજી. ૧

### ઢાળ.

વિદેહી કહેવાયા તે સાંભળી, ત્યાં આવ્યા નવ ઋષિરાય;
ઉઠ્યા જનક ભેટ્યા સહુને, ઘણે હેતે ઘાલી હૈયામાંય. ૨
પછી મળ્યા એક એકને, તેની પૂછી ઋષિએ વાત;
અમે ન સમજ્યા આ મર્મને, તમે સમજાવો સાક્ષાત. ૩
ત્યારે જનક કહે આ દેહનો, નથી પક્ષ એકનો વિશ્વાસ;
મળાય કેમ આ મુનિને, જ્યારે થઇ જાય તન નાશ. ૪
એમ કરીને પૂજા કરી, ભાવે કરાવ્યાં ભોજન;
પછી બેઠા સભા કરીને, પૂછ્યા ભલા પ્રશ્ન. ૫
ત્યાં મિથીલાપુરી પ્રજળી, ધાયાં સૌ સૌને ઘેર લોક;
જનક કહે મારું નથી બળતું, શાને કરું હું શોક. ૬
રાજ સાજ સુખ સંપતિ, વળી દેહ-ગેહ-દારા-દામ;
એહ કોણ કેનાં કોણ આપણે, કોઇએ કેને ન આવે કામ. ૭
અણસમજણે આપણું, સૌ માની રહ્યું મનમાંય;
જુએ વિચારી જીવમાં તો, નથી આપણું કાંય. ૮
એમ રાજમાં રહી રાગ તજ્યો, એ છે લક્ષ લેવા જેવો ઘણો;
તુચ્છ પદારથ સારુ તણાવું, એવો મત જોઇયે નહીં આપણો. ૯
ખાવા ખટરસ નરેશ સુતને, તોએ ડોડાં દેખી ડગે દિલ;
નિષ્કુલાનંદ એ કંગાલ છે, નથી આવ્યો રાજાનો અમલ. ૧૦

## પદ ૧૦ મું—રાગ બિહાગડો.

શિદને રહીયે કંગાલ રે, સંતો શિદને૦
જ્યારે મળ્યો મોટો મહા માલરે, સંતો શિદને૦ ટેક. ૧

પૂર્ણ બ્રહ્મ પુરુષોત્તમ પામી, ખામી ન રહી એક વાલ;
અમલ સહિત વાત ઉચરવી, માની મનમાં નિહાળ રે. સંતો૦
રાજાની રાણી ભમે ભીખ માંગી, હાલે કંગાલને હાલ;
ઘર લજામણી રાણી જાણી, રાજા ખીજી પાડે વળી ખાલ રે. સંતો૦
તેમ ભક્ત ભગવાનના થઇને, રહે વિષયમાં બેહાલ;
તેતો પામર નર જાણો પૂરા, હરિભક્તની ધરી છે ટાલ રે. સંતો૦
તન મન આશ તજી તુચ્છ જાણી, કાઢું સમજી એ સાલ;
નિષ્કુલાનંદ એ ભક્ત હરિના, બીજા બજારી બકાલ રે. સંતો૦

## કડવું ૪૨ મું.

વળી કહું વાત હરિજનની અમલજી, નળપુરીનો રાજા એક નળજી;
રૂપ ગુણ શીળ ઉદાર નિર્મળજી, એવો વિરસેનનો સુત સબળજી. ૧

### ઢાળ.

સબળ ને સત્યવાદી સુણી, દમયંતિએ વિચારી વાત;
વરવું છે એ નળને, બીજા પુરુષ તાત ને ભ્રાત. ૨
તેહ વાત ન જાણે તાત એનો, રચ્યો સ્વયંવર તે વાર;
તેમાં રાજા તેડાવિયા, સૌ આવવા થયા તૈયાર. ૩
ત્યારે નારદે કહ્યું ઇંદ્રને, ધર્મ અગ્નિ સુણો વરુણ;
તમ જોગ એ કન્યા ભીમની, સુણ્યા સર્વે એના મેં ગુણ. ૪
પણ એને વરવું છે નળને, એવી દઢ ધારી છે ટેક;
ટેક તજાવી તમે વરો, તો વળે વડો વિશેક. ૫
નળ અંતરે નિર્મળ છે, જેમ કહેશો તેમ કરશે;
તજી પ્રિય પોતાતણું, તમારે પ્રિયે અનુસરશે. ૬
ત્યારે ચારે મળી કહ્યું નળને, તું કર અમારાં વખાણ;
તું તારી નિંદા કરજે, તો અમને વરશે એહ જાણ. ૭
ત્યારે નળે કહ્યું જઈ દમયંતીને, ઇંદ્ર-અગ્નિ-ધર્મ ને વરુણ;
એને વર તું વેગે કરી, તો તારે તોલે આવે કહું કુણ. ૮
ત્યારે દમયંતી કહે હે દેવતા, હું તો વરી છઉં નળ રાય;
હવે ડગાવું જો દીલને, તો પતિવ્રતાપણું જાય. ૯
ત્યારે ઇંદ્રાદિ ચારે નળ થયા, પલટી પોતાનો વેશ;
નિષ્કુલાનંદ નાથ સ્મરી, ત્યાં આવ્યા નળ નરેશ. ૧૦

## કડવું ૪૨ મું.

પછી પાંચે થયા નળ સમ પ્રમાણુજી, પતિવ્રતા ધર્મથી પડી ઓળખાણુજી;
નાંખી નળ કંઠે વરમાળ સુજાણુજી, સુર નર થયા નિરાશી નિર્વાણુજી. ૧

ઢાળ.

નિરાશી નર અમર ગયા, ત્યારે ઇંદ્રે કર્યો ઉપાય;
આપી કળીને આજ્ઞા, તું પ્રવેશ કર નળમાંય. ૨
ત્યારે નળ મતિ રતિ નવ રહી, રમ્યો દ્યુતવિદ્યા ભ્રાત સાથ;
રાજ સાજ સુખ સમૃદ્ધિ, લીધી જીતી કર્યો અનાથ. ૩
પછી કાઢ્યાં દંપતી પૂરથી, આપી પહેરવા એક અંબર;
મૂકયાં કાઢી મોટા વનમાં, જ્યાં ન લીએ કોઇ ખબર. ૪
જળ ટાણે જળ નવ મળે, અન્ન ટાણે ન મળે અન્ન;
ભૂખ પ્યાસ ત્યાં ભેળાં ભમે, દુઃખમાંહિ નિર્ગમે દિન. ૫
મનુષ્ય માત્ર જ્યાં ન મળે, મળે વનવાસી વિકરાળ;
ખાવા આવે ખરો થઇ, તોએ ન કરે તેની સંભાળ. ૬
ભૂત ભૈરવ ભયંકર ભમે, દમે બીજાં આવી દેહને;
આપે સંકટ સંતાપે સહુ, કહે નહીં કંઈ તેહને. ૭
જેને સંકટ શરીરમાંય, આવ્યું જેટલું આવ્યું નથી;
તેને સંકટ સામટું પડ્યું, જે કહેવાય નહીં મુખથી. ૮
અડવાણું ફરે અરણ્યમાં, ચર્ણમાં ચાલ્યાં રુધીર;
તોએ અકળાયે નહિ અંશ રે, સમજી મને સૂધીર. ૯
રાત દિવસ એમ રડવડે, પડે અન્ન વિના ઉપવાસ;
નિષ્કુળાનંદ કહે એહ વનમાં ફરે, ધરે નહીં તન ત્રાસ. ૧૦

## કડવું ૪૩ મું.

તન વિષમ અતિશય વિકટજી, જ્યાં જ્યાં જાય ત્યાં પામે સંકટજી;
રાત દિવસ રહે દુઃખ અમટજી, ઝાડ પહાડ પૃથ્વી અતિ દુર્ઘટજી. ૧

ઢાળ.

દુર્ઘટ દેખી અટવાયે એહ, ચળી જાય મનુષ્યનાં ચિત્ત;
તેમાં રાજા રાણી રડવડે, પડે દુઃખ ત્યાં અગણિત. ૨
ઘણા ગોખરુ કાંટા કૂંગટા, કૌચાં કંદ્ર કરણાં નીર;
આવી ધરસે અંગમાં, તેણે સૂજી જાય છે શરીર. ૩

પશુ પંખી પરસ્પર કરે, શબ્દ ભૂંડા ભયંકાર;
સહ્યા ન જાય તે શ્રવણે, એવા થાય વનમાં ઉચ્ચાર. ૪
નિશામાં નિશિચર ફરે હરે, પશુ પંખીના પ્રાણ;
એવા વનમાં દંપતી, અતિ નિઃશંક ફરે નિર્વાણ. ૫
ખાન પાન ખોળે નવ મળે, મળે હિંસક જન હમ્મેશ;
તોય સંભારે નહીં સુખ રાજનું, હૈયામાંહે લવલેશ. ૬
જેમ જેમ પડે વિપત્ત વળી, તેમ તેમ મને મગન;
એમ વનમાંય વિચરે, રાત દિન રાણી ને રાજન. ૭
એવા વનમાં ઋષિ રહે, જેને અન્નનો નહીં આહાર;
જોઇ રાજા એવા ઋષિને, ત્યાંથી ચાલી નીસરે તે વાર. ૮
એમ દીન કંઇ વહી ગયા, પછી રાજાએ કર્યો વિચાર;
રાણી ખાણી સર્વે દુઃખની, માટે તજી દેઉં નિરધાર. ૯
પછી અર્ધું અંબર લઇ અર્ધ રાત્રે, ચાલી નીકળ્યા નરેશ;
નિષ્કુલાનંદ કહે દમયંતિ, પામી પૂરણ કલેશ. ૧૦

## કડવું ૪૪ મું.

દમયંતિ પુકારે કહે રાજનજી, મેલી તમે મુને રડવડતી વનજી;
હું પતિવ્રતા મારું અબળાનું તનજી, તમ વિણ મારું કોણ કરશે જતનજી. ૧

### ઢાળ.

જતન કરતા તે જાતા રહ્યા, હવે રહીશ હું શી રીતમાં;
હે દૈવ તેં દુઃખ દીધું સામટું, તેનું ન વિચાર્યું ચિત્તમાં. ૨
રહી લડથડી પડી ગઇ, શુદ્ધ નહીં રહી શરીરની;
નળ વિયોગે એ નારની, નયણે નદી ચાલી નીરની. ૩
પછી પડતી આખડતી વળી, ચાલી એકાએક વનમાં;
લાગ્યા કાંટા કાંકરા ખરા, તેની પીડા થઈ છે તનમાં. ૪
તેમ જ નળરાય તનમાં, પામે છે પીડા અતિ ઘણી;
પણ સત્ય ન ચૂકે ધર્મ ન મૂકે, શું કહિયે ધિરજ તેહ તણી. ૫
એમ કહીં કષ્ટ ભોગવ્યાં, તેનો કહેતાં ન આવે પાર;
રાત દિવસ રડવડતાં, વળી વહી ગયાં વર્ષ બાર.* ૬

* આ ખોટું છે. નળ દમયંતીનો વિયોગ ત્રણ વરસનો મહાભારતમાં છે. કવિએ ભૂલમાંકે કાં તો પ્રાસ મેળવવાની લહેરમાં બાર વરસ લખ્યાં છે.

પછી પામ્યા નીજ રાજને, ભાવે ભજ્યા શ્રીભગવાન;
એટલું કળી વળી ફરી ગયો, તોય સત્ય ન ચૂકયાં નિદાન. ૭
એમ સાધુને સત્ય રાખવું, રાખવી દ્રઢ મતિ ધર્મમાં;
સુખ દુઃખ સહી શરીરને, રહેવું અચળ નિજ આશ્રમમાં. ૮
ધર્મ સમ ધન્ય નથી, નર નારીને નિદાન;
ધર્મ જોતાં જોડ ન મળે, તો જાણવું થયું એ જ્યાન. ૯
એવી આંટી પડી અંતરે, હરિ જન હિમ્મત રાખો હઇએ;
નિષ્કુળાનંદનો નાથજી, થાશે રાજી અતિસે તહીએ. ૧૦

## પદ ૧૧ મું—રાગ બિહાગડો.

કરીએ રાજી ઘનશ્યામ રે, સંતો કરીએ રાજી૦
તો સરે સર્વે કામ રે, સંતો૦ ટેક. ૧
મરજી જોઈ મહારાજના મનની, એમ રહીએ આઠે જામ;
જે ન ગમે જગદીશને જાણો, તેનું ન પૂછીએ નામ રે. સંતો૦ ૨
તેમાં કષ્ટ આવે જો કાંઈ એક, સહિયે હઇએ કરી હામ;
અચળ અડગ રહી એક મને, તો પામિએ સુખવિશ્રામ રે. સંતો૦ ૩
જુઓ રીત આગેના જનની, પામ્યા વિપત્તિ વિરામ;
જન્મ થકી માનો મુવા સુધી, ઠરી બેઠા નહીં ઠામ રે. સંતો૦ ૪
એ તો દોહેલું સોહેલું છે આજ, 'તજિયે દોયે દામ વામ;'
નિષ્કુળાનંદ નિઃશંક થઇને, પામિયે હરિનું ધામ રે. સંતો૦ ૫

## કડવું ૪૫ મું.—રાગ ધન્યાશ્રી.

વળી કહું રાજા અંબરીષજી, તેને ઘેર આવ્યા દુર્વાસા લઇ શિષ્યજી;
ભોજન કરાવ અમને નરેશજી, ત્યારે નૃપ કહે નાહી આવો મુનેશજી. ૧

ઢાળ.

મુનિ વેહેલા તમે આવજો, આજ છે દ્વાદશીનો દિન;
ન આવ્યા જાણી ત્યારે નૃપે, કર્યું ઉદક પાન પ્રાશન. ૨
વીતિ વેળાએ મુની આવિયા, રાજા કેમ કર્યું તેં ભોજન;
મુને જમાડ્યા વિના જમ્યો, દઉં છું હું શાપ રાજેન. ૩
શાપ દઇ આપ ચાલિયા, આવ્યું સુદર્શન તે વાર;
બહુ ભાગે આવે બાળતું, પછી આવ્યા હરીને આધાર. ૪
કહ્યું હરિને કષ્ટ નિવારિયે, ટાળિયે સુદર્શનનો ત્રાસ;
ત્યારે શ્રીપતિ કહે ઋષિ સાંભળો, તમે જાઓ અંબરીષ પાસ. ૫

ત્યારે ઋષિ આવ્યા રાય પાસે, રાયે પાય લાગી કહ્યો અભિપ્રાય;
આજ તે દિન એક ભાવ હોય તો, સુદર્શન દૂર થાય. ૬
એમ શત્રુ મિત્ર જેને શત્રુ છે, સમ સુખ દુઃખ દેનાર;
એવા ભક્ત જે જગતમાંહે, તે પર પ્રભુનો પ્યાર. ૭
પર પ્રાણીને પીડે નહીં, ભલે પીડાય પિંડ પોતાતણો;
એવો વિચાર જેને અંતરે, ઘડી ઘડીએ રહે છે ઘણો. ૮
હિતકારી ભારી સૌ જીવના, જેને ભૂડાઈ ભાગે આવી નથી;
તેણે અવર્ણું અવરનું, કેમ થાય ઉપર અંતરથી. ૯
સમુદ્ર શીતળ સદાય, કેને દુઃખ ન દીયે કાંય;
નિષ્કુલાનંદ એ ભક્તની, શ્રીહરી કરે છે સહાય. ૧૦

## કડવું ૪૬ મું.

વળી કહું એક ભક્ત વિભીષણજી, ભજે હરિ કરી વિવેક વિચિક્ષણજી;
તે જાણી રાવણ કોપ્યો તત્ક્ષણજી, તેનું કોણ કરે રાક્ષસ રક્ષણજી. ૧

### ઢાળ.

રાક્ષસ રાવણે લાત મારી, કાઢ્યા લંકાથી બહાર;
આવ્યા રામના સેનમાં, ન દીધા પેસવા તે વાર. ૨
ત્યારે વિભીષણ કહે રખવાળને, જઇ રામને કહો વાત;
ભક્ત તમારો નામ વિભીષણ, આવ્યો છે રાવણનો ભ્રાત. ૩
ત્યારે સેવકે કહ્યું શ્રીરામને, સુણી રામ કહે સુણ દાસ;
આવે તો આવે સમ ખાઇને, વણ સમે નહીં વિશ્વાસ. ૪
ત્યારે સેવકે કહ્યુ વિભીષણને, ખાઇ આવ સુધા સાચા સમ;
તો તેડી જઇએ પ્રભુ પાસે, નહીં તો જવાનું છે વિષમ. ૫
ત્યારે વિભીષણ કહે સુત દારા સંબંધી, રાજ સાજ અમલ અન્ન ધન;
આપ રૂપ અનૂપ રામજી, જો ન ગો હોય મારે મંન. ૬
તે સેવકે સુણાવ્યું શ્રીરામને, સુણી તર્ત તેડાવિયા પાસ;
ભલો ભક્ત વિભીષણ તું, જગ સુખથી છો ઉદાસ. ૭
સુત કલત્ર કારણે, સુર અસુર નર ઇચ્છે ઘણું;
રાજ ધન રૂપને સૌએ સુખ માન્યું છે, તેં બંધન જાણ્યું આપણું. ૮
એમ કહી વિભીષણને, રાજી રાજી થયા શ્રીરામ;
ધન્ય એવા હરિજનને, જેને સુખ સંસારી સમને હામ. ૯

એમ નર નિર્જરનાં, જેને સુખ સ્વપનને તોલ;
નિષ્કુલાનંદ કહે ભક્ત હરિના, અતિ મોટા અમોલ. ૧૦

### કડવું ૪૭ મું.

હંસધ્વજ સુત સુધન્વા જેહજી, તેને અતિ શ્રીહરિમાં સ્નેહજી;
દઢ હરિભક્ત અચળ વળી એહજી, અલ્પ દોષે આવ્યા તાતના ગુનામાં તેહજી. ૧

ઢાળ.

તેને તાતે તપાસ કરાવી, નાખ્યો તપેલા તેલની માંય;
શ્રીહરિના સ્મરણ થકી, કાયા ન બળી કાંય. ૨
ત્યારે કહે તેલ તપ્યું નથી, માનો ઔષધી છે એહ પાસ;
તેલ પણ તપેલ ખરું, નહીં ઔષધી કરી તપાસ. ૩
ત્યારે કહે મંત્ર છે એના મુખમાં, તેનો અખંડ કરે છે ઉચ્ચાર;
તે મંત્ર તો શ્રીહરિ સ્મરણ, એથી નાખ્યો અંગે આજાર. ૪
સાચો ભક્ત શ્રીકૃષ્ણે જાણીને, કરી કષ્ટમાં એની સહાય;
ખરી પીડયે નવ ખમી શકે, દુઃખ દાસનું મનમાંય. ૫
પળ પળની પીડા હરવા હરિ, હરિ જન પાસે રેહ;
વણ વિશ્વાસી એહ વાત તે, લેશ માત્ર પણ નવ લેહ. ૬
રાત દિવસ રક્ષા કરે, નિજ ભક્તની ભગવાન;
ભીડે થકી તે મૂકે નહીં, નિશ્ચે નાથજી નિદાન. ૭
જનક જનુની નીજ જનના, સાચા શ્રીહરિ કહેવાય;
એહ હેત કરે જેવું જીવને, તેવુ બીજે કહો કેમ થાય. ૮
નકી ભક્ત સારુ નાથજી, અવનીએ રહે છે અખંડ;
દુર્મતિ તે દેખે નહીં, જેમ પડદા આડુ પિંડ. ૯
પડદે રહી પેખે હરિ, દેખે દાસની દઢતા ધીર;
નિષ્કુલાનંદ કહે કષ્ટમાંહી, કરે સહાય શ્રીહરિ અચીર. ૧૦

### કડવું ૪૮ મું.

એહ આદિ રાજા થયા બહુ ભૂપજી, સાચા સાધવાદી અનઘ અનૂપજી;
પર પીડા હરવા સુધા સુખ રૂપજી, કરી હરિ રાજી તરી ગયા ભવકૂપજી. ૧

ઢાળ.

ભવકૂપ રૂપ તે તર્યા, આગળ ભક્ત અનેક.
ધન્ય ધન્ય એમની ભક્તિ, ધન્ય ધન્ય એમની ટેક. ૨

એવી ટેક જોઇએ આપણી, કરવા પ્રભુને પસન્ન;
જ્યાં સુધી ન રીઝે શ્રીહરિ, ત્યાં સુધી કરવી જતંન. ૩
જેમ ધૂવે કોઈ લુગડું, પણ માંહિ રહી જાય મેલ;
ત્યાં સુધી ન જાણવું, એવાં વસ્ત્રને ધોએલ. ૪
જેમ બેસે કોય ઝાઝમાં, હોય ઊંડા અર્ણવ માંય;
ત્યાં સુધી સુખ ભોમીનું, શીદ માની તે મકલાય. ૫
કર્યા કેસરીયાં શૂરા સરખાં, પણ કીધી નથી બડાઇ;
ત્યાં સુધી તે વેશની, કેમ વખણાય બડાઇ. ૬
શૂરા દેખી દગે શત્રુને, કરે દગે કરી ઘણા ઘાવ;
હરિજન તે અરિ ઝીણા, અતિ કરે તે ઉપાવ. ૭
કામ ક્રોધ લોભ મોહ કહીએ, એ અતીશે ઝીણા અરી;
આવતાં એને ઓળખીને, વળી ખબર તે રાખવી ખરી. ૮
અખંડ આગ્રહ એ ઉપરે, જેહ નહિ રાખે છે જન;
તેહ તે એ શત્રુ થકી, ન રહે નિરવિઘન. ૯
ગાફલને ઘાયલ કરે, સાજું રહેવા ન દીયે શરીર;
નિષ્કુલાનંદ કહે સચેત રહેવું, ધરી દઢતા અતિ ધીર. ૧૦

### પદ ૧૨ મું–રાગ બિહાગડો.

ધિરજ સમ નહિ ધન રે, સંતો ધીરજ૦
આવે અર્થ દોયલે દીન રે, સંતો ધીરજ૦ ટેક. ૧
અતુલ દુઃખ પડે જ્યારે આવી, તે તો ન સહેવાયે તંન;
તેમાં કાયર થઇને કો દીન, ન વદે દીન વચંન રે. સંતો૦ ૨
ધીરજવંતને આપે અત્યંત, દુઃખ બહુ દુરીજન;
તે તો સર્વે સહે શરીરે, જાણી તે જન અગંન રે. સંતો૦ ૩
ધીરજધારી રહે નર નારી, પામે તે સુખ સદંન;
કષ્ટ કાપવાનો એ છે કોહારો, વાઢે વિપત્તિનાં વંન રે. સંતો૦ ૪
આગે સીતા કુંતા ને દ્રૌપદી, ધારી ધીરજ અતિ મંન;
નિષ્કુલાનંદના નાથને દયાં, પૂરણ એણે પ્રસન્ન. સંતો૦ ૫

### કડવું ૪૯ મું–રાગ ધન્યાશ્રી.

એવા ધીરવાળા જાણો જડભર્તજી, હતા અતિ આપે અત્યંત સમર્થજી;
સહ્યાં દુઃખ દેહે રહી ઉન્મત્તજી, કરે ઘર પરકામ તેમાં એક મત્તજી. ૧

ઢાળ.

મિત રહિત મુનિ રહે, મળે અન્ન જેવું તેવું જમે;
કોહ્યુ કસાયું સડ્યું બગડ્યુ, બળ્યું ઉતર્યું ખાઈ દિન નિર્ગમે. ૨
ત્યારે ભ્રાતે કહ્યુ જડભર્તને, રાખો ખરી ખેતની ખબર;
ત્યારે જડભર્તજી જઈ રહ્યા, ઉભા રાત્યમાં અડર. ૩
અતિ ભૂલી શુદ્ધ અગની, વર્તે છે અતરે વર્તી,
આપ પ્રભાવ નથી ભાસતો, એવી ખરી કરી છે મતિ. ૪
મતિમાં રતિ નવ રહ્યો, સુખ દુઃખ સભર વળી;
એવી રીતે જડભર્તજી, સાચવે છે ખેતર ખળી. ૫
ત્યાં તસ્કર નર આવીને, ઝાલી લઈ ગયા જડભર્તને;
ઉભા રાખ્યા દેવી આગળે, તેમને મારવા તર્તને. ૬
ત્યારે ચોર કહે પછી ચડાવીએ, સારી પેઠે જમાડી સુખડી;
ત્યારે જડભર્ત જમિયા, તુરત વળી તેહ ઘડી. ૭
પછી તીખી તરવાર લઈ કરી, હાથ ઉપાડ્યો હણુવા કાજ;
તે દેખી ન શકી દિલે દેવી, હાથ ઝાલી લિધો વાજીવાજ. ૮
પછી લીધી તરવાર કરથી, દેવીએ કાપ્યાં સર્વેના શીશ;
પીધું લોહી ખાધુ માંસને, ત્યારે ઉતરી દેવીની રીસ. ૯
જોડી હાથ જડભર્ત આગળે, કરે અતિ વિનતિ તે વળી;
નિષ્કુળાનંદના નાથના વહાલા, તમને પીડ્યા પાપીએ મળી. ૧૦

કડવું ૫૦ મું.

એમ કહી દેવી ગઈ છે સમાઇજી, નથી હર્ષ શોક જડભર્તને કાંઇજી,
તે સમે રાજા આવ્યો એક ત્યાંયજી, નામ રહુગણુ બેસી શિબિકાયજી. ૧

ઢાળ.

શિબિકાનો બુઢ્ઢો રથી વાટમાં, પડ્યો માંદો આવી તેની ખોટ,
ઝાલી જડભર્તને જોડિયા, લીધા તે ઘડી દડી દોટ. ૨
જડભર્ત જાળવે જીવ જંતુ, કીડી મંકોડી ન કચરાય;
દીયે તલપ તે દેખીને, તે થડક રાયે ન ખમાય. ૩
ત્યારે ભૂપ કહે છે ભોઇને, આવી કરો છો અવળાઈ કેમ,
ત્યારે ભોઇ કહે છે ભૂપાલને, આ નવો કરે છે એમ. ૪
ત્યારે નવા પ્રત્યે કહે નૃપતિ, અતિ વસમાં લાવી વચન,
ત્યારે જડભર્ત બોલિયા, સુણુ વચન કહું રાજંન. ૫

અવળાઈ જે મારા અંગની, તે કહું હું સર્વે તુજને;
તેં જે જે કહ્યું તારી રૂબાથી, તેનું નથી કંઈ દુઃખ મુજને. ૬
તેં કહ્યું જે તે આત્માને, તે નથી આત્મામાં એક;
દેહદર્શી તો એમ જ દેખે, જેને નથી અતરે વિવેક. ૭
ત્યારે પૂછ્યુ રાયે પીછાન પડી, લાગ્યો પાય પ્રણિપત કરી;
ક્ષમા કરજે અપરાધ મારો, એમ કહ્યું કરગરી. ૮
એના જેવુ થાય આપણે, ત્યારે પડે પૂરી પીછાન;
ખરા ખોટાની ખબર ખરી, નક્કી જણાય નિદાન. ૯
ભાંદે વડ ભિડો તડોવડ છે, સામુ વડથી વધે છે વિશેક;
નિષ્કુલાનદ નમુલિયાંની, અતે ટકે નહીં ટેક. ૧૦

કડવું ૫૨ મું.

ટેક એક નેક શુકજીની સારીજી, જતિ અતિ મોટા સૌને સુખકારીજી;
ગજપુર આવ્યા રાયપાસે વિચારીજી, પથમાં પીડા પામ્યા મુનિ ભારીજી. ૧

ઢાળ.

ભારે પીડા પામિયા પરથી, કરી બહુ બહુ ઉપહાસ;
ઉન્મત્ત જાણી કહે કઠણ વાણી, ડરાવે દેખાડી ત્રાસ. ૨
કોયક નાંખે ગોબર કોબર, પીશાબ ઇંટ પહાણા કઇ,
કોયક સચારે છે સરિયા, પાપી નર પુઠમાં લઈ. ૩
કોઇએક તાડે તાળી પાડે, પમાડે દુઃખ વિમુખ ઘણું;
શોક હર્ષ તેનો શુકજીને, નથી અતરની માંહિ આણું. ૪
કહેતા નથી તેનું કોઇને, જાણી જગતના જીવ અજાણ;
એવા થકા આવ્યા નરેશ પાસે, કર્યું રાજાનું કલ્યાણ. ૫
આગે વ્યાસને આપ્યો જેણે, ઉત્તર જન વનમાં રહી;
આવર્ણ રહિત આત્મદર્શી, એવા સમર્થ શુકજી સહી. ૬
સમર્થપણું સર્વે સહ્યુ, અસમર્થ સહે તેનું શું કહીએ;
આજ તપાસો આપણું, એમના જેવા નથી કે છીએ. ૭
ભક્તની રીત જો ભક્તમાં, જન જાણો જોઇએ જરૂર,
પોતાની રીત પરહરી પરી, હરિદાસ ન કરવી દૂર ૮
વેશથી લેશ લેવાય નહીં, શાહુકાર નરેશનું સુખ,
ખાલી દેશી તો બહુ તેમજ કરે, પણ દામ હુકમનું રહે દુઃખ. ૯

ઓઢી અજીન અંગે સિંહનું, જમ્બુક કરે જેમ જોર;
નિષ્કુળાનંદ એહ વાતનો, અંત્યે નહી આવે નોર. ૧૦

કડવું ૫૨ મું.

વળી કહું ઋષિ નારદ એક નકીજી, જેને પ્રતીત પ્રકટની છે પકીજી;
આપે જ્ઞાન દાન જનને વિવેકીજી, પામ્યા ભવ પાર અગણિત એહથકીજી. ૧

ઢાળ.

અગણિત જીવ ઉદ્ધારવા, ફરે સ્વર્ગ મૃત્યુ ને પાતાળ;
જ્યાં જ્યાં હોય જીવ જિજ્ઞાસુ, ત્યાં ત્યાં જાય તત્કાળ. ૨
એમ કરતાં આવિયા, નારદ નારાયણ સર;
દીઠા સામટા સહસ્ર દશ, દક્ષ પ્રજાપતિના કુંવર. ૩
તેને ઉપદેશ આપી કાપી, સંસાર સુખની આશ;
તેહ સાંભળી દક્ષ દિલે, અતિશય થયો ઉદાસ. ૪
ત્યાર પછી એક સહસ્ર, ઉપજાવી મૂકયા એહ સ્થાન;
તેમને પણ તેમના ભાઇઓના, જેવું આપ્યું છે નારદે જ્ઞાન. ૫
તે સુણી દક્ષ દીલગીર થયો, આપ્યો નારદજીને શાપ;
મુહૂર્ત ઉપર તમે જ્યાં રહો, તો મૃત્યુ પામજો આપ. ૬
એ શાપ ચઢાવી શીર ઉપરે, આપે છે હજી ઉપદેશ;
એના જેવો આગ્રહ, હરિજનને જોઇએ હમેશ. ૭
કહેવી વાત હરિ કૃષ્ણની, હેત દેખાડી હૈયાતણું;
કાઢી લેવો કાળ મુખથી, એવો ઉપકાર કરવો ઘણું. ૮
ચોખે માર્ગે ચલાવતાં, કોઇને ગમે કે નવ ગમે;
કહ્યામાં કસર નવ રાખવી, સુખ દુ:ખ સમે કે વિસમે. ૯
આળસી ન બેસવું આપણે, હેતે કરવી હરિની વાત;
નિષ્કુળાનંદનો નાથજી, રહે રાજી તે પર દિન રાત. ૧૦

પદ ૧૩ મું-રાગ કડખો.

સાચા સંત અનંત રાજી કર્યા શ્રીહરી, મેલી મમત તન મનતણી,
હિમ્મત અતિ મતિમાંય તે આણીને, રતિપતિની લીધી લાજ ઘણી. સાચા૦ ૧
દામ વામ ધામ દીઠાં પણ નવ ગમે, કામ શ્યામ સાથે રાખ્યું છે જેણે,
નામ ઠામ ન પૂછે ગામ આસનું રે, આઠે જામ ઠામ હઇએ રહે છે તેણે. સાચા૦ ૨
એવા સંતનો સંગ ઉમગથી કરીએ, તો અભંગ રંગ રુડો અંગ રહે;
દિલ ડગમગે પગ નવ પરઠે, ચિત્ત રહી ચંગે જગ જીતી લહે. સાચા૦ ૩

સાચા સંત શૂરવીર ધીર ગંભીર છે, નીરખી કાંક રહી કરે નીવેડો;
નિષ્કુલાનંદ આનંદ પદ પામીને, કેદી ન મૂકે એ વાતનો જ કેડો. સાચા૦

કડવું ૫૩ મું-રાગ ધન્યાશ્રી.

એવા તો સનકાદિક સુજાણજી, વિષય સુખરૂપ જાણી તજી તાણજી;
ભજી પ્રભુ પામીઆ પદ નિર્વાણજી, એહ વાત સર્વ પુરાણે પ્રમાણજી. ૧

ઢાળ.

પુરાણે વાત એ પરઠી, સનકાદિક સમ નહીં કોય;
વૈર કરી વિષય સુખ સાથે, ભજ્યા શ્રીહરિ સોય. ૨
જેહ સુખ સારુ શિવ બ્રહ્મા, સુર નર ભૂખ્યા ભમે;
તે સુખ સનકાદિકને, સ્વપનમાં પણ નવ ગમે. ૩
ભક્તિ કરી હરીને રીઝવ્યા, માગો માગો કહે શ્રી ઘનશ્યામ;
માગીએ વય વર્ષ પાંચની, વળી રહીએ સદા નિષ્કામ. ૪
પછી પામી અવસ્થા વર્ષ પાંચની, સર્વે લોકમાં ફરે સુજાણ;
સુણાવે કથા શ્રીકૃષ્ણની, કરે બહુ જીવનાં કલ્યાણ. ૫
ઉડી અંતરથી ઇચ્છા ગઈ, સ્પર્શ સુખ ત્રિય તનની;
એની પેઠે કરો આપણે, મેલી દીયો ઇચ્છા મનની. ૬
નિર્વિષયી ગમે છે નાથને, વિષય વિકલ ગમતા નથી;
જેમ સમલ નર બેસે સભામાં, સૌ જાણે ઉઠી જાય અહીંથી. ૭
ઉપર બન્યા ઘઉંહુ ઉજળા, માંહે મેલની મણા નથી;
એવા જન જોઈ જગપતિ, અભાવ કરે છે ઊરથી. ૮
ઇચ્છાઓ અનેક ઉરમાં, ખાન પાન સ્પર્શ સુખની;
એવા ભક્તની ભક્તિ, હરિ વદે તહીં વિમુખની. ૯
પંચ વિષયની પટારીઓ, ઘણી ધારે ભરી ઘટમાંય;
નિષ્કુલાનંદ કહે નાથના, એહ ભક્ત નવ કહેવાય. ૧૦

કડવું ૫૪ મું.

વળી ઋષિ એક જાણો જાજળીજી, આરંભ્યું તપ અતિ વિષમ વળીજી;
કર્યું હરિ ધ્યાન તેણે તન શુદ્ધ ટળીજી, આવ્યાં વન વિહંગ ઘણી સુગરીઓ મળીજી. ૧

ઢાળ.

સુગરીએ મળી માળા ઘાલ્યા, વળી બેઉ કાનની દોર;
ઇંડાં મૂકીને અહરનિશ, કરે છે શોર બકોર. ૨

અડગ પગે તે ઉભા રહ્યા, વળી ભય નવ લાવે કાય;
જાણે પંખીને પીડા ઉપજશે, એવી પીડા ઘણી દિલમાંય. ૩
ચારે દીશે જાય ચારા સારુ, વળી આવી વસે ત્યાં રાત;
પછી ઇંડાં મટી ઇંડજ થયાં, ગયાં ઉડી પરભાત. ૪
તોય જાજળી જોઈ રહ્યા, દિન કેટલાક સુધી વાટ;
પાછાં ન આવ્યાં પંખી જ્યારે, ત્યારે તજ્યો મન ઉચ્ચાટ. ૫
એના જેવી દયા દીલમાં, રાખવી અતિ ધરી ધીર;
ઝીણા મોટા જીવનું, સહેવું સુખ દુઃખ તે શરીર. ૬
આપણે અંગે પીડા આવતાં, જો થાય સર્વને સુખ;
તો ભાવે કરી ભોગવીએ, દીલમાં ન માનીએ દુઃખ. ૭
અલ્પ જીવની ઉપરે, રાખવો નહીં રોષ એક રતિ;
સ્થાવર જંગમ જીવ ઉપર, પરહરવી હિંસક મતિ. ૮
પરને પીડા કંઈ પણ કરવી, એ તો કામ છે કસાઇનું;
સાધુને સુખ થવા ઇચ્છવું, એ કૃત્ય છે સંત સુખદાઇનું. ૯
એ મત ખરો હરિ ભક્તિનો, નવ પીડવા પ્રાણ ધારીને;
નિષ્કુલાનંદનો નાથજી રીઝે, એવું કરવું વિચારીને. ૧૦

કડવું ૫૫ મું.

અરુણી, ઉપમન્યુ, આપત્ય, ધૌમ્યના શિષ્યજી, ગુરુ આજ્ઞામાં વરતે અહરનિશજી;
જાય અન્ન જાચવા, હરખે હમેશજી, આણી આપે ગુરુને, ન આપે ગુરુ તેને લેશજી. ૧

ઢાળ.

લેશ ન આપે જ્યારે શિષ્યને, શિષ્ય જાચે અન્ન પછી જઈ;
ત્યારે ગુરુ કહે ગરીબ ગૃહસ્થને, ફરી ફરી પીડવા નહીં. ૨
ત્યારે પય પળી પીને વળી, કરે છે તેહ નિર્વાહ;
ત્યારે ગુરુએ પય વચ્છપીણુની, પાડી છે ચોખી નાહ. ૩
પછી ખાધાં તેણે ક્ષુધામહી, અર્કપાન થયા તેહ અંધ;
વનથી આવતાં વાટમાં, પડી ગયા છે કૂપ મધ્ય. ૪
આવ્યાની વેળા વહી ગઈ, ત્યારે ગોતવા ગુરુ નીસર્યા;
પોકાર કરતા પડેલ કૂવામાં, સામ સામા સાદ કર્યા. ૫
પછી કુવામાંથી કાઢી કહ્યું, ઉપમન્યુ તું છે મારો દાસ;
મુને તેં પ્રસન્ન કર્યો હવે, માગ કંઈ એક મુજ પાસ. ૬

એમ ગુરુની આજ્ઞા, જે પાળે ધર્મ સુજાણ;
નિર્વિઘન તે નર થઈ, પામે પદ નિર્વાણ. ૭
મન ગમતું મેલી કરી, રહે આજ્ઞાને અનુસાર;
તે જ શિષ્ય સાચા ખરા, બીજા સર્વે સંતાપનાર. ૮
કુકર કાનના કીટ સરીખા, શિષ્ય ન થાવું સમજી;
ગુરુ વાળે તેમ વળવુ, અહંતા મમતા મનની તજી. ૯
ગુરુ કૃપાએ સુખ પામીએ, ગુરુ કૃપાએ ઉપજે જ્ઞાન;
નિષ્કુળાનંદ ગુરુ કૃપા કરે, તો આપે અવિચળ દાન. ૧૦

## કડવું ૫૬ મું.

એ કહ્યા સર્વે પરોક્ષ હરિ જનજી, એને કોઇને પ્રગટ મળ્યા નથી ભગવંતજી,
તોએ કોઇએ મોળા ન પડીઆ મંતજી, કહું વાર હજાર એમને ધન્ય ધન્યજી ૧

### ઢાળ.

ધન્ય ધન્ય એહ જનને, જેણે શીર સાટે સોદો કર્યો;
તજી છે આશા તન મનની, એવો ઉદ્યમ જેણે આદર્યો. ૨
લીધો સીદોરો શિષ્ય હાથમાં, તેહ સાથ જીવા કયમ રહે;
મરવાની તો બીક મટી, અતિ આગ્યનો ભાગ્યો ભહે. ૩
આગળ ચાલતાં આનંદ અતિ, આવે ઝટ દઈ રણ ઝુપરે;
એક લડી મરે, એક બળી ટળે, માને બેઉ વાત અનુપરે. ૪
તેમજ સાચા સંતને, તજી જોઇએ શે તનની આશ;
દેહરખા સરખા કાયર નર, તે તો કેદી ન હોય હરિદાસ. ૫
હરિદાસને હોય હિમ્મત ઘણી, ગણે તનને તરણા તોલ;
લાલચ મેલી આ લોક સુખની, પામવા વસ્તુ અમોલ. ૬
અચળ 'સુખમાં આવી ઘણી, પુરણ વળી પ્રતિત;
અસત્ય સુખ પણ ઓળખ્યું, જાણ્યુ જેવી છે એની રીત. ૭
પકડ્યું પોતાને પારખુ, ખરા ખોટાનું ખરેખરું;
સુખ ઘણું માન્યુ ઘનસ્યામમાં, મેલ્યું અલ્પ સુખ આળરૂં પરું. ૮
શીદને ખાઇએ ખાટી છાશને, મેલી પીયુષ રસ પ્રવાહ;
પહુ પાંભરી પરહરીને, કરે કોણ ચર્મની ચાહ. ૯
તેહ ભક્ત, જગતનાં સુખ જોઇને, લોભાય નહીં લગાર;
નિષ્કુળાનંદ તેહ ભક્ત સાચા, ફેર નહીં રતિ ભાર. ૧૦

### પદ ૨૪ મું.—રાગ કડખો.

સાચા ભક્તની રીત સર્વે સાચી સહી, સાચાં સૌ આચર્ણ એનાં;
ખાતાં પીતાં સુતાં જાગતાં જાણીએ, ઉપદેશ રૂપ અનુપ તેનાં. સા૦ ૧
હાલતાં ચાલતાં જોતાં માંહે જોતું ખરું, લેતાંદેતાં બોલતાંમાં લખી લૈયે;
જાતાં આવતાં પાસ વાસ વસતાં, કેમ ન કળાએ કહોહીં તૈયે. સા૦ ૨
કરતાં ન કરતાં હરતાં ફરતાં, ગાતાં વાતાં વળી હસતાં હોયે;
રોતાં ધોતાં પોતાં પહેરતાં પરખીયે, છતા વક્તા જાણો સુખદ સોયે. સા૦ ૩
જે જે આચરણુ સંત આચરે, તે તે સરવે છે વળી સુખકારી;
અખંડ ધામમાં એ જ પહોંચાડશે, નિષ્કુલાનંદ કહે છે વિચારી. સા૦ ૪

### કડવું ૫૭ મું-રાગ ધન્યાશ્રી.

સુણો એક મુગૃદળ ઋષિની રીતજી, વિણે અન્ન દિન પંદર લગી નિત્યજી;
કરી પાક જમાડે અભ્યાગત ધણે હીતજી, વધે અન્ન તેહ જમે કરી અતિ પ્રીતજી. ૧

ઢાળ.

કરી પ્રીત અતિ જમતો, ત્યાં દુર્વાસા ઋષિ આવિયા;
અતિ આદર દઈ બ્રાહ્મણે, જમવાને બેસાડિયા. ૨
જમી અન્ન જે વધ્યું હતું તે, ચોળી પોતાને તન;
ચટક દઈ ચાલી નીસર્યાં, ગયા શિવને ભુવન. ૩
પછી પંદર દિવસે વળી, ભેળું કર્યું બ્રાહ્મણે અન્ન;
તે પણ તેમનું તેમ કર્યું, તોપણ રહ્યા મુગૃદળ મગન. ૪
એમનું એમ કરતાં વળી, વીતિ ગયા દ્વાદશ માસ;
અન્ન વિનાના એટલા, પળ્યા ચોખ્ખા ઉપવાસ. ૫
ત્યારે દુર્વાસા કહે ધન્ય દ્વિજ તુ, ધન્ય ધીરજ તારી નિદાન;
તેહ સમામાં તેડવા, આવ્યાં વિબુધનાં વિમાન. ૬
બેસો ઋષિ વિમાનમાં, તેડી જઈએ અમર પુરમાંય,
સત્ય ટેક તમારી જોઇને, આવ્યા અમે તેડવા આંય. ૭
ત્યારે પૂછ્યુ સુખ દુઃખ સ્વર્ગનું, કહ્યું કંઇક ચડે પડે પણ ખરાં;
(ત્યારે) મુગૃદળ કહે નહીં આવું એ ધામે, લઇ જાઓ વિમાનને પરાં. ૮
અલ્પ સુખને ભોગવી, પુણ્ય ખુટ્યે પાછુ પડવું;
એવાં સુખને સાંભળી, ચોખ્ખુ નથી અમોને ચડવું. ૯
પછી અવધિ તન તજી કરી, ગયો તે અખંડ ધામમાં;
નિષ્કુલાનંદ કહે સહ્યું કષ્ટ જે, તેહ તે આવિયું કામમાં. ૧૦

## કડવું ૫૮ મું.

વળી કહું શિલોંચ્છવૃત્તિ ધારીજી, વીણે એક કણુ કણુ ધર્મ વિચારીજી;
ઋષિ, ઋષિ સુત, ઋષિ નારી, સુત નારીજી, જમે દિન આઠમે એહ વળી ચારીજી.

ઢાળ.

ચારે મળી એકઠાં જમવાને, હતા સાથુ શેર જુગલ;
ત્યાંહાં ધર્મ ધરી રૂપ દ્વિજનું, તક જાઈઆવ્યા તેહ પલ. ૨
આવી કહ્યું આપો અન્ન મુને, હું ભૂખ્યો છઉં બ્રાહ્મણ;
ત્યારે ઋષિએ આદરે આપ્યું, પોતાના ભાગનું અન્ન. ૩
પછી આપ્યું ઋષિ પત્નિએ, આપ્યું ઋષિ સુતે કરી પ્યાર;
પછી આપ્યું એની નારીએ, થયાં અન્ન વિના એ ચાર. ૪
અન્ન વિના દિન આઠ ગયા, પાછી આવે પણ નહીં આશ;
તો એ ચારે રાજી રહ્યાં, વળી કોઇએ ન થયાં ઉદાસ. ૫
આપ્યું અન્ન અભ્યાગતને, જળ ઢળ્યું ધોયેલ કર ચર્ણનું;
તેમાં આળોટયો આવી નોળીયો, થયું અર્ધું અંગ સુવર્ણનું. ૬
એવું શુદ્ધ અન્ન એ હતુ, તે જમીઆ વૃષભ વળી;
રાજી થયા ઋષિ ઉપરે, જાણે આપું સમૃદ્ધિ સઘળી. ૭
ત્યારે દ્વિજ પલટી ધર્મ થયા, માગો માગો તમે મુજ પાસ;
ત્યારે દ્વિજ કહે ધન્ય ધર્મ તમે, આપો તમારા ધામમાં વાસ. ૮
(એમ) સમયે આવી કોય અન્ન જાચે, વળી હોય ક્ષુધાએ આતુર;
પહોંચ પ્રમાણે આપવું, રાજી થઈ જન જરૂર. ૯
અન્ન આપે ઉત્તર આપે, કાં તો સંતાપે કઠણ કહી;
નિષ્કુળાનંદ હરિ જનની, એવી રીત જોઇએ નહીં. ૧૦

## કડવું ૫૯ મું.

વળી કહું એક જયદેવજીની વાતજી, સાંભળ્યા જેવી છે સારી સાક્ષાતજી;
જેને ઘેર પદ્માવતી વિખ્યાતજી, કરે હરિભક્તિ દોયે દિવસ ને રાતજી. ૧

ઢાળ.

રાત દિવસમાં રાગે કરી, ગાય ગોવિંદ ગીત પ્રીતે કરી;
જાચી લાવે અન્ન તેહ જમે, આપે ભૂખ્યા જનને ભાવે કરી. ૨
બ્રાહ્મણ ને વળી ભક્ત હરિના, જાણી શિષ્ય થયા કોઈ જન;
એમ કરતાં કોઈ દિન કાળ પડ્યો, જડે નહીં જાચતાં અન્ન. ૩

પછી જયદેવ ચાલ્યા જાચવા, શિષ્ય પાસેથી જાચ્યુ ધન;
તે લઈ આવતાં વાટમાં, મળ્યા મારગમાં દુરીજન. ૪
આવતાં ઓળખી એહને, જયદેવે વિચારી વાત;
આપું ધન તો તન ઉગરે, નહીં તો થાશે એઉની ઘાત. ૫
કટાંણે ને કઠેકાણે, તક જોઈ આવ્યા છે તેહ;
જરૂર મારશે જીવથી, એ વાતમાં નહીં સંદેહ. ૬
એમ જયદેવે વિચારી જીવમાં, આપી દીધું રાજી થઈ ધન;
ત્યારે ચાર ચોરે વિચારીયું, કંઇએક કપટ છે એને મન. ૭
માટે મારી નાંખો એહને, તોજ રહે આ સઘળો માલ;
ત્યારે એક કહે કાપો હાથ પગ, એની મેળે મરશે બેહાલ. ૮
પછી હાથ પગ કાપી ચાલીઆ, મહા પાપીને નહીં મેહેર;
ત્યાં આવ્યો એક નૃપતિ બેસી, બેસારી લઈ ગયો ઘેર. ૯
પછી રાજાએ એમને ઓળખ્યા, જાણ્યા ભક્ત આ તે જયદેવ;
નિષ્કુલાનંદના નાથના વહાલા, જાણી કરે છે બહુ સેવ. ૧૦

કડવું ૯૦ મું.

પછી એના શિષ્ય થયા ભૂપાળજી, એમ કરતાં પાછો પડી ગયો કાળજી,
આવ્યા એ ચોરટા સાધુ થઈ ઘાલી માળજી, તેમને ઓળખ્યા જયદેવે તત્કાળજી. ૧

ઢાળ.

તત્કાળ તેમને ઓળખી, બહુ બહુ કરાવે છે સેવ;
ત્યારે ચોરટે પણ જાણિયું, આ ખરો ખુની જયદેવ. ૨
આવ્યા અરિના હાથમાં, હવે ઉગર્યાની આશા નહીં;
જોઈ અપરાધ આપણા, માર્યા વિના એ મૂકે'નહીં. ૩
પાપીને પાપ પોતાતણું, આવ્યુ નજરે તે નિરધાર;
કહો ભાઈ કેમ કરીશું, એમ ચિંતવે છે ચોર ચાર. ૪
પછી ચોરે ચાલવાનું કર્યું, ત્યારે અપાવ્યા ધઉં ગાડાં ભરી;
આગળ જઈ કાંક ઉતર્યા, ગાડાવાળાને વાત કરી. ૫
જયદેવ જાતનો ઝોપડો, રાજાના ગુનામાં આવ્યો હતો;
અમને સોંપ્યો હતો મારવાને, ત્યારે અમે મેલ્યો જીવતો. ૬
તે ગુણે આપ્યા ધઉનાં ગાડલાં, વળી બીનો પણ મનમાં સહી,
જાણ્યું એમ મારી જાતનું, રખે રાજાને આપે કહી ૭

એમ કહેતાં ફાટી અવની, પહોંચ્યા ચોર ચારે પાતાળ;
ગાડાં વાળી ઘેર લાવિયા, કહ્યું વૃત્તાંત થયું તેહ કાળ. ૮
ત્યારે જયદેવે ધર્યા કર ચરણો, થયા સાજા તે સમે સોય;
જુઓ વિચારી જન મને, એવા ક્ષમાવંત કો હોય. ૯
સાચા સંતને જાણીએ, ખરી ક્ષમા રાખે મન માંય;
નિષ્કુલાનંદના નાથને, એથી વહાલું નથી બીજું કાંય. ૧૦

પદ ૧૫ મું—રાગ કડખો.

ક્ષમાવંત સંત અત્યંત સુખ ભોગવે, પામે દુઃખ ક્ષમાની ખોટવાળા;
સોનું રૂપું જેમ સહે ઘણુ ઘાવને રે, જોઇયે કાચને વળી રખવાળા. ક્ષમા૦ ૧
રૂપા સોનાનાં ભૂષણો સૌ પહેરી ફરે, અંગો અંગમાં શોભા આપે;
કાચ ભાંગે તો કામ આવે નહિ રે, કટકા કોઇકનું તન કાપે. ક્ષમા૦ ૨
સર્પ સિંહ સ્વભાવવાળા સત શા, જેને પાસે જતાં પગ પડે પાછા;
અતિ અખતર નરસા ઘણા રે, તેને કહેવું પડે તમે સંત સાચા. ક્ષમા૦ ૩
એ જેવી કેવી દેવી નંદવાણાતણી, રુઠે તુઠે આપે સંતાપ સરખો;
નિષ્કુલાનંદને નવ થાય ઓરતો રે, જો પહેલ વહેલાં એના પગ પરખો. ક્ષમા૦ ૪

કડવું ૬૧ મું-રાગ ધન્યાશ્રી.

થોડી થોડી વાત કહી રાય ઋષિની કથીજી, જેમ છે તેમ તેહ કહેવાણી નથીજી;
વિસ્તારે વાત સુણજો પુરાણથીજી, એ જેવા થયા કે અધિક એકએકથીજી. ૧

ઢાળ.

એકએકથી અધિક થયા, કૈક ઋષિ કૈક રાજન;
તે પ્રસિદ્ધ છે પુરાણ માંયે, સૌ માનજો જન મન. ૨
કઠણ કસણી સહી શરીરે, કાઢ્યો મેલ માંયલો માયાતણો;
ત્રણ ગુણ પંચ વિષે વાસના, કરવો ત્યાગ તેને મને ઘણો. ૩
અખંડ વરતે નિત્ય અતરે, બાહ્ય દૃષ્ટિને સમેટી વળી;
જેમ વરસે જળ અચળપર પણ, નીચી ભોમે આવે ટળી. ૪
તેમ વૃત્તિઓ સરવે વળી, મળી આવી તે અંતર માંય;
પછી મૂર્તિ મેલી મહારાજની, જાય ન આવે કયાંય. ૫
માલ મળ્યો મોટો ઘણો ઘરમાં, તેના અમલનું આનંદ રહે;
વળી મેલી ચંદન મળીઆગરુ, વળી વેગે કોયલા કોણ વહે. ૬
એવાં સુખ સંસારનાં, જાણો કુચા કોયલા સમાન;
આળસ આપે અંજોળી સતાપે, વળી ન આપે સુખ નિદાન. ૭

એવાં સુખને અભાગિયા, રાત દિવસ રુવે છે રહ્યા;
પણ વાત નથી વિચારતા, જે હાલે હાથે કેકે ગયા. ૮
મહા દુઃખે કરી જે સુખ મળે, તે પણ ટળી વળી જાય;
એવા સુખને અજ્ઞ જન વિણ, કહો ભાઈ કોણ ચહાય. ૯
એમ આગળ રાય ઋષિએ, એમ સમજીને કીધો છે ત્યાગ;
નિષ્કુળાનંદ કહે નર અભાગીને, નથી ઉપજતો વૈરાગ. ૧૦

### કડવું ૬૨ મું.

વૈરાગ વિના તન સુખ ન તજાયજી, તન સુખ તજ્યા વિના હરિ ન ભજાયજી;
હરિભજ્યા વિના ન ભક્ત નીપજાયજી, લીધી મેલી વાતે ભક્ત પાસું લજાયજી. ૧

ઢાળ.

લજાય જાય આ લોકમાં, પરલોકે પણ પહોંચે નહીં;
એવી ભક્તિ આદરતાં, કહો ભાઈ કમાણી સહી. ૨
જેમ કેસરીયાં કરી ચાલે, ધાવે કાખમાં કોળી તરણની;
કામ પડે કહો કેમ આવે, પ્રતીત એનાં મરણની. ૩
જેમ સતી ચાલી બહાર બળવા, સાથે ભરી લીધાં જળ માટલાં;
આગ લાગે ઉઠી ભાગશે, ઓળવી તૃણનાં ત્રાટલાં. ૪
એમ ભક્ત થઈ ભગવાનનો, વળી કહેવાયો સૌથી ભલો;
પણ શરીર સુખ રુચી રાખી રહે, મોટા મીયાંનો ગોખલો. ૫
જ્યારે વેચી હવેલી વિત્ત લઈ, ત્યારે આ લીધાનો શો અર્થ;
પણ દગો છે એના દીલમાં, જે અંતે કરવો છે અનર્થ. ૬
એવા ભમરાળા ભક્ત ન થાય, થાય ભક્ત આગળ કહ્યા એવા;
જ્યારે સાત ભાતની કરી સુખડી, ત્યારેન અગાડિયે કાચલિયે વિવા. ૭
દીધું આંધરણ જ્યારે દુધનું, તેમહીં મીઠું ઓરવું નહીં;
ખાતાં ન ખવાય દુધ જાય, કહો તેમાં કમાણી સહી. ૮
ભલી ભક્તિ આદરી, પામવા પુરુષોતમ સહી;
પછી પંડે સુખ ઇચ્છવું, એ તો વાત બને નહી. ૯
ખાવો ભેરવ ને સુખ જાયે, ત્યારે ખસવું ન મેલવું અંગ;
નિષ્કુળાનંદ જેમ દીવો દેખી, પાછો ન વળે પતંગ. ૧૦

### કડવું ૬૩ મું.

હરિ જન છે મોટું એક જ્યાનજી, જો આવી જાય અંગ અભિમાનજી;
તો ન ભજાયે કો દી ભગવાનજી, પિંડ પોષવા રહે એક તાનજી. ૧

ઢાળ.

તાન રહે એક પિંડ પોષ્યાનું, ખાન પાંનને રહે ખોળતા;
મળે તો મહા સુખ પામે, ન મળે તો રહે આંખો ચોળતા. ૨
જેમ ભાંડ બાંડ નાવે ભીડમાં, કુલક્ષણની જાણે કળા;
સો સો વાતે નાવે સાંકડે, વાદી નાશી જાય વેગળા. ૩
એમ નરો અભાગીઆ, કરે કળ છળ હુન્નર હજાર;
અનેક રીતે આવવા વળી, ન દીએ અંગે અજાર. ૪
કર્મ વશ કોટી કષ્ટ સહે, રહે રાત દિવસ રોશી વનડો;
પણ સત્સંગમાં લેશ દુઃખ સહેવાં, જાય છે એનો જીવડો. ૫
અણુ અર્થે અભાગીયો, દુર્મતિ અતિ દુઃખ ડોત;
પ્રભુ ભજતાં પગ ન માંડે, જેમ બેઠો કટિએ કપોત. ૬
કોટિ કોટિ શાસ્ત્ર સાંભળ્યાં, વળી કોટિ કોટિ સાંભળશે;
અજ આવી ઉપદેશ દેશે, તોય ભૂલ એની કાંય ટળશે. ૭
ગુરુ શાસ્ત્ર ઘણું ઘણું, સમજાવે છે સર્વે ગળી;
પણ પકડયું પુંછ નરે ખરનું, નથી મૂકતો વણસેલું વળી. ૮
આંટી પડી ઉરે અવળી, તે વાત ન સમજે સવળી સહી;
ઝાલી ટેક ખાવા ઝેરની, તે મુવા સુધી મૂકે નહીં. ૯
મૂંઠી વાળી જેમ મર્કટે, ચપટી ચણાને કાજ;
નિષ્કુલાનંદ ફંદ પડીઓ ગળે, પરવશ થયો પશુરાજ. ૧૦

કડવું ૬૪ મું.

ધીરજાખ્યાન છે એનું નામજી, ધીરજવાળાનું સારશે એ કામજી;
ગાશે સાંભળશે કરી હૈયે હામજી, તેહ જન પામશે પ્રભુનું ધામજી. ૧

ઢાળ.

ધામ પામશે પ્રભુતણુ, જ્યાં કાળ માયાનો કલેશ નહીં;
અટલ સુખ આનંદ અતિ, તે તો કોટિ કવિ ન શકે કહી. ૨
દિવ્ય ભોમિ દિવ્ય મંદિર, દિવ્ય દેહ ધારી ત્યાં જન રહે;
દિવ્ય પદારથ દિવ્ય વસ્તુ, દિવ્ય સુખ તે સહુ લહે. ૩
દિવ્ય વસન દિવ્ય ભૂષણ, દિવ્ય સર્વે સાજ સમાજ;
દિવ્ય સિંહાસન ઉપરે આપે, બેઠા શ્રીમહારાજ. ૪

દિવ્ય પૂજા વળી દિવ્ય પુષ્પ, દિવ્ય ચંદન, દિવ્ય મણીમાલ;
મહાસુખમય મૂર્તિને, પ્રેમે પૂજે છે મરાલ. ૫
લઈ પૂજા નિજ જનની, થઇ પ્રસન્ન પુરુષોત્તમ;
પછી અમૃત ભરી આંખસું, જુએ છે સૌને પરબ્રહ્મ. ૬
તેહ સમાનું સુખ સર્વે, કહેતાં પણ કહેવાયે નહીં;
તેહ પામ્યા છે સંત સાચા, વાલાને વચને રહી. ૭
વચનમાં જેહ વાસ કરી, રહ્યા છે હૃદયે રાજી થઈ;
તેની નજરમાં નર અમરનાં, સુખની ગણતી હોય નહીં. ૮
અનુપને આપમાં ન આવે, અકળી તે ન કળાય;
અચળ તે ચળે નહીં, એવું એ સુખ કહેવાય. ૯
એહ સુખ સહેજે પામીએ, સંત વાળે તેમ જો વળીએ;
નિષ્કુલાનંદ નિર્ભય સુખથી, તુચ્છ સુખ સારુ શીદ ટળીએ. ૧૦

પદ ૧૬ મું–રાગ કડખો.

ધન્ય ધન્ય ધન્ય કહું સાચા સંતને, જેણે રાજી કર્યા રાધા રમાપતિ;
માન અપમાનમાં મન ટક્યું નહીં રે, સમ વિસમે રહી એક મતિ. ધન્ય૦
સુખદુઃખ સમ તોલ સમજ્યા સહી, અરિ મિત્રમાં રહી એક જ બુદ્ધિ;
સંપત્તિ વિપત્તિ સરખી સમ થઇરે, સમજ્યા સંત એમ વાત સુધી. ધન્ય૦
હાર જીત ને હાણ વૃદ્ધિ જાણી વળી, હરખ શોકમાં નવ હસે રૂવે;
ગાંધર્વ શેહેર સમ સુખ સંસારનાં રે, મૃગ જળ જોઇ સુખ રૂપ જળ ખૂવે. ધન્ય૦
સ્વપનાની પૂજા પીડા સ્વપને રહી, તે જાગ્રતમાં એહ આવતી નથી;
નિષ્કુલાનંદ એમ સાચા સંત સમજે રે, વિચારો સહુ કહું વાત કથી. ધન્ય૦

કડવું ૬૫ મું–રાગ ધોળ.

આજ આનંદ મારા ઉરમાં, મળી મને મહા મોંઘી વાત રે;
કોટિ કષ્ટ કરે હરી નવ મળે, તે તો મુને મળિયા સાક્ષાત રે. આજ આનંદ.
રમાડ્યા જમાડ્યા રુડી રીતસું, મળ્યા વળી વારમવાર રે;
હેતે પ્રિતે નિત્યે સુખ આપીયાં રે, તે કહેતાં આવે કેમ પાર રે. આજ આનંદ.
અન્ન જળ ફળ ફુલ પાનની, આપી એવી પ્રસાદી અનૂપ રે;
ચરણની છાપ દીધી છાતીએ, આપ્યાં સારાં વસ્ત્ર સુખ રૂપ રે. આજ આનંદ.
આગળ ભક્ત તે અનેક થયા, સહ્યાં તેણે શરીરે બહુ દુઃખ રે;
તોય પ્રભુ પ્રગટ પામ્યા નહીં, પામ્યા પણ નાવ્યાં આવાં સુખરે. આજ આનંદ.

કોઇકને આપી અમરાવતી, કોઇકને આપ્યું કૈલાસ રે;
કોઇકને સત્ય લોક સોંપીયું, કોઇકને વૈકુંઠે વાસ રે. આજ આનંદ
જુજવાં જુઓ ધામ આપ્યાં જનને, જોઇ નિષ્કામ સકામ રે;
આજ તો અઢળક ઢળ્યા હરિ, આપ્યું સૌને અક્ષર ધામ રે. આજ આનંદ
સુખ સુખસુખ જ્યાં સુખ ઘણું, તે તો મુખે કહેતાં ન કહેવાય રે;
નિષ્કુલાનંદ એ આનંદમાં, હરખી હરખી ગુણ ગાય રે. આજ આનંદ
ચોસઠ કડવાં સાત એક સિધુ, છ ચર્ણ વળી પદ સોળ રે;
તેના ઉપર એક છે રે, વધામણાનું રે આ ધોળ રે. આજ આનંદ
સવત અઢાર નવાણુવો, ચૈત્ર વદી દશમી દિન રે;
રચ્યો આ ગ્રંથ ધડપુરમાં, સુણી સમરો શ્રીભગવંન રે. આજ આનંદ

---

ધીરજાખ્યાન સમાપ્ત.

---

# મુક્તાનંદ.

સ્વામીનારાયણના સાધુઓમાં મુખ્ય-પૂર્વાશ્રમમાં રામાનંદી સંપ્રદાયનો આશ્રિત ને વેદાંતી-ઉત્તરાશ્રમમાં ગુરુ ઉપાસનાવાળો ને સહજાનંદનો મુખ્ય શિષ્ય-સવત ૧૮૮૭ માં ૭૦ વરસની વયે ગઢડામાં દેહ મૂક્યો હતો.

## સતી ગીતા.

### કડવું ૧ લું.

નમો અખિલ ભુવનપતિ રાયજી, નીલકંઠ ગુરુ કરજો સહાયજી;<br>
ઉર વસજો પ્રભુ અખિલ આધારજી, સતીગીતા કરું સુગમ પ્રકારજી. ૧

ઉથલો.

સુગમ રીતે કરી કહું, સતીગીતા ગ્રંથ અનૂપ;<br>
જે સુણતાં સર્વ સુંદરીને, ઉર વસે હરિરૂપ. ૨<br>
નીલકંઠ મુનિવરે કહ્યો, ગીર્વાણ ગ્રંથ ઉદાર;<br>
તે હવે ભાષા કરી કહું, સદગ્રંથ કેરો સાર. ૩<br>
ઇષ્ટ દેવ છે ધર્મ ભક્તિ, તેને વારંવાર;<br>
નીલકંઠ મુનિવર નમે છે, જાણી સુખદ અપાર. ૪<br>
ધર્મ મહા સુખ ધામને, ચરણે નમાવું શીશ;<br>
જે ત્રિભુવનમાં જીવેશ્વરના, કારણ પરમ અધીશ. ૫<br>
ભવતારણ ધર્મની પત્ની, ભક્તિ જેનું નામ;<br>
તેને વારંવાર વંદુ, જાણી સદા સુખ ધામ. ૬<br>
ભૂત ભવિષ્ય વર્તમાનમાં, ધર્યા જે જે હરિ અવતાર;<br>
તે ભક્તિ થકી મુમુક્ષુને, અંતર ભાસે અપાર. ૭<br>
પુરુષોત્તમનાં રૂપ સર્વે, સામર્થ્ય સહિત અનંત;<br>
મુક્તાનંદ કહે બ્રહ્મપુરમાં, ભક્તિ વડે જીવે સત. ૮

### કડવું ૨ જું.

ધર્મ ભક્તિનો પામી પ્રમાદજી, નીલકંઠ મુનિએ કર્યો સંવાદજી;<br>
સતી ગીતા આ ગ્રંથનું નામજી, નારી માત્રને આ સુખ ધામજી. ૧

ઉથલો.

સુખ ધામ સૌ નારીતણો, સદ્‍ગ્રંથ અતિ સુખરૂપ;
શ્રીનિજગુરુ મુખમાં ભણ્યો, તે ભાખું પરમ અનૂપ. ૨
દેવ સભામાં ગંગાદિક નદી, સાંભળતાં શ્રુતિ સાર;
પાર્વતીએ શિવને કહ્યા, વનિતાના ધર્મ ઉદાર. ૩
પ્રગટ શ્રીભક્તિથકી, મેં સાંભળ્યા જે ધર્મ;
સુવાસણી વિધવાતણા, ધર્મનો કહું શુભ મર્મ. ૪
શ્રીઉદ્ધવ સંપ્રદાયને, આસર્યાં વિનતા વૃંદ;
ઇચ્છે નિજ ધર્મ જાણવા, જેણે ટળે ભવના ફંદ. ૫
માનનીઓનું હીતકારી, મેં રચ્યો ગ્રંથ રસાળ;
પ્રાયશ્ચિત્ત શ્રોતા આ ગ્રંથે કરી, જાણે ધર્મ વિશાળ. ૬
પ્રથમ સુવાસણી ધર્મ વર્ણવું, કરીને પર્મ વિભાગ;
પછી તે વિધવા ધર્મને, વર્ણવું અતિ અનુરાગ. ૭
સતીગીતામાં સુંદરીના, ધર્મ અતિ દૃઢ જેહ;
મુક્તાનંદ કહે માનનીને, આપે અતિ સુખ તેહ. ૮

કડવું ૩ જું.

શુભ કુળ શુભ ગુણ રૂપ ઉદારજી, જોઇ યોગ્ય વર કરે નિરધારજી;
વિધિવત રીતે આપે તાતજી, તે તો સુવાસણ ત્રિય સાક્ષાતજી. ૧

ઉથલો.

સુવાસણીથી ઇતર નારી, તે વિધવા કહેવાય;
તેનાં લક્ષણ કહું હવે, જેમ શ્રુતિ સ્મૃતિ ગાય. ૨
જ્ઞાન વૈરાગ્ય કે ભક્તિને બળે, ન બળી પતિસંગ જોય;
ધર્મ પાળ્યાને બળે, ન બળી પતી સંગ કોય. ૩
સુંદર સુતનું બળ ગ્રહી, પતિ સંગ ન બળી હોય;
એ રીતે તન નવ તજે, વિધવા કહાવે સોય. ૪
જે વનિતા વૈરાગ્યવંતી, વિષય થકી ઉદાસ;
શ્રીહરિને નિજ પતિ ગણે, ત્યાગે અન્ય સુખની આશ. ૫
પ્રાકૃત નર અતિ તુચ્છ જાણી, ન પરણી જે નાર;
તે પણ વિધવા જાણવી, જે થવા ઇચ્છે ભવ પાર. ૬

જે વનિતાને તપ જ વહાલું, દૃઢ મતિ નિષ્કામ;
બાળપણાથી હરિ ભજે, ઉર ધરે પ્રભુ સુખ ધામ. ૭
તે સર્વે વનિતાઓ વિધવા, સંન્યાસી સમ એહ;
મુક્તાનંદ કહે માનની સર્વે, સાંભળો ધરી નેહ. ૮

કડવું ૪ થું.

તે મધ્ય પ્રથમ સુવાસણુ જેહજી, ઉભય પ્રકારની જાણો તેહજી;
કુલટા સતી બે ભિન્ન ભિન્ન નામજી, એક દુષ્ટ એક શુભ ગુણુ ધામજી. ૧

ઉથલો.

દુષ્ટ નાર તે કામની, કુલટા કહાવે એહ;
પોતાનો પતિ પરહરી, કરે જાર સંગે સ્નેહ. ૨
રુડા કુળમાં ઉપજીને, જો કોઈ કુલટા થાય;
દુષ્ટ સ્વભાવ અધર્મવાળી, વઢનાડે ન ધરાય. ૩
ભુંડે મુખ નિજ પતિને ભાંડે, જાર સંગ અતિ પ્રીત;
ધર્મી પતિને જુવે વિખ સમ, એ કુલટાની રીત. ૪
સુંદર નયન કટાક્ષ નાખી, કામ સમજાવે જાર;
કામ વશ અતિ પાપીણી, કુલટાના એ આચાર. ૫
કામી જોબનવાન નરનો, જોઇને સુંદર વેશ;
ધીરજ તજી ભીંજાય યોની, લાજ ન રહે લવલેશ. ૬
ગુરુ કે પતિ પુત્રાદિકે, કુલટાને શુદ્ધ ન રખાય;
જ્યાં ત્યાં ભેટે જારને, નૃપતિને વશ ન થાય. ૭
કુલટા નાર ન કોઇની, જ્યાં સ્વારથ ત્યાં લોભાય;
મુક્તાનંદ કહે, માયામૂર્તિ, પાપરૂપ કહેવાય. ૮

પદ ૧ લું-રાગ સોરઠ.

કુલટા નારી પાપતણી મૂર્તિ, અતિસે દુઃખકારી;
એનું મુખ દીઠે પુણ્ય સર્વે નાસે, થાય પાતક ભારી. કુલટા.-ટેક. ૧
એને જગમાં કોય ન વહાલું, કરે હેત સ્વારથીયું કાચું;
બોલે કામ પ્રવેશ કાચું કાચું. કુલટા. ૨
(એ તો)નિત્ય નૌતમ સંગ નેહ કરે, નિસ જુના નર પરહરે;
એનું કોય ઠેકાણે મન ન ઠરે. કુલટા. ૩

જેમ ધેનુ તૃણ ચરવા જાયે, તે નવું નવું ખોળી ખાયે;
એમ કુલટા બહુ સંગ લોભાયે. કુલટા. ૪
(એનું)જપ તપ વ્રતમાં મન ન ઠરે, ચિત્ત દઈ ઘરનું નવ કામ કરે;
કોઈ દિન ગુરુ મૂર્તિમાં મન ન ધરે. કુલટા. ૫
(એનું)જારપુરુષ સંગ મન ડોલે, બધું ગામ વ્રજે તેમ મુખ બોલે;
કહે મુક્તાનંદ વેશ્યા તોલે. કુલટા. ૬

## કડવું ૫ મું.

કહી છે પુરાણમાં કુલટાઓ જેહ જી, ત્રણ પ્રકારની જાણો તેહ જી;
સ્વૈરિણી, કામનિ ને પુશ્ચલી નામ જી, ત્રાસ સહિત મહાપાપનું ધામજી. ૧

### ઉથલો.

ત્રાસ સહિત મહા પાપણી, પરપંચનો પરિહાર;
પાપ કરી રાજી રહે, મનમાં ન શોક લગાર. ૨
પોતાની નાતના નર સંગ, ચૂકે તે સ્વૈરિણી નાર;
નાત પરનાતમાં કામની, થાય ભ્રષ્ટ ઠારો ઠાર. ૩
નાત પરનાત ને કુટુંબી સંગ, કરે અતિ વ્યભિચાર;
પ્રભુ વિમુખ એ પુશ્ચલીના, પશુ તુલ્ય આચાર. ૪
કુલટા ત્રણ પ્રકારની તે, મરીને જમપૂર જાય;
કોટિકલ્પ તે કષ્ટ માંયે, તોય ન સદ્‌ગતિ થાય. ૫
જેને પતિવ્રત અચળ છે, પતિવ્રતા તેનું નામ;
પ્રાણ થકી પણ પતિ વલ્લભ, અંતર અધિક અકામ. ૬
દેવ દૈત્ય ને નર થકી, જેને અધિક પતિસંગ હેત;
ઈશ્વર જાણી કપટ ત્યાગી, સેવે પ્રેમ સમેત. ૭
દાન વ્રતાદિક શુભ ક્રિયા, પતિ હુકમથી કરે એહ;
મુક્તાનંદ તે પતિવ્રતાનો, પિયુસંગ પરમ સ્નેહ. ૮

## કડવું ૬ ઠું.

એક સુતવાનને સુત સંગ પ્રીતજી, જેમ હરીજન રહે હરિસું વિનીતજી;
એક નેત્રવાનને નેત્રમાં હેતજી, જેમ તરસ્યાને જળમાં સ્નેહજી. ૧

### ઉથલો.

સ્નેહ જળમાં તૃષાવંતને, ભૂખ્યાને અન્નમાં પ્યાર;
કામીને પરનારસું, રહેશે જેમ અપાર. ૨

ચોરને પર ધન વિષે, રહે પ્રીત સહેજે જેમ;
દુષ્ટ નારને જાર સંગે, જેમ છે પ્રેમનું નેમ. ૩
પંડિતને જેમ શાસ્ત્રમાં, રહે સહેજ સ્વભાવે હેત;
વેપારી વેપારનો કરે, ઉદ્યમ પ્રેમ સમેત. ૪
એજ રીતે પ્રીતિ નિરંતર, સતીને રહે પતિ સંગ;
મન રહે નિજ પતિ વિષે, અતિ રાચે પતિને રંગ. ૫
પતિવ્રતા વિનતાતણા, કહું ધર્મ પર્મ ઉદાર,
સતિને સેવ્યા જોગ છે, જેણે લહે પતિત ભવ પાર. ૬
પતિવ્રતા વનિતાઓને, પતિ તેજ ઇશ્વર રૂપ;
પતિને સેવે ભક્તિથી, જાણી ઇશ્વર તુલ્ય અનૂપ. ૭
પ્રભાતે ઉઠી નાહીને, રાખે તે સુંદર સાજ.
મુક્તાનંદ કહે પતિવ્રતા, નવ લોપે પતિની લાજ. ૮

કડવું ૭ મું.

વળી કહું ઉત્તમ નારીની રીતજી, વસ્ત્ર પોતાનાં રાખે પુનીતજી;
અતિ પવિત્રતા રાખે તેહજી, પતિ સેવામાં પર્મ સ્નેહજી. ૧

ઉથલો.

સ્નેહ પતિ સેવ્યા વિષે, નિત્ય રહે તે પતિને હજૂર;
નિર્મળ નીરે સ્નાન કરાવે, નિમેષ ન રહે દૂર. ૨
ધોયલાં સુંદર વસ્ત્ર આપે, પતિના પગ ધુવે સોય;
સતીને નિજપતિ દેવતા, પતિ તુલ્ય અન્ય ન હિ કોય. ૩
પતિને સુંદર આસન આપે, ચંદન ચર્ચે ભાલ;
સૌ અંગે ચંદન ચઢાવી, અર્પે હાર વિશાળ. ૪
સામવેદના મંત્ર કહીને, દિયે સુધા સમ ભોગ,
પતિને પૂજે ભક્તિથી, કરે સ્તવન મન સંજોગ. ૫
સદા નમું નિજ કાંતને, સર્વે દેવરૂપે જેહ;
નમુ નિત્ય મહા સતને, પૂજું આ મંત્રે પતિ એહ. ૬
એ મંત્રે કરી પુષ્પ ચંદન, સમર્પે કરી પ્યાર;
ધૂપ દીપ ને વસ્ત્ર આભૂષણ, ભોજન અનંત પ્રકાર. ૭
અતિ સુગંધી જળ સમર્પે, સુગંધી મુખવાસ;
મુક્તાનંદ કહે હાથ જોડી, ઉભી રહે પતિ પાસ. ૮

### કડવું ૮ મું.

પ્રથમ રમાએ કર્યું શ્રુતિ સારજી, તેજ સ્તવન સતી કરે ઉચ્ચારજી;
કંતને વંદુ વારમવારજી, શિક્ષા દેતલ સુખદાતારજી. ૧

### ઉથલો.

મોક્ષદાતાના મગળમૂર્ત્ત, શાંત દાંત અનૂપ;
સર્વ દેવ સ્વરૂપ જે, નિત્ય નમુ નિજ પતિ રૂપ. ૨
નમું આત્મ સ્વરૂપને, જે સતીના પ્રાણ આધાર;
પૂજન વદન જોગને, નિત્ય નમુ કરી બહુ પ્યાર. ૩
અતરજામી સ્વરૂપ જે, વળી પ્રાણના જે પ્રાણ;
નયન તારાને નમુ, સેવે મળે નિર્વાણ. ૪
નારીને જ્ઞાન આધાર જે, વળી પતિ એ પરમાનંદ;
ધર્મ યજ્ઞ ને અચળ અક્ષર, પતિ સદા સુખ કંદ. ૫
બ્રહ્મ તત્ત્વ છે પતિ નિર્ગુણ, સેવ્યાથી નાશે કર્મ;
નમુ નિજ આધારને, પતિ આશરે સર્વ ધર્મ. ૬
જાણે અજાણે જે કર્યાં, સર્વ ગુના કરજો માફ;
દાસી જાણી દયાસિંધુ, ટાળજો સર્વ પાપ. ૭
તમેજ પતિના સગા, હું સદા તમારી દાસ;
મુક્તાનંદ એમ સ્તુતિ કરી, સતી રહે સદા પતિ પાસ. ૮

### પદ ૨ જું—રાગ ગરબી.

રે સતિ એમ સેવે નિજ સ્વામી, સદા સર્વ સુખથી નિષ્કામી. રે સતી૦ ૧
રે પ્રથમ આ સ્તવન અતિ ભારી, ગાયું કમળા અતિ અઘહારી;
સતી સૌને મહા સુખકારી. રે સતી૦ ૨
રે સરસ્વતી ગાન કર્યું એનું, ગંગાધર પઠન કર્યું તેનું;
માતમ અતિ જાણે સૌ જેનું. રે સતી૦ ૩
રે બ્રહ્માણીએ બ્રહ્મા રીઝાવા, પારવતીએ શિવ રાજી થાવા;
ગાયુ પતિસ્તવન કપટ જાવા. રે સતી૦ ૪
રે મુનિ કેરી પતિઓ સુરનારી, ગાયુ તેણે સ્તોત્ર આ વિચારી;
મુક્તાનંદ કહે થઇ પિયુ પ્યારી. રે સતી૦ ૫

### કડવું ૯ મું.

કમળા આદિ સ્તવન કર્યું જેહજી, પતિવ્રત સૌને સુખપ્રદ એહજી;
આ સ્તોત્રે કરી પતિવ્રતા સર્વજી, પતિનું સ્તવન કરે ત્યાગી ગર્વજી. ૧

ઉથલો.

ગર્વ તજી પતિને રતવે, પછી પ્રેમે લાવે થાળ;
પોતે જ રાંધી પીરસે, બહુ પાક પરમ રસાળ. ૨
પતિ જમાડ્યા પછી જમે, પતિ બેઠે બેસે તેહ;
પતિ સુતા કેડે સુવે, એમ પતિસું પર્મ સ્નેહ. ૩
પતિ જાગ્યાથી મોહોર જાગે, એજ સતીની રીત;
સુંદર આભ્રણુ વસ્ત્ર પહેરે, સતીને પતિપર પ્રીત. ૪
જ્યારે પતિ અન્ય ગામ જાયે, આભૂષણુ કરે ત્યાગ;
પતિ વિના સતી સર્વથી, ઉર રાખે દૃઢ વૈરાગ. ૫
પતિનું નામ ન મુખ કહે, પતિ આયુષ વધવા કાજ;
પતિને નામે નામ અન્યનું, તે ન લહે ગૃહી લાજ. ૬
વાદ વિવાદ ન કરે પતિ સંગે, સહે તે અતિ અપમાન;
મારે તોય રાજી રહે, મુખ કરે પતિ ગુણુ ગાન. ૭
ઘણી વાર ન દ્વાર ઊભે, ન કરે ઊંચો સાદ;
મુક્તાનંદ શોભીનું ધન તેમ, સતી ન કરે સંવાદ. ૮

કડવું ૧૦ મું.

પતિ બોલાવે તો તજે ઘર કામજી, વેગે જઇ કહે મન અભિરામજી;
હાજર છઉં કરો હુકમ તે તૈયારજી, એમ હળવી રહી કરે ઉચ્ચારજી. ૧

ઉથલો.

ઉચ્ચાર હળવી રહી કરે, પતિ સેવે શ્રીહરિનું રૂપ;
વણુ કહે તે સામગ્રી સર્વે, આપે પર્મ અનૂપ. ૨
પાતનું અન્ન ઉચ્છિષ્ટ જે, તે જમે કરી બહુ પ્યાર;
અન્ન ફ્લાદિક પતિ જે આપે, વંદે વારમવાર. ૩
દેવ પિતૃ ને અતિથિ સર્વ, ગાયો ને ભિક્ષુક જેહ;
સેવકને આપ્યા વિના, નવ જમે સાધવી તેહ. ૪
દુર્બળ વિપ્ર અનાથ જે, વળી રંક અંધ ને દીન;
ભૂખ્યાને અન્નદાન આપે, પતિને રહે આધીન. ૫
સામગ્રી સર્વ તૈયાર રાખે, શહાણી હરખ સમેત;
ખર્ચ અતિશે નવ કરે, પતિ હુકમમાં બહુ હેત. ૬

પતિની મરજી લોપીને, ન કરે વ્રત ઉપવાસ;
પતિવ્રતા નિજ ધર્મ રાખી, મગન રહે પિયુ પાસ. ૭
પતિવ્રતાના ધર્મ ભાખ્યા, શંખ મુનિ કરી પ્યાર;
મુક્તાનંદ કહે તે રીતે, ભાખું અતિ અનુસાર. ૮

કડવું ૧૧ મું.

હુકમ વિના નવ જાય ઘર બહારજી, વસ્ત્ર ઓઢયા વિના ન રહે લગારજી;
ચાલ ઉતાવળી ચાલે નહિ સોયજી, સતિ પર નર સંગ બોલે ન કોયજી. ૧

ઉથલો.

ન બોલે પર પુરુષ સંગે, પતિવ્રતા જગ જેહ;
જતિ-વણિક-વૃદ્ધ-વૈદ્ય-સાથે, બોલે અવશ્ય હોય તેહ. ૨
નાભી કોઇને નવ દેખાડે, પહેરે તે ઘુંટી પર્યંત;
સ્તન ઉઘાડાં નવ કરે, ન હસે દેખાડી દંત. ૩
પતિ ને પતિના સંબંધીનો, ન કરે દ્વેષ લગાર;
દુત્તિ-ધૂતારી-વેશ્યા સંગે, લેશ ન રાખે પ્યાર. ૪
નજારા મારતી નારી, જોગણ વિનતા જે હોય;
શિતળ રહી તજે કપટ મૂર્ત્તિ, સંગતિ જોગ ન સોય. ૫
કહી જે પ્રથમ કુનારીઓ, તેને સંગ સતિને થાય;
નિશ્ચે નિજ ધર્મથી પડે, તેનું સતિપણું સર્વે જાય. ૬
જન સમાજ કે ઉત્સવ જોવા, સતિ ન જાય બુદ્ધિવંત;
તીરથ જાય ન એકલી, ઘર રહી ભજે ભગવંત. ૭
વિહિવાને નવ જોવે સતિયો, રાખે ઉત્તમ રીત;
મુક્તાનંદ કહે પતિવ્રતાને, પતિસું પૂરણ પ્રીત. ૮

કડવું ૧૨ મું.

અતિ એકાંતનું કારજ હોયજી, સતિ ન ઉઠાડે પતિને તોયજી;
સુખે સુતો સુખે બેઠો જોયજી, કામ ન બતાવે પતિને કોયજી. ૧

ઉથલો.

કામ ન બતાવે કોય પતિને, બોલે તે મરજી પ્રમાણ;
પતિને ઇશ્વર તુલ્ય જાણી, સેવે પરમ સુજાણ. ૨
રજસ્વલા સતિ થાય ત્યારે, પતિ થકી રહે દૂર;
ત્રણ રાત્રિ ન મુખ દેખાડે, નાહીને થાય હજૂર. ૩

નહાય નહીં ત્યાં લગી પતિ સંગ, ન કરે વચન ઉચ્ચાર;
નાહીને પતિનું વદન નીરખે, પતિસું પૂરણ પ્યાર. ૪
ગામ ગયો હોય નિજ પતિ તો, પતિનું ધરી ઉર ધ્યાન;
સૂરજનું દર્શન કરે, અન્ય પુરુષ ઝેર સમાન. ૫
ભાલે કુંકુમ ચાંદલો, સેંથે ભરે સીંદૂર;
કાજળ સારે નયનમાં, સદા પહેરે કમખો જરૂર. ૬
તંબુલ આભ્રણ તિલ હરિદ્રા, ગુંથે તે સુંદર કેશ;
અંગો અંગ આભ્રણ સજી, રાખે મનોહર વેશ. ૭
પતિનું આયુષ ઇચ્છતી, સતિ ન ત્યાગે શણગાર,
મુક્તાનંદ કહે પતિવ્રતા, એમ રાખે શુભ આચાર. ૮

પદ ૩ જું–રાગ ધોળ.

સતી નિશ્શંક થઇને રે, કે પતિવ્રત દૃઢ પાળે;
જગ કેરી જુઠી રે, કે અન્ય તૃષ્ણા ટાળે. ૧
રહે પતિ સંગ રાચી રે, કે અન્ય સુખને ત્યાગી;
જેને પતિ સેવ્યામાં રે, કે દૃઢ લગની લાગી. ૨
સતી નાર ન મૂકે રે, કે સતથકી પગ પાછો;
સમજી સહાયો રે, કે નિજ ધર્મ અતિ સાચો. ૩
આગે અનંત સતીની રે, કે રીતિ ઉર ધારે;
હરીરૂપ હૃદયામાં રે, કે અહો નિશ સંભારે. ૪
ગાય હરીગુણ પ્રીતે રે, કે દુષ્ટનો સંગ તજે;
પ્રેમે નિજ પતિ સેવે રે, કે ઉરે હરિરૂપ ભજે. ૫
સદા નીચ ત્રિયાની રે, કે સંગતને ત્યાગે;
મુક્તાનંદ કહે પતિવ્રતા રે, કે પ્રભુ પદ અનુરાગે. ૬

કડવું ૧૩ મું.

સતી ન કરે પાખણ્ડનો સંગજી, જે થકી થાય નિજ વ્રત ભંગજી;
વાત કહી કરે ધર્મનો નાશજી, સતિ ન બેસે તે ત્રિય પાસજી. ૧

ઉથલો.

પાસ ન બેસે તેહને, જેને અંતર ધર્મ ન લેશ;
સતીના ધર્મને લોપવા, કરે જુઠા બહુ ઉપદેશ. ૨

દુઃખી દુવાગણુ નાર કેગે, સતી ન રાખે સંગ;
તે સંગતને પરહરે, જેના બોલ્યામાં નહીં ઢંગ. ૩
જે નારી વિશ્વાસઘાતી, વ્યંડળ વિનતા વેશ;
પતિવ્રતાએ પાપીયોનો, સંગ ન રાખવો લેશ. ૪
નરનો વેશ ધરી રહી, વળી બોલકી બહુ જેહ;
ઘણે ઘેર ભમતી ફરે, તેસું સતી ન રાખે નેહ. ૫
જુગટુ રમતલ ત્રિયા, વળી માદક પીતલ નાર;
ચુગલ નારસુ પતિવ્રતા, પ્રીતિ ન રાખે લગાર. ૬
ક્રૂર નારનો સંગ તજે, વળી અતિ વઢકણી કોય;
ચોરટી અતિ અંતર મેલી, સગતિ જોગ ન સોય. ૭
અતિ ચપળ અતિ આહારવાળી, અતિ અલસ્ય વનિતા એહ;
મુક્તાનંદ કહે પતિવ્રતાને, સગતી જોગ ન તેહ. ૮

કડવું ૧૪ મું.

પતિ સંગ દ્વેષ કરે ત્રિય જેહજી, તે સંગ સતી ન રાખે સ્નેહજી;
એકલી ઘર તજી ક્યાંઈ ન જાયજી, નગ્ન થઈ કોઈ કાળે ન નહાયજી. ૧

ઉથલો.

નગ્ન થઈ નવ નહાય કોઈ દિન, અંતર ત્રાસ અપાર;
અન્ય પુરુષ જેમ અંગ ન દેખે, રાખે એહ વિચાર. ૨
ખાંડણીઓ મૂશળ સાવરણી, ઊંબર કે પાષાણ;
તે ઉપર નવ બેસવું, એ સતીની રીત પ્રમાણ. ૩
અંગ સગના સમય વેણી, નિર્લજ પતિસું ન થાય;
પતિ રુચી તહાં પ્રેમવંતી, તેજ સતી કહેવાય. ૪
ઊંચે આસન ચઢી ન બેસે, પર ઘર ભમે ન એહ;
ગાળ કે નિર્લજ વચન હોય, સતી ન બોલે તેહ. ૫
જેઠ કે સસરા સમીપે, ન કરે ઊંચો સાદ;
નિર્લજ થઈ અતિ નવ હસે, નવ કરે અતિ બકવાદ. ૬
અન્ય પુરુષનો સ્પર્શ કરે નહીં, એજ અનાદી રીત;
મનને વશ થઈ નવ જુએ, પર પુરુષને કરી પ્રીત. ૭
પશુની જાતના પુરુષને સતી, ન દેખે કરી હેત;
મુક્તાનંદ સતી નવ સુણે, પર કલંક કલેશ સમેત. ૮

### કડવું ૧૫ મું.

સતી ન કલેક ધરે ક્રોધને શીશજી, ક્રોધસું નવદે કરી બહુ રીસજી;
પતિવ્રતા નારીને પતિ એ દેવજી, સતિ શુદ્ધ મને કરે પતિ સેવજી. ૧

### ઉથલો.

શુદ્ધ મને કરી સેવે પતિને, ન લોપે વચન લગાર;
પતિનો અવગુણ એક ન ધારે, રાખે પૂરણ પ્યાર. ૨
નપુંસક રોગી દરિદ્રી, વૃદ્ધ બુદ્ધિનો હીન;
પતિ સમર્થ કે રંક જેવો, સતી સેવે થઇ દીન. ૩
પતિને હરખે હરખ જેને, પતિને કલેશે કલેશ;
સંપત વિપત એક સરખી, ધર્મ ન તજે લેશ. ૪
ઘૃત લવણ ને તેલ આદિ, જ્યારે તે ઘરમાં ન હોય;
સતિ એ દુઃખની વારતા, પતિ આગળ ન કરે તોય. ૫
જે જે કામ કર્યાં થકી; પતિને તે પરિશ્રમ થાય;
પતિવ્રતા તે કામ સારુ, પતિની પાસ ન જાય. ૬
બહારથી જ્યારે પિયુ પધારે, દેખી હરખ અપાર;
વેગે આસન જલ દઇ, કરે પાન બીડી તૈયાર. ૭
વીંઝણો લઇ વાસર નાખે, પગ દાબે કરી પ્રીત;
મુક્તાનંદ કહે પતિવ્રતાની, એજ ઉત્તમ રીત. ૮

### કડવું ૧૬ મું.

મધુર વચન કહે પર્મ રસાળજી, જે સુણી ખેદ ટળે તત્કાળજી;
ભક્તિ સહિત જોડે બેઉ હાથજી, પ્રેમે ભરી બોલે પિયુ સાથજી. ૧

### ઉથલો.

પ્રેમે ભરી પિયુ સાથ બોલે, પતિજ જેને દેવ;
પતિ ગુરુ પતિ ધર્મપાલક, તીર્થ વ્રત પતિ સેવ. ૨
તે માટે સતી નારને, રાખવું પતિનું માન,
સતીને પતિનું કોય પ્રકારે, ન કરવું અપમાન. ૩
દેવ મનુષ્ય ગાધર્વ વિષે, બહુ આભ્રણયુક્ત જુવાન;
રૂપવંત ધનવંતને સતી, દેખે નર્ક સમાન. ૪
પતિની કેડે વર્તવું, જેમ ઓછાયો દેહ સાથ,
એમ કહી વિવાહમાં, દ્વિજ ઝલાવે પતિ હાથ. ૫

પતિ આજ્ઞા લઈ કરી, સતી કરે વ્રત ઉપવાસ;
નિત્ય નિમિત્ત સૌ કર્મ જે, તે પતિને વચને પ્રકાશ. ૬
કહ્યા એ સર્વ નિયમમાં, જો ભંગ કોઈનો થાય;
સતી એ પાપ નિવારવા, કરે વેગે તેજ ઉપાય. ૭
પ્રભાતે જાગવા આદિક, નિયમ સતીના જેહ;
મુક્તાનંદ કહે દ્રઢ કરી, નિત્ય રાખે સાધવી તેહ. ૮

પદ ૪ થું-રાગ ધોળ.

સતી નારને પતિ સંગ પ્યાર રે, પતી સેવા ન ચૂકે લગાર રે;
નિજ ધર્મ રાખે દ્રઢ તેહ રે, તેમાં ભૂલે ખંડિત થાય જેહ રે. ૧
તેનો એક એક કરે ઉપવાસ રે, ત્યાગે પતિવ્રતા તન સુખ આશ રે;
સતી સુર ને સંતની રીત રે, સૌથી ન્યારી ને પરમ પુનીત રે. ૨
સતી પતિ સંગ બળવાને જાય રે, પછી ભાગે તો ભ્રષ્ટ કહેવાય રે;
શૂરો રણમાં જઈ પાછો ભાગે રે, તેના કુળને તે લાંછન લાગે રે. ૩
ત્યાગી થઈ ને વિષયમાં લોભાય રે, તે તો શ્વાનથી નીચ કહેવાય રે;
મુક્તાનંદ કહે સતી એમ જાણી રે, રાખે નિજ ધર્મ પરમ શયાણી રે. ૪

કડવું ૧૭ મું.

ગાળ કે ભૂંડું બોલે જેહજી, પાદકૃચ્છ્રવ્રત કરે સતી તેહજી;
એક વાર જે ભૂલે કહેવાયજી, તે છૂટવાનો કહ્યો ઉપાયજી. ૧

ઉથલો.

કહ્યો ઉપાય તે છૂટવા, તે કરજો એજ વાર;
જો દહાડી કરતી રહે, તો પાપતણો નહીં પાર. ૨
એક જ વાર અજાણમાં, કરે હાથે પતિને પ્રહાર;
ચાર ઉપોષણ સામટાં કરી, છૂટે પાપનો ભાર. ૩
લાકડીએ એક વાર મારે, પતિવ્રતા થઇ જેહ;
બાર દિવસનું વ્રત કરે, પરાક નામે તેહ. ૪
એ રીતે સંક્ષેપથી, કહ્યા સુવાસણી કેરા ધર્મ;
દુર્લભ નારી પતિવ્રતા, જે જાણે પતિવ્રત ધર્મ. ૫
પતિની આજ્ઞા વિમુખ થઈ, કરે નિયમ વ્રત ઉપવાસ;
પ્રથમ પતિનું આયુષ ટાળે, મુવે તે નર્ક નિવાસ. ૬
દાન વ્રત ઉપવાસ સુકૃત, તેનાં નિષ્ફળ થાય;
પતિના ધર્મ જેથી પડે, તે નિશ્ચે નરકે જાય. ૭

મન ક્રમ વચને પતિની આજ્ઞા, ન લોપે જે નાર;
મુક્તાનંદ કહે તે સતિ, હરિ ભજીને ઉતરે પાર. ૮

કડવું ૧૮ મું.

એ લક્ષણ વિના સતી ન કહેવાયજી, અસતી નારી સર્વે યમપૂર જાયજી;
વાણી દુષ્ટ નહીં નહીં ખળ સંગજી, ધીરજ દૃઢ શુભ વ્રત અભંગજી. ૧

ઉથલો.

અભંગ વ્રત અતિ નિર્મળી, વળી યોની દુષ્ટ ન જેહ;
પોતાના સત્યને બળે, સર્વ વિશ્વ ધારે તેહ. ૨
યોની દુષ્ટ જે કામિની, જે ચૂકે પર નર સંગ;
નહીં નિવારણ કોય ઠેકાણે, નાશ થઈ સર્વ અંગ. ૩
વચન દુષ્ટ જે કામિની, તેનો દોષ નિવારણ હોય;
યોની દુષ્ટનો મુનિવરે, ઉપાય ન કહ્યો કોય. ૪
યોની દુષ્ટનો કોટી કલ્પે, થાય નહિ ઉદ્ધાર;
તિર્યક્ યોનિ અનંતમાં, જન્મે મરે બહુ વાર. ૫
નામ માત્ર મનુષ્ય તનને, પામે કુલટા નાર;
ચાંડાલી થઈ શ્વાન થાયે, ફરે તે દ્વારોદ્વાર. ૬
પતિ બોલાવે ત્યારે જે વનિતા, કરે તે અતિશે ક્રોધ;
ક્રોધ કરી પતિને કહે, જેમ આપે શઠને બોધ. ૭
તે થાય ગામમાં કૂતરી, વળી શીયાળ વનમાં થાય;
મુક્તાનંદ કહે કુનારીનું, કષ્ટ નવ કહેવાય. ૮

કડવું ૧૯ મું.

જે નિજ પતિનો કરી પરિત્યાગજી, પર નર સંગ કરે અનુરાગજી;
તે ઉલૂકી થાય અધિક ક્રૂરજી, પોલા તરુમાં નિત્ય વસે જરૂરજી. ૧

ઉથલો.

પોલા તરુમાં નિત્ય વસે, કરે કાગ કીટનો આહાર;
રાત બધી ભમતી રહે, તેનાં કષ્ટ તણો નહીં પાર. ૨
પતિ મારે ત્યારે પતિ હણવા, ક્રોધે થાય તૈયાર;
તે સિંહણ તે મીંદડી થઈ, મારે જીવ અપાર. ૩
જે પર નરને કટાક્ષે કરી, જૂવે કુલક્ષણી નાર;
તે કાંગી થઈ ભૂંડું મુખ લઈ, ફરે તે ઠારોઠાર. ૪

જે નિજ પતિને પરહરી, મિષ્ટાન્ન એકલી ખાય;
ગામમાં તે ભૂંડણુ સરજે, વડવાગોળ તે થાય. ૫
ઉંધે મુખ લટકી રહે, ખાય આપની વિષ્ટા એહ;
દિવસમાં નજરે ન દેખે, પામે અતિ દુઃખ તેહ. ૬
જે તુંકારા કરે પતિને, મુંગી સરજે સોય;
શોક્યની ઇર્ષા કરે તે, દુગણુ વિધવા હોય. ૭
પતિની નજર ચુકાવીને, જૂએ પર નરને કરી પ્યાર;
મુક્તાનંદ કહે કાણી કુમુખી, થાય કુરૂપ ગમાર. ૮

કડવું ૨૦ મું.

શીલ ભંગ જે નારીનું થાયજી, ત્રણ કુળ બોળીને નર્કમાં જાયજી;
માત પિતા પતિનું કુળ જેહજી, લાંછનયુક્ત કરે ત્રણ તેહજી. ૧

ઉથલો.

લાંછન દઈ ત્રણ વંશને વળી, પામે તે કષ્ટ અપાર;
જીવતી ધિક્ક થાય જગતમાં, મૂવે મળે જમ માર. ૨
શીલ ભંગ જે કામિની, તેનો પતિ અતિ ધર્મવાન;
તોય પડે તે સ્વર્ગથી, થાય જૂઠું જપ વ્રત દાન. ૩
તે માટે સૌ નારીએ, રાખવું શીલ અભંગ;
મન ક્રમ વચને પર પુરુષનો, કદી ન કરવો સંગ. ૪
સુકૃત્યનું ભોજન મનુષ્ય તન, તેનો કરીને વિચાર;
પર નર સ્પર્શ બચાવવો, કરી યત્ન અનંત પ્રકાર. ૫
પર પુરુષના સ્પર્શમાંહી, ઠાલી સુખ આભાસ;
મૂરખ નારી મોહને વશ, પડે તે જમને પાશ. ૬
સતીનો જશ આ લોકમાં, વળી સદા સ્વર્ગનિવાસ;
સખીપણું કમલા સંગાથે, ત્યાં નહીં જમનો ત્રાસ. ૭
પતિ હોય મહા પાતકી, વળી હરિ વિમુખ જે હોય;
મુક્તાનંદ કહે પતિવ્રતાને, ત્યાગ કરવો સોય. ૮

પદ ૫ મું-રાગ રામગ્રી.

સૂરજ સરખી પતિવ્રતા, જેને પ્રભુ સંગ પ્રીતિ;
કળ તણે શીર પગ દઇ, સહેજે જમ જીતિ. સૂરજ. ૧

સીતાના જેવું સત્ય ગ્રહી, સેવે નિજ સ્વામી;
હરિથી વિમુખ પતિ હોય તો, રહે અતિ નિષ્કામી. સૂરજ. ૨
પતિ જો કરે પ્રભુ આશરો, છૂટે પાપથી જ્યારે;
પતિવ્રતા પૂરણ પ્રીતસું, સેવે નિજ પતિ ત્યારે. સૂરજ. ૩
છાયામાં કોઈની દબાઈને, નિજ ધર્મ ન લોપે;
લેશ જો ધર્મ લોપાય તો, સતી મન ઘણું કોપે. સૂરજ. ૪
એવી જે અતિ શુદ્ધ પતિવ્રતા, તે તો પતિને ઉદ્ધારે;
મુક્તાનંદ મા બાપને, કુલ સહિત તે તારે. સૂરજ. ૫

## કડવું ૨૧ મું.

સતિ તન રોમ સંખ્યા નિરધારજી, તેટલી કોડના દશ હજારજી;
રમે પતિ સંગ સ્વર્ગમાં સોયજી, મહા સુખ પામે વિઘ્ન ન કોયજી. ૧

### ઉથલો.

મહા સુખ પતિ સંગે ભોગવે, નિત્ય ગોવિંદના ગુણ ગાય;
એવી મહા સતી પતિવ્રતાનો, મહિમા કહ્યો ન જાય. ૨
ધન્ય તે માત ને તાત સતીનાં, ધન્ય પતિ ગુણવંત;
જેને ઘેર એ પતિવ્રતા, નિત્ય ભજે શ્રીભગવંત. ૩
સો જન્મનાં પુણ્યનો, સચય તે જેહને હોય;
તેને ઘેર એવી પતિવ્રતા, એવી સુભાગી નારી સોય. ૪
માત તાત ને પતિતણી, ત્રણ ત્રણ પેઢી જેહ;
પતિવ્રતાના પુણ્યથી, પામે સ્વર્ગનું સુખ તેહ. ૫
અકારજ કરનાર જે, વળી પતિત શુભ ગુણહીણ;
એવા પતિને સતિ ઉદ્ધારે, પોતાને તારે પ્રવીણ. ૬
સૂરજ ચંદ્ર ને વાયુ સતિને, સ્પર્શ કરે ધરી ત્રાસ;
શુદ્ધ થવા સતિને પરસે, અન્ય નહીં ઉર આશ. ૭
તીર્થ જે પૃથિવી વિષે, તેનો સતિને ચરણે વાસ;
મુક્તાનંદ કહે પતિવ્રતાનો, સૌથી પરમ પ્રકાશ. ૮

## કડવું ૨૨ મું.

સુર મુનિ સિદ્ધ તપસ્વી જેહજી, સૌનું તેજ સતિ તન વસેયજી;
સતિની ચરણરજનો મહિમાયજી, જેણે સર્વ ભૂમિ શુદ્ધ થાયજી. ૧

ઉથલો.

થાય ભોમિ શુદ્ધ સર્વે, ચરણરજ પ્રતાપ;
પાપી કરે પ્રણામ સતીને, તેનાં જાય સૌ પાપ. ૨
સતી પોતાને તેજે બાળે, ત્રિલોકી તતકાળ;
પતિવ્રતા મહા પુણ્યવંતી, જેનું તેજ વિશાળ. ૩
અરૂંધતી સાવિત્રી સરખી, પતિવ્રતા બળવાન;
સત્યરૂપા કમલા સતી સમ, ભજે શ્રીભગવાન. ૪
શાંડિલી, મેના, સુનીતિ, તે સરખી સતી સોય;
સંજ્ઞા, સ્વાહા, લોપામુદ્રા, એવી તે વિરલી કોય. ૫
કહી જે નારી પતિવ્રતા, તેના ત્રણ પ્રકારના ભેદ;
ઉત્તમ મધ્યમ ને કનિષ્ટ, વખાણે નિગમ વેદ. ૬
ત્રણને મધ્યે કનિષ્ઠ તે, પાળે સતિના ધર્મ;
પતિથી ઇચ્છે કામ સુખને, દેખાડે બહુ મર્મ. ૭
શૃંગાર કરી સમિસજે, કરે હાવભાવ અપાર;
મુક્તાનંદ પતિને ગમે, સતી કરે તે જ પ્રકાર. ૮

કડવું ૨૩ મું.

રૂપ ને ગુણ પર નરનાં જોઇજી, તે સંગ મન રહે મોહીજી;
મન વશ કરતાં હારી જાયજી, દેહે કે વચને ભ્રષ્ટ ન થાયજી. ૧

ઉથલો.

વચન દેહને શુદ્ધ રાખે, મન વિકળ થઈ જાય;
એવાં લક્ષણ જેહનાં તે, સતી કનિષ્ઠ કહેવાય. ૨
મધ્યમ સતી ધર્મ સર્વે, રાખે દૃઢ કરી સોય;
પતિ સેવ્યામાં પ્રેમ અતિશે, તન સુખ ન ગમે કોય. ૩
પોતાના પતિથી અધિક, ધન રૂપ ગુણ કરી જેહ;
જુવાન નરને જોઇને, સર્વ અંગે ન ચળે તેહ. ૪
દૈવ જોગથી દેશ કાળ ને, ક્રિયા સંગ મળે તે વાર;
મને કે દેહે પરપુરુષ સંગ, પામે નારી વિકાર. ૫
તે વિના અન્ય પુરુષનો, સ્વપનામાં સંગ ન લેશ;
ક્યાંય ન મન ડગવા દીયે, રાખે ધીરજ ધર્મ વિશેષ. ૬
પતિ થકી પણ કામ સુખને, કદીયે ન ઇચ્છે એહ;
પતિનું આપેલ પતિવ્રતા, સુખ ભોગવે કરી સ્નેહ. ૭

કહ્યાં એ લક્ષણ જેહનાં, તે મધ્યમના આચાર;
મુક્તાનંદ કહે મધ્યમ સતી, ન તજે ધર્મ લગાર. ૮

## કડવું ૨૪ મું.

ઉત્તમ પતિવ્રતા તેહનું નામજી, પ્રથમ કહ્યા તે ધર્મનું ધામજી;
સર્વ ધર્મ સેવે કરી પ્યારજી, પતિવ્રતા ન ચળે ધર્મથી લગારજી. ૧

### ઉથલો.

ન ચળે લગારે ધર્મથી, એ ઉત્તમ સતીની રીત;
પેતાના પતિને તજી, સતીને ન અન્યસું પ્રીત. ૨
ધન જોબન ગુણ રૂપવંતો, દેખી પુરુષ સુવેશ;
મન ક્રમ વચને પતિવ્રતા, નવ ચળે ધર્મથી લેશ. ૩
દેશ કાલાદિક વિષમ આવે, તોય ન મન ચળી જાય;
પતિવ્રતાને અન્ય પુરુષનો, મનમાં ઘાટ ન થાય. ૪
સન્નિપાતાદિક રોગ અથવા, કેફનો કરનાર;
સતીને અન્યસંગ નિજ પતિની, ભ્રાંતિ ન થાય લગાર. ૫
પ્રેમ ભરી સેવા કરે, પતિથી ન ઇચ્છે કામ;
નિજ ધર્મમાં અતિ રુચિ, પતિ સેવામાં સુખ ધામ. ૬
આગ્રહે કરી પ્રેમે કરી, પતિ કામ સુખ કરે દાન;
ભાવ વિના તે ભોગવે, તેને જાણે કષ્ટ સમાન. ૭
જે લીંબુ ભક્ષણ કરે, તેણે ચણા કેમ ચવાય;
મુક્તાનંદ કહે ઉત્તમ સતીને, એમ વિષય ભોગવાય. ૮

## પદ ૬ ઠું-રાગ ગરબી.

સતી સેવે છે પતિને એવી રીતે રે, ધરે ઉરમાં હરિને અતિ પ્રીતે રે;
દેહ પોતાનો ને પારકો છે જેહ રે, સતી નર્ક સમાન ગણે તેહ રે. ૧
ભજે કમલાપતિને કરી પ્રીત રે, જાણી અતિશે ઉત્તમ રસ રીત રે;
સતી સેવે છે પતિને અહી લાજ રે, તે તો કૃષ્ણને રીઝાડવાને કાજ રે. ૨
પતિ પરણી લાવે જો અન્ય નાર રે, સતિ ન કરે શોક લગાર રે;
સામું રાજી રહે થાય તેની દાસી રે, ભજે અંતરે અખંડ અવિનાશી રે. ૩
એવી ઉત્તમ સતી જે જગમાંહી રે, અતિ દુર્લભ ખોળી ન જડે કયાંઈ રે;
મુક્તાનંદ કહે પતિવ્રતા સોય રે, પાપ દૃષ્ટિએ ન દેખી શકે કોય રે. ૪

### કડવું ૨૫ મું.

સતીને ક્રુર નજરે દેખે જેહજી, ગલત કોઢિયા થાય પાપી તેહજી;
દેવાદિકથી સતી ન જોવાયજી, પાપે જુવે તો જમપુર જાયજી. ૧

#### ઉથલો.

જાય જમપુર પાતકી, જેણે સતીમાં કલ્પ્યું પાપ;
ચોરાશી લક્ષ દેહમાં, ભોગવે બહુ સંતાપ. ૨
કનિષ્ઠા જે સતી કહી, તેને સાત જન્મ જ્યારે થાય;
રાખે નિજ ધર્મ દ્રઢ કરી, ત્યારે મધ્યમ સતી કહેવાય. ૩
મધ્યમ તે સાત જન્મ લગી, જ્યારે રાખે નિજ ધર્મ સાર;
ત્યારે ઉત્તમ પતિવ્રતાનો, પામે સર્વ આચાર. ૪
ત્રણ પ્રકારની પતિવ્રતા, તેનો પતિ તજે જ્યારે દેહ;
ત્રણેની ગતિ જૂજવી, વર્ણવી સુણાવું તેહ. ૫
તે મધ્યે ઉત્તમ સતિ, પતિ મુવા મોહોર સાક્ષાત;
પતિનું તન છૂટયા તણી, જાણે તે સર્વે વાત. ૬
આ દિવસે આ મુહૂર્તે, તજશે સ્વામી શરીર;
એવું જાણી પતિવ્રતા, મનમાં થાય અધીર. ૭
પૂર્વ જન્મ જે પતિતણો, વળી પોતાના ભવ જેહ;
મુક્તાનંદ કહે સાત કે અધિક, સૂઝે સતીને તેહ. ૮

### કડવું ૨૬ મું.

સતીને અધિક સત્ય વધતું જાયજી, મરણને દિવસે તદ્રૂપ થાયજી;
પતિસંગ ઐકયતા ટળે તન ભાનજી, જય રણછોડ કરે મુખ ગાનજી. ૧

#### ઉથલો.

મુખ ગાન હરિ ગુણનું કરે, જ્યારે ત્યાગે નિજપતિ દેહ;
ચેહમાં બેસે પતિને સંગે, ત્યાગે સર્વે સ્નેહ. ૨
ચેહમાં બેસતાં સાથ સતિનો, જીવ કરે તન ત્યાગ;
સતિ પહોંચે સત્ય લોકમાં, પછી બાળે તનને આગ. ૩
તે માટે એ પતિવ્રતાને, બળે ન થાય દુઃખ લેશ;
આત્મઘાતનો દોષ ન લાગે, કીધે અનલ પ્રવેશ. ૪
પતિ મુવાના સમયને દિન, મધ્યમ સતિ હોય જેહ;
પોતાનો ને પતિતણો જાણે, એક પૂર્વ ભવ તેહ. ૫

મધ્યમ સતિ પણ પતિ સંગાથે, તદાકાર એક તાર;
પાવક અતિ પીડા કરે તોય, રાખે દૃઢ નિરધાર. ૬
શૂરો જેમ રણમાં ચઢે, તેમ સતીને મન નહીં ત્રાસ;
પતિ સંગે બળી ભસ્મ થાયે, ત્યાગે તનની આશ. ૭
કનિષ્ઠાને જન્મ પતિનો, પોતાનો ભવ કોય;
મુક્તાનંદ કહે ન સૂઝે, બળે લોક લાજે સોય. ૮

### કડવું ૨૭ મું.

પૂર્વ જન્મ ન સૂઝે કોયજી, સમજી વિચારી બળે સતિ સોયજી;
કામની વ્યાકુળતા વશ એહજી, રહી ન શકે પતિ વિના તેહજી. ૧

### ઉથલો.

પતિ વિના નંત્ર રહી શકે, ઉર કામ જ્વાલ અપાર;
માત તાત ને પતિતણું કુળ, લાંછન દઈ કરે ખુવાર. ૨
વિધવા કેરા ધર્મ દુષ્કર, તે પણ ન પળે લેશ;
રક્ષક નહિ શુભ સુત નહિ માટે, કરે તે અનલ પ્રવેશ. ૩
એહમાં કરે પ્રવેશ સારે, વ્યાકુળ અતિશે થાય;
નિજ ધર્મ પાળ્યાની બીકે, પતિ સંગે બળી જાય. ૪
ત્રણ પ્રકારની પતિવ્રતા, તે જો હરિભક્ત ન હોય;
તો એ સતિઓ રુદ્રગણ સંગે, સતિ લોકે વસે સોય. ૫
ઉત્તમ સતિ નિજ પતિને સંગ, પામે ઉત્તમ ભોગ;
મધ્યમ નિજપતિ સંગ પામે, મધ્યમ સુખ સંજોગ. ૬
કનિષ્ઠા નિજ પતિ સોતી, પામે ભોગ કનિષ્ઠ;
પોત પોતાનાં કામ સુખને, મોહ થકી ગણે ઇષ્ટ. ૭
જે હરિ ભક્ત પતિવ્રતા, તે રમા તુલ્ય કહેવાય;
મુક્તાનંદ કહે અનંત સતીસંગ, ગોવિંદના ગુણ ગાય. ૮

### કડવું ૨૮ મું.

ત્રણ પ્રકારની પતિવ્રતા જેહજી, ભિન્ન ભિન્ન કરી વર્ણવી તેહજી;
જેને બળ્યાનો નહીં અધિકારજી, તેવી સતીઓનો કરું નિરધારજી. ૧

### ઉથલો.

નિરધાર કરી કહું પતિવ્રતા, જેને પતિ સંગે ન બળાય;
જ્ઞાન વૈરાગ્ય કે ભક્તિવંતી, તે બળી ભસ્મ ન થાય. ૨

બ્રહ્મચર્યાદિક નિયમ જે, વિધવાના ધર્મ ઉદાર;
તે પાળ્યાની શક્તિ હોય તે, ન બળે કરીને વિચાર. ૩
મોક્ષ ઇચ્છાવાન જે, વળી પુત્રવંતી જે હોય;
ન્હાના બાળ કે ગર્ભવંતી, સતી ન બળે સોય. ૪
જે સતિઓ એવી રીતની, તેને બળ્યાનો નહિ અધિકાર;
મન-ક્રમ-વચને તેહને, હરિ સેવવા કરી પ્યાર. ૫
પતિ મુવા પછી પતિવ્રતા, પતિ સંગ જે બળી જાય;
તે અરુંધતી તુલ્ય નારી, સ્વર્ગમાં પૂજાય. ૬
એ આદિ પતિ સગ બળ્યાનાં, વચન ગ્રંથમાં જેહ;
સૌ વિનતાને નથી કહ્યાં, હવે વિગતે વર્ણવું તેહ. ૭
મોક્ષ ઇચ્છા રહિત જે, નિજ ધર્મે ન રહે લેશ;
મુક્તાનંદ કહે માનિનીઓ, કરે તે અનલ પ્રવેશ. ૮

પદ ૭ મું–રાગ કેદારો.

વિધવાના ધર્મ તે, વિકટ સૌથી ઘણા, બ્રહ્મચર્યાદિક નિયમ ભારી;
જેને એ પાળ્યાનું, સામર્થ્ય ન હોય તે, પતિ સંગ બળી મરે મન વિચારી. વિ૦
પતિવ્રતા પતિને, મૂવા પછી દૃઢ કરી, વ્રત બ્રહ્મચર્ય તે અચળ પાળે;
નહીં તો એ નિજપતિ, સંગ શૂરી થઈ, અનલ પ્રવેશ કરી દેહ બાળે. વિ૦
વિચિત્રવીર્ય જ તણી, નારની પેર એ, વંશ વધાર્યાનો અર્થ જાણી;
વ્રત બ્રહ્મચર્યનો, ભંગ તે નવ કરે, પોતાનો ધર્મ પાળે શહાણી. વિ૦
જતિ સતિ શૂરની, રીત સરખી સદા, તન ધનના તે ન ધર્મ લાગે;
તે જ મુક્તાનંદ મહા સુખ ભોગવે, પ્રભુ સંગ લગન પણ તેને લાગે. વિ૦

કડવું ૨૯ મું.

વિધવા ત્યાગે તે સુખ પ્યારજી, પુષ્પ મૂલ ફળનો આહારજી;
એમ વ્રત રાખીને સૂકવે દેહજી, પર નર સંગ તજે સતી તેહજી. ૧

ઉથલો.

પતિ મુવા પછી પતિવ્રતા, ત્યાગે તે પર નર સંગ;
નામ પણ પર નરનું ન લીએ, રાખે વ્રત અભંગ. ૨
નિજ પતિ તનને તજે તહીંએ, સતી રહે ઘણું શાંત;
અખંડ રહે બ્રહ્મચારિણી, મનને દમે થઇ દાંત. ૩
અઠ્યાશી હજાર મુનિગણું, ઉર્ધ્વરેતા જેહ;
વંશવૃદ્ધિ નવ કરી તોય, પહોંચ્યા હરિ પદ તેહ. ૪

પતિનું તન છૂટયા પછી, બ્રહ્મચર્ય રાખે જોય;
પુત્ર વિના તોય મુનિની પેરે, લહે સદ્દગતિ સોય. ૫
બ્રહ્મચર્યનું લક્ષણ વર્ણવું, તજે તે મદિરા માંસ;
દિવસમાં સુવું તજે, તજે ગંધ પુષ્પની આશ. ૬
આંખમાં અંજન ન આંજે, તૈલ મર્દન ત્યાગ;
પગે ન પહેરે મોજડી, નહિ છત્રસું અનુરાગ. ૭
કામ ક્રોધ ને લોભ ત્યાગે, મોહ હર્ષ નૃત્ય ગીત;
મુક્તાનંદ મદ ભય તજે, એ બ્રહ્મચર્યની રીત. ૮

કડવું ૩૦ મું.

વળી કહું બ્રહ્મચર્યની રીતજી, જે સુણી વનિતાઓ થાય પુનીતજી;
શ્રવણ કીર્તન કહેતી જેહજી, પર નર સંગ તજે સતી તેહજી. ૧

ઉથલો.

પર નરને જોવો તજે, ગુહ્ય ભાષણને કરે ત્યાગ;
સંકલ્પ જે પર પુરુષને, ત્યાગે સતી બડભાગ. ૨
પર નર કેરા સંગને, મનમાં ન નિશ્ચય થાય;
અગ સંગ તો ન જ કરે, ત્યારે બ્રહ્મચર્ય કહેવાય. ૩
મૈથુન આઠ પ્રકારનું, જેને વર્ણવે મુનિ રાય;
તેથી અવળું વર્તવું, તે બ્રહ્મચર્ય શ્રુતિ ગાય. ૪
સતીને પતિ તનને તજે, ત્યારે સતી બળે પતિ સંગ;
કાં પાળે બ્રહ્મચર્યને, તેને ભૂલે ન થાયે ભંગ. ૫
પુરુષની પેઠે માનુનીને, આત્મઘાતને દોષ;
અલ્પ મતિ અબળાઓની, તેને બળે થાય સંતોષ. ૬
સ્વર્ગ સુખ અતિ તુચ્છ જે, તે ધારે મનમાં આશ;
આત્મઘાતનું પાપ ન ગણે, પાવકમાં કરે વાસ. ૭
અલ્પ મતિ જે નારીઓ, તેને બળ્યાને અધિકાર;
મુક્તાનંદ તે સ્વર્ગથી પડે, ધરે બહુ અવતાર. ૮

કડવું ૩૧ મું.

બળવા જોગ ન બ્રાહ્મણી કોયજી, પરાશર મુનિ કહી ગયા સોયજી;
અન્ય વર્ણની વનિતાઓ જેહજી, બળવા કરતાં કરે તપ શુભ તેહજી. ૧

પતિનું તન છૂટયા પછી, બ્રહ્મચર્ય રાખે જોય;
પુત્ર વિના તોય મુનિની પેરે, લહે સદ્ગતિ સોય. ૫
બ્રહ્મચર્યનું લક્ષણ વર્ણવું, તજે તે મદિરા માંસ;
દિવસમાં સૂવું તજે, તજે ગંધ પુષ્પની આશ. ૬
આંખમાં અંજન ન આંજે, તૈલ મર્દન ત્યાગ;
પગે ન પહેરે મોજડી, નહિ છત્રસું અનુરાગ. ૭
કામ ક્રોધ ને લોભ ત્યાગે, મોહ હર્ષ નૃત્ય ગીત;
મુક્તાનંદ મદ ભય તજે, એ બ્રહ્મચર્યની રીત. ૮

## કડવું ૩૦ મું.

વળી કહું બ્રહ્મચર્યની રીતજી, જે સુણી વનિતાઓ થાય પુનીતજી;
શ્રવણ કીર્તન કહેતી જેહજી, પર નર સંગ તજે સતી તેહજી. ૧

### ઉથલો.

પર નરને જોવો તજે, ગુહ્ય ભાષણનો કરે ત્યાગ;
સંકલ્પ જે પર પુરુષનો, ત્યાગે સતી બડભાગ. ૨
પર નર કેરા સંગનો, મનમાં ન નિશ્ચય થાય;
અગ સંગ તો ન જ કરે, ત્યારે બ્રહ્મચર્ય કહેવાય. ૩
મૈથુન આઠ પ્રકારનું, જેને વર્ણવે મુનિ રાય;
તેથી અવળું વર્તવું, તે બ્રહ્મચર્ય શ્રુતિ ગાય. ૪
સતીનો પતિ તનને તજે, ત્યારે સતી બળે પતિ સંગ;
કાં પાળે બ્રહ્મચર્યને, તેનો ભૂલે ન થાયે ભંગ. ૫
પુરુષની પેઠે માનુનીને, આત્મઘાતનો દોષ;
અલ્પ મતિ અબળાઓની, તેને બળે થાય સંતોષ. ૬
સ્વર્ગ સુખ અતિ તુચ્છ જે, તે ધારે મનમાં આશ;
આત્મઘાતનું પાપ ન ગણે, પાતકમાં કરે વાસ. ૭
અલ્પ મતિ જે નારીઓ, તેને બળ્યાનો અધિકાર;
મુક્તાનંદ તે સ્વર્ગથી પડે, ધરે બહુ અવતાર. ૮

## કડવું ૩૧ મું.

બળવા જોગ ન બ્રાહ્મણી કોયજી, પરાશર મુનિ કહી ગયા સોયજી;
અન્ય વર્ણની વનિતાઓ જેહજી, બળવા કરતાં કરે તપ શુભ તેહજી. ૧

ઉથલો.

બળ્યાથી તપ શુભ ઘણું, એમ કહી વિરંચી વાત;
તપ કર્યાની શ્રદ્ધા હોય તે, ન કરે આતમઘાત. ૨
મુવા પતિ સંગ બ્રાહ્મણી, કરે પાવકમાંહિ પ્રવેશ;
આતમઘાતના દોષથી, નવ થાય સુખ લવલેશ. ૩
પતિ સહિત એ બ્રાહ્મણી, નવ પામે સ્વર્ગ નિવાસ;
બ્રહ્મહત્યારાની પેઠે, ભોગવે મહા દુ:ખ ત્રાસ. ૪
સમર્થ ધર્મને પાળવા, વળી મોક્ષની ઇચ્છાવાન;
તે વનિતાએ ન બળવું, એમ બોલ્યા શ્રી ભગવાન. ૫
સ્વર્ગને પામવા ઇચ્છે, તેનો એ નિરધાર;
હઠે કરી નવ પ્રાણ તજવા, તો પામે સુખ સાર. ૬
સ્વર્ગફલ સારુ વૃથા, નહિ ત્યાગવો નિજ દેહ;
મોક્ષ ઇચ્છાવાનને, જાણવુ હારદ એહ. ૭
ઇંદ્રાદિક ઇચ્છે ઘણું, એવો મનુષ્ય દેહ ઉદાર;
મુક્તાનંદ કહે હરિ ભજી, જેણે પામીએ ભવપાર. ૮

કડવું ૩૨ મું.

તે માટે એ મનુષ્ય તન સારજી, તેહની આયુષ્ય હોય લગારજી;
હરિ ભજી તજી સર્વ વિષય વિકારજી, સાધન કરી પામે ભવ પારજી. ૧

ઉથલો.

સાધન કરી ભવ પાર પામે, તેની તે કહું હવે રીત;
કર્મ કરિ હરીને સમર્પે, તેણે તે થાય પુનીત. ૨
અંતરમાંથી મેલ એણીપેર, ટાળીને શુદ્ધ થાય;
શ્રવણ મનન ને નિદિધ્યાસન, ભક્તિ વધતી જાય. ૩
પુરુષોત્તમનું જ્ઞાન પામી, થાય કૃતારથ એહ;
તે માટે તુચ્છ સ્વર્ગ સારુ, ન તજવો આ દેહ. ૪
મોક્ષની ઇચ્છા રહિત વળી, અલ્પ મતિ અતિ તેહ;
સ્વર્ગ સારુ બળિ મરે, સતી નામ માત્ર છે તેહ. ૫
પતિવ્રતાનો ધર્મ જે, તે એ રીતે કહેવાય;
કેવળ એક જે ધર્મ સતિનો, તે પણ મહા મુનિ ગાય. ૬
વાસુદેવની ભક્તિ સોતો, બીજો સતિનો ધર્મ;
તેથી પામે પરમ પદને, નાસે કોટિક કર્મ. ૭

પ્રથમ ધર્મનું ફળ કહ્યું છે, સતિને લોક નિવાસ;
મુક્તાનંદ કહે બીજાનું ફળ, કહું જે પરમ પ્રકાશ. ૮

### પદ ૮ મું–રાગ ગરબી.

સતિ નારની રીતિ સાચી રે, જેને પ્રભુ સંગ પ્રીત ઘણી;
તેને ફેરવણી નહીં પાછી રે, જેને પ્રભુ સંગ પ્રીત ઘણી. ટેક. ૧
સતિ ધર્મવાન પતિ પામે રે, જેને૦ તેનું મન ન ચઢે અન્ય ભામે રે. જેને૦ ૨
સતિ ઉર કમલા વરધારી રે, જેને૦ ભજે નિ:શંક થઇ ગીરિધારી રે. જેને૦ ૩
તેમાં ઉત્તમ તેજ સતિ નારી રે, જેને૦ એને ઉર ભક્તિબળ ભારી રે. જેને૦ ૪
તેહ દેહ તજે સતિ જ્યારે રે, જેને૦ થાય કમલા સરખી ત્યારે રે. જેને૦ ૫
વસે વૈકુંઠ પ્રભુ પાસે રે, જેને૦ ભજે શ્રીપતિ શ્વાસ ઉચ્છ્વાસે રે. જેને૦ ૬
એના પતિ હરિ પાર્ષદ થાય રે, જેને૦ નિત્ય ગોવિંદના ગુણ ગાય રે. જેને૦ ૭
કહે મુક્તાનંદ ઉમંગે રે, જેને૦ સતિ રાચે હરિને રંગે રે. જેને૦ ૮

### કડવું ૩૩ મું.

મધ્યમ સતિ જ્યારે ત્યાગે દેહજી, સગુણ વિષ્ણુપુર પામે તેહજી;
સુર વનિતાનું વાંછિત જેહજી, જે પુર સંગ સુર સૌને સ્નેહજી. ૧

### ઉથલો.

સ્નેહ જે પુર સંગ સુરને, એવું સગુણ હરિ ધામ;
શ્રીવિષ્ણુપુર અતિ સુખદ, વૈકુંઠ જેનું નામ. ૨
ત્યાં કમલા રહે અન્ય રૂપે, તે સંગ સુખણી થાય;
પતિ તેનો હરિ પાર્ષદ થઇ, પ્રેમે હરિ ગુણ ગાય. ૩
કનિષ્ઠા સતિ તન તજી, ઋષિ લોકમાં કરે વાસ;
તારીને નર સંગની, ઉરમાં રહે દઢ આશ. ૪
ઋષિના લોકમાં તે સતિ, અનસૂયા ગાર્ગી સમાન;
પતિ સંગે સુખ ભોગવે, રહે અખંડ તન અભિમાન. ૫
યાજ્ઞવલ્કય ને અત્રી સરખો, થાય તે સતિનો કંથ;
સંક્ષેપે કરી વર્ણવ્યો, સતિ કનિષ્ઠાનો પંથ. ૬
વાસુદેવના ભક્ત જે, તે સતિની વર્ણું રીત;
મર્યાદા માર્ગને આશ્રિત, જાણો પરમ પુનીત. ૭
ઋષિના લોકમાં સતિ કનિષ્ઠા, પામે મહા સુખ સોય;
મુક્તાનંદ હરિ માહાત્મ્ય જોતાં, પક્ષ ન રહે કોય. ૮

## કડવું ૩૪ મું.

ભક્તાને અતિ આનંદ દાતારજી, વાસુદેવનો મહિમા અપારજી;
તે હરિ મહાત્મ્ય જોતાં અશેષજી, સાધનનું બળ ન રહે લેશજી. ૧

### ઉથલો.

લેશ ન રહે સાધનનું બળ, જોતાં હરિ પરતાપ;
નામ માત્ર ઉચ્ચારવે, ટળ્યાં મહા પાપીનાં પાપ. ૨
અજામિલ મહા પાતકી, તે નારાયણને નામ;
છોડાવ્યો જમદૂતથી, તેને પોહોંચાડ્યો નિજ ધામ. ૩
પતિત પાવન પક્ષ લઈને, આપ્યો વૈકુંઠ વાસ;
પુત્ર વરસિ નારાયણ કહી, પામ્યો પદ અવિનાશ. ૪
એવા અધમ અનંતનો, કીધો શ્રીહરિએ ઉદ્ધાર;
માહાત્મ્ય જોતાં મહાપ્રભુનું, પતિત લહે ભવ પાર. ૫
તે માટે છળ કપટ ત્યાગી, જે હરિ ભક્ત કહેવાય;
તેને ભજવા શ્રીહરિ,, ત્યાગવો અન્ય ઉપાય. ૬
જે અનન્ય થઇ શરણુ આવે, તેને કરે ભવ પાર;
ઉત્તમ મધ્યમ ને કનિષ્ઠની, રાખે ન વિગત લગાર. ૭
સ્વાસણુ કેરા ધર્મ સર્વે, ફ્લ સહિત કહ્યા તેહ;
મુક્તાનંદ કહે ફલ સહિત કહું, વિધવાના ધર્મ જેહ. ૮

## કડવું ૩૫ મું.

વિધવા કેશ ગુંથાવે જેહજી, પતિના બંધનને અર્થે તેહજી;
તે માટે ઉતરાવવા કેશજી, મટકો દેખાડવો નહીં લવલેશજી. ૧

### ઉથલો.

લેશ ન તન શણગાર રાખે, જો રાખે શિર કેશ;
જટા જેવા વણીને રાખે, શોભાડે ન નિજ વેશ. ૨
તેલ ન ઘાલે કેશમાં, નવ ઓળાવે સતિ એહ;
શુભ તીરથ શુભ પર્વણીમાં, મુંડી નંખાવે તેહ. ૩
આપત્તિ કાળ ન હોય તો, વિધવા જમે એક વાર;
રોગાદિક ઉપદ્રવ થયે, નવ રાખે એ નિરધાર. ૪
ધર્મહીન જે કામની, તેનો સતિ ન રાખે સંગ;
પલંગ પર વિધવા ન પોઢે, જો ન હોય રોગી અંગ. ૫

નગ્ન થઈ નવ નહાય સાધવી, ક્રોધને કરે દૂર;
રોગાદિક વિના તેલ તનમાં, સતિ ન ચોળે જરૂર. ૬
વિધવા નાર ન ભોગવે, સુગંધી વસ્તુ લગાર;
સુગંધી સુંઘ્યાથકી, થાય ઉરમાં અનંત વિકાર. ૭
બળદ પર બેસે નહીં, જો ગળે આવ્યા હોય પ્રાણ;
મુક્તાનંદ કહે કેરૂ તાંબુલ, સતિ ન ખાય સુજાણ. ૮

કડવું ૩૯ મું.

ધાતુ વૃદ્ધિ જેણે કરી થાયજી, વિધવા તે અન્ન અતિશે ન ખાયજી;
રોગાદિક વિના વિધવા જેહજી, દૂધ કે ઘૃત અતિ ખાય ન તેહજી. ૧

ઉથલો.

દુધ ઘૃતાદિક ખાય ન અતિશે, જેથકી વાધે વિકાર;
ગળ્યું અન્ન કે તજ તેજાનો, સતિ ન ખાય લગાર. ૨
કાળું વસ્ત્ર કસુંબિયું, નવ પહેરે વિધવા નાર;
ચંદન પુષ્પનો હાર ચૂડી, સતિ ન ધરે લગાર. ૩
ન સારે કાજળ નયનમાં, સેંથે ન ભરે સિંદૂર;
ધાતુ સોનું વસ્ત્ર ન પહેરે, ન પહેરે ઘરેણાં જરૂર. ૪
ઝીણાં વસ્ત્ર ન પહેરે વિધવા, જેમાં નૌતમ ભાત;
એવાં વસ્ત્ર ન પહેરવાં, જેણે કદી જણાયે જાત. ૫
વિધવા નાર ન પહેરે ડગલી, ન રંગે કર-નખ-દાંત;
પગ ન રંગે ફુલ ન ગુંથે, સતિ રહે ઘણી શાંત. ૬
સતિ ન ચોડે ચાંદલો, નવ સ્વાસણ સરખી થાય;
પુરૂષ સરખો વેશ ન કરે, જે થકી લજ્જા જાય. ૭
નાયણ કે સંન્યાસણીનો, વિધવા ન કરે વેશ;
મુક્તાનંદ કહે વિધવા નારી, પ્રપંચ ન કેરે લેશ. ૮

પદ ૯ મું–રાગ ગરબી.

સુણો સતિ વિધવાની રીતિ, જેને પ્રભુ સંગે દૃઢ પ્રીતિ. સુણો૰ ૧
વિચારીને, તન સુખને ત્યાગે, ઉમંગે હરિ સંગ અનુરાગે;
વિષય સુખથી ડરીને ભાગે. સુણો૰ ૨
જે જે કર્યે અપકીર્તિ થાયે, તેને તજી ગોવિંદ ગુણ ગાયે;
કુસંગીની છાયામાં નવ જાયે. સુણો૰ ૩

લલાટના કેશ ન ખૂંટાવે, વૃથા ધરાધર નવ ભમી આવે;
પ્રેમે કરી હરિગુણ નિત્ય ગાવે. સુગ્રો૦ ૪
કોઈને ઘેર બેસવાને નારી, એકલડી જાય ન ઘર બહારી;
ધીરજ ધરે નિજ ધર્મ વિચારી. સુગ્રો૦ ૫
કહ્યા ધર્મ વિધવાના ભારી, પતિવ્રતા સૌને સુખકારી;
મુક્તાનંદ કહે કહું વિસ્તારી. સુગ્રો૦ ૬

કડવું ૩૭ મું.

પિતા આદિ અતિ વૃદ્ધને પાસજી, સતિ ન બેસે રહે ઉદાસજી;
ખોળે ન બેસે કરી લાડજી, તાતથી વેગળી રહે કરી ચાડજી. ૧

ઉથલો.

ચાડ કરી રહે વેગળી, વળી સાસરિયાંની પેર;
પિઅરીઆસું હસી ન બોલે, લાજ ગ્રહી રહે ઘેર. ૨
સંજોગી નર નારની, વારતા ભૂંડી જેહ;
માતા આગળ નવ કહે, પતિવ્રતા વિધવા તેહ. ૩
શૃંગારિક જે વારતા, નવ કરે અન્ય પ્રિયા પાસ;
સંસારી નર નારથી, વિધવા રહે ઉદાસ. ૪
ફાગણમાં હોળી ન ખેલે, ભૂંડું ન બોલે લગાર;
મિથ્યા કલંક ન મુખે કહે, નવ કરે ગાળી ઉચ્ચાર. ૫
પ્રસાદી પરિબ્રહ્મની, કુંકુમ કે ચંદન હોય;
એક આંગળીયે ગળે અડાડે, ભાલ ન ચર્ચે સોય. ૬
હરીપ્રસાદી પુષ્પમાળ, તે પણ વિધવા નાર;
કંઠમાં પેહેરે નહીં, તજે પ્રેમે સુંઘી લગાર. ૭
સાસરિયાં સાથે સતી, નિર્લજ ન બોલે વાત;
મુક્તાનંદ તેથી ડરે, જેણે થાય નિજ વ્રત ઘાત. ૮

કડવું ૩૮ મું.

જે અતિ પાપિણી દુષ્ટ નારજી, તે સંગ હેત ન રાખે લગારજી;
ભેખ ધારી વનિતા જેહજી, વિધવા સંગતિ ત્યાગે તેહજી. ૧

ઉથલો.

તે સંગત વિધવા તજે, જેણે થાય નિજ વ્રત ભંગ;
નારી પુરુષની દૂતીયોનો, ત્યાગે બાધક પ્રસંગ. ૨

શ્રીહરિના અવતાર જે, તેમાં તે નહિ વિશ્વાસ;
એવી વનિતા પાપિણીની, સતી ન બેસે પાસ. ૩
ઔષધની કરનાર જે, વળી લાજ વિનાની જેહ;
જંત્ર મંત્રની જાણુ વનિતા, સંગ તજવો તેહ. ૪
ધુતારી વળી ગર્ભ હણુતલ, એવી વનિતા હોય;
જે વિધવા શ્રીહરિ ભજે, એવો સંગ ત્યાગે સોય. ૫
મહાપાપી કોય પુરુષને ઘેર, પતિવ્રતા હોય નાર;
તોયે તેને ઘેર જોવા સારુ, સતી ન જાય લગાર. ૬
પોતાથી અતિ નીચ જાતી, હોય સતી ધર્મવાન;
તેને ઘેર વિધવા ન જાયે, વચન ન સુણે કાન. ૭
નીચ ત્રિયા સંગ બેસતાં, વિધવાને લાંછન થાય;
મુક્તાનંદ કહે ઉત્તમ સંગે, ગોવિંદના ગુણ ગાય. ૮

કડવું ૩૯ મું.

શૂદ્રથી નીચ જાતિ ત્રિયા જેહજી, વિધવા તે સંગ ન કરે સ્નેહજી;
યવન જાતની નાર ખુવારજી, તે સંગ વિધવા ન રાખે પ્યારજી. ૧

ઉથલો.

પ્યાર ન રાખે તે સંગે, જે કામવશ અતિ હોય;
પાખંડી વનિતાઓનો, સતી સંગ ત્યાગે સોય. ૨
ધોબણુ કે ભરમાવતલ, વળિ દ્રાગણુ કેરો સંગ;
લઢકણી કે નિડર ત્રિયાનો, વિધવા ન રાખે પ્રસંગ. ૩
ચોર ચપળ વળી ઘણું ખાતલ, ધરી રહે નર વેશ;
વિશ્વાસુને હણુનારીનો, સંગ ન રાખે લેશ. ૪
નજરાની મારતલ, વળી બોલકી બહુ નાર;
બહુ ઘેર ફરતી ફરે, તેને સતી ન બાંધે બાર. ૫
જુગટાંની રમનાર જે, વળી કેફનો કરે આહાર;
ચુગલ નાર કે નપુંસકસું, સતિ ન રાખે પ્યાર. ૬
વિધવાને નિર્વાહ જેટલું, જે હોય ધન કે ધાન;
હરિ કે હરિજન કારણે, તેનું ન કરવું દાન. ૭
પોતાનું ધન વાવરી, અન્ય ઉદ્યમ કરવા જાય;
મુક્તાનંદ કહે મૂર્ખ વિધવા, ભ્રષ્ટ અતિશે થાય.

## કડવું ૪૦ મું.

વિધવા નાર ન જૂએ વિવાહજી, નર સમૂહ ન જુવે કરી ચાહજી;
નૃત્ય ગીત જનઓચ્છવ કોયજી, વિધવા નારી ન દેખે સોયજી. ૧

ઉથલો.

ન જાય જોવા નાર વિધવા, પુરુષકેરું રૂપ;
દર્પણમાં મુખ નવ જૂએ, એમ રાખે ધર્મ અનૂપ. ૨
એકલડી નવ જાય વિધવા, ન જૂએ નરનો રાસ;
મેળા થઇ બહુ લાંડીયા, જ્યાં કરતા હોય વિલાસ. ૩
કામ વશ નહિ જુએ નરને, ન બોલે કરિ પ્યાર;
સ્પર્શ ન કરે પુરુષનો, જેણે વાધે કોટિ વિકાર. ૪
શ્રવણ કીર્તન પુરુષનું, સદ્ગ્રંથવિનાનું કોય;
જે વિધવા નવ સાંભળે, સાચી સતી જગ સોય. ૫
વાઘ અહિ જળ અગ્નિનો, જ્યાં ત્રાસ અતિશે થાય;
એવે ઠેકાણે પુરુષસું બોલે, અડકે દોષ ન ગણાય. ૬
તેમજ ધાવણાં બાળને, અડવાનો નહિ અપવાસ;
તે વિના નર માત્રને, નવ અડે ઉર ધરી ત્રાસ. ૭
ધર્મ જે વિધવાતણા, તેને પાળે સાધવી નાર;
મુક્તાનંદ કહે તે સતી, સુખે ઉતરે ભવપાર. ૮

## પદ ૧૦ મું–રાગ આશાવરી.

સતી વિધવાની રીત અલૌકિક, પર નર સંગત ત્યાગે રે;
મન ક્રમ વચને પ્રેમમગન થઈ, હરી ચર્ણે અનુરાગે રે. સતી૦ ૧
પુરુષોત્તમને નિજ પતિ જાણે, એવે કરી બહુ ભાવ રે;
કમળાકાંત એ નાથ છે મારો. એજ અચળ ઠેરાવ રે. સતી૦ ૨
લાંઘણ કરી મરી જાય તોય પણ, કેસરી ઘાસ ન ખાય રે;
તેમ સતી હરિને રંગે રાચે, અળગું તે મન નવ જાય રે. સતી૦ ૩
પતિભાવે સેવે પુરુષોત્તમ, તનસુખ આશા ત્યાગી રે;
મુક્તાનંદ કહે કુળ એકોતેર, તારે સતી બડ ભાગી રે. સતી૦ ૪

## કડવું ૪૧ મું.

વળી કહું સતી વિધવાની રીતજી, જે સુણી પ્રેમદા થાય પુનીતજી;
મન ક્રમ વચને તજે નર સંગજી, વ્રત પોતાનું રાખે અભંગજી. ૧

ઉથલો.

વ્રત અભગ રાખી રહે, ધરે ચાત્રક સરખી ટેક;
અન્ય પુરુષની આશા ત્યાગે, અંતર પરમ વિવેક. ૨
ધોયલ સૂકું ધોયલ લીલું, વસ્ત્ર નવું હોય જેહ;
તે વિનાનું વસ્ત્ર નરનું, સતી ન સ્પર્શે તેહ. ૩
પુરુષ પહેરી રહ્યો હોય તે, વસ્ત્ર ન સ્પર્શે કોય;
કામ ભાવે પુરુષનું, મનમાં ન ચિંતન સોય. ૪
નારી પુરુષ સંયોગીયાંનું, ચિત્ર જે કહેવાય;
સતી ન સ્પર્શે નવ લખે, જેણે ભ્રષ્ટ બુદ્ધિ થાય. ૫
નરનારીનાં જોડલાં, પશુ પંખી આદિ અપાર;
સતી મન દઈ નવ જુએ, જેણે વાધે કોટી વિકાર. ૬
કારજ સરતું હોય પોતાનું, તોપણ વિધવા નાર;
પરનર સાથે મિત્રતા, નવ રાખે એક લગાર. ૭
પુરુષને મળમૂત્ર તજ્યાની, ક્રીયા જે સ્થળ થાય;
મુક્તાનંદ કહે તે ક્રીયા ત્યાં, સતી ન કરવા જાય. ૮

કડવું ૪૨ મું.

પુરુષની દૃષ્ટિસું વિધવા નારજી, દૃષ્ટિ નવ બાંધે કરીને વિચારજી;
બોલ્યા વિના કર દગ કરી સોયજી, પુરુષને બોધ ન દે સતી કોયજી. ૧

ઉથલો.

બોધ નવ દે પુરુષને, કર દગ ચલાવી જેહ;
ગુહ્ય અંગ ન દેખે નરનું, સતી કહાવે તેહ. ૨
પુરુષથી પંચ હાથ છેટે, ચાલે સતીઓ સુજાણ;
પાંચ હાથનું નીમ ન જે સ્થળ, તેનું કહું પ્રમાણ. ૩
દેવાલય કે અલ્પમારગ, ભગવદ્દ આચ્છન્ન હોય;
તે સ્થળ ન કરે સ્પર્શ નરનો, વપુ બચાવે સોય. ૪
જે ઘરની ભોંય ઉપલીમાં, પુરુષનો હોય વાસ;
ત્યાં રાતે સતી એકલી, હેઠી ઉંચી ન સુવે ધરિ ત્રાસ. ૫
પુરુષ બેઠા હોય ત્યાં, હઇયું ઉદર સાથળ કેશ;
ભૂલે પણ કયારે સતી, નવ દેખાડે લવલેશ. ૬

ભર સભાની દેખતાં, કર ચરણ ચપળ ન થાય;
નવ ખંજોળે દેહને, નર દેખી અધિક લજાય. ૭
સાસરીયાં ને પીયરીયાંથી, છાની કોય નર સંગ;
મુક્તાનંદ કહે લીધા દીધાનો, લેશ ન રાખે પ્રસંગ. ૮

કડવું ૪૩ મું.

વિધવા છાની અન્ય ત્રિયા હોયજી, લેણુ દેણુ ન કરે નર સાથજી;
ભરજોબન નિજ બંધુ જેહજી, ગામ સધાવે એકલો તેહજી. ૧

ઉથલો.

ગામ સધાવે એકલો, તે સંગ વિધવા કોય;
એકલડી મારગ ન ચાલે, સતી કહાવે સોય. ૨
સંબંધી નરને સંગે, નવ બેસે કરી એકાંત;
એ રીતે નરથી ડરે, તેનું તે મન રહે શાંત. ૩
પુરુષ કેરો સ્પર્શ ભાષણ, જોયાનો કહ્યો ત્યાગ;
અતિ સંબંધી નર વિના, તે ભાંખું સર્વ વિભાગ. ૪
પિતા ભ્રાત ને સગો કાકો, કાકાના સુત જેહ;
તેના સુત આદિ સહુ, અતિ નિકટ સગપણ તેહ. ૫
માનો બાપ ને સગો મામો, મામાના સુત જાણ;
સુતના સુત આદિ સહુ, નિકટ સંબન્ધી પ્રમાણ. ૬
માસી માસો તેહના સુત, ફઈ ફુવો ધર્મવંત;
ફોઇના સુત સુધી સહુ, કહે નિકટ સગપણ સંત. ૭
ગુરુ ને ગુરુના પુત્ર જે, વળી અન્ન દાતા ગંભીર;
મુક્તાનંદ એ નિકટ સગપણ, જો હોય ધર્મી ધીર. ૮

કડવું ૪૪ મું.

અન્નદાતાના સુત જે હોયજી, નિકટ સંબંધી ગણવા સોયજી;
સસરો ને સસરાનો ભાઇજી, દિયર જેઠની અધિક સગાઇજી. ૧

ઉથલો.

સગાઈ દિયર ને જેઠની, વળી તેહતણા સુત જેહ;
દિકરીઓ જમાઈ સોતી, અઢીને સગપણ તેહ. ૨
પુત્ર ને પુત્રીતણા સુત, એ આદિક જે હોય;
પોતાને અતિ ઢુકડાં સંબંધી કહાવે સોય. ૩

તે સંગાથે બોલે પરસે, જોયે દોષ ન થાય;
જો હોય તે અતિ ધર્મવાળા, તો નિર્દોષ ગણાય. ૪
સુંદર ભુવન કમાડ સોતું, નહીં કોઈ ત્યાં નર નાર;
ત્યાં વિધવા નિજ તાત સગે, ન રહે એક લગાર. ૫
નિજ સંબંધી જે કહ્યાં તે, હરિ વિમુખ હોય કૂર;
પાપિયાં જાણી સતી, તેથી રહે બહુ દૂર. ૬
અન્ય પુરુષની પેર તેહનો, કરે તે અતિશે ત્યાગ;
સબંધી સગ મન હેત તોડે. રાખે દૃઢ વૈરાગ. ૭
ધર્મરક્ષક પુરુષ પાસે, વિધવા રહે ગણી તાત;
મુક્તાનંદ કહે તેજ માનો, સગો સંબંધી ભ્રાત. ૮

## પદ ૧૧ મું–રાગ માલીગોડો.

વિધવા નાર વરે શ્રીહરિને, અન્ય સુખની તજે આશ રે;
બ્રહ્મચર્ય વ્રત પૂરણ પાળે, ઉર ધારે અવિનાશ રે. વિ૦ ૧
રીઝવવા રણછોડ છોગાળો, નિષ્કામી રહે નારી રે;
નિષ્કામીપણું અખંડ પળાવે, તે સગ રહે તે વિચારી રે. વિ૦ ૨
તાતની પેરે જે પોષણ રાખે, ધર્મનો રક્ષક જેહ રે;
વિધવા નારને મન ક્રમ વચને, તાત જાણવો તેહ રે. વિ૦ ૩
ધર્મ રહિતનો સંગ તજીને, ગોવિંદના ગુણ ગાય રે;
મુક્તાનંદ કહે પતિવ્રતા નારી, કમળા તુલ્ય કહેવાય રે. વિ૦ ૪

## કડવું ૪૫ મું.

ધર્મનો રક્ષક તે નિજ ભ્રાતજી, ભ્રાત તુલ્ય પોષે સાક્ષાતજી;
પુત્ર તુલ્ય પોષક હોયજી, ધર્મનો રક્ષક સુત પણ સોયજી. ૧

### ઉથલો.

ધર્મરક્ષક હોય જે, તે સાચો સુત કહેવાય;
ધર્મઘાતી સુત નહીં, એમજ શ્રુતિ સ્મૃતિ ગાય. ૨
દેહનાં સંબંધી નહીં પણ, ધર્મ રક્ષક જેહ;
ભિન્ન વર્ણ તોય પિતા ભ્રાતા, પુત્ર સરખા તેહ. ૩
તે સંગભાષણ સ્પર્શ જોવું, કરે વસ્ત્ર સ્પર્શ વહેવાર;
ધર્મી વિધવા નારને, નવ લાગે દોષ લગાર. ૪

પિતા ભ્રાતા આદિ જેહને, ન હોય સંબંધી કોય;
ધર્મ રક્ષક પુરૂષને, ઓથે રહે સતી સોય. ૫
ઇચ્છે નિજ ધર્મ રાખવા તે, સ્વતંત્ર ન રહે નાર;
નિડર થઈને ધર્મવાળી, સતી ન રઝળે બહાર. ૬
નાતમાં કોઈ ન હોય તો, ધર્મિષ્ટ રાજા પાસ;
આશરે રહી હરિ ભજે, ત્યાગે તે તન સુખ આશ. ૭
એવું કર્મ ન આચરે, જેણે જાતમાંથી જાય;
મુક્તાનંદ કહે જાતી શુદ્ધ તે, ધર્મ હેતુ કહેવાય. ૮

કડવું ૪૬ મું.

વણજ વેપાર કરે જે કર્મજી, ખેડ કે પર સેવાનો ધર્મજી;
તે સતિઓનો નિર્ણય સારજી, કહી સંભળાવુ શ્રુતિ અનુસારજી. ૧

ઉથલો.

કહી સંભળાવું ધર્મ તેહનો, જ્યારે કરે વ્યવહાર;
તે કાળે નરને અજ્ઞાથી, બોલે ન દોષ લગાર. ૨
એજ એની જીવિકા. તે, મૂકી નવ મૂકાય;
વિધવા નિજ ધર્મ જાળવી, કરે જાત જોગ ઉપાય. ૩
કુળને જોગ જે હોય તે, કરે ઉદ્યમ જીવ્યા કાજ;
તે પરવશ નિજ ધર્મ ખુવે, ન રહે તે સતીની લાજ. ૪
પુષ્પ ચંદન જે મળે તેણે, પૂજે પ્રભુ સુખ ધામ;
મન વિષે કાં મૂર્તિમાં, ધારે તે સુંદર શ્યામ. ૫
તે હરિને નિજ પતિ જાણે, સેવે કરી બહુ ભાવ;
અંતરમાં રાજી રહે, ત્યાગે કપટ છળ દાવ. ૬
પોતાની શક્તિ પ્રમાણે, જપે સદા હરિ નામ;
રાત દિન સર્વે કામ કરતાં, હરિ ભજે નિષ્કામ. ૭
અખંડ હરિનો આશરો, ધરે અખંડ હરિનું ધ્યાન;
મુક્તાનંદ કહે સૌ સતીને, એ છે ધર્મ સમાન. ૮

કડવું ૪૭ મું.

સુતક, રોગ, રજસ્વલા, થાયજી, ત્યારે તે હરિ મૂર્તિ ન પૂજાયજી;
માનસી પુજા કરે સતી સોયજી, હરિ મૂર્તિ પૂજે અન્ય કોયજી. ૧

ઉથલો.

હરિ મૂર્તિ અન્ય નાર પૂજે, એજ સતીની રીત;
છોગાળા રણછોડસું, રાખે તે પૂરણ પ્રીત. ૨
અવશ્ય કારજ ઘરતણું, કરીને તે વિધવા નાર;
હરિ ભક્તિ અહો નિશ કરે, ખાલી કાળ ન જાય લગાર. ૩
જતિ કે બ્રહ્મચારીતું, સતી વિધવા અન્ન ન ખાય;
આશ્રય રહિતનું પ્રાણુ જાતાં, સતીએ ન અન્ન જમાય. ૪
એકાદશી જન્માષ્ટમી, એ આદિ હરિ વ્રત જેહ;
સતી સદા એ વ્રત કરે, તેમાં પૂજે પ્રભુને તેહ. ૫
ધર્મવાળી પતિવ્રતા, સદા કરે વ્રત ઉપવાસ;
જોબનવાન જો હોય તો, કરે મહાવ્રતનો અભ્યાસ. ૬
ત્રિરાત્રી પંચ રાત્રીના, વળી પક્ષ વ્રત કરે ધીર;
માસ સુધીનાં વ્રત કરે, મન રાખે દ્દઢ ગંભીર. ૭
ચાંદ્રાયણ પરાક સુધી, વ્રત કરે અતી સોય;
મુક્તાનંદ કહે મહા સતી, કસર ન રાખે કોય. ૮

કડવું ૪૮ મું.

તપ્ત કૃચ્છ્ર કરે વિધવા જાણુજી, કૃચ્છ્ર વ્રત કરે જાણી પ્રમાણુજી;
જવ અન્ન ખાય કે, ફળનો આહારજી, શાક જમે કાં પય વ્રત સારજી. ૧

ઉથલો.

શાક જમે કાં પયોવ્રત ધારી, રાખે વિધવા પ્રાણ;
આવરદા પર્યંત એ વ્રત, રાખે પરમ સુજાણ. ૨
ઈશ્વરની ઇચ્છાએ કરી, જ્યારે છૂટે સતીનો દેહ;
ત્યારે એ પામે પરમ પદને, તેમાં નહિ સંદેહ. ૩
વૈશાખ કાર્તિક માઘમાં, અતિ રાખે અધિકાં નેમ
સ્નાન દાન ને તીરથ યાત્રા, વિષ્ણુ સમર્પણ તેમ. ૪
વૈશાખે જળ કુંભ આપે, કાર્તિકે ઘૃત દીપ,
માઘે અન્ન તલ દાન આપી, વસે તે પ્રભુને સમીપ. ૫
વૈશાખે જળ પર્વ કરાવી, ગળતી શિવને શીશ;
સતી એમ સાધન કરે, જેણે રીઝે શ્રીજગદીશ. ૬

છત્ર ચામર વસ્ત્ર સૂક્ષ્મ, ચંદન પુષ્પના હાર;
પાન બીડાં કપૂર સોતાં, જળનાં પાત્ર અપાર. ૭
પુષ્પ અહ રસ પાન વિધિ, રંભા ફળ ને દ્રાખ;
મુક્તાનંદ એ આપે દ્વિજને, હરી વરના અભિલાખ. ૮

## પદ ૧૨ મું–રાગ ગરબી.

સતી નારનું સાધન રે, કે હરી વરને ગમવા;
સતી દેહ દમે છે રે, કે રસિયા સંગ રમવા. ૧
ઉત્તમ સતી થાવા રે, કે તન સુખ આશ તજે;
સતી શ્વાસ ઉચ્છ્વાસે રે, કે નિજ પતિ કૃષ્ણ ભજે. ૨
તજી લોક લજ્જાને રે, કે મતવાલી ડોલે;
મુખથી હરિ વોણું રે, કે બીજું નવ બોલે. ૩
લગની દૃઢ લાગી રે, કે શ્યામળીયા સંગે;
સતી રસબસ થઇ છે રે, કે રસિયાને રંગે. ૪
જગ શિર પગ દઇને રે, કે જે હરીભજન કરે;
તે તો જૂઠા જગ કેરી રે, કે શંકા શીદ ધરે. ૫
રણછોડ છોગાળો રે, કે રહી શિર પર ધારી;
મુક્તાનંદ કહે જગમાં રે, કે ધન્ય ધન્ય તે નારી ૬

## કડવું ૪૯ મું.

તેક માસે સતિયો સુજાણજી, નિત્ય જવ અન્ન જમી ધારે પ્રાણજી;
એક અન્ન જમે એકવારજી, એમ સતિ ટાળે સર્વ વિકારજી. ૧

### ઉથલો.

વિકાર સર્વ એમ ટાળે વિધવા, ન જમે સૂરણું શાક;
વૃતાક ને સર્વ ફળી તજે, તજે જવ ને ઘઉંનો પાક. ૨
કાર્તિક માસે તેલ ત્યાગે, કાંસામાં નવ ખાય;
મધ મીઠાળું શાક ત્યાગી, ગોવિંદના ગુણ ગાય. ૩
સળું અન્ન સતિ નવ જમે, કાર્તિક માસે કોય;
નિયમને શિર દાન જે, વર્ણવી સુણાવું સોય. ૪
કાર્તિક માસે મૌન વ્રતનું, નિયમ રાખે જેહ;
સુંદર ઘટા દાન આપે, વ્રત સપૂરણ તેહ. ૫

કાર્તિક માસે પાંદડાંમાં, જમે જે ત્યાગી માન;
તે કાંસાનું પાત્ર ઘૃત ભરી, આપે દ્વિજને દાન. ૬
કેવળ ભૂમીપર સુવે તે, આપે શય્યા સાર;
ઓશીકું ઓછાડ સોતું, આપે સતી ઉદાર. ૭
જે જે રસ જે ફળ તજે તે, દાન કરે સતી નાર;
મુક્તાનંદ કહે દાન વ્રતમાં, ફેર ન રાખે લગાર. ૮

### કડવું ૫૦ મું.

જે જે અન્ન કરે સતી ત્યાગજી, તે તે દ્વિજને આપે બડ ભાગજી;
અથવા સર્વ અન્ન હાજર નોયજી, સાળનું દાન કરે સતી સોયજી. ૧

### ઉથલો.

દાન કરે સતી સાળનું, વળી આપે ધેનુ દાન;
કંચન ભૂષણ સહિત દ્વિજને, આપે કરી સન્માન. ૨
એકી કોરે દાન સર્વે, દીપ દાન એક કોર;
કાર્તિક માસે દીપ કરવો, સૌથી દાન સજોર. ૩
માઘ સ્નાન જે કરે વિધવા, તેનો કહું નિરધાર;
નહાય સૂરજ ઉગ્યા સમે, રાખે નિયમ બળ અનુસાર. ૪
સુંદર અન્ન રાંધી કરી, લાડુ સુંવાળી સેવ;
શાક કરી બહુ ભાવતાં, સતી જમાડે ભૂદેવ. ૫
સુતરફેણી વડાં સુંદર, ગુંજા ઘૃતરસ પૂર;
સુગંધી શાક રસ ભર્યાં, અતિ વાંસીયાં કપૂર. ૬
એવા પાક અનેક સુંદર, જોતાં સૌ દુઃખ જાય;
જતિ તપસ્વી ને સતી, એવું આપી રાજી થાય. ૭
સુકાઈ ધન ભાર આપે, શીત નિવારણ કાજ;
મુક્તાનંદ કહે સાધન કરી, રીઝવે વ્રજરાજ. ૮

### કડવું ૫૧ મું.

વિધવા ડગલીનું કરે દાનજી, જેથકી રીઝે શ્રીભગવાનજી;
આપે તળાઇ ઓશીસું સારજી, જેથી રીઝે હરી ભર્તારજી. ૧

### ઉથલો.

જેણે રીઝે શ્રીહરી, તેમ કરે તે વિધવા નાર;
કાર્તિક માસે દાનમાં, નવ રાખે ફેર લગાર. ૨

મછીંઠે રંગેલ જે, તે વસ્ત્ર આપે ધીર;
ગોદડાં રૂનાં ભર્યાં, સતી આપે ગુણ ગંભીર. ૩
લવિંગ સોપારી એલચી, વળી જાયફળ તંબોળ;
એ આપે સતી વિપ્રને, જેણે થાય મુખ રંગ ચોળ. ૪
કંબલ વિવિધ પ્રકારના, વળી વાયુ વિના ઘર જેહ;
રીઝવવા રણછોડને, વિપ્રને આપે તેહ. ૫
આપે કોમળ પગરખાં, વળી જાડી વાટના દીપ;
વિવિધ ભાતનાં ભોજન આપે, થાવા હરીને સમીપ. ૬
સુગંધી ચંદન સમર્પે, કર ધોવાને કાજ;
એમ સેવ સતી વિપ્રને, જેમ રીઝે શ્રીમહારાજ. ૭
કૃષ્ણ સ્વરૂપી કાંત મુજપર, રીઝજો કરી પ્યાર;
મુક્તાનંદ વિધવા સતી, એમ માગે વારમવાર. ૮

## કડવું ૫૨ મું.

એવી રીતે નિયમ અપારજી, વ્રત દાનાદિક વિવિધ પ્રકારજી;
વૈશાક કાર્તિક માધમા જેહજી, વિધવા નારી કરે સર્વે તેહજી. ૧

### ઉથલો.

વિધવા નારી વ્રત કરે, જેમ અંતર નિર્મળ થાય;
પુરુષોત્તમ સંગ પ્રીત તેમ તેમ, અધિક વધતી જાય. ૨
નિયમ વ્રત અપવાસ વીણી, જે કોઈ વિધવા હોય;
નિજ ધર્મથી ભ્રષ્ટ થઇ, ફરે ભૂડું મુખ લઈ સોય. ૩
કાર્તિક માસમા કૂતરી, વાંદરી સરખી ખ્વાર;
બારે મહિના કામ વશ થઈ, ફરે તે ઠારોઠાર. ૪
તે માટે વિધવા સતિને, સાંભળવા સદ્ ગ્રંથ;
ધર્મવાળા પુરુષથી, જાણવા પંથ કુપથ. ૫
ત્યા પણ વિધવા વૃંદમાં રહી, કર કથા રસ પાન;
પોતાનું વ્રત અચળ રાખે, ભજે શ્રીભગવાન. ૬
માંસ મદિરા ચોરી ત્યાગે, ત્યાગે પર નર સગ;
પોતાની ને પારકી, સૌ હિંસા ત્યાગે અભગ. ૭
શ્રીઉદ્ધવ સપ્રદાયમાં, સૌ વનિતાનો ધર્મ,
મુક્તાનદ એમ ધર્મ પાળે, નાસે કોટિક કર્મ. ૮

### પદ ૧૩ મું–રાગ સામેરી.

વિધવા સતિને રે, એમ હરી સેવવા રે, પ્રેમે કરી ધર્મ ઉદાર;
પ્રથમ કહ્યાં તે રે, નિયમ સંભારવાં રે, ભૂલ ન રાખવી એક લગાર. વિ૦ ૧
મન ક્રમ વચને રે, ધર્મ દ્દઢ રાખવો રે, નિંદવા યોગ કર્મ કરી ત્યાગ;
વિધવાના ધર્મ રે, કહ્યા આ ગ્રથમાં રે, તે સંગ રાખવો દ્દઢ અનુરાગ. વિ૦ ૨
વિધવાના ધર્મ રે, વિશેષે જે કહ્યા રે, તેમાં જે જે ચૂક અજાણે થાય;
તેનું પ્રાયશ્ચિત્ત રે, કરે સતિ પ્રેમસું રે, જેણે કરી દોષ સર્વે બળિ જાય વિ૦ ૩
મરેલ પતિને ભજે રે, પાળે ધર્મને રે, તે તો પતિ સોત પામે સતિ લોક;
વિષયતણું સુખ રે, પતિ સંગ ભોગવે રે, અંતે ત્યાંથી પડીને પામે શોક. વિ૦ ૪
પ્રગટ શ્રીવાસુદેવ રે, પતિને વરે રે, નિજ ધર્મ પાળે હરીગુણ ગાય;
મુક્તાનંદ કહે રે, વસે વૈકુંઠમાં રે, કમળા સમાન તે સતિ કહેવાય. વિ૦ ૫

### કડવું ૫૩ મું.

વળી કહું સતિનો ધર્મ વિશેષજી, નારી માત્રને હિત ઉપદેશજી;
નિત્ય હરી પૂજન કરવું તેહજી, નારી માત્રને જોગ છે જેહજી. ૧

### ઉથલો.

જોગ વિનતા માત્રને, પ્રભુ પૂજવા કરે પ્યાર;
તેનો વિધિ સંક્ષેપસુ, વર્ણવુ કરી નિરધાર. ૨
ઉજળે દાંતે સતી, નિત્ય સવારે ઉઠી નહાય;
ધોળું વસ્ત્ર પહેરે તન પર, શુદ્ધ અતિશે થાય. ૩
પછી એ સતિ કરી આચમન, ભેળો કરે સર્વ સાજ;
ઘાલે ઉજ્જવલ પાત્રમાં, નિર્મળ જળ હરિ કાજ. ૪
દેવને નવરાવવાનું, પાત્ર સુંદર જેહ;
આચમન કેરાં પાત્ર સોતું, શુદ્ધ કરી લે તેહ. ૫
સુંદર અક્ષત પુષ્પ ચંદન, ધૂપ દીપ નૈવેદ્ય;
દક્ષિણા મુખવાસ મોતી, આરતી બહુ ભેદ. ૬
એ સર્વ સામગ્રી લઈ, બેસે તે પ્રભુને પાસ;
આચમન કરી આસને બેસે, પૂજવા અવિનાશ. ૭
ધીરે તાળી ધુન્ય કરી, કરે ઘંટા શબ્દ પ્રકાશ;
મુક્તાનંદ કહે પતિવ્રતા, એમ જમાડે અવિનાશ. ૮

## કડવું ૫૪ મું.

ઊઠો ઊઠો ગોવિંદ ગરુડાધીશજી, કમલાપતિ ઊઠો જગદીશજી;
ત્રિભુવનમાં પ્રભુ કરો કલ્યાણજી, છોગાળા રણછોડ સુજાણજી. ૧

### ઉથલો.

છોગાળા રણછોડ એમ કહી, હરી પ્રતિમા શુભ જેહ;
ઉઢાડે વસ્ત્રે કરી, સતિ સંમાર્જન કરી તેહ. ૨
મૃદુ આસનપર મૂર્તિ સ્થાપે, તે કરી બહુ પ્યાર;
કાં તો સ્થાપે કરંડીયામાં, જેમ શોભે શણગાર. ૩
કાષ્ઠ કે પાષણની, ધાતુની મૂર્તિ હોય;
લખી કે ચદને લીંપી, હરી મૂર્તિ સત્ય સોય. ૪
વેળુની કે માનસી, વળી મણિમય મૂર્તિ સાર;
પ્રતિમા અષ્ટ પ્રકારની, નિગમે કરી નિરધાર. ૫
ઉત્તર કે પૂરવ મુખે, બેસે તે પ્રભૂને પાસ;
અચળ મૂર્તિ હોય તો પૂજે, સામી રહીને અવિનાશ. ૬
સ્વસ્તિક આસન વાળી બેસે, ધરે તે ઉર હરી ધ્યાન;
સિંહાસન પર કોટિ રવિ સમ, શોભે શ્રીભગવાન. ૭
ચતુર્ભુજ ઘનશ્યામ સુંદર, મૂર્તિમાન અભિરામ;
મુક્તાનંદ કહે કોટિ કંદર્પ, તુલ્ય શોભા ધામ. ૮

## કડવું ૫૫ મું.

આભ્રણ અનંત પહેરી શણગારજી, પિતાંબર ધારી સુકુમારજી;
ચમર લઇ કમળા પ્રભુ સાથજી, વામ ભાગે સેવે નિજ નાથજી. ૧

### ઉથલો.

વામ ભાગે રહી કરી, નિત્ય સેવે શ્રી નિજ શ્યામ;
ડાબે પડખે ધર્મ ઉજ્જ્વલ, સેવે હરી સુખ ધામ. ૨
ભક્તિ જમણી કોર રહીને, સેવે કરી બહુ પ્યાર;
દેવ ગણ બહુ સામગ્રી લઇ, પૂજે તે વારંવાર. ૩
છત્ર ચામર વીંઝણા લઇ, સેવે પાર્ષદ વૃંદ;
એવા શ્રીપતિ શ્યામને, સતિ ઉર ધારે જગવંદ. ૪
હૃદય કમલમાં એવી રીતે, ધરે તે સાધની ધ્યાન;
પ્રથમ પૂજા માનસી કરી, પૂજે તે શ્રીભગવાન. ૫

પ્રથમ પૂજી ધ્યાનમાં, શ્રીહરી મૂર્તિ જેહ;
આવાહન કરી પ્રતિમામાં, લાવે સાધવી તેહ. ૬
જે મળે તે સામગ્રી લઇ, હરી પૂજે કરી પ્યાર;
શ્રીકૃષ્ણાય નમઃ એમ કહીને, અર્પે સૌ ઉપચાર. ૭
સાલિગ્રામને પૂજવાનો, નીચને નહીં અધિકાર;
મુક્તાનંદ સર્વ નાર પૂજે, હરી પ્રતિમા ઉદાર. ૮

કડવું ૫૬ મું.

જે જળમાં નખ બોળે કોયજી, હરી પૂજાને યોગ્ય ન સોયજી;
આચમન કરતાં વધ્યું જળ જેહજી, પ્રભુ પૂજનને જોગ ન તેહજી. ૧

ઉથલો.

પ્રભૂ પૂજાને જોગ નહીં, જે પગે અડયું નીર;
શુદ્ધ જલ લઇને શ્રીહરીને, પૂજે પરમ સુધીર. ૨
ઘૃતતણો દીપક કરે, કાં તેલનો કરે દીપ;
હરિ પૂજ્યાંની સામગ્રી તે, રાખે સર્વ સમીપ. ૩
જો સામગ્રી ન હોય તો, કરે તે મંત્રોચ્ચાર;
પૂજા કરતાં બીજી સાથે, સતિ ન બોલે લગાર. ૪
પૂજા કરી રહે પતિવ્રતા, પછી મૂળમંત્રના જાપ;
પાંચસેં પૂરા કરે, જેણે ટળે સર્વ સંતાપ. ૫
પૂજા કેરી પદ્ધતિ, હવે સંક્ષેપે કહુ સોય;
તે રીતે પૂજા કરે, સંશય ન રહે કોય. ૬
આજ ઉત્તમ માસ છે તે, વિષ્ણુ કેરો માસ;
વાર ને નક્ષત્ર સર્વે, વિષ્ણુનાં જ પ્રકાશ. ૭
એવા અતિ શુભ યોગમા, કમલાપતિ કીરતાર;
મુક્તાનંદ એમ સતિ કહે, હરી પૂજીશ કરી બહુ પ્યાર. ૮

પદ ૧૪ મું—રાગ રામગ્રી.

સતિ પૂજે શુદ્ધ ભાવથી, શ્રીહરી નિજ સ્વામી;
તન સુખની આશા તજે, રહે અતિ નિષ્કામી. સતિ૦ ૧
વાસુદેવ જગવંદને, પૂજે પતિ જાણી;
જેમ હરી રીઝે તેમ કરે, સતિ પરમ શયાણી. સતિ૦ ૨

અનંત ભુવનના ઈશને, મૂર્ત્તિ મધ્ય ધારી;
મન ક્રમ વચને માનની, સૂવે સુકુમારી. સતિ૦ ૩
પ્રથમ સતિ સંકલ્પ કરે, પછી પૂજે મુરારી;
મુક્તાનંદ તે માનની, પ્રભુને બહુ પ્યારી. સતિ૦ ૪

## કડવું ૫૭ મું.

વરુણને નમુ એમ કરી ઉચ્ચારજી, ચંદન અક્ષત પુષ્પ અપારજી;
અર્પું છું એમ બોલે વાણુજી, કલશને પૂજે પરમ સુજાણુજી. ૧

### ઉથલો.

કલશને પૂજે ચદન અક્ષત, પુષ્પ અર્પે સાર;
ઘંટાને નમુ એમ સાધવી, કરે શબ્દ ઉચ્ચાર. ૨
ચદન અક્ષત પુષ્પ લઈને, ઘટા પૂજે સોય;
ઘંટા કેરું પુજન કરી, હરીધ્યાન તત્પર હોય. ૩
કોટી કોટી સૂરજ સરખા, સિહાસનપર જેહ;
શ્રીસહિત શ્રીકૃષ્ણનું, ધરે ધ્યાન ઉરમાં તેહ. ૪
શ્રીકૃષ્ણાય નમઃ એમ કહી, આવાહન શુભ રીત;
એ મંત્રે પૂજન કરે, ઉરમાં તે પૂરણ પ્રીત. ૫
શ્રીકૃષ્ણાય નમઃ એમ કહી, આસન આપ્યા કાજ;
અક્ષતને અર્પણ કરું છું, માનજો મહારાજ. ૬
શ્રી કૃષ્ણાય નમઃ એમ કહી, પાદ્યનું શુભ નીર;
ચર્ણમાં અર્પણ કરું છું, માનજો બળ વીર. ૭
શ્રીકૃષ્ણાય નમઃ એમ કહી, અર્ઘ્ય ઉદક લગાર;
મુક્તાનંદ કહે કર વિષે, હરીને સમર્પે નાર. ૮

## કડવું ૫૮ મું.

શ્રીકૃષ્ણાય નમઃ કહી મંત્રજી, આચમન અર્પું કરી શુભ તંત્રજી;
શ્રીકૃષ્ણાય નમઃ ઉચ્ચારજી, પંચામૃત અર્પું કરી પ્યારજી. ૧

### ઉથલો.

પ્યાર કરી પંચામૃત અર્પું, સ્નાન કરવા કાજ;
તે નહીં તો અક્ષત સમર્પું, હરી સેવાનો સાજ. ૨
શ્રીકૃષ્ણાય નમઃ એમ કહી, નહાવાનું જળ જેહ;
અર્પું છું આદર કરી, પ્રભુ ગ્રહણ કરજો તેહ. ૩

શ્રીકૃષ્ણાય નમઃ એમ કહી, વસ્ત્ર આભ્રણુ સાર;
તે નહિ તો અક્ષત સમર્પું, પ્રેમે વારમવાર. ૪
શ્રીકૃષ્ણાય નમઃ એમ કહી, અતિ સુગંધી કોય;
ચંદન અર્પું શ્રીહરી, પ્રભુ ગ્રહણ કરજો સોય. ૫
શ્રીકૃષ્ણાય નમઃ એમ કહી, તીલકનો શણગાર;
અક્ષતને અર્પણ કરું છું, પ્રભૂ લેજો કરી પ્યાર. ૬
શ્રીકૃષ્ણાય નમઃ એમ કહી, તોરા ગજરા હાર;
પુષ્પને અર્પણ કરું છું, પહેરો પ્રાણ આધાર. ૭
શ્રીકૃષ્ણાય નમઃ એમ કહી, કુંકમ અબિલ ગુલાલ;
મુક્તાનંદ કહે સતિ સમર્પે, લેજો દીન દયાળ. ૮

કડવું ૫૯ મું.

શ્રીકૃષ્ણાય નમઃ કહી વાણુજી, ધૂપ સમર્પું પરમ સુજાણજી;
શ્રીકૃષ્ણાય નમઃ કહી નેહજી, ઘૃતનો દીપ સમર્પું તેહજી. ૧

ઉથલો.

દીપ સમર્પું ઘૃતનો, વળી જે જે હાજર હોય;
દૂધ દહીં ઘૃત સાકર સાથે, થાળ સુંદર સોય. ૨
શ્રીકૃષ્ણાય નમઃ એમ કહી, ધરે તે સુંદર થાળ;
અર્પું છું નૈવેદ્ય સુંદર, જમજો જન પ્રતિપાળ. ૩
શ્રીકૃષ્ણાય નમઃ એમ કહી, ચળુ કરવા કાજ;
સુગંધી જળ સમર્પું છું, લેજો શ્રીમહારાજ. ૪
શ્રીકૃષ્ણાય નમઃ એમ કહી, કર ધોવાને જેહ;
સુગંધી ચંદન સમર્પું, ગ્રહણ કરજો તેહ. ૫
શ્રીકૃષ્ણાય નમઃ એમ કહી, નાગરવેલી પાન;
લવિંગ સોપારી એલચી, અર્પું શ્રીભગવાન. ૬
શ્રીકૃષ્ણાય નમઃ એમ કહી, સુંદર તેલ ફુલેલ;
સમર્પું છું પ્રેમથી, પ્રભુ ગ્રહજો શ્રીઅલબેલ. ૭
શ્રીકૃષ્ણાય નમઃ એમ કહી, ઋતુ કાળે થયાં સાર;
મુક્તાનંદ કહે માનની, ફળ સમર્પે કરી પ્યાર. ૮

કડવું ૬૦ મું.

શ્રીકૃષ્ણાય નમઃ ભણી મંત્રજી, જે હાજર તે થઈને સ્વતંત્રજી;
દક્ષિણા અર્પું છું સુખ ધામજી, ગ્રહણ કરો પિયુ સુંદર શ્યામજી. ૧

### ઉથલો.

ગૃહણ કરજો દક્ષિણા, હું સદા તમારી દાસ;
એમ કહી આરતી પ્રગટી, કરે તે અધિક પ્રકાશ. ૨
શરદ પૂનમ ચંદ્ર સરખું, શોભે મુખ અર્વિંદ;
ચંદન ચર્ચિ સ્યામ મૂર્ત્તિ, જોતાં થાય આનંદ. ૩
પુષ્પનાં આભ્રણ અંગોઅંગ, પેહેરી શોભે સ્યામ;
દિવ્ય આભ્રણ વસ્ત્ર ધારી, મૂર્ત્તિ મન અભિરામ. ૪
એવા નિજ પતિ કૃષ્ણની, કરે આરતિ કરી પ્યાર;
ધૂપ દીપ કપૂર બત્તી, વાજા વિવિધ પ્રકાર. ૫
શ્રીકૃષ્ણાય નમઃ એમ કહી, દીપ સમર્પું દેવ;
આરતી કરું પ્રેમશુ, પ્રભુ માની લેજો સેવ. ૬
શ્રીકૃષ્ણાય નમઃ એમ કહી, પરિક્રમા કરું નાથ;
માની લેજો શ્રીહરી, પ્રભુ સદા રહેજો સાથ. ૭
પ્રેમેસું પૂજા કરી, રહે કર જોડી આધીન;
મુક્તાનંદ કહે મહા સતી, કરે વિનતી થઇ દીન. ૮

### પદ ૧૫ મું–રાગ ગરબી.

રસીયા વર રણછોડ છોગાળા, સાંભળો વિનતી અમારી રે;
મર્માળા મુને જાણી પોતાની, હાથ ગ્રહો ગીરધારી રે. ૧
મનમોહન મેં મન ક્રમ વચને, તન મન તમને દીધુ રે;
સમજી વિચારી શ્યામળીઆ રે વહાલા, બીજું તે વિષ સમ કીધું રે. ૨
ચાત્રકના સરખી સુખકારી, ટેક ધરી તમ સંગે રે;
અવર પુરુષની આશ તજીને, રાચી તમારે રંગે રે. ૩
નાથ હું નહીં કોઇની આશિયાળી, તમ જેવા પતિ પામી રે;
છેલા તમારાં છોગલાં ઉપર, મોહી રહી બહુ નામી રે. ૪
ચરણકમલની સેવા દઇને, નાથ કરો નિજ દાસી રે;
રંગ ભીના મારે મંદિરીએ, અખંડ રહો અવિનાશી રે. ૫
કર જોડી મેં તો કીધી વિનતી, મન ધારો શ્રીમોરારી રે;
મુક્તાનંદના સ્યામ મનોહર, અમને છે આશા તમારી રે. ૬

### કડવું ૬૧ મું.

ગોવિંદ માધવ દીન દયાળજી, શ્રીપતિ દીનબંધુ પ્રતિપાળજી;
મન ને નયનના આનંદ ધામજી, દિવ્ય મૂર્ત્તિ પ્રભુ સુંદર સ્યામજી. ૧

### ઉથલો.

દિવ્ય મૂર્ત્તિ સ્યામ સુંદર, ઇંદ્ર નિલમણિ સ્યામ;
તે સરખી મૂર્ત્તિ મનોહર, અધિક શોભા ધામ. ૨
શ્રીરુકૂમિણી પતિ મુજને, જાણજો નિજ દાસ;
રક્ષણ કરજો શ્રીહરી, નિત્ય આપી નિકટ નિવાસ. ૩
કંસાદિક દુષ્ટના દમતલ, અખિલ જગના ઇશ;
કમળ શંખ ને ચક્રધારી, શોભો છો જગદીશ. ૪
પ્રણતપાલ દયાલ છો, વળી ગદાધર ગોવિંદ;
શ્રીદ્વારામતિ ઇંદ્ર છો, વળી પૂરણ કામ સ્વચ્છંદ. ૫
શ્રીરુકૂમિણીના રમણ અમને, પાળો પર્મ દયાળ;
અતિ સમર્થ આનંદ મૂર્ત્તિ, કાળના પણ કાળ. ૬
શરદ પૂનમ ચંદ્ર સરખુ, વદન પંકજ જેહ;
મંદ હાસ્ય સહિત શોભે, અતિ મનોહર તેહ. ૭
ભૂને ભાર સ્વરૂપ જે, નૃપસેનના હણનાર;
મુક્તાનંદના નાથ અમને, પાળો પ્રાણ આધાર. ૮

### કડવું ૬૨ મું.

આનંદ કંદ જદુનંદન ધીરજી, શેષના બંધુ પરમ ગંભીરજી;
પાળજો અમને પ્રાણ આધારજી, શ્રીરુકૂમિણી પતિ સુખદાતારજી. ૧

### ઉથલો.

શ્રીરુકૂમિણીના પતિ સુખદાતા, પ્રભુ પ્રદ્યુમ્નના તાત;
સભા સુધર્મા ઇદ્રની, તેમાં બેસતલ સાક્ષાત. ૨
સત્યભામા રીઝાવવા, પારિજાતક લાવણહાર;
સોળ હજારે સુંદરીના, એક તમે ભર્તાર. ૩
શ્રીરુકૂમિણી રમણ અમને, પાળો જન પ્રતિપાળ;
શરણાગત વત્સલ સદા, તમે કહાવો દીનદયાળ. ૪
પોતાના પાંડવ ગણી, તેનું તે કરવા હેત;
અર્જુનના થયા સારથી, હણ્યા કૌરવ કર્ણ સમેત. ૫
દ્રૌપદીનું જય વાંચ્છિત, કલ્પતરુ તે કાજ;
ગરુડધ્વજ સારંગપાણી, શ્રીરાજાધિરાજ. ૬

શ્રીરુક્મિણી રમણ અમને, પાળો ગુણ ભંડાર;
ઇંદ્રાદિકને વંદન કરવા, જોગ છો કીરતાર. ૭
ધર્મના મારગ તણી, તમે સેતુના રચનાર;
મુક્તાનંદના નાથ તારા, ગુણ અનંત અપાર. ૮

## કડવું ૬૩ મું.

રુડા દ્વિજને દઈ બહુ દાનજી, મગ્ન કરો છો કૃપાનિધાનજી;
હરે મુરારે શ્રીભગવાનજી, નારદાદિ મુનિ કરે ગુણ ગાનજી. ૧

### ઉથલો.

શ્રીનારદ આદે મુનિ, જેના તે ગુણ નિત્ય ગાય;
શ્રીરુક્મિણી વર અમારી, કરજો નાથ સહાય. ૨
કરુણાના સાગર સદા, વળી કરતલ ભવ જલ પાર;
પતિત પાવન નામ જેનું, મુક્તિના દાતાર. ૩
છો નર દેવ શિખામણી, વળી ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ;
શ્રીરુક્મિણી રમણ અમને, પાળો દીન દયાળ. ૪
સંસાર દુઃખથી ખેદ પામી, શરણ આવે જંત;
તેની રક્ષાને વિષે તમે, ઉદ્યમ યુક્ત અનંત. ૫
ઉદ્ધવને વિષે અર્પિયુ, તમે નિર્મળ જે નિજ જ્ઞાન;
અનંત જન ઉદ્ધારવા, કર્યા પરમારથ ભગવાન. ૬
નાનાવિધ અવતાર ધારી, પાળ્યા સાધુ લોક;
શ્રીરુક્મિણી રમણ અમને, કરજો સદા અશોક. ૭
મન ક્રમ વચને માહરું, હવે માન્યું તમસું મંન;
મુક્તાનંદના નાથ મારું, તમ અર્થે આ તંન. ૮

## કડવું ૬૪ મું.

મુજને ભય આ લોક પરલોકજી, તમે સમર્થ નિવારણ ભય શોકજી;
તે માટે પતિ શબ્દ છે જેહજી, તમમાં સાચો છે પ્રભુ તેહજી. ૧.

### ઉથલો.

સત્ય છે પતિ શબ્દ તમમાં, એમ જાણીને શ્યામ;
મેં તમને નિજપતિ કર્યા, સમજી સદા સુખ ધામ. ૨
તપ અર્ચન સાધન વડે, આરાધી તમને કોય;
તમ વિના અન્ય પતિ વરે, અતિ ભૂલી વનિતા સોય. ૩

તમારી માયા વિષે, અતિ મોહ પામી નાર;
ડર આલોક પરલોકમાં, ન ટળે તેણે એક લગાર. ૪
તે માટે મેં તપ વ્રતાદિક, ધર્મ પાળ્યા જેહ;
તે તમને રીઝાડવા, તેમાં તે નહીં સંદેહ. ૫
તે માટે તમે રાજી થઇને, મારો મનોરથ નાથ;
સંપૂરણ કરો શ્રીહરી, રાખો સદા નિજ સાથ. ૬
એમ પ્રાર્થના કરી નમે, પછી ઉર ધારે હરીરૂપ;
કરંડીયામાં મૂર્ત્તિ સુવાડે, નિત્ય નિત્ય પરમ અનૂપ. ૭
હરી પૂજા વિધિ મેં કહ્યો, સદ્દગ્રંથ કેરો સાર;
મુક્તાનંદ નિત્ય માનને, જેથી વધે પ્રભુ સંગ પ્યાર. ૮

પદ ૧૬ મું-રાગ ધોળ.

સતિ નાર અચળ ધર્મ પાળે રે, હરી વરવા,
બીજી ઉર થકી આશા ટાળે રે, હરી વરવા. ૧
સતિ ચાત્રક સરખી થાય રે, હરી વરવા;
તન જાતે ટેક ન જાય રે, હરી વરવા. ૨
મતી સુર સરખી સાચી રે, હરી વરવા;
કદી પાની તે ન ધરે પાછી રે, હરી વરવા. ૩
સતિ મતવાળી થઇ ડોલે રે, હરી વરવા;
મોળું વેણ મુખથી ન બોલે રે, હરી વરવા. ૪
સતિ લોક લજ્જા સર્વે ત્યાગે રે, હરી વરવા;
પ્રેમે પ્રભુ ચરણ અનુરાગે રે, હરી વરવા. ૫
મુક્તાનંદ કહે પતિવ્રતા નારી રે, હરી વરવા;
રાખે ઉરમાં અખંડ મોરારી રે, હરી વરવા. ૬

કડવું ૬૫ મું.

હવે કહું દોષ નિવારણ રીતજી, જે સુણી પાપી થાય પુનીતજી;
કહીએ અજાણે એકજ વારજી, ધર્મથી વનિતા ચૂકે લગારજી. ૧

ઉથલો.

ધર્મ ચૂકેલ માનની તે, જેણે કરી શુદ્ધ થાય;
પામે ફળ નિજ ધર્મનું તે, સુગમ કહું ઉપાય. ૨
વિધવા ગુંથે ચોટલો, વળી પલંગે સુવે કોય;
અર્ધી નિત્ય સંગથી, કરે એક ઉપોષણ સોય. ૩

તેમ બે ટાણું એક દિનમાં, જમે વિધવા જેહ;
નગ્ન નહાય અતિશે જમે, કરે એક ઉપોષણ તેહ. ૪
રોગ વિના તન તેલ ચોળે, જે દિન થાયે ક્રોધ;
એક કરી ઉપવાસ વિધવા, કરે તે પાતક શોધ. ૫
અતિ મીઠાં અન્ન મોદિક આદિ, જે વિધવા બહુ ખાય;
એક દિવસ ઉપવાસ કીધે, દોષ તેહનો જાય. ૬
તેજાનો તંબોલ માદક, ખાય વિધવા નાર;
એક દિવસ ઉપવાસ કીધે, ન રહે પાપ લગાર. ૭
કસુંબલ કે અતિ ઝીણું, વસ્ત્ર અધિક પ્રકાશ;
મુક્તાનંદ કહે માનનીને, પહેરે એક ઉપવાસ. ૮

કડવું ૬૬ મું.

ડગલી પેહેરે વિધવા જેહજી, એક દિવસ અન્ન ત્યાગે તેહજી;
નાતથી ન્યારાં વસ્ત્ર જે હોયજી, તે પેહેરે એક વ્રત કરે સોયજી. ૧

ઉથલો.

વ્રત કરે તે વસ્ત્ર પહેરી, જે હોય વિધવા નાર;
જે પેહેરે ન જણાય તેહનો, દેશાચાર લગાર. ૨
દાંતને કે પગને રંગે, સેંથે ભરે સિંદૂર;
કુંકુમનો કરે ચાંદલો, તેને એક ઉપવાસ જરૂર. ૩
ચંદન અંજન પુષ્પમાળા, પેહેરે વિધવા જેહ;
ચૂડો પહેરે હાથમાં, કરે એક ઉપોષણ તેહ. ૪
કુંકુમ કેરી પીળ ભાલે, કરે જે વિધવા કોય;
એક દિવસ ઉપવાસ કીધે, છૂટે પાતક સોય. ૫
હરિપ્રસાદિ ચંદન લઇને, સતિ કરે નિજ ભાલ;
તો પણ એક ઉપવાસ કીધે, વાધે હરી સગ વહાલ. ૬
તેમ પ્રસાદિ હાર હરીના, ઉર ધારે કરી પ્યાર;
તે વિધવા એક વ્રત કરે તો, રીઝે હરી ભરથાર. ૭
ધાતુ સોતું વસ્ત્ર પેહેરે, કીધે તન શણગાર;
મુક્તાનંદ કહે તે સતિ શીર, એક ઉપવાસ પ્રહાર. ૮

કડવું ૬૭ મું.

ધાતુતણાં આભૂષણ જેહજી, વિધવા નારી પેહેરે તેહજી;
જે વિધવા કરે સુવાસણ વેશજી, લાજ મર્યાદ ન રાખે લેશજી. ૧

ઉથલો.

લાજ મર્યાદા જે તજે, વળી કરાવે ઉપહાસ;
તે સૌ વિધવા માત્રને, શિર એક એક ઉપવાસ. ૨
સંન્યાસણુનો વેશ ધારે, નાચણુનો કરે વેશ;
તે વિધવા એક દિવસ ત્યાગે, અન્નતણો લવલેશ. ૩
પુરુષ કેરો વેષ ધારે, જે વિધવા તજી લાજ;
એક દિવસ તે અન્ન તજે, મહા દોષ મટવા કાજ. ૪
કેશ ઉખાડે ભાલના, વળી ભમે ઘર ઘર જેહ;
પર ઘેર જઈ બેસી રહે, કરે એક ઉપોષણ તેહ. ૫
સાસરિયાં સમ પિયરીયાંસું, સતિ કરે ઉપહાસ;
તે વિધવા શુદ્ધ થાય ત્યારે, કે કરે એક ઉપવાસ. ૬
બાપને ખોળે ચઢી, જે બેસે વિધવા નાર;
એક દિવસ ઉપવાસ કીધે, ન રહે દોષ લગાર. ૭
નર નારી સંજોગની કરે, માતા આગળ વાત;
મુક્તાનંદ કહે એક ઉપોષણ, કીધે શુદ્ધ સાક્ષાત. ૮

કડવું ૬૮ મું.

નર નારી સંજોગની વાતજી, વિધવા સુણે કહે સાક્ષાતજી;
એક દિવસ એ કરે ઉપવાસજી, તો એ પાતકનો થાય નાશજી. ૧

ઉથલો.

તો એ પાતક નાશ થાયે, અન્ન ત્યાગે દિન એક;
વિધવા થઈ ગાળો દીયે, તેનો પણ એજ વિવેક. ૨
જે વિધવા હોળી રમે, વળી જૂઠું બોલે કોય;
એક દિવસ અપવાસ કીધે, પાતક છૂટે સોય. ૩
જે વિધવા થઇ કલંક કૂડું, ધરે કોઈને શીશ;
એક દિવસ ઉપવાસ કીધે, રીઝે શ્રીજગદીશ. ૪
સાસરિયાં સંગ લાજ ત્યાગી, બોલે વિધવા જેહ;
એક દિવસ ઉપવાસ કીધે, છુટે પાતક તેહ. ૫
મહા પાપી કોય કામની સંગ, વિધવા રાખે પ્યાર;
એક દિવસ ઉપવાસ કીધે, છૂટે પાપ અપાર. ૬

પાખંડી કે યવન નારી, તે સંગ બાંધે હેત;
તે વિધવા એક દિવસ અન્નને, ત્યાગે સંગ સમેત. ૭
જંત્ર મંત્રની જાણનારી, તે સંગ પ્રીતી થાય;
મુક્તાનંદ કહે તે સતિ પણ, એક દિન અન્ન ન ખાય. ૮

## પદ ૧૭ મું–રાગ ધોળ.

શ્યામળીયાને ગમવા ઇચ્છે સુંદરી, તે ત્યાગે સૌ પાપીણીનો સંગ જો;
નિયમ, ધર્મનો નાશ કરાવે પાપીઓ, પાપી સંગે થાય ભજનમાં ભંગ જો. શ્યા૦ ૧
નહીં પ્રતીતી જેને હરી અવતારમાં, લાજ રહિત વળી ઓસડની કરનાર જો;
એવા સંગથી એક દીન અન્ન ત્યાગવું, એ વિધવાનો ધર્મ સનાતન સાર જો. શ્યા૦ ૨
ગર્ભતણી ધાતક કે ધૂતી નારની, એક દિવસ સંગત ભૂલે થાય જો;
તો એ મહાપાતક ટળવાને કારણે, વિધવા નારી એક દિન અન્ન ન ખાય જો. શ્યા૦
પાપી નરના ઘરમાં નારી પતિવ્રતા, વિધવા તેને જોવા જાય લગાર જો;
મુક્તાનંદ તે એક દિવસ અન્નને તજે, એ વિધવા સતિયોનો શુભ આચાર જો. શ્યા૦ ૪

## કડવું ૬૯ મું.

નીચા કુળની નારી હોયજી, તેને ઘેર સતી જાય જો કોયજી;
તે વિધવા કરે એક ઉપવાસજી, ત્યારે એ પાતક પામે નાશજી. ૧

## ઉથલો.

પાતક તેનાં નાશ પામે, જો નૃત્ય ગીત જોવાય;
તો વિધવા હરી ધ્યાન ધારી, એક દિન અન્ન ન ખાય. ૨
ઉત્સવ કે વિવાહમાં જઇ, જુવે નર શુભ વેશ;
તે વિધવા એક દિવસ રજની, ન જમે અન્ન લવલેશ. ૩
પુરુષ બહુ પોતાની મેળે, જે સ્થલ રમતા હોય;
તે વિધવા જુએ એકલી, કરે એક ઉપોષણ સોય. ૪
સથવારો જોવા સતિ, કયાંય એકલી જો જાય;
તે વિધવાને દોષ ટળવા, એક ઉપોષણ થાય. ૫
પુરુષના ગુણ રૂપને, કહેવાય કે સંભળાય;
તે વિધવા એક વ્રત કરે તો, પાપથકી મૂકાય. ૬
અજાણે કોઈ પુરુષને, જો અડે વિધવા નાર;
એક દિવસ ઉપવાસ કીધે, ન રહે દોષ લગાર. ૭

નર સંબંધી ઘાટ ભૂંડો, જો મનમાંહી જણાય;
મુક્તાનંદ અન્ન તજી એક દિન, ગોવિંદના ગુણ ગાય. ૮

## કડવું ૭૦ મું.

પુરુષનું વસ્ત્ર ધોયા વિણ હોયજી, તેને વિધવા પરસે કોયજી,
જો નર સંગ ભાવણ થઈ જાયજી, વિધવા એક દીન અન્ન ન ખાયજી. ૧

### ઉથલો.

વિધવા એક દિન અન્ન તજે, જો નરનું ચિત્ર લખાય;
તેમ નર નારી વિહાર સોતું, ચિત્રામણ પરસાય. ૨
નર સાથે વાહલપ કરે, કોઇ કારજ અર્થે જેહ;
એક દિવસ ઉપવાસ કીધે, પાપ છૂટે તેહ. ૩
પશુ પંખીનિ આદ્ય જે કોઇ, મૈથુન કરતાં હોય;
મન વશ થઇ જોવાય તો તજે, એક દિન અન્ન સોય. ૪
ગુહ્ય અંગ જે નરતણું, તે વિધવાને દેખાય;
એક દિવસ તે અન્ન ત્યાગે, ત્યારે સતિ શુદ્ધ થાય. ૫
કર નયન ચાળા કરી, જે કરે નરને બોધ;
એક દિવસ ઉપવાસ કીધે, થાય મનનો શોધ. ૬
પુરુષની દૃષ્ટિ સંગાથે, દગ જોડે કરી નેહ;
એક દિવસ ઉપવાસ કીધે, દોષ નિવારણ એહ. ૭
પાંચ હાથથી ઢુકડું જો, નરની પાસ ચલાય;
મુક્તાનંદ કહે અન્ન એક દહાડો, ત્યાગી હરી ગુણ ગાય. ૮

## કડવું ૭૧ મું.

પુરુષ મળ મૂત્ર કરે જે ઠારજી, તે સ્થળે તેજ ક્રિયા કરે નારજી;
તે વિધવા કરે એક ઉપવાસજી, ત્યારે એ પાંતક પામે નાશજી. ૧

### ઉથલો.

પાતક સર્વે નાશ પામે, પાળે નિજ ધર્મ સાર;
ઇચ્છે હરી પદ પામવા, સતિ રાખે એજ વિચાર. ૨
ઉપર ભોંય કે હેઠ ભોંયમાં, જ્યાં નર સૂતો હોય;
તે ઘરમાં સતિ એકલી, રજનીમાં સૂતી કોય. ૩
પ્રભાતે ઉઠી નાહીને, જે કરે એક ઉપવાસ;
તે વિધવાનું પાતક હોય તે, પામે સર્વે નાશ. ૪

નર સભાને દેખતાં, ઉર ઉદર સાથળ જેહ;
દેખાડે વિધવા થઈ, કરે એક ઉપોષણ તેહ. ૫
નર સભાને દેખતાં ધસે, અંગ વારમવાર,
તે વિધવા અન્ન તજે એક દિન, સેવે હરી ભરથાર. ૬
સાસરિયાં ને પિયરીયાંથી, ગુપ્ત કરે વ્યવહાર
નારી દ્વારે પુરુષ સાથે, રાખે મિત્રાચાર. ૭
તે સતિ એક દિન અન્ન તજીને, રહે નિરંતર નામ;
મુક્તાનંદ તે માનનીનું, મન થાયે નિષ્કામ. ૮

કડવું ૭૨ મું.

દર્પણમાં મુખ નીરખે જેહજી, એક ઉપવાસ કરે સતિ તેહજી;
નિજ બંધુ ભર યૌવન થાયજી, તે સગ વિધવા મારગ જાયજી. ૧

ઉથલો.

તે સંગે જાય મારગે, કાં બેસે જઇ એકાંત;
એક કરે ઉપવાસ ત્યારે, પાતક પામે શાંત. ૨
માનસી કે બહારની, પૂજા જ્યારે ન થાય;
કાં નિત્યનો જપ ન થાય ત્યારે, એક દિન અન્ન ન ખાય. ૩
અવસ્ય ઘરનાં કામ વિણો, હરી ભક્તિ વિણુ કોય;
વૃથા કાળ જો જાય તો, કરે એક ઉપોષણ સોય. ૪
પુરુષ પેસે બારણામાં, તુરત વળે ધરી ત્રાસ;
ત્યાં હોય વિધવા એકલી, તો કરે એક ઉપવાસ. ૫
જ્યાં હોય વિધવા એકલી, ત્યાં નર કોઇ આવી જાય;
કાઢે અતિ અપમાન કરી, નહિ તો એક દિન અન્ન ન ખાય. ૬
તે નરને જો ન કાઢે ને, વિધવા રહે તે ઠામ;
ચાર દિવસ ઉપવાસ કીધે, તે સતી થાય અકામ. ૭
સ્વપ્નામાં નર સંગ કીધે, અન્ન ત્યાગે દિન એક;
મુક્તાનંદ કહે તે માનનિને, ઉપજે પરમ વિવેક. ૮

પદ ૧૮ મું–રાગ ધોળ.

વિધવા સતિ અખંડ ધર્મ પાળે, તે તો તન સુખ લાલચ ટાળે;
ધારે ઉરમાં અખંડ હરીરૂપ, સતિ જાણે શ્રીહરીને અનૂપ. ૧

સતિ સમજી થઇ તેની દાસી, ધાર્યો શીર ધણી અવિનાશી;
નિયમ દાન ને વ્રત કરે જેહ, પ્રેમે હરિને સમર્પે છે તેહ. ૨
કર્યું તન મન ધન હરી કાજ, પ્રભુ કાજ તજી કુળ લાજ;
કરે સાધન સમજી વિચારી, મુક્તાનંદ જેમ રીઝે મોરારી. ૩

કડવું ૭૩ મું.

સ્વપ્ને સમ્બન્ધિનો સંગ થાયજી, પાદકૃચ્છ્ર વ્રત કરે અઘ જાયજી;
નિજ ધન ખરચી વિધવા જેહજી, જીવ્યા કાજ ઉદ્યમ કરે તેહજી. ૧

ઉથલો.

જીવ્યા સારુ જે સતિ, પર સેવા કરવા જાય;
કાસિક્ષાવ્રત આચરે, કરી ચાંદ્રાયણે શુદ્ધ થાય. ૨
એડ · કે વેપારને, ઉદ્યમે જીવે કોય;
પુરુષનો સ્પર્શ થાય તોપણ, સ્નાન કરે શુદ્ધ સોય. ૩
વેપારણ કે ખેતી કરતલ, બોલે પર નર સંગ;
પાંચસેં જપી નામ પ્રભુનાં, થાય નિરમળ અંગ. ૪
કાષ્ઠ તૃણ કે મૃત્તિકા, વળી છાણ ઉપાડે જેહ;
અવશ્ય કામે અડે નરને, સ્નાન થકી શુદ્ધ તેહ. ૫
પોતાના સંબંધી નરને, કામ થકી જોવાય;
કામથકી બોલાય તોપણ, બમણું પાપ ગણાય. ૬
બમણા કરી ઉપવાસ વિધવા, ટાળે અતિશે પાપ;
તે વિનતાનાં મન વિષે, નવ રહે કોય સંતાપ. ૭
અધર્મમાં મન જાય ત્યારે, ન ગણે દોષ લગાર;
મુક્તાનંદ કહે મન જીતે તે, સતિ સાધવી નાર. ૮

કડવું ૭૪ મું.

એક પતિવ્રત રાખે જેહજી, નારી સુવલ કે ત્યાગી તેહજી;
પર પ્રિય સંગ ન ઇચ્છે કોયજી, વિશ્વાસી શરણાગત હોયજી. ૧

ઉથલો.

શરણાગત પર્યંત નર જે, ૭ પ્રકારના જોય;
જે નારી તે સંગ ચૂકે, મહા પાપી સમ સોય. ૨
તેમાં એક એક પુરુષનો સંગ, કીધો હોય એક વાર;

તેને પાપ ટળ્યાતણો હવે, કરી આપું નિરધાર. ૩
એક વર્ષ એકાંતરે દિન, મોળો સાથુ જેહ;
પ્રેમ સહિત પીતી રહે, મહા પાતક છૂટે તેહ. ૪
ધારણાં પારણાં નામે, વ્રતોની કરનાર;
અસમર્થ જો હોય નારી, તેનો કહું વિચાર. ૫
પારણાંને દિવસ રાંધેલ, મીઠાળું જે અન્ન;
એક વખત ભોજન કરીને, કરવું હરીભજન. ૬
તેથી કાયર અધિક હોય તો, બે અન્ન લવણ સમેત;
એક વખત રાંધી જમે, રાખે તે હરી સંગ હેત. ૭
ધારણાને દિવસ નારી, ત્યાગે અન્નની આશ;
મુક્તાનંદ હરી ભજન કરતાં, જગ પીએ કાં છાશ. ૮

### કડવું ૭૫ મું.

વર્ષ દિવસનું વ્રત કરનારજી, જો અંગ રોગી થાય અપારજી;
તોએ રોગ ટળ્યા પછી નારજી, વ્રત કરે પૂરું ન તજે લગારજી. ૧

### ઉથલો.

વ્રત લગારે નવ તજે, કરે વરસ દિન લગી જેહ;
તે વીનતા સર્વ પાપે છૂટે, તેમાં નહીં સંદેહ. ૨
એક વર્ષનું વ્રત કરતાં, કાયર વિનતા કોય;
પોણા વર્ષનું વ્રત કરે, પણ પ્રભુ પદ પામે સોય. ૩
અતિ અસમર્થ હોય નારી, વ્રત કરે ખટ માસ;
તે પણ પામે પરમ પદને, પાતક થાયે નાશ. ૪
તે થકી પણ અધિક કાયર, જો કોય વિનતા થાય;
ત્રણ મહિના એ વ્રત કરે તો, પાપ થકી મૂકાય. ૫
તે સાધન વર્ણવી કહ્યાં, જે સૌને પાપ જણાય;
ગોપ્ય રહે તે પાપ ટળવા, ભાખું સુગમ ઉપાય. ૬
શ્રીહરિની મૂર્ત્તિ આગળ, મટકું જીતી નાર;
દ્રઢ આસન બેસી રહે, નવ હાલે દેહ લગાર. ૭
મુનિવ્રત લઇ મંત્ર જપવા, દિન દિન પાંચ હજાર;
મુક્તાનંદ કહે મંત્ર કેરા, અક્ષર પૂરા ચાર. ૮

## કડવું ૭૯ મું.

જ્યારે એ મંત્ર જપી રહે સારજી, ત્યારે જમે ભોજન એક વારજી;
૭ મહિના એમ જપ કરે સોયજી, તેને પાતક ન રહે કોયજી. ૧

### ઉથલો.

પાતક ન રહે કોય તેને, સાધન કરી શુદ્ધ થાય,
ગોપ્ય પ્રગટ સૌ પાપ નાસે, પ્રેમે હરી ગુણ ગાય. ૨
પ્રથમ કહ્યા ૭ ભાતના નર, તે સગ ભ્રષ્ટ થવાય,
તે પાતક છૂટ્યા તણા, મેં, વર્ણવ્યા સર્વ ઉપાય. ૩
તે વિના અન્ય પુરુષ સાથ, ભૂલ પડે એક વાર;
કહ્યાં તેથી અર્દ્ધવ્રત કરી, ભવ જલથી ઉતરે પાર. ૪
અજાણે મદ્ય પાન થાયે, તેમ જ માંસ ખવાય,
એક ચાંદ્રાયણ વ્રત કરે, ત્યારે પાપ થકી મૂકાય. ૫
સુવર્ણની ચોરી કરે, સોળ માસા સમ કોય,
એક ચાંદ્રાયણ વ્રત કીધે, પાતક છૂટે સોય. ૬
સાધન પાપ ટળ્યા તણા, આ ગ્રંથમાં કીધા તેહ;
ધર્મ શાસ્ત્ર મુનિવરે, અતિશે કહ્યા છે જેહ. ૭
કળિ વિષે એ મોટાં સાધન, કરતા પામે ત્રાસ;
મુક્તાનંદ કહે સુગમ રીતે, વર્ણવ્યા જપ ઉપવાસ. ૮

## પદ ૧૯ મું—રાગ સિંધુ.

સાચી સતિયો તણી રીત મહા અટપટી, તન ધન જાતે ન ધર્મ ત્યાગે,
પોતાનો પુરુષ શ્રીકૃષ્ણ કરુણા નિધિ, તે સંગ પ્રીત અતિશે જ લાગે. સા૦ ૧
જલ વિના મીન જીવે નહીં બારણે, દૂધ ઘૃતમાંહી જો ધરે તેહને,
તેમ સતિયોતણું મન નવ ગમે, પ્રાણજીવન પિયુ કૃષ્ણ જેને. સા૦ ૨
ડગમગ મન કરી ધર્મમાંથી પડે, સાધન કરી ફરી શુદ્ધ થાય,
પતિત પાવન પ્રભુ જાણી વળગી રહે, તે પણ ભવ જલ પાર જાય. સા૦ ૩
ઉત્તમ પતિવ્રતા એને ગણવી નહીં, અતિશે કનિષ્ઠ તુચ્છ નારી;
આઠ પ્રકાર કરી અન્ય નરને તજે, પતિવ્રતા તે જ પ્રભુને મહા પ્યારી સા૦ ૪
સુરજ તુલ્ય નિષ્કલંક સાચી સતિ, પોતાને તેજે ત્રિલોક પાળે,
મુક્તાનંદ તે સતિતણી ચરણ રજ, શીષ ધારે તેનાં કર્મ બાળે. સા૦ ૫

## કડવું ૭૭ મું.

શાક મૂળ ફળ દળ કહેવાયજી, રાંધેલ અન્ન એક દિન લગી થાયજી;
તેમ દહિં દૂધ જો ચોરી ખવાયજી, તે સતિ એક દિન અન્ન ન ખાયજી. ૧

### ઉથલો.

એક દિવસ તે અન્ન તજે, જેને ચોર્યાનો અભ્યાસ;
ખર્યું અન્ન કેદી ચોરે તો, બે દહાડા ઉપવાસ. ૨
એવી રીતે અન્ય ઠેકાણે, જાણી લેવી રીત;
ઘટતું હોય તેમ દોષ નિવારણ, કીધે થાય પુનીત. ૩
ચાંચડ માંકડ લીંખ જૂ, એવા જંતુ મારે જેહ;
અજ્ઞાની એ વિનતા, કરે એક ઉપોષણ તેહ. ૪
મૂષકાદિ મારે વનિતા, અજ્ઞાને કરી કોય;
બે દિન સૂધી અન્ન તજે, હરિ ભજન કરતી સોય. ૫
અધિક મોટા જીવનું, જાણવું મોટું પાપ;
દેશ કાળ જોઇ સાધન કીધે, નાસે સર્વ સંતાપ. ૬
આત્મ હત્યાની કરનારી, જમના ધોકા ખાય;
સાપણ કે ચૂડેલ જેવી, ચોરાશીમાં થાય. ૭
તામસ યોની વિષે તે, તન ધરે બહુ વાર;
મુક્તાનંદ કહે આત્મઘાતી, પામે કષ્ટ અપાર. ૮

## કડવું ૭૮ મું.

એકાદશી ચોવિશે જેહજી, હરીના જન્મ દિવસ સર્વ તેહજી;
આપત્કાલ ન આવ્યો હોયજી, વિધવા હરી વ્રત ત્યાગે કોયજી. ૧

### ઉથલો.

વિધવા નારી વ્રતને દિન, તૃષ્ણા કરી અન્ન ખાય;
ચાંદ્રાયણ એક વરત કરે તો, પાપ થકી મૂકાય. ૨
જતિ કાં બ્રહ્મચારીનું, જો અન્ન જમે એક વાર;
તે વિધવા એક ચાંદ્રાયણ કરી, ટાળે પાતક ભાર. ૩
તેમ જ આશ્રમ રહિત નરનું, ભૂલે અન્ન ખવાય;
એક ચાંદ્રાયણ વ્રત કરે તો, વિધવા અતિ શુદ્ધ થાય. ૪
જાત થકી કરે ભ્રષ્ટ એનું, કર્મ કરે સતિ જેહ;
એક ચાંદ્રાયણ વ્રત કરે, હરી ભજન કરતી તેહ. ૫

અજ્ઞાને એક વાર જે જે, વ્રતનો ભંગ થઈ જાય;
આ ગ્રંથે જે જે કહ્યા છે, કરવા તેજ ઉપાય. ૬
દોષ ટળ્યાના વ્રતને દિન, અહર્નિશ લે હરી નામ;
તો સંપૂરણ ફળ મળે, સતિ થાય અતિ નિષ્કામ. ૭
શ્રીહરીના નામકેરું, માહાત્મ્ય અનંત અપાર;
મુક્તાનંદ હરી ભજન કરતાં, પતિત પામે પાર. ૮

કડવું ૭૯ મું.

પ્રાયશ્ચિત્તનું વ્રત કરતી હોયજી, ચાર દિવસનું વ્રત હોય સોયજી;
એકાદશી આદિ વરત જેહજી, ચાર દિન મધ્ય આવે તેહજી. ૧

ઉથલો.

ચાર દિવસ મધ્ય વ્રત આવે, તે ન ગણે સતિ નાર;
પાંચ કરે ઉપવાસ પૂરા, ન તજે એક લગાર. ૨
એવી રીતે જે જે વ્રતમાં, આવે મધ્ય ઉપવાસ;
તે વ્રત ભેળો નવ ગણે, તો અતિ રીઝે અવિનાશ. ૩
પ્રાયશ્ચિત્તના ઉપવાસ કરતાં, નિરીચ્છા સેવી ન જેહ;
ફળ ફૂલાદિક સતિ વિધવા, કાંઈ ન ખાયે તેહ. ૪
જે વ્રત ભંગે પ્રાયશ્ચિત્ત કરશે, તે પણ સતિ કહેવાય;
શ્રીસરખી વૈકુંઠમાં જઈ, અતિશે સુખણી થાય. ૫
પોતે પ્રાયશ્ચિત્ત નવ કરે, વળી અન્ય કોય કરતી હોય;
તેને પણ વારુ કહે, મહાકષ્ટ પામે સોય. ૬
ઈશ્વરની આજ્ઞા પ્રમાણે, તે એને ધર્મ રાય;
નાખે અતિશે નર્કમાં, જેમ પાપ છૂટી જાય. ૭
જમ કરમાં મુદ્ગર લઈને, મારે કરી બહુ રીસ;
મુક્તાનંદ તે નારીઓ ત્યાં, પાડે અતિશે ચીસ. ૮

કડવું ૮૦ મું.

જમપુરનાં દુઃખ અતિશે જેહજી, ત્રાહિ ત્રાહિ કરી ભુકતે તેહજી;
જમ પુર કષ્ટ સહી અઘ જાયજી, તે સુદરીઓ અતિ શુદ્ધ થાયજી. ૧

ઉથલો.

શુદ્ધ થયા પછી સુંદરી, લઈ અર્ક સમ વૈમાન;
આવે પ્રભુના પાર્ષદ તે, કરશે બહુ સન્માન. ૨

વૈમાને બેસાડી બેઉને, વૈકુંઠ પુર લઈ જાય;
શ્રીહરીના ધામમાં તે, અતિશે સુખણી થાય. ૩
પ્રથમ કીધી ભક્તિ તેણે, પ્રભુ સંગ રાખી પ્રીત;
તે ભક્તિના દળ વડે, થાશે અંતે પરમ પુનીત. ૪
કમળાનું દાસીપણું તે, પામશે બેઉ નાર;
સુરવાંચ્છિત હરી ધામમાં રહે, જ્યાં નહીં કષ્ટ લગાર. ૫
વિષ્ણુ ભક્તિ રહિત વનિતા, દઢ પાળે નિજ ધર્મ;
વ્રત ભંગે પ્રાયશ્ચિત્ત કરે, તેહનો બતાવું મર્મ. ૬
તનને ત્યાગી તે સતી, પછી પામે સતિનું લોક;
પર્મ પદ પામ્યા વિના, ન ટળે તે અંતર શોક. ૭
પુરુષ તેનો રુદ્રગણ થઇ, તે સંગ કરે વિહાર;
મુક્તાનંદ હરિ ભક્તિ વોણો, નાવે દુઃખનો પાર. ૮

### પદ ૨૦ મું—રાગ ગરબી.

જે હરી સેવે તેજ સતી, તેજ સતિ વરિ કૃષ્ણ પતિ. જે હરી૦ ૧
પુરુષોત્તમ સંગ જીવ જડાણો, તે વિનતા અતિ ભાગ્યવતિ. જે હરી૦ ૨
પતિવ્રતા નારીને પ્રિત પિયુસંગ, તેની ન ડગમગ થાય મતિ. જે હરી૦ ૩
ધર્મ ધુરંધર થઇ પ્રભુ પૂજે, તે સતિ પામે પરમ ગતિ. જે હરી૦ ૪
મુક્તાનંદનો નાથ ભજ્યા વિન, એક રતિ વિના એક રતિ. જે હરી૦ ૫

### કડવું ૮૧ મું.

જે હરિભક્તિ રહિત સતિ નારજી, પ્રાયશ્ચિત્તનાં વ્રત ન કરે લગારજી;
તે મરી જમપુરે નર્કમાં જાયજી, તીવ્ર વેદના અતિ દુઃખ થાયજી. ૧

### ઉથલો.

દુઃખ સહે જમ જાતનાનું, તેણે કરી શુદ્ધ થાય;
પ્રથમનાં સુકૃત વડે તે, સતિ લોકમાં જાય. ૨
પતિ તેહનો રુદ્રનો ગણ, થાય પિશાચ સમાન;
એ કેવળ સતિ ધર્મનું ફળ, જે ન ભજે ભગવાન. ૩
એ રીતે વિધવાતણા, મેં વર્ણવ્યા ધર્મ ઉદાર;
દોષ નિવારણ સહિત નિર્મળ, મોક્ષ ફળ દાતાર. ૪
સુવાસણ વિધવા સતી જ્યારે, સ્ત્રી ધર્મમાં હોય;
ત્રણ રાત્રી લગણ નર નારીનો, સ્પર્શ ન કરે સોય. ૫

ઇંદ્રે બ્રહ્મહત્યા તણો, વળી ભાગ ચોથો જેહ;
કીધો છે વિનતાઓને, એક મહિને પ્રગટે તેહ. ૬
માસે માસે બ્રહ્મહત્યા, રુધિર રૂપ જણાય;
પ્રથમને દિને મલિન નારી, ચાંડાલણી કહેવાય. ૭
બીજે દિન બ્રહ્મઘાતિની, દિન ત્રીજે ધોબણ રૂપ;
મુક્તાનંદ તે માનની, દિન ચોથે શુદ્ધ સ્વરૂપ. ૮

કડવું ૮૨ મું.

દેવ પિત્રીના કર્મમાં એહજી, જોગ થાય દિન પાંચમે એહજી;
કરે ઉપવાસ જો આપત હોયજી, ત્રીજે દિન શુદ્ધ થાય છે સોયજી. ૧

ઉથલો.

ત્રીજે દિન શુદ્ધ થાય નારી, એક ઉપવાસે જેહ;
દેવ પિત્રિનું કર્મ કરવા, જોગ કહાવે તેહ. ૨
તે માટે એ મહાપાતક, નવ સંતાડે નાર;
સંતાડે તે નિત્ય હત્યારી, ન ટળે દોષ લગાર. ૩
રજસ્વલાને જે અડે તે, મેલી કે શુદ્ધ હોય;
તો પણ લાગે પાપ બેઉને, અડવા જોગ ન સોય. ૪
રજસ્વલાને અન્ય નારી, અડે કરી બહુ હેત;
તોપણ તેને પાપ લાગે, બ્રહ્મહત્યાએ સમેત. ૫
સ્મૃતિમાં તે તે પાતકનો, કૃચ્છ્રવ્રત નિરધાર;
કળિમાં તે સૌ સુંદરીને, કરતાં ત્રાસ અપાર ૬
તે માટે સૌ સુંદરીને, નાંખું સુગમ ઉપાય,
જે સાંભળતા સૌ નારીને, કરવા હિંમત થાય. ૭
પોતે હોય રજસ્વલા તે, જઇ બેસે અન્ય પાસ,
મુક્તાનંદ કહે અડે જાણી, તે શીર એક ઉપવાસ. ૮

કડવું ૮૩ મું.

નારી ધર્મમાં જે હોય નારજી, તેને અજાણે અડાય લગારજી;
વસ્ત્ર સહિત જઇ જલમાં નહાયજી, ત્યારે એ પાપથી મૂકાયજી. ૧

ઉથલો.

પાપ થકી મૂકાય ત્યારે, કરે મૂશલ સ્નાન;
એમ એ વિના શુદ્ધ થઇને, ભજે શ્રીભગવાન. ૨

વિમાને બેસાડી બેઉને, વૈકુંઠ પુર લઈ જાય;
શ્રીહરીના ધામમાં તે, અતિશે સુખણી થાય. ૩
પ્રથમ કીધી ભક્તિ તેણે, પ્રભુ સંગ રાખી પ્રીત;
તે ભક્તિના દળ વડે, થાશે અંતે પરમ પુનીત. ૪
કમળાનું દાસીપણું તે, પામશે બેઉ નાર;
સુરવાંચ્છિત હરી ધામમાં રહે, જ્યાં નહીં કષ્ટ લગાર. ૫
વિષ્ણુ ભક્તિ રહિત વનિતા, દઢ પાળે નિજ ધર્મ;
વ્રત ભંગે પ્રાયશ્ચિત્ત કરે, તેહનો બતાવું મર્મ. ૬
તનને ત્યાગી તે સતી, પછી પામે સતિનું લોક;
પર્મ પદ પામ્યા વિના, ન ટળે તે અંતર શોક. ૭
પુરુષ તેનો રુદ્રગણુ થય, તે સંગ કરે વિહાર;
મુક્તાનંદ હરિ ભક્તિ વોણો, નાવે દુઃખનો પાર. ૮

પદ ૨૦ મું–રાગ ગરબી.

જે હરી સેવે તેજ સતી, નેજ સતિ વરિ કૃષ્ણ પતિ. જે હરી૦ ૧
પુરુષોત્તમ સંગ જીવ જડાણો, તે વિનતા અતિ ભાગ્યવતિ. જે હરી૦ ૨
પતિવ્રતા નારીને પ્રિત પિયુસંગ, તેની ન ડગમગ થાય મતિ. જે હરી૦ ૩
ધર્મ ધુરંધર થઇ પ્રભુ પૂજે, તે સતિ પામે પરમ ગતિ. જે હરી૦ ૪
મુક્તાનંદનો નાથ ભજ્યા વિન, એક રતિ વિના એક રતિ. જે હરી૦ ૫

કડવું ૮૧ મું.

જે હરિભક્તિ રહિત સતિ નારજી, પ્રાયશ્ચિત્તનાં વ્રત ન કરે લગારજી;
તે મરી જમપુરે નર્કમાં જાયજી, તીવ્ર વેદના અતિ દુઃખ થાયજી. ૧

ઉથલો.

દુઃખ સહે જમ જાતનાનું, તેણે કરી શુદ્ધ થાય;
પ્રથમનાં સુકૃત વડે તે, સતિ લોકમાં જાય. ૨
પતિ તેહનો રુદ્રનો ગણુ, થાય પિશાચ સમાન;
એ કેવળ સતિ ધર્મનું ફળ, જે ન ભજે ભગવાન. ૩
એ રીતે વિધવાતણા, મેં વર્ણવ્યા ધર્મ ઉદાર;
દોષ નિવારણ સહિત નિર્મળ, મોક્ષ ફળ દાતાર. ૪
કુવાસણુ વિધવા સતી જ્યારે, સ્ત્રી ધર્મમાં હોય;
ત્રણ રાત્રી લગણુ નર નારીનો, સ્પર્શ ન કરે સોય. ૫

ઈંદ્રે બ્રહ્મહત્યા તણો, વળી ભાગ ચોથો જેહ;
કાપ્યો છે વિનતાઓને, એક મહિને પ્રગટે તેહ. ૬
માસે માસે બ્રહ્મહત્યા, રુધિર રૂપ જણાય;
પ્રથમને દિને મલિન નારી, ચાંડાલણી કહેવાય. ૭
બીજે દિન બ્રહ્મઘાતિની, દિન ત્રીજે ધોબણ રૂપ;
મુક્તાનંદ તે માનની, દિન ચોથે શુદ્ધ સ્વરૂપ. ૮

કડવું ૮૨ મું.

દેવ પિત્રીના કર્મમાં એહજી, જોગ થાય દિન પાંચમે એહજી;
કરે ઉપવાસ જો આપત હોયજી, ત્રીજે દિન શુદ્ધ થાય છે સોયજી. ૧

ઉથલો.

ત્રીજે દિન શુદ્ધ થાય નારી, એક ઉપવાસે જેહ;
દેવ પિત્રિનું કર્મ કરવા, જોગ કહાવે તેહ. ૨
તે માટે એ મહાપાતક, નવ સંતાડે નાર;
સંતાડે તે નિત્ય હત્યારી, ન ટળે દોષ લગાર. ૩
રજસ્વલાને જે અડે તે, મેલી કે શુદ્ધ હોય;
તો પણ લાગે પાપ બેઉને, અડવા જોગ ન સોય. ૪
રજસોતીને અન્ય નારી, અડે કરી બહુ હેત;
તોપણ તેને પાપ લાગે, બ્રહ્મહત્યાએ સમેત. ૫
સ્મૃતિમાં તે તે પાતકનો, કૃચ્છ્રવ્રત નિરધાર;
કળિમાં તે સૌ સુંદરીને, કરતાં ત્રાસ અપાર ૬
તે માટે સૌ સુંદરીને, નાખું સુગમ ઉપાય;
જે સાંભળતાં સૌ નારીને, કરવા હિંમત થાય. ૭
પોતે હોય રજસ્વલા તે, જઇ બેસે અન્ય પાસ,
મુક્તાનંદ કહે અડે જાણી, તે શીર એક ઉપવાસ. ૮

કડવું ૮૩ મું.

નારી ધર્મમાં જે હોય નારજી, તેને અજાણે અડાય લગારજી;
વસ્ત્ર સહિત જઇ જળમાં નહાયજી, ત્યારે એ પાપથી મૂકાયજી. ૧

ઉથલો.

પાપ થકી મૂકાય ત્યારે, કરે મૂશલ સ્નાન;
એમ એ વિના શુદ્ધ થઇને, ભજે શ્રીભગવાન. ૨

આપત્કાલે નર નારીનો, જાણીને સ્પર્શ થાય;
તો પણ રજવાળી વિનતાને, સ્નાન કરે અઘ જાય. ૩
રજ સંતાડવા જોગ નહીં, એમ કહી છે મુનિવર વાત;
એ રીતે સર્વે સતીની, પરંપરા વિખ્યાત. ૪
રજ તનમાં પ્રગટ થયું તે, ન સંતાડે જેહ;
બ્રહ્મહત્યાના દોષથી, વિનતાઓ છૂટે તેહ. ૫
પરપુરૂષથી ગર્ભશંકા, સર્ગનો થાય નાશ;
તે માટે સૌ યોષિતાને, કરવું રજ પ્રકાશ. ૬
એ રીતિ સર્વ સુંદરીને, અતિશે પાળ્યા જોગ;
પુરાતન આ રીત છે, આપે સુખ આરોગ્ય. ૭
ચારે વર્ણની નારીઓ, ઇચ્છે ધર્મ ફ્લ જોય;
મુક્તાનંદ કહે એ મર્જાદા, પાળે અતિશે સોય. ૮

કડવું ૮૪ મું.

વ્રત નિષ્કામ સર્વે શ્રુતિ સારજી, નર નારી પાળે કરા પ્યારજી;
છૂજા વચને કરી શુભ વ્રત સોયજી, ભંગ કરાવે વિનતા કોયજી. ૧

ઉથલો.

ભંગ કરાવે વીર વ્રતને, પાપણુ નારી જેહ;
નરકમાં જઈ પાપણી, મહા કષ્ટ પામે તેહ. ૨
ક્રોધે જેનાં નેણ રાતાં, જમના દૂત કઠોર;
અગની વર્ણી લોહ મૂર્ત્ત, ભેટાડે કરી જોર. ૩
લોઢાના થંભ અનંત રાતા, બળતાં દાઝે દેહ;
ઉંચે સ્વરે જમ હાક મારી, ફરી ભેટાડે એહ. ૪
નર નારીનું વ્રત જેણે, છલ કરી કીધું ભંગ;
કુંભીપાકના તેલમાંહી, રાંધે તેનું અંગ. ૫
રક્ત પરુ વિષ્ઠાતણા, કુંડમાં નિશ દિન નહાય;
ભુકતે અતિ જમ જાતના, નહીં શાંતિ એક લગાર. ૬
પોતાના તન રોમની, સંખ્યા તે જેટલી થાય;
તેટલાં વર્ષ પર્યંત પાપણુ, માર જમનો ખાય. ૭
પછી નિર્લજ વન વિષે તે, પિશાચી થાય ખ્વાર;
મુક્તાનંદ કહે પાપણી, દુઃખનો ન પામે પાર. ૮

પદ ૨૧ મું—રાગ ગરબી.

દૂતીને જમપુર મારે ઘણી, તેનો મિત્ર ભુવનમાં નહિ કોય ધણી. દૂતી૦ ૧
ભરજોબન નારીને પ્યાર કરે, તે તો નવ છોડે પોતાની જણી. દૂતી૦ ૨
નર નારીનાં વ્રત જે ભંગ કરે, તેને જ પીડે સર્વે પાપ ગણી. દૂતી૦ ૩
લોહાના અંકુશ લઈ કરમાં, ખોસે રોમ રોમમાં તીખી અણી. દૂતી૦ ૪
કહે મુક્તાનંદ દુઃખ સહી જમનું, પછી થાય વૈતરી અરણ્યતણી. દૂતી૦ ૫

કડવું ૮૫ મું.

સાત જનમ કુતરડી થાયજી, દૂતીનું દુઃખ નવ વર્ણવાયજી;
સાત જનમ વડવાગોળી હોયજી, ઉંધે શિર લટકે નિત સોયજી. ૧

ઉથલો.

ઉંધે શીર લટકી રહે, મહા કષ્ટ પામે તેહ;
નરની વિષ્ઠામાંહે, કીડાના, ધરે હજારો દેહ. ૨
તે કેડે એ પાપણી વળી, આમ શૂકરી થાય;
તે કેડે અતિ કામી જે તન, તે તે દેહ પમાય. ૩
નર નારીનું નિષ્કામી વ્રત, ભંગનો કરનાર;
તે પુરુષ પણ પ્રથમ કહીને, વનિતા સરખો પ્યાર. ૪
તે પુરુષ પણ દેહ ત્યાગી, નર્ક કુંડમાં જાય,
પોતાને પાપે કરીને, જમના ધોકા ખાય. ૫
કુંભિપાક મહા નર્કમાંહે, પડે તે વારંવાર;
ક્રોધ કરી બહુ સર્પ કરડે, કષ્ટનો નહીં પાર. ૬
જમ કરવતી લઈ અંગ ચીરે, અતિશે કરે પોકાર;
પાપી નર જેમ ચીસ પાડે, તેમ તેમ આપે માર. ૭
તે કેડે ચંડાળ તનમાં, ધરે સાત અવતાર;
મુક્તાનંદ કહે અધર્મીને, દિન દિન કષ્ટ અપાર. ૮

કડવું ૮૬ મું.

સાત જન્મ તે સર્પ થાયજી, અનંત જીવ મારી ખાયજી,
ધરે જળોનાં તન સાતજી, જળમાં રહી કરે બહુ ઉત્પાતજી. ૧

ઉથલો.

ઉત્પાતી એ જીવ ધારે, જન્મ કોટી હજાર;
વિષ્ઠામાં કીડાતણાં, પામે તે કષ્ટ અપાર. ૨

પુંશ્ચલિયુની યોનિમાં, સાત જન્મ કૃમી થાય;
પાપી નર તેમ પાપમાં, અધકો જડાતો જાય. ૩
ગાયના આળા વિષે, એ કીડો થાય સો વાર;
એમ બહુ યોનીમાં ફરે, ફરી નાવે નર અવતાર. ૪
નિષ્કામી નર નારનું વ્રત, રક્ષણ કરશે જેહ;
નિષ્કામિની જે ગતિ, પામશે નિશ્ચે તેહ. ૫
સતીગીતા શુભ ગ્રંથને, જે ભણે સાંભળે નાર;
અર્થ ધારે ઉર વિષે તે, પહોંચે ભવજલ પાર. ૬
આ ગીતાને પ્રેમસું જે, ભણે ભણાવે ગાય;
મનવાંચ્છિત ફળ પામશે, વળી પાપ થકી મૂકાય. ૭
નિત્ય નિયમે આ ગ્રંથ કેરો, પાઠ કરશે જે કોય;
મુક્તાનંદ મુખ્ય કીર્તિ, પામે હરી પદ સોય. ૮

કડવું ૮૭ મું.

સતીગીતા જે વિનતા ગાયજી, તે ફરી શુભ કુળ ઉત્પન્ન થાયજી;
પુરુષોત્તમ પતિ પામે સોયજી, બીજો પતિ નવ થાયે કોયજી. ૧

ઉથલો.

બીજો પતિ નવ થાય તેને, ભક્તિ થકી જે નાર;
આ ગીતાને સાંભળે, નવ ભૂલે એક લગાર. ૨
ગાનારીની જે ગતી, વળી સાંભળતલની તેહ;
હરીનું સુખ પરલોકમાં, તેમાં નહીં સંદેહ. ૩
ધર્મવાળી નારને, નિત્ય પાઠ કરવા જોગ;
નિત્ય આ ગીતા પઠન કરતાં, પામે સુખ આરોગ્ય. ૪
ગ્રંથ સઘળો પાઠ કર્યાની, જેને શક્તિ ન હોય;
પાંચ દશ કે પંદર કડવાં, પાઠ કરે નિત્ય સોય. ૫
સોવાસણ હોય તે પોતાના, ધર્મ ગેતીને કરે ગાન;
વિધવા હોય તે આ ગીતાને, રાખે પ્રાણ સમાન. ૬
જે સ્થલ જેના ધર્મ હોય તે, ગેતીને ગ્રહે સાર;
સોવાસણ ને વિધવાતણો, આ ગ્રંથ અતિ શણગાર. ૭
પ્રેમે કરી જે પ્રેમદા, આ ગ્રંથ ગ્રહેશે સાર;
[illegible]નનીને, મળશે હરી ભરથાર. ૮

## કડવું ૮૮ મું.

સતીગીતાને નાર જે ગાયજી, શ્રવણ કરે તે પણ શુદ્ધ થાયજી;
મનવાંચ્છિત ફળ પામે એહજી, અતિ જશવંત કહાવે તેહજી. ૧

### ઉથલો.

જશ વાધે અતિ તેહનો, જે ધર્મમાં રહી ધીર;
આ ગીતા સંભળાવે સૌને, તે નર ગુણ ગંભીર. ૨
પોતાના ધર્મ જાણવા, જે પુચ્છે સતીઓ કોય;
આ ગીતા તેને કહે, લહે મનવાંચ્છિત ફળ સોય. ૩
આ ગીતા શુદ્ધ ધર્મમાં રહી, સંભળાવે નર જેહ;
ધર્મ ભક્તિ વસે ઉરમાં, પામે સદ્‌ગતિ તેહ. ૪
જે વિનતા વિનતાઓને, આ ગ્રંથ કહે કરી પ્યાર;
તેને હરી રીઝાવવાનું, એ સાધન અતિ સાર. ૫
સતીગીતા સર્વ સુંદરીનું, હીત કરવાને કાજ;
સદ્‌ગ્રંથનો સાર લઈ, કરી નીલકંઠ મહારાજ. ૬
આ ગીતા કરવે કરીને, માતા પરમ ઉદાર;
મુજ પર ભક્તિ રીઝજો, એ માગું વારવાર. ૭
સુર મુનિ સેવે ચર્ણ એવા, ધર્મ મારા તાત;
મુક્તાનંદ કહે રીઝજો, એ માગું મુનિ સાક્ષાત. ૮

### પદ ૨૨ મું-રાગ ધોળ.

ધન તે નારી, શ્રીહરીને વરવા મનમાં શૂરી થઈ;
વરી ગિરધારી, ભક્તિ સહિત નિજ ધર્મ અચળ ઉરમાં લઈ. ટેક. ૧
સતી ભક્તિ સહિત નિજ ધર્મ પાળે, બીજી આશા ઉરમાંથી બાળે;
સતી તિવ્ર વૈરાગે મન ગાળે. ધન૦ ૨
સતી રાત દિવસ હરી સેવ કરે, તે તો લોકલજ્જાથી નલેશ ડરે;
સતી હરી વિના બીજું સૌ પરહરે. ધન૦ ૩
સતી શ્યામળીયાને રંગ રાચી, વરી શ્યામા સુંદર વર થઈ સાચી;
બીજી વાત જણાવી અતિ કાચી. ધન૦ ૪

સતી તન મન ધન હરિકાજ કર્યું, બીજું પાપ રૂપ સર્વે પરહર્યું;
કહે મુક્તાનંદ અતિ કાજ સર્યું. ધન૦ ૫

દુહો.

સંવત અઢાર એંશીયો, જેઠ માસ ગુરુવાર;
શુક્લ પક્ષ તૃતિયા તિથો, ગ્રંથ સંપુરણ સાર.

---

સતીગીતા સંપૂર્ણ.

---

# વહત્

# કાવ્યદોહન

ગ્રંથ બીજો

(વિભાગ બીજો)

## ભાલણ

પાટણ નગરનો રહીશ, સંવત ૧૬૪૦ થી ૧૬૮૦–ઈસ. ૧૫૮૪.થી
તે ૧૬૨૪ લગણમાં હૈયાત હતો. સત્તરમા સૈકાના પહેલા
કાળમાં જે કવિઓ થયા તેમાં એ કવિ પહેલા વર્ગમાં
શોભે તેવો છે.

### કૃષ્ણલીલા.

### પૂતના વધ.

પદ ૧ લું–રાગ ગોડી.

કપટે આવી કામિની, સજી સર્વ શૃંગારજી;<br>
બાળકને ભોળાવવા ઇચ્છે, ધર્યું રૂપ અપાર. હરિને નવ જાણે. ૧<br>
આવી તે પ્રેરેલી કંસે, કાળ તણો જે કાળજી;<br>
હણતી હીંડે જ્યાં ત્યાં સઘળે, ઘર ઘર નાનાં બાળ. હરિને૦ ૨<br>
છૂટી લટ કુચ પર સોહતી, ચાલતી અતિ લટકેજી;<br>
વ્રજ જન કેરાં ચિત્ત ચોરંતી, અંગ મરોડે મટકે. હરિને૦ ૩<br>
વેણી માંહે માલતી ઘાલી, ગજેન્દ્ર ગતિની ચાલજી;<br>
કર કંકર સોહે મુદ્રિકા, નથની આડ ઝમાળ. હરિને૦ ૪

પ્રૌઢ અંગે સાડી પહેરી, કટી કિંકણી ઝણકારજી;
સુંદરી મલપતી ચાલે ચાલે, ડગમગ નૂપર ભાર. હરિને૦ ૫
મંદ હાસ્ય ને મુખ મરકલડે, ચંચળ નયન નિહાળેજી;
પાગે વીંછીયાં રણુઝણે, ચહો દીશ મીટડી ઘાલે. હરિને૦ ૬
ઉર સ્તન તે વિષે ભર્યાં, મલપંતી તે આવીજી;
વિસ્મે પામી ગોપિકા, કોણે નવ બોલાવી. હરિને૦ ૭
વ્રજ વિનતાએ ચિંતવ્યું, નારાયણને જોવાજી;
લક્ષ્મી ચાલી આવે છે, વિરહ વેદના ખોવા. હરિને૦ ૮
સુંદરી સહુ સામુ જુએ, તે આવી નંદને ઘેરજી;
યશોદાજી વિસ્મે થયાં, ન લહી એહની પેર. હરિને૦ ૯
પારણા માંહે પોઢીઆ, સ્વામી જુગ જીવનજી;
મળવાને આવી જાણી, મીચ્યાં ત્યાં લોચન. હરિને૦ ૧૦
પાવક ભસ્મે ઢાંકિયો, ત્યમ ગોપવ્યું તેજજી;
શ્યામાએ શ્યામજી તેડ્યા, અંતર અવળું મુખ હેજ. હરિને૦ ૧૧
પડીઆરે જેમ ખડ્ગ ઢાંકયું, ત્યમ બોલે મધુરી વાણીજી;
માતા તેને વારે નહિ, ઉત્તમ સ્ત્રી કો જાણી. હરિને૦ ૧૨
જ્યમ જાણી દોરડી, સુતો લે ભુજંગજી;
તેમ તેણીએ કાળ આપસ્યો, લીધો ત્યાં ઉત્સંગ. હરિને૦ ૧૩
કહે એ નાનડીઓ નિરખતાં, અતિશે લાગે મોહાજી;
મેં તો કોટિક બાલક નિરખ્યાં, પણ એવો નથી દીઠો. હરિને૦ ૧૪
દુર્મતિ સ્તન વિષથી ભરિયાં, મુખમાં મેલે નારજી;
બેઉ કર બીડીને ધાવે, પીએ પ્રાણ મુરાર. હરિને૦ ૧૫
મૂકો મૂકો મહાવજી, કરતી અતિ આક્રંદજી;
ચરણ પાણ ચહોદીશ નાખે, શબ્દ ગાત્ર મતિ મંદ. હરિને૦ ૧૬
આંખ ફાટી રહી કેશ મોકળા, વિકલ થયાં સહુ ગાત્રજી;
જીવ ગયો પડી તે પૃથ્વી, પોઢી પર્વત માત્ર. હરિને૦ ૧૭
ગાય વાછરુ ચૂરણ કીધાં, પડતાં તેનો દેહજી;
શબ્દ દેશ સઘળી વળી, ગ્રહ તારા ગણ જેહ. હરિને૦ ૧૮
શબ્દ સાંભળી તેહનો, આવ્યો સઘળો સાથજી;
ઉર ઉપર રમતા દીઠા, ભાલણ પ્રભુ રઘુનાથ. હરિને૦ ૧૯

## જનુનીલીલા.

### પદ ૨ જું–રાગ ધન્યાશ્રી.

મહાવજી પૂછે વાત માતને, મુખ શ્યામ શરીર રે;
રોમાંચિત તમો શું થયાં, નયણે પ્રગટ્યું નીર રે. મહાવજી. ૧
યસોદા એણી પેર ઉચ્ચરે, મુખડું જોતાં તારું રે;
અતિ આનંદે કરી થયું છે, પુલકિત તન ત્યાં મહારું રે. મહાવજી. ૨
વચન મનોહર સાંભળી, હરજીએ લીધો આડો રે;
એવું સુંદીર જે કહો છો, આઈ મુજને ,દેખાડો રે. મહાવજી. ૩
જે કો'છો તે તણી કાંતિ તણું, કહ્યું ન જાયે લેખું રે;
હું એમ મનમાં જાણું છું, એકવાર હું દેખું રે. મહાવજી. ૪
વળતી માતા એમ વદે છે, તે તું ક્યમ દેખે તંન રે;
મેં તો એવું કીધું છે તેવું, તારે નથી તેવું પુણ્ય રે. મહાવજી. ૫
બોલ સાંભળી જનુનીના, હઇડા માંહિ હસિયા રે;
બાલણ પ્રભુ રઘુનંદન ત્યારે, સામું જોઇ મન વસિયા રે. મહાવજી. ૬

## ઉખળબંધનલીલા.

### પદ ૩ જું–રાગ કેદારો.

માતાને મોહન ધાવે, અતીશે લાગે મીઠું રે;
સુધે પય ઉભરાવા લાગ્યું, યશોદાએ તે દીઠું રે. માતાને૦ ૧
અધ ધાવતો મૂક્યો અવની, જનની વેગે ચાલી રે;
આંખે અતિ ખરતાં આંસુ, હરજીએ છેડલે ઝાલી રે. માતાને૦ ૨
અતિ આકળી થઈ નીસરી, બળ કરી વછોડી રે;
ડંસ લેઈ ગોવિંદે તે વારે, મહીની ગોળી ફોડી રે. માતાને૦ ૩
પૂર નદીની પેરે ચાલે, હરજી સુખે માખણ ખાય રે;
ઊતારીને આવે જેટલે, તેટલે કૌતુક દીઠું માય રે. માતાને૦ ૪
બાલક માંકલડાંને ખવરાવે, નાચે પ્રેમે મુદિત થાય રે;
જનનીને આવતી જાણી, ભયભીત થઈ નાસી જાય રે. માતાને૦ ૫
કામિની કરમાંહિ લઇ, ચીમટા પુંઠે થાય રે;
સાસ ભરાયે બાલણ પ્રભુ, લીલા બ્રહ્માદિક ગાય રે. માતાને૦ ૬

### પદ ૪ થું–રાગ ગોડી.

નાસીને જાશો કેટલે રે, હવડાં સહાશુ કહાન;
હૈડું દાઝે છે મારું રે, ઘણું કર્યું છે જાન. નાસીને૦ ૧

કરમાં લઇ કામડી રે, કુંવર પૂંઠે ધાય;
રીસે લોચન રાતડાં રે, યશોદાને સાસ ભરાય. નાસીને૦ ૨
મુખડું માખણ ખરડ્યું રે, ખરડ્યા છે બે હાથ;
નારીને નયણે નીર ઝરે રે, ચૌદ ભુવનનો નાથ. નાસીને૦ ૩
જોવા આવી ગોવાલણી રે, ઘર ઘરની બહુ નાર;
ગોળી ફોડી ગોવિંદજી રે, મહીડું વહે છે અપાર. નાસીને૦ ૪
અંતરીક્ષ અમર તે આવિયા રે, ચઢી દેવ વિમાન;
કૌતક જોવા કૃષ્ણજીનું રે, લક્ષ્મીપતિ ભગવાન. નાસીને૦ ૫
આંગણે ફેરવે માતને રે, સુત તે કહે વચંન;
મને સાહી શકે નહીં રે, જો શ્રમ કરે મહાસુન્ય. નાસીને૦ ૬
સ્વાસ ભરાઈ યશોમતી રે, હાથ ન આવે તંન;
હાસ્ય કરે સર્વ ગોવાલણી રે, દુઃખે દાઝી મંન. નાસીને૦ ૭
માંખણ મારું લુંટીયું રે, પોતાને નવ ભાવ્યું;
વહેંચી આપ્યું બાળને રે, માંકડલાને ખવરાવ્યું. નાસીને૦ ૮
દહાડી કહેતી ગોવાલણી રે, માનતી નહિ હું તેહ;
આજ પ્રસક્ષ દેખિયું રે, ભાગ્યો મનનો સંદેહ. નાસીને૦ ૯
નાનડીયું એક મહારે રે, સહુનું મારે કાજ;
શિખામણ દઉં અતિ ઘણી રે, જો કર આવે આજ. નાસીને૦ ૧૦
થાકી જાણી માતને રે, બેઠા સુંદર સ્યામ;
જશોદાએ આવી બાંધિયા રે, ભાલણ પ્રભુજી રામ. નાસીને૦ ૧૧

### પદ ૫ મું–રાગ દેશાખ.

જશોદા છોડો કહાનને, ઢોળ્યું ગોરસ ગોળી રે;
એવડી રીસ ઘટે નહીં, તમો જાણો છો ભોળી રે. જશોદા૦ ૧
અળગાં ઉભાં દુઃખ ધરે છે, બાળક સઘળાં ટોળી રે;
આંખડી જુઓ થઈ છે રાતી, રોતાં અતિ ચોળી રે. જશોદા૦ ૨
હઠ કીધે કંઈ નહીં આવે, જે મહી નાખ્યું ઢોળી રે;
તમને તો દુઃખ નથી લાગતું, ભાલણ જન મન હોળી રે. જશોદા૦ ૩

### પદ ૬ ઠું–રાગ ગરબી.

નંદજીને ઘેર ખાવા ટળ્યું રે, પેલા નંદજીને૦ ટેક.
માખણ માટે બાળક બાંધ્યો, એનું અન્ન સઘળું બળ્યું રે. પેલા૦ ૧

નંદજીને ઘેર એવો કુંવર કયાંથી, પૂરણ પુણ્ય ફળ્યું રે. પેલા૦ ૨
ભાલણ પ્રભુ શ્રીરામ ન જાણ્યો, તેનું જીવિતવ્ય બળ્યું રે. પેલા૦ ૩

પદ ૭ મું-રાગ દેશાખ.

જશોદાજી છોડો સુંદર શ્યામને હો, કઠણ દામણું ખુંચે કોમળ અંગ હો;
નયણે હો આંસુ બહુ ઝરે હો, દેખી અતિ દાઝે મારું મંન હો. જશોદા. ૧
દોહિલે કુંવર આવ્યો લાડિકો હો, તે ઉપર એવડી ન કીજે રીસ હો;
સુંદીર છે બાલિક અતિ ઘણું હો, એના બીજા નથી દશ વીશ હો. જશોદા. ૨
વહાલો છે એ આખા ગામને હો, કહો કેટલું કીધું છે એણે જાન હો;
અમો સર્વ મળીને આપીએ હો, જે વણસાડયું હોય શ્યામ હો. જશોદા. ૩
એના પગ પૂજે તમો પામિયાં હો, કયાં તમારે એવડી હુતી ભાગ્ય હો;
નવનિધ આવી છે એણે કરી હો, પૂજો શેં નહિ એના પાય હો. જશોદા. ૪
એવડી રીસ કરીએ નહિ હો, દયા ન આવે દેખી સુંદીર બાળ હો;
અમને દુઃખ લાગે છે ઘણું હો, રોતો દેખી મહાવજી શ્રીગોપાળ હો. જશોદા. ૫
એને નામે બંધન છુટીએ ભવતણાં હો, તે લઈ બાંધ્યો ઉખળ સાથ હો;
આંખડી ચોળે છે આપણા કરે હરી હો, ભાલણ પ્રભુ રઘુનાથ હો. જશોદા. ૬

પદ ૮ મું.

બાઈ જાઓને ઘેર આપણે હો, સોડ ભલાઈ રોકટ લેતી આજ હો;
ઓળંભા એના દાડી લાવતાં હો, સાંભળીને મુજને થાતી લાજ હો. બાઈ. ૧
કુંવર વણસ્યો તો અમારો હો, તમારું કાંઈ આવે ને જાય હો;
માખણનો ચોર સહુ એને કહે હો, અમારો તો મહિમા ઓછો થાય હો. બાઈ. ૨
નવ લખ ધેન દુઝે માહરે હો, આલીગાળો કરતો હીંડે આળ હો;
ખાવું ને પીવું મંદિર છે ઘણું હો, રોકટ માટે પર ઘર જઈ ખાય ગાળ હો. બાઈ. ૩
શિખામણ તે મહારી માને નહિ હો, નહિ તો કંઈ એ શાને જાય હો;
દૂધ દહી માખણ છે ઘણું હો, જાણે તો નાનુંસું રાજ થાય હો. બાઈ. ૪
મોહનનાં મીઠડાં મનનાં મેલ્યાં હો, જાણું છું પ્રેમ છે અપાર હો;
સ્વારથ સહુને વહાલો આપણો હો, પરને દુઃખ લાગે નહિ લગાર હો. બાઈ. ૫
સાચા સમ ખાશે તો છોડશું હો, શિખામણ લાવે એક વાર હો;
ભાલણ પ્રભુની લીલા કો જાણે નહીં હો, જો આવે બ્રહ્મા ત્રિપુરાર હો. બાઈ. ૬

પદ ૯ મું-રાગ ધોળ.

આવો રે બાઈ કૌતુક જોવા, જન્મ કોટીનાં પાતિક ખોવા. આવો રે૦ ૧
નંદજીનો કુંવર નાનડિયો, ઉખલ બાંધી ઉર પર ચડિયો. આવો રે૦ ૨

ચોરપણું એનું લેખાણું, દોહોણીએ કીધું કાણું. આવો રે૦ ૩
શીકું હાલે તેમ મુખ ડોલે, ઉપમા શી ત્રિભુવન તોલે. આવો રે૦ ૪
જેને ઘેર નવ લખ દુઝે, તેને એવી મતિ સુઝે. આવો રે૦ ૫
મુખડાં ઉપર છાંટા દીસે, નીરખતાં મારું મનડું હીસે. આવો રે૦ ૬
આવ્યા જાણુશે તો પીતો રહેશે, તો ત્યાં મારું હૈડું હીસે. આવો રે૦ ૭
માતા કને તો કાંઈ ન માગે, આપણા જનનું મીઠું લાગે. આવો રે૦ ૮
જેનો મહિમા વેદ ગાયે, ભાલણ જન પીતો ન ધરાયે. આવો રે૦ ૯

## ગોપી સ્નેહલીલા.

### પદ ૧૦ મું–રાગ ગોડી.

બાલમુકુંદને નીરખીએજી, આનંદ અંગ ન માયજી;
આવ રે આવ ઉતાવળી, કોણે પીસ્યો તારો પાય. લીલા નીતમ છે. ૧
રંગે રીખે આંગણે રે, કરમાંહે નવનીતજી;
પ્રાગવટને પાંદડે પોઢે, દીસે તેણી રીત્ય. લીલા૦ ૨
મુસ્તક મુગટ મણી જ્યોતરે, જાણીએ ઉગ્યો ભાણુજી;
પાછળી કચ લટકતો રે, કૌસ્તુભને છે વાન. લીલા૦ ૩
સુંદર વદન સોહામણું રે, નાનડીઆ શા દંતજી;
જાણે કમલમાંહિ પ્રગટે રે, ફૂલકલા વિકસંત. લીલા૦ ૪
કટી કદર તે લટકતો રે, કૌસ્તુભને આકારજી;
મુખમુદ્રા સોહામણી રે, જાણીએ ગંગા વાર. લીલા૦ ૫
હાથે સાંકળાં હીરે જડ્યાં રે, પહોંચી સોહે પાયજી;
કાંઈ કાલુંસું બોલતો રે, અમૃત મુખપે જાય. લીલા૦ ૬
કટી કંકણ મેખલા રે, ચરણે ઘુઘરી નાદજી;
સ્યામલડાના શબ્દ સાંભળી રે, ઉપજે અતિ આહ્‌લાદ. લીલા૦ ૭
ચાલ દેખી આપણી રે, ચાળા કરે અનેકજી;
રીઝે રમતો મનસું રે, સામો જોઈ વિવેક. લીલા૦ ૮
પુછડું સાહી વચ્છનું રે, ઉભો થાય બાળજી;
જાણે ત્યારે મુજતો રે, મૂકી બેસે તતકાલ. લીલા૦ ૯
જેતી માયાએ મોહ્યા રે, બ્રહ્મા હરી મોરારજી;
ખેલે નંદને આંગણે રે, પુણ્યતણો નહીં પાર. લીલા૦ ૧૦
ધન તે માતા જસોમતી રે, બેસે હરી ઉચ્છંગજી;
ચુંબન કરે મોહન મુખનું રે, રોમાંચિત થઈ અંગ. લીલા૦ ૧૧

દે આલિંગન પ્રેમસું રે, હેડું ટાઢું થાયજી;
શાં તપ કીધાં કામિની રે, થઈ સુંદરશ્યામની માય. લીલા० ૧૨
ઘરનાં કારજ વીસર્યાં રે, જોતાં એનું રૂપજી;
એવો કો દીઠો નહિ રે, જાણે ચૌદ ભૂવનનો ભૂપ. લીલા० ૧૩
ક્ષણ અળગાં થઈએ નહિ રે, જોતાં દિન ને રાતજી;
ક્ષુધા તૃષા લાગે નહિ રે, કરતાં એની વાત. લીલા० ૧૪
જાણું લઈએ ભામણાં રે, ઉપર ઉતારું દેહજી;
ભવ ભવ વાંચ્છું એહવું રે, ચઢતો વાધે નેહ. લીલા० ૧૫
સુર નર મુનિ જુઓ આકાશથી રે, લીલા કળી ન જાયજી;
મનમાં જાણી રામને ભાલણ, જન ગુણ પ્રભુના ગાય. લીલા० ૧૬

## પદ ૧૧ મું.

બાઈ એ કાનુડો, અમૃતપેં અતિ મીઠો રે. ટેક.
સુતાં ઉઠીને કામ ન કીજે, લીજે ભવનો લાવો;
નંદ કુંવરનું વદન નિહાળું, રવિ સુત ન હોય હાવો. બાઈ. ૧
ખાતું પીતું એને નવ જોઈએ, રમવાની છે આલી;
તે ગોવીંદજીને ભોગ ન આવે, તે વારુ વસ્ત પરી બાલી. બાઈ. ૨
ગોળી ફોડી ને ગોરસ ઢોળી, રોળ્યું ઘર નવનીત;
અમને પ્રેમ સાગરમાં બોળ્યાં, એટલું ધરજો ચિત્ત. બાઈ. ૩
સીતાપતી ગોકુલ અવતરિયા, સીધ્યાં સઘળાં કાજ;
ભાલણ પ્રભુ રઘુનાથ લીધું, રમવાને આ રાજ. બાઈ. ૪

## પદ ૧૨ મું-રાગ દેશાખ.

આવ આતા હું દુધ પાઉં, પારણે પોઢો નંદનંદન હરખે હાલરું ગાઉં. ટેક.
માખણ ચોર કહે આવી, શ્યામ સુંદીર હું ઝાંખી થાઉં. આવ. ૧
નવ લખ ધેનુ દુઝે મહારે, લોકમાંહી કહો કેમ સમાઉં. આવ. ૨
ઓળંભે આવે સર્વ આહીર, તે આગળ શ્યામ સમ ખાઉં. આવ. ૩
ભાલણ પ્રભુ રઘુનાથ રમાધર, પ્રાણજીવનને હું વારણે જાઉં. આવ. ૪

## પદ ૧૩ મું-રાગ પરજીઓ.

સખી હું શું કરું રે, ઘડીએ ન રહે ધીર રે;
બ્રહ્માદિક જાણે નહિ રે, મારા પુત્રતણી તો પેરરે. સખી० ૧

કહાન કહાન કરતી હીંડુ રે, ઘેર ઘેર હીંડુ જોતીરે;
કહાં ગયો મારો નાનડીઓ રે, જેને નાકે નિર્મળ મોતી રે. સખી૦ ૨
જાણું કોની દષ્ટી લાગશે રે, રૂપ જોઇને રુડું રે;
ગાલે કરું કાજળનું ટબકું રે, મનમાં આવે કુડું રે. સખી૦ ૩
ભુખ્યો છે નથી શીરાવ્યો રે, માખણ ભક્ષ નથી કીધું રે;
ઘણું હું તો ટળવળી રે, પણ એક ટીપું ન પીધું રે. સખી૦ ૪
રખે ગયો હોય એકલો રે, જમુનાની તીરે શ્યામળીઓ રે;
કહે સખી તું કયાંથી આવી રે, મારો પ્રાણજીવન મળીઓરે. સખી૦ ૫
જાણું કો ઉપાડી જાશે રે, જેમ પૂતના આવી આગે રે;
દેખાડે તેને હું આપું રે, જે કાંઇ મારી પાસે માગે રે. સખી૦ ૬
ઘેર ઘેર બાલક છે ઘણાં રે, બીજો કો નહિ એવો રે;
આલીગાળો દેખાડો રે, મારા શ્યામસુંદર વર જેવો રે. સખી૦ ૭
જળ વિના જેમ માછલીરે, તેમ હું ટળવળતી રે;
સામું જુએ સુંદરી રે, ઉત્તર નાપે વળતી રે. સખી૦ ૮
ઓળંભે ભાગી થઈ રે, વશ નાવે વનમાળી રે;
કો કહે મારું ચોરી ખાધું રે, હું થઇ રહું ઓશીઆળી રે. સખી૦ ૯
ખીજવવાને કોણે રાખ્યો રે, એને લઇને છાનો રે;
હૈડું મારું દાઝે છે રે, બાઈ તે તો મોઢે માનો રે. સખી૦ ૧૦
માંકડાં વહાલાં છે એને રે, હીંડે છે પરવરીઓ રે;
શું દશરથ નંદન જાણીઓ રે, ભાલણ પ્રભુ અવતરીઓ રે. સખી૦ ૧૧

## પદ ૧૪ મું–રાગ ધનાશ્રી.

આવ સખી ઉતાવળી, મંદિરમાં શું બેઠી રે;
નયણે નંદકુંવરને નીરખો, માયા માંહે શું પેઠી રે. આવ૦ ૧
એ અણીઆળાં રાતાં કાળાં, લોચન કહી ન દીઠીરે;
મારા મનની વાત કહું આલી, અમૃતપેં અતિ મીઠી રે. આવ૦ ૨
સામું જો રે સજની મારી, પાંપણનો ચાળો રે;
ગોરા કોડિયું પાડી નાંખ્યું, રૂપે રુડો કાળો રે. આવ૦ ૩
એ અણીઆળી અતિશે રાતી, નાક તણી તો ડાંડી રે;
ઉપમા શુક ચાંચની કહીએ, જુઓ મીટડી માંડી રે. આવ૦ ૪

વાંસલડી વજાડતાં દીઠો, કટીતણો એહ લટકો રે;
મારે હૈડે રંગ બેઠો, ચોળ તણો જ્યમ ચટકો રે. આવ૦ ૫
લાજ લોપી લોકતણી હું, જાણું જાઉં પાસ રે;
ભાલણ પ્રભુ રઘુનાથની, ભવ ભવ હું દાસ રે. આવ૦ ૬

## પદ ૧૫ મું—રાગ રામગ્રી.

જુઓ રે જશોદા પુત્ર તમારો, કૌતુક કીધું રે;
દાણ મિષે કરી વનમાં રાખી, મહીડું મારું પીધું રે. જુઓ૦ ૧
કહો રે બાઈ શું કીજે, વારે નહિ લાં કોએ રે;
ઘર માંહી લઈ જાઉં વનમાળી, દીસે સચરાચર એ રે. જુઓ૦ ૨
ક્ષણું એક માંહી બાળક થઈ સ્ફૂરે, ક્ષણું એકમાં અધિકારી રે;
જે દહાડાનો નયણે નિરખ્યો, ગૃહ કારજથી વારી રે. જુઓ૦ ૩
ક્યારે જાણું કર ગ્રહી બાંધું, મુખ દીઠે મોહ લાગે રે;
ત્યારે જાણું જે ભાગ્ય મહારું, જે નંદકુંવર મહી માગે રે. જુઓ૦ ૪
નાહા પુઠે કોને નવ લાભે, દેવ મળી જો પેખે રે;
ભાલણ પ્રભુની અદ્ભુત લીલા, કો પાસે નવ દેખે રે. જુઓ૦ ૫

## પદ ૧૬ મું—રાગ રામગ્રી.

સજની મુને વહાલી લાગે, નંદ કુંવરની ચાલ રે;
જે સુંદરિ વરને અર્થ ન આવે, તે વારુ વસ્તુ પરી બાલ રે. સજની૦ ૧
નયનમાં છે કાંઈ એક કામણ, સામું રહીને ન્યાળે રે;
પીતામ્બર જે પહેરે અંગે, મને તે સૈયર સાલે રે. સજની૦ ૨
જે જે મેં તો પ્રેમે પ્રાર્થું, કુર સુગંધી સાળ રે;
ઘી તો મેં હવણાં તાવ્યું છે, ઉની ઉત્તમ દાળ રે. સજની૦ ૩
રીસાવી જાય છે વહાલો, તું ત્યાં જઇ વાળ રે;
પોઢે તો ચરણ ચાંપું, ઢોલિયો લઇને ઢાળ રે. સજની૦ ૪.
વેરીડા શું કરશે મુને, દેશે અદકી ગાળી રે;
ઘરનો તો જે ભય હુતો, તે શંકા સર્વે ટાળી રે. સજની૦ ૫
મેં તો નિશ્ચે કરીને લોપી, લોક દેવની પાળ રે;
ભાલણ પ્રભુ રઘુનાથસું રમીએ, તે લીલા સંભાળ રે. સજની૦ ૬

## પદ ૧૭ મું—રાગ ધનાશ્રી.

આવો સજની નજરે નીરખો, મોહન કેરી આંખનો મચકો. ટેક.
મધુરે સ્વરે વેણુ વજાડે, સહુને માયા મોહ પમાડે. આવો૦ ૧

માણુસને કયમ મોહ ન થાયે, વનચર મૃગ તૃણ તજી નવ જાએ. આવો૦ ૨
રાગ રાગણીનાં બહુ તાન, ગાયો રહી છે માંડી કાન. આવો૦ ૩
દેવ લોકથી અધિકું તાન, નથી હાલતાં તરુવરનાં પાન. આવો૦ ૪
રૂપ ભલું કે નાદ વખાણું, દેહમાં મનને કીધું કાણું. આવો૦ ૫
મનુષ્ય દેહ છે સર્વથી છેલી, ઘેર કયમ જઇએ એ રસ મેલી. આવો૦ ૬
ઘર વ્યાપાર તમે સર્વ છાંડી, મેં તો એમું પ્રીતડી માંડી. આવો૦ ૭
સજની બીજી માયા ટાળો, ઘર ધંધાથી મનડું વાળો. આવો૦ ૮
બીજી માયા સર્વે કુડી, નંદકુંવરસું કરવી રુડી. આવો૦ ૯
ચતુર સંગે જો ઘડી રહીએ, તેહ સમો તો સફલ જ કહીએ. આવો૦ ૧૦
મૂરખ સંઘે ક્ષણું રદ હેવું, બહુ લોકના સુખથી રહેવું. આવો૦ ૧૧
મારું મન ત્યાં એસું વળગ્યું, ક્રોડ ઉપાયે ન થાયે અળગું. આવો૦ ૧૨
દૂધ દહીં જાણું એને પાઉં, અંને અધિકો એહ ઉપાઉં. આવો૦ ૧૩
સજની કહોની બીક ન કીજે, ભાલણ પ્રભુ રઘુનંદન કીજે. આવો૦ ૧૪

## પદ ૧૮ મું-રાગ ગોડી.

આવ રે આવ ઉતાવળી, હરિ જોવાને જઇએ રે;
મન ત્યાં પ્રેમે ભેળીને પછે, નિર્લજ્જ થઇએ રે. ૧
નંદતણો જે નાનડીઓ, મારે હૈયે વસીઓ રે;
તે કોની નિન્દા નહિ કરે, જોયાનો છે રસીઓ રે. ૨
અમીએ ભરી એની આંખડી, અતિ છે અણીઆળી રે;
અધર જોઇએ એના રાતડા, જાણીએ પરવાળી રે. ૩
સામું તે જુઓ સુંદરી, વહાલે તે મીટડી માંડી રે;
ચાંચ જાણે પોપટતણી, એની નાકની દાંડી રે. ૪
એને મસ્તક મોળિયું રે, તે છે કમળને વાન રે;
પહેરી છે તે ઝુંઝડી, મોતી ઝળકે કાન રે. ૫
મન તે મહારું મોહ્યું, મોરલીને નાદે રે;
કાળી ધોળી બોલાવતા, હરિ શરુએ સાદે રે. ૬
એને આછી લોંબડી રે, કોટે મોતી માલ રે;
એક જિહ્વા શું કહું, એના અંગની ચાલ રે. ૭
એવો ને નર નવ સાંભળ્યો, નથી નયણે દીઠો રે;
સનકાદિક સેવા કરે, એહનો રસ મીઠો રે. ૮

સામું જોઈ નીરખતાં, લાગે અતિ મીઠો રે;
ઘર કાજને શું કરું, એ સંસાર જુઠો રે. ૯
લોક ભયે હું બીહું નહિ, મારું ચિત્ત તે બાંધ્યું રે;
માણસ જન્મ પામી ભલે એવું, રત્ન અમુલિક લાધ્યુંરે. ૧૦
કૃષ્ણજીની સંગત કરતાં, ગર્ભવાસથી ટળીએ રે;
ભાલણ પ્રભુ રઘુનાથસું, અંતરગત મળીએ રે. ૧૧

### પદ ૧૯ મું–રાગ ધોળ.

નંદકુંવરનું મુખડું જોતાં, કિમે નિંદ્રાઉં;
નયન કમળનું અમૃત પીતાં, પૂરણ કેમ થાઉં. નંદ૦ ૧
વૃન્દાવનથી આવતાં, જાણું હું સાથે જાઉં;
પ્રેમે કરી વહાલો પીએ તો, દૂધ દહીં પાઉં. નંદ૦ ૨
જ્યારે વાંસળી પ્રેમે વાસે, ઘેર બેઠી ધાઉં;
શ્રવણે શબ્દ સાંભળું, જ્યારે ઉઠી જાઉં. નંદ૦ ૩
સાસુ નણદી દીઅર પૂછે, તો ઉત્તર પાઉં;
કહ્યું ન માને જો તે મારું તો, જૂઠા સમ ખાઉં. નંદ૦ ૪
એનો હસવાનો મરકડલો, સંભારી ધાઉં;
દુરીજન આડે દેખી ન શકે તો, અતિ અવરાઉં. નંદ૦ ૫
એની હું થઈ દાસ, વિણ મૂલે વેચાઉં;
ભાલણ પ્રભુ રઘુનાથ તણા હું, શા શા ગુણ ગાઉં. નંદ૦ ૬

## વચ્છહરણલીલા.

### પદ ૨૦ મું–રાગ ગોડી.

નાનાં મોટાં વાછરુ રે, ચારવાને હરિ જાય;
લુણ ઉતારે યશોમાત રે, ભાંમણાં લે છે માય. નાનાં૦ ૧
મુસ્તક નવરંગ મોળીયું રે, કેડ પર પીળું પટકૂલ;
ઉઢણ આદર લોંબડી રે, વેદ વૃક્ષનું મૂલ. નાનાં૦ ૨
પાગે વાગે ઘુઘરી રે, જાણે હસ્તીનો નાદ;
પનહીક યાકા નીચે હેરણ, મંદ ગતિ આહ્લાદ. નાનાં૦ ૩
પહોંચી પટરંગ પાટણી રે, રંગીત પટકા હાથ;
કેરે ખોસી છે વાંસળી રે, ચૌદ લોકનો નાથ. નાનાં૦ ૪

એવે ને આવી ગોવાલણી રે, ઘર ઘરથી બહુ નારે;
આવો નયને નીરખીએ રે, જન્મ સફલ અવતાર. નાનાં૰ ૫
કો એક કુસુમે વધાવતી રે, કો એક વધાવે લાજ;
કો એક મોતીડે આતુની રે, વધાવે મહારાજ. નાનાં૰ ૬
મળિયાં તેવડ તેવડે રે, રંગે રમતાં રીત;
ઘરથી ભ્રાતથી જે ગ્રહ્યા રે, વાત કરતાં અતિ પ્રીત. નાનાં૰ ૭
આગે અગાસુર આવીઓ રે, તેનો કીધો નાશ;
બાલક વચ્છ ઉગારિયા રે, તેજ કીધુ પ્રકાશ. નાનાં૰ ૮
કાલંદીએ આવીઆં રે, નીર પાયું વચ્છ;
બેઠાં પુદડી ફરતાં બાલ રે, ચરતાં મૂકયાં વચ્છ. નાનાં૰ ૯
અન્યો અન્યે આણિયાં રે, અન્નતણાં ત્યાં પાત્ર;
મધ્યે માધવ બેઠડા રે, સુંદીર શ્યામળ ગાત્ર. નાનાં૰ ૧
હરજી દેખાડે ડોળીઆ રે, આ મીઠું દધિ ભાત;
ચાખી ચખાવી મિત્રને રે, મોહન પ્રેમે આપે પાત્ર. નાનાં૰ ૧૧
એક કહે હરજી ચાખો મારું રે, આ કેનું છે કહાન;
બોટયું પ્રાશે આહિરનું રે, જે પુરુષોત્તમ ભગવાન. નાનાં૰ ૧૨
બ્રહ્માજી જોવા આવિઆ રે, વિસ્મે પામ્યા મંન;
પારખું જોવાને કારણે રે, હર્યાં વાછરુ વંન. નાનાં૰ ૧૩
બહાર શોધવાને નિસર્યા રે, પોતે દીન દયાલ;
કરમાં લીધી કામળી રે, બેહાં મૂકયાં બાલ. નાનાં૰ ૧૪
વિધિએ સાથી સર્વે હર્યાં રે, રાખીઆ માયા માંહે;
હરજીએ આવી નિરખિયું રે, મિત્ર ન દીઠા ત્યાંહે. નાનાં૰ ૧૫
મોહને મન વિમાસિયું રે, જાણી અજની પેર;
સાથી સર્વ હરાવિયા રે, કયમ જાઉં એકલો ઘેર. નાનાં૰ ૧૬
બાલક વચ્છ રૂપે થયા રે, પોતે શ્રીગોવિન્દ;
ઘેર ઘેર પ્રીત અતિ ઘણી રે, ગૌ ગોપ આનંદ. નાનાં૰ ૧૭
ચતુરાનન ચાલી આવીઓ રે, વર્ષ થયું જ્યાં એક;
રંગે રંગ ત્યાં નીરખીઆં રે, આવે નહિ વિવેક. નાનાં૰ ૧૮
જાણે તે શું આવિયાં રે, પુનરપિ જોવા જાય;
હરિની માયાએ મોહીઆ રે, લીલા જોઇને વિસ્મે થાય. નાનાં૰ ૧૯

બ્રહ્માજીને દેખાડિયું રે, શ્વેત ચતુરભુજ રૂપ;
ભાંગ્યો ભર્મ તે મનતણો રે, અંતર જાણ્યું ભૂપ. નાનાં૦ ૨૦
પગે લાગીને સ્તુતિ કરે રે, ઓળખ્યા નહિ મેં સ્વામ;
એ અપરાધ ક્ષમા કરો રે, ભાલણ પ્રભુ શ્રીરામ. નાનાં૦ ૨૧

## બંસી મોહિનીલીલા.

### પદ ૨૧ મું–રાગ રામગ્રી.

વૃન્દાવન માંહે રે વિઠ્ઠલો, ચત્રભુજ ચારે ગાય;
ચાલો જોવાને ત્યાં જઇએ, દુષ્કિત દૂર પલાય. વૃન્દાવન૦ ૧
મળીઆ તેવડે તેવડા, સઘળા સરખો વેષ;
વાદે વાય છે વાંસળી, નાદે મોહ્યા દેવેશ. વૃન્દાવન૦ ૨
લોચન તેનાં મંગેરીઆં, જોતાં હરખ ન માય;
વાટે દેવ પળે નહિ, ઢોરાં સ્તંભ ત્યાં થાય. વૃન્દાવન૦ ૩
લાંબી વેણે વંકીલો, લીલાએ મોરડું અંગ;
નારી દેહડી કાં ન સરજીયાં, નહિતર રહેતાંજી સંગ. વૃન્દાવન૦ ૪
ધન તે નંદ જશોમતી, જેને એહવો છે તંન;
બ્રહ્મા રુદ્ર જાણે નહિ, એવડું એનું પુણ્ય. વૃન્દાવન૦ ૫
આપણ સરજ્યાં અભાગીઆં, પૂરી પ્રીત ન થાય;
સ્વેદ મળે છે શ્યામ મને, જઇને કીજે રે વાય. વૃન્દાવન૦ ૬
નવ સરજ્યાં વાંસળી રે, અટકત પ્રભુજીના પાણ્ય;
અધર અમૃત રસ ચાખતાં, એ રસ વેદપુરાણ. વૃન્દાવન૦ ૭
લજ્જા લોપી લોકથી, જઇએ જીવન પાસ;
મહીડું માખણ સોંપી, પહોંચે મનની આશ. વૃન્દાવન૦ ૮
વેરી વિધાતા નિરાંશીઓ, નયણે નિમિષની ખોડ;
જોતાં જોખમ ઉપજે, બેલડી રાઘવ જોડ. વૃન્દાવન૦ ૯
ચારુ ચમમાંહે મૃગલાં, આપણાં પીયુ સમેત,
નયણે નીરખે નાથને, મુરલીનો રસ લેત. વૃન્દાવન૦ ૧૦
ધન તે ઋષિની કામિની, કોડીલા કૃષ્ણ હાથ;
એ દિન કૃષ્ણ જમાડીઆ, ભાલણ પ્રભુ રઘુનાથ. વૃન્દાવન૦ ૧૧

## પદ ૨૨ મું–રાગ સામેરી.

મોરલી વાય છે વૃન્દાવનમાં શ્રીગોપાળ, મોરલી સાંભળવા જઇએ.
ગૌ તૃણ ચરતી રહી, સાંભળે માંડી કાન;
આકાશે ચાલે નહિ, થંભી રહ્યાં વૈમાન. મોરલી૦ ૧
મૃગલાં મીટ માંડી રહ્યાં, વૃક્ષ તણાં ન હાલે પાન;
મોરલી રાગ રગે સાંભળીને, યોગેશ્વર મૂકયાં ધ્યાન. મોરલી૦ ૨
ગુણીજન લઈ શકે નહીં, અનેક રાગ રંગ તાન;
મોરલી રંભા મેનકા ઉર્વશી, વિધાતાએ મૂકયાં માન. મોરલી૦ ૩
યમુના જળ હાલે નહિ, સૂર્ય રહ્યો સ્થિર સ્થાન;
મોરલી સુણતાં મોહી રહ્યાં, સાંભળી સુંદીર ગાન. મોરલી૦ ૪
અંબર તે સુર નારીનાં છૂટે, અતિ વિકલ દેહ;
મોરલીએ મણિધર ફેણા માંડી, ન હાલે ચાલે જેહ. મોરલી૦ ૫
મેં તો રહ્યું જાય નહિ, કામ બાણના વાગ્યા પ્રહાર;
મન તો ચોર્યું મહાવજીએ, વિસરીયાં ઘર વ્યાપાર. મોરલી૦ ૬
નયણે જઈને નિરખીએ, સાંભળીએ સુંદીર સાદ;
નટવરજીનું લટકું દેખી, મૂકી કુલ મરજાદ. મોરલી૦ ૭
લાક લાજ મેં પરહરી, સોંપ્યું રે એને શરીર;
મોરલી પરવશ થયો આત્મા, રાખ્યો તે ન રહે ધીર. મોરલી૦ ૮
મારે હૈડે વસ્યો, રહ્યો દિન ને રાત;
લણ પ્રભુ રઘુનાથજી, અંતરગત મળીઆ સાથ. મોરલી૦ ૯

## દાણલીલા.

### પદ ૨૩ મું.

એની વાટે નહિ જઇએ, નંદકુંવર કરે આળ ઘણી;
એને કો વારી ન શકે, શું કીજે મથુરાંનો ધણી. ૧
બાળકથી બળવંત થયો છે, ધેનુક બળ હણી;
એ કેનું કહ્યું ન માને, ઇચ્છાએ ચાલે આપણી. ૨
કાલિન્દ્રી દોહીને વશ કીધો, એણે ઉચાળ્યો ફણી;
ગોવર્દ્ધનગિરિ તોળી રાખ્યો, કર ઉપર આળ કરી. ૩
જે દેખે તે મોહ પામે, એનું રુડું રૂપ ભણી;
લીલા ગતિ કોઇએ નવ જાણે, ભાલણ પ્રભુ રઘુનાથ તણી. ૪

પદ ૨૪ મું.

કાંબલી મે'લો કાનજી રે, શું માગો છો નાથ;
મહીડું મથુરાં માંહિ વેચવું રે, જાય છે સહીઅર સાથ. કાંબ૦ ૧
આણી વાટે કોઇએક આવશે રે, ફોકટ દેશે આળ;
કરશે નામ તે નંદનું રે, સાંભળશે ભૂપાળ. કાંબ૦ ૨
જન્મ તમારાથી અતિ ઘણી રે, મોટમ વાધી જેહ;
થોડે કાજે સાંભળશી રે, નિર્ગમશો શું તેહ. કાંબ૦ ૩
એવડી આળ ન કીજીએ રે, સુનું નથી આ વંન;
લોક વહેવાર તે રાખવો રે, દોહિલું છે રે દુર્જન. કાંબ૦ ૪
કહો તો મેલું માટલી રે, ઠાલી જાઉં ઘેર;
યશોદાજી આગળ કહું રે, જુઓ પુત્રની પેર. કાંબ૦ ૫
મોટો મહિમા છે નંદનો રે, તેની રાખું લાજ;
કોડી એક આપુ નહિ રે, તે નિશ્ચે જાણજો આજ. કાંબ૦ ૬
રાખો સઘળી ગોવાલણી રે, સહુ કને લ્યો દાણ;
અથવા જાવા દો મુને રે, કંસરાયની આણ. કાંબ૦ ૭
સાંભળશે તો અહીં આવશે રે, તાત મારો વૃખભાન;
નંદજીની જોડનો જેહ છે રે, વારુ દેશે માન. કાંબ૦ ૮
લક્ષણ ચતુરાનાં એ નહિ રે, જે માર્ગ કરતી આળ;
વ્રજપતિ તાત તમારડો રે, તેને લાગશે ગાળ. કાંબ૦ ૯
શાને રાખો છો એકલી રે, હું તે વાલી નહિ નાર;
પરાણે પ્રીત ન ઉપજે રે, મારે માથે છે ભરથાર. કાંબ૦ ૧૦
મન તો પોતાનું રાખીએ રે, નાલ કરે જમ નીર;
કોને નિર્લજ ન કીજીએ રે, સુંદર શ્યામ શરીર. કાંબ૦ ૧૧
ધણીઆતાંને નવ બોલાવીએ રે, ઠગનો જોઇએ હાર;
કુલ મરજાદા તે રાખીએ રે, ભેદ તણો વહેવાર. કાંબ૦ ૧૨
શીખો સુંદર શ્યામજી રે, ચતુરાઇની રીત;
કામી કો કરે નહિ રે, પંચ દેખતાં પ્રીત. કાંબ૦ ૧૩
મોહન મળવું તે ભલું રે, જે બેઉનું માને મંન;
કેમ ન માને ને માનું રે, જેનું ચિત્ત ન હોએ ભિન્ન. કાંબ૦ ૧૪
પ્રેમ તે ઝાલ્યો રહે નહિ રે, નદીતણું જેમ પૂર;
હવાં જાવા દો મુને રે, થાય છે મુને અસૂર. કાંબ૦ ૧૫

મન તમારું જો હશે રે, તો મહા રાસે ન હોય;
અંતરજામી એક છે રે, હૈયે વિમાસી જોય. કાંજ૦ ૧૬
જ્યારે વાશો વાંસળી રે, અતિ અનોપમ નાદ;
સાંભળવાને અમો આવિશું રે, આણી મન આહ્લાદ. કાંજ૦ ૧૭
આ ઠેકાણે રહેજો એકલા રે, વૃન્દાવનને ઠામ;
મને પોતાની કરી જાણજો રે, ભાલણ પ્રભૂ શ્રીરામ. કાંજ૦ ૧૮

### પદ ૨૫ મું.

રાધા કહે સુણો સુંદર વર, તમને કહું હું વાત રે;
આવા રુડા ચતુર શિરોમણિ, નંદ તમારો તાત રે. રાધા૦ ૧
તમો આળ કરો તે દેખે, જાતાં વળતાં લોક રે;
આપણા મનમાં નહિ કાંઇ, આળ ચઢાવે ફોક રે. રાધા૦ ૨
મારગમાં ન બોલાવીએ, જો ધણી હોય પ્રીત રે;
નયનતણા ચાળા જે કરવા, ચતુરતણી નહિ રીત રે. રાધા૦ ૩
એક વૃન્દાવન ધણી થયા, બીજું સહુને કરો આળ રે;
એ તો લક્ષણ નહિ કાંઈ રુડાં, સાંભળશે ભૂપાળ રે. રાધા૦ ૪
હું તો વહાલા માટે કહું છું, દાઝે મારું મંન રે;
જાણું રખે ભુંડા કહે તમને, સુંદર સાંભળ તંન રે. રાધા૦ ૫
આજ જાવા દ્યો મુને, વળી મળીશું એક વાર રે;
હું દાસી છું તમારી, ભાલણ પ્રભુ મુરાર રે. રાધા૦ ૬

### પદ ૨૬ મું—રાગ કલ્યાણ.

રાધા કહે હું આગળ થાઉં, તમો સહુ પાછળ આવો; બંસીબટ વાટે પળાઉં.
શું કરશે કહાનજી મુને, હું વૃષભાન સુતા કહેવાઉં;
દાણ માગવા જો આવે તો, કોટી એક ઉત્તર પાઉં. બંસી૦ ૧
ઓશિયાળી કાંઈ નથી એની, ખપે તો પાણી નવ પાઉં;
એ ભાગિ હું તો શું બીહું, કંનના ગાળીઆં હેઠળ જાઉં. બંસી૦ ૨
મારગ મેલી જો હીંડું તો, સાસરે કેમ સમાઉં;
દહાડી એને દૂધજ પાઉં તો, વણજ હું શું કમાઉં. બંસી૦ ૩
જેવો છે તેવો જાણું છું, તમ આગળ અવગુણ ગાઉં;
ગુંવાળી થઈ શું બોલું તો, સહીઅર માંહી ઠગાઉં. બંસી૦ ૪

સગપણ મારે શું એ સાથે, તમો કહો તેવા સમ આણી;
બીટ તણી મેલાવા માટે, ભાલણ પ્રભુ તણે હાથ વેચાણી. બસી૦ ૫.

પદ ૨૭ મું–રાગ પરજીઓ.

સુંદર સ્યામજી રે, એમ ન કરશો આળ;
અમને તો દોહીલું લાગે છે, તમને દે છે ગાળ.
એવડી આળ ન કીજીએ રે. ટેક.
એ હલકાં આવી છે, નંદજીને એ નવ જાણે રે;
રૂપ યૌવન ચતુરાઈનો, ઘણો ગર્વ મન આણે રે. એવડી૦ ૧
સુદીર દૂધ ભાવે તો પીઓ, માહરું માખણ રે દહીં ખાઓ રે;
જાવા દો એને મારા વહાલા, સુખીઆ થાઓ રે. એવડી૦ ૨
શુએ છૂટે મોંહે બોલે છે, તમો રહો છો સાંખી રે;
ભાલણ પ્રભુ રઘુનાથજીને, તે કહાવશે સાંખી રે. એવડી૦ ૩

પદ ૨૮ મું.

જાશો કો આણી વાટે, કહાનજી ઉભો છે ઘાટે; દાણ માગે રે. ટેક.
એ તો છે કો મોટો દાણી, ન જાણે દૂધ ને પાણી;
લાગ્યો કાગળ છાપું આણી, હું ભોળી કયમ જાણી. દાણ૦ ૧
ચંચળ લક્ષ ચલાવે, દાણ મીષે પાસે આવે;
તહારું મહી મુને ભાવે, કિમ જાઇશ હાવે. દાણ૦ ૨
આજ હું એકલી રાખી, માથેથી મટુકી નાખી;
મારું મહી જોયું ચાખી, કહાને ઉભી રાખી. દાણ૦ ૩
હું ગઈ યશોદા પાસ, મહાવે મારી ઢોળી છાશ;
ગોરસનો કીધો નાશ, મનમાં મોટી આશ. દાણ૦ ૪
ગોવાળાસું બોલે વાણી, એમ કહે સારંગપાણી,
નિત્ય ભાંજિસ તાહરી દહોણી, કોમાં કરતો કાણી. દાણ૦ ૫
વિનતિ સુણોને આજે, અમને જાવા દ્યો મહારાજે;
કંસનું છે કુડું રાજે, ભાલણ પ્રભુને નવ છાજે. દાણ૦ ૬

પદ ૨૯ મું–રાગ રામગ્રી.

મુને શું કહો છો શું કહો છો સ્વામી શ્રીભગવાન;
વડી વારની વનમાં રાખી, સુંદરી સ્યામજો વાત. મુ૦ ૧

મહી વેચવા અસુર થાએ, જાય સહીઅર સાથ;
એકલડી મેં કયમ રહેવાએ, મેલો મારો હાથ. મું૦ ૨
નંદ યશોદાને જઈ પૂછો, ન હોએ દહીંનું દાણ;
નવી ચાલ કહો કયમ ચાલશે, તમો છો ચતુરસુજાણ. મું૦ ૩
આળ માંડી તમે અતિ ઘણી, નહિ સાંખે કોએ;
માથા ઉપર કંસ જાણશે, નવ નવી કયેમ હોએ. મું૦ ૪
મારગ દુરીજન લોક દેખશે, કરશે નવો વિચાર;
સાસુ નણંદ ને જેઠાણી, દોહિલો છે ભરતાર. મું૦ ૫
આટલા દિન હું અસન જાણતી, હવે થયા છો પ્રૌઢ;
બાળપણું તોએ નવ છોડો, સ્વામી ગરુડારૂઢ. મું૦ ૬
દૂધ દહીં જો લીધું જોઈએ, વિનય કરીને માંગો;
ભાલણ પ્રભુને પ્રમદા પામી, જન્મ મરણનો ભય ભાંગો. મું૦ ૭

પદ ૩૦ મું–રાગ સામેરી.

વૃન્દાવનની વાટે, હરજી ઉભા છે ઘાટે;
માથે મહીની ગોળી, આવી ગોપિકાની ટોળી. ૧

ઢાળ.

ટોળી આવી ગોપિકાની, મુખ્ય રાધા સુંદરી;
નંદ નંદન હાસ્ય કરતા, જ્યેષ્ટિકા આગળ ધરી. ૨
કમલલોચન કહે વાણી, અબળા તું આવી ભલી;
અવરનું મહી પીધું છે, પણ તું રહી એકલી. ૩
ઘણી ચાહશ ધાયુડી મેં, જાણી તારી ચાતુરી;
આજ પય તારું પીયું તો, પ્રતિજ્ઞા મારી ખરી. ૪
મન તલપે મારું તું, આણે મારગ નવ આવતી;
આદર ને ઉપદેશ દઇને, નવે પંથ ચલાવતી. ૫
મણ ભાંગે તું મારું, ઘણા દીન થયા હઠ ચડી;
*આજ સર્વે જાણશે, જે એકલી આવી પડી.* ૬
રસ રાખી પ્રીછવો તો, સખી કો જાણે નહીં;
મન તો માને માહરું, તુંને જાવા દેઉં સહી. ૭
ચતુર હોય તે એક ચિત્તે, બાંધી મુંઠી એક ભરે;
ભાલણ પ્રભુ રઘુનાથજી, એમ પ્રીત રીતે ઉચ્ચરે. ૮

## પદ ૩૧ મું.

નારી નયન નચાવે, અંતર ભય નવ આવે;
મરમે કહે મૃગ નયની, પ્રેમે વદે પિક વયણી. ૧

### ઢાળ.

પિક વયણી પ્રેમે વદે, વેગળા રહે ગોવાળીઆ;
કંસ સરખાને દાણ ન આપું, અમો નહિ તે બાળિઆં. ૨
જાણું છું તું જેહ વાંચ્છા, વાત તારી મેં લહી;
વડાઈ શી કરો છો, પોતાની જીભ્યાએ કહી. ૩
ગાય ચારે નંદની, તુંને દાણી કોણે કર્યો;
ચોરીને દહીં દૂધ પીતાં, પરાણે તુ ઉછર્યો. ૪
માગવું તો માનસું રે, ગર્વ ઘેલો આણવો;
અલુઆઈ શી કરો છો, કંસ રાજા જાણવો. ૫
તમો ચતુરાઈ કરો છો સખી, જુએ ત્યાં અતિ ઘણી;
તમારાથી એક વિદ્યા, આજ હું અધિકી ભણી. ૬
બીહાવો તે બીજાને જે, ભોળી હોયે ભામિની;
તુ થકી હું અધિક છું રે, કુટિલ વિદ્યા કામિની. ૭
બીહે તે તો બળે આપે, મારે બીક છે કશી;
ભાલણ પ્રભુ રઘુનાથને કહે, પ્રીત રીતે મન વસી. ૮

## પદ ૩૨ મું.

હરજી કહે એમ વાણી, જેવી છે તેવી જાણી;
વચન કહું છું છેલ્લું, વિણુ લીધે નહિ મેલું. ૧

### ઢાળ.

લીધા વિણુ મેલું નહિ, બાપ તારો આવશે;
કોણ છે જે બલ કરીને, મુજ આગળ મૂકાવશે. ૨
દૂધ દહીં નવનીત ઉત્તમ, ગોપિકા આપે બહુ;
આરોગે ગોવાળિયા તે, ગોકુળમાં જાણે સહુ. ૩
પિયુ તારો શું કરશે, લાગતું લેઉં અહીં;
પાસે પુછો પ્રેમદાને, આપ્યા વિણુ જાએ નહીં. ૪
ઘણા દિન થયા ભાગી જાતી, આજ મુજ મીટે પડી;
સઘળા દિનનું વાળી લેઉં, જતન કરતાં જે જડી. ૫

એમ શું મુજ ફોક થાશે, દિવસ પ્રત્યે જે કરું;
આણી વાટે ઉતરો તો, મન આવે તે હરું. ૬
રાવ કરી જઇ કંસ આગળ, શું કરશે તે મુને;
સહી કરીને જાણ્ય જોજે, જાવા નહિ દઉં તુને. ૭
સંતોષેસું તમો થોડું, આપી જાઓ રીસસું;
ભાલણ પ્રભુ રઘુનાથજી, કહે કાર્ય મહારે પ્રીતસું. ૮

## પદ ૩૩ મું.

બીજી સખી કહે લાગો; આપોને ચરણે લાગો;
બાઈ બોલ પ્રભુનો થાપો, થોડુંઘણું કાંઇ આપો. ૧

ઢાળ.

થોડલું રસ કરી આપો, નંદકુંવર લાડિકો;
કેટલુ એક કહાન પીએ, ભરી મહિ લ્યો વાડિકો. ૨
માતા રીસ નહિ કરે અમો, શાખ દઇને થાપશું;
એમ કરતાં કોપશે તો, અમો બમણું આપશું. ૩
હઠ કરે છે કૃષ્ણજી તો, વચન એનું પાળીએ;
શ્યામ સુંદર પ્રાણ માંગે, તોહે બોલ ન વાળીએ. ૪
રાધા કહે હું તે નહિ જે, હઠ ચઢે આપું રતી;
ગોડ ભલાઈ શી કરો છો, પ્યારી થાવા સતી. ૫
મારા બાપને ઘેર ઘણા જાચક, આવી પય પીએ સદા;
કરગરીને કૃષ્ણ માગે તો, હું પય આપું મુદા. ૬
બીહે તે તો બળે આપે, મારે બીક છે કશી;
વિનય કરીને પ્રારથે તો, દૂધ દહીં પાણી હસી. ૭
પ્રીતે કોટિક કામ થાયે, મન જો માને ખરું;
ભાલણ પ્રભુ રઘુનાથસું, એક ચિત્તે અનુસરું. ૮

## પદ ૩૪ મું.

ભેદ સખી કહે ભાંગો, યાચક થઈ હરિ માગો;
તો એ આપશે નારી, હઠે ભરી ભરાણી ભારી. ૧

ઢાળ.

હઠ ભરાણી ભામિનિ એ, આંટી આવી નવ ટળે;
બીજાની ને એહની કહો, વાત સરખી કયમ મળે. ૨

વૃખભાન કુંવરી લાડકી, એ રૂપ યૌવન ભરી;
માન એનું રાખીએ, કૃષ્ણજી માગે કરગરી. ૩
સ્યામ સુંદર હસ્યા સારે, વચન સ્યામાનાં સુણી;
કેશવજીએ કર જોડીઆ, ને પ્રીત વાધી અતિ ઘણી. ૪
આજ્ઞાકારી હું તદારો તુ, જયમ રાખે ત્યમ રહું;
જાચવાનું શું ગજુ, મન માને તે હું કરુ. ૫
યાચક જાણો તાહરો, સંદેહ સઘળો મેં હર્યાં;
સ્નેહ સાચો જાણજો, અવતાર આણે અવતર્યાં. ૬
સ્નેહ જાણી પ્રેમ આણી, પાણીએ પાયું પ્રહ્યુ;
મનનું જલ માનુની તે, દૂધથી અધિકું લહ્યુ. ૭
એણીપેર થયા એક રસે, ચિત્ત બેહુ અનુસર્યુ;
ભાલણ પ્રભુ રઘુનાથસું, જયમ રત્ન કુંદનસું મળ્યુ. ૮



# વલ્લભભટ.

અમદાવાદનો ભટ મેવાડો સંવત્ ૧૭૯૦ સને ૧૭૩૪ માં હૈયાત હતો. એ માતાનો ભક્ત, ઘણુંખરું ચુંવાળમાં રહેતો. "વલ્લભ ધોળાકી જે" એવું જે માતાના મંદિરમાં બોલાય છે, તેમાંનો એક એ હતો.

## આનંદનો.

### ગરબા છંદ.

આજ મને આનંદ, વાધ્યો અતિ ઘણો મા;
ગાવા ગરબા છંદ, બહુચર માતતણો મા. ૧
અળવે આળપંપાળ, અપેક્ષા આણી મા;
છે ઇચ્છા દીન અતિપાળ, દ્યો અમૃત વાણી મા. ૨
સ્વર્ગ મૃત્યુ પાતાળ, વાસ સકળ તારો મા;
બાળ કરી સંભાળ, કર ઝાલો મારો મા. ૩
તોતળા મુખ તન, તો તો તો કહે મા;
અર્ભક માગે અન્ન, નિજ માતા મન લહે મા. ૪
નહિ સવ્ય અપસવ્ય, કહિ કંઈ જાણું મા;
કળી કહાવા કવ્ય, મન મિથ્યા આણું મા. ૫
કુળજ કુપાત્ર કુશીલ, કર્મ અકર્મ ભર્યો મા;
મૂરખમાં અણમીલ, રસ રટવા વિચર્યો મા. ૬
મૂઢ પ્રમાણે મન્ય, મન મિથ્યા માપી મા;
કોણ લહે ઉતપત્ય, વિશ્વ રહ્યાં વ્યાપી મા. ૭
પ્રાક્રમ પરમ પ્રચંડ, પ્રબળ ન પળ પ્રીછું મા;
પૂરણ પ્રગટ અખંડ, અન્ત થકો ઇચ્છું મા. ૮
અર્ણવ ઓછે પાત્ર, અક્કલે કરી આણું મા;
પામું નહિ પળ માત્ર, મન જાણું નાણું મા. ૯
રસના જુગ્મ હજાર, તે રટતે હાર્યો મા;
ઇશે અંશ લગાર, લૈ મન્મથ માર્યો મા. ૧૦
માર્કંડેય મુનિ રાય, મુખ માહાત્મ્ય ભાખ્યું મા;
જયમુનિ ઋષિ જેવાય, ઉર અંતર રાખ્યું મા. ૧૧

અણુગણ ગુણગતિ ગોત, ખેલ ખલ ખરો ન્યારો મા;
માત જાગની જ્યોત, જળહળનો પારો મા. ૧૨
જરા તૃણવંત ગુણ ગાય, કહું ઉંડળ ગુંડળ મા;
ભરવા બુદ્ધિ બે હાથ, ઓઘામાં ઉંડળ મા. ૧૩
પાગ નમાવી શીશ, કહું ઘેલું ગાંડું મા;
માતા ન ધરશો રીસ, છે ખોલું ખાંડું મા. ૧૪
આદિ નિરંજન એક, અલખ અકળ રાણી મા;
તુજથી અવર અનેક, વિપ તરતાં જાણી મા. ૧૫
શક્તિ સરજી સૃષ્ટ, સેહેજ સ્વભાવ અલપ મા;
કવચિત કરુણા દૃષ્ટ, કૃતકૃત્ય કોટિ કલપ મા. ૧૬
માતંગી ધન મુક્ત, રમવા કીધું મન મા;
જોવા જુક્ત અજુક્ત, રચિયાં ચૌદ ભુવન મા. ૧૭
નીર ગગન ભૂ તેજ, સહેજ કરી નિર્મ્યાં મા;
મારુત વત જે જે જ, ભાંડે કરી ભર્મ્યાં મા. ૧૮
તતક્ષણ તનથી દેહ, ત્રણ કરી પેદા મા;
ભવ કૃત કરતા જેહ, સરજે પાળે સદા મા. ૧૯
પ્રથમ કર્યો ઉચ્ચાર, વેદ ચારે વાચક મા;
ધર્મ સમસ્ત પ્રકાર, ભૂ ભણવા લાયક મા. ૨૦
પ્રગટી પંચ મહાભૂત, અવર સર્વ જે કો મા;
શક્તિ સર્વ સંયુક્ત, શક્તિ વિના નહિ કો મા. ૨૧
મૂળ મહી મંડાણ, મહા માહેશ્વરી મા;
જગ સચરાચર જાણ, જય વિશ્વેશ્વરી મા. ૨૨
જલ મધ્યે જલશાયી, પોઢ્યા જગજીવન મા;
બેઠાં અંતરિક્ષ આઈ, ખોળે રાખી તન મા. ૨૩
વ્યોમ વિમાનની વાટ, ઠાઠ ઠર્યો આછો મા;
ઘટ ઘટ સરખો ઘાટ, કાચ બન્યો કાચો મા. ૨૪
અજ રજગુણ અવતાર, આકારે જાણી મા;
નિર્મિત હિત નર નાર, નખ શિખ નારાયણી મા. ૨૫
પન્નગ ને પશુ પખી, પૃથક્ પૃથક્ પ્રાણી મા;
જુગ જુગ માંહે ઝાંખ, રૂપે રુદ્રાણી મા. ૨૬

ચખ ચંચળ ચૈતન્ય, વચ ચાહન ટીકી મા;
જણાવવા જન મન, મધ્ય માતા કીકી મા. ૨૭
અન્નચર તૃણચર વાયુ, ચર વારી ઝરતા મા;
ઉદર ઉદર ભરી આયુ, તું ભવની ભરતા મા. ૨૮
રજો તમો ને સત્ત્વ, ત્રિગુણાત્મક ત્રાતા મા;
ત્રિભુવન તારણ તત્ત્વ, જગતણી જાતા મા. ૨૯
જ્યાં જ્યમ ત્યાં ત્યમ રૂપ, તેજ ધર્યો સઘળે મા;
કોટી કરી ધ્યાન ધૂપ, કોઇ તુજને ન કળે મા. ૩૦
મેરુ શિખર મહિમાય, ધોળા ગઢ પાસે મા;
બાળી બહુચર આગ, આદ્ય વસે વાસે મા. ૩૧
ન લહે બ્રહ્મા ભેદ, ગુણ ગતિ તાહેરી મા;
વાણી વખાણે વેદ, શી મતિ માહેરી મા. ૩૨
વિષ્ણુ વિમાસી મન, ધન્ય એમ ઉચરિયાં મા;
અવર નહીં તુંથી અન્ય, બાળી બહુચરિયાં મા. ૩૩
માને મન મહેશ, માત મયા કીધે મા;
જાણે સુરપતિ શેષ, સહુ તારે લીધે મા. ૩૪
સહસ્ર ફણાધર શેષ, શક્તિ સબળ સાધી મા;
નામ ધર્યું નાગેશ, કીર્તિ તો વાધી મા. ૩૫
મચ્છ કચ્છપ વારાહ, નૃસિંહ વામન થઈ મા;
અવતારો તારાહ, તે તુજ માહાત્મ્ય હઈ મા. ૩૬
પરશુરામ શ્રીરામ, રામ બળી બળ જે મા;
બુદ્ધ કલંકી નામ, દશ વિધ ધરી દેહે મા. ૩૭
મધ્ય મથુરાંથી બાળ, ગોકુળ તો પોતું મા;
તેં નાંખી મોહ જાળ, બીજું કોઈ નોતું મા. ૩૮
કૃષ્ણા કૃષ્ણ અવતાર, કલિ કારણ કીધું મા;
ભક્તિ મુક્તિ દાતાર, થૈ દર્શન દીધું મા. ૩૯
વ્યંઢળ ને વળિ નાર, પુરુષપણે રાખ્યાં મા;
એ અચરજ સંસાર, શ્રુતિ સ્મૃતિએ ભાખ્યાં! મા. ૪૦
જાણી વ્યંઢળ કાય, જગમાં અણજુક્તિ મા;
મા મોટે મહિમાય, ઇન્દ્ર કથે ઉક્તિ મા. ૪૧

મહેરામણ મથી મેર, કીધો રવૈયો સ્થિર મા;
કાઢ્યાં રત્ન એક તેર, વાસુકીનાં નેતર મા. ૪૨
સુર સંકટ હરનાર, સેવકને સન્મુખ મા;
એવી ગતિ અગમ અપાર, આનંદી નિધિ સુખ મા. ૪૩
સનકાદિક મુનિ સાથ, સેવે વિવિધ વિધે મા;
આરાધી નવ નાથ, ચોર્યાસી સિદ્ધે મા. ૪૪
આવી અયોધ્યા ઇશ, નામી શીશ વખ્ય મા;
દશ મસ્તક ભુજ વીશ, છેદી રીત મળ્યા મા. ૪૫
નૃપ ભીમકની કુમાર, તમ પૂજે પામી મા;
રુક્મિણિ રમણ મુરાર, મન ગમતો સ્વામી મા. ૪૬
રાખ્યા પાંડુ કુમાર, છાના શ્રી સંગે મા;
સંવત્સર એક બાર, વામ્યા તમ અંગે મા. ૪૭
ઉધ્યો તન પ્રદ્યુમ્ન, છુટે નહિ કેથી મા;
સમરી પૂરી શંખન, ગયો કારા ગૃહથી મા. ૪૮
વેદ પુરાણ પ્રમાણ, શાસ્ત્ર સકલ સાખી મા;
શક્તિ સૃષ્ટિ મંડાણ, સર્વે રહ્યાં રાખી મા. ૪૯
જ્યાં જ્યાં જગતી જોઈ, ત્યાં ત્યાં તું તેવી મા;
સમવિન ભ્રમવિત ખોઈ, કહી ન શકું કહેવી મા. ૫૦
ભૂત ભવિષ્ય વર્તમાન, ભગવતિ તું ભવની મા;
આદ્ય મધ્ય અવસાન, આકાશે અવની મા. ૫૧
તિમિર હરણ શશી સુર, તે તારો ઘોડો મા;
અગ્નિ અગ્નિ ભરપૂર, થઈ પોંખો શોખો મા. ૫૨
ષટ્ ઋતુ રસ ખટ માસ, દ્વાદશ પ્રતિબંધે મા;
અંધકાર ઊજાસ, અનુક્રમ અનુસંધે મા. ૫૩
ધરતી તું ધન્ય ધન્ય, ધ્યાન ધરે ન આવો મા;
પાલણ પ્રજા પરજન્ય, અણુચિતમાં આવો મા. ૫૪
સકલ સમૃદ્ધિ સુખદાઇ, પય દધિ ઘૃતમાંહીં મા;
સર્વે રસ સરસાઈ, તું વિણ નહિ કાંઇ મા. ૫૫
સુખ દુઃખ બે સંસાર, તારાં નીપાયાં મા;
બુદ્ધિ બળ ને બળ આહાર, ઘણું કાળાં વાર્યાં મા. ૫૬

ક્ષુધા તૃષા નિદ્રાય, લઘુ જોબન જરા મા;
શાંતિ શૂર શીમાય, તું સઘળે સિદ્ધા મા. ૫૭
કામ ક્રોધ મોહ લોભ, મદ મત્સર મમતા મા;
તૃષ્ણાથી સ્થિર થોભ, શરમ ધરે શમના મા. ૫૮
અર્થ ધર્મ ને કામ, મોક્ષ તું મોહ માયા મા;
તન મનનો વિશ્રામ, ઉર અંતર છાયા મા. ૫૯
ઉદે ઉદ્ધારણ અરત, આદ્ય અનાદેની મા;
ભાવા ભૂર સમરત, વાક વિવાદેની મા. ૬૦
હરખ હાસ્ય ઉપહાસ્ય, કાવ્ય કવિત વિત્ત તું મા;
ભાવ ભેદ નિજ ભાષ્ય, ભક્તિ ચિત્ત તું મા. ૬૧
ગીત નૃત્ય વાજીત્ર, તાળ તાન માને મા,
વાણી વિવિધ વિચિત્ર, ગુણ અગણિત ગાને મા. ૬૨
રતિરસ વિલસવિલાસ, આશ સકળ જગની મા;
તમ તન મન મધ્યવાસ, મોહ માયા અગ્નિ મા. ૬૩
જાણે અજાણે જગત, બે બાધા જાણે મા;
જીવ સકલે આ સૃષ્ટ, સૌ સરખાં માણે મા. ૬૪
વિવિધ ભોગ મરજાદ, જગ દાખ્યુ ચાખ્યુ મા;
ગરથ સુરત નિસ્વાદ, પદ પોતે રાખ્યું મા. ૬૫
જલ સ્થલ શાખા પત્ર, પુષ્પ ફળે ફળતી મા;
પરણુ માત્ર એક અંત્ર, રસબસ વિચરતી મા. ૬૬
નિપટ અટપટી વાત, નામ કહું કોનુ મા;
સરજી સાતે ધાત, માત અધિક સોનું મા. ૬૭
રત્ન મણિક માણેક, નંગ મઢ્યાં મુક્તા મા;
આભા અટળ અધિક, અન્ય ન સંજુક્તા મા. ૬૮
નીલ પીત આરક્ત, શ્યામ શ્વેત સરખી મા;
ઉભય વ્યક્ત અવ્યક્ત, જગ જેવી નરખી મા. ૬૯
નાગ જે અષ્ટ કુલ આઠ, હીમાચલ આદે મા;
પવન ગવન કઠી ઠાઠ, તુજ રચિતા બાધે મા. ૭૦
વાપિ કૂપ તળાવ, તું સરિતા સિંધુ મા;
જલ તારણ જે નાવ, તું તારણ બંધુ મા. ૭૧

વૃક્ષ વન ભાર અઢાર, ભૂ ઉપર ઉભાં મા;
કૃત્ય કર્મ કરતાર, કોશ વિધિ કૂભાં મા. ૭૨
જડ ચૈતન્ય અભિધાન, અંશ અંશ ધારી મા;
માનવી મોટે માન, એ કરણી તારી મા. ૭૩
વરણ ચાર વિધિ કર્મ, ધર્મ સહિત થાપી મા;
એને બાર અપર્મ; અનુચર વર આપી મા. ૭૪
વાડવ વહ્નિ નિવાસ, મુખ માતા પોતે મા;
તૃપ્તે તૃપ્તે આશ, માત જગત જોને મા. ૭૫
લખ ચોર્યાસી જંત, સૌ તારાં કીધાં મા;
આણ્યો અસુરનો અંત, દંડ ભલા દીધા મા. ૭૬
દુષ્ટ દમ્યા કંઈ વાર, દારુણ દુઃખ દેતાં મા;
દૈત્ય કર્યા સંહાર, ભાગ જગન લેતા મા. ૭૭
શુદ્ધ કરણ સંસાર, કર ત્રિશૂલ લીધું મા;
ભૂમિતણો શિર ભાર, હરવા મન કીધું મા. ૭૮
બહુચર બુદ્ધિ ઉદાર, ખળ ખોળી ખાવા મા;
સંત કરણ ભવ પાર, સાદ કરે સહાવા મા. ૭૯
અધમ ઉદ્ધારણ હાર, આસનથી ઉઠી મા;
રાખણ જગ વ્યવહાર, બુદ્ધિ બાંધી મુંઠી મા. ૮૦
આણી મન આનંદ, મા માંડ્યાં પગલાં મા;
તેજ કિરણ રવિ ચંદ્ર, દે નાનાં ડગલાં મા. ૮૧
ભર્યાં કદમ બે ચાર, મદમાતી મદઝર મા;
મનમાં કરી વિચાર, તેડાવ્યો અનુચર મા. ૮૨
કુર્કટ કરી આરોહ, કરુણાકર ચાલી મા;
નખ પંખી મેલ્યોહ, પગ પૃથ્વી હાલી મા. ૮૩
ઉડીને આકાશ, થઇ અદ્‌ભુત આવ્યો મા;
અધ ક્ષણમાં એક શ્વાસ, અવની તલ લાવ્યો મા. ૮૪
પાપી કરણ નિપાત, પૃથ્વી પડમાંહી મા;
ગોઠયું મન ગુજરાત, બીલાં ભડમાંહી મા. ૮૫
ભોળી ભવાની માય, ભાવ ભલે ભાળે મા;
કીધી ઘણી કૃપાય, ચૂંવાળે આળે મા. ૮૬

નવ ખડ ન્યાળી નેટ, નજર નજર પેઠી મા;
ત્રણુ ગામ તર ભેટ, ઠેક ઠરી બેઠી મા. ૮૭
સેવક સરણું કાજ, શખલ પુર શેઢે મા;
ઉઠ્યો એક અવાજ, દેડાણા નેડે મા. ૮૮
આવ્યાં અશરણુ શર્ણુ, અતિ આનંદ ભર્યાં મા;
ઉદિત મુદિત રવિ કીર્ણુ, દશ દિશ જશ પ્રસર્યાં મા. ૮૯
સકલ સમય જગ માત, બેઠાં ચિત્ત સ્થિર થઇ મા;
વસુધામાં વિખ્યાત, વાત વાયુ વિધિ ગઇ મા. ૯૦
જાણે સહુ જગ જોર, જગ જનની જોખે મા.
અધિક ઉગ્યો ગોર, વાસ કરી ગોખે મા. ૯૧
ચાર ખૂટ ચોખાણુ, ચરચા એ ચાલી મા;
જન જન પ્રતિ મુખ વાણુ, બહુચર બિરદાળી મા. ૯૨
ઉદો ઉદો જયકાર, કીધો નવ ખડે મા;
મંગળ વર્ત્યાં ચાર, ચૌદે બ્રહ્માંડે મા. ૯૩
ગાજ્યા સાગર સાત, દૂધે મેહ વૂઠ્યો મા;
અધર્મ ધર ઉત્પાત, સો કીધા જુઠા મા. ૯૪
હરખ્યા સુર નર નાગ, મુખ જોઈ માતાનું મા;
અવિલોકી અનુરાગ, મન મુનિ સરખાનું મા. ૯૫
નવ ગ્રહ નમવા કાજ, પાગ પડી આવ્યા મા;
ઉપર ઉતારવા કાજ, મણિ મુક્તા લાવ્યા મા. ૯૬
દશ દિશના દિક્પાળ, દેખી દુઃખ વામ્યા મા;
જન્મ મરણુ જંજાળ, મટતાં સુખ પામ્યા મા, ૯૭
ગુણુ ગાંધર્વ જશ ગાન, નૃત્ય કરે રંભા મા.
સુર સ્વર સુણુતાં તાન, ગતિ થઇ ગઈ સ્થંભા મા. ૯૮
ગુણુ નિધિ ગરબો જેહ, બહુચર મા કેરો મા;
ધારે ધારી દેહ, સફળ ફરે ફેરો મા. ૯૯
પામે પદારથ પાંચ, શ્રવણે સાંભળતાં મા;
નાવે ઉની આંચ, દાવાદળ બળતાં મા. ૧૦૦
શસ્ત્ર ન અડકે અંગ, આદ્ય શક્તિ રાખે મા;
નિત્ય નિત્ય નવલે રંગ, ધર્મ કર્મ પાખે મા. ૧૦૧

જળ જે અકળ અથાત, ઉતારે બેડે મા;
ક્ષણુ ક્ષણુ નિશ દિન પ્રાત, ભવ સંકટ ફેડે મા. ૧૦૨
ભૂત પ્રેત જાખૂક, વ્યંતર ડાકીણી મા;
નાવે અડી અચૂક, સમરે સાકીણી મા. ૧૦૩
ચરણુ શરણુ ગતિ ભગ, ખગ પંગ વાળે મા;
શુંગ મુગ મુખ અંગ, વ્યાધિ બધી ટાળે મા. ૧૦૪
શેણુ વિહીણા નેણુ, નેહે નેણું આપે મા;
પુત્ર વિહીણું કહેણુ, કઇ મેણા કાપે મા. ૧૦૫
કળા કલ્પતરુ ઝાડ, જે જાણે તેને મા;
ભક્ત લડાવે લાડ, પાડ વિના કેને મા. ૧૦૬
પ્રગટ પુરુષ પુરષાતન, તુ આપે પળમાં મા,
ઠાલાં ઘેર ઠકરાઈ, દો દગહળ ભળમાં મા. ૧૦૭
નિર્ધનને ધન પાત્ર, તુ કરતાં શું છે મા;
રોગ દોષ દુઃખ માત્ર, તું હરતાં શું છે મા. ૧૦૮
હય ગજ રથ સુખપાલ, આળ વિના અજરે મા;
બિરદે બહુચર બાળ, ન્યાલ કરે નજરે મા. ૧૦૯
ધર્મ ધજા ધન ધાન, ન ટળે ધામ થકી મા,
મહિપતિ દે મુખ માન, માના નામ થકી મા. ૧૧૦
નર નારી ધરી દેહ, જે હેતે ગાશે મા,
કુમતિ કર્મ કૃત ખેહ, થઈ ઉડી જાશે મા. ૧૧૧
ભગવતિ ગીત ચરિત્ર, નિત્ય સુણશે કાને મા;
થઈ કુળ સહિત પવિત્ર, ચડશે વૈમાને મા. ૧૧૨
તુંથી નથી જે વસ્ત, તેથી તને તરપુ મા;
પૂરણુ પ્રગટ પ્રસ્ત, શી ઉપમા અરપું મા ૧૧૩
વારવાર પ્રણુામ, કર જોડી કીજે મા,
નિર્મળ નિશ્ચળ નામ, જનનીનું લીજે મા. ૧૧૪
નમો નમો જગ માત, નામ સહસ્ર તારે મા;
માત તાત ને ભ્રાત, તું સર્વે મારે મા. ૧૧૫
સંવત શત દશ સાત, ને ફાલ્ગુણુ સુદિએ મા;
તિથિ તૃતિયા વિખ્યાત, શુભ વાસર બુધે મા. ૧૧૬

રાજ નગર નિજ ધામ, પૂર નવિન મધ્યે મા;
આઇ આદ્ય વિશ્રામ, જાણે જગત બધે મા. ११७
કરી દુર્લભ સુલભ, રહું છું છેવાડો મા;
કર જોડી વલ્લભ, કહે ભટ મેવાડો મા. ११८.

## મહાકાળીનો ગરબો.

મા તું પાવાની પટરાણી કે, કાળી કાળિકા રે લોલ. १
મા તારો ડુંગરડે છે વાસ કે, ચડવું દોહેલું રે લોલ. २
મા તારા મંડપની શોભાય કે, મુખથી શી કહું રે લોલ. ३
મા ત્યાં તપ કરતા દીઠા કે, વિશ્વામિત્ર ઋષિ રે લોલ. ४
મા તારા ડાબા જમણા કુંડ કે, ગંગા જમના સરસ્વતી રે લોલ. ५
મા તારાં કુકડીઆં દશ વીશ કે, રણમાં ચઢે રે લોલ. ६
કોઇ મુગલે મારી નાંખ્યાં કે, ખોલાવ્યાં પેટમાં રે લોલ. ७
કે પ્રભાતે પંખીડાં બોલ્યાં કે, કીધો ટહુકલો રે લોલ. ८
લીધાં ખડ્ગ ને ત્રિશૂલ કે, અસુરને મારીઓ રે લોલ. ९
ફાડી ઉદર નીકળ્યાં બહાર કે, અસુરને હાથે હંણ્યો રે લોલ. १०
આવી નોરતાંની નવરાત્ર કે, મા ગરબે રમે રે લોલ. ११
માએ છૂટા મેલ્યા કેશ કે, ફુદડી બહુ ફરે રે લોલ. १२
માજી કીઆ સજું શણગાર કે, રમું રંગમાં રે લોલ. १३
ઓઢ્યાં અમર કેરી જોડ કે, ચરણાં ચુંદડી રે લોલ. १४
માએ કરી કેશરની આડ કે, વચમાં ટીલડી રે લોલ. १५
સેંથે ભર્યો છે સિંદૂર કે, વેણુ કાળી નાગણી રે લોલ. १६
માજી દાંતે સોનાની રેખ કે, ટીલીની શોભા ઘણી રે લોલ. १७
પાયે ઝાંઝરનો ઝમકાર કે, વાગે ઘુઘરા રે લોલ. १८
ચોસઠ બેની મળી છે ત્યાંય કે, શણગાર શોભા ઘણી રે લોલ. १९
આવું રૂડું ચૌટું ચાંપાનેર કે, વચમાં ચોક છે રે લોલ. २०
રાજાની ચતુરાં ચંચલ નાર કે, કાળિકાને બેનપણાં રે લોલ. २१
બેની મારી ગરબે રમવા આવો કે, ભવાની મા કાળિકા રે લોલ. २२
ખેલે મંડપની માંય કે, ફેર ફરે ફુદડી રે લોલ. २३
જોવા મળીઆ તેત્રીસ કોડ દેવ કે, ફુલડાં વેરીઆં રે લોલ. २४
રાજાએ અંધાર પછેડો ઓઢ્યો કે, મા તારે હેરોરે લોલ. २५

રાજાએ છળ કરી ઝાલ્યો કે, માજીનો છેડલો રે લોલ. ૨૬
માગ માગ પાવાના રાજન્ કે, તુષ્ટમાન્ થયાં ઘણું રે લોલ. ૨૭
માગ માગ પુત્ર કેરી જોડ કે, બંધાવું પારણું રે લોલ. ૨૮
માગ ઘોડાની ઘોડાશાળ કે, હસ્તી માગ ઝુલતા રે લોલ. ૨૯
માગ તોપો ને તોપખાન કે, જગાલુ અતિ ઘણું રે લોલ. ૩૦
માગ ગુજરાત સરખો દેશ કે, ભદ્ર બેસણું રે લોલ. ૩૧
માગ સુરત સરખું શેહેર કે, બંદર અતિ ઘણું રે લોલ. ૩૨
માગ માગ ઉત્તર કેરો ખંડ કે, નવ કોટી માળવો રે લોલ. ૩૩
માગ માગ પશ્ચિમ સરખો દેશ કે, રણછોડ રાજ કરે રે લોલ. ૩૪
માગ માગ નવ ખંડનું રાજ કે, ચાંદો સૂરજ તપે રે લોલ ૩૫
કે માગું એકલડું વરદાન કે, મોહોલે પધારજો રે લોલ. ૩૬
ફટ ફટ પાવાના રાજન્ કે, એ શું માગીયું રે લોલ. ૩૭
આજથી છઠ્ઠે ને ૭ માસ કે, તારું મૂળ ગયું રે લોલ. ૩૮
કાળિકા સડસડ ચાલ્યાં જાય કે, બજારે નીસર્યાં રે લોલ. ૩૯
કે બુઢીઓ દર દરવાજે દીવાન કે, જઈને પૂછિયું રે લોલ ૪૦
કેણી કોર પાવાના દરબાર કે, કેણી કોર રાજવળાં રે લોલ. ૪૧
માતા ઉગમણા દરબાર કે, આથમણાં રાજવળાં રે લોલ. ૪૨
કયાંથી નવ લખી આવી પોઠ કે, જોઈ પૂછીયુ રે લોલ. ૪૩
પોઠમાં શી શી વસ્તુ હોય કે, પોઠમાં શું ભર્યું રે લોલ. ૪૪
પોઠમાં લવીંગ, સોપારી, એલચી કે, મીસરી ઘણી રે લોલ. ૪૫
બુઢીએ બુડી નાખી એક કે, લોહીની ધારા ચાલી રે લોલ. ૪૬
માંહીથી નિકળ્યા મુગલો દૈત્ય કે, ડેરા રોપિયા રે લોલ. ૪૭
બાંધ્યાં તરવારે તોરણ કે, કાળિકા કોપિયાં રે લોલ. ૪૮
ભાગ ભાગ પાવાના રાજન્ કે, પાવો તારો ઘેરીઓ રે લોલ ૪૯
લીલુડે ઘોડે માંઝાં પલાણ કે, પેથાઈ ભાગીઓ રે લોલ. ૫૦
રાજા તારી રાણી કાઢ બાહાર કે, કાંકરીયા પાગ ભરે રે લોલ. ૫૧
ફરતી ફરે માજીની ફોજ કે, પાવો ઘેરિયો રે લોલ. ૫૨
લીધું લીધુ ચૌટું ચાંપાનેર કે, રાજા ગઢ રોળીયો રે લોલ. ૫૩
રોળ્યા સુબા ને સરદાર કે, પુત્ર પાટવી રે લોલ. ૫૪
જોબનવંતી નારીઓ અનેક કે, મુગલો વળગ્યા ફરી રે લોલ. ૫૫

પાટવી પુત્રની નાર કે, તેને છે દુઃખ ઘણાં રે લોલ. ૫૬
મારીને કીધા ચકચૂર કે, પાચો ઘેરીઓ રે લોલ. ૫૭
સુલતાન આવ્યો સંઘે છડીદાર કે, પાવે જઈ મળ્યો રે લોલ. ૫૮
તેને મળ્યું અભય વરદાન કે, નીર ભર્યાં નેત્રમાં રે લોલ. ૫૯
માજી હું છઉં તમારો દાસ કે, આપો મને આજ્ઞા રે લોલ. ૬૦
માનાં લોચન દીઠાં વિક્રાળ કે, રાતી આંખડી રે લોલ. ૬૧
સુલતાન નમાવી માને શિશ કે, પાયે પડી પ્રીતસું રે લોલ. ૬૨
માજી વાત વિસારો મંન કે, અલ્પ મતિ છે થોડી રે લોલ. ૬૩
માજી થયાં તેને પ્રસંન કે, માગ તુષ્ટમાન થઈ રે લોલ. ૬૪
આપું રે તુને વરદાન કે, પાવાગઢ ખેમણું રે લોલ. ૬૫
માજી થાજો મને પ્રસંન કે, નથી જોતાં રાજ હવે રે લોલ. ૬૬
માગું ભક્તિ પદારથ વૈરાગ કે, સેવું માનાં ચરણને રે લોલ. ૬૭
માજીએ મસ્તક મેલ્યો હાથ કે, નિર્ભય કરી થાપિયો રે લોલ. ૬૮
સાતમી પેઢીએ આપીશ રાજ કે, પાવો આપિયો રે લોલ. ૬૯
માનો થાજે તું સેવક કે, નિર્ણય થાપિયો રે લોલ. ૭૦.
ઉપમા કાળિકાની કોઈ ગાય કે, શીખે સાંભળે રે લોલ. ૭૧
ગરબો ગાયે તે વલ્લભ કે, સેવક માનો સહી રે લોલ. ૭૨
માજી આપજો અવિચલ વાણુ કે, બુદ્ધિ છે થોડી રે લોલ. ૭૩



## આરાસુરનો ગરબો.

માજી તું આરાસુરની રાય રે, આઈ અંબિકા રે મા. ૨૯.
આરાસુરમાં બિરાજતી રે મા, સેવકને શિર છાજતી રે મા;
આસને બેઠી ગાજતી રે મા, માજી તુંને દીઠે મહા સુખ થાય રે. આઈ૦ ૧
મંડપની રચના ઘણી રે મા, હિરા રત્ન જડ્યાં મણિ રે મા;
શોભે શ્રીસુરના ધણી રે મા, માજી તુંને દીઠે પાતિક જાય રે. આઈ૦ ૨
પૂજા કરે મધ્યને સમે રે મા, કામ લોભ મોહને દમે રે મા;
અંબાને મન તે ગમે રે મા, માજી દીઠે મન લોભાય રે. આઈ૦ ૩
ગંગોદક નિર્મલ ભરી રે મા, કરે પખાલ જુગતે કરી રે મા;
દૂર થકી નાસે અરિ રે મા, માજી તું કરુણા કર કિરતાર રે. આઈ૦ ૪

ચંદન પુષ્પ ચડાવતા રે મા, મન માજીનું લડાવતા રે મા;
અબીલ ગુલાલો ઉડાવતા રે મા, તેનો સફલ થાય અવતાર રે. આઈ૦ ૫
જાઇ જુઇ ને માલતી રે મા, કિકરીઓ થઈ આલતી રે મા;
શેરો કરી કંઠે ધાલતી રે મા, માજી તું નિર્ભય પદ દાતાર રે. આઈ૦ ૬
બહુ જન પાળે અવતાર રે મા, મેવા બહુ વિધ લાવતા રે મા;
માજી માને ધરાવતા રે મા, માજી તેને ભવસાગરથી તાર રે. આઈ૦ ૭
ધૂપ દીપ નૈવેદ્ય કર્યાં રે મા, નર નારી મોહે ભર્યા રે મા;
પાન પત્ર મધ્યે ધર્યા રે મા, માજી તેને નવનિદ્ધિ ઘણી આપ રે. આઈ૦ ૮
ઘંટા વગાડી કરે આરતિરે મા, નર નારી મન ધારતી રે મા;
તન મન ધન સહુ વારતી રે મા, તેનાં દુઃખ દારિદ્રય બધાં કાપ રે. આઈ૦ ૯
સન્મુખ રહી શિશ નામતા રે મા, કોટી જનમ દુઃખ વામતા રે મા;
પૂરણ પદવી પામતાં રે મા, માજી મને પોતાનો કરી થાપ રે. આઈ૦ ૧૦
હવન વેળા સહુ આવીને રે મા, સહ પરિવારે સરજાવીને રે મા;
પૂજાપો બહુ લાવીને રે મા, માજી ત્યાં બ્રાહ્મણ કરતા જાપ રે. આઈ૦ ૧૧
કરે હવન જન જાપથી રે મા, ટળે તનના તાપથી રે મા;
અંબા મા આપો આપથી રે મા, માજી તે જુગ સચરાચર જાણ રે. આઈ૦ ૧૨
પૂજા સર્વે સમર્પતા રે મા, શ્રીફળ ઘાટડીઓ અર્પતા રે મા;
બ્રહ્મભોજન કરી તર્પતા રે મા, માજી તે વેદ પુરાણે પ્રમાણ રે. આઈ૦ ૧૩
પ્રદક્ષિણા જઇને કરે રે મા, અંબા મા મનમાં ધરે રે મા;
નવનિદ્ધિ તેને દ્વારે રહે રે મા, માજી તું મૂળ મહિમા મંડાણ રે. આઈ૦ ૧૪
પંચતીરથી કરવા પળ્યાં રે મા, કોટિક કર્મ કૂડાં બળ્યાં રે મા;
સાજન સહું સરવે વળ્યા રે મા, માજી તું નિર્મળ પદ નિરવાણ રે. આઈ૦ ૧૫
ગણપતિને શિશ નામશે રે મા, જન્મ મરણ ભય વામશે રે મા;
તે ચાર પદારથ પામશે રે મા, માજી તેને આપે પુત્ર ધન નાર રે. આઈ૦ ૧૬
શિવ સન્મુખ બેસે સહી રે મા, મોહ માયા મમતા વહી રે મા,
અલખ નિરંજન એ કહી રે મા, માજી તારા સેવકને ઓદ્ધાર રે. આઈ૦ ૧૭
આચર પૂજા કીજીએ રે મા, મન વંછિત ફળ લીજીએ રે મા;
અમૃતરસ એ પીજીએ રે મા, માજી તેં કર્યું સકલ દેદાર રે. આઈ૦ ૧૮
આદ્ય સ્થાનકે વાસો વસ્યાં રે મા, દયા દીલમાં આણી ધરયાં રે મા;
આયુદ્ધ અંગે ધર્યં હર્યાં રે મા, માજી તમે ઉતારો ભવપાર રે. આઈ૦ ૧૯

સકળ તીરથ અહીં વાસીએ રે મા, ભમવું નવ પડે કાશિએ રે મા;
ન રહો સહુ મન રાશિએ રે મા, માજી તારો વાસો છે સર્વ અક્ષય રે. આ૦ ૩૫
રાખો મન નિર્મળ મતિ રે મા, સેવ્યા ત્રિભુવનના પતિ રે મા;
જો હોય કર્મ તણી રતિ રે મા, સાચી સેવો અંબા શક્તિ રે. આ૦. ૩૬
અંબા અંબા જે રટે રે મા, પ્રાયશ્ચિત્ત પૂર્વતણાં ઘટે રે મા;
માજીને નિત્યે રટે રે મા, એ છે સકલ કલા બધ્ય શક્ત રે. આ૦ ૩૭
ગરબો ગાશે માનવી રે મા, સહેજે નહાશે જાહ્નવી રે મા;
દમે નહિ કોઇ દાનવી રે મા, તરે નર નારી આરક્ત રે. આ૦ ૩૮
શિખે સુણે ને સાંભળે રે મા, ભત્રસિંધુ ફેરો ટળે રે મા;
અંબા મા પોતે મળે રે મા, માજી તમે વત્સલ દેજો ભક્તં રે.. આ૦ ૩૯

---

## અંબાજીના શણગારનો ગરબો.

અંબા માતા રે વિનવું, લંબોદર લાગું પાય;
વાણી આપો રે મા માયા કરી, તેમ અક્ષર આપો માય. ૧
સરસ્વતી ગુણ પતિ રે મા સ્તવન કરું, જેના ગુણ ગાયા નવ જાય;
નયણે નિરખું રે મા માતાને, ધન્ય ધન્ય આરાસુરી માય. ૨
શિશે શોભે રે મા રાખડી રે, માને શ્રવણે ઝબુકે ઝાલ;
માજી રૂપ સોહામણાં રે મા, જેની જોત્ય પડે બહુ ગાલ. ૩
શ્યામ ત્રિવેણી રે મા ચોટલો, માંહી જડિત ગોફણો સાર;
ગોફણે ફરતી રે મા ઘુઘરી, જેનો સુંદર ઘાટ અપાર. ૪
નીલવટ સોહે રે મા ચાંદલો, ને કુમકુમ કેશર આડ;
આડ અનોપમ રે મા શોભતી, મા વિધવિધ લડાવે લાડ. ૫
વેણુ સમારે રે મા આપસું, ને સેંથે ભર્યો સિંદોર;
નયણે કાજલ રે મા સારીયાં, અણીઆળે નાકે મોર. ૬
ચોકે બાધી રે મા સુંદડી, માંહી કસબે બંધ દિસે તોર;
કુમકુમ કેશર રે મા કસ્તુરી, માંહી ચુવા ચંદનનું જોર. ૭
દાડમ કળીઓ રે મા દંત છે, ને મુખ ચાવ્યાં તંબોળ;
મુખથી બોલે રે મા મરકલડે, ને નીતમ કરે કલોલ. ૮
કોટે સોહે રે મા કટેશરી, માંહી મોતી કોડીયાં જેહ;
ચાંદલો સોહે રે મા સોનાતણો, માંહે તનમનિયાં તેહ. ૯

હારલો લહેકે રે મા જડાવનો, માણે કરે તે ઝુમણું જ્યોત;
માળા લહેકે રે મા મુક્તાફળની, માદળીએ ઉદ્યોત. ૧૦
ઉપર સોહે રે મા ઉતરી, માંહી દુગદુગી ભાત્ય અપાર;
કંઠે નૌતમ રે મા કાંઠલો, માંહી રહે પુષ્પના હાર. ૧૧
ભુંડી રૂડી રે મા શોભતી, માંહી કંકણી તેને સંગ;
બાંહે બાજુબંધ રે મા બેરખા, આભૂષણ ધરીઆં અંગ. ૧૨
ખટપટ ખળકે રે મા મેખલા, માંહી ઘુઘરીનો ઘમકાર;
વાજાં વાજે રે મા રણુઝણે, માંહી જંત્ર તણા તણુકાર. ૧૩
ચરણા ચોળી રે મા ચુંદડી, માંહી કમખો લીલી ભાત;
વસ્ત્ર અનોપમ રે મા પહેરિયાં, તે સર્વે જુજવી ભાત. ૧૪
વેઢ વીંટીઓ રે મા આંગળીએ, ને નૌતમ દીસે અંગ;
અંગની આંગળીઓ રે મા આપસું, ને દર્પણ દીસે સંગ. ૧૫
કાંબી કડલાં રે મા શોભતાં, ને ઝાંઝર નેપૂર સાર;
અણુવટ ઠમકે મા અંગુઠે, ને વિંછીઆનો ઝણુકાર. ૧૬
શણગાર પેર્યા રે મા શોભતા, તેનાં શાં કરું વખાણ;
તળીયાં રાતાં રે મા પગતણાં, જાણે ઉગ્યો ભમર ભાણ. ૧૭
સુરી નર મુનિવર રે મા મોહી રહ્યા, ને મોહ્યા મોટા ભૂપ;
મોહ્યા મોહ્યા રે મા દેવતા, મા જોતાં તારું રૂપ. ૧૮
ચોસઠ બેનું રે મા આવિયો, ને માંડ્યો નૌતમ રાસ;
હરખ ધરીને રે મા હમચી, ખુંદે તાળીઓ વાગે ત્રાસ. ૧૯
હરતાં ફરતાં રે મા ફુદડી, ને છંદે ગરબો ગાય;
શોભા શી કહું રે મા તમતણી, તે કળી કોઇથી નવ જાય. ૨૦
ગરબે ફરતાં રે મા જાળિયાં, તેના દીપક જ્યોત અપાર;
કમલ દીપક રે મા કોડિયાં, તેની શોભાતણો નહીં પાર. ૨૧
પાર નવ આવે રે મા તમતણો, તેના ગુણ ગાય છે ઈશ,
આવ્યા આવ્યા રે મા કાશી થઈ, ઈન્દ્રાદિક સુર તેત્રીસ. ૨૨
બ્રહ્મા આવ્યા રે મા હંસ ચઢી, ને વૃષભ ચઢી મહાદેવ;
વિષ્ણુ આવ્યા રે મા ગરુડે ચઢી, જેની દેવ કરે છે સેવ. ૨૩
નાચે નાચે રે મા ઉર્વશી, ને કરે અપ્સરા ગાન;
ગાન ગાવે રે મા નૃત્ય કરે, ત્યાં નાટક થેઇ થેઇ તાન. ૨૪

જય જય વાણી રે મા સહુ વદે, ત્યાં પુષ્પની વૃષ્ટિ થાય;
હશી રમીને રે મા રાસમાં, તે સ્થાનિક બેઠા માય. ૨૫
ભોજન કીધાં રે મન ભાવતા, પકવાન દૂધ છે પાસ;
ઝારી ભરી રે મા ગંગાજલી, ને મન માન્યા મુખવાસ. ૨૬
કર જોડીને રે મા વિનવે, વલ્લભ તારો દાસ,
સંકટ ટાળો રે મા સેવકનાં, મા તમે મનની પૂરો આશ. ૨૭



# દ્વારકો.

સંવત ૧૮૮૦ સને ૧૭૪૪ માં હયાત હતો. તે ઘણું ખરું ડાકોરમાં રહેતો, પણ એનું મૂળ વતન ચરોતરમાંનું ભાલેજ હતું.

## શણગાર.

### પદ ૧ લું–રાગ ગરબી.

આજ મારે આંગણિયે પેલો, નંદનો કુંવર બેઠો જો;
હુ ગઇતી જમુના જળ ભરવા, છાનો ઘરમાં પેઠો જો. ૧
ઘરમાં પેશી એવું કીધું, માંકડલાં બોલાવ્યાં જો;
મહિ કાઢી મ્હોં આગળ મેલ્યાં, ખાવા સારુ આવ્યાં જો. ૨
ઓચિંતી મહિયારી આવી, હરિની બાવડી ઝાલી જો;
મોંઢા ઉપર ગોરસ લોહ્યું, ઓચંબા લઇ ચાલી જો. ૩
સાંભળજે તું જશોદા રાણી, તારો કુંવર લાવી જો;
બાળક તારો બહુ ગરતાનો, ટેવ શી પાડી આવી જો. ૪
કહે જશોદા જૂઠા બોલી, જીભ કરો કાંઇ થોડી જો;
મારો કુંવર કાંઇ ન જાણે, બેઠો. બેઉ કર જોડી જો. ૫
બાળ જુવે તો પોતા કેરું, જોઇને લજ્જા પામી જો;
સહુ ગોપીનાં માન ઉતાર્યાં, એવો અંતર્યામી જો. ૬
એની અકલને કોઇ ન પહોંચે, ગતિ એની બહુ ન્યારી જો;
દ્વારકાના સ્વામી સંગે, અબળા રહી છે હારી જો. ૭

### પદ ૨ જું–રાગ ગરબી.

આદ્ય અંતની પ્રીત છે મારે, કદિયે મોસે ન આવોજી;
અબળાનો અપરાધ ન જોઇએ, પ્રેમે કરીને બોલાવો. પાલવ વળગ્યાંજી. ૧
પ્રથમ પહેલું અમૃત પાઇને, ઝેર હવે શીદ પાઓજી;
જળ વિના જેવું મીન વછોડયું, એમ શીદ તલસાવો. પાલવ૦ ૨
ભાત ભાતનાં ફળ અમૂલ્યક, હંસ હશે તે ચરશેજી;
મીઠાં જળનું માછલડું તે, ખારે જલ કેમ ઠરશે. પાલવ૦ ૩

સમશ્યામાં સૌ સમજી લેજો, ઝાઝું તે શું કહીએજી;
દાસ દ્વારકાના સામું નિહાળો, આવા કઠણ ન થઇએ. પાલવ૦ ૪

### પદ ૩ જું-રાગ વસંત.

વસંત ઋતુમાં આનંદ મારા વહાલા, ઘેર ઘેર ઓચ્છવ થાય;
જે ઘર આનંદ ઓચ્છવ ના થાએ, તે ઘર મૂઢ કહેવાય. વસંત૦ ૧
તાલ પખાજ બાજે બાંસુરી, વાજા લેઈ લેઈ જાય;
અબીલ ગુલાલ અગર કસ્તુરી, કેસર રંગ ઘોળાય. વસંત૦ ૨
પ્રેમે ગાયે સાંભળશે જે કોઈ, સેજે વૈકુંઠ જાય;
દાસ દ્વારકાનો સ્વામી સોચવીએ, મારા હૃદયામાં સમાય. વસંત૦ ૩

### પદ ૪ થું-રાગ કાફીની હોરી.

છાંટે છે પીચકારી રે, રંગ ભીનો રંગીલો, છાંટે છે. ટેક.
જમુનાંની તીરે તે હળધર વીરે, ખેલ મચ્યો અતિભારી રે. રંગ૦ ૧
ભીની શી ચોળી ને, હરિ રમે હોળી, કેસર ગાગર શિર ઢોળી રે. રંગ૦ ૨
કુમકુમ કેશર ઘોળ્યાં ને રોળ્યાં, કસ્તુરી રંગ રેલો રે. રંગ૦ ૩
સ્વામી દ્વારકાનો સખીઓમાં શોભે, કુંજ તણો બીહારી રે. રંગ૦ ૪

### પદ ૫ મું-થાળ.

સાંભળ તું સજની રે, મનુહાર શી કરીએ;
સુખલડી તો સારી રે, મોહો આગળ ધરીએ. ૧
જલેબી પેંડા રે, મીઠા માલપુઆ;
શીરો ને પૂરી રે, તેના સ્વાદ જુજવા. ૨
ખાજા ને ઘેબર રે, સુંદર શાક તળ્યાં;
ચાખીને જુઓ રે, પકવાંન લાગે ગળ્યાં. ૩
કારેલાં કડવાં રે, રૂડી રસ પોળી;
હરિ હેતે જમાડું રે, ખીમાં ઝબકોળી. ૪
અળવીને સૂરણ રે, મેથીની ભાજી;
કઢી ને કૂરજ રે, તરત કરી તાજી. ૫
રાઇનાં અથાણાં રે, ગંગા જળ ઝારી;
પ્રેમી જન કહે છે રે, એ છે બહુ સારી. ૬
અલબેલાજીની રે, આરતિ ઉતારી;
દ્વારકો કહે છે રે, જોતાં જાઉં બલિહારી. ૭

## ઉપદેશનાં પદ.

### પદ ૬ ઠું–રાગ વેરાડી.

જીવ તારી શી ગતિ થાશે રે, માયામાં ગોથાં ખાશે રે;
ચતુરાઈ ચુલે પડી રે, હરિને ભજ્યા નહીં ઘડી રે. ૧
આવીને તેં શો લાભ લીધો રે, ખોટનો વેપાર કીધો રે;
હરિની તો સેવા ન જાણી રે, પાપની પીલી ઘાણી રે. ૨
માયામાં મુવો રળીને રે, બેઠો હેકોડી દળીને રે;
વિષયમાં ઘણોજ મહાલ્યો રે, અવળે મારગ ચાલ્યો રે. ૩
પર નારી દેખીને મોહ્યો રે, તપાસી તેં ભેદ ન જોયો રે;
ઉંચાં મંદિર ને મેડી રે, વેપારની ચાલે છે પેઢી રે. ૪
લાખે તો લેખાં કરતો રે, હ્રદે રામ નામ ન ધરતો રે;
સાધુનો તેં સંગ ન કીધો રે, આવ્યાને ન આદર દીધો રે. ૫
લાંબી સોડ ઘાલી પોઢ્યો રે, આવ્યો એવો ગયો જ દોહ્યો રે;
દ્વારકો કહે છે તમને રે, જિતો તમે આવતા જન્મને રે. ૬

### પદ ૭ મું–ચોપાઈ.

તું કાં ભૂલ્યો સમજુ થઈ, મૂઢ મતિ મતિ તારી થઈ;
લક્ષ ચોર્યાશી ફેરા ફર્યો, કેમ નામ હરિનું વિસર્યો. ૧
જ્યારે હતો તું ઉદરમાંહી, પરિબ્રહ્મ તેં પોકાર્યા ત્યાંહી;
તિહાં હરિતણું સ્મરણ કીધ, તે શ્યામળીએ ચિત્તમાં લીધ. ૨
પુરે માસે આવ્યો બહાર, વિસરી ગયા તને મોરાર;
ઉદરનાં દુઃખ અળગાં કર્યાં, પછે સુખ સંસારી ધર્યાં. ૩
માત પિતાને વહાલું બાળ, રમવા જાય કરે બહુ આળ;
વઢવાડો તો લાવે ઘણી, નિશાળેથી ઉતર્યો ભણી. ૪
એટલે આવ્યું વેવિશાળ, પરણ્યો વર્ષ થયાં જ્યાં બાર;
સોળે વરસે આવી સાન, વીસે વરસે વળિયાં વાન. ૫
નારી સાથે માન્યું મન, રળવાને તું લાગ્યો ધંન;
વરણાગીમાં વાંકો ફરે, નવાં નવાં બહુ પ્રાક્રમ કરે. ૬
ડાહ્યો ડહાપણ સમજૂદાર, બાંધ્યા ઘરના માથે ભાર;
વેપાર વણજ કરિયા બહૂ, લાગ્યું છે ઓળખવા સહૂ. ૭

ત્રીશ થયાં ચાળીશની આમ, તોય નથી ભજતો શ્રીરામ;
ધંધામાં નવરો નવ થયો, અવસર બાધો એળે ગયો. ૮
પચ્ચાશે તો આવ્યાં પળિયાં, મોનાં ડાચાં સર્વે મળિયાં;
ફૂલી જેમ કરમાયે ફૂલ, થયું છે તન તો તેની તૂલ. ૯
સાઠે વર્ષે નાઠી સાન, કાંઈ થયા છે બહેરા કાન;
ઘરને લોકે સર્વે કહ્યું, ડોસાનું તો ડહાપણ ગયું. ૧૦
સિતેર વરસ વીત્યાં સહી, ગતિ બોલવાની નવ રહી;
તોય ઉદરમાં જોઈએ અન્ન, માયામાં લલચાયું મંન. ૧૧
લેખું લેશે રાજા ધર્મ, કહે અલ્યા શાં કીધાં કર્મ;
મરણતણી છે માથે ખોડ, માટે પ્રીત પ્રભુથી જોડ. ૧૨
સંભારે તે સુખમાં રહે, સાધુ જન શિખામણ કહે;
પાણી પહેલી બાંધી પાળ, દ્વારકા તું તારું સંભાળ. ૧૩

## પદ ૮ મું–રુચિરા છંદ.

ચેતી લે ચેત્યાનો અવસર, ફરી ફરી ક્યાં મળશે રે;
જોબન જાતાં વાર ન લાગે, જરા આવીને ઢળશે રે. ૧
ઢળશે ત્યારે નહિ રહે ધારણ, થરથર કાયા ધ્રુજે રે;
માયાની અંધારી નાંખી, તેમાં કાંઈ નવ સૂજે રે. ૨
સૂજે ક્યાંથી સમજણ નથી, કુટુંબ કબીલે વાહ્યો રે;
અવળે સવળે બધે બાંધ્યો, હાથેસું બંધાયો રે. ૩
કહો ભાઈઓ એને શું કહીએ, મૂરખ મન નવ આણે રે;
દુર્મતિ આગળ કાંઈ ન સૂજે, આપે આપ વખાણે રે. ૪
મોહો ભરિયો મત્સર ભરિયો, અજ્ઞાને અંજાયો રે;
નારી સાથે નેહ ઘણો ને, ઘણા ઘણાને ધાયો રે. ૫
ધાયો ત્યાં તો ધૂળ મળ્યું ને, ગઠિ ન મળે કોડી રે;
ઠાલા હાથે ઠાલાં જાવું, શીદ મરે છે દોડી રે. ૬
સંસારી સુખ જોવા માત્ર, અંતે સઘળું ખોટું રે;
આગળ અવસર એવો આવે, દારુણ દુઃખ છે મોટું રે. ૭
ખોટામાંથી ખરું કરી લે, તે તું બાંધને તાણી રે;
સાધુ જનની સેવા સજને, ભજને શાર્ઙ્ગપાણી રે. ૮
એ શિખામણ માન્યા સરખી, માની લેજો કોઈ રે;
આવ્યા છો તો લાભ કમાવા, જાશો મુડી ખોઈ રે. ૯

ઓધને જાશો ખત્તા ખાશો, કેમ કહ્યું નથી કરતા રે;
અન્ન માટે આથડતા હીંડો, પેટ પાપથી ભરતા રે. ૧૦
પર નિંદા ખાડો છે પૂરો, કેમ પડે છે જાણી રે,
જાણીને તેં ખાધું તાણી, જૂઠી વાત વખાણી રે. ૧૧
એક ઘડી એકાંતે પ્રેમી, હરિનું નામ ન લીધું રે;
અમરિતનો રસ અળગો મૂકી, ઝેર હળાહળ પીધું રે. ૧૨
પીતાં પૂરણ તું ન ધરાયો, જોયું નહિ વિચારી રે;
કહે દ્વારકો રામ ભજી લ્યો, નહિ તો જાશો હારી રે. ૧૩
સંવત અઢારસેં પૂરામાં, કારતક સુદિ દશમી રે;
શિખામણ સુણી હરિજન હરખે, વિમુખ જીવને વશમી રે. ૧૪



## પ્રીતમદાસ.

ચરોતરના સંધેસર ગામનો ભાટ–સંવત્ ૧૮૩૮–૪૦ સ૦ ૧૭૮૨ માં હયાત હતો

### કૃષ્ણ જન્મની વધાઈ.

પદ ૧ લું–રાગ ધોળની દેશી.

શ્રીનંદજીનાં ભાગ્ય તણો નહિ પાર રે, જેને ઘેર ઇશ્વરનો અવતાર રે;
જપ તપ જોગ જગન વ્રત દાન રે, સાધન સુકૃત સમરણ ધ્યાન રે. ૧
તેનું ફળ કમળનયન સુત કૃષ્ણ રે, જેને જોઈ જગત થાયે પ્રસંન રે;
જેના રોમ કૂપ વિષે બ્રહ્માંડ રે, જે અવિનાશી અકળ અખંડ રે. ૨
તેને જસોદાજી કરાવે પય પાન રે, જેનું શિવ બ્રહ્મા ધરે છે ધ્યાન રે;
પોઢાડે પારણે પૂરણ પ્રીતે રે, કરે શિશુ લીલા નૌતમ નિત્યે રે. ૩
ત્રિભુવન મોહન મંગળકારી રે, અંગ અંગ રતિવરકોટિક વારી રે;
વ્રજ વધુ વેગે વધાવાને આવે રે, બહુ પેરે પૂજા સામગ્રી લાવે રે. ૪
કર ધર્યાં કંચન કેરા થાળ રે, શ્રીફળ ફોફળ અક્ષત માળ રે;
મળી મળી માનુની મંગળ ગાય રે, ઉલટ આનંદ અંગ ન માય રે. ૫
તરિયાં તોરણ બારે બંધાવે રે, મણિ મુક્તાના ચોક પૂરાવે રે;
આંગણે કદલીના સ્થંભ રોપાવે રે, શેરીએ સઘળે સુગંધ સીંચાવે રે. ૬
ઘેર ઘેર આનંદ ઉત્સવ થાય રે, થેઈ થેઈ ગ્વાલ નાચે ને ગાય રે;
વ્રજ રહ્યું સુવર્ણે ફૂલે ફૂલી રે, શોભા જોઈ સુરપતિ ગયો ભૂલી રે. ૭
આઠે પહોર અમૃત મેહ વરસે રે, હીરા મણિ હેમના ડુંગર દરસે રે;
સૂરજ પુત્રીને પ્રેમ અપાર રે, ભુજમાંહી કરશે રંગ વિહાર રે. ૮
હરખ્યાં ગૌ ગોપી ગીરિરાજ રે, હરખ્યા સુર નર સકલ સમાજ રે;
હરખ્યાં પશુ પક્ષી મૃગ મીન રે, હરખ્યા હરિ જન પરમ પ્રવીણ રે. ૯
હરખ્યું દાવન વૃક્ષ વેલી રે, દશ દિશ આનંદ રંગની રેલી રે;
નિજ જન તનના તાપ નિવાર્યા રે, દુષ્ટ દળી ભૂમિ ભાર ઉતાર્યા રે. ૧૦

પ્રભુજીએ પ્રથમ પૂતના મારી રે, ગઈ સુરલોક પાછી ન પધારી રે;
શકટાસુર તૃણાવર્તને તાર્યો રે, ધેનુક વત્સાસુર પ્રલંબ સંહાર્યો રે. ૧૧
અઘાસુર બકાસુર ને કેશી રે, વૃષભાસુર વ્યોમાસુર દ્વેશી રે;
એવા અસુરતણો અંત આણ્યો રે, શંખચૂડ કેશ ગૃહીને તાણ્યો રે. ૧૨
કાલિનાગ કાલિન્દીથી કાઢ્યો રે, વ્રજનાં જનને આનંદ પમાડ્યો રે;
ગોપીત્રરે ગોવર્દ્ધન કર ધાર્યો રે, એ પેરે ઇન્દ્રનો ગર્વ ઉતાર્યો રે. ૧૩
વહાલોજી તો વનમાં વાછરુ ચારે રે, ગુંજ માલા મોરપીંછ શિર ધારે રે;
દ્રુમ ચઢી પક્ષીની ભાષા બોલે રે, ડરે નહિ ડાળી ગૃહીને ડોલે રે. ૧૪
મુરલિમાં સુરભિનું નામ લઈ બોલાવે રે, તત્ક્ષણ તે ત્યાં દોડીને આવે રે;
એમ ક્રીડા કરે બહારે વંન રે, સંગે સૌ ગોપ કેરા તંન રે. ૧૫
જે હરિ નિગમે વર્ણ્યો ન જાય રે, તે પ્રભુ એઠું આહીરડાનું ખાય રે;
વિરંચિએ વત્સ હરીને લીધાં રે, તેણી વારે તત્ક્ષણ તેવાં કીધાં રે. ૧૬
અદ્ભુત લીલા અજને દેખાડી રે, કૃપા કરી અનુભવ આંખ ઉઘાડી રે;
ત્રિભુવનપતિ ધરે જ્યાં પાય રે, ધરણીની રેણુ કુંકુમ થાય રે. ૧૭
મોર ચકોર કોકીલા કીર રે, શીતળ મંદ સુગંધ સમીર રે;
કુસુમિત કુંજ ભુવન કહેવાય રે, સુંદર મહેલ મનોહર થાય રે. ૧૮
સુખડું તે શ્યામા શ્યામને આપે રે, વહાલાજીસું વહાલ અતિ વ્યાપે રે;
વ્રજ જન વૈકુંઠનું સુખ માણે રે, દિન રજની જાતાં નવ જાણે રે. ૧૯
ગૌ ચારી ગોવિંદ ગોકુલ આવે રે, ગોપી જન મોતીને ઝુમખે વધાવે રે;
આરતિ સહસ્ર દીપની સાંજે રે, જોવા જુવતીનાં જુથ વિરાજે રે. ૨૦
નોછાવર નેહે કરે નંદ રાણી રે, બેસાડે ઉંચે આસન આણી રે;
પય પકવાંન મીઠાઈ મેવા રે, મુખ આગે મૂકે તે લાલજીને સેવા રે. ૨૧
ભોજન શયન કરે ગોકુલ રાય રે, કોઈ નંદભુવન તજી નવ જાય રે;
નંદજીનું સુવદન સુરેશ સમાન રે, વિશ્વને આપે તે અન્ન પાન રે. ૨૨
ઋદ્ધિ સિદ્ધિ નવ નિધ દાસી થઈ છે રે, દધિ તનયા જ્યાં સોભાઈને રહીછે રે;
આઠ ક્રોડ તીરથ વ્રજમાં વસીયાં રે, પ્રભુજીનાં ચરણ કમલ પ્રેમે સ્પર્શીયાં રે. ૨૩
ધનદના સુત પત્રાતા શાપે રે, તેઉને ઉદ્ધાર્યા જઈને આપે રે;
નંદજીને નવ લખ દૂઝે ગાય રે, ગોપીનું ગોરસ ચોરીને ખાય રે. ૨૪
રમત રમે રવિતનયા તીર રે, કોટી મન્મથ શોભે શરીર રે;
તરુણીને તાન કરીને તેડે રે, અબળાના આંગો કરીને વેડે રે. ૨૫

નવ નારીનો કુંજર કરીને રે, ઉલ્લટ અંગો અંગ ધરીને રે;
પરમ પવિત્ર ચરિત્ર ઉદાર રે, જેનો નેતિ નિગમ પામે ન પાર રે. ૨૬
દાણી થઈ મોહન મારગ રોકે રે, અમૃત વેણે સૌને સંતોકે રે;
માટી ખાતાં માએ મુખડું નિહાળ્યું રે, ત્યાં ત્રૈલોક્યનું કૌતુક ભાળ્યું રે. ૨૭
ગોવર્દ્ધન ચઢીને શબ્દ ઉચ્ચારે રે, વધુ મંગળનું માન વધારે રે;
મથુરાં નંદ ગામ વરસાણું રે, વૃંદાવન શોભા શી શી વખાણું રે. ૨૮
વૃક્ષવેલી કુસુમ ઘણાં નીસરિયાં રે, રત્ન મણિ મોતી વિવિધ વીખરિયાં રે;
સુંદર શરદનિશા અજવાળી રે, આનંદે વેણ વજાડી વનમાળી રે. ૨૯
સૃષ્ટિ સૌ માયાથી મોહ પમાડી રે, વ્રજ જુવતીને રાસ રમાડી રે;
તે સુખ મુખ કહ્યું નવ જાય રે, શારદ શેષ સહસ્ર મુખે ગાય રે;
આનંદ સિન્ધુ અગમ અપાર રે, પ્રીતમ પ્રભુનો અખંડ વિહાર રે. ૩૦

## પદ ૨ જું.

બાવન દિવસ વરસ અગિયાર રે, પછી પ્રભુ આવ્યા મથુરાં મોઝાર રે;
પ્રથમ પરિયટ મરણ પમાડ્યો રે, સુધો સ્વર્ગનો પંથ દેખાડ્યો રે. ૧
સામો મળ્યો માળી ચઢાવ્યાં ફૂલ રે, ચાર પદારથ આપ્યા અમૂલ્ય રે;
રતિ એક ચંદન કુબ્જાનું લીધું રે, તેનું રૂપ કમળા સરખું કીધું રે. ૨
હળધર ગિરિધર સુંદર શોભા રે, ધનુષ જાગમાં આવીને ઉભા રે;
જુકને કરીને જોયો જાગ રે, કીધા ધનુષતણા બે ભાગ રે. ૩
યોદ્ધા તો યુદ્ધ કરવાને આવ્યા રે, તેઉને મારીને હાર મનાવ્યા રે;
કુંજર કીટક તણી પેરે માર્યો રે, રસિયો રાજસભામાં પધાર્યો રે. ૪
ધર્યો શરીરે વીર રસ પોતે રે, થર થર કાળ કંપે જેને જોતે રે;
જ્યારે આવી ઉભા જુગદાધાર રે, જે જેમ તેમ રહ્યું ચન્યકાર રે. ૫
કંસે કાળ સ્વરૂપ નિહાળ્યુ રે, ભોજપતિ મૃત્યુ પોતાનું ભાળ્યું રે;
જોગી જને તત્વ કરીને જાણ્યુ રે, પંડિતે પૂરણ રૂપ વખાણ્યું રે. ૬
નગર નારીએ નટવર દીઠા રે, મોહન લાગે તે મનમાં મીઠા રે;
જાદવે જોયા જુગદાધાર રે, સ્નેહી સહોદર દીઠા સાર રે. ૭
વસુદેવ દેવકીએ હરિ નિરખ્યા રે, હૃદયે વહાલા લાગ્યા સુત સરખા રે;
મલ્લે તો મલ્લ સરીખા દીઠા રે, તત્ક્ષણ જુદ્ધ કરવાને ઉઠ્યા રે. ૮
ચાણુર મુષ્ટકને ત્યાં માર્યો રે, શલ્ય દુઃશલ્યને સહેજે સંહાર્યો રે;
કંસને કેશ ગ્રહીને પછાડ્યો રે, પાપીનો પ્રાણ પલકમાં કાઢ્યો રે. ૯

આવી લાગ્યા માત પિતાને પાય રે, હસ્ત જોડી સ્તવન કરે જદુરાય રે;
અમ સારુ તમને મહા દુઃખ દીધું રે, દુષ્ટે તો કામ અઘટિત કીધું રે. १०
તેવું ફળ પામ્યો એ પાપિષ્ઠ રે, હવે કરો અમ પર કરુણા સ્પષ્ટ રે;
વસુદેવ કહે સુણો મહારાજ રે, તમ દર્શનથી સિધ્યાં સર્વે કાજ. રે. ११
વસુદેવે વિપ્રનાં વૃંદ બોલાવ્યાં રે, દશ સહસ્ત્ર ધેનુ ને દ્રવ્ય મંગાવ્યાં રે;
તત્ક્ષણ દીધાં દાન ઉદાર રે, જગમાંહે થઈ રહ્યો જય જયકાર રે. १२
ઉગ્રસેનને રાજ્યાસન આપ્યું રે, સહુનું સંકટ હતું તે કાપ્યું રે;
ગર્ગાચાર્યે આવી ઉપવીત દીધુ રે, બ્રહ્મતેજ વાધ્યું ને કારજ સિધ્યું રે. १३
વિદ્યા ભણવા સંદીપનિ ઘેર આવ્યા રે, પ્રભુ જાણી પૂરણ પ્રેમે ભણાવ્યા રે;
જેનો શ્રુતિ સ્મૃતિ પાર ન જાણે રે, જેનો મહિમા વીર વિરંચી વખાણે રે. १४
સંસાર ધર્મ ચલાવવાને કાજે રે, માનસી ચેષ્ટા કરી મહારાજે રે;
જપ તપ તીરથ વ્રત ને દાન રે, એવું તો આચરિયા ભગવાન રે. १५
ગુરુસુત આણી આપ્યો આનંદે રે, વિનય કરી વિદાય માગી ગોવિંદે રે;
મધુ પુર આવ્યા દેવ મોરારી રે, જેને જોઇ મોહી નગરની નારી રે. १६
ઘેર ઘેર આનંદ ઉત્સવ થાય રે, હરિના જન્મ કર્મ જશ ગાય રે;
એટલે તો ભૂપ જરાસંધ આવ્યો રે, ત્રેવીશ ક્ષોહિણી સેના સંગે લાવ્યો રે. १७
દુષ્ટ રાજા હુતા જે બળવત રે, તેનો તો આણ્યો પલકમાં અંત રે;
સત્તર વાર સેનાનો ગર્વ નિવાર્યો રે, ભલી ભાતે ભૂમિ ભાર ઉતાર્યો રે. १८
કહીંથી કાલયવન વળી આવ્યો રે, ત્રણ કોટિ મ્લેચ્છ હંકારી લાવ્યો રે;
તપ કરી વર પામ્યો શિવ અજથી રે, જાદવ કુળ ભય પામશે તુજથી રે. १९
વાલેજીએ કીધો મન વિચાર રે, વિશ્વકર્મા તેડાવ્યા તે વાર રે;
એક મારી આજ્ઞા શિર ચઢાવો રે, સાગર તીરે શુભ નગ્ર બનાવો રે. २०
કરેનાં વેત ચાલ્યા તે મતિ ધીર રે. દ્વારામતિ રચી દરિયા તીર રે.

પાપિષ્ટ ઉઠીને પુંડળ ધાયો રે, વાલેજીએ વેશ ધરીને વાયો રે;
ગોમતાચળ પર્વતની જે ગુફાય રે, ઘણા કાળનો સૂતો મુચકુંદ રાય રે. ૨૫
તેની પાસે આવ્યા પ્રેમ ધરીને રે, પીતાંમર ઓઢાડ્યું જુગતે કરીને રે;
ઉરમાંહે ઉપન્યો અતિ આનંદ રે, ઉપાય રચી ગયા ગોવિંદ રે. ૨૬
હરિને ભરોંસે તેને જગાડ્યો રે, જ્વાલા નેત્રની પતન પમાડ્યો રે;
પછી હેતે હસતા આવ્યા ગોપાળ રે, પ્રસન્ન થઈ દર્શન દીધું દયાળ રે. ૨૭
કર જોડી હરિની સ્તુતિ કીધી રે, મહિપતે મુક્તિ માંગીને લીધી રે;
જરાસંઘે આવીને પર્વત પ્રજાળ્યો રે, સુખી થયો દુઃખનો સંદેહ ટાળ્યો રે. ૨૮
અલબેલો આવ્યા એક ક્ષણું માંહે રે, છપ્પન કુલ યાદવ છે જ્યાંહે રે;
પરથમ પરણ્યા શ્રીબળદેવ રે, રેવતી કન્યા સુંદર એવ રે. ૨૯
પછી પ્રભુ પરણ્યા રુક્મિણી રાણી રે, અધ્યાય બાવનમે લયો જાણી રે;
રસિયોજી લાવ્યા રાજકુમાર રે, એક શત અષ્ટ ને સોળ હજાર રે. ૩૦
દશ દશ પુત્ર ને પુત્રી એક રે, સૌને સમૃદ્ધિ છે સરખી વિશેક રે;
પ્રભુજીનો પ્રૌઢ થયો પરિવાર રે, સાગરમાં ઝીલવા આવે જે વાર રે. ૩૧
સિંધુ શોર કરતો રહી જાય રે, ઘુંટણ કટિ બરાબર થાય રે;
નાહીને બારણે નિસરે જ્યારે રે, આભૂષણ અંબર આપે ત્યારે રે. ૩૨
નિત્ય નિત્ય નવલા ધરે શણગાર રે, પ્રભુજીનો આનંદ અખંડ વિહાર રે;
પ્રીતે કરી પારથનો રથ હાંકયો રે, નિજ જન જાણીને ધર્મ રાખ્યો રે. ૩૩
પુંડરીક વાસુદેવને આપી મુક્ત રે, જરાસંધ જિત્યો કરીને જુક્ત રે;
છોડાવ્યા રાજા વીશ હજાર રે, યુધિષ્ઠિરને યજ્ઞ કરાવ્યો સાર રે ૩૪
સપ્ત દ્વીપના છત્રપતિ રાય રે, ધર્મ કુંવરને લગાડ્યા પાય રે;
ભારત કુરુ ક્ષેત્રમાં કીધો રે, દુષ્ટ હુતા તેને દંડ દીધો રે. ૩૫
ભક્ત અનેકનાં કારજ સાર્યાં રે, નિજ જન જાણીને દુઃખ નિવાર્યાં રે;
અજ ભવ અહીપતિ નિગમ વખાણે રે, હરિનાં ચરિત્રનો પાર ન જાણે રે. ૩૬
શારદ સરસ્વતી મળે શત ક્રોડ રે, કલ્પ કોટિ વર્ણન કરે કર જોડ રે;
હરિ લીલાનો કંઇ અંત ન આવે રે, કોઇ પેરે જીવ જાણ્યામાં લાવે રે;
હરિ જશ શીખે સાંભળે ગાય રે, પ્રીતમ સરખા પતિત પાવન થાય રે. ૩૭

## દાણની ગરબીઓ.

### પદ ૧ લું–રાગ ગરબી.

રાધા–કયાંનો છે દાણી રે, કોણ દેશથી આવ્યો;
વાત ન જાણી રે, છાપ કોની કરી લાવ્યો. ૧

અબળા સાથે રે, આવડી શી છતરાઈ;
કોની આગળ રે, દેખાડો છો ચતુરાઈ. ૨
અમો આહીરડાં રે, દીસું બાળાં ભોળાં;
તે કુળ નોહે રે, જે કાંઈ પડે ઘંઘાળાં. ૩
ઢેઠાઈ તજીને રે, સીધે મારગ ચાલો;
કેમ જુવતીને રે, જોરે પાલવ ઝાલો. ૪
કંસ છે કપરો રે, કોની લાજ નહીં રાખે;
નોહે નંદજી રે, જે બોલો તે સાંખે. ૫
ધીરજ ક્યાંથી રે, જેણે ઢોરાં ચાર્યાં;
પ્રભુ પ્રીતમના રે, તમો જિત્યા અમો હાર્યાં. ૬

પદ ૨ જું.

કૃષ્ણ–બલવંત બોલ્યા રે, બાળા બુધ્ય વિચારો;
ઘણે ઘણે દહાડે રે, આવ્યો દાવ અમારો. ૧
કરી મન મોટું રે, માનિની માટ ઉતારો;
રાજ નંદજીનું રે, કોણ છે કસ બિચારો. ૨
દાણ લઈશું રે, જો આવે ઇન્દ્રાણી;
અજર ન થાયે રે, કોણ રાજાની રાણી. ૩
શિવ ચતુરાનન રે, જાણે છે શૂક જોગી;
પ્રભુ પ્રીતમનો રે, ભાવ તણો છે ભોગી. ૪

પદ ૩ જું.

રાધા–ભોગી ભાખ્યા રે, પ્રીતની રીત ન જાણો;
તમો તમારું રે, આપે આપ વખાણો. ૧
મોટા માટે રે, મોટપણું નવ કીજે;
વાટે ઘાટે રે, કોનું નામ નવ લીજે. ૨
સૌ નાહે સરખું રે, કોઇ માથાનું મળશે;
પય પાણીનું રે, ત્યારે પારખું પડશે. ૩
સર્વે તમારું રે, હેતે હસી બોલાવો;
અમૃત પીતાં રે, કોને હોય અભાવો. ૪
મહીને મસે રે, મધુપુર માંહિ જઇએ;
પ્રભુ પ્રીતમના રે, પરશી પાવન થઇએ. ૫

### પદ ૪ થું.

કૃષ્ણ—માનુની માન્ય રે, મર્મ વચન કહું તુજને;
બ્રજ વૈકુંઠથી રે, વહાલું લાગે છે મુજને. ૧
ગોલોક ગોકુલ રે, જાણી લેજે જુવતી;
નિર્લજ્જ થઇને રે, નીર ભરે જ્યાં મુગતી. ૨
ધરા જસોદા રે, દ્રોણ વસુ નંદરાય;
કલ્પતરુ તરુવર રે, કામધેનુ તે ગાય. ૩
રત્ન મણિમય રે, કંચન ભોમી ધરી છે;
ખગ મૃગ મધુકર રે, મુનિવર દેહ ધરી છે.
કોય ન જાણે રે, એવો ખેલ અમારો;
અબળા એમાં રે, નહીં કંઈ દોષ તમારો. ૫
રસને વેણે રે, નયણે નેહ વધાર્યો;
સહુ સોંપીને રે, જુવતીએ જન્મ સુધાર્યો. ૬
ગોરસ પીધું રે, લીધું દીધું મનનું;
સર્વસ રાયે રે, સુકિત ગોપી જનનું. ૭
ભાયગ મોટું રે, મુખે કહ્યું નવ જાયે;
પ્રભુ પ્રીતમનો રે, પ્રેમતણે વશ થાયે. ૮

## જ્ઞાન માસ.

કારતિકે ચેત્યો નહિ કાં મૂઢગમાર રે, આ અવસરમાં;
જન્મ ધરી જાણ્યા નહીં જુગદાધાર રે, આ અવસરમાં. ૧
શું કરવાને ભોમી ભારે મારી રે, આ અવસરમાં;
અમુલક હરિહીરો તો હીંડ્યો હારી રે, આ અવસરમાં. ૨
દશ મસવાડા માતાને દુઃખ દીધું રે, આ અવસરમાં;
અવતરીને સાધન કાંઈ નવ કીધું રે, આ અવસરમાં. ૩
ધનો પઓ ગિરિધારીલાલ ન ગાયા રે, આ અવસરમાં;
કહે પ્રીતમ તે વસતીમાં લૂંટાયા રે, આ અવસરમાં. ૪
માગસરે મહા દુઃખ મેટ્યાં કીધી મેહેર રે, આ અવસરમાં;
તેં પ્રભુને સંભાર્યા નહી સેં ઘેર રે, આ અવસરમાં. ૫
જઠરામાં તને જતન કરીને રાખ્યો રે, આ અવસરમાં;
અચેતન કાં ઉઘડતી નથી આંખો રે, આ અવસરમાં. ૬

નેણુ નાસિકા સૌ અંગે સીકાર રે, આ અવસરમાં;
મનુષાદેહીનું મૂલ નહીં નિરધાર રે, આ અવસરમાં. ૭
તે પ્રભુનો ગુણ ઓશિંગણ ન થયો રે, આ અવસરમાં;
કહે પ્રીતમ તેનો જન્મ અકારથ ગયો રે, આ અવસરમાં. ૮
પોશે પામર પ્રાણી કોઈ ન પ્રીછયો રે, આ અવસરમાં;
હરિપદ મૂકીને માયા સુખ ઇચ્છ્યો રે, આ અવસરમાં. ૯
દામ ધામ ને ધનને કાજે ધાયો રે, આ અવસરમાં;
પ્રભુ ન જાણ્યા પ્રથમ ખોટો પાયો રે, આ અવસરમાં. ૧૦
તેમ તેમ તૃષ્ણા વાધી ગઈ વિપરીત રે, આ અવસરમાં;
સત્સંગ ન કર્યો રાખી કુળની રીત રે, આ અવસરમાં. ૧૧
પ્રીતમના સ્વામીને ભાવે ભજને રે, આ અવસરમાં,
જેનું દર્શન દુર્લભ ઇન્દ્ર અજને રે, આ અવસરમાં. ૧૨
મોહ મહિને માયા રસ ચાખ્યો મૂઢ રે, આ અવસરમાં;
ગર્વ તજી ગાયા નહીં ગરુડારૂઢ રે, આ અવસરમાં. ૧૩
તે નરે તો ફોકટ ફેરો ખાધો રે, આ અવસરમાં;
જેને હરિ માર્ગનો મર્મ ન લાધ્યો રે, આ અવસરમાં. ૧૪
અપરાધી અહંકારે ઊંધું વાળ્યું રે, આ અવસરમાં;
હરીપ થઇને હાથે હારદ ટાળ્યું રે, આ અવસરમાં. ૧૫
સદ્‌ગુરુને સંગે સરવાળો શોધે રે, આ અવસરમાં;
કહે પ્રીતમ પોતાનું મન પ્રબોધે રે, આ અવસરમાં. ૧૬
ફાગણ માસે ફુલ્યા નવરંગ ફાલ રે, આ અવસરમાં;
કોઈ એક લાભ કમાશે હરિના લાલ રે, આ અવસરમાં. ૧૭
સંસાર સોદો સમજે તેને સાર રે, આ અવસરમાં;
નહીં તો અંતે ઉગરવાની છાર રે, આ અવસરમાં. ૧૮
જે જેમ આવ્યું તે તેમ જાશે સૌ કોય રે, આ અવસરમાં;
કોઈ કમાશે કોઈ એક જાશે ખોય રે, આ અવસરમાં. ૧૯
પ્રભુને ભજતાં આવે ભવનો પાર રે, આ અવસરમાં;
પ્રીતમ એવું જાણી ઉરમાં ધાર રે, આ અવસરમાં. ૨૦
ચૈતર ચંચળ ચપલ ચિત્તના ચાળા રે, આ અવસરમાં;
હૃદયે રાખો રામ રટણની માળા રે, આ અવસરમાં. ૨૧

કામ ક્રોધ મદ મોહની લહેર ન લાગે રે, આ અવસરમાં;
જેનું મન મોહ્યું પૂર્ણ પદ ધાગે રે, આ અવસરમાં. ૨૨
મૂળ પ્રણવ શ્રુતિ સ્નેહ ધરી સાંભળીએ રે, આ અવસરમાં;
ભજન કરીને બ્રહ્માનંદમાં ભળીએ રે, આ અવસરમાં. ૨૩
અખંડ સુરતી સહેજ સમાધિ લાગે રે, આ અવસરમાં;
પ્રીતમ પ્રભુને ભજતાં ભવ દુઃખ ભાંગે રે, આ અવસરમાં. ૨૪
વૈશાખે તો વસમી એની વાટ રે, આ અવસરમાં;
અધરી આંટી આડા ઓઘટ ઘાટ રે, આ અવસરમાં. ૨૫
કાચા પોચાનું તો નહીં એ કામ રે, આ અવસરમાં;
શૂરા પૂરાનો તો છે સગ્રામ રે, આ અવસરમાં. ૨૬
પૂરા હોય તે પૂરા પદને પરસે રે, આ અવસરમાં;
મરજીવા થઈ બ્રહ્મરંધ્ર હરિ દરશે રે, આ અવસરમાં. ૨૭
દશે નાદનાં ગડગડિયાં નિશાન રે, આ અવસરમાં;
કહે પ્રીતમ તે પદ પામ્યા નિર્વાણ રે, આ અવસરમાં. ૨૮
જેઠે ઠેઠ ઠરી બેઠા ઠેકાણે રે, આ અવસરમાં;
જે જન જીવ થઈ ઈશ્વરનો પરિચો જાણે રે, આ અવસરમાં. ૨૯
દેહાતીત પણ દીસંતા દેહધારી રે, આ અવસરમાં;
ચઢી ન ઉતરે લાગી બ્રહ્મ ખુમારી રે, આ અવસરમાં. ૩૦
તેને શાની અવતરવાની આશ રે, આ અવસરમાં;
સાક્ષી રૂપે સઘળે જેનો વાસ રે, આ અવસરમાં. ૩૧
સૌના પ્રેરક સૌના મનની જાણે રે, આ અવસરમાં;
જન પ્રીતમ તે કેની ઉપમા આણે રે, આ અવસરમાં. ૩૨
અષાડ માસે આવે નહીં નર તેહ રે, આ અવસરમાં;
જેને નિર્ભય નારાયણસું નેહ રે, આ અવસરમાં. ૩૩
રવિનાં કીરણ સરખી તેની કાયા રે, આ અવસરમાં;
દેવ દાનવ માનવની નવ વ્યાપે માયા રે, આ અવસરમાં. ૩૪
ગતિ કરે તે સપ્ત દ્વીપ નવ ખંડ રે, આ અવસરમાં;
લોક ચતુર્દશ એકવીશમે બ્રહ્માંડ રે, આ અવસરમાં. ૩૫
જલ થલ જંગમ સઘળે જેનો વ્યાપ રે, આ અવસરમાં;
કહે પ્રીતમ તે કર્ત્તા હર્ત્તા આપ રે, આ અવસરમાં. ૩૬

શ્રાવણ શ્રવણ મનન નિત્ય ધ્યયન કરીએ રે, આ અવસરમાં;
બાકી બીજા પ્રપંચ સૌ પરહરીએ રે, આ અવસરમાં. ૩૭
સત્સંગ કરતાં તરીએ ભવ સંસાર રે, આ અવસરમાં;
વિષય ન વ્યાપે કાપે કોટિ વિકાર રે, આ અવસરમાં. ૩૮
કૃષ્ણ કથા કીર્તન કલિયુગમાં કરીએ રે, આ અવસરમાં;
ધીરજ રાખી ધ્યાન ધારણા ધરીએ રે, આ અવસરમાં. ૩૯
તીલક છાપ સેવા સમરણમાં રહીએ રે, આ અવસરમાં;
પ્રીતમ પ્રભુને ભજતાં પાવન થઇએ રે, આ અવસરમાં. ૪૦
ભાદરવે ભરપૂર હરિને ભાળો રે, આ અવસરમાં;
હું મારું, અહંકાર હ્રદયેથી ટાળો રે, આ અવસરમાં. ૪૧
કીડી કુંજર ચૈતન્યતાથી ચાલે રે, આ અવસરમાં;
તૃણ માત્ર તે હરિ વિના નવ હાલે રે, આ અવસરમાં. ૪૨
કીટ ઇન્દ્ર તે આતમ દષ્ટે એક રે, આ અવસરમાં;
ગુરુ ગમ્ય જોશે જેને જ્ઞાન વિવેક રે, આ અવસરમાં. ૪૩
ગુરુ ગોવિન્દના ઘરની જેને ગમ્ય રે, આ અવસરમાં;
કહે પ્રીતમ તે જાણે જેમ છે તેમ રે, આ અવસરમાં. ૪૪
આસોએ રામ રમે તેને અવિધાર રે, આ અવસરમાં;
ઉઠે અજપ્પા તે એકવિશ હજાર રે, આ અવસરમાં. ૪૫
ઉપર આગલા ખટસેંનો છે ખેલ રે, આ અવસરમાં;
રણકાર ધુનિ થાય રંગની રેલ રે, આ અવસરમાં. ૪૬
કહુ રહસ્ય રસીઆને રસ પીવાની રે, આ અવસરમાં;
જેમ ડુબકી દરિઆમાં મરજીવાની રે, આ અવસરમાં. ૪૭
ગુણાતીત તે ગેબ ગગનમાં ગડીયા રે, આ અવસરમાં;
આઠે પહોર અખંડ અનુભવમાં અડીયા રે, આ અવસરમાં. ૪૮
દિન દિન પ્રત્યે ચઢે ચોગણો રંગ રે, આ અવસરમાં;
કહે પ્રીતમ કર સદ્‌ગુરુ સંતનો સંગ રે, આ અવસરમાં. ૪૯
સંવત અઢાર અતિ ઓગણત્રીસો સાર રે, આ અવસરમાં;
શ્રાવણ શુક્લ પક્ષ સાતમ રવિવાર રે, આ અવસરમાં. ૫૦
સધેસરમાં સહુ સંતોનો દાસ રે, આ અવસરમાં;
પ્રીતમ પ્રેમે ગાયા બારે માસ રે, આ અવસરમાં. ૫૧

# પન્દર તિથિઓ.

## રાગ ગરબાનો.

પડવે બ્રહ્મા પાસ પુકારી, વસુધા સુરભિ રૂપ ધરી;
સુર સર્વે શંકર અજ આદે, આવ્યા જ્યાં અવિનાશ હરિ. ૧
બીજે બહુ વિધિ સ્તુતિ કીધી, ત્યાં બોલ્યાં ત્રિભુવન પતિ;
શાને શોચ કરો શિવ બ્રહ્મા, ભય કોનો નવ ધરશો રતિ. ૨
ત્રીજે ત્યાં મથુરા ગોકુળમાં, અમર જઈ અવતાર ધરો;
જાદવ કુળ વસુદેવ તણે ગૃહ, શેષ સહિત હું આવું ખરો. ૩
ચોથે ચતુરાનન પંચાનન, સ્તવન કરી નિજ ધામ ગયા;
મધુ પુર ગોકુળ વ્રજ વૃન્દાવન, ગોપ ગોપાળ સૌ દેવ થયા. ૪
પાંચમે પ્રાણજીવન પુરુષોત્તમ, શેષ સહિત માયા પ્રેરી;
જેમ કોઈ ભૂપ ભુવન પ્રત્યે, આવી સમરાવે સુંદર શેરી. ૫
છઠ્ઠે છબીલો દિન મણી ઉદિયો, દેવકી નામે પૂર્વ દિશા;
ઉર આવેશ કર્યો અલબેલે, વિશ્વેશ્વર તન માંહિ વસ્યા. ૬
સાતમે ગર્ભ શંકર્ષણ કેરો, રોહીણીજીને ઉદર ધર્યો;
જકત ન જાણે વેદ વખાણે, એણી પેરે ઉપાયે કર્યો. ૭
આઠમ અર્ધ નિશા શુભ મુહૂરત, શ્યામળીએ પ્રાગટ્ય કીધું;
કોટિ કોટિ રવિ શશિની શોભા, દયા કરી દર્શન દીધું. ૮
નોમે નંદરાય ઘેર ઉત્સવ, આનંદની હેલી થાય;
દાન માન બહુ પેરે દીધાં, માનનિયો બહુ મંગલ ગાય. ૯
દશમે દિશા વળી વ્રજ કેરી, નિત્ય અમૃતના મેહ વરસે;
ઠોર ઠોર ફૂલી દ્રુમવેલી, ફળ ભારે ભોમિ પરસે. ૧૦
એકાદશી આનંદ વધાર્યો, ગોવર્દ્ધન ઉત્સવ કીધો;
લીલા લલિત ચરિત્ર કરવા, અનેક દુષ્ટને દંડ દીધો. ૧૧
બારશે બારે મેઘ મોકલ્યા, ઇન્દ્રે કોપ કર્યો એવો;
ગોકુળ રાખ્યું નિજ બળ દાખ્યું, કોણે ન જાણ્યો ભય કેવો. ૧૨
તેરશ ત્રિભુવન ત્રાસ નિવાર્યો, સુખ સાગર સઘળે છળીયો;
પ્રેમ મુદિત મન ગોપીજનનાં, ફુલી હદે કમળ કળીઓ. ૧૩
ચૌદ વિદ્યા ગુણ જાણ છબીલો, વૃન્દાવન શોભા નીરખી,
વેણુ નાદ કર્યો વનમાળી, વ્રજબાળા હૃદયે હરખી. ૧૪

શરદ રેણી રસ આરમ્ભ્યો, સફ્લ મનોરથ સૌના કર્યો;
પ્રીતમનો પ્રભુ ઉર પ્રેમ સનેહી, પ્રેમી જન ઉર માંહિ ધર્યો. ૧૫

## શૃંગાર સંગ્રહ.

### પદ ૧ લું—રાગ યમન કલ્યાણ.

રંગ લાગ્યો રે, રસિક વર સાથે. ટેક.
સુંદર વરસું સ્નેહ બંધાણો, ઘરથકી આવ્યા ધાતે. રંગ લાગ્યો૦ ૧
કૃપા કટાક્ષે સન્મુખ ભાળ્યુ, નજર કરીને નાથે. રંગ લાગ્યો૦ ૨
વેણુ વજાડી ને વશ કીધા, વહાલપણાંની વાતે. રંગ લાગ્યો૦ ૩
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, હરિએ ગ્રહ્યા હવે હાથે. રંગ લાગ્યો૦ ૪

### પદ ૨ જું.

અલબેલો રે, આનંદકારીજી. ટેક.
એના આનન્દ વડે સૌ શોભ્યું, સુખ સાગર ગિરિધારી. અલ૦ ૧
નવ ઘન નીલ મણી નવ નીરજ, કોટિ કામ છબી વારી. અલ૦ ૨
મોર મુકુટ મકરાકૃત કુંડલ, ભાલ તિલક અતિ ભારી. અલ૦ ૩
અંગો અંગ અનેક આભૂષણ, અંગ અંગ છબી ન્યારી. અલ૦ ૪
તડિત સમાન પીત પટ રાજિત, પાયે નેપૂર રવકારી. અલ૦ ૫
પ્રીતમનો સ્વામી પરમ સનેહી, લીજે આનંદ ઉર ધારી. અલ૦ ૬

### પદ ૩ જું.

વશ કીધા રે, વેણુ વજાડી. ટેક.
નૌતમ ગાન કર્યું મુરલીમાં, માનનીને મોહ પમાડી. વશ૦ ૧
ખટ દશ આભ્રણ અવળાં સજ્યાં, અવળી ઓઢી અંગ સાડી વશ૦ ૨
લોક લાજ મર્જાદ વેદની, અબળાએ નાખી ઉડાડી. વશ૦ ૩
જે જેમ તે તેમ ચતુરા ચાલી, જેને ગોકડી ગોવિન્દસું ગાઢી. વશ૦ ૪
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, સુંદરીને રાસ રમાડી. વશ૦ ૫

### પદ ૪ થું.

રસમાતો રે, પ્રીતમડો પ્યારો. ટેક
માનુનીની મડળી મધ્ય મોહન, નૃત્યત્ નંદ દુલારો. રસ૦ ૧
સ્વરસું સ્વર કરસું કર મેલે, અંગ અંગ રંગ ન્યારો. રસ૦ ૨
રાસ વિલાસ હાસ્ય રસ પૂરણ, આનંદ સિન્ધુ ઉદારો. રસ૦ ૩
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, જીવન પ્રાણ અમારો. રસ૦ ૪

## પદ ૫ મું.

વૃન્દાવનકી રે, શોભા સારી. ટેક.
બંસીબટ કૂલન યમુના તટ, કુસુમિત કુંજ લજારી. વૃન્દા૦ ૧
ગુંજત મધુકર કીર કોકિલા, ત્રિવિધિ પવન સુખકારી. વૃન્દા૦ ૨
નવલ કિશોર કુંવર નંદજીકો, નવલ નવલ વ્રજ નારી. વૃન્દા૦ ૩
ખેલત ફાગ અનુરાગ સુહાગી, પ્રીત સહિત પીયા પ્યારી. વૃન્દા૦ ૪
ઉડે અબીર ગુલાલ અરગજા, ગગન ગિરદ ભઈ ભારી. વૃન્દા૦ ૫
કેસર કુમકુમ અગર કસ્તુરી, સોંધે ભરી પીચકારી. વૃન્દા૦ ૬
પ્રીતમકે પ્રભુ પ્રેમ સનેહી, કમલ નયન ગિરિધારી. વૃન્દા૦ ૭

## પદ ૬ ઠું.

નંદજીનો રે, કુવર છબીલો. ટેક.
અંગ અંગ સત કોટિ મનોભવ, રસિયો રંગ રંગીલો. નંદજી૦ ૧
મારું મન મોહ્યુ એનું રૂપ જોયુ, વાલમ હ્રદયે વસીલો. નંદજી૦ ૨
સુતાં બેઠાં જોતાં જાગતાં, ક્ષણુએ ન મૂકે વીલો. નંદજી૦ ૩
પ્રીતમના સ્વામીને સંગે, સખી સુખ સાગર ઝીલો. નંદજી૦ ૪

## પદ ૭ મું.

આજ દીવાળી રંગ રસાળી, ઘેર આવ્યા વનમાળી;
અગર કપૂરે આરતી સાજું, લેઈ સોનાની થાળી. આજ૦ ૧
વદન સરોજ નેણુ નવ અમ્બુજ, સુંદર પાઘ છોગાળી,
ભાલ તિલક મકરાકૃત કુંડલ, અધરબિંબ પરવાળી. આજ૦ ૨
વારિજ પાણુ જાણુ નવ પલ્લવ, નાભિ કમર રઢીઆળી,
પદ પંકજ રજ પ્રેમે પરસું, દરસુ દુષ્કિત ટાળી. આજ૦ ૩
પીત વસન તન રત્ન આભૂષણુ, રહીએ ભાવે ભાળી;
પ્રીતમના સ્વામીની શોભા, જોઇએ નેહે નિહાળી. આજ૦ ૪

## પદ ૮ મું.

આજ અમારુ ભાગ્ય સુ સજની, મોહન મોહોલે પધાર્યા,
અંગો અંગ સંગ સુખ પામી, રસીએ રંગ વધાર્યા. આજ૦ ૧
મનના મનોરથ સફલ કર્યાં સહુ, તનના તાપ નિવાર્યા,
અમૃત પીધુ કારણુ સિંચ્યુ, આનંદ ઉર વધાર્યા. આજ૦ ૨

શોભાનો સાગર શ્યામળિયો, રૂપે રતિપતિ હાર્યા;
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, પ્રાણથકી ઘણું પ્યારા. આજ૦ ૩

પદ ૯ મું.

વાયદો વરે છે રે, વાલા હું વિસરી રે, વાયદો મૂકીને રે આવો ગિરિધરલાલ;
સુખ નથી સહેજે રે, દુ ખે થઈ દૂબળી રે, પ્રભુ શેં નાં જાણો અમારું વાલ. વાયદો૦ ૧
આવું નોતું જાણ્યું રે, પરથમ પેલડે રે, જાણ્યું વેહેરો કરશે નહીં લગાર;
હૈયાં વલુંડી રે, પહેલે કીધી પ્રીતડી રે, નિર્લજ્જ થઈને બેઠા નંદકુમાર. વાયદો૦ ૨
કહો કયાં વળુંધ્યા રે, કોણ મળી કામની રે, કે શું કોઇસું બાંધ્યું તમા તન;
રૂપે હશે રુડી રે, ગુણે હશે આગળી રે, હવે અમસું કેમ માને મન. વાયદો૦ ૩
કહો કોને કહીએ રે, દોષ અમારા કર્મના રે, ભજતાને કો ભજે ભગવાન;
સ્વામી રણછોડનો રે, સુદર શ્યામળો રે, આવો મારા કામણગારા રે કાન. વાયદો૦ ૪

## ભક્તિ પ્રકાશ.

### પદ ૧૦ મું–રાગ મહ્લાર.

કોપ ન કરીએ કૃષ્ણજી, સમરથ છો સ્વામી;
જલને કાજે જાદવા, દુનિયા દુઃખ પામી. કોપ ન૦ ૧
માતા મારે જો બાળને, બીજુ કોણ રાખે;
વાડ ગળે જો ચીભડાં, કોપ કયાંથકી ચાખે. કોપ ન૦ ૨
સુધા થકી વિષ પ્રગટે, તો જીવે જવલા;
શરણે આવ્યાને જે હણે, તેને કોણ કહે ભલા. કોપ ન૦ ૩
પર્જન્ય વિના પીડાય છે, પ્રભુ પ્રજા તમારી;
મેહેર કરીને મોકલો, મેહને મોરારી. કોપ ન૦ ૪
શાને કાજે સૃષ્ટિ કરી, કરી તો પ્રભુ પાળો;
કહે પ્રીતમ પરમાત્મા, સ્વામી સન્મુખ ભાળો. કોપ ન૦ ૫

### પદ ૧૧ મું.

તમો ભૂપ વિના ભૂધરા, કોને જઇને જાચું;
અવર નૃપ તો દીસે નહીં, શ્યામળા કહું સાચું. તમો૦ ૧
જૂઠા જીવને જોઇને, શું હૃદયે રાચું;
મારા કર્મતણી કથા, તમ આગળ વાંચું. તમો૦ ૨
અભયદાની ઉદાર છો, નથી કર્તવ્ય કાચું;
શરણે આવે ચાહીને, તે ન ફરે પાછું. તમો૦ ૩

છેલ છબીલા છો તમો, આડિ અંગે આચું;
કહે પ્રીતમ પ્રભુ પ્રેમસું, તમ આગળ નાચું. તમો૦ ૪

### પદ ૧૨ મું.

મધુસૂદન મહારાજ છો, મોટામાં મોટા;
અધમ જીવ જાણે નહીં, કરણીના ખોટા. મધુ૦ ૧
માયા તમારી મહા બળી, કરે ગડબડ ગોટા;
વિરોધ પાડે ગુરુ સંતસું, ફરી ફરી છળ છોટા. મધુ૦ ૨
સીસાબાજી જક્ત છે, જેવા જળ પરપોટા;
કાચો કુંભ તે કયાં લગી, જેના ધુળધમોટા. મધુ૦ ૩
જેને સન્મુખ છો તમો, તેને શા રોટા;
કહે પ્રીતમ પ્રભુને ભજો, ટળે જમના સોંટા. મધુ૦

### પદ ૧૩ મું.

રામ રટણ કર રંગમાં, અંગ આનંદ આણી;
મિથ્યા ભાષણ મૂકજે, બોલે અમૃત વાણી. રામ રટણ૦ ૧
રસના તું રસવંત છે, સહુ સ્વાદને જાણે;
રામ સુધા ચાખ્યો નહીં, તો તું પશુ પ્રમાણે. રામ રટણ૦ ૨
શાકર દ્રાક્ષ ને શેરડી, અમૃત રસ મેવા;
અવર બીજા રસ છે ઘણા, નહીં હરિ રસ જેવા. રામ રટણ૦ ૩
શિવ વિરંચી શારદા, શ્રુતિ શાસ્ત્ર વખાણે;
કહે પ્રીતમ પ્રભુ નામનો, મહિમા મહા મુનિ જાણે. રામ રટણ૦ ૪

### પદ ૧૪ મું.

જય જય શ્રીજાનકીરાય, ભક્ત હિતકારી;
પતિત પાવન નામ જ્યાકો, લીલા પિયુધારી. જય જય૦ ૧
કમલાસન શંભુ શેષ, કહત નિગમ ચારી;
દિનકે દયાલ આપ, ઈસતા વિસારી. જય જય૦ ૨
ગુનકા ગજ વિપ્ર વ્યાધ, ક્ષૌદ્ર પશુ નારી;
અધમ જાતિ બહુત ભાંતિ, આપદા નિવારી. જય જય૦ ૩
પાહિ પાહિ શરણ શરણ, રાખીએ મોરારી;
પ્રીતમકે પ્રાણ પ્યારે, મહિમા બલિહારી. જય જય૦ ૪

### પદ ૧૫ મું.

કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ વાસુદેવ કહે તું, હેત હૈયામાં આણી;
ગોપીનાથ ગોવર્દ્ધનધારી, વૃન્દાવન દધિ દાણી. કૃષ્ણ૦ ૧
પુત્ર ભાવસું પ્રેમે લડાવે, નંદ રાયની રાણી;
નવલ કિશોર ચોર માંખણનો, મીઠી મુખની વાણી. કૃષ્ણ૦ ૨
વ્રજ રજ અજ ઉમયાપતિ ઇચ્છે, પ્રીછે કોઇએ પ્રાણી;
પ્રીતમ પ્રેમ ધરી ભજ ભાવે, સુન્દર વર સુખ ખાણી. કૃષ્ણ૦ ૩

### પદ ૧૬ મું–રાગ યમન કલ્યાણ.

રઢીઆળો રે, રગનો ભીનો. ટેક.
સુખ સાગર નાગર નદછનો, નિગમ કહે જશ જેનો. રઢી૦ ૧
વ્રજ જુવતિનાં વહાલે કરીને, અવનિમાં અવતાર લીનો. રઢી૦ ૨
નૌતમ ખેલ કર્યો ગોકુળમાં, તાપ હર્યો તરુણીનો. રઢી૦ ૩
ત્રિભુવન નાયક સબ સુખદાયક, લાયક નામ નગીનો. રઢી૦ ૪
પ્રીતમનો સ્વામી સુંદર વર, ચતુરા ચિત્તમાં ચીનો. રઢી૦ ૫

### પદ ૧૭ મું.

રંગ ભીની રે, રાધા રાણી. ટેક.
નિત નિત નિરખે હઇડે હરખે, મુખ મરકે સુખ જાણી. રંગ૦ ૧
સુર મુનિ વ્યાસ વિરંચી નારદ, પ્યારીની પ્રીત વખાણી. રંગ૦ ૨
ચૌદ લોક સચરાચર સૌમાં, કીર્તિ સુતા કહે વાણી. રંગ૦ ૩
પ્રેમ સુધાકર પ્રેમે પાયો, લીધો આનંદ ઉર આણી. રંગ૦ ૪
વહાલપણે વાલમ વશ કીધો, સુંદર વર સુખ ખાણી. રંગ૦ ૫
પ્રીતમના સ્વામીની સંગે, માનની મહા રસ માણી. રંગ૦ ૬

### પદ ૧૮ મું.

બડ ભાગી રે, બીજની નારી. ટેક.
ધન ધન રે ગોપી ગોકુલની, પ્રેમ રસ પીનારી. બડ૦ ૧
હરતાં રે ફરતાં કારજ કરતાં, નિરખે નવલ બિહારી. બડ૦ ૨
તન ધન સદન તજી ભજી ભાવે, એના સ્નેહતણી બલિહારી. બડ૦ ૩
જેના સ્નેહ થકી શ્યામળીએ, વૃન્દાવન ગૌ ચારી. બડ૦ ૪
અદ્દભુત સુખ આપ્યું અબલાને, લીલા લેહેર વધારી. બડ૦ ૫
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, મોહન મંગલકારી. બડ૦ ૬

### પદ ૧૯ મું.

પ્રભુ-પદ રજ રે, વિઘન હરે છે. ટેક.
આનંદકારી અખંડ વિહારી, ભક્તનો ભાવ ભરે છે. પ્રભુ૦ ૧
જે રજને અજ શંકર ઇચ્છે, શુકજી ધ્યાન ધરે છે. પ્રભુ૦ ૨
સિંધુ સુતા સેવે જે સ્નેહે, મન કર્મ વચને વરે છે. પ્રભુ૦ ૩
જે રજથી ગંગાજલ નિર્મળ, ત્રિભુવન પાવન કરે છે. પ્રભુ૦ ૪
પ્રીતમનો પ્રભુ પતિત ઉદ્ધારણ, સમરે કારજ સરે છે. પ્રભુ૦ ૫

### પદ ૨૦ મું.

લે રસના નિત્ય ગોવિંદ ગાઈ. ટેક.
સકલ સિદ્ધ મુનિ કરત મનોરથ, બંછત ચરન કમલ સેવકાઈ. લે રસના૦ ૧
સહસ્રાનન ચતુરાનન શંકર, શુક સનકાદિ મુનિ સમુદાઈ;
શ્રીરઘુપતિ પદ અતિ અનુરાગી, કરત ભજન તજી માન બડાઈ. લે રસના૦ ૨
ચરણ ચેહેન અંકિત શુભ ખટ દસ, રસિકરૂપ ત્રિભુવન છબી છાઈ;
પ્રીતમકે હૃદયે રહો નિશ દિન, આનંદ ઓઘ અમોઘ પ્રભુતાઇ. લે રસના૦ ૩

### પદ ૨૧ મું.

જય વૃન્દાવન કુંજ બિહારી. ટેક.
આનંદ કેલિ કરે દિન રજની, નદ નંદન બ્રખુભાન દુલારી. જય વૃંદાવન૦ ૧
કુસુમ સેજ રચી કુસુમ સિંહાસન, કુસુમ મેહેલની શોભા સારી;
જુવતી સમૂહ મધ્ય મનમોહન, કરત વિલાસ હાસ્ય ગિરિધારી. જય વૃંદાવન૦ ૨
સુંદર વદન કમલદલ લોચન, અંગપર જાઉં બલિહારી;
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, ભક્ત હેત ભૂતલ દેહ ધારી. જય વૃંદાવન૦

### પદ ૨૨ મું.

ગિરિધરલાલતણા ગુણ ગા રે. ટેક.
આ સંસાર પૂર પાણીનું, તેને તરગે તણાયો ન જા રે. ગિરિધરલાલ૦
જો રે વહ્યો તો ગયો- અતિ આઘો, ન મળે ઠોર ઠેકાણું ઠા રે;
માયા મહા જલ પાર મળે નહીં, એવું જાણી હરિ શરણું સાહા રે. ગિરિધરલાલ૦
રાખ ભરોસો રાધાવરનો, બીજો અન્ય નથી ઊપા રે;
જન પ્રીતમ જો પ્રીત યથારથ. પ્રભુને ભજીને પાવન થા રે. ગિરિધરલાલ૦

### પદ ૨૩ મું.

ભાવ કરીને તું હરિને ભજ રે. ટેક.
આ તન તારું શિરોમણિ સારું, મારું કહ્યું તું માન નિર્લજ્જ રે. ભાવ કરી૦ ૧

હરિને વિસાર્યા તે સર્વસ્વ હાર્યા, તેથી નઠારા નહિ કોઈજ રે;
હરિનો મહિમા મોટા મુનિ જાણે, જેના પદને ધાય ઈંદ્ર અજ રે. ભાવ કરી० ૨
ગરૂઓ થઈ ગોવિંદ ગુરુ ગાજે, માન બડાઈ ટેડાઈ તજ રે;
સુખમાં લીન પ્રવીન સંત જન, પ્રીતમ પ્રેમે પરસ પદ રજ રે. ભાવ કરી० ૩

પદ ૨૪ મું.

ભજન વિના દિન જાય છે વિતા. ટેક.
શિર પર કાલ કરે છે ગર્જના, મૂઢ મતિ નર શેં નથી બીહીતા. ભજન० ૧
જો પ્રાણી પ્રતીત ન આવે, સુરત ધરી સાંભળ તું ગીતા;
તેનો સ્વાદ જડે જો કોને, અવર બીજા રસ મૂકે છીતા. ભજન० ૨
જેને લગન લાલશું લાગી, દેહ ધરી પણ દોષ રહિતા;
કહે પ્રીતમ તે જન હરિ જેવા, જેમ સાગર એકરૂપ સરિતા. ભજન० ૩

પદ ૨૫ મું.

ચરણ કમળનો રે, મોટો મહિમા, જેનું ધ્યાન ધરે સુર બ્રહ્મા;
નિગમ નિરંતર ગાય છે રે. ચરણ० ટેક.
જેના ચરણ સેવે રે મહા મુનિ, વહાલપણાં વદે રે વ્રજ જુવતી;
સિંધુસુતા નિત્ય ગાય છે રે. ચરણ० ૧
ગંગા તુલસી ચરણનિવાસી, ઋદ્ધિ સિદ્ધિ કહીએ જેની દાસી;
સૌ કોઈ સેવે શ્યામને રે. ચરણ० ૨
ચરણ સરોજ સુગંધ સંજોગી, ભક્ત અનેક ભ્રમર રસ ભોગી;
નિમેશ તજે નહીં નામને રે. ચરણ० ૩
પદ પર શીતલ જલ પાવન કારી, શેષ સેવે સદા ત્રિપુરારી;
અમર લોક આશા કરે રે. ચરણ० ૪
મહિમા જાણ્યો ગૌતમ નારી, તન મન ધન કરે બલિહારી;
પ્રેમે પ્રીત હૃદયે ધરી રે. ચરણ० ૫
પદ પરસી રજ વ્રજ વૃન્દાવન, પ્રેમે પામે કોઈ પ્રેમી જન;
જેને શ્રીકૃષ્ણ કૃપા કરે રે. ચરણ० ૬
પ્રીતમનો સ્વામી શ્યામળીઓ, અલબેલો છે અટળક ઢળીઓ;
નીરખીને નયણાં ઠરે રે. ચરણ० ૭

પદ ૨૬ મું.

આજ

હું દાસી

કમલ નયન કમલાનો સ્વામી, આદ્ય મધ્ય અંત અંતર્યામી;
પૂરણ પુણ્યે કરીને પામતો, વામી સકલ ભવ આપદા રે. ૨
શિર મુગટ કુંડલ વનમાળા, મદન શરદ સરી રૂપ રસાળા;
સુગ્મ સ્વરૂપ બાહુ વિશાલા, તો સુંદર બેનુ ધરી રે. ૩
રત્ન જડિત કટિ કંદોરો સોહે, નેપૂર ધ્વન મુનિનાં મન મોહે;
ચરણ કમલમાં ચિત્તડું પ્રોએ, તો જુગલ નયનાં ભરી રે. ૪
અંગ સોરંગ પીતાંબર ધોતી, પટકે જોર ઝવેર ને મોતી;
અંગ અંગ આભ્રણ સજ્યાં જ્યોતી, તો સુંદર શોભા શી કહું રે. ૫
પ્રીતમનો સ્વામી શ્યામળિયો, આનંદ સિંધુ અઢળક ઢળિયો;
પૂરવની પ્રીતિ પ્રગટ પીયુ મળિયો, તો સૌ સોંપી સન્મુખ રહું રે. ૬

## પદ ૨૭ સું.

આજ દીવાળી પ્રેમ રસાળી, ભુવને પધાર્યા શ્રીવનમાળી;
રસ બસ થઈ ગઈ રૂપ નિહાળી, તો ભાળી રહી ભાવે કરી રે. ૧
આપ્યાં આસન આનંદકારી, બેઠા નટવર નવલ વિહારી;
તન મન પ્રાણ કરું બલિહારી, તો પ્રાણજીવન ધર્ન જાણીને રે. ૨
અગર કપૂરે આરતિ કીજે, નીરખી રૂપ હૃદયામાં લીજે;
પ્રેમ સુધા રસ પ્રેમે પીજે, તો અતિ આનંદ ઉર આણીને રે. ૩
નિત્ય નિત્ય નવધા નેહ વધારું, ત્રિભુવન વ્યાપક તેજ તમારું;
જોઈને મોહી રહ્યું મન મારું, તો ન્યારું ક્ષણુંએ નવ રહે રે. ૪
પ્રીતમનો પ્રભુ પ્રેમ સનેહી, એની લીલા કહુ કેઈ કેઈ;
પ્રસન્ન કીધા દર્શન દેઈ, તો રજની દિવસ હૃદયે વસે રે. ૫

## પદ ૨૮ સું.

આજ કર્યો અનેકોટ છબીલે, રંગ વધાર્યો રંગ રંગીલે;
પ્રેમનો સિંધુ પ્રેમી જન ઝીલે, તો ગોપી કુળ ગોપ લીલા કરી રે. ૧
ઇંદ્રતણો અપરાધ વિસાર્યો, લઈ પર્વત સુરપતિ શિર ધાર્યો;
સાત દિવસ લગી ભારે માર્યો, તો ગર્વ નિવાર્યો શ્રીહરિ રે. ૨
જેને પંચ તત્ત્વ માળા ઉર રાજે, ભાલ્ય નીર જાળ મુક્તિ વિરાજે;
તેજ માણેકવાળું વિધુ રજ છાજે, તો મજ આકારી પ્રકાશે છે રે. ૩
તે આગે ન કોણ દેવની માયા, જેમ કંઈ પુરુષ પુરુષની છાયા;
નિગમે પુરાણે અગમ કરી ગાયા, તો જેનો આ વિશ્વ પ્રકાશે છે રે. ૪

નિર્ગુણ બ્રહ્મ સગુણ થઈ શોભા, જેની લીલામાં મુનિવર લોભ્યા;
જેના થોભાવ્યા ધર્મ સૌ થોભ્યા, તો જગત મંગળ જશ પ્રગટે રે. ૫
ભક્ત હિત અવતાર ધરે છે, દાસતણાં બહુ કાજ કરે છે;
પ્રીતમ પ્રેમીનાં ચિત્ત હરે છે, તો તાપ હરે છે તેહનાં રે. ૬

પદ ૨૯ મું.

મંગળ ગાન કરે છે ગોપી, આનંદ રૂપ રહી અંગ ઓપી;
પ્રેમ નવલ વેલ રસમાં રોપી, તો નિર્ભે કારણ કલ્પતરુ રે. ૧
પરમ ચતુર સકલ વ્રજ વહાલા, નવ ઘન ઘેર્યો દામની માળા;
સુર શિરોમણિ રૂપ રસાલા, તો વર્ણન કેઈ પેરે કરું રે. ૨
પદ્મ પત્ર વિશાલ વિલોચન, દૃષ્ટિ અગોચર ગોચર મોચન;
મનમોહન મધવા મદમોચન, તો શોચ સકલ સહેજે ગયો રે. ૩
ગોવર્દ્ધન આચ્છત્ર હરિ કીધો, ગોપ વેશ ગોવિંદે લીધો;
વ્રજ જન પ્રેમ સુધારસ પીધો, તો સફળ મનોરથ સૌ થયો રે. ૪
ઘેર ઘેર ચતુર કરી ચિત્રશાલા, ધજા પતાકા તોરણ માળા;
સોળે શણગાર સજ્યા વ્રજ વહાલા, તો આભૂષણ અંબર ઓપતાં રે. ૫
પ્રીતમના સ્વામીની સંગે, મળતું પરસ્પર પ્રેમ પ્રસંગે;
આનંદ કંદ વધાર્યો અંગે, તો ચિત્ત હરિ ચરણે આરોપતાં રે. ૬

પદ ૩૦ મું–રાગ ગરબો.

પ્રેમે પરણે તુલસી શાલિગ્રામ રે, શોભા સાગર સુખનું ધામ રે;
કાર્તિક શુદ એકાદશી કહીએ રે, મહિમા મોટો પાર ન લહીએ રે. ૧
બલિને દ્વારે શ્રીનાથ પધાર્યાં રે, અવની ઉપર આનંદ વધાર્યાં રે;
ચાર જામ જાગે જદુ રાય રે, ભોગ આરતિ ચતુર વિધ થાય રે. ૨
તુલસીજી પરણે ત્રિભુવન નાથ રે, ધોળ મંગળ ગાય વૈષ્ણવ સાથ રે;
વૈકુંઠપતિ ચઢ્યા વરઘોડે રે, સંત સાથ ભેળા સૌ જોડે રે;
પ્રભુ પ્રીતમનો પ્રેમ સનેહી રે, તોરણ ચઢીઆ દુંદુભી દેઈ રે. ૩

પદ ૩૧ મું.

સાસુજીએ આવીને વધાવ્યા રે, પ્રેમે પોંખીને પધરાવ્યા રે;
રત્ન સિંહાસન બેઠા આવી રે, સખી સૌ કન્યા શણગારીને લાવી રે. ૧
કંઠે આરોપી વનમાળા રે, ગીત ગાય મધુર રસાલા રે;
કનક મણિમય મંડપ રચ્યો રે, લોક ચતુર્દશ અતિ રંગ મચ્યો રે. ૨

જવ તલ હોમી પાવક પરજાળ્યો રે, રત્નદીપ ચોદસ અજવાળ્યો રે;
જળહળ તે જ્યોત પ્રકાશે રે, ચંદરવા તોરણ ચો પાસે રે. ૩
વાડવ કરે વેદની ધ્રુન્ય રે, આવ્યા ત્યાં બ્રહ્મા નારદ મૂન્ય રે;
મંગળ ફેરા ફરે ભગવાન રે, સર્વે વર્તે સાવધાન રે. ૪
વર કન્યા આરોગે કંસાર રે, જુગમાં તે વરતે જય જયકાર રે;
અબળા તો અખંડ અમર વર પામી રે, પ્રેમ સ્નેહી પ્રીતનો સ્વામી રે. ૫

## પદ ૩૨ મું-થાળ ૧ લી.

આનંદે આવો રે, જીવન જમવાને; બહુ પાક બનાવું રે, ગિરિધર ગમવાને. ૧
ઉષ્ણોદક આપું રે, નટવર નહાવાને; પીતાંબર લાવું રે, પ્રેમે પહેરવાને. ૨
આંખડીએ ચઢીને રે, આવ્યા અંતરજામી; ચંદનની ચોકી રે, બેઠા બહુનામી. ૩
કંચનને બાજઠ રે, સુવર્ણની થાળી; ભોજન કરવાને રે, બેઠા વનમાળી. ૪
ખાજાં ને લાડુ રે, ઘેબર ઘીનાં છે; પકવાન ભલાં છે રે, સૌ મીસરીનાં છે. ૫
એવા ભોગ છપ્પન છે રે, વ્યંજન બહુ ભાંતિ; સાકર મેવાદિક રે, રહ્યા છે સહુ જાતિ. ૬
જેની રુચી આવે રે, તે લેજો માંગી; જમતાં મુખ નિરખે રે, તે મહા બડભાગી. ૭
જમુના જળ શીતળ રે, એલચીએ વાસી; પાનનાં બીડાં રે, ખવડાવું ખાસી. ૮
કંકુ ને કેસર રે, કુમકુમ થાળ ભરી; પ્રીતમનો સ્વામી રે, પૂજું પ્રેમ ધરી. ૯

## પદ ૩૩ મું-થાળ ૨ જી-રાગ સારંગ.

હરિ ભાવે ભોજન કીજીએ૦ હરિ૦ ટેક૦
સુંદર વચન સરોરુહ લોચન, શોભા જોઈ જોઈ રીઝીએ. હ૦ ૧
દધિ પકવાન મીઠાઈઓ મેહ, રુચિ આવે સો લીજીએ. હ૦ ૨
જાઈ જાવંત્રી જાયફળ મીસરી, ઓંધ્ટયોપ પ્રભુ પીજીએ. હ૦ ૩
આચમન પાન કીએ કમલાવર, દેખી દેખી દિલ રીઝીએ. હ૦ ૪
પ્રીતમ દ્વાર રહ્યા રસ ગાવે, ઉમરી લુંછણ લીજીએ. હ૦ ૫

## જ્ઞાન પ્રકાશ.

### પદ ૩૪ મું.

જીવ વચન વિચારી બોલે, બહુ બકવાદ ન કીજે;
નિર્મળ નામ રામ રઘુવરનું, નિત્ય નિરંતર લીજે. જીવ૦ ૧
શિવ વિરંચી શેષ શારદા, નિગમ પુરાણ વખાણે;
નામ અમૂલક દામ ન બેસે, કેમ જડ જીવ ન જાણે. જીવ૦ ૨
ફુટે કુંભે નીર ઠરે નહીં, વૃક્ષ વેડાએ ફળ ક્યાંથી;
એમ અસત્ય ભાવથકી થાયે, હીણુ તેજ તપ ત્યાંથી. જીવ૦ ૩

શાણી, દધીચિ, બલિ, નૃપ દશરથ, હરિશ્ચંદ્ર, કર્ણ કહીએ;
શરીર ગયું પણ શબ્દ ન ચૂકયા, તે પૂરા નર લહીએ. દાન૦ ૪
દાતા શૂર સત્ય સહુ સદ્ગુણ, ભકત તણે હૃદે રહે છે;
કહે પ્રીતમ તે પ્રભુના પ્યારા, નિશ દિન હરિ હરિ કહે છે. દાન૦ ૫

પદ ૩૫ મું.

તું તારું તન દેખી તપાસી, અનુભવ આંખ ઉઘાડી;
આશા તૃષ્ણા લોભ ને ઇર્ષ્યા, નાંખ કલ્પના કાઢી. તું તારું૦ ૧
પ્રભુ પ્રેમે પરસે અમૃત વરસે, દરસે દહાડી દહાડી;
આઠે પહોર આનંદની હેલી, ફુલી રહી ફુલવાડી. તું તારું૦ ૨
દેહના નેહ થકી રેહ ન્યારો, ચિત્ત ચૈતન્યમાં લગાડી;
કહે પ્રીતમ તો તું હરિને વંદે, નિગમ નગારાં વગાડી. તું તારું૦ ૩

પદ ૩૬ મું.

જે જગદીશ ઈશ અવિનાશી, ઉર વાસી સુખ રાસી;
પરમાનંદ પરમ સુખ સિંધુ, સેવે સદા કમલાસી. જે જગ. ૧
નેતિ નેતિ નિગમ કરી ગાયે, પૂરણ બ્રહ્મ વિલાસી;
જન્મ જન્મ જગતપતિ જીવન, ચરણ કમલ હું દાસી. જે જગ. ૨
વહાલા પધારો કારજ સારો, પૂરણ પ્રેમ પ્રકાશી;
પ્રીતમના સ્વામી સુંદર વર, નામે ટળે ચોર્યાશી. જે જગ. ૩

પદ ૩૭ મું.

જે સત્સંગ કરે શુદ્ધ ચિત્તે, સઘળાં તીરથ તેને;
નિરખે નિત્ય નિરંતર હરિને, ભૂલે નિંદે નહીં કેને. જે સત્સંગ૦ ૧
કામધેનુ ચિંતામણી સુરતરુ, અમૃત ફલ નિત્ય એને;
શું કરવા ભરમે તે ભટકે, ઘટમાં ગોવિંદ ચિહ્નને. જે સત્સંગ૦ ૨
આઠે પહોર આનંદનો સિંધુ, છલ્યો રહે દીને રેને;
નિસ નિત્ય સ્નેહ સહિત સત્સંગે, પ્રીતમ પ્રેમ રસ પીને. જે સત્સંગ૦ ૩

પદ ૩૮ મું.

રહે રસના તું રામ ભજનમાં, હંસ દશા દિલ આણી;
કહું છું કુટિલ વચન નવ કાઢીશ, વૃથા વાયસ વાણી. રહે૦ ૧
હરિ નામ નિર્મલ મુક્તાફલ, જિહ્વાએ જપીએ જાણી;
તજી અસાર સાર પય પીજે, પરહરી પરપંચ પાણી. રહે૦ ૨

જેના સ્મરણથી ટળી જાએ, ગર્ભવાસની ઘાણી;
પ્રીતમ ભજન કરી લે ભાવે, નિર્ભય નામ નિશાની. રહેo ૩

### પદ ૩૯ મું.

ગુરુ ગમ જ્ઞાન વિચારું ઘટમાં, પ્રગટી પ્રેમ ખુમારી;
ખટ અંબુજ ખોલીને જોયું, ઉઘડી અગમ અટારી. ગુરુo ૧
પંચ પ્રવાહ ગંગા વહે પાવન, કરને સ્નાન કરારી;
સહસ્ર પાંખડી કમલ કોશમાં, દર્શ્યા દેવ મોરારી. ગુરુo ૨
તત્ત્વમસી તુરીયા શુદ્ધ ચૈતન્ય, તે તે જ્યુંજ બલિહારી;
પ્રીતમ પરબ્રહ્મ પુરુષોત્તમ, વ્યાપક અખંડ વિહારી ગુરુo ૩

### પદ ૪૦ મું—રાગ ગોડી.

વન્દુ સદ્‌ગુરુ ચરણરજ શીશ. ટેક.
ચરણરજ શીશ ચરણરજ શીશ, અખિલ બ્રહ્માંડતણો જે ઈશ. વન્દુo ૧
વ્યાપક પૂરણ બ્રહ્મ જગદીશ, મંગળકારી માયાધીશ. વન્દુo ૨
જેને વશ વરતે પાંચ પચ્ચીશ, નિર્મળ નામ જપે જોગીશ. વન્દુo ૩
સુર નર નાગ અસુર મુનિ દેવ, સૌ કોય કરે સદ્દ ગુરની સેવ. વન્દુo ૪
કવિ પંડિત ગ્રંથ આદે ગાય, ગુરુ કૃપાથકી કારજ થાય. વન્દુo ૫
કહે પ્રીતમ ગુરુ પરમ દયાળ, આપે અભય પદ તે તત્કાળ. વન્દુo ૬

### પદ ૪૧ મું.

જય જય જાનરાય, જશ અગમ અપાર. ટેક.
અગમ અપાર જશ, અગમ અપાર, નેતિ નેતિ નિગમ કહે નિરધાર. જયo ૧
વંદે વિરંચી શિવ વારવાર, સદા સમાધિ ધરે સનતકુમાર. જયo ૨
અહિપતિ નિશ દિન કરત ઉચ્ચાર, સહસ્ર વદન જિહ્વા યુગ્મ હજાર. જયo ૩
સિંધુ સુતા પદ સેવે ઉદાર, સંશય શોક મિટાવન હાર. જયo ૪
અમર લોક કરે અમૃત આહાર, તારો પ્રેમ રસ તે કોયક પીનાર. જયo ૫
અનેક બ્રહ્માંડતણો આધાર, પ્રીતમના સ્વામી રહો હૃદયા મોઝાર. જયo ૬

### પદ ૪૨ મું—રાગ સામેરી.

હરિ ગુણ ગાતાં રે, વિલંબ ન કીજીએ રે, સ્મરણ કરીએ શ્વાસ ઉચ્છ્વાસ;
આવો સમો રે, હરિ ફરી ફરી નહીં મળે રે, હૃદયામાં રાખે દૃઢ વિશ્વાસ. હરિo ૧
આજ કાલમાં રે, ચૂપે તારે ચાલવું રે, જઇને કરવો પનઘટ વાસ;
કાયા પડીને રે, થશે ઢેરી ધૂળ જ્યારે, ત્યારે કોય પ્રાણી નહીં પાસ. હરિo ૨
શરીર સમીને રે, જમી જાડી થશે રે, તું પર ઢોરાં ચરશે ઘાસ;
ગગન પવન પાવક જલ પૃથ્વી રે, જ્યાં જે હતું ત્યાં તેનો સમાસ. હરિo ૩

કપટ તજીને રે, ભજ ભગવાનને રે, થશે વ્રજ દાસ તણો નિજ દાસ;
પ્રપંચ ટાળે રે, પ્રભુ દર્શન થશે રે, પ્રીતમ હોએ પ્રેમ પ્રકાશ. હરિ૦

### પદ ૪૩ મું.

આળસ આણીને રે, ઉંઘમાં અભાગીયા, જાગી જોને અવસર વીત્યો જાય;
તું નથી લેતો રે, મોહ પ્રમાદમાં રે, કાયાને કાળ નિરંતર ખાય. આળસ૦
વહાલપણું ગયું રે, ગયું જોબન જયારથ, તારા રહ્યા તે દિન જાય;
નજરે દેખે છે રે, જીવન આવતાં રે, તોએ તારી ચિત્તમાં ચિંતા ન થાય. આળસ૦
રહેવા છે રે, મંદિર માળીઆં રે, થશે ઉદે રાત શોધી ઉપાય;
સુરતરુ તજીને રે, સેવે શેમળો રે, તેમાં ફળ શું સરવાળે થાય. આળસ૦
ઘણે દહાડે પામ્યો રે, દુર્લભ દેહડી રે, હવે કંઈ હેત કરીસું આણુ;
વહારે ન વેપારે રે, લાભ મળે મોહોરનો રે, પ્રીતમ જો પરમારથ જાણુ. આળસ૦

### પદ ૪૪ મું.

તત્ત્વ વિચારી રે, તીરથ જે કરે રે, તેણે તારાં મનનો મેલ ધોવાય;
સત્યની દયાળે રે, સર્યું ગોમતી રે, મંજન કરતાં ચિત્ત શુદ્ધ થાય. તત્ત્વ૦
ક્ષમા ક્ષિપ્રા રે, નમ્રપણું નર્મદાને રે, ગલ્લકી શ્રીગોવિંદ ગુણ ગાન;
ગંગા ગુરુ ભક્તિ રે, સંત સંગ સરસ્વતિ રે, જમુના જાણુ હરિનું ધ્યાન. તત્ત્વ૦
પ્રેમે બહુ શું રે, પ્રયાગ પરસતાં રે, પૂર્વનું પાતક પ્રલય થાય;
હદિયામાં રાખે રે, ઇષ્ટ ઉપાસના રે, જન્મ વાસના તેણે ટળી જાય. તત્ત્વ૦
અવગુણ મૂકી રે, ગુણનું ગ્રહણ કરે રે, સેવા સુમતિ શીલ સંતોષ;
પ્રીતમ હેતે રે, પરમારથ થકી રે, તેને તારા ટળશે દેહના દોષ. તત્ત્વ૦

### પદ ૪૫ મું.

રણછોડ રંગીલો રે, રહ્યો હૃદયે વશી રે, રસિક શિરોમણિ રાય;
રૂપ સુધા સુખ સાગર શ્યામળો રે, દર્શન કરતાં રે દુઃખડું જાય. રણછોડ૦
રાજાનો રાજા રે, શ્રીરણછોડજી રે, દેવનો દેવ શ્રીદ્વારકા નાથ;
અખિલ લોકમાં રે, આણ જેની ફરે રે, હુકમ ના મેટે સુર નર આંપ. રણછોડ૦
જીવ ચરાચર જીવે રે, જીવોને જોઈ રહે રે, જેને વશ વર્તે સંસાર;
ત્રણ ભુવનમાં રે, તપે જેના તેજથી રે, અનંત બ્રહ્માંડ તણો આધાર. રણછોડ૦
ભક્તને હેતે રે, ભૂતળ આવિયા રે, લીલા કરવા લક્ષ્મીનાથ;
પ્રેમ સનેહી રે, પ્રભુ પ્રીતમતણા રે, તન મન સોંપ્યું હરિને હાથ. રણછોડ૦

—

# રણછોડજી દીવાન.

જુનાગઢના નવાબનો દીવાન–સંવત ૧૮૯૭, સને ૧૮૪૧ માં હૈયાત હતો. એ દેવી ભક્ત, રાજનું કામકાજ કરનાર, કવિ, સાથે ઉત્તમ જ્ઞાની હતો.

## ચણ્ડીપાઠ.

### છંદ ભુજંગ પ્રયાત.

નમઃ ચંડિકાયૈ, ગણેશામ્બિકાયૈ, નમઃ ચંચલાયૈ, નમઃ શારદાયૈ;
કહ્યો માર્કંડેય મહિમા વખાણી, જગતમાં તને વર્ણવું ભાવ આણી.

### કવચ ૧ લું–રાગ ગરબો.

સુરથ નામે તે એક મહિપાલ રે, અંબિકા આનંદી;
મહિ સુંદરીનો કંઠ મણિમાલ રે, અંબિકા આનંદી.

પવન ભૂપે આવી લિધું રાજ રે, અં૦ મંત્રી જઈ મળ્યા લોભને કાજ રે, અં૦ ૧
ભાગ્યો ઘોડે ચઢી ભૂપાળ રે, અં૦ વન વિકટ મહા વિકાળ રે, અં૦ ૨
મુનિ મેધાને આશ્રમે આવ્યો રે, અં૦ ભાવ નરખીને સહુને ભાવ્યો રે, અં૦ ૩
મૃગ સંગે તે કેશરી રમે રે, અં૦ મોર ભુજંગ સાથે ભમે રે, અં૦ ૪
રાજા ચિંતા કરે મન માંહ રે, અં૦ દેશ ખોયો થયો ઉર દાહ રે, અં૦ ૫
વન માહરાંને શત્રુ જોગવે રે, અં૦ કીડી સંચરે ને તેતર ભોગવે રે, અં૦ ૬
વન માહારું ને ધણી કોક થાય રે, અં૦ વૃક્ષ વાવ્યું ને ફલ કોક ખાય રે, અં૦ ૭
તેવે સમે જાણી વિશ્રામ રે, અં૦ વૈશ્ય આવ્યો સમાધિ નામ રે, અં૦ ૮
પૂછ્યું ભૂપે આવ્યો છે કોણ કામ રે, અં૦ કોણ નામ ને કોણ છે ઠામ રે, અં૦ ૯
ચેના ચિત્તે તમારે દિસે રે, અં૦ દુઃખી લાગો છો મનની રીસે રે, અં૦ ૧૦
પછી વૈશ્યે કહ્યું સાંભળો રાજ રે, અ૦ હું તો ખોઈ આવ્યો છું ધન લાજ રે. અં૦ ૧૧
નારી સંતાને કાઢી મુકિયો રે, અં૦ ભુખે દુખ્યો કમાઈ ચૂકિયો રે, અં૦ ૧૨
મધમાખી ધસે જેમ હાથ રે, અં૦ ભૂલ્યો ભરું બાવળ સાથે બાથ રે, અં૦ ૧૩
વૈશ્ય ભૂપ ગયા મુનિ પાસ રે, અં૦ હાથ જોડી કરી અરજ દાસ રે, અં૦ ૧૪

મંત્રી ખુટી ને લુટી લીધો રે, અં૦ લાજ વોણો ને રાજવોણો કીધો રે, અં૦
તોય મમતા ન થાયે અળગી રે, અં૦ પુત્ર મિત્રની માયા વળગી રે, અં૦
તેનું કારણ કહો મુનિ રાય રે, અં૦ ગહારા મનનો તે સંદેહ જાય રે, અં૦
મુનિ કહે માયા બળવાન્ રે, અં૦ જેને વંદે સદા ગિર્વાણ રે, અં૦
પંડિત કોઈ ન પામ્યો કેડો રે, અં૦ માયાએ નાંખ્યો અંધાર પછેડો રે, અં૦
માયા ફંદે પડ્યા જગ લોક રે, અં૦ તેણે ધૂરે નહિ ચિત્તનો શોક રે, અં૦
થયા મધુ કૈટભ બે ભાઈ રે, અં૦ કરવા વિષ્ણુની સાથે લડાઈ રે, અં૦
નિદ્રારૂપે માયાને છે ફંદ રે, અં૦ પરવશ ફસાણા મુકુંદ રે, અં૦
થયું પંકજ નારાયણ નાભ રે, અં૦ તેમાં પ્રગટ્યા બ્રહ્મા અરસ્યાભ રે, અં૦
બ્રહ્મા માયાને ચરણે લાગી રે, અં૦ સ્તુતિ કરવા થયા અનુરાગી રે, અં૦
જગદંબા જનાર્તિહારી રે, અં૦ ત્રિપુર સુંદરી ત્રિલોક વિહારી રે, અં૦
દુઃખભંજની ને દાનવગંજની રે, અં૦ શિવ રંજની ને માત નિરંજની રે, અં૦
સિંહવાહિની દારિદ્ર્ય દુઃખદાહની રે, અં૦ પ્રબળવાહની પૂરણ અવગાહની રે, અં૦
નિદ્રા રૂપે નારાયણ મોહ્યા રે, અં૦ શેષ પર્યંક ઉપર સોહ્યા રે, અં૦
સ્તુતિ સાંભળીને તુષ્ટ થયાં માત રે, અં૦ વિષ્ણુ નેત્રને મૂક્યાં સાક્ષાત રે, અં૦
જાગ્યા વિષ્ણુ થયા સાવધાન રે, અં૦ યુદ્ધ કરવા મંડ્યા બળવાન રે, અં૦
મુંટણ ગડદા મુષ્ટિઓ મારે રે, અં૦ કોઈ જિતે ને કોઈ નવ હારે રે, અં૦
શિથિલ વિષ્ણુ થયા સંગ્રામે રે, અં૦ દેવી પ્રગટ્યાં તે દેવને કામે રે, અં૦
મધુ કૈટભને મોહજ લાગ્યું રે, અં૦ મૃત્યુ વિષ્ણુને હાથે માગ્યું રે, અં૦
શક્તિ આવી બેઠાં ભુજદંડ રે, અં૦ અસુર માર્યા ઘણા પ્રચંડ રે, અં૦
દીધું દર્શન આદ્ય ભવાની રે, અં૦ બ્રહ્મા નારાયણે સન્માની રે, અં૦
દેવ કાર્ય ધરી અવતાર રે, અં૦ આદ્ય શક્તિ તે જગદાધાર રે, અં૦
દાસ ખાસ તે રણછોડ રાય રે, અં૦ માતા થાજો સર્વને સહાય રે, અં૦

કડવું ૨ જું-દોહરો.

મહિષાસુર દાનવ પતિ, સુર માનવ દુઃખદાય;
મહા પ્રબળ દલ લાવિયો, ઇન્દ્ર રાજ ઇચ્છાય.

રાગ ગરબો.

મહિષ નામે અસુરનો ભૂપતિ રે, ઇન્દ્ર પદવી લેવાને ચલાવી મતિ રે;
દેવ ભાગીને બ્રહ્મા પાસે ગયા રે, રાજકાજ ગયું લાજ હીણા થયા રે.

દેવ મંડળી મહેશ પાસે મળી રે, ક્રોધ કીધો વિરોધ વાત સાંભળી રે;
ક્રોધ આટોપથી અંબિકાજી બન્યાં રે, વિઘ્ન સર્વ સકળ દેવતાનાં હણ્યાં રે. ૨
મુખ પંચ મુખથી કેશ કાળથી રે, કટી મધ્ય ઉરોજ અંશુ માળથી રે;
ભુજાદંડ યુગલ ચતુર્ભુજથી બણ્યાં રે, અમલ ચરણ કમલપત્રે રળિયામણાં રે. ૩
લેંઘો અતલસી ને સુંદડી છે જરકશી રે, કમખી પહેરી મોટીની કસકસી રે;
આપ્યાં આભૂષણ રત્ન જડાવનાં રે, હીરા માણેક ને હેમ ઘડાવનાં રે. ૪
બાજુબંધ સોહે તે મોતી બોરડે રે, ગલેબંધ મણિ હાર હેમ દોરડે રે;
આપી શસ્ત્ર અસ્ત્ર દેવ મોદ પામિયા રે, સિંહ હેમ ગિરી આપી દુઃખ વામિયા રે. ૫
દેવીને દેખીને દેવતા હોંકારીરિયા રે, દૂત દાનવના જોઇને પોકારિયા રે;
મહિષ સાંભળીને આંગળી દાંતે દશે રે, અજા કોણ ગજાં વાઘની સામે ધસે રે. ૬
ચંડી કોણ છે બિચારી બાપડી રે, સામી મંડે નહીં ઘડી ચાપડી રે;
કટક જટક મહાદેવી સામુ ધસ્યું રે, શેષ સળક્યો ને કમઠપીઠ ધસમસ્યું રે. ૭
વીર બંકા અટંકા ડાંખરા રે, વાજી તાજી ને સાજ સજી પાંખરા રે;
ગજ અગજના ઘટ ઘણા ઘણુઘણે રે, રથ ચક્રથકી શક્ર પુરી ધણુધણે રે. ૮
આવ્યો વાસ પુરી ભોમ પગે હળહળી રે, દેવની સેના દેખી સઉ ખળભળી રે;
આવ્યો શિઘ્ર ઉદગ્ર વ્યાઘ્રહ બોલતો રે, અસિ લોમ વ્યોમ રોમ રોમ લેખતો રે. ૯
આવ્યો બીડાલ ને કુડાલ ઉલાળતો રે, દૈત્ય મહા હનુ બાણ ધનુ ઝાલતો રે;
કડાંઝૂડ કટક ઝટક બંન્યો આફળ્યા રે, બટાચૂર હડાહૂડ સુરાસુર લડ્યા રે. ૧૦
દેવને ઠોકી રોકીને કર્યા વેગળા રે, માત સન્મુખ ધાયા તે જોદ્ધ આગળા રે;
બાણ વરસે તે જેમ મેઘની ઝડી રે, ખાંડાં જળહળે જાણે જે વિજળી પડી રે. ૧૧
ચક્ર ચલવે ને ચોટ કરે ચોંપથી રે, કાંડાં કરડે કટાર હણે કોપથી રે;
ચંડિ ઉપર ભુષંડી ચંડી નાંખતા રે, કાંતી મારી છાતીથી લોહી ચાખતા રે. ૧૨
ગદા તોમર ત્રિશૂલ પટા ફેરવે રે, મુકી ઉડી મારે ને પવાડા ચડે રે;
ચક્ર ચલવે ગતિ વક્ર અણુવક્રનું રે, તક્ર સરખું થઈ જાય વક્ત્ર શક્રનું રે. ૧૩
વાઘને ફુલ્ડી ફરાવે ઝાલે પુછથી રે, ખભા ઠોકે ને તાઓ દે મુછથી રે;
માતા કોપિયાં ને ઓપિયાં ઉમંગથી રે, જંગ ઝગડી રહ્યો છે અંગો અંગથી રે. ૧૪
સિંહ નખે ઝરડે ને કરડે હાડકાં રે, પંજે ઢરડે ઉખરડે શિર ફાડકાં રે;
એક દોટ ચડીચોટ અસુર ગંડ્યાં રે, કોટ પકડીને સોટપોટ ભંડ્યાં રે. ૧૫
હેઠા પટકી પટકી કરે કટકા રે, કરી કટકા કટકા ને ભરે બટકાં રે;
નરડી મરડી કરડે તે શીશ આરજાં રે, પેટ ઉઝરડી ઉતરડી ખાય કાળજાં રે. ૧૬

ઝાલે દુષ્ટને મંજારી જેમ કુકડા રે, વીર વીરના ભરે છે માતા ચુકડા રે;
રથ વાજી હાથીની સુખે ઘાલિયા રે, જેમ ફાકડા ભરાય ધાણી દાળીયા રે. ૧૭
સૈન્ય માર્યું હુતાશ યથા ઘાસને રે, કોક ભાગ્યો તે વિરલો લઇ સાસને રે;
સૈન્ય થઈ ગયૂં ચુંથાણુ યુદ્ધ ભંગમાં રે, દેવી જિત્યાં રણછોડ રાય જંગમાં રે. ૧૮

## કવચ ૩ જું-દોહરો.

સૈન્ય મરાણૂં મહિષનૂં, હુવો તે હાહાકાર;
ચાલ્યાં કાળી સાંભળી, આવ્યાં દળ સિરદાર. ૧

## છંદ ગરબો.

ચિક્ષુર આવ્યો ક્ષુર ધાર અસિ હાથમાં રે લોલ;
નાથ શોણો જેમ ખુંટ કુદે સાથમાં રે લોલ. ૨
રથ કિંકણી અનેક ઘોર ધમકતી રે લોલ;
ધજા ફરફરે ને કલશ કાંતિ ચમકતી રે લોલ. ૩
બાણ વરસે પરજન્ય યથા ડુંગરે રે લોલ;
દેવી અભ્રમાં તો દિનેશ જેવી છબ ધરે રે લોલ. ૪
ત્રિશૂલ નાખ્યું જાજ્વલ્યમાન દાનવે રે લોલ;
કાપ્યું ચંડિકાએ કાપે જ્યમ માનવે રે લોલ. ૫
રથ ભાંગીને સારથી તે ગાજિઓ રે લોલ;
ચિત્ત લાજ્યો તે દૈત્ય તણો રાજિયો રે લોલ. ૬
દોડિ ચો'ડી તરવાર સિંહ શિશમાં રે લોલ;
ભૂજે દેવિને ઘાત કરી રીસમાં રે લોલ. ૭
માએ મારી ત્રિશૂળ મૂળ કાપિયું રે લોલ;
ભૂત પ્રેતને સમસ્ત ભક્ષ આપિયું રે લોલ. ૮
મત્ત કુંજર બેસીને ચમર આવિયો રે લોલ;
ઘટા પર્વત આકારે છબી લાવિયો રે લોલ. ૯
સિંહ કુદીને હાથીને માથે ચઢ્યો રે લોલ;
અસુર સાથ ભરી બાથ ધરણે પડ્યો રે લોલ. ૧૦
દંતઘાતે વિચિત કરી દુષ્ટને રે લોલ;
કરી ચરવણ રણ મધ્ય ધરે દુષ્ટને રે લોલ. ૧૧
ગદા ઘાતે ઉદગ્રને ધકાડિયો રે લોલ;
લાત પ્રહારે ઉગ્રાસ્યને મટાડિયો રે લોલ. ૧૨

ઉગ્ર વિરજ ને તામર અંધખું રે લોલ;
વીર બાષ્કળી દુર્ધર દુર્મુખું રે લોલ. ૧૩
દૈત્ય ગદા હનૂ દનુજ વંશ અગ્રણી રે લોલ;
કાળ પાસે મળવાને મોકલ્યા ધણી રે લોલ. ૧૪
મહિષ આવ્યો પાડાને રૂપે રણકતો રે લોલ;
કાળ જેવો ઘન ઘોર નાદ રણકતો રે લોલ. ૧૫
નાગ કુંડળી સમાન સિંગડાં વળ્યાં રે લોલ;
કંઠ ઘંટ ઘણા ધમધમે કાને કડાં રે લોલ. ૧૬
કાયા તો અંજન આકાર મહિષર જરી રે લોલ;
પુંછ ફેરવેથી સમુદ્રની માઝા ખસી રે લોલ. ૧૭
પગ ખડતાળે પડતાળે ધરાનાં તળાં રે લોલ;
મેરુ ડગમગ્યો ને દિગ્ગજનાં ચિત્ત ચળ્યાં રે લોલ. ૧૮
ઢીંગ શિંગથી ઉરાડે ગિરિ શૃંગને રે લોલ;
ફુંકે ફાડે બ્રહ્માંડ કોશ તુંગને રે લોલ. ૧૯
ઢીક ઢીકે મૃગાધીશાને નાંખ્યો ધસી રે લોલ;
અટ્ટહાસ હસી અંબિકા કહાડી અસી રે લોલ. ૨૦
પાશ પાડી આડો તે પાશ બાંધિયો રે લોલ;
કુંજર રૂપે થયો માયા મંત્ર સાંધિયો રે લોલ. ૨૧
સુંઢ દડે પ્રચંડ સિંહ તાણીયો રે લોલ;
અધર તોળ્યો, જેમ ગોળ તોળે વાણિઓ રે લોલ. ૨૨
માએ મારી ત્રિશૂળ હુલે વેધિયો રે લોલ;
પુરુષ પ્રગટ થયો તે પણ છેદિયો રે લોલ. ૨૩
ધર્યું ભેંસા સ્વરૂપ ભયકર ઘણું રે લોલ;
માન ભાંગ્યું જમરાજના પાડાતણું રે લોલ. ૨૪
ગર્જે તર્જે લરજાવે ધરા ખંડને રે લોલ;
માતા બોલ્યાં ઉપાડી ભુજ દંડને રે લોલ. ૨૫
મધુપાન કરી આવું હરું તાહરા રે લોલ,
તૃપ્ત થાશે તે ભૂત પ્રેત માહરાં રે લોલ. ૨૬
ઉરાટે દીધી ને ચોટ કીધી ચોંપથી રે લોલ;
કોટ ઝાલી ચડીએ ધણી કોપથી રે લોલ. ૨૭

શિશ કાપ્યું, ત્યાં પુરુષ એક નિસર્યો રે લોલ;
અસી ચર્મ ધરી નેત્રમાં ક્રોધે ભર્યો રે લોલ. ૨૮
ડોક વહાડીને દડો કર્યો હાથનો રે લોલ;
નિજ હાથનો ખરો પણ સફળ સાથનો રે લોલ. ૨૯
મહિષ માર્યો પ્રસન્ન થયા દેવતા રે લોલ;
રણછોડ રાય હરખીને ચરણ સેવતા રે લોલ. ૩૦

કવચ ૪ થું–દોહરો.

મહિષ માર્યો માહેશ્વરી, પ્રગટ્યો સુર આનંદ;
શક્રાદય સુર ગણ મળી, સ્તુતિ કરે નારચંદ.

રાગ ગરબો.

શક્રાદય સુર ગણ મળી, અંબાના ગુણ ગાય;
જગ જનની ગિરિનંદિની, ભય ભંજની માય. શક્રા૦
રૂપ અનોપમ માતનું, વાણીથી ન કહેવાય;
સુંદરતા ત્રૈલોકયમાં, તેથી છબી શરસાય. શક્રા૦
વસ્ત્ર ધર્યાં માયે જરકસી, જાણે પ્રાત દિનેશ;
કમળ કોશ માંહી ચંચલા, શોભે યથા સુવેશ. શક્રા૦
કેશ પાશ રવિનંદિની, ગંગ કુસુમની માળ;
સેંથો સિંદૂર સરસ્વતી, વેણી ત્રિવેણી વિશાલ. શક્રા૦
શરદિન્દુ સરખું વદન છે, દંત દાડીમ બીજ;
મંદ મંદ મંજુલ હસે, જાણે ઝબકે છે વીજ. શક્રા૦
ચપલાયત માની આંખડી, પંકજ પાંખડી માન;
કીર ચંચુ જેવી નાસિકા, કંઠ કંબુ સમાન. શક્રા૦
પીન પયોધર ઓપતાં, જાણે કંચન કુંભ;
બલિહારિ ભુજ દંડની, ભાંગ્યા દૈત્યના દંભ. શક્રા૦
કંઠાભ્રણ તો હીરે જડયાં, ઝાલ ઝુમણું તાંત;
કંકણ સોહે જડાવનાં, ઝુમખા મોતીની પાંત. શક્રા૦
રમઝમ પ્હેરે મા ઘુઘરી, શોભે અપરમપાર;
દેવાંગના રંગ રંગનાં, અંગ અંગના શણગાર. શક્રા૦
વળી વળી પાડે તાળીઓ, લટકાળી સુર નાર;
કટિમેખલા ક્ષુદ્રઘણ્ટિકા, ઝાંઝરનો ઝમકાર. શક્રા૦

આચરમાં ગરબે રમે, ગાય મધુરાં ગીત;
ચંગ મૃદંગ મધુરાં વાજે, નાચે ગત સંગીત. શક્ત૰
ઘુઘરી પાયે ઘમઘમે, નેપૂરના રણકાર;
પડછંદા પડે ગગનમાં, શેષ સહે નહિ ભાર. શક્ત૰
સુંદરતા લાવણ્યતા, વાણીથી નવ કહેવાય;
સાગર નીર ગંભીર જેમ, ગાગરમાં ન સમાય. શક્ત૰
ચંડ પરાક્રમ ચંડિકા, કીધો દૈત્યનો નાશ;
ચરણને શરણે આવી રહ્યાં, જાણે દાસના દાસ. શક્ત૰
ચક્ર ગદા શર ચાપથી, કાતી ખડ્ગ કટાર;
રક્ષા કરો નિજ શસ્ત્રથી, નોધારાના આધાર. શક્ત૰
પાહિ પાહિ પરમેશ્વરી, પાહિ જગદાધાર;
પાહિ પાહિ મહિષ મર્દની, પાહિ શ્રીજનોદ્ધાર. શક્ત૰
પ્રસન્ન થઇને દેવી કહે, માગો સુર વરદાન;
દેવ કહે સુણો અમ્બિકા, એ દુઃખ વિપિન કૃશાન. શક્ત૰
કષ્ટ સમે સુર સાથને, થાજો તમે રે સહાય;
તથાસ્તુ કહીને થયાં, અંતર્ધ્યાન ઉમાય. શક્ત૰
શુંભ નિશુંભ સંહારવા, પ્રગટ્યાં રણછોડ રાય;
કથા સકલ વિસ્તારથી, ભાંખી શ્રીમુનિરાય. શક્ત૰

**કવચ ૫ મું–રાગ ગરબો (ઢાળ ઉતારા.)**

સુરપતિ પદ પામ્યો રે અમરારી, શુંભ નિશુંભ મહા અહંકારી;
ભાગ્યા તે સ્વર્ગ તજીને જંભારી.

ઢાળ–સ્વર્ગ તજી જંભારી ભાગ્યો, દેવ સકળ બેહાલ;
દાનવ થયા દિનેંદ્ર હુતાશન, ઇંદ્ર ચંદ્ર દિગ્પાલ.

ચાલ–ઇંદ્ર આદિ દેવતા પોકાર્યા, હે જક્તાજનની તું જગદાધાર;
અમને તો શુંભ નિશુંભે માર્યા.

ઢાળ–મારો દુષ્ટ કષ્ટથી તારો, સંહારો અસુરેશ;
પાહિ પાહિ જનાર્તિહારી, પાહિ પરમેશ પરેશ.

ચાલ–પરમ પરેશ હે ચંચલા દેવી, વિષ્ણુ બ્રહ્મા ગિર્વાણે તુંને સેવી;
વેગે તે શરણાગત શુદ્ધ લેવી.

ઢાળ–શુદ્ધ લેવી કુંજર મુખ જનની, નીલકંઠ સુખદાય;
જય જય હંસવાહિની વાણી, ભવ જલ તરણી માય.

ચાલ-માયા તે કુંડલની જય ભદ્રા, રુદ્રાણી ગૌરિ ને જય તંદ્રા;
નમો નમો ક્ષુધા જય જય નિદ્રા;
ઢાળ-નિદ્રા રહિત સદા અન્નપૂર્ણા, ભવ સાગરની નાવ;
ત્રિભુવન સુંદરી દિન દયાળી, સુણો અમારી રાવ.
ચાલ-સુણજો તે રાવ અમારી દુર્ગા, જ્યોત્સ્ના જગદાયક અપવર્ગા;
ધાત્રી શર વાણી જય ભર્ગા.
ઢાળ-ભર્ગા રૂપી કૃષ્ણા જય સારા, ધૂમ્રા ચેતન બુદ્ધ;
છાંયા શક્તિ ક્ષાંતિ જાતિ, લજ્જા શાંતિ શુદ્ધ.
ચાલ-શ્રદ્ધા વૃદ્ધિ દયા જય તુષ્ટિ, ભ્રાંતિ વ્યાપ્તિ જયજય પુષ્ટિ;
નમો નમો સુખ સંપત જય વૃષ્ટિ.
ઢાળ-વૃષ્ટિ સુધા કરી દૃષ્ટિથી, કહ્યું મ ધરશો ત્રાસ;
હું રક્ષા કરું હણું દાનવને, પૂરું મનની આશ.
ચાલ-આશા પૂરણ શિવા મહા કાલી, ગંગા સ્નાન કરી મતવાલી;
કૌશિકી પ્રગટાવ્યાં તત્કાલી.
ઢાળ-તત્કાલી પ્રગટ્યાં જગદંબા, હેમાચલને શૃંગ;
ત્યાં ચંડ મુંડ નીરખીને શોભા, અંગ ભરાણો ઉમંગ.
ચાલ-અંગે તે ઉમંગ ભર્યા મચ્છરાલા, શુંભ નિશુંભ પાસે વિક્રાળા;
આવીને કહ્યું સાંભળ ભૂપાળા.
ઢાળ-ભૂપ એક રૂપાળી નિરખી, તે સરખી નથી નાર;
જાણી રત્ન અગસ કરી લેવું, ધીર ધરો ન લગાર.
ચાલ-ધીર ધરો ન લગાર સભાગી, રુડું રત્ન દઇએ નહિ ત્યાગી;
દિઠામાં જાય મહા દુઃખ ભાગી.
ઢાળ-ભાગે દુઃખડું સુખડું જોતાં, ચિત્તને થાયે ચેન;
વેણ સાંભળી ઠરે કાળજું, ટાઢાં થાયે નેણ.
ચાલ-નયણે જે નિરખે તે નર જાણે, વાણી લજ્જાય તે પરૂ વખાણે;
રંભા જેવી એનું જલ તાણે.
ઢાળ-રંભાને પણ હારી કહેતાં, વાણીનું જાય પાણી;
તું રાણીમાં પટરાણી કરજે, ઘણું શું કહેવું તાણી.
ચાલ-તાણી કહેથી ઉલ્લાસે ભરાણો, વાંદરને કરમાં આપ્યો પાણો;
વશ જોયે જોવા અકળાણો.

ઢાળ—અકળાણો અક્કલ વણુ પાપી, વિકળ સકળ થઈ મત્ત;
એક સુગ્રીવ નામે દૂત તેડાવીને, બોલ્યો જાણ ઉન્મત્ત.
ચાલ—મત્ત માતંગ પેરે તું જાજે, અણુતી કરજે મારે કાજે;
વણુરી નરનું કારજ લાજે.
ઢાળ—લાજ તજી તું કંઠ નાખજે, મધુર વચનનો ફંદ;
મૃગા નેણીનાં નેણુ જોઈને, હુંને થાય આનંદ.
ચાલ—આનંદી સુગ્રીવ સધાવ્યો, દેવીની પાસ ઉલ્લાસે આવ્યો;
કર જોડીને શિશ નમાવ્યો.
ઢાળ—શિશ નમાવી અરજ કરી, હું શુંભ નિશુંભનો દૂત;
જે આગળ કાગળ લઈ જાએ, સુર નાયક પુરુહૂત.
ચાલ—પુરુહૂત સરખા જેને, સેવક સ્નેહ કરને સુંદરી તેને,
ઉપમા તેની તે દઈએ કેને.
ઢાળ—કેને ઘેર ઐરાવત હાથી, કામગ રત્ન વિમાન;
સુંદર નવીન સુરગિન વાધા, કીધા ભેટ કૃશાન.
ચાલ—કિધા ભેટ દિવાકર વાજી, દીધે રથ પ્રજાપતિએ સાજી;
આપીને નિધિ કુબેર થયા રાજી.
ઢાળ—રાજી થઈ તું ચાલ છબીલી, થા રાણી શિર મોડ;
સુરી અસુરી સેવા કરશે, પૂરશે ચિત્તનાં કોડ.
ચાલ—પૂરશે મનનાં કોડ જો મળશો, નહિતર કઠણુ વચન સાંભળશો;
પાડશણે દાસીમાં જઈ ભળશો.
ઢાળ—ભળશો દાસીમાં સાંભળીને, મંદ મંદ કરી હાસ્ય;
સાંભળ દૂત અદ્ભુત પ્રતિજ્ઞા, કરવો નહિ પરિહાસ.
ચાલ—નહીં પરિહાસ પ્રતિજ્ઞા છે સાચી, ભય દીઠે નવ થાઉં હું કાચી;
સમોવડ જોદ્ધો લીધો જાચી.'
ઢાળ—જાચી જુદ્ધ પ્રતિજ્ઞા કીધી, હૈયે હામ નિર્ધાર,
રણુમાં જિતે સન્મુખ આવી, તે માહારો ભરથાર.
ચાલ—ભરથાર થાય જે રણુમાં શૂરો, જો હું સાથ પડે યુદ્ધ પૂરો;
નહીંતર ખુંદી કરું ચકચૂરો.
ઢાળ—ચૂરો કરુ ખડ્ગથી પળમાં, ઘાલું નહિ વર માળ,
ઈશ્વર કેરાં શિરમણિની, શિવ ધરશે રુંઢ માળ.

ચાલ-રૂંઢ માળ ધરશે તે શિવ ત્રિપુરારી, લાગશે કાળજ માંહ કટારી;
મારી નેણુ જ જેવી એ ધારી;
ઢાળ-એ ધારી અણિઆળી લાગે, જા પાછો તું દૂત;
હું તો તને વરું નહિ પણ, તુંને વરશે ભૈરવ ભૂત.
ચાલ-વરશે તે ભૂત પિશાચણ જમશે, જોગણી કેરી જમાતો ભ્રમશે;
જરખ ને શીયાળ રાસડે રમશે.
ઢાળ-રમશે રાસ રંગ થકી દેવી, હિમાચલને રંગ;
રણછોડરાય અમર સુખ પામે, નિત્ય નિત્ય નવો ઉમંગ.

## કડવું ૬ ઠું-રાગ ગરબો.

દડવડ દૂત ગયો રડવડતોજી, ભોંઠા ભ્રમનાથી રે ભડભડતોજી;
વાત કહી તે તો સહી નહીં ભૂપેજી, જાણીએ કોપે પડશે કૂપેજી. ૧
તેઓ ફરી ફરી મન આલોચનજી, ધુમ્રલોચન સુર મદ આમોચનજી;
સાઠ હજાર મહારથી આપીજી, મોકલ્યો દૈસ સુરાસુર પાપીજી. ૨
જંપે વારંવાર કલેશીજી, ઝાલી ખેંચીને લાવ સુકેશીજી;
રક્ષક હોય તો ભક્ષણ કરજેજી, એ સ્ત્રીનું રક્ષણ ચિત્તમાં ધરજેજી. ૩
જો એ ચંદ્રમુખી નહીં લાવીશજી, વેગે ચંદ્રને ગામ સધાવીશજી;
કુંજરગામિની જો નહી આવેજી, કુંજર ચરણુમાં તુજને બંધાવેજી. ૪
મુજને જો મળવું થયું ફોકજી, તો તુજ સ્ત્રીનો રંડાપો રોકજી;
ચડવડ ચોંપ કરીને ચાલ્યોજી, પગ ધમકે હિમાચલ હાલ્યોજી. ૫
નિકટ વિકટ ટંકારવ કીધોજી, નિજ મૃત્યુને સદેશો દીધોજી;
હુંકારો કીધો કરી હાંસીજી, ભસ્મ થયો જેમ તૃણની રાસીજી. ૬
ધૂમ્રનો ધૂમ્ર ગયો આશમાનજી, ખેચરી યુદ્ધે કર્યું ધૂમ્રપાનજી;
કેશરીને લલકાર્યો દેવીજી, તારે દલની હવે શુદ્ધ લેવીજી. ૭
દાનવ દળને હણે પંચાનનજી, જેમ કાનમાં જ્વલિત હુતાશનજી;
ફાડે છાતી પછાડે ધરણેજી, મારે થાપ ને ચાંપે ચરણેજી. ૮
ફાડે દેહ ને ચાટે લોહીજી, જોઇને પીર રહ્યા સહુ મોહીજી;
પુછ પટકે ને મુંછ ખટકેજી, હાડ કકડાને ખાય છે બટકેજી. ૯
ખાંતે ખાંતે તે દાંતે ચાવેજી, દોટ કરે પણ ચોટમાં ન આવેજી;
દાનવ સૈન હણે તરવારેજી, તોમર ત્રિશૂલ ને કાતી કટારેજી. ૧૦

શસ્ત્ર અસ્ત્રના વરશે ઓઘજી, કેશરી ઉપર થયાં છે અમોઘજી;
દાનવનો કીધો સંહારજી, સૂરજ, હરે યથા અંધકારજી. ૧૧
ભાગી ગયો એક દુર અભાગીજી, શુંભને ચિત્ત દાવાનલ લાગીજી;
સાંભળી વાત ઉત્પાત નિશુંભજી, ભડભડતો જેમ હાલો રે કુંભજી. ૧૨
અબળા ન હોય બળા કોઇ આવીજી, કાળનું કટક ચઢાવીને લાવીજી;
સત્વર જાઓ હે ચંડ ને મુંડજી, હણજો રે વેગે મ ગણજો રંડજી. ૧૩
વાઘ ને વાઘની ચઢવાવાળીજી, ઝાલીને લાવો વહેલા ચાલીજી;
પણ અબળાથી ન કરીએ લડાઇજી, એ રંડથી જુદ્ધે ન હોય વડાઇજી. ૧૪
બાંધી લાવજો જેમ અપરાધીજી, નહીંતર લાખોની ખોટજ બાધીજી;
રણછોડરાય થયો જયકાર, દેવ સુખી ને દૈત્ય સંહારજી. ૧૫

### કડવચ્ચ ૭ મું–રાગ ગરબો.

ચંડાસુર પ્રબળ પ્રચંડ, જય જગદંબા રે;
મતવાલો મુંડ ઉદ્દંડ, જય ચામુંડા રે. ૧
ચતુરંગિણી સૈના સંગ, જય જગદંબા રે;
પહોંત્યાં હેમગિરિને શૃંગ, જય ચામુંડા રે. ૨
દોડ્યા કહાડીને તરવાર, જય જગદંબા રે;
શર નાખે છે વર્ષાધાર, જય ચામુંડા રે. ૩
હીમજાને પ્રગટ્યો રોષ, જય જગદંબા રે;
ફાટ્યો ભ્રુકુટીનો કોશ, જય ચામુંડા રે. ૪
તેમાંથી નિસર્યાં માત, જય જગદંબા રે;
શ્રીમહાકાળી સાક્ષાત, જય ચામુંડા રે. ૫
વાઘાંબર શ્યામ સ્વરૂપ, જય જગદંબા રે;
દગ જાણીએ ઉંડા કૂપ, જય ચામુંડા રે. ૬
ભ્રુકુટી વાંકી પુરંદર ચાપ, જય જગદંબા રે;
દાનવને લાગ્યો તાપ, જય ચામુંડા રે. ૭
ચઢી કેશરી દીધી દોટ, જય જગદંબા રે;
ચટ્ટ કરે ત્રિશૂલની ચોટ, જય ચામુંડા રે. ૮
તરવારે કાપે શીશ, જય જગદંબા રે;
ભૂત ખાઇને દે આશીષ, જય ચામુંડા રે. ૯

શક્તિનું ઉલટયું યૂથ, જય જગદંબા રે;
પડતાળ્યું દૈત્ય વિરૂથ, જય ચામુંડા રે. ૧૦
રથ રથી ને સારથિ સંગ, જય જગદંબા રે;
બટકાવે તે અંગો અંગ, જય ચામુંડા રે. ૧૧
ગજ પાંચ પાંચનો ગ્રાસ, જય જગદંબા રે;
તેનો મૂખમાં ન થાય સમાસ, જય ચામુંડા રે. ૧૨
નર વાજી ચાવી જાય, જય જગદંબા રે;
જેમ મોદક બ્રાહ્મણ ખાય, જય ચામુંડા રે. ૧૩
સંહાર્યા ચડ ને મુંડ, જય જગદંબા રે;
હરખ્યા સુર કિન્નર તુંડ, જય ચામુંડા રે. ૧૪
અંબા મન થયો આનંદ, જય જગદંબા રે;
યશ ગાય છે બ્રહ્મ મુકુંદ, જય ચામુંડા રે. ૧૫
વળતાં બોલ્યાં તે જગતમાત, જય જગદંબા રે;
તમે કરી અસુર બેની ઘાત, જય ચામુંડા રે. ૧૬
ચામુંડા તમારું નામ, જય જગદંબા રે;
થાશે રણછોડજી સુખ ધામ, જય ચામુંડા રે. ૧૭

### કડવું ૮ મું-છંદની ચાલ.

સુણી વાત મહાદલ ઘાત તણી, મન શુંભ નિશુંભ અચંબ બણી;
એક રક્તક બીજ મહા બળીઓ, જગદંબથી યુદ્ધને મોકલીઓ. ૧
હય હાથી રથી નર પાર નહીં, ગણતી બણતી નથી માન સહી;
અસુરાદિક ધૂમર કાળ બળી, ચતુરંગિણ ફોજથી ભોમ હળી. ૨
અતિ ક્રોધ વિરોધ લડાઈ કરે, શરની મઘવા જેમ ધાર ઝરે;
સતિ કોપ આટોપથી ચોંપ ધરી, ગિર્વાણ સમસ્તથી શક્તિ કરી. ૩
શિવશક્તિ ત્રિશૂલ કપાળ ગ્રહી, વૃષ વાહિની યુદ્ધને ટાંપી રહી;
કમલા વિહંગાધિપ પત્ર ચઢી, કર ચક્ર અવક્ર કૃપાન કઢી. ૪
નરસિંહી વરાહી કુમારી શચી, કમલાસની વારણી શક્તિ રચી;
રજની કર સૂરજની પ્રેમદા, તન ધારી સદા સુરને સુખદા. ૫
તરવાર ત્રિશૂલ ગદા ઝપટે, દપટે ચપટે ઉરથી લપટે;
નરસિંહી નખે ને વારાહિ મુખે, ગનુજારી વિદારી ને માંસ ભખે. ૬
ચપલાચર ચક્રનાં ચક્ર હણે, કમલાસન કામિનિ મંત્ર ભણે;
શિખિવાહની દેવ રચી બરચી, જેમ રંક ઘરે પડવે ખરચી. ૭

જેમ ઘાવ પડે ને રક્ત ઝરે, તેમ બુંદથી દૈત્ય સ્વરૂપ ધરે;
નર રક્તક બીજ સમાન બણે, તરવાર ગદા ખટ્વાંગ હણે. ૮
વળી કોપથી જો ગણી ઘાવ કરે, અસુરાધમથી ધર વ્યોમ ભરે;
મનુજાદ અપાર અનેક થયા, લડવા ભડવા સન્મુખ ગયા. ૯
જેમ ઝાડ પહાડ ને તાડ વડાં, ઝપટે દપટે કર શિશ દડા;
મુખ કીધું વિશાલ મહેશ પ્રિયા, સઘળા અસુરાધમ ગ્રાસ થયા. ૧૦
ન પડ્યું એક બુંદ રુધિર મહીં, નિર્બીજ થયો રક્તબીજ સહી;
નભ દુંદુભિ નાદ સુરેશ કરે, જય પારવતી અભિલાખ હરે;
જયકાર થયો રણછોડ પ્રથી, હરખ્યા નર કિન્નર ને ત્રીપથી. ૧૧

## કવચ ૯ મું—રાગ ગરબો.

મુનિ વદે મધુરી વાણી, મહેશ પ્રાણ પ્યારી;
તમે સાંભળો ભલો ભાવ આણી, મહેશ પ્રાણ પ્યારી.

સુણો શુંભ નિશુંભની ગાથ, મહેશ; સુણીને શિશ ધુણી પટકે હાથ, મહેશ. ૧
અબલા ન હોય બલા કોક આવી, મહેશ; જીવ જાવાનો ઉદ્યમ લાવી, મહેશ. ૨
ચંડીએ ચંડ મુંડ માર્યા ચોળી, મહેશ; રંડી શક્તિએ રક્ત નાખ્યો રોળી, મહેશ. ૩
ધૂમ્રલોચનનો કાઢ્યો ધૂમાડો, મહેશ; મુંડી મરડીને મૂઢને પછાડ્યો, મહેશ. ૪
ચુડાવાળીએ વાળ્યું ચોડ, મહેશ; મુછવાળાના ઢાળ્યા મોડ, મહેશ. ૫
ચાલ્યો શુંભ લેઈ સેન ચડી ચોટ, મહેશ; દેવીને દેખીને દીધી દોટ, મહેશ. ૬
ઘસ્યું દાનવતણું ઘમસાણ, મહેશ; જંગ જામ્યો થયું રમખાણ, મહેશ. ૭
ભડ મારે ભુંપડી ભડાભડ, મહેશ; પટ્ટા ફરસી તણી પડાપડ, મહેશ. ૮
ડાકણ ડામણિના વાગે ડાક, મહેશ; હસમ હુકળ્યા ને વાગી હાક, મહેશ. ૯
દેવી દાનવ તણો સંગ્રામ, મહેશ; પૂર્ણ થાય હૈયાની હામ, મહેશ. ૧૦
વીર તાણીને તીર હણે આકરાં, મહેશ; શિશ કાપે જેમ જવનજાત બકરાં, મહેશ. ૧૧
ગદા ઘાથી કપાળ કરે ભૂકા, મહેશ; જથા ઝુંબડાં પછાડે થાય ટૂકા, મહેશ. ૧૨
હોડ કરડીને શુંભ બકે ભાંડ, મહેશ; રાંડે કીધી ઘણુાની રાંડ, મહેશ. ૧૩
પડ્યું કાળના કાળથી કામ, મહેશ; રહી મનની તે મનમાં હામ. મહેશ. ૧૪
નાખે શુંભ નિશુંભ ઘણાં શસ્ત્ર, મહેશ; ચંડી ચૂરે તે ચક્રે સમસ્ત, મહેશ. ૧૫
ખડ્ગ ચર્મ લઈ ધાયો નિશુંભ, મહેશ; શિશ સિંહનું ફાડ્યું જથા કુંભ, મહેશ. ૧૬
કાપ્યું દેવીએ ખડ્ગ ને ચર્મ, મહેશ; જથા ટાળે અધર્મ ને ધર્મ, મહેશ. ૧૭
નિશુંભ નાંખે તે સાંગ્ય ને શૂળ, મહેશ; દેવી ઉડાડે પવન જેમ તુલ, મહેશ. ૧૮

મુદ્ગી ગદા ને ફરશીઓ નાંખે, મહેશ; ચંડી બાણે ભાંજે અભિલાખે, મહેશ. ૧
બાણુ લાગ્યું નિશુંભ બેહાલ, મહેશ; દેખી શુંભ આવ્યો તત્કાળ, મહેશ. ૨
કરે શસ્ત્ર ને અસ્ત્રની ઘાત, મહેશ; વારે પ્રહારે ભવાની માત, મહેશ. ૨
સિંહ કૂદે ને છેદે ગાત્ર, મહેશ; શિશ ફૂટે જેમ જોગીનું પાત્ર, મહેશ. ૨
બાથ ભરી ઉડડે વ્યોમ, મહેશ; ગળે બાથ ભરીને પડે ભોમ, મહેશ. ૨
ગળે ઝાલીને પગ તળે ઘાત, મહેશ; ગળે જીવતાંને દળે દઈ લાત, મહેશ. ૨
નિશુંભ ચેત્યો ને માંડ્યો જંગ, મહેશ; બાણે ઢાંકયું માતાજીનું અંગ, મહેશ. ૨
દેવી કોપી ને શૂળ ઉર માર્યું, મહેશ; અન્ય દેવનું દુઃખ વિદાર્યું, મહેશ. ૨
નિકળ્યો ઉરમાંથી દૈત્ય મહા દુષ્ટ, મહેશ; કેશે ઝાલી દાબ્યો પગ પૃષ્ઠ, મહેશ. ૨
શિશ કાપ્યું આશીસ દેવે દીધી, મહેશ; સુધા પાનની સાર વિધ લીધી, મહેશ. ૨
ગિરા કમળા વારાહી કોપી, મહેશ; સેના દાનવોની લીધી લોપી, મહેશ. ૨
જય બોલ્યા તેરણછોડ રાય, મહેશ; શક્તિ થાજો સર્વને સહાય, મહેશ. ૮

### કવચ ૧૦ મું—રાગ ગરબો.

શુંભે ભ્રાતનો પાત અવલોકીને, રીસે કીધો બહુ અફસોસ રે;
કૃત કર્મ શુભાશુભ પામવાં, તેમાં દેવો ન કોઇને દોષ રે. ૧
વીર ધીર ગ્રહીને બોલીઓ, તું તે શાને કરે અભિમાન રે;
આવો એકલા મર્દ મેદાનમાં, તો હું જાણું મર્દ મરદાન રે. ૨
માએ સાંભળીને નિજ દેહમાં, કીધી સકલ શક્તિને લીન રે;
આપો આપ રહીને રે બોલ્યાં, અરે કાળ જાળના મીન રે. ૩
કૃમી કીટથી કમલાસન લગી, માહરો સચરાચર વિસ્તાર રે;
હું તો એક અનેક રૂપે થઈ, યથા કનકથી બહુ આકાર રે. ૪
વળતું યુદ્ધ પરસ્પરે આદર્યું, થઈ છે મેદની આકુલમાન રે;
દેવીનાં અસ્ત્ર ભાંજે શસ્ત્રથી, દાનવ અસ્ત્ર શસ્ત્ર સાવધાન રે. ૫
નાખે વારિદ ધારાની પેરે, અસ્ત્ર દાનવ કુલ રાજન રે;
દેવી ખડે યથા જળવાહને રે, ચર નભ સંભવ બળવાન રે. ૬
દુષ્ટે વિશિખ વિશેષે નાખિયાં, માએ કાપ્યું તે શર ચકી ચાપ રે;
ઘાત શાંભની શક્તિ ઉપર કરી, બાળી દીધી તે ચક્રને તાપ રે. ૭
ખડ્ગ ચર્મ અધર્મ લઇને વદે, છેદ્યાં અંબાએ બાણુને ધાએ રે;
વાજી સારથિ મૂકયા જમ નગરે, શુંભ મુદ્ગળ લઇને ધાએ રે. ૮
તીક્ષ્ણ તીરે તત્ક્ષણ તોડિયું, મૂઠી ઉંડી મારે અસુરેશ રે;
કોપી મરણ શરણ ચરણે કરી, મારી હૃદયા પ્રત્યે ઠેશ રે. ૯

અતિ ક્રોધ મગન ગગન ન ગણે, યુદ્ધ કીધું અસુર અસરાર રે;
વેગે ધરણી પડી વળી દોડિયો, ઉડી મૂંઠી મારી અમરારિ રે. ૧૦
રવિ નંદન તો અનુકૂલ થયો, પ્રતિકૂલ નગેશ દુલ્લારિ રે;
ત્રિશૂલ હણ્યું તે માએ કંઠમાં, ગયો કાળ ને મુજરે મુરારિ રે. ૧૧
દેવ જય જય બોલ્યા હર્ષથી, કરે દુંદુભી કેરા નાદ રે;
અંબા કુસુમે વધાવે ગગનથી, કરે મંગળ ગુણ અનુવાદ રે. ૧૨
અતરિક્ષ દેવી જગતી તણા, નાશ પામી ગયા ઉત્પાત રે;
પામ્યા દેવ સકલ નિજ સ્થાનને, માના ગુણ ગાય અવદાત રે. ૧૩
અંબે રણછોડરાયને હેતથી, આપ્યાં સુખ સંપત્ત ધન ધાન્ય રે;
સઘળી વિપત્તિ ટાળી ત્રિલોકની, સુખી રાજા પ્રજા પ્રધાન રે. ૧૪

કવચ ૧૧ મું–રાગ ગરબો.

બ્રહ્મા વિષ્ણુ ને સુર રાય, નામી શિશ સકલ દેવતા રે;
માના સુંદર જશ ગાય, શરણ આવ્યા ચરણ સેવતા રે. ૧
પાહિ પાહિ જક્ત માત, પાહિ પાહિ ભુવનેશ્વરી રે;
પાહિ દાનવ કુળઘાત, પાહિ પાહિ વિશ્વંભરી રે. ૨
ધરા રૂપે આધાર, તમે અખિલ લોકનાં થયાં રે;
બની નીરને આકાર, સ્થાવર જંગમને પોશિયાં રે. ૩
શચી વારાહિ ને વાણિ, નારસિંહી મયૂરવાહની રે;
વજ્ર તુંડા મંત્ર બાણિ, કીધી રક્ષા સૂખદાયની રે. ૪
સદા મંગલ સ્વરૂપ, નિજાનંદ કંદ કાલિકા રે;
દેવ દાનવના ભૂપ, ભોગી ભૂષણની દારિકા રે. ૫
નમો શ્રીનારાયણી નામ, નમો નીલકંઠ નાગરી રે;
વેદ વિદ્યા ગુણ ધામ, સદાનંદ સુખ સાગરી રે. ૬
માર્યો ચંડાસુર મુંડ, રંગે રક્ત બીજ શોળિયો રે;
નમો શ્રીનારાયણી ચંડ, ધૂમ્રલોચન ઢંઢોળિયો રે. ૭
દાતા સ્વર્ગ ને અપવર્ગ, બુદ્ધિ રૂપે હૃદયમાં વસ્યાં રે;
નમો શ્રીનારાયણી નામ, ભક્ત ચિત્તને ફંદે ફસ્યાં રે. ૮
દિન શરણાગત દેવ, ત્રાણ ત્ર્યંબિકા ગૌરી કરો રે;
સિદ્ધ સંત કરે સેવ, ગુણાતીત ત્રિગુણે ધરો રે. ૯
મેધા સરસ્વતી સર્વેશ, નમો નારાયણી ઈશ્વરી રે;
કૃપા સિંધુ વિઘ્ન કલેશ, દીન દેવની રક્ષા કરી રે. ૧૦

હર્ષ પામીને માય, સદા સકળ દેવ સાથને રે;
અવિચલ રહેજો સદાય, દૃઢ ગ્રહણ કરો હાથને રે. ૧૧
આપું ઇચ્છિત વરદાન, એમ ચંડિજી ઓચર્યાં રે;
જોડી કર કહે સિવાણ, જય શંકરી જય બીચરા રે. ૧૨
અમને થાય જ્યારે કષ્ટ, સહાય દેજો ત્રિપુર સુંદરી રે;
સુરના શત્રુ જે દુષ્ટ, કાઢ્યું મૂળ ત્રિશૂળે કરી રે. ૧૩
માર્યાં શુંભ નિશુંભ, વિન્ધ્યાચલને શૃંગે વસી રે;
કરવા ભારે સરંભ, જન્મી નંદ ઘેર હુલસી રે. ૧૪
વિપ્ર ચિત્ત અસુરાન, રુધિર પીધાં હોંસે કરી રે;
દંત દાડિમ ઉપમાન, નામે રક્ત દંતિકા ઠરી રે. ૧૫
પ્રથમ પડ્યો મહા કાળ, સ્તુતિ કરી મુનિ જને ઘણી રે;
નયણે નિરખ્યા મેં હાલ, નામે સહસ્રનયની બની રે. ૧૬
શાખે પોષ્યો સસાર, નામ પામી શાકંભરી રે;
દુર્ગ માર્યો અમરાર, તેણે દુર્ગા નામે ઠરી રે. ૧૭
ભિમાદેવી અભિધાન, ભ્રમ ભંજની એ ભ્રામરી રે;
હણ્યા દાનવ બળવાન, મારી લોકની ચિંતા હરી રે. ૧૮
પરાક્રમ કિધાં અપાર, તેણે નામની સીમા નહિ રે;
કષ્ટ ભંજની નિર્ધાર, સકલ વિશ્વમાં વ્યાપી રહી રે. ૧૯
અંબા, થઇને સંતુષ્ટ, પુષ્ટ કીધા રણછોડને રે;
દુષ્ટ માર્યો ઉત્કૃષ્ટ, જય જય દેવાસુર મોડને રે. ૨૦

### કવચ ૧૨ મું-રાગ ગરબો.

જગત માત સુર સાથને, વદે સુધા સમ બોલ;
હું અભય કરું ને ભવ ભય હરું, અવિચળ મારો કોલ. જગ૦
સંકટ વિકટ જ્યારે પડે, ધરજો મારું રે ધ્યાન;
સાર દયા અનુસારથી, કરું અચળ વરદાન. જગ૦
ચણ્ડીનો પાઠ ભાવે કરે, મધુ કૈટભનો નાશ;
માહ્ષ મર્દન ગાયે સુણે, જાય જન્મનો ત્રાસ. જગ૦
અષ્ટમી નોમી ચતુર્દશી, જે મારા ગુણ ગાય;
દુઃખ સન્મુખ આવે નહીં, સુખ સંપત જશ થાય. જગ૦
શસ્ત્ર ને અસ્ત્ર પૃથ્વીપતિ, દુષ્ટ ચોર ભય રોગ;
ગાત્ર અનલ જે નહીં, થાય ન ઇષ્ટ વિયોગ. જગ૦

બળીદાન પૂજા સમે, હોમ મહોત્સવ રંગ;
ભણે સુણે તેને સદા, થાય સુખનો સંગ. જગ૦ ૬
વારિદ સુખનો શારદી, જે કરશે નવરાત્ર;
રાજ રાજ સરખો કરું, યશ વૈભવ વિખ્યાત. જગ૦ ૭
ધૂપ દીપ શણગારથી, સેવા કરે જે અખંડ;
ભૂત પ્રેત યમદૂતથી, બાધા પામે નહિ પંડ. જગ૦ ૮
અંબા અંતર્ધ્યાન થયાં, દેખતાં ગિર્વાણ;
નિજ નિજના અધિકારને, પામ્યા સુરપતિ સ્થાન. જગ૦ ૯
યજ્ઞ ભાગ સુર ભોગવે, અસુર ગયા પાતાળ;
દેવ સુરેશ નરેશ ને, સુખ સંપત્ત ધન માલ. જગ૦ ૧૦
જગ કારણ તારણ નમો, નમો, વિશ્વ આધાર;
રણછોડરાય પાયે નમો, તેની કરજો મા સાર. જગ૦ ૧૧

## કવચ ૧૩ મું—રાગ ગરબો.

મુનિ બોલ્યા તે પરમ ઉદાર, જય જગ જનની રે;
મહા માયા તે ભવનું સાર, જય જગ જનની રે.

માનો મહિમા છે અપરમ પાર, જય; કરતા હરતા ભર્તાર, જય૦ ૧
અંબા ત્રિગુણા ત્રિગુણાતીત, જય; જગ પાવન પરમ પુનીત, જય૦ ૨
ભવસાગર કેરાં નાવ, જય; દનુજિપ પવનના દાવ, જય૦ ૩
અસુરાસુર અંબાના દાસ, જય; જગજનની તે બ્રહ્મ પ્રકાશ, જય૦ ૪
વદે માર્કણ્ડેય મુનિરાય, જય; નૃપ વૈસ્ય હૃદય હરખાય, જય૦ ૫
વન નિરંજનમાં જલ તીર, જય; સહે આતપ શીત સમીર, જય૦ ૬
કરી પાર્થિવ માતું સ્વરૂપ, જય; રચે પૂજન વૈસ્ય ને ભૂપ, જય૦ ૭
નિજ માંસનું દે બલિદાન, જય; દૃઢ ચિત્તથી ધારે ધ્યાન, જય૦ ૮
પૂજા ત્રણ વર્ષ એક મન્ન, જય; જગદંબા થયાં પ્રસન્ન, જય૦ ૯
તું આ દેહે પામીશ રાજ, જય; સુખ દોલત તખ્ત ને તાજ, જય૦ ૧૦
ભવ આવતે ભૂપ કુમાર, જય; થાશે દીનકર ઘેર અવતાર, જય૦ ૧૧
સાવર્ણિ નામ પ્રસિદ્ધ, જય; મનુ થાઇશ પરમ વિશુદ્ધ, જય૦ ૧૨
તું સાંભળ વૈસ્ય સુજાણ, જય; શુભ પામીશ નિધિ નિર્વાણ, જય૦ ૧૩
એમ કહી થયાં અંતર્ધ્યાન, જય; નૃપ વૈસ્ય ગયા નિજ સ્થાન, જય૦ ૧૪
જગ જનની તે જગદાધાર, જય; જય નાદ બિન્દુ ૐકાર, જય૦ ૧૫

ભય ભંજની દીન દયાળ, જય; કરૂણાનિધિ પરમ કૃપાળ, જય૦ ૧૬
જે આ ભણશે ચપડીનો પાઠ, જય; તેને સુખ સંપત્તિનો ઠાઠ, જય૦ ૧૭
ધન પુત્ર પૌત્ર પરિવાર, જય; ચિરંજીવ ને યશ વિસ્તાર, જય૦ ૧૮
સંવત્ અઢાર અઠ્યોતેર, જય; થઇ સુખ સંપત્તિની લેહેર, જય૦ ૧૯
તિથી નવમી ને આશ્વિન માસ, જય; પૂરી રણછોડરાયની આશ, જય૦ ૨૦

દોહરો.

અમર પુત્ર રઘુનાથજી, રણછોડજી દલપત્ત,
ચરણ શરણ રાખો સદા, દીજે સુખ સંપત્ત



# ધીરો ભકત.

વડોદરા તાબે સાવલીનો રહીશ–સવત્ ૧૮૮૦ થી તે ૧૮૯૦ સુધીમાં હૈયાત હતો. એનાં કાફી રાગનાં પદ ઘણાં સરસ છે.

## કક્કો.

### પદ ૧ લુ–છંદ તોટકની ચાલ.

કક્કા કૃષ્ણતણી ભક્તિ કરીએ, સાચા સ્વામીનું ધ્યાન હ્રદે ધરીએ,
ખખ્ખા ખાર વિખવાદને તજીએ, ભાવે ભૂધરજીના ગુણ ભજીએ. ૧
ગગ્ગા ગુરુજી કેરી સેવા કરીએ, જ્ઞાન શુદ્ધ આપે તે પૂંઠે ફરીએ;
ઘઘ્ઘા ઘેલી બુદ્ધિને નવ રાખીએ, શ્રીરામ શ્રીરામ જીભે જપીએ. ૨
નન્ના નારાયણ નામ હ્રદે ધરીએ, સત્ સંગત સાધુતણી કરીએ,
ચચ્ચા ચતુરાઈ ચિત્તમહિ રાખીએ, હિણી બુદ્ધિ હૈયેથી કાઢી નાખીએ. ૩
છછ્છા છેદ ભણતાં નવ છપીએ, અહો રાત્રિ પ્રભુ પ્રભુ તે જપીએ;
જજ્જા જોમનને જાળવી ચાલીએ, નિત્ય રામતણા રંગમાં મહાલીએ. ૪
ઝઝ્ઝા જીભ ઝાઝેરી નકો કરીએ, વહાલાસું વિરોધ કદી ના લડીએ;
ટટ્ટા ટેક સ્વામી તે સેવીએ, જેના આધારથી જુગમાં જીવીએ. ૫
ઠઠ્ઠા જૂઠ થકા વેગળા ખસીએ, જ્ઞાન ગીતા સુણવા સામા ધસીએ;
ડડ્ડા ડહાપણ દિલમાં લીજીએ, પ્રભુનો રસ રુડો પ્રેમે પીજીએ. ૬
ઢઢ્ઢા ઢીલ હવે તો નવ રાખીએ, ફરી ફરી મનુષ્યા દેહ કયાહાં ચાખીએ;
ણણ્ણા રામતણા સગમાં રહીએ, સુખે કૃષ્ણ કૃષ્ણની કથા કહીએ. ૭
તત્તા તસ્કર વિદ્યા તજી મૂકીએ, ચતુરા ચક્ષુમાં ન કો ચૂકીએ;
થથ્થા થોડું ઘણું પરમારથ આપીએ, અંગમાંથી અભિમાનને કાપીએ. ૮
દદ્દા દેહને દુર્લભ જાણીએ, દીલમાં દયા તે માટે આણીએ;
ધધ્ધા ધારણ ધણી ફરી ધરીએ, આશા અતરમાં કેની ના કરીએ ૯
પપ્પા પાપ કરતાં થકી બ્હીજીએ, સાચી વાત સંસારમાં કીજીએ;
ફફ્ફા ફેલીની સંગ ફ્લા કરીએ, તો નિશ્ચે વણ મોતે માર્યા મરીએ. ૧૦
બબ્બા બળ વિના જોર ના કરીએ, વિચારી વિચારી ડગલાં ભરીએ;
ભભ્ભા ભાર પોતાનો રાખી રહીએ, જ્યાં વીતી હોય સા જાણી જઈએ. ૧૧

મમ્મા મદ મોહ મત્સરને મારીએ, રામનું નામ કદી ન વિસારીએ;
રર્રા રામ તણા રંગમાં રહીએ, પરનારી શું જ કરવા ના જઇએ. ૧૨
લલ્લા લખિત પદારથ લઇએ, તેમાં દોષ દયાળને શો દઇએ;
વવ્વા વળાવો થઈ લૂટી લીજીએ, તે તો હસા જૂગો જૂગ ના છૂટીએ. ૧૦
શશ્શા સત્ય તણાં પગલાં ભરીએ, કુડાં આળ કોઈ શિર ના ધરીએ;
ખખ્ખા ખરેખર ત્રાજુએ તોલીએ, પારકી થાપણુ નવ ઓળવીએ. ૧૪
સસ્સા સરોવર પાળ ન ભાંગીએ, હોડ પાડી કૂવો નવ ઓળંગીએ;
હહ્હા હરિ કેરા ગુણ ગ્રહીએ, દાસ ધીરો કહે હરિવર રાખો દઇએ. ૧૫

---

## જ્ઞાન બત્રીશી.

### પદ ૧ લું–રાગ કાફી.

અનુભવી આવો રે, જ્ઞાન ગતિ ગોઠનારા;
ભેદ બતાવો રે, બ્રહ્મ માંહીં ભળનારા. અનુભવી૦
કહો પવનનું મૂળ અમને, કયાંથી આવ્યું મન,
ઠીક કરી ઠેકાણું બતાવો, કયાં રહે છે મન પવન;
શબ્દ કયાંથી ઉઠે રે, ગગન માંહી ચઢનારા. અનુભવી૦
નાદ બુંદનું રુપ બતાવો, કહો કયાં રહે છે જીવ,
જૂજવા અર્થ કરી સમજાવો, શે સ્વરૂપે છે શિવ;
અખંડ જ્યોતિ ઝળકે રે, અભેદ બ્રહ્મ છે ન્યારા. અનુભવી૦
પ્રગટ પિંડ પડ્યો પૃથ્વી પર, ત્યાં જીવ શિવ જેની કયાં જાય,
નાદ બુંદ મન વાયુ સુદ્ધાં, એ સર્વે કયાં સમાય;
રીત બતાવો રે, અગમ વાતે વદનારા. અનુભવી૦
અનુભવી આવો ભેદ બતાવો, વિશ્વંભર વિસ્તાર,
લંબા ચોડા કે પચ રંગે, કરે છે કિરતાર;
ધણી ધીરાના રે, સ્વામી સરજનહારા. અનુભવી૦

### પદ ૨ જું.

માયાનો મર્મ મોટો રે, મોહોટપ પદ માયા વડે;
સમર્થ સંત શૂરા રે, પલકમાં પાર પડે. માયાનો૦
હેત પ્રીત રીત ગતિ માયા કહિએ, ચાતુરી વિવેક વિચાર,
લાલણુ માયા બોલણુ માયા, માયા હારનો દેદાર;
શક્તિ માયાની રે, માયા તો મન રાખે ધડે. માયાનો૦

ગાન ધ્યાન હરિ સ્મર્ણ શાક્ત, માયાતણું પ્રમાણ,
કુરાન પુરાણ વેદ ભેદ ભારે, માયા મૂળ મંડાણ;
આદ્યદેવી શક્તિ રે, ગુણવંત ધારે ધડે. માયાનો૦ ૩
બ્રહ્મા માયા શંકર માયા, માયા વિષ્ણુ રૂપ,
માયા કરંદા માંકર હો માયા, માયાનું અકળ સ્વરૂપ;
જંતુ જીવ જાયજ રે, અજાણ્યા અરણ્ય મધ્ય આથડે. માયાનો૦ ૪
મૂરખ કહે મેં માયા મૂકી, ત્યાગ કર્યો સંસાર,
માયા ત્યાં સુધી કાયા રહેશે, સંગે સરજનહાર;
કાયા વડે ધીરા રે, માયા વસ્તુ જડે. માયાનો૦ ૫

પદ ૩ જું.

બ્રહ્માનંદ ભાસ્યો રે, આત્મા અનુભવ જ પોતે;
સોહમ્ સાધિ સાધન રે, પ્રગટે પોતામાંથી પોતે. બ્રહ્માનંદ૦ ૧
એકવીસ હજાર છસેં ઉઠે અજપા જપે, બ્રહ્મા વિષ્ણુ શિવ દેવ,
ચૌદ બ્રહ્માંડ જપે જડ ચૈતન્ય, સિદ્ધ સાધક કરે સેવ;
સુર નર સાથે રે, જે તે જ્ઞાની મુનિ ગોતે. બ્રહ્માનંદ૦ ૨
રવિના તેજવડે રવિરૂપ ભાસ્યું, મણિને તેજ મણિજ્યોત,
આત્માને તેજે આત્મા ઓળખાયો, ઉગ્યો અંતર અર્ક ઉદ્યોત;
થયું અજવાળુ રે, વસ્તુ મળી મનમાં તે. બ્રહ્માનંદ૦ ૩
પંદરમી ભોમી રમે પૂરણ બ્રહ્મ, ખેલે અખંડ નિશ દિન,
શૂન્ય શિખર ગઢ અનહદ ગડગડે, ઉન્મુનિએ મન મગન;
પાળ બાંધી પોતે રે, પ્રીતિ બાંધી ચિત્ત પ્રોતે. બ્રહ્માનંદ ૪
આળ પંપાળ કાળ જે સર્વો જ મટમટી, ઉલટ પુલટ ચોટયું ચિત્ત,
જે જેમ હતું તેમનું તેમ થયું, રહ્યું આનંદ પદ અદ્વૈત;
ધીર મરજીવા રે, અણુછતા રમે આણું ઓથે. બ્રહ્માનંદ૦ ૫

પદ ૪ થું.

જગત પિતા ગતિ અદ્વૈત રે, અકળ કળા અવિનાશી;
સભર્યો ભર ભરીઆં રે, ચરાચર ચર પામી. જગત૦ ૧
શીશ અશમાન રવિ શશિ લોચન, શેષ પગ પાતાળ,
પૃથ્વી પિંડ નવસેં નવાણું નદી નાડી, નિર્મળ ઉદર અર્ણવ ખાળ;
અઢાર ભાર રોમજ રે, નવ લખ તારી બાદલ બારી. જગત૦ ૨

તેત્રીશ ક્રોડ સુરીનર કર કહીએ, વર્ષે પાણી મકાથ,
અષ્ટ કુલ પર્વત અસલ આનંદ, બનવાયુ દનવાયુ દન નિ:શ્વાસ ઉચ્છ્વાસ;
બ્રહ્માડ રૂપ ભારયું રે. પ્રસિદ્ધ જ્યોતિ પ્રકાશી. જગત૦ ૩
નાભી બ્રહ્મા પીઠમાં રુદ્ર, એ હદિયા ઉમીયા નાથ,
વપન વિષ્ણુ કંઠ કૃષ્ણુ છી, શ્રવણ રસની શક્તિ માત;
મહા મર્મ મોટા રે, આનંદ પદ ઉલ્લાસી. જગત૦ ૪
અચલિત અકલિત ગતિ તમારી, પરાને પામે પાર,
પરમેશ્વર વિશ્વભર ઈશ્વિર, વારી વારી વાર હજાર;
ધીર ગણી ધાર રે, કહી કાળ કટી ફાંસી. જગત૦ ૫

પદ ૫ મું.

આત્મા શોધ્યા વિના રે, જે જન સાધન સાધે;
સાચે પ્રભુ જુઠાના રે, જશ કેમ જગે વાધે. આત્મા૦ ૧
રવિ રવિ રટ રજની મટત નહીં એમ તિમિર નવ જાય,
આત્મા અર્ક ઉગ્યો અંતરમાં, ત્યારે અજવાળું થાય;
ભોજન ભોજન ભાખે રે, ભાંગે ન ભૂખ વિના ખાધે. આત્મા૦ ૨
મીઠા મેવા વખાણે મુખથી, તેને સ્વાદ ના આવે લગાર,
જલ જલ ઝંખે તૃષા નવ છીપે, પોકારે વાર હજાર;
અંધારે વસ્તુ શોધો રે, અંજવાળાં વિના કયાંથી લાધે આત્મા૦ ૩
પોતાના પિંડની ખબર નવ જાણે, વાતો શીખી વાતે બાઝે,
વ્યોમ ઉપરની તો આછી બતાવે, ભીતરની નથી કેમ રાજે,
હદનો ભેદ નવ જાણે રે, બેહદ માંહિ જઈ બાધે. આત્મા૦ ૪
શીલ સંતોષ ને ક્ષમા ગરીબી, ગુરુ જ્ઞાન નિજ નામ,
એ કામ ક્રોધ લોભ મોહ ત્યજ ત્યારે, વીશ વસા થાએ કામ;
ધીર મરજીવા રે, તુંહી તુંહી આરાધે. આત્મા૦ ૫

પદ ૬ ઠું.

આદિ અંત્ય મધ્યે રે, અખંડાનંદ આનંદા;
વિગત ગત વિગત રે, વેદા ભેદા તું જાણુંદા. આદિ૦ ૧
કોટિ બ્રહ્માંડનું મધ્યે વ્યાપી, વિશ્વંભર સરજનહાર સંસાર,
વિરચી, વિષ્ણુ, શિવ, સુર, શક્તિ, હુવો માંહી રમણહાર;
અલખ નિરંજન રે, કરંદા ખેલંદા. આદિ૦ ૨

તું ચૈતન્ય મણિ માળા મુક્તાફળ, તે મધ્યે પોતે સૂત્રનો તાર,
જેમ જલમાં તોરંગ બુદ્બુદા, એમ વિશ્વમાં વિશ્વાધાર;
અદ્વૈત અવિનાશી રે, દાલંદા બદ બોલંદા. આદિ૦ ૩
વાવ તળાવ કૂપ સરિતા સિંધુ, પ્રગટ ઉદક એક પેખ,
દ્રુમમાં બીજ બીજમાં દ્રુમ લતા, સૂત્ર તાણો વાણો એક દેખ;
વિશ્વ વિશ્વંભર રે, જાણુંદા મધ્યે માણુંદા. આદિ૦ ૪
એક હેમના ઘાટ જુજવા, નામ ધરાવો ધરી નેમ,
બેટો તે બાપ, બાપ તે બેટો, તદ્વત નામ ઘાટ નેમ;
ધીરા ધણીએ ખેલ રે, લેવંદા બંદા દેવંદા. આદિ૦ ૫

પદ ૭ મું.

શરીર વિના શોધન રે, પાર કોઈ પાવે નહીં;
મલોખાં મીઠાં કાજે રે, સ્વાદ કંઈ આવે નહીં. શરીર૦ ૧
થડ મૂકીને ડાળે વળગતે, ટોંચે કેમ ચઢાય,
અધવચથી જો પાંખડી ટૂટે તો, પાછો આવીને પછડાય;
સંગત સમ સમજો રે, ચઢોને થડ મૂળી ગ્રહી. શરીર૦ ૨
શાસ્ત્ર પુરાણના મત જુજવા, ઘણો કરે સંવાદ,
બત્રીસ ભોજન રૂડી રસોઈ બનાવી, ચાટવાને શાનો સ્વાદ;
વારીને વલોણું રે, નહીં માખણ, ને મહી. શરીર૦ ૩
નથી જમ્યો ને નથી જમાડ્યો, દીઠા વિના ચક્ષવે જૂઠ,
પારકા મોદિકનો સ્વાદ વખાણે, એ તો મિથ્યા માયાકૂટ
વિવેક વિના વસ્તુ રે, વિચાર વિના દૂર રહી. શરીર૦ ૪
અંતર્ ઘરમાં આણી ઉછાળો, નિહાળો નિરંજન નૂર,
મરજીવા એ મર્મની જાણે, ભરપૂર ભર્યો નથી દૂર;
ધીરેધર ખેલ ધીરા રે, લક્ષણવંત એ લહી. શરીર૦ ૫

પદ ૮ મું.

સલેલ શઠ સાકુટ રે, હરિ ભજનમાં ભંગ પાડે;
તેનો સંગ તજીએ રે, બુદ્ધિ બીજાને બૂડાડે. સલેલ૦ ૧
કૂડ કપટ ઘટ ભીતર ભરિયું, દંભ પાખંડ અપાર,
સો સો વાર તેને સંત સમજાવે, પણ માને નહીં લગાર;
દૂધે ધોયા કોયલા રે, ઉજળા તે ક્યાંથી કાઢે. સલેલ૦ ૨

અમૃત પાઇને સાપ ઉછેરે, તોય તજે નહીં ઝેર,
પાલણુ પોષણુ નિશ દિન કરતાં, કોઇક સમે કરે કેર;
જાતિ સ્વભાવ ન જાય જ રે, પોતાનું પોતે દેખાડે. સવેલ૦ ૩
હરિ ભજન જેને ભાવન નહીં, મંદિર તેનું મસાણુ,
સ્મરણુ પુણ્ય સમજે નવ સમજે, તે પાપી પાખંડી પશુ પ્રાણુ;
ધિક્કાર તેની જનુની રે, એવાં સંતાન જે જણાડે. સવેલ૦ ૪
ગુરુજ્ઞાન હીણા વિશ્વાસઘાતી, તે કૃતઘ્ની કહેવાય,
દાસ ધીરો તેને વાસ નવ વસીએ, સંગ અનુકૂલ થાય;
અદીઠ મુખ તેનું રે, કૂવે ઉતારી વ્રત વાડે. સવેલ૦ ૫

પદ ૯ મું.

ધાહ સુણી ધાજો રે, ધીંગડમલ ધીંગા ધણી;
પ્રભુનું પત પાળો રે, ભાવે ભાળો ભક્તો ભણી. ધાહ૦ ૧
હું પતિત તમો પતિત પાવન, હું દીન તમો દયાળ,
હું ચાકર તમો ઠાકર મારા, પ્રજાતણા પ્રતિપાળ;
સંભાળી લીજે સ્વામી રે, અંતરજામી આશા ઘણી. ધાહ૦ ૨
ભૂમી અસ્માનતણો ત્રાસ બંધાણો, વાળ્યું જલ પવન અગન,
દાંડી વિરંચી વિષ્ણુ શંકર તમે, તોળ્યાં ત્રણ ભૂવંન;
સ્વેદજ ઉદ્‌ભિજની રે, બાજી તો તારે હાથે બણી. ધાહ૦ ૩
કોટી અપરાધ કોટી ગુના અમ, બક્ષો ગરીબ નીવાજ,
તું તારા બર્દ સામું રે જોજે, કરો કરુણા નિધિ સુખ કાજ,
લજ્જા મારી રાખો રે, મહાનત સંત ચિંતામણી. ધાહ૦ ૪
ભારે ભરોંસો વિશ્વાસ વિશ્વંભર, આશા પૂરો અનાથના નાથ,
દુ:ખ વિલાપ સંકટ કપટ ટાળો, હરિ હેત કરીને ઝાલો હાથ;
ધીરાની વારે ધાજો રે, તારે ને મારે પ્રીત બણી. ધાહ૦ ૫

પદ ૧૦ મું.

ચાતુર ચિત્ત ચેયો રે, અચળ વસ્તુ ખોળી કાઢી;
અટ અઠ બારી મેલી રે, પંદરમી બારી ઉઘાડી. ચાતુર૦ ૧
પંદરમી ભોમી ને પંદરમી બારી, સાં દા રમે રંગીલો,
પાંચ મહેલને પાછળ મેલ્યા ત્યારે, છઠ્ઠે મેહેલ છે છબીલો;
અલબેલો અલ્બેલો રે, ખેલંદા ખેલ ખેલાડી. ચાતુર૦ ૨

ગંગા જમુના સરસ્વતી, રુડી ત્રીવેણી તીરે રંગ રેલી,
ઈંગળા પિંગળા સુષમ્ણા શાણિ ભરે પાણી, ઉન્મુનિએ આનંદ હેલી;
ઝરમર ઝરમર મોતી વરસે રે, વિના વેલી ખીલી ફુલવાડી. ચાતુર૦ ૩
સત્ નું શીખર અમર અજર નર, વિશ્વંભર જ બીરાજે,
સોમદલ કમલ ઉપર કરે લીલા ત્યાં, અનહદ છંદ વાજાં વાજે;
ગેડેડે સિંધુ ગાજે રે, ફેલ્યાં જલ પાળ ફાડી. ચાતુર ૪
પૃથ્વીથી પોહોળું આકાશથી ઉંચું, એવું પ્રવિન અધર ફરે પંખી,
બે બચ્ચાં તેની બગલમાં બિરાજે, બોલે પિઉ પિઉ જ જંખી;
ધીરા મરજીવા રે, સાકર દૂધ પીએ દહાડી. ચાતુર૦ ૫

પદ ૧૧ મું.

પ્રભુ તમ સાથે રે, નાથ મારે પ્રીત બણી;
ભાવ કરીને ભેરા રે, મુજને રાંક ગણી. પ્રભુ૦ ૧
પ્રહ્‌લાદની તમો પ્રતિજ્ઞા પાળવા, ધરિયું નરસિંહ રૂપ,
ફાટ્યો સ્થંભ ને પ્રગટ્યા મુરારી, થરથર કંપે મોરો ભૂપ;
હિરણ્યકશિપુ નાંખ્યો રે, વહાલે મારે હાથે હણી. પ્રભુ૦ ૨
ભરી સભામાં દ્રૌપદી આવ્યાં, તાણુવા માંડ્યા તેના ચીર,
નવસેં નવ્વાણું વહાલે નવ નવાં પૂર્યાં, તોય ના દેખાય શરીર;
પ્રતિજ્ઞા રાખી રે, પાંડવોની નારતણી. પ્રભુ૦ ૩
નરસી મેહેતાની વહાલે હુંડી શીકારી, હેતે કરી આપ્યો હાર,
સ્યામળશાહ સંતને જદપિ રે વિનવ્યા, ભેટ્યા વિશ્વાધાર;
રૂપૈયા રોકડા રે, ગિરિધર ભટને આપ્યા ગણી. પ્રભુ૦ ૪
સુદામાનાં વહાલે સંકટ કાપ્યાં, લઈને આપી રે નવનિદ્ધ,
કંચનના વહાલે મોહોલ જ કીધા, દુજી દ્વારામતિ દીધ;
દારિદ્રય કાઢી નાંખ્યું રે, દયા જાણી રાંકતણી. પ્રભુ૦ ૫
આરે વેળાની પ્રભુ અરજ અમારી, માની લઈએ મહારાજ,
શરણે આવે તેને ઉગારી લેજો, બાંહે ગ્રહ્યાની પ્રભુ લાજ;
દાસ ધીરો કહે છે રે, નાથ મારે તુંહી ધણી. પ્રભુ૦ ૬

પદ ૧૨ મું.

પંચરંગી બંગલો રે, શોભા તેની સરસ બણી,
તેમાં તો બિરાજે રે, આપે અલખ ધણી. પંચરગી૦ ૧

એ બંગલાને દસ દરવાજા, દસ દરવાજે નિશાન,
બ્રહ્મા વિષ્ણુ અરજ કરે છે, શેષ ન પામે કંઈ જ્ઞાન;
અકલિત એવો રે, શી કહું વાતો એહતણી. પંચરંગી૦ ૨
સાચા દેવ દેવલમાં બેઠા, સદ્‌ગુરુનું નિશાન,
અજપા દોરી ખેંચી પકડે, લઈ ચઢ્યો આસમાન;
દેખો તમાસો રે, ઘટમાં રચના ઘણી. પંચરંગી૦ ૩
માળા તિલકનો પાખંડ રચિયો, આપ ચિન્યો નહીં કોઈ,
જ્યાં લગી ત્રિવિધિ તાપ ટળ્યા નહીં, ભૂલ્યો ભમે છે સોઈ;
ભૂલ તારી ભાગે રે, શુદ્ધ લે આપ તણી. પંચરંગી૦ ૪
મનકું મુંઆ તનકું મુંઆ, તેને પાયા ભેદ,
રાસ ધીરો દીલમાં પેખે, આપ નિરંજન વેદ;
પાષાણ કોણ પૂજે રે, મને મળ્યા તમો ધણી. પંચરંગી૦ ૫

પદ ૧૩ મું.

કર્ત્તાનો પંથ કરડો રે, ઉલટી અટપટી આંટી;
શિર સાટાનો સોદો રે, એધર ઘાટ ઘડી ઘાંટી. કર્ત્તાનો૦ ૧
હાંસી ખેલનાં કામ ન હોયે, હિમ્મતવાળા શૂરાનો એ સંગ્રામ,
સુરત નુરત સત્ય ગતિવાળા જ્ઞાની, એમાં ન હોય કાયરનું કામ;
અગમ પંખિ ઉડે રે, અલક્ષમાં લક્ષ ચોંટી. કર્ત્તાનો૦ ૨
દેખા દેખી જોગ આરાધે, તાન વિનળ મેળવે તાળ,
કઠણ દૂધ એ સિંહણ કેરું, પીએ સિંહણનું બાળ;
બીજો પીવા ઇચ્છે રે, મિથ્યા એ વાત ખોટી. કર્ત્તાનો૦ ૩
કાચના મંદિરમાં જેમ શ્વાન જ પેઠું, દીઠો પોતાનો દેદાર,
પ્રતિબિંબ દેખીને કરી ગર્જના, ભસ્યાં શ્વાન હજાર;
અભ્યાસે અકલાણો રે, મદમાં ફરી ફરી જાય પોઢી. કર્ત્તાનો૦ ૪
મન બુદ્ધિ વાણીએ મનમાં રે, ના આવે ગુરુ ગમ ને એ ધામ,
અખંડ અજર અમર અવિનાશી, કરવાનો છે કામ;
ધિરાના સુખ સિંધુ રે, રહ્યા છે ઘટ ઘટ જોડી. કર્ત્તાનો૦ ૫

પદ ૧૪ મું.

અલખ લેહે લાગી રે, જાગીને જોયું આ ઘટમાં;
ભ્રમણા તો ભાંગી રે, સોહાગી ભેટ્યા ઉલટમાં. અલખ૦

અંબાડીએ ગજરાજ ગળીઓ, ઘોડાને ગળી ગયું છણુ,
વસ્ત્ર ઉપર વાડ સુકાણી, સમુદ્રને ગળી ગયું ફીણ;
શશલો તો શાણો થઇને રે, શાર્દૂલને નાંખે પટમાં. અલખ૦ ૨
અગ્નિ તો ફળ શ્રીફળ લાગ્યાં, કદલીએ કેરીઓની લુંબ,
નાગરવેલે દ્રાક્ષ બીજોરાં, એવી ખૂબી બની છે ખુબ;
ગગન દોહ્યો ઘટમાં રે, દૂધ પીધુ છદ છટમાં. અલખ૦ ૩
પાવક વરસ્યા ને પાષાણ પલાળ્યા, ચૌદશ થઈ ગયું પાણી,
તે પાણીમાં દેવી દેવતા ડુબ્યાં, રાજ રંકને ગયું તાણી,
બ્રહ્મા વિષ્ણુ શંકર રે, ઇન્દ્ર ડુબ્યા ઝટપટમાં. અલખ૦ ૪
વિદુર વ્યાસજી ને શુકજી જેવા, આપે દાસનું ધીર,
ધણી ધીરાનો છે ધીરવંતો, એવા તો શ્યામ શરીર;
જીવન્મુક્ત થઇએ રે, મુનિ તો જન માને મઠમાં. અલખ૦ ૫

## પદ ૧૫ મું.

દુનિયાં દીવાની રે, બ્રહ્માંડ પાખંડ પૂજે;
કર્તા વસે પાસે રે, બાજી કાંઈ નવ બૂજે. દુનિયાં૦ ૧
જીવ નહીં એને હરિ કરી માને, પૂજે કાષ્ઠ પાષાણ,
ચૈતન્ય પુરષને પાછળ મૂકે, એવી અંધી જગત્ અજાણ;
અર્કને અજવાળે રે, પ્રસિદ્ધ મણિ નવ સુઝે. દુનિયાં૦ ૨
પાષાણનું નાવ નીરમાં મૂકે, સૌ વાર પટકે શીશ,
કોટી ઉપાએ તરે નહિ એ તો, ડૂબે વસા વીશ;
વેળુમાં તેલ ક્યાંથી રે, ધાતુની ધેનુ શું દૂઝે. દુનિયાં૦ ૩
અંતર મેલભર્યો અતિ પૂરણ, નિત્ય નિર્મલ જળમાં ન્હાય,
મહા મણિધર પેઠો રે દરમાં તો, રાફડો ટીપે શું થાય;
ઘાયલ ગતિ ઘાયલ રે, જાણીને જ્ઞાની ઘાવ રુઝે. દુનિયાં૦ ૪
સદ્‌ગુરુ શબ્દનું ગ્રહણ કરીને, પ્રગટી પડમાં પેખ,
દૂર નથી નાથ નજીક નિરંજન, દિલ શુદ્ધે દેદાર દેખ;
ધુરંધર ખેલે ધીરા રે, જાહેર જગત મધ્યે ઝુઝે. દુનિયાં૦ ૫

## પદ ૧૬ મું.

પ્રગટ ખેલ ખેલું રે, દેદાર તેને દેખાડું;
મૃત સંજીવન રે, મોહ મંત્ર સહેજે શીખવાડું. પ્રગટ૦ ૧

વિના પાંખ ઉડી અસમાનપર, ચર્યું વિના મેરુ ચડું,
નવસેં નવાણું એક ઘેર આણું, સિંધુ કુદી પાર પડું;
સાડા ત્રણ કરોડ રોમને રે, રમત રુડી રમાડું. પ્રગટ૦ ૨
પાવક વરસાવી પાષાણ પલાળું, સાત વૈકુંઠને તારું,
જલ મધ્યે જાલંધર ધીકાવું, મરે નહીં તેને મારું;
ચાંદને ચેતાવું રે, પંદરે રહી પાર પાડું. પ્રગટ૦ ૩
કહો તો વિના અર્ક કરું અજવાળું, મહા નિધિમાં માણું,
શિવ વિરંચી વિષ્ણુ વિવેક, ત્રણેને તાણી અહીં આણું;
એક સંગે આનંદ રે, ભણેલાં બેને ભૂલવાડું. પ્રગટ૦ ૪
વિના બૂટીએ વૈદ્ય બનું ધન્વંતરી, કાયા કરે નીરોગી,
સતજુગ દ્વાપર ત્રેતા ને કલજુગ, ચાર જુગના અમે ભોગી;
ધીરા ધર ધારણ રે, સિંધુ ગડમાં સંતાડું. પ્રગટ૦ ૫

પદ ૧૭ મું.

પ્રશ્ન એક પૂછું રે, જ્ઞાનિ મુનિ પંડિતા;
આત્માની ઉત્પત્તિ કયાંથી રે, કોણ એનાં માત પિતા. પ્રશ્ન૦ ૧
અતલ ઉત્સવ કીધો દાનવ, હર્યા વિરંચીના વેદ,
તે વેદમાંથી શું હરી લીધું, તેનો બતાવો મુને ભેદ;
નહીં બ્રહ્મા વેદ દાનવ રે, વિવેક વદો આત્મવેત્તા. પ્રશ્ન૦ ૨
હિરણ્યકશિપુ હાથે હણીઓ, નિર્ભયરૂપ નરસંઘ,
પ્રહ્લાદની પક્ષ કીધી પૂરણ, ધણી તણા તો એવા ઢંગ;
વાતોની ગતી ન્યારી રે, ચતુર વિચારો ચેતા. પ્રશ્ન૦ ૩
લાખા ગૃહમાં પાંડવ બળતાં, સૈયડો દેખાડે સહદેવ,
બાવન મણની શીલા ખસેડી, પાર હુવા પાંડવ તતખેવ;
નહીં લાખાગૃહ પાંડવ શીલા રે, અધ્યાત્મ જ્ઞાન જૂઓ ગીતા. પ્રશ્ન૦
સિંધુ બાંધી ને રામે રાવણ રોળ્યો, સેનાનો કર્યો સંહાર,
આવે જાવે દમે એકવી હજાર છસેં, તેનો કોણ સ્થંભાવી રાખનાર;
સિદ્ધાંત શોધો ધીરા રે, નહીં રામ રાવણ સીતા. પ્રશ્ન૦ ૫

પદ ૧૮ મું.

વાડો વાળી બેઠા રે, પોતાનો પંથ કરવાને;
નવા ખેલ ઉઠાવે રે, ઉપાય ઉદર ભરવાને. વાડો વાળી૦

અજાનો વાડો કુકડીનો વાડો,ગાયોનો વાડો વળિ ભેંસુંનો વાડો,
અબંધ સ્વારી બંધમાં નાવે, મુને વાત્રનો વાડો દેખાડો;
દીવસ ને દહાડો રે, અગમ ઠામ ઠરવાને. વાડો વાળી૦ ૨
રામાનંદી ને નીમાનંદી, વલ્લભ સેજાનંદ સમજાવે,
કબીર પંથી ને તારજ તુંબી, ભણી ભણીને ભૂલાવે;
ગુરુ થઈને ગાજે રે, પારકું ધન હરવાને. વાડો વાળી૦ ૩
પ્રીત કરીને પ્રેત પૂજાવે, પિત્તળ ને પાષાણ,
વૈસ્યસેવા ને કબર પૂજાવે, એમાં કોણ કરશે કલ્યાણ;
તીર્થ વ્રતે ડોલે રે, અફળાઈ મરવાને. વાડો વાળી૦ ૪
સિંહ રાયથી ડરે સૌ દુનિયા, સિંહને ડર નહીં કોનો સંબધ,
સોહમ્ શબ્દ સચ્ચિદાનંદ સ્વામી, એવો અખંડ આત્મા બ્રહ્મ;
ધીર શૂર વીરા રે, આત્મધ્યાન ધરવાને. વાડો વાળી૦ ૫

## પદ ૧૯ મું–રાગ કાફી.

ગુરુ વિના જ્ઞાની રે, તે તો નર અંધ ઠર્યો;
દીપક છે ઘટમાં રે, જો તે પર છાર ઠર્યો. ગુરવિના૦ ૧
ભેખ લીધો પણ ભેદ ન પાયો, મનમાં મેલ ભર્યો,
માળા તિલકનો પાખંડ રચીને, ફોકટ ફેરો ફર્યો;
ગાયો ગળ્યો સ્વાદ રે, ભોજન ભક્ત ઠર્યો. ગુરવિના૦ ૨
પૂજા કરે તેની પુઠ ન મૂકે, આવર્ણમાં આવર્યો;
પરનારીસું પ્રીત કરીને, આપે અધમ ઠર્યો;
નિંદા કરીને રે, ઘટ કુંભ પૂરણ ભર્યો. ગુરવિના૦ ૩
સદ્ ગુરની સેવા તજીને, દુષ્ટનો સંગ કર્યો,
મોક્ષ અમૃત પાન તજીને, વિષય રસમાં ભર્યો;
ભમે ને ભટકે રે, પાષાણરૂપ આપે ઠર્યો. ગુરવિના૦ ૪
મારું મારું કરી માયા ન મેલે, દામ લેખન કરે,
અજાણ્યું અણચિંતવ્યું આવશે, તેનો ભય ન ગણે;
લાલ કહે લુંટાણો રે, બળાપો ખરા ચંતથી કરે. ગુરવિના૦ ૫

## પદ ૨૦ મું.

ફૂલ્યો શું ફરે છે રે, ભૂલ્યો ભવ કૂપમાં પડ્યો;
મનુષ્ય દેહ રૂપી રે, ખોયો મણિ હાથે ચડ્યો. ફૂલ્યો૦ ૧

ડાહ્યો થઈ દુનિયામાં ફરે છે, તેણે શું સર્યું તારું કાજ,
તેં ન જાણ્યું જે જાવું પલકમાં, કેમ કરી રહેશે લાજ;
ડહાપણ તારું જાણ્યું રે, જ્યારે જમ હાથે ચઢ્યો. ફૂલ્યો૦ ૨
વાંકી મૂછપર વાટ જ ઉડી, નરકની વાટે સંચર્યો,
મિથ્યા જનુનીને ભારે મારી, અલ્યા જન્મ ધર્યો ન ધર્યો;
માટે જોને જાગી રે, અવસર આવી અડ્યો. ફૂલ્યો૦ ૩
શું થયું જો સંપત્તિ ઘણી મળી, મળ્યાં મોટાં ઘરબાર,
નિશ્ચિત થઇને હરિ નવ ભજ્યા, ધિક પડ્યો અવતાર;
ધિક તારું જીવ્યું રે, હરિએ તને શાને ઘડ્યો. ફૂલ્યો૦ ૪
મનમાં લે શિખામણ મારી, મમતા મૂક પરી,
કર સ્મરણ સરજનહારનું, જનમ સફળ લે કરી;
દાસ ધીરો કહે છે રે, સૌથી તું સરસ નીવડ્યો. ફૂલ્યો૦ ૫

### પદ ૨૧ મું.

જેને રામ રાખે રે, તેને કુણ મારી શકે;
અવર નહિ દેખું રે, બીજો કોઈ પ્રભુ પેખે. જેને૦ ૧
ચાહે અમીરને ભીખ મગાવે, ને રંકને કરે રે રાય,
સ્થલને સ્થાનકે જલ ચલાવે, જલ સ્થાનક સ્થલ થાય;
તરણાનો તો મેરુ રે, મેરનું તરણું કરી દાખવે. જેને૦ ૨
લીંભાડાથી બળતાં રાખ્યાં, મંઝારીનાં બાળ,
ટિટોડીનાં ઈંડાં ઉગાર્યાં, એવા છો રાજન રખવાળ;
અંત વેળા આવો રે, પ્રભુ તમે તેની તકે. જેને૦ ૩
બાણ તાણીને ઉભો પારધિ, સીંચાણો કરે રે તકાવ,
પારધિને તો પગે ડશિયો, સીંચાણા શીર નહિ ઘાવ:
બાજ પડ્યો હેઠો રે, પંખી ઉડી ગયાં સુખે. જેને૦ ૪
ગજ કાતરણિ લેઇને બેઠા, હરજી તો દીન દયાળ,
વધે ઘટે તેને કરે બરાબર, સૌની લે સંભાળ;
ધણી તો ધીરાનો રે, હરિ તો મારો હૈડે હેકે. જેને૦ ૫

### પદ ૨૨ મું.

ભરપૂર વિશ્વ ભાસે રે, બ્રહ્મજ્ઞાની કયમ ભટકે;
અનુભવ અજવાળું રે, આત્મા દૃષ્ટિ કેમ અટકે. ભરપૂર૦ ૧

સ્થાવર જંગમ ને સચરાચર, પશુ પંખી જંતુ જીવ,
પોતે કરતા પોતે હરતા, સબ ઘટ દેખ્યા શીવ;
ભ્રમણા તો ભાંગી રે, અકલ લ્હે લાગી લટકે. ભરપૂર૦ ૨
મા મેડકિયે મણિધર માર્યો, સમુદ્ર પી ગયો મીન,
અજાએ આભને ઉદરમાં રાખ્યું, એમ ધણી પ્રજાને આધીન;
ખગે બાજ ઝડપ્યો રે, શ્વાન ભયથી સિંહ સટકે. ભરપૂર૦ ૩
નાવ ઉપર નીર ચઢી ચાલ્યું, જેમ ચરુપર ચઢીઓ ચૂલ,
અશ્વાર ઉપર તુરંગ ચઢીઓ, એ તો ભારે ભૂલવણીની ભૂલ;
કાયરે ક્રોધ કીધો રે, જોદ્ધાને ઝાલીને પટકે. ભરપૂર૦ ૪
ધણીના ધાર્યા વિના વસ્તુ ઘડાણી, જેમ કાદવે ઘડ્યો રે કુંભાર,
કીડી કુંજરને નૃત્ય કરાવે, એમ સોનાએ ઘડ્યો રે સોનાર;
ચિત્ત ચોટી ધીરા રે, ચઢ્યો તે રંગ કેમ છૂટકે. ભરપૂર૦ ૫

પદ ૨૩ મું.

હીરાની પરિક્ષા રે, ઝવેરી હોય તે જાણે;
મૂરખ મનમાં મોટા રે, અજાણે ઉતારણ આણે. હીરાની૦ ૧
મગ મરી બરોબર મૂરખ જાણે, ગોળ ખાંડ એક ઘાટ,
પુષ્પની વાસના પત્ર ન જાણે, એવો જગત ભગતનો ઠાઠ;
સો વાર સમજાવું રે, પતીજ તોય નવ આણે. હીરાની૦ ૨
મૂરખ હાથે હીરલો લાધ્યો, તે છાણ સાથે વેચાય,
કોઈ ઝવેરી મળ્યો તેણે ઝડપીને લીધો, તો તેની કિંમત થાય;
ગુણ ગાયે જનવર વાડી રે, પૂરણ પરમાણે. હીરાની૦ ૩
ભગત થયા પણ ભેદ ન જાણ્યો, કરે તરવાનો ઉપાય,
તન જોગી મન કંચન કામની, એવે તરણે કેમ ઉતરાય;
ઘર ધંધાની ઘાણી રે, તેમાં તેલિયા તાણે. હીરાની૦ ૪
જાગ જગન જપ તપ ને તીરથ, તેમાં સૌથી મોટો સત્સંગ,
સુકી ડાળ વેલ થઈ રસ પીલે, તોય અંકુરો રહ્યો બાળ ભોરંગ;
ધીરા શોધ હીરો રે, રટ રાત દિવસ વહાણે. હીરાની૦ ૫

પદ ૨૪ મું-રાગ સારંગ.

મન શીંકળી ગર, હરદમનાં હથીઆરાં સારણે ચઢાવીએ;
આછાં ઉતારી, મસકલો મેલાવી મેલ વડાવીએ. ટેક.

કાયા કટાર લાડિલે લુવારે ઘડ્યો, મીનાકારી કામ મોતી ચૂરે જડ્યો;
તેના ઉપર અતિશે દાઢ ચડ્યો. મન શીંકળી ગર૦ ૧
તન ત્રાડીયાં કરીને સજ, શા માટે રાખો છો રે અસજ;
બનાવે લોઢું થાશે ધજ. મન શીંકળી ગર૦ ૨
હો કસબી કસબ કરે સારો, ફરી ફરી નહીં આવો આવો વારો;
હું કહ્યો માનને અમારો. મન શીંકળી ગર૦ ૩
અલ્યા અજાણ્યા ભયે રાખે કાનો, તારી મહેનત આપશે નાથ દીનો;
આ કટાર તો છે ખુદાનો. મન શીંકળી ગર૦ ૪
જળાબોળ જ્યારે થાશે, ગુરુ ગમથી જળહળ દેખાશે;
કહે ધીરો ધણીને ભેટી જાશે. મન શીંકળી ગર૦ ૫

પદ ૨૫ મું.

મન મહારાજા, મનુશા પદ પામ્યા, પણ માંહેથી શું મળ્યું;
અભિમાન અહંકાર, મદ મોહ મત્સર મમતા તનથી ના ટળ્યું. ટેક૦
મનુશાપદ પામ્યા મોટું તારું, હરિચરણે ચિત્ત નવ ચોંટયું;
તેં તો ખરેખરું કીધું ખોટું. મન મહારાજા૦ ૧
તમે ચતુરાઇએ ચાલો છો, તમે મૂરખ થઇને મહાલો છો;
ઘેલા ઘરમાં ખોટ ઘાલો છો. મન મહારાજા૦ ૨
ભાઈ રાત દિવસ મારું તારું, કીધું સો મણ તેલે અંધારું;
સુખ માને શા ઇચ્છા સારું. મન મહારાજા૦ ૩
વટેમારગુ મારગમાં ચાલે, કોઈ ચાલ્યા કોઇ પંથે પાળે;
કોઇક હળવા હળવા તો હાલે. મન મહારાજા૦ ૪
નીરમે થઇ ભજ નારણ નારણ, ત્રિભુવન નાથ તરણ તારણ;
કહે ધીર ધરો ધણીની ધારણ. મન મહારાજા૦ ૫

પદ ૨૬ મું.

ચંચલ મન ચોર ચાર ઘડીનાં ચાંદરણામાં ચેતો;
ક્ષણ ભંગ શરીર, આકળ ઉદક ઉડી જાશે એ તો. ટેક.
તુજ બુદ્ધિને કેમ ભરમાવે, હેતે હરિ સમરણ કરીએ દાવે;
ફરી ફરી આ અવસર નહીં આવે. ચંચલ મન૦ ૨
જલ બુદબુદા લેજો જાણી, પલળે જેમ કાગળ ને પાણી;
તન અર્ક તૂરની એંધાણી. ચંચલ મન૦ ૩

જૂઓ રાવણ જરાસંધ જેવા, કંઈ ઉડી ગયા એવા એવા;
કંઈ માન્યું નહીં પા ઘડી રહેવા. ચંચલ મન૦ ૪
દાસ ધીરા હરિ ભજ ટુંકો, તમે ચતુર થઈને કેમ ચૂકો;
બળતામાંથી કાંઈ બૂકો. ચંચલ મન૦ ૫

## પદ ૨૭ મું.

મન મૂઢ ગમાર, મારો મર્ણનો તારે માથે મોટો છે;
કરો અંતર વિચાર, હરિના નામ વિના ખેલ સઘળો ખોટો છે. ટેક.
દ્રવ્ય દારા દિકરા પિતા માતા, કુટુંબ સહોદર ભગિની ભ્રાતા;
અતકાળે કરે કોણ તારી સહાયતા. મન૦ ૧
સાચી વસ્તુને જૂઠી કરી જાણો છો, તમે મિથ્યા સુખને માણો છો;
મારું મારું કરી તરીલાં તાણો છો. મન૦ ૨
અડધી ઉમ્મર તો નિદ્રામાં ગઈ, અડધી ઉમર મારું મારું કરતાં વહી,
એક ઘડી પ્રભુની વેઠ નવ થઈ. મન૦ ૩
ઊંટ મર્કટગંધર્વ હતો જ્યારે, મહા દુઃખ કષ્ટ વેઠતો હતો ત્યારે;
મનુષ્યા દેહ દીધી તને કિર્તારે. મન૦ ૪
પ્રેમ પ્રીતે હરી ગુણ ગાજે, તમે સદ્‌ગુરુની સંગત સહાજે;
દાસ ધીરા ધણીને મારગ ધાજે. મન૦ ૫

## પદ ૨૮ મું.

ગરડગફ ગયા, પહોંત્યાંનાં પરમાણું કોઈએ મોકલ્યાં નહી;
કોને ખબર નથી, ક્યાંથી આવ્યા, હવડાં ક્યાં રહેશો જઈ. ટેક૦
કાળ કે ચરા મહિપતિ મહાપતી, શૂરાપૂરા કંઈ સાધ્ય સતા;
કોટિ હિ ઉપાયે રહેવાય નહીં કોની વતી. ગરડગફ૦ ૧
માથે મરણનો માર મોટો છે, જોરાવર જમની ચોટો છે;
ખરું જાણો છો પણ ખેલ ખોટો છે. ગરડગફ૦ ૨
કંઈ ત્યાગીને કંઇ વૈરાગી, સંન્યાસી સ્વામી મુવા ભીખ માગી;
ત્રૈલોકયમાં તૃષ્ણા કોઈની નવ ભાગી. ગરડગફ૦ ૩
કંઈ ગયા ને કંઈ વહી જાશે, કંઈ ગુણવંતા ગોથાં ખાશે;
હવે શું થયું ને શું થાશે. ગરડગફ૦ ૪
એક લાખ એંશી હજાર પીર પળ્યા, નવ લાખ ચોર્યાશી સિદ્ધ વળ્યા;
અઠયાસી સહસ્ર ઋષિ ધરણી ઢળ્યા. ગરડગફ૦ ૫

જીવની જાત કોઈ નવ જાણે, આપ આપણે અનુમાન માણે;
મરતાં સૂધી તરીલાં તાણે. ગરડગફ૦ ૬
આદિ અંત ડાળ મૂળ કોઈ લહેતુ નથી, જેણે છાંયા ધરી તે કોઈ રહેતું નથી;
કહે ધીરા સાચું કોઈ કહેતું નથી. ગરડગફ૦ ૭

## પદ ૨૯ મું.

જ્ઞાની ધ્યાની ગયા, તેના જુગમાં જશ રહ્યા, પણ શોધ્યા નથી જડતા;
ડાહ્યા ચતુર સુજાણ, દેવ દાનવ માનવ, મારું મારું કરી ગયા રડતા. ટેક૦
તમે ડાહ્યા છો તો મુને દેખાડો, તમે શ્રોતા જન શોધી કાઢો;
પડ્યાં પત્ર તે પાછાં ડાળે ચોટાડો. જ્ઞાનીધ્યાની૦ ૧
એક લુણના પુતળી જળમાં પધરાવે, બ્રહ્માદિક તેને બોલાવે;
કહો ભાઈઓ તે પાછી ક્યાંથી આવે. જ્ઞાની ધ્યાની૦ ૨
એક સરિતા સિંધુમાં જાશે, તેનાં જુજવાં ઉદક તે કેમ થાશે;
આતમા અનુભવ વડે ઓળખાશે. જ્ઞાની ધ્યાની૦ ૩
પોતે પુણ્ય કરે તે પોતે પામે, પોતે ભક્તિ કરે પોતાનો જશ જામે;
નીર જઈ ઢળે નીચ ઠામે. જ્ઞાની ધ્યાની૦ ૪
જેવાં બીઆં તેવાં બીઆં બંધાયે, વડનો વડ આંબાનો આંબો થાયે;
ધીરા કહે બીજે બીજ ચાલ્યું જાયે. જ્ઞાની ધ્યાની૦ ૫

## પદ ૩૦ મું—રાગ ગરબો.

ભક્તિ પદ ભારે રે, મુક્તિ સદ્ગુરુ પાસે;
જગત્ સ્વપ્ન સુષુપ્તિ રે, તુરી પદ ઉલ્લાસે. ૧
બ્રહ્મા વિષ્ણુને વેધી રે, શંકર ઘરથી સંચરી;
ખેચરી ભૂચરી અગોચરી રે, ઉન્મુનિએ જઈ ઠરી. ૨
ઈંગલા પિંગલા રહી અળગી રે, વળગી સુષુમ્ણા વરતી;
મહી તરવેણી ગંગા રે, જમુના સરસ્વતી. ૩
શૂન્ય શિખર ઉપર રે, અખંડ અંતરજામી;
ભમર બગલાની રીખે રે, બીરાજે બહુ નામી. ૪
ઉચું જોતા આકાશમાં રે, હસ્તે હેઠે બેઠા;
રોમ રોમ રમી રહ્યા રે, ચરાચર મેં દીઠા. ૫
પરણ્યા પિયુની વારતા રે, પીઅરીએ કેમ કહીએ;
પિઉ મળ્યાનું પારખું રે, લોચનીએ લહીએ. ૬

### પદ ૩૨ મું–રાગ ધોળ.

એક સખી હેડે હરખીને ચાલ્યાં, અગમ્ય પુરી મોઝાર રે;
સોહંગ આવે ને ઓહંગ જાયે, શોભિતા શત શણગાર રે.
સુણુ સખી રે ત્યાં દીઠા મીઠા, સંગે સાહેલી શણગાર રે;
ઉન્મુનિ ઘેર અજર ઝરે અમીરસ, વરસે છે અપાર રે.
થઈ ગઈ સાજ સમાધી વાધી, ધ્રૂન અનહદ નાદ રે;
વક્ર નાળ સૂધાં ધીર મરજીવા, લે છે ત્યાં સ્વાદ રે.

### પદ ૩૨ મું.

ભાગી ગઈ ભવ બેડીઓ, ઉઘાડ્યાં ભ્રમ ભોવનનાં તાળાં રે;
તીમર ટળ્યાં ગુરુ અંજન જળહળ, ભાળ્યાં ભડ અજવાળાં રે.
ચંદ્ર સૂરજનાં ઘર પાછળ, ઝગમગ જ્યોતિઓ ઝળકે રે;
ત્રિકુટિ આસનપર બેઠા તેડી, છે ઉલટાં ઉદાન સળકે રે.
ઝણુ પડે વાજે ઝાલરી, ઘુઘરી નાદમાં ધમકે રે;
વિના અર્ક અજવાળાં, ગગન વિના વિદ્યોત ચળકે રે.
વસુધા વિના સરિતા વહે, સિંધુ વિના જળ જોય રે;
વાજિત્ર વિના થાયે નાદ ને, મહા જન જાણે છે કોય રે.
હરિ વિના ઠામ ઠાલો નહીં ને, જપે અજપા જાપ રે;
બહાર ભીંતર રમી રહ્યા, અમર અખંડ અપાર રે.
મુગો તે ગાળો ઘાલી ગાય, કેને એ સંવાદ કહેવાય રે;
દાસનો દાસ ધીરો સદ્ગુરુ ગમથી, એ ગુણુ ગરવા ગાય રે.

---

# રણછોડ ભક્ત.

કપડવણજ તાબે તોરણાનો વાણિયો-સંવત્ ૧૮૬૦, ઇ૦ સ૦ ૧૮૦૪ માં હૈયાત હતો.

## રણછોડજીનો ગરબો.

છોગાળા છબીલા છેલ, રણછોડ રંગીલા રે;
હરી બોડાણા ઉપર મેહેર, છો મોરલીવાળા. રણછોડ૦ ૧
અકળ કળા અલબેલા તારી, પાર ન પામે શેષ રે;
વેદ વિચારી વિસ્મે પામ્યા, સમજાયો નહીં લેશ. રણછોડ૦ ૨
મહા મોટપ મહારાજ તમારી, મુખથી કેમ કહેવાય રે;
સમુદ્રમાંથી ચાંચ ભરે જેમ, પંખીની તૃષા જાય. રણછોડ૦ ૩
મંદ ગતિ મહારાજ મહારી, મલીન મારું મન રે;
ચરણે રાખો શ્યામળીઆ મને, જાણીતમારો જન. રણછોડ૦ ૪
દ્વારકાનાવાસી મહા રાય, રણછોડ તમારું નામ રે;
ઘણી દયા ગુજરાત ઉપર કરી, આવ્યા ડાકોર ગામ. રણછોડ૦ ૫
બોડાણાની ભક્તિ ભાવી, ભૂધરજી ભલી તમને રે;
અઢળક ઢળિયા ધરણીધર, દુર્લભ છો અગમ નિગમને. રણછોડ૦ ૬
ધન્ય બોડાણા ધીરજ તારી, ધન્ય ધન્ય તારી માત રે;
પાતળિયે પોતાનો કીધો, હેતે લીધા હાથ. રણછોડ૦ ૭
સિત્તેર વર્ષ સેવા કરી, શ્યામળિયો સમજાવાય રે;
ડાકોરથી તો દ્વારકા માંહે, વર્ષે બે ત્રણ ફેરા ખાય. રણછોડ૦ ૮
કરમાં તુલસી વાવીને જઈ, ચતુર્ભુજને ચઢાવી રે;
પ્રભુજી તો પ્રસન્ન થયા ને, દીલમાં દયા આવી. રણછોડ૦ ૯
અલબેલો બોલ્યા એમ મુખથી, બોડાણાની સાથરે;
એકાંતે આવીને કહ્યું તે, કોઇએ ન જાણે વાત. રણછોડ૦ ૧૦
ઘણા દિવસ તેં મારે કાજે, મહા મોટું કષ્ટ કીધું રે;
વપુ તારું વૃદ્ધ થયું તે, જોઈ મારું મન બીધું. રણછોડ૦ ૧૧

તે માટે હું તારી સાથે, આવું તારે ગામ રે;
તારે ચરણે નથી ચલાતું, તે માટે તજવું ધામ. રણછોડ૦ ૧૨
કહ્યું મારું માની કાલે, જા તું ડાકોર ગામ રે;
ડામણું લાવ તુ વ ત ન ફરે, મનમાં રાખી હામ. રણછોડ૦ ૧૩
બોડાણો કહે બાપજી હુ, ડામણું ક્યાંથી લાવું રે.
મારે ઘેર તો નથી મહારાજ, કેમ કરીને આવું. રણછોડ૦ ૧૪
મોહનજી કહે માંગી લાવો, જેવી તેવી વેહેલ રે;
જાત જોયાનું કામ નથી, બે જોડી લાવો બેલ. રણછોડ૦ ૧૫
બોડાણાને વચન જ આપી, વિદાય કીધો વળતી રે;
વનમાળી કહે તારે માટે, વાત આવી છે મળતી. રણછોડ૦ ૧૬
વારુ કહીને વિઠ્ઠલજીને, ચરણે પડ્યો કર જોડ રે;
લજ્જા મારી લટકાળા તમો, રાખજો જે રણછોડ. રણછોડ૦ ૧૭
અતિ આતુરતા અગમાં તેના, આવ્યો ડાકોર ગામ;
પાડોશી પ્રત્યે કહી માંગ્યું, તમ સરખું છે કામ. રણછોડ૦ ૧૮
ઉપકાર માનું તમતણો જો, આપો બળદ ને વેહેલરે;
જાવું દ્વારકામાં છેલ્લો ફેરો, ત્રિકમજીની ટેલ. રણછોડ૦ ૧૯
પુરવાસી પાડોશી કહે ભાઈ, જેવી તેવી મળશે રે;
જેમ તેમ કરીને જોડી જાઓ, ભાગ્ય તમારું ફળશે. રણછોડ૦ ૨૦
એવું સાંભળીને ઉઠયો પોતે, વારુ કહી વેહેલ જોડી રે;
વેલા કરતા વનમાલીના, મંદિર પાછળ છોડી. રણછોડ૦ ૨૧
ગુગળી સહુકો હસવા લાગ્યા, કૌતુક સરખી વાત રે;
બોડાણો તો આણે આવ્યો, લેઈ જવાને નાથ. રણછોડ૦ ૨૨
વેહેલ ને બે બળદ જોતાં, હસ્યા મુખ મચકોડી રે;
ત્રિભુવનમાં નહિ મળે ભાઈ, આવી બેલની જોડી. રણછોડ૦ ૨૩
બોડાણો કહે હસો ભાઈઓ, હસવા સરખી વાત રે;
ઈશ્વર ઇચ્છા કોઈ ન જાણે, કેવું થશે પ્રભાત. રણછોડ૦ ૨૪
સંધ્યા થઈ ને શયન કરાવ્યું, રણછોડને રંગ ભેર રે;
અડધી રાતે ઉઠયા પોતે, પ્રીતમ કરીને પ્રેર. રણછોડ૦ ૨૫
તાળાં તોડ્યાં ભુગળ ભાંગી, આવ્યા મંદિર બહાર રે;
બોડાણાની પાસ આવી, પ્રેમે કર્યો પોકાર. રણછોડ૦ ૨૬

જાગ જાગ તું ઝટપટ કરીને, વિઠ્ઠલ કહે વેલ જોડ રે;
બોડાણો ઝબકીને જાગ્યો, દીઠા શ્રીરણછોડ. રણછોડ૦ ૨૭
ગદ્ ગદ્ કંઠે ગળગળું બોલે, થરથર ધ્રૂજે અંગ રે;
ગોવિંદજી હવે ગત શી થાશે, તમો રાખજો રંગ. રણછોડ૦ ૨૮
બળદ પુંછ મરડી મારું પણ, ચાલે નહિ લગાર રે;
પ્રાત સમે તો પકડશે મુને, મારશે બહુ વિધ માર. રણછોડ૦ ૨૯
જગજીવન કહે જેમ તેમ કરીને, ઝાંપા સૂધી કહાડ રે;
હાંકીશ પછી હું હેત કરીને, માનીશ તારો પાડ. રણછોડ૦ ૩૦
જેમ તેમ કરતાં ઝાંપા સૂધી, પાછલી રાતે પહોંતા રે;
રાશ પરોણો પોતે લીધો, બોડાણો માંહે સૂતા. રણછોડ૦ ૩૧
વેગે વેહેલ ઉડાડી પોતે, અંત્રીક્ષથી અલબેલે રે;
ઉમરેઠ ને ડાકોરની વચ્ચે, લાવીને તો મેલે. રણછોડ૦ ૩૨
બોડાણાને કહે જગજીવન, જાગી જોને વાટ રે;
પ્રાત થયો ઉઠ આળસ મેલી, જો આવ્યો કંઇ ઘાટ. રણછોડ૦ ૩૩
આંખ ઉઘાડી ઉંચુ જોયું, બોડાણો તેણી વાર રે;
શ્યામળિયા સીમાડો મારા, ગામતણો નિરધાર. રણછોડ૦ ૩૪
અલબેલો ઉતરિયો હેઠે, લિંબ તળે લટકાળો રે;
વિશ્રામ કીધો વાલાજીએ, ચંભીને થાક ટાળ્યો. રણછોડ૦ ૩૫
લિંબડાનું લટકાળા તમે, એક ડાળ કીધું મીઠું રે;
કર અડકાડી કડવાસ કાઢી, તે સર્વ દૃષ્ટે દીઠું. રણછોડ૦ ૩૬
પાતળીએ ત્યાં પગલાં પાડ્યાં, પોતાના સાક્ષાત્ રે;
અદ્યાપિ એંધાણી તેની, સર્વે જાણે વાત. રણછોડ૦ ૩૭
એમ કહી અલબેલો આવ્યા, ઢડબડ ડાકોર ગામ રે;
બોડાણા પ્રત્યે એમજ બોલ્યા, મને રહેવાનો કર ઠામ. રણછોડ૦ ૩૮
ધરણીધર કહે ધામ તજ્યું મેં, તે સૌ કોઈયે જાણ્યું રે;
મંદિરમાં મુજને નહીં દેખે, જ્યારે વહાણે વાણું. રણછોડ૦ ૩૯
ધસમસ ધસમસ ધાઈ આવશે, ગુગળીઓ ધરવાળા રે.
શ્યામળીઓ કહે મુજને સંતાડી, તું ઝાલી બેસને માળા. રણછોડ૦ ૪૦
ગોમતિમાં ગોવિંદજી પેઠા, વાવમાં વનમાળી રે;
ગાળો દેતા ગુગળી આવ્યા, થોડે દિવસે ચાલી. રણછોડ૦ ૪૧

બોડાણાને બાંધી લાવો, ગુગળી એમ બોલ્યા રે;
બોડાણો ગોરસ લેઈ મળવા, ગયા સહુના પહેલા. રણછોડ૦ ૪૨
આવતામાં આંખ ચઢાવી, ગુગળીએ વિકાળ રે;
ચોર તું કેમ ચોરી લાવ્યો, ભૂધરજી ભૂપાળ. રણછોડ૦ ૪૩
બોલ બોલ કહી બરછી મારી, મૂર્છાગત તે પામો રે;
અંગીકાર કરી અલબેલે, કુંપમાં દીસે ખાડો. રણછોડ૦ ૪૪
ગોમતિમાં રધિર થયું તે, જાહેર જુગ મોઝાર રે;
એ એંધાણે અલબેલોજી, શોધી કહાડ્યા નીર બહાર. રણછોડ૦ ૪૫
એ વચને ત્યાંથી બલવંત બોલ્યા, હું હવે નહીં આવું રે;
મુજ બરાબર સોનું લઇને, કરો તમે મન ભાવ્યું. રણછોડ૦ ૪૬
લાલચમાં લપટાયા સર્વે, લોભમાં લેવાયા રે;
સરકાર સર્વે પંચ મળીને, તાંસ તીરે લાવ્યા. રણછોડ૦ ૪૭
સામા સામું લખ્યું લઇને, બોડાણો એમ બોલ્યો રે,
એકાંતે અલબેલા સાથે, પ્રીતે પડદો ખોલ્યો. રણછોડ૦ ૪૮
મહારાજ મુજ પાસે નથી, વાલ કેરી વિંટી રે;
સોનું જોઇએ શ્યામ બરોબર, ચિત્તમાં ચિંતા પેઠી. રણછોડ૦ ૪૯
ગોવિંદજી કહે ઘેર જઇને, ગંગાબાઇને પૂછો રે;
સવા વાલની વાળી છે તે, લાવો કાં તમે ધ્રુજો. રણછોડ૦ ૫૦
ઘેર આવીને ગંગાબાઇને, વાત કહી વિસ્તારી રે;
વાળી લેઇ વનમાળી તેડે, ગોવિંદની ગત ન્યારી. રણછોડ૦ ૫૧
તરત લેઇને તીરે આવ્યા, વાળી રાખી પાસ રે;
લજ્જા રાખજો લટકાળા હું, ચરણકમળની દાસ. રણછોડ૦ ૫૨
વડની ડાળે ત્રાજું બાંધી, ત્રિકમજીને તોળ્યા રે;
વાળી નમી ને વાલમ ડસ્યા, તવ જે જે સહુકો બોલ્યા. રણછોડ૦ ૫૩
ઝાંખા થઇને જગજીવનને, ગુગળી ગાળો દે છે રે;
કાળા તુજમાં કપટ ભર્યું છે, જૂઠું ઘણેરું રહે છે. રણછોડ૦ ૫૪
બાળપણે તેં મામો માર્યો, મથુરા નગરી ગાંય રે;
આજ લગી અમને અથડાવ્યા, હવે જઈએ ક્યાંય. રણછોડ૦ ૫૫
પ્રભુ કહે પાછા ફરો જાઓ, દ્વારકા મોઝાર રે;
સ્વરૂપ મારું સેવંત્રીમાં છે, તે કહાડજો બહાર. રણછોડ૦ ૫૬

નિરાશ થઈ નિસાસો મૂકી, ગુગળી ઘેર પધાર્યા રે;
સેવંત્રીમાં જઈને જોયું, પ્રભુ ત્યાં તો સધાર્યા. રણછોડ૦ ૫૭
સંવત્ બાર ને બારમાં પ્રભુ, બાકી કશી ન રાખી રે;
દયા કરી ડાકોરમાં આવ્યા, તે સર્વે પૂરે સાખી. રણછોડ૦ ૫૮
વરસ પાંચસે ઓગણોતેર સૂધી, અલબેલે એમ કીધુ રે;
ત્યાં લગી તો ગોમતી તીરે, સહુને દર્શન દીધું. રણછોડ૦ ૫૯
અભેસંગ એક રાજા આવ્યો, મારવાડથી મોટો રે;
પીલાજીસું પ્રપચ કીધો, મનમાં મેલ છે ખોટો. રણછોડ૦ ૬૦
તેણે મન માન્યું મોહનજીનું, મંદિર તો આદરવું રે;
જગજીવનને જોગ મેળવવો, પરમેશ્વરનુ કરવું. રણછોડ૦ ૬૧
કારજ કીધુ જાણી વજીર, રતનસિંગને તેડે રે;
મોહનજીનુ મંદિર મોટુ, કર તુ દિવસ થોડે. રણછોડ૦ ૬૨
મદિર કરીને મહારાજાને, પધરાવ્યા ત્યાં પ્રીતે રે;
સવત અત્તર એકાશીમાં, રગીલો રગ રીતે. રણછોડ૦ ૬૩
માણેકઠારીએ મેળો કીધો, મોહનને મન ભાવે રે;
વૈષ્ણવ વાજીત્ર લેઈ સર્વે, સંઘ સમાજે આવે. રણછોડ૦ ૬૪
મોટુ માહાત્મ્ય જાણીને જન, સર્વે દર્શને આવે રે;
ભેટ સામગ્રી શણગાર સારા, શ્યામળીઆને લાવે. રણછોડ૦ ૬૫
મેળો મહા ભારત થયો તે, મદિરમાં ન માય રે;
જગજીવનને જોવાને તો, જંન તણા જીવ જાય. રણછોડ૦ ૬૬
ત્યારે મહારાજે મનસુબો કીધો, મદિર મોટું કીજે રે;
ઉંચે આંસને અમો બેશીને, દર્શન સહુને દીજે. રણછોડ૦ ૬૭
ત્રાંબેકરને તરત કહ્યું તે, ક્ષણું ન લાગી વાર રે;
ડાકોર મધ્યે દોડી આવ્યો, પુનાનો રહેનાર. રણછોડ૦ ૬૮
આવીને અલબેલા કેરું, આરંભ્યું મંદિર રે;
સલાટ સારા શોધી કહે છે, વેગે કરજો વીર. રણછોડ૦ ૬૯
કામ કરતાં કસર ન કરશો, પૈસા પૂરા પાડુ રે;
ધજ તો ધરણીધરનું, સર્વે શ્વાન સુરતક ગાડું. રણછોડ૦ ૭૦
પાયામાં તો પથ્થર પૂર્યા, શીસું ઢોળ્યું સાર રે;
મોહનજીનું મંદિર કીધુ, શોભાનો નહિ પાર. રણછોડ૦ ૭૧

મહારાજશ્રીનું મંદિર ત્યાં તો, ત્રીજે વરસે તૈયાર રે;
પ્રભુજીને પધરાવા તણો, કીધો છે નિરધાર. રણછોડ૦ ૭૨
સર્વ મળીને સ્વામળીઆની, પાસે આવ્યા પ્રીતે રે;
મુહૂર્ત જોવા મોટા જોશી, તેડાવ્યા રંગ રીતે. રણછોડ૦ ૭૩
મુહૂર્ત જોઈને જોશી કહે છે, મંદિરમાં પધરાવો રે;
મોટું મુહૂર્ત આજ દહાડો, ફરી ન આવે આવો. રણછોડ૦ ૭૪
અલબેલાજીને ઉંચકે પણ, ખસે નહિ તલ માત્ર રે;
વિચારી સહુ વિસ્મય પામ્યા, ગળિયાં સહુનાં ગાત્ર. રણછોડ૦ ૭૫
શું થાશે સ્વામળિયા મોટું, મંદિર મિથ્યા થાશે રે;
ત્રાંબેકર કહે ટેક રાખજો, લજ્જા મારી જાશે. રણછોડ૦ ૭૬
પુણ્યદાન બહુ પેરે કીધાં, પાતળિયો પધરાવા રે;
તોયે પણ મોહન ના માને, મોટે મંદિર જાવા. રણછોડ૦ ૭૭
સાજ પડી ને સહુ કોઈ થાક્યા, કાંઈ ન સૂઝે વાત રે;
અલબેલાને એ ગમ્યું કહી, હેઠા પડિયા હાથ. રણછોડ૦ ૭૮
પ્રભુએ પ્રેર્યો પુરવાસી, કોઈ બોલ્યો એવી વાત રે;
જગજીવનને જોઈએ ભાઈઓ, બોડાણાની જાત. રણછોડ૦ ૭૯
તેના કુળમાં કોઈ હોય તો, અલબેલો ઉઠે રે;
ખોળ કરીને ખબર મંગાવો, તો ત્રિકમજી ત્રૂઠે. રણછોડ૦ ૮૦
શોધ કરીને શોધી કાઢ્યો, કુલ મધ્યે તો કોઈ રે;
જોતામાં જગજીવન કેરું, મન રહ્યું છે મોહી. રણછોડ૦ ૮૧
અલબેલાને અંગે અડક્યા, સંગે સઘળો સાથ રે;
અંતરિક્ષ ઉઠ્યા અલબેલો, તે કોઈ ન જાણે વાત. રણછોડ૦ ૮૨
પ્રીત કરી પાતળિયો લઈને, મોટે મંદિર ચાલ્યા રે;
સિંહાસન ઉપર સ્વામળિયો, હરજી હેતે માલ્યા. રણછોડ૦ ૮૩
સંવત અઢાર અઠ્યાશીએ, પ્રીત કરી પધાર્યા રે;
સહુને સુખ આપ્યું સ્વામળિયે, અંગે રંગ વધાર્યા. રણછોડ૦ ૮૪
બોડાણાનું બીરદજ ગાવા, વંશ બોડાણાનો વહાલે રે;
ત્રાંબેકર તેને તેડીને, સરપાવ સારો આલે. રણછોડ૦ ૮૫
ડાકોર કીધું દ્વારકાં તે, ત્રિકમજી તતકાલ રે;
લવ લવ મારી લેખે ગણજો, તમો પિતા હું બાળ. રણછોડ૦ ૮૬

સિંહાસનની શોભા સારી, આરસનું મહિ કામ;
મધ્યે મોહન તમે બહાર જોજો, જોના સરખું ધામ. રણછોડ૦ ૮૭
ચરણકમલનું ચિંતવન કરતાં, ચિંતા ચિત્ત ઓલાય રે;
નેપુર ઝાંઝર ઘુઘરીઓ, અલબેલા લેવું જલાય. રણછોડ૦ ૮૮
પીતાંબર પીળું છે તેની, કસબની છે કોર રે;
જડિત કંદોરો જોડે શોભે, ઘુઘરીનો ઘન ઘોર. રણછોડ૦ ૮૯
કસબી વાઘો કનક સરિખો, પટકો પીળો શોભે રે;
લેહેર કબતની છેડા ઉપર, અલબેલાને ઓપે. રણછોડ૦ ૯૦
ચારે હાથે ચતુર્ભુજને, કડાં ચુનીઓવાળાં રે;
સાંકળી સગે સારી શોભે, બાજુબંધ નખરાળાં. રણછોડ૦ ૯૧
આગળીએ અગુઠી ઉજ્જ્વલ, વેઢ અને વળિ વીંટી રે;
પોચી સાંકળી પાતળિયાને, મુખમાં મોરલી મીઠી. રણછોડ૦ ૯૨
મોતીમાળા ત્રણ તેવડી, અલબેલાને ઓપે રે;
મોહનમાળા મોતી મોહે, ચરણે જઇને ચોંપે. રણછોડ૦ ૯૩
સોનાની સાંકળીઓ દોરા, દુગદુગીઓ માંહે ઝળકે રે;
શંખ ગદા પદ્મ ને ચક્ર, ચારે હાથે ચળકે. રણછોડ૦ ૯૪
ગળુબંધ ગળામાં સોહિયે, કાને કુંડળ મોતી રે;
જડાવનું તિલક જદુવીરને, અખંડ જ્યોત ઉદ્યોતી. રણછોડ૦ ૯૫
મુગટ મનોહર મહારાજાનો, જુગમાં ન મળે જોડો રે;
મધ્યે ચુનીઓ ચળકે ઝાઝી, કલકીનો તોરો. રણછોડ૦ ૯૬
અદ્ભુત રૂપ અકળમાં નાવે, એક રસના શું ભાખું રે;
અપાર એનો પાર નથી હું, કેમ કરીને ઝાંખું. રણછોડ૦ ૯૭
જેને જેવો જોઇએ તેને, તેવો છે અલબેલો રે;
ગવાય તેમ ગુણ ગાજો એના, રજો મૂળગો મેલો. રણછોડ૦ ૯૮
ધન્ય બોડાણા ધીરજ તારી, બળવંતને તેં બાંધ્યો રે;
જોગી મુનિને જે છે દુર્લભ, તે પ્રભુ તુજને લાધ્યો. રણછોડ૦ ૯૯
કાસરમાં ઠીક નિકળિયો, અગણામાં પ્રીતે રે;
દુનિયામાં તેં ડંકો કીધો, ડાકોર રહે રંગ રીતે. રણછોડ૦ ૧૦૦
ચાર જુગમાં જાણ થયો તું, બોડાણો બલિહારી રે;
તન મન ધન તેં ત્રિકમ ઉપર, સર્વે નાખ્યું વારી. રણછોડ ૧૦૧

અલબેલાને અરજ અમારી, એકાંતે તમે કહેજો રે;
અવગુણનો તો આંક નથી, તમે શ્યામળિયાજી સહેજો. રણછોડ૦ ૧૦૨
જો મોહન મનમાં આણો તો, જુગમાં ન મળે જોડ રે;
ત્રાહિ ત્રાહિ શરણાગત રાખો, રંગીલા રણછોડ. રણછોડ૦ ૧૦૩
જે જે અવગુણ જોશો તો, પ્રભુ મુજમાં ભર્યા ભરપૂર રે;
આળ કરો તો ઉડી જાઉં, જેમ આકડાનું તૂર. રણછોડ૦ ૧૦૪
શ્યામળિયા તમો સામું જુઓ, સ્નેહ ધરીને શ્યામ રે;
મને કેરવી મોહનજી મારું, સેજે થાયે કામ. રણછોડ૦ ૧૦૫
ચરણકમલમાં ચિત્તડું મારું, તાણીને તમો રાખો રે;
પ્રણી થઇ ગિરિધારી મુજને, તરછોડી ના નાખો. રણછોડ૦ ૧૦૬
બેઉ કર જોડી ચરણે લાગું, સો સો કરુ સલામ રે;
રણછોડને તમે રાખો રસિયા, ખાના જાન ગુલામ. રણછોડ૦ ૧૦૭
રાય રણછોડનો ગરબો જે કોઈ, ગાશે પૂરણ પ્રીતે રે;
તે ઉપર રીઝે રંગીલો, રસબસ થઈ રંગ રીતે. રણછોડ૦ ૧૦૮
સહુ મળીને સાંભળજો, હું કહું છું વારવાર રે;
ભૂલ્યું ચૂક્યું માફ કરજો, કર્તા છે કિર્તાર. રણછોડ૦ ૧૦૯
સંવત્ અઢારસેં અગણોત્તેરે, આઠમ આસો માસ રે;
કૃષ્ણ પક્ષ ને રવિ વારે, ગુણ ગાય છે રણછોડદાસ. રણછોડ૦ ૧૧૦

## છુટક પદો.

### પદ ૧ લું–રાગ વસંત.

કુને કુને ગુલાલ નાંખ્યો રે, મારી આંખલડીમાં ખટકે. કુને કુને૦ ૧
આ શાં લક્ષણ લોકનાં રે, જીવડો મારો ભટકે. કુને કુને૦ ૨
કુમકુમ કેસર ઘોળ્યાં ને રોળ્યાં, મોળીડાને મટકે. કુને કુને૦ ૩
વ્યાકુળ થઇ વળગી વહાલાને, પીતાંબરને પટકે. કુને કુને૦ ૪
રણછોડના સ્વામી સુંદર વર, લાલજી તમારે લટકે. કુને કુને૦ ૫

### પદ ૨ જું.

લોકડીઆં દેખે છે લાલ, આંખોમાં ભર્યો ગુલાલ;
સુખડાંની ખાશો ગાળ, આ તે શું કર્યું. લોકડીઆં૦ ૧

માથાની મટુકી ફૂટી, ગોરસ મારું લીધું લૂંટી;
હવે તો હું હારી જૂઠી, મહિ કયાંથી ભરં. લોકડીઆં૦ ૨
હૈયેથી વછૂટ્યો હાર, મોતીડાંનો તૂટ્યો તાર;
આવડો શો હતો ખાર, ભરણુ ભયુ. લોકડીઆં૦ ૩
પન કારીના મનના મોડ, પૂરણુ પ્રીતે પહોંત્યાં કોડ;
કર જોડીને કહે રણછોડ, કારજ સિધ્યું. લોકડીઆં૦ ૪

પદ ૩ જું–રાગ કેદારો.

આવો મારા લાલ ગુલાલીઆ રે ઠાકોર, કેશરે રંગ રસ ભીના રે;
જે કોઈ તમને પ્રેમે બોલાવે, તે તમારે મન તેના રે. આવો૦ ૧
ચાંપી ચોપીને રંગ ભેર ગોળી, કેની સગે રમીવા હોળી રે;
જુવતી જુથ સહુ ચાલી આવે, કોણુ ભામિની મળી ભોળી રે. આવો૦ ૨
સવારે વસત તમારે વહાલા, તમો રે વસતના વાંકા રે;
ગૌ ગોપી ગોવાળાની મંડળી, ઉડાવન અબીલ ગુલાલ બાંકા રે. આવો૦ ૩
એ સુખ જોઈ મારા હૈડામાં હરખું, દર્શન દેજો દહાડી રે;
રણછોડ પ્રેમ સખી પીવા પ્રીતમ, આંખો થઈ મારી ટાઢી રે. આવો૦ ૪

પદ ૪ થું–રાગ ગરબી–થાળ.

આજ સપરમો દહાડલો, મારા વહાલા રે;
હું તો હરિ ભુધ જોવા જાઉં, કહાન છોગાળા રે. ૧
જળહળ તેજે દીવડે, મારા વહાલા રે;
હરિ મુખ નિરખી રાજી થાઉં, કહાન છોગાળા રે. ૨
સરસ પાથરણાં પાથરું, મારા વહાલા રે;
કાંઇ મોહન બેસો માંહે, હરિ છોગાળા રે: ૩
પેર પેરનાં પકવાન કરાવું, મારા વહાલા રે;
કાંઇ ત્રિકમ તારે કાજ, કહાન છોગાળા રે. ૪
શીરો કર્યો સાકર ભેળી, મારા વહાલા રે;
જમાડું જમણે હાથ, કહાન છોગાળા રે. ૫
લવિંગ સોપારી એલચી, મારા વહાલ, રે;
આ બીડી લ્યો બાસક પાન, કહાન છોગાળા રે. ૬
રણછોડ પ્રભુ પાતળા, મારા વહાલા રે;
મેં તો તમ સામું નવ જોવાય, કહાન છોગાળા રે. ૭

પદ ૫ મું–રાગ પ્રભાત.

તારે મારે પ્રીત બંધાણી, કોણ ચોઘડીએ કહાના;
આજ હરજી મોંઘા થાય છે, કાલે રમતા નહાના. તારે૦ ૧
વહાલો સપના મધ્યે ઘણું સાંભરે ને, જાગતાં નજરે દીઠા;
ભોજન કરવા ભેળાં બેઠાં, લાગે અમરીતપેં અતિ મીઠા. તારે૦ ૨
વાલો ખડકીએ જોઊં તો અડકીને ઉભો, બારીએ જોઉ તો બેઠો;
શેરીએ જોઊં તો સન્મુખ આવે, આવી હૃદે કમળમાં પેઠો. તારે૦ ૩
અરે તારી આંખલડીના ઉલાળા, કહીં સબળા લાગે સારા;
ક્ષણું એક ઉભલા નવ રહો, નટવર નંદલાલા. તારે૦ ૪
વાલો કેશર કેરાં તિલક બનાવે, મુખ ઉપર જાઉ વારી;
રણછોડના સ્વામી અંતરજામી, હું છું દાસી તમારી. તારે૦ ૫

પદ ૬ ઠું.

તમને આરાધું અન્નદેવ, પ્રથમ કરું તમારી સેવ. ટેક.
સવા પહોરે સૂતાં ઉઠે, બકોર કરતાં બાળ;
માતા પાસે ખાવા માગે, પ્રથમ પ્રાતઃકાળ. તમને૦ ૧
પહોર દહાડામાં આવી મળે તો, કાયા કરે કલ્લોલ;
માણસ થાય છે મરવા જેવું, ઘડી થાય જો સોળ. તમને૦ ૨
વાત કરતાં વઢી પડે છે, ભણતાં જાય છે ભૂલી;
આંખડિએ અધારાં આવે, કાયા થઈ જાય લૂલી. તમને૦ ૩
પંદર દિને એકાદશી આવે, વ્રતનણો મહિમાય;
રાત પડે ને સ્વપનું લાગે, વહાણું ક્યારે વાય. તમને૦ ૪
બળિયામાં જે બળિયો કહાવે, જે છે સઉથી બળિયો;
તે જો પામે ત્રીજે પહોરે, ધૂળ થઈને ઢળિયો. તમને૦ ૫
તેંત્રિશ કોટી દેવ મળીને, સહુ તમને પૂજે;
કહે રણછોડ અન્નદેવ મળે તો, સર્વે વાતો સૂજે. તમને૦ ૬

# ધનદાસ.

—૦૦૦૦૦—

૧૭ મા શૈકાનો કવિ; (સંવત્ ૧૭૮૩ માં હૈયાત હતો એમ જણાય છે.) ઘણું કરીને ધન્ધુકાનો રહીશ. એની બનાવેલી ભક્તગીતા પણ છે.

—૦૦૦૦—

## અર્જુનગીતા.

### સરસ્વતી છંદની ચાલ.

શ્રીગુરુ પ્રતાપે ગાઈએ, કિરપા તે સાધુ જન;
પરિબ્રહ્મ મારો આતમા, મારૂ મન તે અર્જુન.
અર્જુન સુણો ગીતા સાર, પાંડવ માનજો નિર્ધાર. ટેક.
અર્જુને એમ જ પૂછિયું, સાંભળો વૈકુંઠ રાય;
એક સાર ગીતા કહો મને, નિજ ભક્તનો મહિમાય. અર્જુન૦ ૧
ત્યારે શ્રીહરિ એમ ઓચર્યા, અર્જુન ધરજો મંન;
એ સાર ગીતા સાંભળે, અવતાર તેનો ધન્ય. અર્જુન૦ ૨
ચૌદ લોક તે વશ માહરે, બ્રહ્માંડ કેરો ભાર;
પણ ધન્ય મારા દાસને, રાખે હૃદય મોઝાર. અર્જુન૦ ૩
જલ મધ્યે જે છે પદ્મ, તેને સ્પર્શે નહીં લગાર;
તે ચિહ્ન મારા ભક્તનું, વળગે ન વિષય વિકાર. અર્જુન૦ ૪
સંસારસું સરસો રહે, ને મંન મારી પાસ;
સસારમાં લેપાય નહિ, તે જાણ મારો દાસ. અર્જુન૦ ૫
મુજ ભક્ત તે મુજને ભજે, હૈયે હોય હેત હંમેશ;
તો ભક્ત તેને જાણિયે, જે ધરે ન કોઈનો દ્વેષ. અર્જુન૦ ૬
કર માંહી તુળસી કર્ણે તુલસી, કંઠ તુલસીહાર;
બહુ તિલક છાપાં શોભિતાં, મુજ ભક્તનો શણગાર. અર્જુન૦ ૭
મારા સાધુને જાણે નહીં, પાખંડ પૂજે લોક;
જે દંભ આડંબર કરે, તે જાણું સર્વે ફોક. અર્જુન૦ ૮
ઉત્તમ વર્ણ થઈ નહિ ભજે, ચાંડાલ કહિએ તેહ;
ચાંડાલ થઈ મુજને ભજે, તે જાણ મારી દેહ. અર્જુન૦ ૯

સુજ ભક્ત કેરે કારણે, અવતાર લીધા દશ;
હું નિરંજન ને નિરાકૃતિ, મને ભકતે કીધો વશ. અર્જુન૦ ૧૦
વળી દેવ કેરે કારણે, ગયો વસમે વંન;
રાવણ મારી ને રાજ્ય આપ્યું, વિભીષણ રાજંન. અર્જુન૦ ૧૧
દુર્વાસા ઋષિયે દુખિયો, સુજ આતમા અંબરીખ;
ભય ચક્ર મેલી છેદિયો, મેં ભલી લગાડી શીખ. અર્જુન૦ ૧૨
બલિરાયને મેં બાંધિયો, દેવોની કીધી સાર;
પાતાલ આપ્યું રાયને, ત્યાં હું રહ્યો છડીદાર. અર્જુન૦ ૧૩
ગોકુલ વિષે હું અવતર્યો, શિર પીંછ ધરનો મોર;
ખાતો હું માખણ તસ્કરી, જુગમાં કહેવાયો ચોર. અર્જુન૦ ૧૪
મા જશોદાએ બાંધિયો, હું જોડી ઊભો હાથ;
હું દીન થયો તે દાસનો, ચૌદભુવનનો નાથ. અર્જુન૦ ૧૫
વળી ઇંદ્ર જ્યારે કોપિયો, ત્યારે કોઈએ ન આવ્યુ આડ;
ગોકુળ રાખ્યુ રેલતું, ગોપી લડાવ્યાં લાડ. અર્જુન૦ ૧૬
સોળસેં સ્ત્રીઓમાં હું રમ્યો, મારો કોઈ ન જાણે ભેદ;
મારા ભક્ત કેરે કારણે, મને કહે લંપટ વેદ. અર્જુન૦ ૧૭
વિરંચી વાછરુ હરી ગયો, તે ફરી ગયો જ અધર્મ;
હું નવાં નિપજાવી લાવિયો, મારો કોઈ ન જાણે મર્મ. અર્જુન૦ ૧૮
મામાને હું મળવા ગયો, ત્યાં મળી કુબજા નાર;
થોડાક ચંદન કારણે, મેં આપ્યું રૂપ અપાર. અર્જુન૦ ૧૯
વળી પ્રથમ પોળે પેસતાં, પરીયટે દીધી ગાળ,
મેં મારીને વસ્તર લીધા, સોહાવિયા ગોવાળ. અર્જુન૦ ૨૦
વળી ત્યાંથી આગળ ચાલતાં, માલણ લાવી હાર;
મેં અર્થ સાધ્યો એહનો, આપ્યા પદારથ ચાર. અર્જુન૦ ૨૧
વળી માર્ગમાં નાપિક મળ્યો, ને આપ્યું દર્પણ હાથ,
પૂર્યો મનોરથ તે તણા, મેં રાખ્યો મારી સાથ. અર્જુન૦ ૨૨
સમ્બન્ધી જનને જે હણે, ચાંડાલનો તે અંશ,
મારા ભક્ત કેરે કારણે, મેં માર્યો મામો કંસ. અર્જુન૦ ૨૩
મેં સુદામાને સંતોખિયો, કાંગના કણને કાજ;
સંપત્તિ આપી તેહને, નવનિદ્ધ સુદ્ધાં રાજ. અર્જુન૦ ૨૪

એક વાર વિદુર ઘેર જઈ, આરોગી ભાજી પાન;
મેં લાડ પાળ્યાં દાસનાં, રાજાનાં મોડ્યાં માન. અર્જુન૦ ૨૫
કૌરવનું કુળ સંહારિયું, મેં સાર્યો તારો અર્થ;
હું ચૌદ ભુવનનો રાજિયો, મેં હાંકયો તારો રથ. અર્જુન૦ ૨૬
એક વાર વનમાં હું ગયો, ત્યાં વન હતું ઘનઘોર;
મેં ભાવ જોયો ભીલડીનો, ખાધાં તે એઠાં બોર. અર્જુન૦ ૨૭
અમે ઘણા મળી ગોવાળિયા, રમતા ગયા મહા વંન;
બહુ ભાવ જોઈ ઋષિ નારનો, અમે જાચી લીધાં અન્ન. અર્જુન૦ ૨૮
પ્રહ્લાદ પિતુએ પરભવ્યો, મેં થંભ પૂર્યો વાસ;
તે દુષ્ટને વિદારિયો, ઉગારી લીધો દાસ. અર્જુન૦ ૨૯
વળી ધ્રુવને દુઃખ પમાડિયો, ને કાઢિયો વનવાસ;
તે બાળકે મને વશ કર્યો, ધન્ય ધન્ય મારો દાસ. અર્જુન૦ ૩૦
ચંદ્રહાસ ને, હરિચંદ્ર, રાજા ભક્ત મારા તેહ;
પડે વિપત્તિ પણ નહિ વિસરે, મૂજ મુકુટના મણિ એહ. અર્જુન૦ ૩૧
જ્યારે સુધન્વાને નાંખ્યો, તાતે તેલ બળતી ઝાળ;
મારા દાસને ઉગાર્યો, સંભારતાં તત્કાળ. અર્જુન૦ ૩૨
દ્રૌપદીનાં પટકુળ કાઢિયાં, હું પાસ નહિ તે કાલ;
મારા દાસને વેળા પડી, ત્યારે તુરત કરી સંભાળ. અર્જુન૦ ૩૩
પાંચાલીને જ્યાં પરભવી, પાસે હતા પચ વીર;
મારા દાસને મેં પૂરિયાં, નવસેં નવાણું ચીર. અર્જુન૦ ૩૪
એક કોળીએ કૌતુક કીધું, ને લીધું મારું રૂપ;
રાજાની કન્યા પરભવી, પરદળ કોપ્યો ભૂપ. અર્જુન૦ ૩૫
મેં ત્યાં જઇને શું કર્યું, મારું તેજ મૂક્યું માંય;
પરદળનો પરાજય કર્યો, મારું બિરદ પાળ્યું ત્યાંય. અર્જુન૦ ૩૬
અજામેલ મહા પાતકી, મામિકી ગુણિકા જેહ;
જે સ્મર્ણ કરતાં માહરું, વૈકુંઠ પામ્યાં તેહ. અર્જુન૦ ૩૭
ગજરાજને ગ્રાહે ગ્રહ્યો, ત્યાં લીધું મારું નામ;
ત્યાં એક કરતાં બેઉનાં, અર્જુન સીધ્યાં કામ. અર્જુન૦ ૩૮
હુંમાં ને મારા ભક્તમાં, અંતર ન હોય લગાર;
મુજ ભક્તને ઓળખે નહીં, તે ભૂલી ભમે સંસાર. અર્જુન૦ ૩૯

મારા ભક્ત સુખી તો હું સુખી, દુઃખી તો દુઃખી હું જાણુ;
મારા ભક્તને કોઈ પરભવે, તો મને લાગે બાણ. અર્જુન૦ ૪૦
છે સ્વર્ગ મૃત્યુ પાતાલમાં, જલથલ મહીં મૂજ વાસ;
સુણ ઈંદ્રસુત તુજને કહું, હું થકી અદકો દાસ. અર્જુન૦ ૪૧
હું જોગે યજ્ઞે નહિ મળું, નહિ તપ તીરથ કે દાન;
અર્જુન મહિમા જાણજો, મારું ભક્તિથી છે ગ્નાન. અર્જુન૦ ૪૨
હું ભક્તની સંગે ફરું, મને ભક્તનો આધાર;
અર્જુન મહિમા જાણજો, કહેતાં ન આવે પાર. અર્જુન૦ ૪૩
હરિભક્ત મહિમા સુણી અર્જુન, પામ્યો હરખ અપાર;
મૂર્છિત થઈ અવની પડ્યો, નેત્ર વહે જલધાર. અર્જુન૦ ૪૪
આ ગીતાને જે અનુભવે, જે ગાય નર ને નાર;
અર્જુન એવું જાણજો, તે પામે પદ નિરધાર. અર્જુન૦ ૪૫
એ ભક્ત મહિમા માહરો, કોણે કહ્યો નવ જાય;
જેનું ભાગ્ય હોય તે અનુભવે, ધનદાસ ગીતા ગાય. અર્જુન૦ ૪૬

# રામકૃષ્ણ.

## શૃંગારનાં પદો.

### પદ ૧ લું-રાગ ગોડી.

આ જોને અલબેલી, આ જોને અલબેલી, કહાનજીને કરતી હાંકલી રે હાંકલી. આ જો.
હસીને હરિએ તેડી પાસ, કાલું કાલું બોલીને કરતી હાસ્ય. આ જો૦ ૧
પ્રીતે પૂરી મનની હાઉ, રખે બોલતી દેખે બલ દાઉ. આ જો૦ ૨
રામકૃષ્ણ કહે જાઓ છો ગેહ, અવસરે મળશું આપણ બેહ. આ જો૦ ૩

### પદ ૨ જું.

સખી આજ મારે કહાનજી આવ્યા ઘેર, તેની શોભા કહીએ શી પેર. સખી૦ ૧
નાના સરખા નટવર વેપ, શિર સોહે ખીટલીઆ કેશ. સખી૦ ૨
નાના સરખા નંદકુમાર, કંઠડે ધરી આવ્યા મોતન માળ. સખી૦ ૩
અતિશે આનંદ ઉલટયો અંગ, રામકૃષ્ણ પ્રભુ રાખો રંગ. સખી૦ ૪

### પદ ૩ જું.

મારા નાથજીને ભુવન પધરાવો, મારી સહીઅર સહુ આદરે આવો. મારા૦ ૧
સુવા ચંદન અગર સુરંગ, લેપન કરજો કહાનુડાને અંગ. મારા૦ ૨
આપો રે આસન આણી સાં સાર, હરિને કંઠે આરોપો નવલે. હાર. મારા૦ ૩
નાના ભોગ સમર્પો ધરી ભાવ, વળી વળી દુર્લભ આવ્યો દાવ. મારા૦ ૪
રામકૃષ્ણ પ્રભુ રસિક રાય, રમતાં શોભે સહીઅર માંય. મારા૦ ૫

### પદ ૪ થું.

આનંદ ઓચ્છવ સજની, આજ મારે, આનંદ ઓચ્છવ સજની;
જતન કરતાં જોગ મળ્યો રે, કહાનજીસું રમવા રજની. આજ૦ ૧
નવરંગ પહેરું ચીરને ચોળી, નવસત ભૂપણ સારું;
શ્યામળિયાની સન્મુખ રહેવા, હૈડું હીસે મારું. આજ૦ ૨
વળી વળી એ સુખ દુર્લભ, બાઈ રે અબળા કેરી દેહ;
રામકૃષ્ણ પ્રભુ નવલ છબીલો, રસબસ કરશું નેહ. આજ૦ ૩

### પદ ૫ મું.

આજ અતિ દુર્લભ કીધું, મારા વહાલા, આજ અતિ દુર્લભ કીધું;
ઘણે ઘણે દહાડે ઘેર પધાર્યા, દુર્લભ દર્શન દીધું. મારા૦ ૧

એ આનંદ રસ તમથી થાયે, અન્ય નથી સમર્થ કોઈ;
મોહન મુખનાં મરકલડાં રે, નીરખી નીરખી મોહી. મારા૦ ૨
વૃન્દાવનમાં કરી રે વાયદો, વારું રે પેરે વળજો;
રામકૃષ્ણ પ્રભુ લાજ તજીને, હેતે મુજને મળજો. મારા૦ ૩

પદ ૬ ઠ્ઠું.

શ્યામળીઓ એ આવે, મારી સજની, શ્યામળીઓ એ આવે;
શેરડીએથી જોને સુંદર વર, લટકો સારો લગાવે. મારી૦ ૧
પ્રીતે પૂરો ને રીતે રૂડો, રસિયામાં અતિ રસિયો;
અતિ મીઠો રે નંદનો કુંવર, મરકલડે મન વસિયો. મારી૦ ૨
મલપંતો રે મુજ મંદિર આવી, મારગ જોતાં મહાવો;
રામકૃષ્ણ પ્રભુ પ્રેમે રે પામી, સ્નેહી સુંદર વર આવો. મારી૦ ૩

પદ ૭ મું.

ગૌ ચારીને આવે વ્હાલો, ચો બાજૂ જોતો;
સહિયર કેરો સાથ તેને, જોવા રે જાતો. ગૌ૦ ૧
નાટારંગ કરે સામસામા, શ્યામતણા સાથી;
છેલ છબીલો શોભે વચમાં, છાઉડલો હાથી. ગૌ૦ ૨
આવો રે અવસર કહાં જડે, ને અલબેલડો રે આવો;
રામકૃષ્ણ પ્રભુને પૂજીને, પુષ્પે વધાવો. ગૌ૦ ૩

પદ ૮ મું.

આરતડી કીજે રે આપણ, વહાલાની સારી;
તન મન ધન ત્રિકમજી ઉપર, નાખું રે વારી. આરતડી૦ ૧
કનક થાળમાં દીવડા તે, જળહળ જળહળે;
મોહનજીનું મુખડું જોતાં, મનડું રે ચળે. આરતડી૦ ૨
વાજીંત્ર વાજે અતિ ઘણાં, ને શંખ શબ્દ થાએ;
રામકૃષ્ણ પ્રભુ નીરખતાં, ભવનાં દુઃખ જાએ. આરતડી૦ ૩

પદ ૯ મું.

મારી શેરડીએ તુંને જોવા રહી છું, જાતાં રે વળતાં;
કોડતણાં કામકલાં હુ તો, મૂકું છું ટળતાં. મારી૦ ૧
મોલીડાનો લટકો ચટકો, ચિત્તતણો હેરું;
નેહ વલુંધી નવલ છબીલા, તુંને નવ હેરું. મારી૦ ૨

आठ पहोर ए धख वलुधी, धंधो रे भूली;
रामकृष्ण प्रभु रंगे तारे, हीँडूं छूं फूली. मारी० ३

## पद १० मुं.

आ जोने अलबेलडो, शुं सारुं भावे;
गौ चारी गोवाळासुं रे, व्रज मध्ये आवे. आ० १
मोर मुकुट माथे बन्यो, काने कुंडळ हलके;
पीताम्बरनी पलवटडी, कर कंकण खलके. आ० २
उर वनमाला लटकती, अति रूडी लागे;
रामकृष्ण प्रभु पेखतां, भवनां दुःख भागे. आ० ३

## पद ११ मुं.

वृन्दावनथी व्हालो मारो, आवे गौ चारी;
मोतीडे वधावे मानुनी, मोही रही व्रजनारी. वृन्दा० १
वैजयंति वनमाला शी छे, सुंदर उर सारी दीसे;
पीताम्बरनी पलवटडीए, हैडुं अति हीसे. वृन्दा० २
मुखे मधुरी मन भावती, वांसलडी वागे;
रामकृष्ण प्रभु पातळा रे, अति व्हाला लागे. वृन्दा० ३

## पद १२ मुं.

दर्शनमां शुं जाए छे, जीवणजी कहीए;
मानुनी सुं भीडडा रे, मोंघा नव थइए. दर्शन० १
तन मन रूपज आपियुं, नहि कोने काजे;
ते निश्चे करी जाणजो, भाग्य अमारुं आजे. दर्शन० २
अमो साथे आडा फर्ये, नहीं सारा दीसो;
रामकृष्ण रस भोगी अति, तेने सौ प्रीछो. दर्शन० ३

## पद १३ मुं–राग गरबी.

आवोने मागुं छुं मान रे, छोगाळा छेला रे.
एवुं ते शुं अभिमान रे, छोगाळा छेला रे.
गोकुल घेर घेर जाओछो रे, छो० ते शुं रे मोंघा थाओछो रे; छो० १
अमे शुं लीधुं तमारुं रे, छो० वचन न राखो मारुं रे; छो० २
वांका अने विपरीत रे, छो० प्रीछोछो कांई प्रीत रे; छो० ३

મોહ્યાં તમારે તાને રે, છો૦ અમો થયાં રાને પાને રે; છો૦ ૪
મળો નાથ હૃદયામાં અડો રે, છો૦ પ્રભુ રામકૃષ્ણ વળતા હીડો રે; છો૦ ૫

### પદ ૧૪ મું.

ઘોને વચન સલુણા રે, સુભાગી શ્યામ રે.
ક્યારે મલશું કહાના રે, સુભાગી શ્યામ રે.
તમો ચાલ્યા ગૌ ઘેરી રે, સુ૦ અમને જુઆને ફેરી રે; સુ૦ ૧
અમારા રે તે દિન કેમ જાશે રે, સુ૦ તમારે તો આનંદ થાશે રે; સુ૦ ૨
મારી રે ગૌતમ સાથે રે, સુ૦ સોંપીને આપી છે હાથે રે; સુ૦ ૩
તેને હાથ ફેરવજો શ્યામ રે, સુ૦ મારું તે લેજો નામ રે; સુ૦ ૪
તેને અંગર સુઆણુજો સારા રે, સુ૦ હુ રે દઇશ હુંકારા રે; સુ૦ ૫
ઉલટ ધરજો અંગ રે, સુ૦ રહેશે રામકૃષ્ણ પ્રભુ રંગ રે; સુ૦ ૬

### પદ ૧૫ મું.

જાતે છો અતિ રસિયા રે, જગજીવન કહાના રે.
તમો મારે મન વસિયા રે, જગજીવન કહાના રે.
વાંસલડી સુંદર વાહિ રે, જ૦ અમે ત્યાં અધવચમાં ધાઇ રે; જ૦ ૧
વૃન્દા તે વનમાં આવી રે, જ૦ વહાલાને મન ભાવી રે; જ૦ ૨
હું બેઠી સખી પૂંઠે રે, જ૦ તમો જોયું આડી દૃષ્ટે રે; જ૦ ૩
હું ભણી હેર્યું છાને રે, જ૦ તે હું સમજી સાને રે; જ૦ ૪
હુ છું ઘેલીને કાલી રે, જ૦ પ્રભુ રામકૃષ્ણને વહાલી રે; જ૦ ૫

### પદ ૧૬ મું-રાગ ગોડી.

આજ અતિ આનંદ રે સજની, રમીએ રમીએ વહાલાજી શું રજની;
ગૌતમ નાહાવલો રે પામી, અબલા આરત ભવની વામી. ૧
લટકો લાલનો રે લહીએ, તેની શોભા શી શી કહીએ;
નંદજીનો નાનો રે છે નટવર, વહાલો સુંદરમાં છે સુંદર. ૨
ઘરનો ધંધો સર્વસ્વ છાંડી, ક્ષણુંએ દૃષ્ટ ન કરી આડી;
રામકૃષ્ણ રસ બહુ રેડે, પ્રભુ મારો પાસે રે તેડે. ૩

### પદ ૧૭ મું.

મીઠડો મોહન રે મહાવા, તમો કેમ વહાલા છોજી આવા;
સહિયર સહુએ રે સુભાગી, ચિત્ત ચિત્ત રહે છે રે ચરણે લાગી. ૧

જે દિન નવ દેખું નેણે, તે દુઃખ કહ્યું નવ જાએ વેણે;
અમ સંગ આવો રે રમવા, સાંઇકુ દીજે વિરહ દુઃખ શમવા. ૨
પુંઠળ પુંઠળ રે ફરીએ, નિત નિત નેણે નેડો ધરીએ;
રામકૃષ્ણ રસ બહુ લઇએ, નાથશું નેડા નીર વહીએ. ૩

પદ ૧૮ મું.

આજ હું તો હરખી રે સજની, કહાનજીશું રંગે રમીઆં રજની;
તે સુખ શ્યામસું ભાવે, કાંઇ કહેતાં પાર ન આવે. ૧
વહાલોજી તે નટવર વેષે, સોહે ખિટલીઆળે કેશે;
મોલીડાનો રે મચંકો જોતાં, ને કાને કુંડળ અતિ સોહતાં. ૨
હું પણ રૂપે રે છું રૂડી, હાથે હેમ તણી છે ચૂડી;
રામકૃષ્ણ રસમાં રે નમતાં, રજની વીતિ રંગે રમતાં. ૩

પદ ૧૯ મું.

આવે વહાલો લટકંતો ગોપાલ;
સાંજ સમે સુરભિ લઈ આગળ, દીનાનાથ દયાલ. આવે૦ ૧
મોર મુકુટ મકરાકૃત કુંડલ, નીલવટ તિલક રસાલ;
પલવટડી રે પીતામ્બર કેરી, ઉર વૈજયંતિ માલ. આવે૦ ૨
જય જયકાર કરે સુર નર મુનિવર, ગુણ ગાએ ગોવાળ;
રામકૃષ્ણ રસ દિન દિન ચઢતો, દીનાનાથ દયાળ. આવે૦ ૩

પદ ૨૦ મું.

મારો વહાલોજી તે વાયે વાંસલડી;
ઘરમાંથી હું હર્ષે દોડું, પ્રેમે વીંધી મારી પાંસલડી. મારો૦ ૧
મણિમય કુંડલ ને વનમાલા, મોર મુકુટ દીસે દૂરથકી;
પાવલીએ ઘુઘરડી ઘમકે, પ્રેમે ઉલટે પૂર થકી. મારો૦ ૨
ગૌ ગોવાળે વિંટ્યો વહાલો, સોંપે સાર દીસે સહી;
રામકૃષ્ણ પ્રભુનું મુખ જોતાં, સુખની સીમાનો પાર નહીં. મારો૦ ૩

પદ ૨૧ મું.

મારો વહાલોજી આવે તે ગૌચારી;
હર્ષ ભરી હું તો જોઉં આજની, છબી છે અતિ ન્યારી. મારો૦ ૧
આંખડી પાંખડીએ અમી રસ પીજી, મરકલડે કરે મનુહારી;
બીજનારીના જૂથ વચ્ચેથી, મુજ ભણી ભાળે મોરારી. મારો૦ ૨

હું આધીન થઈ હરિને હેતે, સુંદર વર અતિ સુખકારી;
રામકૃષ્ણ પ્રભુના ગુણ ઉપર, તન મન કીજે બલિહારી. મારો૦ ૩

## પદ ૨૨ મું–રાગ ગોડી.

આ જોની સાહેલી સુંદર, શ્યામળીઓ વર આવે રે;
કહાનજી દેખી કોડ ઘણેરું, મુને મહા રસ ઉપજાવે રે. આ જો૦ ૧
મોર પિચ્છનો મુકુટ મનોહર, કાને કુંડલ લહેકે રે;
ઉર વનમાલા પગ રેલતી, અંગે ચંદન બેહેકે રે. આ જો૦ ૨
બાંહુડીએ બાજુબંધ લટકે, પાયમાં ઘુઘરી વાગે રે;
રામકૃષ્ણ પ્રભુનું મુખ જોતાં, ભવનાં દુઃખડાં ભાગે રે. આ જો૦ ૩

## પદ ૨૩ મું.

પાતળિયો છે પ્રીતમ સજની, એ મુને મન ભાવે રે;
જુવતી જુથ વિષે લાડકડો, લડસડતો શો આવે રે. પાતળિયો૦ ૧
મુખે મીઠાં મરકલડાં કરતો, નેહે નયન નચાવે રે;
પાયે ઘુઘરડી ઘમકે, મધુરી શી વેણુ બજાવે રે. પાતળિયો૦ ૨
એ સાથે રંગે રમવાનું, કોડ ઘણું મુને થાયે રે;
રામકૃષ્ણ પ્રભુ હૃદયે લેતાં, ભવની ભાવટ જાયે રે. પાતળિયો૦ ૩

## પદ ૨૪ મું.

ગૌ ચારી ઘેર આવે મારો વહાલો, ગોવાળે પરવરિયો રે;
પુષ્પ પત્ર ગુંજ્જા ને ગેડી, મોર મુકુટ શિર ધરિયો રે. ગૌ૦ ૧
છુટી અલક ને તિલક ધાતુનું, ઉર વૈજયંતિ માળા રે;
પટ પીતામ્બર પાએ ઘુઘરી, કરતો આવે ચાળા રે. ગા૦ ૨
સુખ મધુરી વાંસલડી વાતો, લટકે મન્મથ લાજે રે;
રામકૃષ્ણ પ્રભુનું મુખ જોતાં, ભવનાં દુઃખડાં ભાજે રે. ગૌ૦ ૩

## પદ ૨૫ મું–રાગ ગોડી–રાગ બીજો.

તુંને સાંભરે સુંદીર તેહજ દહાડા, આપણ સહી સહુકો રમતાં;
કુર દહીનો કરી રે કરમલો, હેતે માંહે બેસી જમતાં. તુંને૦ ૧
એક સેજે સહુ મળી સુતાં, કાંઈ સુણતાં ને કાંઈ કહેતાં;
અતિ માયાએ મામ ન રહેતાં; કામ શ્યામને બહુ દેતાં. તુંને૦ ૨
નિત્ય નિત્ય નવલા રંગ જ કરતાં, નયને નેહ નવા ધારતાં;
કુમકુમ કેસર તેલ તંબોળે, રામકૃષ્ણ રસે રંગ ભરાતાં. તુંને૦ ૩

### પદ ૨૬ મું.

મારો નાથ નથી ગયો ગોકુલમાંથી, હરનિશ રહે છે અલિયરમાં;
ગોપીને મૂકી ગિરવરધર, નવ આસરો લેયે કદી. મારો૦ ૧
લીલા રૂપ લલિત લટકાળો એ, હરિ વસે છે વ્રજમાં વાસ;
અમારી આંખ આગળ છે ઉભો, પલક ન છોડે પ્રીતમ પાસ. મારો૦ ૨
જે જે આનંદ અમસું કીધા તે, નથી લક્ષ્મીને લક્ષમે અંશ;
રાત દિવસ આ વૃન્દાવનમાં, રામકૃષ્ણ પ્રભુ રાચે રંગ. મારો૦ ૩

### પદ ૨૭ મું.

મનમોહન આવે રે મોરલી વાતો, મોર મુગટ શિર સુંદર હો;
કુડલ કાન લહે મકરાકૃત, મરકલડામાં દર્પ જ હો. મન૦ ૧
ગળે ગુંજા વનમાળ વિચિત્રી, બાહુડીએ બાજુબંધ સોહે હો;
પલવટ પીતામ્બર ફરફરતી, લાલ લોબરી અગ સોહે હો. મન૦ ૨
ચાલ તણી ચતુરાઈ જોતાં, હાર્યાં હંસગન્ય નેટ હો;
રામકૃષ્ણ પ્રભુ રસિક શિરોમણી, દુઃખ ભાંજે થાતાં ભેટ હો. મન૦ ૩

### પદ ૨૮ મું–રાગ ગોડી–ચોતાલ.

વારુ વારુ રે વિઠ્ઠલ વારુ કીધું, દીન જાણીને દર્શન દીધું. વારુ૦ ૧
અમ ઘેર તમ વિણ કોણ એવું, સર્વ સોંપીને જેને સેવું. વારુ૦ ૨
તમે વડે તનતણા તાપ જાએ, કામિની કોણ નવ કીરતિ ગાએ. વારુ૦ ૪
અંગનાસું આપતા રંગ ચૂડા, રામકૃષ્ણ પ્રભુ રસિક વર રુડા. વારુ૦ ૫

### પદ ૨૯ મું.

જોઇએ જોઈ રે વિઠ્ઠલો વાળી વાળી, પહેરો પહેરો રે કુટડી પસલી;
કરો કરો દીવડા ઘૃત ગાળી, હાલો હાલો રે હાથમાં હેમ થાલી. જો૦
ગાઓ ગાઓ રે મંગળ મમ બાળી, હેડે હેડે રે નાથને દીવાળી;
નાચો નાચો રે રંગ ભર અંગ વાળી, રંગે રમો રે રામકૃષ્ણ સંગ તાળી. જો૦ ૨

### પદ ૩૦ મું.

કરો કરો રે આરતિ કહાનની સરખી, સહુ સખી તમો સ્યામ નીરખી. કરો૦ ૧
ભાવ ભેર દીવડા વાટ રુડી, જગાદગે કોહોણી લગી કનક ચૂડી. કરો૦ ૨
મુકુટ કુંડળ મણિમાલ દીસે, મોહન છબી જોઇને મન હીસે. કરો૦ ૩
હરિ મિત્ર વિચિત્ર વાજીત્ર વાયે, જે જે રે કાર કરી જશ ગાએ. કરો૦ ૪
ધન્ય ઘડીને એતો ધન દહાડો, રામકૃષ્ણ રૂપે વળ્યો આંક આડો. કરો૦ ૫

પદ ૩૧ મું–રાગ ગોડી.

આજ ઘણું હું આઈ, મારા વાલા રે; મોહન મળવાનું છે મન, છેલ છોગળા રે.
મુખ દીઠા વિના આનંદ, મારા વાલા રે; ઘણું તલપે મારું તંન. છેલ૦ ૧
દર્શન કરવા કારણ કહાન, મારા વાલા રે; હું તો આવી વાર બે ચાર. છેલ૦ ૨
કેમ બોલાવું કહાનને, મારા વાલા રે; દોહ્યલો છે લોકાચાર. છેલ૦ ૩
માણસ જોતાં મૂજને, મારા વાલા રે, મનમાં આવે લાજ. છેલ૦ ૪
રામકૃષ્ણ પ્રભુ ભેટતાં, મારા વાલા રે; આજ સર્યાં સર્વે કાજ. છેલ૦ ૫

પદ ૩૨ મું.

રાધાવર છો રસ ભર્યા, રઢીઆળા રે; ત્રિભુવન સુંદિર તન. છેલ૦ ૧
અવસર લાધ્યો એકલા, રઢીઆળા રે; મળવાનું છે મન. છેલ૦ ૨
વદન નીરખતાં વિઠ્ઠલા, રઢીઆળા રે; વહાલની છૂટે વેલ. છેલ૦ ૩
કો દિન આવ્યો કુંજમાં, રઢીઆળા રે; કીજે કૌતૂક કેલ. છેલ૦ ૪
જ્યાં તમે આવ્યા જીવન પ્રાણ, રઢીઆળા રે; કોટિ રત્ન બિરાજે કૂંજ. છેલ૦ ૬
અમને રંગ રમાડીએ, રઢીઆળા રે; પ્રભુ રામકૃષ્ણ રસ પૂંજ. છેલ૦ ૭

પદ ૩૩ મું.

મારા વાલા શું છે તમ કને, મારા વાલા રે; કામણગારા મોહન કાન. છેલ૦ ૧
મુખ દેખીને મહાલવું, મારા વાલા રે; માનુની મૂકે માન. છેલ૦ ૨
ક્ષણું ક્ષણું જુએ તમ ભણી, મારા વાલા રે; કરે મરકલડાં કોડ. છેલ૦ ૩
હર્ષ ધરે બહુ હૈડા વિષે, મારા વાલા રે; હીંડે મોડા મોડ. છેલ૦ ૪
કેટલીક તારુણી તરફડે, મારા વાલા રે; દર્શન કરવા કાજ. છેલ૦ ૫
રામકૃષ્ણ પ્રભુ એલતાં, મારા વાલા રે; ભાગે ભવની ભાજ. છેલ૦ ૬

પદ ૩૪ મું.

મરકલડે મન હરી લીધું, મારી બેની રે; શ્યામળીઆની વાત, સલુણી કેની રે
કુંજ ભુવનમાં કહાનજી, મારી બેની રે; શી પેર રમિયા રાત, સલુણી કેની રે
કહેછે કાનજીએ એમ કરી, મારી બેની રે; નૌતમ સુંદરીની પ્રીત, સલુણી કેની રે
સહિયર સહુ મોહી રહી, મારી બેની રે; શ્યામળીઆનાં કૃત, સલુણી કેની રે
હું સંભારી શ્યામળે, મારી બેની રે; સારા કરતી તાન, સલુણી કેની રે
રામકૃષ્ણ પ્રભુ સર્વમાં, મારી બેની રે; કાને કીધી સાન, સલુણી કેની રે

પદ ૩૫ મું.

મોહન અતિ મીઠડો, મૃગ નેણુડીઆ; દીઠડો જમુનાં તીર; મારી બેનડીઆ૦
મોર મુકુટ માથે બન્યો, મૃગ નેણુડીઆ; સુંદીર શ્યામ શરીર. મારી૦ ૧

મચકે એને મન હર્યું, મૃગ નેણુડીઓ; હું રહી એમની એમ. મારી० ૨
જાણું ઘેર જાવું નહિ, મૃગ નેણુડીઓ; પ્રીતમ સેવું પ્રેમ. મારી० ૩
સાન કરી મુને સ્યામળે, મૃગ નેણુડીઓ; હું છું તેની દાસ. મારી० ૪
રામકૃષ્ણ પ્રભુ રસ ભર્યો, મૃગ નેણુડીઓ; મુને મળવાની કીધી આશ. મારી० ૫

## પદ ૩૬ મું.

મારા વહાલા વરણાગિયા, મારા શ્યામળિયા; તમસું માન્યું મન; પ્રીતમ પાતળિયા.
સુતાં બેઠાં સ્યામજી, મારા० મુને હૃદય વસે નહિ અન્ય. પ્રીતમ० ૧
કામણ જે કાંઈ કર્યું, મારા० મરકલડામાં માવ. પ્રીતમ० ૨
મન મારું તુજસું રમે, મારા० તુજ ઉપર અતિ ભાવ. પ્રીતમ० ૩
જો મારું મનડું હર્યું, મારા० તો કરની કાંઈ પેર. પ્રીતમ० ૪
રામકૃષ્ણ પ્રભુ રસ ભર્યો, મારા० આ અવસર આવની ઘેર. પ્રીતમ० ૫

## પદ ૩૭ મું.

વાતલડી કરો મનની વહાલા, આનંદ ઉપજે અંગે રે;
ડહાપણ છાંડી મીટ જ માંડો, આપણ રમીએ રંગે રે. વાત० ૧
જે દહાડાના નયને નિરખ્યા, પરખ્યા પૂરણ રસીઆ રે;
રૂપ રંગને ગુણ ચતુરાઇ, એ આવીને ઉર વસીઆ રે. વાત० ૨
જ્યાં જોઉં ને જ્યારે જોઉં, ત્યાં ત્યાં દેખું સ્યામ રે;
રામકૃષ્ણ પ્રભુ રૂપ મનોહર, આંખના છો વિશ્રામ રે. વાત० ૩

## પદ ૩૮ મું.

વાતલડી રે કરો મારા જીવના રે વહાલા, તમ વિણ કોણ જ માને રે;
એવા નાથ પ્રવીણને પામી, શોચ કરું તે શાને રે. વાત० ૧
જાતા વળતા જમુના તીરે, ચોટ જ આંખની વાગી રે;
કહાન દીઠા વિણ કળ ન પડે રે, હૃદયે વસ્યા વરણાગી રે. વાત० ૨
આપણ આવ્યા ને સમક સીચીએ, તો અતિ સારું લાગે રે;
રામકૃષ્ણ પ્રભુ હૃદયે વસો, તો ભવની ભાવટ ભાંગે રે. વાત० ૩

## પદ ૩૯ મું.

વહાલાજીસું રંગે રમતાં, જે સુખ ઉપજે અંગે રે;
હું જાણું ને હરજી જાણે, અવર નહિ કો સંગે રે. વહાલા० ૧
જેમ જેમ જીવણ સાથે મળીએ, તેમ તેમ અતિ સુખ થાય રે;
એક ક્ષણું એને સંગ વસીએ તો, ભવની ભાવટ જાય રે. વહાલા० ૨

લાડ ઘેલો ને લાડકડો, નિત્ય આવે ઘેર મારે રે;
રામકૃષ્ણ પ્રભુ પરમ પનોતો, પરાણે પ્રીત વધારે રે. વહાલા૦ ૩

### પદ ૪૦ મું.

મારા શ્યામળીઆ સુખદાઈ તું તો, શીદ ગયો હતો આજ રે;
મેં તો વાટ જોઈ તારી અતિ ઘણી, કાંઇ મેલીને મંગળ સાજ રે. મારા૦ ૧
મેં તો વાટ જોઇ બહુ વિઠ્ઠલા, હું તો ક્ષણું ખડકી ક્ષણું બહાર રે;
શિર શીષ ફૂલ રાખડી શોભે, પાએ નેપુરનો ઠમકાર રે. મારા૦ ૨
મેં તો તુજ માટે મચકો કર્યો, ને હૈડે ધરીઓ હાર રે;
રામકૃષ્ણ પ્રભુ ભલે આવિયો, મારા સફલ કર્યા શણગાર રે. મારા૦ ૩

### પદ ૪૧ મું.

મારા વહાલાજી વરણાગીઆ, તું તો વ્રજ જુવતીનો શણગાર રે;
હું તો ગુણ ગાઉં પ્રેમે ભરી, મુંને આપો મોતન હાર રે. મારા૦ ૧
હવે કર કરૂણા મુંજ દીનને, કાંઇ જાણી પોતાની દાસ રે;
જેણે પરમ પનોતા પ્રેમસું, આપણ અહરનિશ રહીએ પાસ રે. મારા૦ ૨
હવે રુચિ રુચિ રે રસ પીજીએ, તારું મુખડું જોઈ જોઈ માવ રે;
મારા રામકૃષ્ણ પ્રભુ રસ ભર્યા, આજ દર્શનનો છે દાવ રે. મારા૦ ૩

### પદ ૪૨ મું.

મારા મોહનજી મચકલડા તમો, આવીને અમ ઘેર આજ રે;
હું તો તમ સરખા સોહામણા, કાંઈ મેલું મંગળ સાજ રે. મારા૦ ૧
અમે આદિથી તમને અનુસર્યાં, તમે મરકલડે દીધાં માન રે;
હવે તમ વિના કાંઇ ન ગમે, મારા કામણગારા કાન રે. મારા૦ ૨
તમો નાના સરખા નાવલિયા, તમો સમર્થ ને સુજાણ રે;
પ્રભુ રામકૃષ્ણ અતિ રસ ભર્યા, મારા પ્રેમે બાંધ્યા પ્રાણ રે. મારા૦ ૩

### પદ ૪૩ મું.

સુખ નિધિ મારો સ્યામજી રે, આવશે રમવા અલવે રે;
સહીઅર સહુ મન તેવડ કરે, પૂઠે હીંડે ને વાલાને વળગે રે. સુખ૦ ૧
આજ સખી સોભાગીઓ કાંઇ, અતિશે શોભે અલબેલો રે;
દદર દમકે ને ઘુઘરે ધમકે, રમતાં લજ્જા મેલો રે. સુખ૦ ૨
તમો નયને નેહ વધારજો, જેમ નહાનડીઓ રીઝે રે;
રામકૃષ્ણ પ્રભુ સન્મુખ હોએ, હવે તરણી તે પેર કીજે રે. સુખ૦ ૩

પદ ૪૪ મું.

આજ તમો અલબેલડા હો, રમવા આવ્યા અગે;
સહીઅર સહુને અતિ ઘણો હો, કાંઇ ઉજ્મ વાધ્યો અગે. આજ૦ ૧
છબી તમારી જોઈ કરીને, ચકિત થઈ સહુ બાળા;
સુંદરીઓની સુધ બુધ ખોઇ, ચતુર તમારા ચાળા. આજ૦ ૨
માંહો માંહી કહે કામિની, જેવું રે ભાગ્ય હશે તેનું;
રામકૃષ્ણ પ્રભુ અંગી કરશે, આપ્યું મૂક્યું જેનું. આજ૦ ૩

પદ ૪૫ મું.

પરમ સનેહી પાતળીઆ, મારી પાસેથી નવ જાશો;
આપણ મળી,મળી ચાલીએ, તેણે મબળ સુખીઆ થાશો રે. પરમ૦ ૧
જે દિન તમ વિણ નિર્ગમુ, જાએ મહા દુઃખદાઇ;
શું કરે મારા શ્યામળીઆ, હું છતુ છુ ગુણગાઇ રે. પરમ૦ ૨
તમને ચિંતા અતિ ઘણી તે, અવરને કાજે કાંહાંથી;
રામકૃષ્ણ પ્રભુ પાતળીઆ, તમો ખમો માં ક્ષણ લાંગી રે. પરમ૦ ૩

પદ ૪૬ મું--રાગ ગોડી.

મારો મોહનજી મન ભાવતા, મને ચતુર ગમે તારી ચાલ;
તમો વૃંદાવનની વાટડીએ, મુને કોડે મળીઆ કાલ. મારા૦ ૧
તમ દેખીને ઘુંપટ કર્યો, મેં નીચાં રે ઢાળ્યાં નેણ;
તમે કર્યો મુખ મરકલો, તે નણદીએ નીરખ્યાં ચેન. મારા૦ ૨
તેણીએ સોના સહસ્ત્ર કર્યો, અણદેખી અરે અસંન;
રામકૃષ્ણ પ્રભુરસ ભર્યા, એ તો દોહેલડા રે દુરીજન. મારા૦ ૩

પદ ૪૭ મું.

હરિ શું કરીએ રે સંસારને, મુને વળગ્યા રે વરી પ્રાણ;
હું તો તમથી તેણે અળગી રે, મારા પ્રીતમ પરમ સુજાણ. હરિ૦ ૧
મુને મોહન મુખ દીઠા વિના, મારી દુર્બલ થઇ છે દેહ;
રાત દિવસ જાએ ઝુરતાં, જોઉં છું ચાત્રક જલ મેહ. હરિ૦ ૨
ચર્ણ તમારા ચિત્ત ધરું, મારે હરનિશ એહ આધાર;
આવો રામકૃષ્ણ પ્રભુ પાતળા, મારી વહેલી તે કરજો વાર. હરિ૦ ૩

પદ ૪૮ મું.

સખી આજ અનોપમ રાતડી, કાંઇ જાગરણ જસોદાને ઘેર;
છ રે મીટ મેળવો મહાવસું, જયારે થાશે તે રુડી પેર. સખી૦ ૧

જીરે ચીર પટોળાં પહેરીએ, કાંઈ સજીએ શુભ શણગાર;
પાયે તે વાજે વીંછીઆ, જીરે નેપુરના ઝણકાર. સખી૦ ૨
જીરે નાનપણાંનો નેહડો, જીરે નાનો છે નવ જોબંન;
રામકૃષ્ણ પ્રભુ પાતળો, જીરે પૂરે મનોરથ મંન. સખી૦ ૩

### પદ ૪૯ સું.

કામળી મેલો કહાનજીની કહાનજીના. ટેક.
કહાનજી મેં દીઠા રે, બેઠા તે આણે ઠાર;
તે છબી જીભે કેમ કહી શકુ રે, નીરખી રહી સહુ નાર. કહાનજી૦ ૧
હોઠ લાલ છે લોખરી રે, લટકે તે બાજુબંધ;
ગાલે હાથ દઈ કરી રે, એમ બેઠા શ્રીગોવિંદ. કહાનજી૦ ૨
મેં દેખાડ્યા તે મહાવજી રે, અંગના ભાવ અનૂપ;
હૃદય માંહે વસી રહ્યા રે પ્રભૂ, રામકૃષ્ણ રસ રૂપ. કહાનજી૦ ૩

### પદ ૫૦ મું.

કહાનજી રે આજ છે કાજળી રે, સહીઅરને શુભ પેર;
જાગ્રણ કરવા કહો તો આવીએ રે, જસોદાજીને ઘેર. કહાન૦ ૧
અમો સહુ ગીતડાં ગાઇશું રે, તમો બસી વાજો નાથ;
સહીઅર ખંતસું ખુંદસું રે, કાંઈ અંબોડા હરિ સાથ. કહાન૦ ૨
નમી નમી હરિને હુલાવીએ રે, પ્રેમે પાલવ સાહો;
રામકૃષ્ણ પ્રભુ અતિ રુડલા રે, રમતાં તે લીજીએ લાહો. કહાન૦ ૩

### પદ ૫૧ મું.

મોહન આવોની મલપતા રે, મારી ચતુર કરોની ચિતાય;
સુતા ને બેઠા તે શ્યામજી રે, મેં તો તમ વિણ રહ્યું ન જાય. મોહન૦ ૧
આવા રુડા ને રસ ભર્યા રે, હીંડો મોડા મોડ;
કામિની હોયે પુટડી રે, તેને કેમ ન થાએ કોડ. મોહન૦ ૨
તમ મળવાને ઉજમ ધણો રે, ના ગમે ઘર વ્યાપાર;
રામકૃષ્ણ પ્રભુ રસ ભર્યા રે, મારા નયનોના શૃંગાર. મોહન૦ ૩

### પદ ૫૨ મું.

સજની મારી શ્યામળીઓ, સાંઝી વેલા દીઠોજી;
અમૃતથી અલબેલડો કાંઈ, મુજને લાગે મીઠો. મારી૦ ૧

મોર મૂકુટ મન ભાવતો, મારે મનડે વસીઓજી;
હંસતણી ગતે હીંડતો તે, હુ સામું જોઈ હસીઓજી. સજની૦ ૨
મેં જાણ્યો જે નંદકુંવર એ, ઔંધાણે ઓળખીઓજી;
રામકૃષ્ણ પ્રભુ રૂપે રંગે, હૃદયા માંહિ લખીઓજી. સજની૦ ૩

### પદ ૫૩ મું.

વ્યસન પડ્યું મજ રાજનું, શું કહીએ વારે વારેજી;
નંદકુંવરને નીરખવા કાંઈ, જાઉં જમુના આરેજી. વ્યસન૦ ૧
કર મુરલી ને ઉભો કાંઈ, સિંહતણી કટી લાજેજી;
મરકલડે જોયુ મુજ ભણી રે, કાંઈ અડપડીઆલી આંખેજી. વ્યસન૦ ૨
એ સરખો નર કો નહીં, કાંઈ પ્રેમ કસોટિયે કસિયોજી;
રામકૃષ્ણ પ્રભુ રતિએ ન વિસરે, હૃદયા માંહે વસિયોજી. વ્યસન૦ ૩

### પદ ૫૪ મું.

આવોને હરિ હિંચવાને, હાર જતની હોડજી;
હું નાની ને તમો નાનડીઆ, કાંઈ સોહે જુગતી જોડજી. આવો૦ ૧
તાળી રે દેઉ તેવ તેવડાને, હંબોડા લેહેજેજી;
સહીઅર સહુ સુખ સાંપડે, ત્યાં શ્યામળિયાને સેજેજી. આવો૦ ૨
રમકે ને ઝમકે ઠમકે લઈને, નાચું નાના છંદેજી;
રામકૃષ્ણ પ્રભુ હૃદયે વસો કાંઈ, નિતનિત નવલે આનંદેજી. આવો૦

### પદ ૫૫ મું.

ચાલો સખી વેગે વૃન્દાવન, કમલનયન જ્યાં ગેલ કરે છે;
જુગજીવન જગમોહન, સૌ નારીનાં મનડાં હરે છે. કમલ૦ ૧
તેવ તેવડી સહિયર સઘળી, જેમ રે મણિમધ્ય કુંદન;
નાના સર્વે ભાવશું નાચે, નારી ને નંદનંદન. કમલ૦ ૨
વાધ્યો રંગ ગીત વાજીત્રનો, દરસણિયું દુઃખ કંદન;
રામકૃષ્ણ પ્રભુ રસિક છબીલો, દેખી કરે જન પાવન. કમલ૦ ૩

### પદ ૫૬ મું.

ચિંતા શી છે રે સંસારમાં, નટવર નેહડો થાતાં જીરે;
અમને પ્રેમે ઉતાર્યાં પાર, પાવન વેણુલાં ગાતાં જીરે. ૧
મુજને મરકલડે દઈ માન, સહીઅર સહુકો પૂછે જીરે;
તુજને વહાલા સુંદર શ્યામ, અબળા એવડું શું છે જીરે. ૨

મેં તો નથી દીઠો નંદલાલ, અલવે અવસર આણે જીરે;
રંગડે રામકૃષ્ણ રસ રૂપ, તેની તે ગત જાણે જીરે. ૩

## પદ ૫૭ મું.

પ્રીતડી બાંધી મારી બહેની, વ્રજ મારગ જાતાં જીરે;
જોયું મરકલડે મહારાજ, એક દીન મંદિરે નહાતાં જીરે. ૧
અલવે વાળ્યો અંબોડો શીશ, દેખી આવતા વહાલા જીરે;
એને ગોકી ગયા ચિત્તમાંહે, ચંચલ ચક્ષુ ચાળા જીરે. ૨
મુજને તે દિનનું દર્શન, દેખી રહ્યું મન જાએ જીરે;
રંગડે રામકૃષ્ણ રસ રૂપ, આંખે અમૃત પાએ જીરે. ૩

## પદ ૫૮ મું.

જનમ ન મેલુ છોજી રાજ, તમથી શું છે છાનું જીરે;
જ્યારનું તમસું માન્યું મન, પ્રાણ ગયા છે માનું જીરે. ૧
આવું તે હેત વધારો સજ હાડ, ચિતશું ચર્ણે આવ્યું જીરે;
વાધે રમવા કેરો રંગ, સંગ સાર્યો ભાવું જીરે. ૨
અમને ઓરીઓ મોટો એહ, મચકે તમશું મ્હાલિયે જીરે;
રંગડે રામકૃષ્ણ રસ રૂપ, બોલ્યું વચન પાળિયે જીરે. ૩

## પદ ૫૯ મું–રાગ ધનાશ્રી.

આરતિ કરે રે જસોદા માવડી, ઘેર આવ્યા ગોવિંદ ગૌ ચારી;
મુખે શ્રમજલ ઉર અંબર સોહે, ભાગણા લે સુંદર મુખ જોએ. ૧
મોર મુગટ ધ્રુવ પલ્લવ ફરકે, વનનો વેષ જોઈ મનડું હરખે;
સુરિનર મુનિવર દર્શને આવે, મોહી વ્રજવધૂ પુષ્પે વધાવે. ૨
શાક પાક ઘૃત ગોરસ કાઢે, સખા સહિત હરિ જમે જમાડે;
રામકૃષ્ણ જન રતિ એક જાચે, તે પાચી પ્રસાદને પ્રેમે રાચે. ૩

## પદ ૬૦ મું.

આરતિ કહાન કુંવરની કરીએ, ભોગ ભેટ ભલી આગળ ધરીએ;
મોહન મુખનાં મીંડાં લીજે, તનમન પ્રાણ સમર્પણ કીજે. ૧
વાજાં વિવિધ પ્રકારનાં વાઇએ, પાવન જસ પ્રેમ ભરી ગાઇએ;
મનમથ કોટી મરકલડે લાજે, ઉપમા કહી અહીં નહિ છાજે. ૨
નટવર વેષતણા જે ચાળા, મોહી વ્રજબાળા મોહ્યા ગોવાળ;
રામકૃષ્ણ પ્રભુ રાધાસંગે, જોઈ જોઈ જન્મ સફલ કર્યો રંગે. ૩

### પદ ૬૧ મું.

આરતિ કીજે નંદનંદનની, સકલ શિરોમણિ જગજીવનની;
પહેલી આરતિ પાપ પ્રજાળે, જલદલ જ્યોત મન આણુઆળે. ૧
બીજી આરતિ બહુ સુખ આપે, બાંહ ધરીને બંધન કાપે;
ત્રીજી આરતિ ત્રિભુવન સારી, તન મન ધન કીજે બલહારી. ૨
ચોથી આરતિ ચમકે ન થોડી, ચારે વેદ રહે કર જોડી;
પાંચમી આરતિ શબ્બે પાસે, રામકૃષ્ણ પ્રભુ પ્રત્યક્ષ ભાસે. ૩

### પદ ૬૨ મું-રાગ કેદારો.

ચાલોની અલબેલી અબલા, વૃંદાવન જઈએ;
શ્યામલીયાસું રંગ ભર રમતાં, સપરાંણાં થઈએ. ચાલો० ૧
પ્રાણતણો જીવન પાતલીઓ, પ્રેમ ધરી બોલે;
સાસુ જોઈને સાન કરેશું, તે સુખની તોલે. ચાલો० ૨
દિન દિન પ્રીત વધે પ્રભુજીસું, પાલવડે સાહો;
રામકૃષ્ણ પ્રભુ હૃદયામાં લીજે, તે મોટો લાવો. ચાલો० ૩

### પદ ૬૩ મું.

સખી પહેરોને પટ ચીર મનોહર, આભૂષણ રે અંગે;
વૃંદાવનમાં રમવા પળીએ, સુંદર વર સંગે. સખી० ૧
ચિત્તના ચોર ચતુર વર સાથે, ચેન ઘણા કીજે;
વિવિધ વિનોદ કરે વનમાલી, તાલી કર દીજે. સખી० ૨
હાસ્ય કરે હરજી આપણને, સ્નેહ ભર્યાં સહીએ;
રામકૃષ્ણ પ્રભુના લટકાની, લીલાઓ જોઈએ. સખી० ૩

### પદ ૬૪ મું.

આજ સપરમો દહાડો સાચો સુંદરજો, નંદતણો નાનડીઓ આવે ઘેર જો;
ઝાક ઝમાલ કરું તે ઉત્તમ આંગણેજો, સાથીઓ તે પૂરું સારી પેર જો. ૧
મોહનજી મરકલડે જૂએ મુજ ભણીજો, નેણ નચાવે ટળવળાવે અમને જો;
હસ્તી આંખે હું નિરખું કહાનજો, મીટલડાને દેજો ગાઢાં માન જો. ૨
વૃંદાવનમાં રાસ રમાડી રીઝવાજો, તે દહાડાથી સખીઓ મનડાં માંહ જો;
રામકૃષ્ણ પ્રભુ રસિક ન મૂકે અધ ઘડીજો, એના ગુણ તે એનામાં જ સમાય જો. ૩

## ', પદ ૬૫ મું.

ધન ધન દહાડો ધરણીધર વરણાગીઆજો, આંગણુંલે ને આવ્યા મારે આજ જો;
લક્ષ્મીવર હરી હીંડે લટકતા જો, શોકતણું મુખ ચાલી એની લાજ જો. ૧
પાતલીઆને રંગી નાખું હોલીઆજો, પૂજીને બેસાડું સુંદર પાટ જો;
ભાવંતા તે ભોગ સમર્પું ભૂધરાજો, અલબેલા તે થઈ આવ્યા અમ માટ જો. ૨
પાંચ પટાનો પહેરણ' મારે ધાધરોજો, ઓઢાડું આછું અમૂલક ચીર જો;
રામકૃષ્ણ પ્રભુ રસીઆ સામુ લેખતાંજો, સાંયલડું તે દીધું શ્યામ શરીરજો. ૩

## પદ ૬૬ મું.

હું તો દીન દાસી છું તારી રે, મારા મનમોહન;
તું તો કરને ચિંતા મારી રે, પ્યારા મનમોહન. ૧
તેં તો કરુણા મુજપર આણી રે, વિઠલા મનમોહન;
મેં તો નગુણીએ કાંઈ નવ જાણી રે, શ્યામળા મનમોહન. ૨
તેં તો નાનપણેથી પોખી રે, વહાલા મનમોહન;
તેં તો સઘળી પેરે સંતોષી રે, નંદના મનમોહન. ૩
હું તો હીંડી તે ભોળે ભાવે રે. છોગાળા મનમોહન;
હું તો હાથ ઘસું છું હાવે રે, વાલમા મનમોહન. ૪
મારા અવગુણ હોય તે ખમીએ રે, મીઠડા મનમોહન;
પ્રભુ રામકૃષ્ણ રંગે રમીએ રે, દીઠડા મનમોહન. ૫

## પદ ૬૭ મું.

હું તો હેતે તારે પલકી રે, મારા છેલ છબીલા;
તારે સ્નેહે ડાઢ જ સળકી રે, મારા છેલ છબીલા.
ને વ્યસન જ તારું વળગ્યું રે, મારા૦ તે તો કેમે ન થાએ અળગું રે. માર
ને છબી તે તારી ભાવી રે, મારા૦ તેં તો પ્રેમે મુને બોલાવી રે. માર
મુજ સંગાથે ખેલ્યું રે, મારા૦ તેં તો મારું ઘર તે મેહેલ્યું રે. માર
ને લાલચ તારી લાગી રે, મારા૦ મુને કળ વળે નહિ આધી રે. માર
ને વારંવાર ન વાહીએ રે, મારા૦ પ્રભુ રામકૃષ્ણ રસ પાઈએ રે. માર

## પદ ૬૮ મું.

વાંસલડી વાઈને વનમાં તેડીઆં જો, વીસર્યાં તે પતિ પરિવાર જો;
કહાનજી પાખે કેમ રહી શકું જો, હરિ મારે હૈયાનો હાર જો. વાંસ

અંણુજ વરણી આંખડીએ આંસુ ખરે જો, વહે નીર ને બોલ્યું નવ જાય જો;
નયણાં તો રહ્યાં પ્રભુને પંથડેજો, પાછો તે નવ લેવાય જો. વાંસલડી૦
કામણ કરીને ગયો કહાનજી જો, દર્યું દર્યું છે કુમળું મારું મન જો;
કો દેખાડો મુજને રુડા કહાનજી જો, આપું તેને સરવસ ધન જો. વાંસલડી૦
ગોકુલિયું તે ગામ સુનું કરી જો, મધુવન જઈ વસીઆ વાસ જો;
રામકૃષ્ણના પ્રભુજીને પેખવા જો, ચાલો જઇએ પ્રીતમ જીવન પાસ જો. વાંસલડી૦

## પદ ૬૯ મું.

આંખલડીને ચાળે ચિત્તડું મોહિયુ જો, શ્યામળીઓ તે સનમુખ જોયજો;
લ્હેરડી લાગી રે કાલા કહાનની જો, ઓસડીઆં માં કરશો કોય જો. આંખલ૦
બીજુંને કાંઈ રે હું બુઝું નહીં જો, શ્યામળીઆને સાંઈડું દેવાનું કોડ જો;
આંગણુએ નીરખું રે ઉભી આવતો જો, ચતુર ચાપલીઆનો છોડ જો. આંખલ૦
શ્યામળીઓ સ્નેહી શી પેરે વીસરે જો, વશીઓ છે હેડાં માંહી જો;
રામકૃષ્ણ રસીયો રૂડલો જો, તે વિણુ નથી ધીરજ મુને કાંઈ જો. આંખલ૦

## પદ ૭૦ મું–રાગ પ્રભાત.

નામ લેશો હાલ્યા કેરું, સુણતાં હૈડું ઝેહેર જ ખાયે;
સુખ નથી મુને સેજડલીનું, કોસું વાત ન કાંયે સોહાયે. નામ૦ ૧
અબલા ઉપર બલ ન કીજે, નેન ભરી જે ભાખે દીન;
એવી વાત સુણી કેમ રાકીએ, સુખ સઘળાં તમારે આધીન. નામ૦ ૨
ઇચ્છું છું જે અલગી ન રહું, જ્યાં લગી પ્રાણુ રહે ઘટમાંહિ;
વહાલા વર વનમાલી પાખે, રખે રે વહેલું વહાણું વાયે. નામ૦ ૩
અંતર માંહિ શું ઓછું આવ્યું, મન કેરો સર્વ મર્મ જણાવું;
રામકૃષ્ણ પ્રભુ રસિક શિરોમણિ, પાલવ પાથરી પાયે લાગું. નામ૦ ૪

## પદ ૭૧ મું–રાગ શોક સામેરી.

શ્યામને કહેજો, તમ વિના કેમ રહીએ સંદેશ;
એક ઘડીમાં આકુળ થાતાં, આજ લીધા પરદેશ રે. તમવિના૦ ૧
સખા તે સરવે શૂન્ય થયાજી, સુનાં ગોપી જંન;
થોડા દિનની પ્રીતલડીમાં, સંભારણુ બહુ દિન રે. તમવિના૦ ૨
સર્વ મળે સંસારમાં રે, દુરલભ થયા છો શ્યામ;
કરવતની પરે કાજલ માંહિ, સાલે ગુણ સંગ્રામ રે. તમવિના૦ ૩

સાર સુધાની મુરલી વિના રે, સૂકી વનિતા વેલ;
નવ પલ્લવ આવી કરો પ્રભુ, રામકૃષ્ણ રસ રેલ રે. તમવિના૦ ૪

## પદ ૭૨ મું.

સજની શું કીજે, એક હસવું ને બીજી હાંણુ રે, બોલતાં બીજે. ટેક.
ઝરમરી પટોલી પ્રેમે પહેરી, સેંથી કાલ સમારી રે;
દેખી મન ડગે જોગીનું, વન મળ્યો વ્યભિચારી. સજની૦ ૧
મનગમતું ને માલીયું સૂનું, મુકી ન શકે કોઈ રે;
હસીને હાથ ગ્રહ્યો સ્યામળીએ, તો મરકલડે ગઈ મોહી રે. સજની૦ ૨
હું લાજું વહાલો વદન નીહાળે, કટીથી પાટલી છૂટે રે;
ઘૃત પાવકનો જોગ મળ્યો, ત્યાં મળે ઝાલ જ ઊઠે રે. સજની૦ ૩
નવજોબન હું નિરખ્યા સરખી, તેવો રસિક વર સાજે રે;
સરખે સરખું જ્યાં મળ્યું ત્યાં, વિણુ બાંધ્યો સ્નેહ બાંધે રે. સજની૦ ૪
મધુરે વચને મન હરી લેતો, લળી લળી લાગે પાય રે;
અબળા કેરું અંગ ધર્યું ત્યારે, કહણુ કેમ થવાય રે. સજની૦ ૫
રહો રહો કરતાં હૃદયે લીધી, અધર સૂધારસ પાયો રે;
રામકૃષ્ણ પ્રભુ પ્રેમે મળિયો, જે વેદ પુરાણે ગાયો રે. સજની૦ ૬

## પદ ૭૩ મું–રાગ મારુ.

મહારા વહાલાજીની વાત રસાળી રે, સજની શું કહીએ;
એક દિવસ વહી જાતાં વળતાં, વાટે મળ્યો વનમાળી રે. સજની૦ ૧
બીજે દિવસે બોલાવી મુજને, મનડું મારું જોવા રે;
પેલી પટોળી ગાય તમારી, દે છે અડવા દહોવા રે. સજની૦ ૨
પરમ દહાડે પાણી જાતાં, વચન કહ્યું મુજ વહાલે રે;
આ અંબોડો કેમ કરી વાળ્યો, તે સ્વપનાંતરમાં સાલે રે. સજની૦ ૩
એનું મન મુજ પાખી ન રહે, મારું એપર માન્યું રે;
રામકૃષ્ણ પ્રભુ એવો આવે, તે આલિંગન દે છાનું રે. સજની૦ ૪

## પદ ૭૪ મું.

દર્શનમાં શું જાયે દામોદર, દર્શનમાં શું જાયે રે;
બે ડગલાં તમો ચાલી આવો, અમ ઘેર ઓચ્છવ થાયે રે. દર્શન૦ ૧
મોહન મુખ દીઠા વિણુ મુજને, એક પલક જુગ હોય રે;
માયા વોહેણા માવજી તુંને, વહાલું છે નહીં કોયરે. દર્શન૦ ૨

જે નર નારી તમને દેખે, તે અમને કહે ધન્ય રે;
એવડી શોભા શાને દીજે, જેનું નહી પૂરે મંન રે. દર્શન૦ ૩
આમ ઘર પ્રાણ આવી રહ્યા છો, મળવા શ્રી મહારાજ રે;
રામકૃષ્ણ પ્રભુ બીરદ પાળીએ, બાંહ્ય ગ્રહ્યાની લાજ રે. દર્શન૦ ૪

પદ ૭૫ મું.

ન કરીશ ચાળા નેણ તણા, મારું મનડું વ્યાકુળ થાયે રે;
હું મારો ઘર ધંધો ચૂકું, તારું તે કાંઈ જાયે રે. ન૦ ૧
વાંસલડી વાહીશ મા વહાલા, વિપરીત વેર જણાવે રે;
શ્યામ વિના સુની હું થાઉં, નયણે નિદ્રા ન આવે રે. ન૦ ૨
છાના છપના ભુવન આવીએ, જ્યારે કોઈએ ન જાગે રે;
રામકૃષ્ણ પ્રભુ સંગે રમતાં, ભવનું દુઃખડું ભાગે રે. ન૦ ૩

પદ ૭૬ મું.

રહે રહે અળગો આળ જ કરતો, મર્મ ન જાણે કાંઈ રે;
નિર્લજ્જ કહાનજીનેકેમ દેવાયે, દુરિજન દેખતાં સાંઇ રે. રહે૦ ૧
જેવાને મળીએ તેવાં થઈએ, સાધુ કહે છે સાચું રે;
એકે વાતે નહીં તું ઓછો, અમો અબળાનું મન કાચું રે. રહે૦ ૨
અનુભવ હોએ તે સુખ જાણે, મૂરખનાં મન દાઝે રે;
મરકલડે મોહનને જોતાં, કેમ ઘર સુરત બાઝે રે. રહે૦ ૩
મારે મારગ જાતી હુતી, શાને છેડલો તાણ્યો રે;
રામકૃષ્ણ પ્રભુ અતિ રૂપાળો, હુતો તેવો જાણ્યો રે. રહે૦ ૪

પદ ૭૭ મું.

હું તો મોહી રે મુખની માંડણીપર; મારા નાથજીસરખા ન મળે નર. હું તો૦ ૧
રુમઝુમ ચાલે સુંદર શ્યામ; પગલે પગલે કરું પ્રણામ. હું તો૦ ૨
નયણમાંહી જણાવે નેહ; અમૃતના જાણે વરસે મેહ. હું તો૦ ૩
રામકૃષ્ણ પ્રભુ પરમ અનુપ; ત્રિભુવન માંહિ એવું નહી રૂપ. હું તો૦ ૪

પદ ૭૮ મું.

આવે આવે રે ગોવિંદરાય ગૌ ચારી. ટેક.
આખા દિનની અલજાઇ અક્ષ; ભુલી ઘરનું કારજ લક્ષ. આવે૦ ૧
રુમઝુમ ઘુઘરી ચરણે હોયે; ગગને રહ્યા થકા ગાંધર્વ મોહે. આવે૦ ૨

પીતામ્બરે મન પ્રગટી રીઝ; ગગન માંહે જેમ ચમકે વીજ. આવે૦ ૩
કલીત લલિત વનમાલા લોલ; કાને કુંડલ ઝલકે લોલ. આવે૦ ૪
મોર મુગટ ખીટલીયા કેશ; આ ગો શોભે નટવર વેષ. આવે૦ ૫
ગૌરજ રંગિત સુંદર અંગ; લાડ ઘેલડા ગોપીને સંગ. આવે૦ ૬
રામકૃષ્ણ પ્રભુ પ્રાણ આધાર; તન મન ધન કીજે બલહાર. આવે૦ ૭

પદ ૭૯ મું.

મારી મીટડીએથી મોહન અળગો થા; મુને વહાલ વધારવાને વાંસળી વા. મા૦ ૧
પ્રેમ હોએ તેહને રહીએ પાસ; એમ ન કીજે નાસા નાસ. મા૦ ૨
મન ભાવતી કરૂં મનુહાર; ભામણલાં લઉં વારંવાર. મા૦ ૩
નીરખે નવપલ્લવ હોયે દેહ; આપણે નિત નિત વાધે નેહ. મા૦ ૪
રામકૃષ્ણ પ્રભુ રસિક લોલ; સુજને દીજીએ સાચો બોલ. મા૦ ૫

પદ ૮૦ મું.

રવિ આથમીઓ ઉડી ખેહ, ગૌચારી હરિ આવે ગેહ;
જેમ તેમ યુવતી વિંટયો વીર, જોવા જઇએ સ્યામ શરીર. ૧
કેમ રહેવાયે કરી મરજાદ, કાળજ કોરે મુરલીનો નાદ;
સુરભિ વ્રન્દ સખા સહુ સંગ, ત્રિભુવન શોભાવે છે અંગ. ૨
નવરંગ કુસુમનો મસ્તકે ખૂંપ, આશું રે રૂડું હરિનું રૂપ;
પૂનમ ચંદથી મનોહર મુખ, જોતાં ભાગે તરસ ને ભૂખ. ૩
વાંકી ભ્રમર ખિટલિયા રે વાળ, કુંડલ લહેકે શશિ અજુઆલ;
મુખ જોતાં રે મન ન રહે ઠામ, શું આપીને સંતોખું સ્યામ; ૪
રામકૃષ્ણ પ્રભુ દસ ભંડાર, ભક્ત હેત છે એ અવતાર. ૫

પદ ૮૧ મું.

સ્યામ સુંદર શ્રવણે ધરો, કાંઈ કાંઈ વિનતિ કહીએ જી;
ઘેન તણો ધંધો નાંખી દો, તમ આધારે રહીએ. કાંઈ કાંઈ૦ ૧
જાવા નહીં દઉં ગાય ચારવા, ગ્રહીને રહેશું છેડોજી;
મંદિર મારા માંહે બિરાજો, અથવા સંગે તેડો. કાંઈ કાંઈ૦ ૨
ગાયો ચારશું ગોપી સઘળી, રાજ તે બેસીને રહેજો જી;
પરમ સેવા અમો પ્રેમે કરશું, વળી રહે નો કાંઈ દેજો. કાંઈ કાંઈ૦ ૩
ચીર અમારા જુક્તે જોડી, કરશું છબીલા છાયાજી;
પ્રાણજીવન એ ચરણ ન મુકુ, લાગી તમારી માયા. કાંઈ કાંઈ૦ ૪

જે થાશે તે સરવે સહેશું, પણ નહી હાલું અહીઆંથીજી;
રામકૃષ્ણ પ્રભુ દુર્લભ દર્શન, વળી અમને કયાંથી. કાંઈ કાંઈ૦

### પદ ૮૨ મું.

ધન ધન રે આછલડી તારો પ્રેમ, જલ વિના દેહ ધર્યાનો નેમ. ધન ધન૦
અમો રે પલક પીયુ પાસે રહું, સ્નેહ તણાં સુખ સંપી રે લહું. ધન ધન૦
તારા જેવી જો ગત થાયે, તો મોહન મૂકી ન વ્રજ જાયે. ધન ધન૦
રામકૃષ્ણ પ્રભુ સન્મુખ જોયે, તો તારા જેવી આરત હોયે. ધન ધન૦

### પદ ૮૩ મું.

અલી હરિની વેણુ વાગી, હવે કેમ રહું ઘરમાં;
પિયુડા પાયે પડુંછું તારે, મારો પાલવન ગ્રહી શ કરમાં. હરિ૦
ઘેર ઘેરથી ગોપી સહુ, કંકણ વાજે છે થરમાં;
સાસુ નણંદ સહિત વહુવારુ, પગ ન રહે ઘર ઉમ્બરમાં. હરિ૦
માયા ન વાધે કાયા રોકે, મન ગયું સુંદર વરમાં;
રામકૃષ્ણ પ્રભુ સરખું સારું, નવ મળે નારી નરમાં. હરિ૦

### પદ ૮૪ મું.

વાટડલી જોઉંરે વહાલા કેરી, નયન કાજળ સારી;
ક્ષણું ખડકી ને ક્ષણું આંગણુલે, અલજઈ આજ મારી. વાટ૦ ૧
કયારે આવે કહાનુડો, મુખ દીઠે મનડું હીસે;
હેત ધરી હું સામુ નીરખે, કહેવું સારું દીસે. વાટ૦ ૨
કામકાજ મુને કાંઈ ન સૂઝે, કોલું ન બોલું ચાલું;
રામકૃષ્ણ પ્રભુનો રંગ લાગ્યો, બીજું તે શું હોય વહાલું. વાટ૦ ૩

### પદ ૮૫ મું.

નિત રમીએ નંદલાલ સંઘાતે, કૃત સંકેત છે સારો રે;
વળી વળી એ વૃંદાવન, એ જમુનાનો આરો રે. નિત૦ ૧
આપણ સહુ તેવડાં તરુણી, નંદકુંવર નટ નાનો રે;
કુંજભુવનમાં કોય ન દેખે, છેલ છબીલો છાનો રે. નિત૦ ૨
જે સુખ યોગેશ્વરને દુર્લભ, તે અબલાને દીધું રે;
રામકૃષ્ણ પ્રભુ ગોકુલ વસતાં, ગોવિંદે ગમતું કીધું રે. નિત૦ ૩

પદ ૮૬ મું.

મુને લાધ્યો લાભ અપાર, ગોકુલ ગોહરીએ;
મુને મળીઆ દેવ મોરાર, શિશ મુકુટ ધરીએ. ગોકુલ૦ ૧
વહાણું સાંઝે વહાલે ભર્યાં રે, હર્ષ ન માએ હોઠ રે;
મન ગમતા ગોવિંદજી સાથે, કરીએ ગણુ ગણુ ગોઠ. ગોકુલ૦ ૨
મોહનજી સાથે મહાલતાં રે, હૈડાં ટાઢાં થાય રે;
સારી સુખડી શ્યામને, વળી છાની વાત કહેવાય. ગોકુલ૦ ૩
વહાલોજી અમને જણાવતો રે, દિન દિન અધિકો વહાલ રે,
રામકૃષ્ણ પ્રભુ પાતળો રે, નયને કરતો નીહાલ. ગોકુલ૦ ૪

પદ ૮૭ મું.

મારા છોગાલા છો છેલ, જાઈએ બલિહારી;
તમે રંગ કર્યો છે અપાર, નટવર ગિરિધારી. જાઈએ૦ ૧
માથે મોર સોહામણો રે, તેવો સોના તાર રે;
કાને કુંડલ ઝગમગે, કાંઈ આ શા ઓપે હાર. જાઈએ૦ ૨
મુખની શોભા શી કહું રે, હૈડે વાધે હેજ રે;
જોતાં પાર ન પામીએ રે, ત્રિભુવન સુંદર તેજ. જાઈએ૦ ૩
આ શા સુંદર શ્યામજી રે, કહેતાં ન આવે પાર રે;
રામકૃષ્ણ પ્રભુ નિરખે ટંકટ, જોઈ જોઈ વારે વાર રે. જાઈએ૦ ૪

પદ ૮૮ મું—રાગ ગોડી.

ચાલો સખી વૃન્દાવન, કમલ નયન જ્યાં કેલી કરે છે;
જગજીવન જગમોહન, સૌ ગોપીનાં ચિત્ત હરે છે. ચાલો૦ ૧
તેવ તેવડી રે સહીઅર સઘળી, જેમ મણિમાંહે કુંદન રે;
નાના હાવ ભાવશું નાચે, નારી ને નંદનંદન. ચાલો૦ ૨
વાધ્યો રગગીત વાજીત્રનો, દર્શનીઉં દુઃખ મરદંન;
રામકૃષ્ણ પ્રભુ રસિક છબીલો, છંદ કરે જન પાવન. ચાલો૦ ૩

પદ ૮૯ મું.

આવો રમીએ રંગ, વહાલા મારા આવો રમીએ રંગ;
હું તો તલસું તમારો સંગ, વહાલા આવો રમીએ રંગ. ટેક.
નંદ તણા સુત નાનકડા રે, ધર્યા નાના શૃંગાર;
રમઝુમ કરતાં આવો સહીઅર, કીજે વિધ વિધ વિહાર. વહાલા૦ ૧

પૂર્યો મનોરથ પાતળા રે, અબલાના આધાર;
જોબન જાયે છેલડે રે, કાંઈ વિલંબ ન કીજે વાર. વહાલા૦ ૨
આજ છે અવસર અતિ ભલો રે, પ્રેમ કર્મનો પાર;
રામકૃષ્ણ પ્રભુ પામવા રે, હું તો વિરહ વ્યાકુલી નાર. વહાલા૦ ૩

પદ ૯૦ મું.

હરિસું હેત થયું છે જો, દુઃખડું દુર થયું છે જો;
લક્ષણ લલિત લહ્યું છે જો, હૃદયે ધ્યાન રહ્યું છે જો. ટેક.
શું કરીએ સંસારતણું સુખ, ભૂષણ ભોગ વિલાસ;
ગુંજ્યા વીલો ગલે પડે, તેણે છૂટી છીલર આસ. હરિ૦ ૧
સુતાં બેઠાં ચાલતાં રે, ગોવિન્દ સરસી ગોઠ;
હું મારે મન હરિ કૃપાએ, હસ્તી હીંડુ હોઠ. હરિ૦ ૨
વહાલાજી સું વીલસીએરે, મનસાએ મદ સુખની પેર;
રામકૃષ્ણ પ્રભુ હદે વસ્યો, તેણે નિત નિત લીલા લહેર. હરિ૦ ૩

પદ ૯૧ મું.

સુખ નિધાન.શ્યામળિયો છે જો, મનમાંહે વસીઓ છે જો;
હેતે સૌમાં હળીઓ છે જો, સફલ જ ફળીઓ છે જો. ટેક.
ધન્ય ધન્ય એ શું કેલડી રે, કલ્પતરુની છાંહ;
પૂરે મનોરથ મનતણા, તે ગ્રહી ન મૂકે બાંહ. સુખ૦ ૧
વાટે જાતાં રસ ભર્યો રે, આળા કરી ચિત્ત હરતો;
ઘેલી ગોપી પાસે આવતાં, જાયે ધસમસતો. સુખ૦ ૨
મૂરખ મનને એમ કહું રે, સુતાં હરિને સંભાર;
રામકૃષ્ણ પ્રભુ સેવતાં, કાંઈ શી ચિંતા સંસાર. સુખ૦ ૩

પદ ૯૨ મું.

મદભર માન ચઢ્યું છે જો, હાવું અંત આડ્યું છે જો;
અમશું કામ પડ્યું છે જો, તુજને તેજ જડ્યું છે જો. ટેક.
પરવશ છું હું પાતળા રે, અબલા ઓછી જાત;
નહીંતર નાદ ઉતારતે, તારો ભલો ભલેરી ભાત. મદ૦ ૧
દહાડા ઉઠી દધિ તણો રે, તને ગળકો લાગ્યો ગૂઢ;
બીહુ બીહાવી તારી રે, જે માનતી હોએ મૂઢ. મદ૦ ૨

રહેવા દેની વાત તારી રે, વહાલા વિઠ્ઠલા આજ;
રામકૃષ્ણ પ્રભુ રસ ભર્યો, હું જ્યાં લગી રાખું લાજ. મદ૦ ૩

### પદ ૯૩ મું.

મારી બુદ્ધિવંત બ્હેની હો, વહાલાની વાત કહેની હો;
ઘડી લાખેણી લેની હો, ક્ષણું ઉભી રહેની હો. ટેક.
રસિક શિરોમણિ શ્યામળીઓ રે, વાતો વેણું રસાલ;
કારજે કોરણ કહાનજી રે, તે કહી દીઠો તન કાલ. મારી૦ ૧
મોર મુગટ મન માનતા રે, અદ્દભૂત આંખ અણીઆલ;
ચિતડું ચોરીને જોય છે રે, જે ચંચલ એની ચાલ. મારી૦ ૨
વેણે અમૃત વારી નાંખું રે, નેણે શોભે કાજળ રેખ;
રામકૃષ્ણ પ્રભુ રસિક શિરોમણિ, છબીએ વળીઓ છેક. મારી૦ ૩

### પદ ૯૪ મું.

મારા ત્રિભુવન તારણ હો, હરજી હૈઆ ઠારણ હો;
સઘળાં સુખના કારણ હો, ભવની વ્યાધિ નિવારણ હો. ટેક.
ગોપી જનને સુખડાં દેવા, વસો વૃન્દાવન વાસ;
વનમાં રહીને વેણુ વજાડી, પ્રેમે તેડી છે પાસ. મારા૦ ૧
અખિલ લોકની લાવણ્ય લીધી, અદ્દભૂત શોભા અંગ;
કંઠધરી બાંહોડલી બલવંત, ગોપી રમાડ્યાં રંગ. મારા૦ ૨
ભલે આવીઓ ભૂતલ વહાલા, ભોગી કરા ભૂપ;
ભેટી ભવ દુઃખ ભાગીએ, પ્રભુ રામકૃષ્ણ રસ રૂપ. મારા૦ ૩

### પદ ૯૫ મું–રાગ કલ્યાણ.

લાડકવાયા લાડસ ઘેલા, આવડું લાડ ન કીજે રે;
હું મારે મારગડે જાતાં, ગિરિધર ગાળ ન દીજે રે. લાડ૦ ૧
લાડકવાયો તારાં માત પીતાને, બીજું કોઈ નહિં સાંખે રે;
ભરી ભરી મૂઠી અબીલ ગુલાલની, મારે તે મૂખપર નાંખે રે. લાડ૦ ૨
બીનરાવે બીહે બીજી નારી, એક દેશો તો દશ ખાશો રે;
લુગા ચુંટીને હાથમાં આલું, રોતા રોતા ઘેર જાશો રે. લાડ૦ ૩
અને વસંત રમાડો મારા વહાલા, મારી સૈયરનું લહેણું રે;
રામકૃષ્ણ પ્રભુની સંગે રમતાં, ટળે તે ભવનું મહેણું રે. લાડ૦ ૪

### પદ ૯૬ મું-રાગ મારુ.

ડોળ રહ્યો ઓપી, દામોદર ડોળ રહ્યો ઓપી;
સંગે સોહીએ વ્રખુભાનનંદની, ચોદસ સો ગોપી. દામોદર૦ ૧
રત્ન જડિત રંગિત કનૈયાની, કોટે મુક્તાની દોરી;
પહેલી વારે રાધિકા ઝુલે, ગુણવંતી ગોરી. દામોદર૦ ૨
નીલાંબર પીતાંબર સોહીએ, ચંચલ પવન ચકોરી;
રામકૃષ્ણ પ્રભુની સંગે રમતાં, રહીએ બેઉ કરજોડી. દામોદર૦ ૩

### પદ ૯૭ મું-રાગ થાળ.

આવોને અલબેલા કહાન, તમશું માન્યુ મહારું મન;
સુખડી છે શાકરે ભરી, માવડીએ મુજ સારુ કરી. ૧
ખાજા જલેબી ઘેબર બહૂ, સેવરથી છાનાં લાવી સહૂ;
મગદ ને મોતૈયા ઘણા, નથી પડોશણ દ્રષ્ટે પડ્યા. ૨
ભાત દાળ ને વડી કઢી, પાપડ ફચોળી ઘીમાં તળી;
મેથી કહોળું ચોળા શીંગ, વાલોળો વધારિ મેલી હીંગ. ૩
આરોગી જાણો છો નાથ, સ્વાદતણી નથી કહેતા વાત;
શું ખાટું શું મોળું હરિ, શેમાં જોઇએ મીઠું ને મરી. ૪
જમનાજલની ઝારી ભરી, આચમન લઇને ઉઠ્યા હરિ;
પિયુડે આપ્યાં પાકાં પાન, તે તમ સારુ લાવી કહાન. ૫
કાથો ચુનો તેની સંગ, આરોગો સુખ આપે રંગ;
લવંગ સોપારી મુખમાં ધરી, આછી આડ કુમકુમની કરી. ૬
નણદી નિંદા કરતી ઘણી, તેણે તમારી મોરલી સુણી;
જે ગાયે ને જે તે ગમે, રામકૃષ્ણ પ્રભુ ચરણે નમે. ૭

### પદ ૯૮ મું-થાળ.

નોમાનો આવજે માવલા જો;
ને મારી બાઇજીની બીક જો, છાનોમાનો ઘેર આવજે માવલા જો-ટેક.
કાંતે આવો પ્રભુ એકલા જો, વાયદાં કરુ છું ઠીકા ઠીક જો; છાનો૦ ૧
ોઠીઆરુ અલબેલાજી આવજો જો, ઝાંપલીયામાં જમણે હાથે ઘરજો; છાનો૦ ૨
ાભીજીના સમ વહેલા આવજો જો, વૈષ્ણવ થયો છે મારો વરજો; છાનો૦ ૩
ાડવો લાવું તે બાફ્યા લોટનો જો, માગી લાવું કાકીજીનાં કેરજો; છાનો૦ ૪
ોડે બેશીને ખાજે એકલો જો, મારી જેઠાણીની આંખમાં ઘણું ઝેરજો; છાનો૦ ૫

ધ દેવરાવું પેલી જોતનાંજો, માંગી લાવું ચલાણામાં ઘેસજો; છાનો૦ ૬
ામા બેસીને ખાજો એકલાજો, હું તો તારા મુખડા સામું જોઇશ જો; છાનો૦ ૭
ાલર તળ્યા છે ઝાઝા તેલમાંજો, ઉપર આલું મરીઆળાશા મગજો; છાનો૦ ૮
રસા લાગે તો ફાકો ફાકજો જો, મારા ખેતરમાં પાક્યા છે ઢગજો; છાનો૦ ૯
ાથારી કરાવું ઝાઝા પરાલની જો, સારી આપું ચલાખાની સોડ જો; છાનો૦ ૧૦
ામકૃષ્ણ પ્રભુ પોઢીઆ જો, હું તો તારા ચરણની દાસ જો; છાનો૦ ૧૧

પદ ૯૯ મું–થાળ.

આવો આવો શ્યામળીઆજી સુંદર છો, તમે ભાવના ભૂખ્યા ભૂધર છો;
અનોપમ આજનો દહાડો છે, જોતામાં એક જ સારો છે. ૧
વશીકરણ વ્રજની નારી છે, તેણે સુખડી સરવે સમારી છે;
પેંડા રે પતાસાં ને પૂરી છે, સેવૈયામાં શાકર ચુરી છે. ૨
માંહે દરાખ ચારોલીના મેવા છે, મોહનજી મુખ ભરો તેવા છે;
જમનાજલ ભરી ઝારી છે, તેના સન્મુખ પાન સોપારી છે. ૩
અહિંઆં આ અવસર તો રૂડો છે, રાધાજીને રગભેર ચૂડો છે;
મહેતા રામકૃષ્ણ રગે રાતા છે, એ તો ગરીબપણે ગુણ ગાતા છે. ૪

પદ ૧૦૦ મું–થાળ.

લાવે લાવે લટકતી વ્રજની નાર કે, મેવા અતિ મીઠડા હો લાલ;
વાલા મારા સંસારમાં એક સાર કે, જેણે હરિ દીઠડા હો લાલ. ૧
વાલા મારા ભક્ત તણે ઘેર જાઓ કે, શીળ સ્વભાવના હો લાલ;
વાલા મારા તુલશી પત્ર ધરાવું કે, ભૂખ્યા હરિ ભાવના હો લાલ. ૨
વાલા મારા રાંક તણી મનુહાર કે, માની લીજીએ હો લાલ;
મહેતા રામકૃષ્ણ રંક સહાય કે, રતિ એક દીજીએ હો લાલ. ૩

# બ્રહ્માનંદ.

ડુંગરપૂર પ્રગણાના ખાણગામનો બારોટ. મૂળ નામ લાડુ બારોટ–સ્વામીનારાયણનો સાધુ થયા પછી બ્રહ્માનંદ નામ ધર્યું હતું. સંવત્ ૧૮૫૦ થી કવિતા કરતો હતો, ને સંવત્ ૧૮૮૮ માં વઢવાણ પાસે મૂળીમાં દેહ છોડ્યો હતો.

## કૃષ્ણ કીર્તનનાં પદો.

### પદ ૧ લું–રાગ ગરબી.

કાનુડો રે, કાનુડો રે; જમનાજીને આરે, પાણીડાં વારે રે. બેની કાનુડો૦ ૧
કા૦ કા૦ ઓચિંતો આવે, આવીને બોલાવે રે. બેની કાનુડો૦ ૨
કા૦ કા૦ કોડે જળની હેલું, બોલે ઘેલું ઘેલું રે. બેની કાનુડો૦ ૩
કા૦ કા૦ વૃંદાવનની વાટે, બાઝે મહીને માટે રે. બેની કાનુડો૦ ૪
કા૦ કા૦ ડોલરીઓ થઈ ડોલે, જેમ તેમ બોલે રે. બેની કાનુડો૦ ૫
કા૦ કા૦ બ્રહ્માનંદ કહેલી, કીધી મુને ઘેલી રે. બેની કાનુડો૦ ૬

### પદ ૨ જું.

છોગાળો રે, છોગાળો રે; છોગાં મેલે માથે, મોરલી લીધી હાથે રે. છેલ છો૦ ૧
છો૦ છો૦ ગોપીજનને સંગે, આનંદ અંગે રે. છેલ છો૦ ૨
છો૦ છો૦ ખાંતે ખાંતે ખેલે, રંગડો રેલે રે. છેલ છો૦ ૩
છો૦ છો૦ રંગ ભીનો ને રૂપાળો, અતિ મર્માળો રે. છેલ છો૦ ૪
છો૦ છો૦ કસુંબલીએ ફેંટે, રાતે રેંટે રે. છેલ છો૦ ૫
છો૦ છો૦ બ્રહ્માનંદનો પ્યારો, કામર કટારો રે. છેલ છો૦ ૬

### પદ ૩ જું.

વાલાજી રે, વાલાજી રે; મારે મંદિર આવો, હસી બોલાવો રે. મારા વાલાજી૦ ૧
વા૦ વા૦ રૂપ તમારું જોઇને, રહીહું મોહીને રે. મારા વાલાજી૦ ૨
વા૦ વા૦ લઇને સર્વસ્વ મારું, તમપર વારું રે. મારા વાલાજી૦ ૩
વા૦ વા૦ આવો મોરલી વાતા, મધુરે રાગે ગાતા રે. મારા વાલાજી૦ ૪
વા૦ વા૦ બ્રહ્માનંદના બેલી, આવો છોગાં મેલી રે. મારા વાલાજી૦ ૫

### પદ ૪ થું.

રંગીલો રે, રંગીલો રે; રંગડાનો છે રેલો, અતિ અલબેલો રે. રંગ રંગીલો૦ ૧
રં૦ રં૦ નેહ જણાવે નેણે, વાલમ વેણે રે. રંગ રંગીલો૦ ૨
રં૦ રં૦ અલવ કરતો આવે, ચિત્ત લલચાવે રે રંગ રંગીલો૦ ૩
રં૦ રં૦ બોલે સુંદર વાણી, હું લોભાણી રે. રંગ રંગીલો૦ ૪
રં૦ રં૦ ધૂની સુણાવે ઘેરી, મોરલી કેરી રે. રંગ રંગીલો૦ ૫
રં૦ રં૦ બ્રહ્માનંદનો વહાલો, નંદજીનો લાલો રે. રંગ રંગીલો૦ ૬

### પદ ૫ મું.

કોડીલો રે, કોડીલો રે; કોડે આળ કરતો, આવે મન હરતો રે. કાન કોડીલો૦ ૧
કો૦ કો૦ કોડે સામું ભાળે, રંગડો ઢાળે રે. કાન કોડીલો૦ ૨
કો૦ કો૦ કોડે છાનું કહાવે, મુંને બોલાવે રે. કાન કોડીલો૦ ૩
કો૦ કો૦ કોડે ચાલે કાલો, લાગે મુને વહાલો રે. કાન કોડીલો૦ ૪
કો૦ કો૦ કોડે રંગનો ભરિયો, મારો ઠાકરિયો રે. કાન કોડીલો૦ ૫
કો૦ કો૦ બ્રહ્માનંદનો સ્વામી, અંતર્યામી રે. કાન કોડીલો૦ ૬

### પદ ૬ ઠું.

ટકાળો રે, લટકાળો રે; લટકે મનડું લેતો, આવે સુખ દેતો રે. લાલ લટકાળો૦ ૧
૦ લ૦ લટકાં સુંદર લાવે, મનડે ભાવે રે. લાલ લટકાળો૦ ૨
૦ લ૦ લટકામાં મન લોભે, સુંદર શોભે રે. લાલ લટકાળો૦ ૩
૦ લ૦ બ્રહ્માનંદ કહે બેની, આશા મુંને એની રે. લાલ લટકાળો૦ ૪

### પદ ૭ મું.

ર્માળો રે, મર્માળો રે; મર્મ કરતાં બોલે, આવે મુજ ઓલે રે. માવ મર્માળો૦ ૧
૦ મ૦ મર્મની વાતો જાણે, આવે સંધ્યા ટાણે રે. માવ મર્માળો૦ ૨
૦ મ૦ મર્મ કરી કરી હેરે, ધાટે આવી ઘેરે રે. માવ મર્માળો૦ ૩
૦ મ૦ શોભે જળમાં રમતો, મનડે છે ગમતો રે. માવ મર્માળો૦ ૪
૦ મ૦ પહેરી જરકશી જામો, આવે મુજ સામો રે. માવ મર્માળો૦ ૫
૦ મ૦ બ્રહ્માનંદ કહે રંગી, સાચો મારો સંગી રે. માવ મર્માળો૦ ૬

### પદ ૮ મું.

ામળિયો રે, સ્યામળિ રે; વહાલી લાગે વેણુ, નથી રહેવાતું રે. સેણુ સ્યામળિયો૦ ૧
ા૦ સ્યા૦ આવો આવો ઓરા, માથે ધાલી તોરા રે. સેણુ સ્યામળિયો૦ ૨
ા૦ સ્યા૦ તમથી લાગ્યો નેહો, ટોલે મારો દેહો રે. સેણુ સ્યામળિયો૦ ૩

શ્યા૦ શ્યા૦ તમ વિના કેમ રહીએ, દુઃખ કોને કહીએ રે. સેણુ શ્યામળિયે૦ ૪
શ્યા૦ શ્યા૦ તમથી સગપણ કીધું, સર્વસ્વ દીધું રે. સેણુ શ્યામળિયે૦ ૫
શ્યા૦ શ્યા૦ બ્રહ્માનંદના પ્યારા, રહો મા ન્યારા રે. સેણુ શ્યામળિયે૦ ૬

### પદ ૯ મું.

છોગાવાળા હો છેલ, પ્યારા મારા જીવન પ્રાણ છો. ટેક.
મોહન તારી મૂર્ત્તિ, લાગે છે પ્યારી લાલ;
આડી મીટે દેખતાં તમે, ચાલોછો સુંદર ચાલ. છોગાવાળા૦ ૧
વેણુ અલૌકિક વાઇને, વળી ગાયને નૌત્તમ ગીત;
કામણ કીધાં કારમાં, મારું ચોરી લીધું ચિત્ત. છોગાવાળા૦ ૨
બાંહે બાજુબંધ બેરખા, પહેરી ફુલડાં કેરા હાર;
વહાલા બ્રહ્માનંદના, મોરા આવોને નંદકુમાર. છોગાવાળા૦ ૩

### પદ ૧૦ મું.

લટકાળા હો લાલ, મન મારું લીધું રે, લટકે તારે. ટેક.
મોહન વાઈ મોરલી, તમે કાલિન્દ્રીને તીર;
સાંભળતાં શુદ્ધ વીસરી, હું તો ભરવાં ભૂલી નીર. લટકા૦ ૧
પ્રીતમ તમે પહેરો છો પ્રેમથી, વળી શોભીતા શણુગાર;
જાદવ સામુ જોઈને, સર્વે વશ કીધી વ્રજ નાર. લટકા૦ ૨
હસી બોલાવી હેતમાં મારું કાળજ નાંખ્યું કોર;
બ્રહ્માનંદના વાલમા, તમે જાદુગારા જોર. લટકા૦ ૩

### પદ ૧૧ મું.

મોરલીવાળા હો માવ, મીઠી મીઠી વાઓ મોરલી. ટેક.
મોહન તારી મોરલી, છે કામણુગારી કોય;
તીખી નૌતમ તાનમાં, મારું મનડું લીધું પ્રોય. મોરલી૦ ૧
માયા લગાડી મુજથી, હવે જીવન રહો મા દૂર;
રસિયા તારા રાગમાં, મારું ચિત્ત થયું ચકચૂર. મોરલી૦ ૨
જંપ ન આવે જીવ મુને, કાંઇ ન સૂઝે કામ;
બ્રહ્માનંદ કહે વિઠ્ઠલા, મુને શું કર્યું તેં શ્યામ. મોરલી૦ ૩

### પદ ૧૨ મું.

રંગભીના હો કહાન, વહાલપની કરીએ જો વાતડી. ટેક.
કહાનજી તારે કારણે, મેં તો સેજ બિછાવી સાર;
જીવન ઊભી જોઉં છું, હું તો વાટડી વારમવાર. રંગ૦ ૧

મળ્યાં વિના રહે છે અતિ, મારુ આ અતર ઉદાસ;
શા માટે નથી આવતા, તમે પ્રીતમ મારી પાસ. રંગ૦ ૨
તોડી છે સસારથી, મેં તો તમથી જોડ્યું તાન;
બ્રહ્માનંદ કહે દીજીએ, વારી દર્શન કેરુ દાન. રંગ૦ ૩

## પદ ૧૩ મું–રાગ કાફી.

વાલીડા કુંજ વિહારી, વદન કમલ પર વારી રે. ટેક૦
અજબ અલૌકિક મસ્તક ઉપર, સુંદર પાઘ સમારી રે. વાલી૦ ૧
ફુલતણાં છોગલિયાં ફરતાં, પધાર્યા ગિરિવરધારી રે. વાલી૦ ૨
અંતર માંહી વસી છે આવી, મૂર્તિ મનોહર તારી રે. વાલી૦ ૩
બ્રહ્માનંદ કહે વ્રજજીવન, મોહન છો નિધિ મારી રે. વાલી૦ ૪

## પદ ૧૪ મું.

છેલા તારું છોગુ ભાળી, મોહી છુ વનમાળી રે. ટેક૦
વ્રજવાસી નંદલાલ વિહારી, ચાલ તારી લટકાળી રે. છેલા૦ ૧
રસિક પ્રિયા તારી ચટક રંગતે, મોલીડે દદ વાળી રે. છેલા૦ ૨
લેરખડા જોઈ લગની લાગી, કોઇની રહુ નહીં ખાળી રે. છેલા૦ ૩
બ્રહ્માનંદકહે પરવશ થઇ છુ, પગ ભર ડોલુ કેડે પાળી રે. છેલા૦ ૪

## પદ ૧૫ મું.

કહાને મુને કીધી ઘેલી, હાથ ન રહ્યુ મન હેલી રે. ટેક૦
શેરડીએ મુને મળીઓ સામો, મોહન છોગલા મેલી રે. કહાને૦ ૧
નીરખતાં મન વશ કરી નાંખ્યુ, આંખો ભરમ ભરેલી રે. કહાને૦ ૨
ભૂલી ચીર શરીરતણી શુદ્ધ, હૈડાંની ધીરજ હરેલી રે. કહાને૦ ૩
બ્રહ્માનદ કહે એની છબીએ, પ્રોવાણી જોયા પહેલી રે. કહાને૦ ૪

## પદ ૧૬ મું.

શાને રાખું હવે છાની, મૂર્તિ તમારી મન માની રે. ટેક૦
દુરીજનિયાં પાડોસી દેખાને, છોને બળીને થાતાં વાની રે. શાને૦ ૧
નટવર તમથી નેહ કરીને, પાછી ધરું નહીં પગ પાની રે. શાને૦ ૨
રસિક સલુણા પિયુ સંગ રમવુ, નથી વાતલડી એ નાની રે. શાને૦ ૩
બ્રહ્માનંદના નાથ તમારો, મહિમા જાણે છે મોટા જ્ઞાની રે. શાને૦ ૪

## પદ ૧૭ મું—રાગ ગરબી.

પાઘડલી તારી પ્યારી રે, નંદલાલ રંગીલા.
છબીદાર સોનેરી સારી રે; નંદલાલ રંગીલા.
ફુંમાળી અજબ કલંગી રે, નંદ૦ રૂડી પરણી નવ રંગી રે; નંદ૦ ૧
મોતીડાંની લહેરો મેલી રે, નંદ૦ શોભા જોઈ થઇ હું ઘેલી રે; નંદ૦ ૨
પેચોમાં ફૂલડાં ધરિયાં રે, નંદ૦ તેણે ગોપીનાં મન હરિયાં રે; નંદ૦ ૩
બ્રહ્માનંદ કહે તારે લટકે રે, નંદ૦ જોઈ ઘર ખોયું નવ ખટકે રે; નંદ૦ ૪

## પદ ૧૮ મું.

કાજુ ભાલ તિલક કેસરનું રે, વ્રજરાજ વિહારી.
જોઈ કારજ ભૂલી ઘરનું રે; વ્રજરાજ વિહારી.
ભ્રુકુટી અતિ રંગ ભરી છે રે, વ્રજ૦ તેને જોઈ મારી નજર ઠરી છે રે; વ્રજ૦ ૧
કાંઈ આંખલડી કેકાલી રે, વ્રજ૦ જોઈ સર્વસ્વ નાંખ્યું ઘોળી રે; વ્રજ૦ ૨
નાસાની શોભા નોખી રે, વ્રજ૦ નિરખે શિવજી જેવા શોખી રે; વ્રજ૦ ૩
બ્રહ્માનંદ કહે વદન રૂપાળું રે, વ્રજ૦ જોઈ અંતર થાય અજવાળું રે; વ્રજ૦ ૪

## પદ ૧૯ મું.

કાને કુંડળીઓ નંગ જડીયાં રે, છેલા સ્યામ સુહાગી.
જોઈ જીવું હું એ વડિયાં રે; છેલા સ્યામ સુહાગી.
તિલ સ્યામ કપોલે તારે રે, છેલા૦ મનડામાં ખુંતેલ મારે રે. છેલા૦ ૧
રુડા અધર પરવાળા તોલે રે, છેલા૦ જોઈ વ્રજ ત્રિયા ઘેલી ડોલે રે; છેલા૦ ૨
દાંતોની શોભા ભાળી રે, છેલા૦ મુખ લાવણ્યતા મર્માળી રે; છેલા૦ ૩
નેણુનો મટકો નંચાવે લેખામાં રે, છેલા૦ બ્રહ્માનંદ રીઝે રેખામાં રે; છેલા૦ ૪

## પદ ૨૦ મું.

ભુજ બંધ જડાઉ ભારી રે, રંગ રેલ રસીલા.
બાંધ્યા મન હરવા મોરારી રે; રંગ રેલ રસીલા.
ગળે મોતી માળ અમૂલી રે, રંગ૦ જોઈ વ્રજ વનિતા વન ભૂલી રે; રંગ૦ ૧
સુંદર ઉપડતી છે છાતી રે. રંગ૦ તેની શોભા નથી કહેવાતી રે; રંગ૦ ૨
પેટ પોયણાનું પાનું રે, રંગ૦ દેખી ગોકુળ થયું દીવાનું રે; રંગ૦ ૩
બ્રહ્માનંદ કહે કમર કસી છે રે, રંગ૦ મારા અંતરમાં એ વસી છે રે; રંગ૦ ૪

## પદ ૨૧ મું–રાગ ગરબી.

નંદલાલો રે નંદલાલો, છે જો મારા પ્રાણ થકી મુને વહાલો. નંદ૦ ૧
એના ચરણ કમલની રેખું; જોઇ જન્મ સફલ મારો લેખું. નંદ૦ ૨
નખ મંડલ અધિક તેજાળું; અંતરમાં કરે છે અજવાળું રે. નંદ૦ ૩
પગ ઘુંટી અજબ ગોલ પ્યારી; એનું ધ્યાન ધરે છે ત્રિપુરારી રે. નંદ૦ ૪
ગિરિધરની નવલ પિણ્ડી ગોરી; બ્રહ્માનંદની છે જીવન દોરી રે. નંદ૦ ૫

## પદ ૨૨ મું.

રંગ ભીનો રે રંગ ભીનો, એનો નિત્ય નિત્ય ભાવ નવીનો રે. રંગ૦ ૧
જાનુ જુગલ જોઇને સુખીઆં થઇએ; નિત્ય કમલા ચાંપે છે ચતુરાઇએ રે. રંગ૦ ૨
દીસે દુર્વે વાધે છે ઉરુ દીઠે; તે તો શોભે ગરુડ કેરી પીઠે રે. રંગ૦ ૩
કટિ નવલ પીતાંબર ભાળી; કંદોરો જડિત સુખકારી રે. રંગ૦ ૪
નાભી અજને થયાનું ઠેકાણું; બ્રહ્માનંદનું ત્યાં મન લોભાણું રે. રંગ૦ ૫

## પદ ૨૩ મું.

અલબિલો રે અલબિલો; છોગાંવાળો તે છેલ છબીલો રે. અલ૦ ૧
ઉન્દ ત્રિવલિ અધિક રૂપાળી; જોઇ મગન રહે છે મહીવાળી રે. અલ૦ ૨
પેટ નરમ પોયણ કેરું પાનું; માંહે રહે છે બ્રહ્માંડ જુથ છાનું રે. અલ૦ ૩
છબીદાર ઉપડતી પહોળી છાતી; રહે લક્ષ્મી અખંડ રંગ રાતી રે. અલ૦ ૪
કંઠ શંખ સરીખો કાજુ શોભે; બ્રહ્માનંદનું મનડું લોભે રે. અલ૦ ૫

## પદ ૨૪ મું.

ગિરિધારી રે ગિરિધારી; એની મૂર્ત્તિ લાગે છે મને પ્યારી રે. ગિરિ૦ ૧
ભુજ દંડ પ્રચંડ શોભે ભારી; કંઠ નાખી ડોલે છે વ્રજ નારી રે. ગિરિ૦ ૨
રુડાં કુંડલ જડાઉ કાને રાજે; મુખ જોઈ કમલ શશિ લાજે રે. ગિરિ૦ ૩
તિલ તાજુ છે ગોલ કપોલે, સુખ અનત રહ્યાં છે એને ઓળે રે. ગિરિ૦ ૪
નાસા નેણ તિલક છબિ જોઇને; બ્રહ્માનંદ કહે રાખું હું ચિત્ત પ્રોઇને રે. ગિરિ૦ ૫

## પદ ૨૫ મું–રાગ પ્રભાતી.

પ્રાત થયું મન મોહન પ્યારા, પ્રીતમ રહ્યા શું પોઢીને;
વારમવાર કરું છું વિનતિ, જગજીવન કર જોડીને. પ્રાત૦ ૧
ઘર ઘરથી ગોવાળા આવ્યા, દર્શન કારણ દોડીને;
આંગણીએથી ઉભી વ્રજ અબલા, મહી વલોવાં છોડીને. પ્રાત૦ ૨

બહુરૂપી દરવાજે બેઠા, શંકર નેજા ખોડીને;
મુખડું જોવા આતુર મનમાં, જોરે રાખ્યા હોડીને. પ્રાત૦ ૩
ભૈરવ રાગ ગુણી જન ગાવે, તાન મનોહર તોડીને;
બ્રહ્માનંદના નાથ વિહારી, ઉઠ્યા આળસ મોડીને. પ્રાત૦ ૪

## પદ ૨૬ મું.

રસિયાજી રાધે આંગણે બેઠા, કોમળ દાતણ કરવાને;
મખમલની ગાદી બહુ મુલી, પાટ ઉપર પાથરવાને. રસિ૦ ૧
આછું જલ જમુનાનું આણ્યું, કંચન ઝારી ભરવાને,
સોના કેરું પ્યાલું લાવ્યા, સુંદર આગે ધરવાને. રસિ૦ ૨
દાસ મળ્યા સૌ દર્શન કારણ, ભવને પાર ઉતરવાને;
દાતણ કરતાં હરિને દીઠા, તે નાવે ભવ તરવાને. રસિ૦ ૩
મુખ મજન કીધું મન મોહન, હરિ જનનાં મન હરવાને;
બ્રહ્માનંદના નાથ પધાર્યો, સ્નાન વિધિ અનુસરવાને. રસિ૦ ૪

## પદ ૨૭ મું.

બાજઠ કનકતણે આવી બેઠા, નીર ગરમ હરિ નહાવાને;
શ્વેત વસ્ત્ર પહેર્યું એક સુંદર, ભૂધરજી ભીંજાવાને. બાજઠ૦ ૧
અત્તર તેલ ફૂલેલ અનોપમ, મર્દન કરવા માવાને;
અંગ ચોળ્યું જળ ઢોળ્યું ઉપર, રસિયાને રીઝાવાને. બાજઠ૦ ૨
સ્નાન કરી ઉઠ્યો શ્યામળિયો, પ્રેમી જન લલચાવાને;
લલિત નવિન તૈયાર કરી લાવ્યા, પીતાંબર પહેરાવાને. બાજઠ૦ ૩
રત્ન જડિત-રુબ પાટ મનોહર, ગાદી નવલ બીછાવાને;
બ્રહ્માનંદના નાથને આવ્યા, ભોજન કાજ બોલાવાને. બાજઠ૦ ૪

## પદ ૨૮ મું.

જમો જમો રે મારા જીવન જુગતે, ભોજનીઆં રસ ભરીઆં રે;
પાક શાક તમ સારુ પ્રીતમ, કોડે કોડે કરીઆં રે. જમો૦ ૧
તળીઆં ગળીઆં તાજાં તાતાં, કનક થાળમાં ધરીઆં રે;
આરોગો મારા નાથ અલૌકિક, ઘ્રત ઝાઝાં ઘેબરીઆં રે. જમો૦ ૨
કઢી વડી કારેલાં કાજુ, રાયતણાં દૈથરીઆં રે;
જોઇએ તો ઉપરથી લેજો, મીઠું જીરું મરીઆં રે. જમો૦ ૩

બ્રહ્માનંદના નીથ સિરાવ્યા, દૂધ ભાત સાકરીઆં રે;
ચળુ કર્યું હરિ તૃપત થઇને, નિરખી લોચન ઠરીઆં રે. જમો૦ ૪

પદ ૨૯ મું-રાગ વેલાવર.

લાલ મનોહર લીજીએ, મુખવાસ મોરારી;
શ્યામ સુહાગી શ્યામળા, જાઉં મુખ પર વારી. લાલ૦ ૧
જોઇએ તો લાવું જાયફલ, તજ સુંદર તાજી;
આરોગો મારા નાથજી, રસિયા થઈ રાજી. લાલ૦ ૨
લવિંગ સોપારી ને એલચી, કાથો ચુનો મેલાવું;
નાગરવેલીનાં પાનની, કાજુ બીડી બનાવું. લાલ૦ ૩
હરિ જન દર્શન કારણે, ઉભા ચૌપાસ;
આવા મુખ તંબોલની, બ્રહ્માનંદને આશ. લાલ૦ ૪

પદ ૩૦ મું.

રત્ન સિંહાસન ઉપરે, રસિયાજી બીરાજે;
અદ્ભુત શોભા જોઇને, કોટિ કંદર્પ લાજે. રત્ન૦ ૧
જામો પહેર્યો જરકસી, સહેરો શિર સારો;
પિળી ઓઢી પામરી, બેઠા નંદ દુલારો. રત્ન૦ ૨
કમર કન્દોરો શોભતો, પોંચી બેઉ હાથે;
ઉપરણી આપી રહી, મોલીડું છે માથે. રત્ન૦ ૩
ફૂલમાળા ગળે ફુટડી, ધારી ગિરિધારી;
શોભા જોઈ શણગારની, બ્રહ્માનંદ બલિહારી. રત્ન૦ ૪

પદ ૩૧ મું.

અખણ્ડ પીયાજીની આરતી, અતિ હેતે ઉતારું;
મહા મનોહર મૂરતી, અતરમાં ધારું. અખણ્ડ૦ ૧
અગર ધૂપ અતિ શોભતો, દીપક અજવાળું;
મુખડું મોહનલાલનું, નિરખ્યું રૂપાળું. અખણ્ડ૦ ૨
ભેરી શંખ મૃદંગ ધુની, વાજે અતિ વાજે;
બ્રહ્મા ભવ સુર આવિયા, સૌ દર્શન કાજે. અખણ્ડ૦ ૩
જય જય વાણી ઉચ્ચરે, ઘેરે સ્વરે ગાવે;
બ્રહ્માનંદના નાથની, છબી જોઈ સુખ પાવે. અખણ્ડ૦ ૪

### પદ ૩૨ મું.

પ્રાણજીવન પધરાવિયા, મંદિરીયાં માંઈ;
પોઢ્યા સારુ પ્રેમસું, સુખ સેજ બિછાઈ. પ્રાણ૦ ૧
પ્રીતમ બેઠા પલંગપર, આવી અલબેલો;
રુડો લાગે રાજવી, છોગાળો છેલો. પ્રાણ૦ ૨
મોહને દીધી મુજને, ફુલડાની માળા;
પગ ચાપું હું પ્રેમથી, થયા સ્યામ સુખાળા. પ્રાણ૦ ૩
શીખ દીધી સર્વ સાથને, પોઢ્યા કુંજ વિલાસ;
બ્રહ્માનંદ હજુર હરિનો, એકાંતિક દાસ. પ્રાણ૦ ૪

### પદ ૩૩ મું–રાગ રામગ્રી.

ધન્ય ધન્ય મારી આંખડી, નિરખ્યા વ્રજપતિ વહાલો;
માથે સુંદર મોળિયું, ઓઢ્યો નવલ દુસાલો. ધન્ય૦ ૧
ભાલ તિલક સોહામણું, ભ્રુકુટી રૂપાળી;
લોચન તિખાં લાગણાં, નાસા મર્માળી. ધન્ય૦ ૨
કુંડલ જડાઉ કાનમાં, મકરાકૃત ભારી;
તે જોઇને ફૂલી, ફરે, સર્વે નર નારી. ધન્ય૦ ૩
કાજુ ગોર કપોલમાં, તિલ ત્રાજવું શોભે;
ગોકુલવાસી ગોપનાં, જોઈ જોઈ મન લોભે. ધન્ય૦ ૪
અધર લાલ શુભ દાંત છે, દાડમ કલિ જેવા;
બ્રહ્માનંદના નાથને, હસી બોલ્યાના હેવા. ધન્ય૦ ૫

### પદ ૩૪ મું.

આજ અમારે આનન્દ અંતરે, જગજીવનને જોઇને.
મન મોહનની મૂર્તિ રાખું, નેણામાંહી પ્રોઇને. આજ૦ ૧
ઘોડલાની વાસે રે ઘુમરુ, હાથીડા નિહાળું;
અસ્વારી અલબેલાની જોઈ, તન મન ધન વારું. આજ૦ ૨
ગિરિધર ગજ અંબાડીએ, ચાલ્યા મથુરાં શેરી;
વિનતાઓ લે છે વારણાં, ફૂલડાં વેરી. આજ૦ ૩
વાજાં બૌત પ્રકારનાં, નિશાન પટાળાં.
ચમર ઢળે શિર શ્યામને, લાગે રૂપાળાં. આજ૦ ૪

ચોપદારે ઉંચે સ્વરે, જય જય વાણી ઉચ્ચારી;
બ્રહ્માનંદ છબી જોઇને, જાય છે બલિહારી. આજ૦ ૫

### પદ ૩૫ મું.

હરિવર બેસી હાથીએ, માણીગર મહાલે;
ચમર ઢળે ને શ્યામળો, છોગાળો ચાલે. હરિ૦ ૧
મથુરાં નગરની માનુની, હેતેં અતિ હેરે;
ગોખ ચઢી ગજગામિની, ફુલડાં વેરે. હરિ૦ ૨
ડમરી અબિલ ગુલાલની, ઉડે અતિ ભારી;
તે જોવાને આવિયા, બ્રહ્મા ત્રિપુરારી. હરિ૦ ૩
ઢોલ દમામા ગડગડે, ત્રાંબાળૂ વાજે;
કુબુદ્ધિ મંત્રી કંસના, દેખીને દાઝે. હરિ૦ ૪
બ્રહ્માનંદના નાથની, ઓપે અસ્વારી;
કોટિક જન પાવન થયા, નીરખી નર નારી. હરિ૦ ૫

### પદ ૩૬ મું.

શી કહું શોભા આજની, વર્ણનમાં નાવે;
ગિરિધર ગજ અંબાડિયે, મલપંતા આવે. શી કહું૦ ૧
પાઘ ઉપર શિર પેચને, શોભા અતિ સારી;
અજબ દુશાલો ઓઢિયો, વ્રજરાજ વિહારી. શી કહું૦ ૨
હૈડાંની ઉપર હીંચકે, મોતિડાંની માળા;
મથુરાં કેરી શેરીએ, લાગે રૂપાળા. શી કહું૦ ૩
કર્યું નિકન્દન કંસનું, નિજ જન સુખ આપ્યું;
દેવકી ને વાસુદેવનું, ભવબંધન કાપ્યું. શી કહું૦ ૪
જોગી જતી જેને જપે; સનકાદિક ગાવે;
બ્રહ્માનંદ પાવન કર્યાં, લોચન નંદલાવે. શી કહું૦ ૫

### પદ ૩૭ મું-રાગ ગોડી.

શ્યામની છબી રે, સખી શ્યામની છબી;
જોને ફુલડેથી છાઈ, સખી શ્યામની છબી. ટેક૦
ફૂલડાંના તોરાની ફેરે, ભ્રમર કરે ગુંજાર,
અંગો અંગ હારને શોભે, ફૂલડાંના શૃંગાર. શ્યામ૦ ૧

કાનમાં ફૂલડાંનાં કુંડળ, ફૂલડાંના ભુજબંધ;
ફૂલતણા ગજરા ફાવે છે, સુંદર માંહિ સુગંધ. સ્યામ૦ ૨
ફૂલતણો શિર મુકુટ જોઇને, મગન ફરે વ્રજ નાર,
ફૂલતણી શોભાપર જાયે, બ્રહ્માનંદ બલિહાર. સ્યામ૦ ૩

પદ ૩૮ મું.

ફૂલની માળા રે, શોભે ફૂલની માળા;
બેની સુંદર વરને શોભે, ગળે ફૂલની માળા. ટેક૦
નવલ કસુંબી પટકા ઉપર, તોરે દદ વાળી;
ફૂલની પિછોડી ઓઢી, ઉભા વનમાળી. ફૂલ૦ ૧
ફૂલડાની વૈજયતી માળા, હરિવરને ફાવે;
એ માલાને જોવા સારુ, ઇન્દ્રાદિક આવે. ફૂલ૦ ૨
ફૂલ કલંગી માથે લટકે, છબી નૌતમ સારી;
બ્રહ્માનંદ કહે નટવર મૂર્તિ, નેણમાં ધારી. ફૂલ૦ ૩

પદ ૩૯ મું.

ફૂલની બાંધી રે, પોંચી ફૂલની બાંધી;
હેલિ નટવરજીને હાથે, પોંચી ફૂલની બાંધી. ટેક૦
ફૂલતણાં છોગલિયાં ફરતાં, મેલ્યાં મર્માળાં;
કાનો ઉપર ફૂલડાં ખોસ્યાં, લાગે રૂપાળાં. ફૂલ૦ ૧
ફૂલ દડો ઉછાળે વહાલો, લટકે મન લેવા;
એ લટકાને જોવા આવે, ભવ બ્રહ્માદિક જેવા. ફૂલ૦ ૨
ફૂલડાંની ટોપી ગુંથીને, પ્રેમે પહેરાવી;
બ્રહ્માનંદ કહે એ છબી, મેં તો અંતર ઠેરાવી. ફૂલ૦ ૩

પદ ૪૦ મું.

મન મારું મોહ્યું રે, હેલી મન મારું મોહ્યું;
એની ફૂલડાંની શોભા જોઇને, મન મારું મોહ્યું. ટેક૦
ફૂલડાંના ગજરા ધાર્યા, સુંદર વર છેલે;
જે ગજરાની ફેરે ભમરા, કેડો ન મેલે. મન૦ ૧
ફૂલડાં કેરાં તોરા પહેર્યાં, વ્રજજીવન વહાલે;
ભૂધરજી ફૂલડાંને ભારે, લટકંતા ચાલે. મન૦ ૨

અલબેલાને સર્વે અંગે, ફુલે ફૂલવાડી;
બ્રહ્માનંદ કહે એ છબી જોવા, આવે સૌ દહાડી. મન૦ ૩

### પદ ૪૧ મું–રાગ ગરબી.

મારાં નેણાંતણા શણગાર રે, મંદિરે પધારો તમે માવજી રે. ટેક.
હરિ વહાલા તમારા વિના ગમતું નથી રે, મારા હરિવર હૈડાં કેરા હાર રે. મંદિર૦ ૧
હરિ વહાલા ચટક રંગીલી પહેરી ચાંખડી રે, ઓરા આવોને પ્રાણ આધાર રે. મંદિર૦ ૨
હરિ વહાલા પ્યારીને રંગીલી બાંધી પાઘડી રે, રૂડાં ઝળકે સોનેરી માંહી તાર રે. મંદિર૦
હરિ વહાલા બ્રહ્માનંદ કહે હવે તમ વિના રે, મારે ઝેર થયો સંસાર રે. મંદિર૦ ૪

### પદ ૪૨ મું.

મોરા મનડાંના માનેલ માવ રે, સેજે પધારો તમે શ્યામળા રે. ટેક.
હરિ વહાલા માથે અલૌકિક મોળિયું રે, માંહી ફૂલડાંનો અધિક ભરાવ રે. સેજે૦ ૧
હારે વહાલા ઓરા આવોને હવે અમ ભણી રે, પ્રેમે ધરતા ધીરા ધીરા પાય રે સેજે૦ ૨
હરિ વહાલા હેતે લટકાં કરો હાથનાં રે, મારા નવલ રંગીલા છેલ નાવ રે. સેજે૦ ૩
હારે વહાલા બ્રહ્માનંદના નાથજી રે, મારાં દિલડાં કેરા દરિયાવ રે. સેજે૦ ૪

### પદ ૪૩ મું.

મારા છોગાવાળા ઘનશ્યામ રે, કરુણાના સાગર કહાનજી રે. ટેક.
હારે વહાલા છોગું તમારું ચિત્તમાં વસ્યું રે, મારે રટણા લાગી છે આઠે જામ રે. કરુણા૦ ૧
હરિ વહાલા તમથી લાગી છે મારે પ્રીતડી રે, કાંઇ નથી બીજા કેરું કામ રે. કરુણા૦ ૨
હરિ વહાલા લટકાં કરોને રળીઆમણાં રે, તે જોઇને થાએ છે આરામ રે. કરુણા૦ ૩
હરિ વહાલા બ્રહ્માનંદના રંગ છેલડા રે, તમે દોહલી વેળાનું મારું દામ રે. કરુણા૦ ૪

### પદ ૪૪ મું.

બંસીવાળા રૂપાળા બલવીર, વહાલા આવી બીરાજો મારે ઓરડે રે. ટેક.
હરિ વહાલા મનમાં વસી તમારી મૂર્તિ રે, છેલા સુંદર શ્યામ શરીર રે. વહાલા૦ ૧
હરિ વહાલા ઘોડલા ખેલાવો આવી ચોકમાં રે, અલબેલાજી મજના અમીર રે. વહાલા૦ ૨
હરિ વહાલા અવગુણ અમારા સહુ વિસરો રે, તમે ગુણના સાગર ગંભીર રે. વહાલા૦ ૩
હરિ વહાલા બ્રહ્માનંદ કહે નિરખ્યા વિના રે. નથી રહેતી હૈડામાં મુને ધીર રે. વહાલા૦ ૪

## જ્ઞાનલોચન.

### પદ ૧ લું-રાગ ગોડી.

પ્રગટ પ્રમાણુ હરિને, ભજ મન પ્રગટ પ્રમાણુ હરિને;
કામ ક્રોધ મદ લોભ તજીને, દઢ ઉર ટેક ધરીને. ભજ૦ ૧
ગર્ભવાસનું સંકટ પ્રાણી, જાઇશ માં વિસરીને;
કુબુદ્ધિ કુડ કપટ પરહરજે, ભરજે પાય ડરીને. ભજ૦ ૨
માલ મુલક સર્વે મેલીને, જાવું જરૂર મરીને;
જાઈશ માં જમડાની આગે, ઝાઝો ભાર ભરીને. ભજ૦ ૩
ભવ દુઃખ ટળે મટે સર્વ ભ્રમણા, સંતનો સગ કરીને;
બ્રહ્માનંદ કહે આવો અવસર, નહીં પામીશ ફરીને. ભજ૦ ૪

### પદ ૨ જું.

નારાયણ સુખકારી, ભજી લે નારાયણ સુખકારી;
સાધુ જનની માન શિખામણ, વિષય વિકાર વિસારી. ભજી લે૦ ૧
માત પિતા સુત બાંધવ મેડી, નહિ તારાં સુત નારી;
જમને દ્વાર એકીલા જાવું, કરજે કરમ વિચારી. ભજી લે૦ ૨
રાજા રંક ગુણિજન પંડિત, ખેડૂત ને વેપારી;
સગાં કુટુંબી સહિત સૌને, લેઈ જાએ જમ મારી. ભજી લે૦ ૩
ભરત ખંડમાં દેહ મનુષ્યનો, મળે નહીં વારંવારી;
બ્રહ્માનંદ કહે થાને સુખિયો, સત્ય વચન ઉર ધારી. ભજી લે૦ ૪

### પદ ૩ જું.

અલખ પુરુષ અવિનાશી, ભજી લે અલખ પુરુષ અવિનાશી;
કરમ કટે તારાં અનંત જનમનાં, ફંદ મટે ચોર્યાશી. ભજી લે૦ ૧
સગું કુટુંબી સુત ને નારી, માતા મામો ને માશી;
અંતે ભેળું કોય ન આવે, અંતર દેખ તપાસી. ભજી લે૦ ૨
ઘરમાં બેઠા ગાળો બોલે, દેખી તીરથવાસી;
પર ધન હરે કરે નિત્ય કુબુદ્ધિ, પર નારીની હાંસી. ભજી લે૦ ૩
મારું મારું કરતો મૂરખ, મેલી ધન મરી જાશી;
બ્રહ્માનંદ કહે હજી સમરી લે, રસિક શ્યામ સુખ રાશી. ભજી લે૦ ૪

પદ ૪ થું.

પ્રગટ હરિ ભજ પ્રાણી, સમજીને પ્રગટ હરિ ભજ પ્રાણી;
પાપ દ્રોહ પરિત્યાગ કરીને, દયા ધર્મ ઉર આણી. સમ૦ ૧
પર ધન પર સ્ત્રી મદ, માટી, નરક તણી નિશાણી;
તે પાપે કરી અવસ્ય પિલાઇશ, ઘાલી જમડા ઘાણી. સમ૦ ૨
સમજ્યા વિના ન બોલીશ કોઈ દિન, મુખથી મિથ્યા વાણી;
મમતા કેરો માથે મૂરખ, ભાર મા લેજે તાણી. સમ૦ ૩
એળે દેહ અમુલખ ખોયો, કિધી ધૂડ કમાણી;
બ્રહ્માનંદ કહે તત્પર થઈ ભજ, જગપતિ સાચા જાણી. સમ૦ ૪

ચોરે ચકલે બેસી દ્વિજ વર, નારી કથાઓ ગાશે જી રે;
કોસ ઓખનાં પાણી પીશે, બીજાને પણ પાશે રે. કલિજુગ૦ ૧૨
વટલ્યાની આશંકા મેલી, ચલમો પીશે તાણી જી રે;
પરમેશ્વરનો ડર નહિ રાખે, બોલશે મિથ્યા વાણી રે. કલિજુગ૦ ૧૩
શમ દમ તપ શાંતિ શૌચાદિક, એ બ્રાહ્મણના ધર્મ જી રે,
તેનો ત્યાગ કરીને દ્વિજ વર, કરશે કુડાં કર્મ રે. કલિજુગ૦ ૧૪
એવાં અનંત અયોગ્ય કર્મ છે, કેટલાંક કહી સંભળાવું જી રે;
કલિના દ્વિજનાં લક્ષણ કહેતાં, અતરમાંહી લજાવું રે. કલિજુગ૦ ૧૫
શૂરાતન ધીરજ ડહાપણ ને, યુદ્ધથકી નવ ભાગે જી રે;
ગૌ બ્રાહ્મણ સાધુ સેવામાં, ક્ષત્રી નિસ અનુરાગે રે. કલિજુગ૦ ૧૬
તે સર્વે ત્યાગી ને ક્ષત્રી, કરશે પાપ અનેક જી રે;
તેમ જ દાન પુણ્ય હરિ ભક્તિ, ત્યાગી દેશે છેક રે. કલિજુગ૦ ૧૭
જીવ દયા કરવી ક્ષત્રીને, તે કરશે જીવ હિંસા જી રે;
ચોરી ચાડી ખાતર પાડી, ભેળા કરશે પૈસા રે. કલિજુગ૦ ૧૮
જોડા ઉપર છોરા પડતાં, ઢોર નર્કમાં જાશે જી રે;
તે દારુને ક્ષત્રી પીશે, બીજાને પણ પાશે રે. કલિજુગ૦ ૧૯
રાજા ને રાજાના ચાકર, લાંચ લોકની ખાશે જી રે;
જૂઠી જૂઠી સાખ્યો પૂરી, અવળા ન્યાય તોળાશે રે. કલિજુગ૦ ૨૦
ચાડિયા તે તો ચતુર કહેવાશે, રુડા જન દંડાશે જી રે;
હરામીથી સહુ હારશે, સાધુ જન પીડાશે રે. કલિજુગ૦ ૨૧
પાપ કર્મમાં લુબ્ધા રહેશે, ધર્મ લેશે નહિ પાળે જી રે;
સત્પુરુષની વાત નહિ માને, ચડશે અવળે ચાળે રે. કલિજુગ૦ ૨૨
વાણિયા આદિ વૈશ્ય કહાવે, તે પણ નિજ ધર્મ લોપી જી રે;
પર નારી રત પાપી ગુરુને, રહેશે તન મન સોંપી રે. કલિજુગ૦ ૨૩
સાચા ધર્મને ખોટા કહેશે, ખોટાને સત્ય ગાશે જી રે;
ઉત્તમ જાતી નાતરુ કરશે, નહિ ખપે તેનું ખાશે રે. કલિજુગ૦ ૨૪
કેટલાંક માણસ દિકરીઓને, બાલપણામાં હણશે જી રે;
પરણાવ્યાનુ દામ ખરચ્યાની, દાઝે પાપ નહિ ગણશે રે. કલિજુગ૦ ૨૫
વાણિયા તે તો ચોરી કરાવશે, નહિ પાળે ધર્મ લેશ જી રે;
ઉપરથી તો રુડા રાખશે, વૈષ્ણવ કેરા વેશ રે. કલિજુગ૦ ૨૬

મર્મ વચન સાસુ તે વહુને, કહેશે તું શું લાવી જી રે;
તારા બાપની છત હું જાણું, સર્વે દેઉં બનાવી રે. કલિજુગ૦ ૪૨
લોકોનું લુંડાપણું કરતો, પેટ પરાણું ભરતો જી રે;
અન્ન વસ્ત્રને અર્થે તારો, બાપ તો વળખાં કરતો રે. કલિજુગ૦ ૪૩
એવાં વાંકાં વેણ વહુને, સાસુ કહેશે બળતાં જી રે,
ત્યારે વહુ સાસુને સુણાવશે, પતિને કહેશે વળતાં રે. કલિજુગ૦ ૪૪
તારે પાનરૂ હું ક્યાં આવી, નિત્ય નિત્ય મહેણાં ખાવા જી રે;
તારો બાપ નહોતો તુને, શિદ આવ્યો પરણાવા રે. કલિજુગ૦ ૪૫
ધણીને વહુઓ ધોકે મારશે, પરનર દેખી રાજી જી રે;
નારી પતિને શિખામણ દેશે, તેને કહેશે પાજી રે. કલિજુગ૦ ૪૬
પરણ્યા ધણીનો ત્યાગ કરીને, પરનર સંગ લપટાશે જી રે;
પતિવ્રતાનો ધર્મ નહિ પાળે, એવી નારીઓ થાશે રે. કલિજુગ૦ ૪૭
વહુને સારુ લગાડવા કાજે, જેમ કહે તેમ કરશે જી રે;
નારી વશ થઈ કામ સઉ કરશે, નફટ થઇને ફરશે રે. કલિજુગ૦ ૪૮
ધણિયાણીનાં ધોશે વસ્ત્રો, હાથે રાંધશે હાલી જી રે;
બેન બનેવી બારણું ન દેખે, પસલી લેશે સાળી રે. કલિજુગ૦ ૪૯
સસરા સાળાને ત્રેવડશે, ભાઇઓ સાથે વેર જી રે,
બેન ભાણેજ ઘેર આવશે તો, લાગશે કડવાં ઝેર રે. કલિજુગ૦ ૫૦
બાળકનુ ઉપરાણુ લેઇને, ભાઈ ભાઇ સગે લડશે જી રે;
તુચ્છ પદારથ સારુ બાધવ, એક બીજાને નડશે રે. કલિજુગ૦ ૫૧
જતિ જોગી બ્રહ્મચર્ય ત્યાગી, પંચ વિષે વિખ વિશે જી રે;
ધન નારીનો સંગ્રહ કરશે, હરિ સગ હેત ન દીસે રે. કલિજુગ૦ ૫૨
જંત્ર મત્ર ને દોરા ધાગા, ઘેર ઘેર કરતા ફરશે જી રે;
ત્યાગ વૈરાગ્ય ને ધ્યાન ભજન સૌ, ત્યાગ કરી ધન હરશે રે. કલિજુગ૦ ૫૩
સત્પુરુષનો દ્રોહ જ કરશે, અસત્ સંગાથે હેત જી રે;
ગાંજો ભાંગ્ય અફીણ ને હોકા, પીતાં થાશે ફજેત રે. કલિજુગ૦ ૫૪
અંધ ગુરુ તેના ચેલાને પણ, ધર્મમાં હેત ન દીસે જી રે;
નીચ ગુરુનું એઠું ખાશે, ચરણ ધોઇને તેના પીશે રે. કલિજુગ૦ ૫૫
એવા અનંત દોષ યુક્ત કલિમાં, ગુરુને શિષ્ય બહુ થાશે જી રે;
વિધિ નિષેધનો ત્યાગ કરીને, એક બ્રહ્મમુખ ગાશે રે. કલિજુગ૦ ૫૬

ગીતામાં અર્જુનને કીધું એ, કૃષ્ણ પ્રભુ શ્રીમૂખ જી રે;
અધર્મ કલિના વિંટયા માણસ, મુજથી થાશે વિમૂખ રે. કલિજુગ૦ ૫૭
ત્યારે હું પૃથ્વીમાં પ્રગટીશ, ધર્મના સ્થાપન સારુ જી રે;
અધર્મ કલિનો નાશ કરીને, તારીશ જીવ હજારુ રે. કલિજુગ૦ ૫૮
કરુણા કરી તે કૃષ્ણ કલિમાં, પ્રગટ થાશે સુખદાન જી રે;
હરિ હરિકૃષ્ણ નામ કહેવાશે, પુરુષોત્તમ ભગવાન રે. કલિજુગ૦ ૫૯
કામ ક્રોધ મદ લોભના ત્યાગી, સાધુ કરશે અપાર જી રે;
ધર્મ જ્ઞાન વૈરાગ્યસોતી, ભક્તિ કરશે વિસ્તાર રે. કલિજુગ૦ ૬૦
પાંડવને કૃષ્ણે કહી દાખ્યા, એ રીતે કલિધર્મ જી રે;
પાંડવ સુણી હીમાળે ગળિયા, જાણી સઘળો મર્મ રે. કલિજુગ૦ ૬૧
સંવત અઢાર સાડત્રિસે ગાયો, કલિજુગનો મહિમાય જી રે;
તેને ગાય શિખેને સાંભળે, તેનાં અઘ બળી જાય રે. કલિજુગ૦ ૬૨

—✿✿✿✿—

## ઉપદેશ વિષે.

### છંદ ચંદ્રાવળાં.*

પરનારીશું પ્રિત કરી છે, તેને રુઠ્યા રામ,
માતાને તો ભારે મારી; સુજ્યું ભુંડું કામ;
સુજ્યું ભુંડું કામ તે કેવું, એના પિત્રિ સ્વર્ગે કંપે એવું,
કહે ગોવિંદરામ એની મત ફરી છે, પરનારીશું પ્રીત કરીછે.—તેને૦
પરનારી તો વેદમાં વારી, તજવો તેનો સંગ,
સર્પથકી વિખ એમાં અદકું, અંધો થાય ભુજંગ;
અંધો થાય ભુજંગ તે નારી, જ્ઞાનીએ તજી તે જોઈ વિચારી,
કહે ગોવિંદરામં ન રીઝે ગિરિધારી, પરનારી તો વેદમાં વારી—તજ૦
સર્પ ખાય તો સુખેથી ખાજો, તેથી રૂડી લ્હાય,
પરનારી પરપૈસા સન્મુખ, ચાલે મહા દુ:ખ થાય;
ચાલે મહાદુ:ખ થાય તે કેવું, ભવભટકણમાં નાખે એવું,
કહે ગોવિંદરામ એથી અળગા થાજો. સર્પ૦

* આ ચંદ્રાવળાંની ચોથી ટુકમાં કંઇક અક્ષરો વધારે છે, ને તેથી પેહેલું ચરણ પાછું ચોથા ચરણમાં લેતાં લીટી લાંબી ઘણી વધી જાય છે, માટે પેહેલા ચરણનો કેટલેક સ્થળે એકેક જ શબ્દ મુકયો છે માટે વાંચતી વેળાએ પેહેલું ચરણ છે એ લક્ષમાં રાખીને વાંચવું.

પુરુષ ચાલી જાય પારકે ઘેર, તે ન હોય સાડાસોળ,
ઉધલી કન્યા ઘર ન પૂછે, માથે ન ઘાલે મોડ;
માથે ન ઘાલે મોડ તે કન્યા, ને એ બે વાતમાં થાયે અન્યા,
કહે ગોવિંદરામ એનું જીવિત થૈ ગયું ઝેર. પુરુ૦

શીલવિના શોભે નહિ કેદી, આભૂષણ કહું એક,
સોળે તણી તો શીલ જ શોભા, જે ટાંણે રાખે ટેક;
ટાણે રાખે ટેક તે કેવી, તો પરત્રિયા તે માતા જેવી,
કહે ગોવિંદરામ આ જીવિત તો બે દી. શીલ૦

પાંચ પાપ સર્વે પાપથી ભારી, તે મહા પાપ કેહેવાય,
બ્રહ્મહત્યા ને ચોર સોનાંનો, ત્રીજો જારી કેહેવાય;
ત્રીજો જારી ને અન્યાએ જે ચાલે, મદ્ય કેરી તેની સોબત ઝાલે,
ગોવિંદરામ કહે સાંભળો નર નારી. પાંચ૦

ગાફલ બંદા ગર્વ ન કરીએ, ગયું રાવણનું રાજ,
સીતા હરીને સર્વે ખોયું, એવું નહિ કેને આજ;
એવું નહિ કેને આજ તે ભાઈ, લંકાના પતિને સમુદ્રની ખાઈ,
કહે ગોવિંદરામ પગલું જોઇને ભરિયે. ગાફલ૦

જીવ જગતનો એવો ડાયો, કથા સાંભળવા જાય,
ભાંડ ભવાઈને ભુંગળાં વાગે, ત્યાં પણ તૈયાર થાય;
ત્યાં પણ તૈયાર થાય તે જોરા, બુઢાપણની લાજ જ ખોવા,
કહે ગોવિંદરામ ગધેડો ગંગામાં નાયો. જીવ૦

ગાડા ઉપર વોરો બેઠો, વાટયે ચાલ્યું જાય,
મારગમાં શેઢા આવ્યા, ઉંચા નીચું થાય;
ઉંચા નીચું થાય તે ગાડું, વોરાજી તમે ઝાલજો નાડું,
કહે ગોવિંદરામ જઈ પડ્યો હેઠો. ગાડા૦

સવળું કેતાં સમઝ્યો આડું, તેની સમજણમાં બહુ ફેર,
ગાડા ઉપરથી પડતું મેલ્યું, માથું થઈ ગયું ઝેર;
માથું થઈ ગયું ઝેર તે ફુટી, તોય મુરખ મેલે નહી મુંડી,
કહે ગોવિંદરામ એ વોરાનું નાડું. સવળું૦

અધમ કહ્યું કરે નહિ મનનું, તેજ હરિના દાસ,
સાત ઘડીમાં મેરે ચડે, ને ઘડીમાં વાટે ઘાસ;

ઘડીમાં વાદે ઘાસ તે મન, તેને જાણે વિવેકી જન,
કહે ગોવિંદરામ એ લક્ષણ હરિજનનું. પ્રથમ૦
જેદી તેદી સંત સંગ કરશો, તદિયેં પામશો પાર,
સર્વે તીર્થનું ફલ એ છે, વેદ વચન નિરધાર;
વેદવચન નિરધાર તે માનો, મહા પ્રતાપ નથી કાંઈ છાનો,
કહે ગોવિંદરામ ભવસાગર તરશો. જેદી૦
કામ ક્રોધ મોહ મદના છકયા, જીવ તણાણા જાય,
અનીતિમાં જઈ આસન વાળે, નીતિમાં ન દીયે પાય;
નીતિમાં ન દીયે પાય તલાજે, માથે નગારાં મોતના ગાજે,
કહે ગોવિંદરામ જીવ બોલે છે બકયા. કામ૦
સાકર મુકી રાખ જ ખાય, જેમ નાનું બાળ,
માવતર જાણે માંદુ પડશે, મૂકાવે તતકાળ;
મુકાવે તતકાળ તે મા બાપ, તેમ તેમ બાલક કરે સંતાપ,
કહે ગોવિંદરામ રોતું જાય, સાકર મુકી રાખ જ ખાય.
જીવ જગતમાં બાલક જેવા, વિખ ખાવાને જાય,
હરિજન માત તાત સમહેતુ, અહોનિશ અમૃત પાય;
અહોનિશ અમૃત પાય તે કેવું, ભવ ભટકણને ટાલે એવું,
કહે ગોવિંદરામ એને લુંડા હેવા, જીવ જગતના બાલક જેવા.
ત્રાહિ ત્રાહિ કરી તોબાં ભરશે, તેનો હરિ ઝાલશે હાથ,
ફરી તે ફરી પણ ફરી ન કરવી, જ્યાંથી સુણી સંતની વાત;
સુણી સંતની વાત જે જ્યાંથી, કરો ફેલનો ત્યાગ જ ત્યાંથી,
કહે ગોવિંદરામ ત્રાસ સાહેબનો ધરશે, ત્રાહિ ત્રાહિ કરી તોબાં ભરશે.
ગુન્હા સામું ગોવિંદરામ ન જુવે, જો જન દિન જ થાય,
અજામેલ ગજ ગુણકા જેવા, તે પારાંગત જાય;
તે પારાંગત જાય તે જાય, ચાર વેદ ગીતા એમ ગાય,
કહે ગોવિંદરામ સાંભળજો સૌએ, ગુન્હા સામું ગોવિંદ ન જુવે.
તમે હો ડાહ્યા તો ડહાપણ મુકો, ત્યાં નથી ડહાપણનું કામ,
કાલા ઘેલાના છે પ્રભુ, સમરથ સીતારામ;
સમરથ સિતારામ તે કેવા, અધમ ઓધારણ નામ જ એવા,
કહે ગોવિંદરામ સ્મરણ કાં ચૂકો, તમે હો ડાહ્યા ડાપણ મૂકો. ત્યાં૦

પ્રથમ ભક્તિ પ્રલ્હાદની કહીએ, જેણે રટવા માંડ્યા રામ,
હિરણ્યકશ્યપ કહે દે પરચો, કાં મૂકી દે નામ;
કાં મુકી દે નામ તે ટાંણે, આવ્યું મોત નિશ્ચે તું જાણે,
કહે ગોવિંદરામ નામ સમઝી લેયે, પ્રથમ ભક્તિ પ્રલ્હાદની કહિયે.
ત્રાંબિયાની એક તોલડી લેયે, તે વગાડી વારમવાર,
ગુરુ કરિયે તો કૈશે કાલા ધેલા, એમ વયો જાયે સંસાર;
એમ વયો જાયે સંસાર તે જાશે, પાત્ર એવું કારજ થાશે,
કહે ગોવિંદરામ સમજુ તેને કૈયે, ત્રાંબિયાની એક તોલડી લેયે.
કામી ક્રોધી લોભી લંપટ, પાતી જીવ પિશાચ,
જમના કિંકર જોડા મારી, જમપુરીમાં લઈ જાય;
જમપુરીમાં લઈ જાય તે જ્યારે, ખરી ખબર તે પડશે ત્યારે,
કહે ગોવિંદરામ ચિચોડા ચંપટ, કામી ક્રોધી લોભી લંપટ: પાપી•
સાકર કહીએ મોઢું મિઠું, કહું કે હિયે ન થાય,
નામતણું નાડું ઝાલીને, કૈક તણાણા જાય;
કૈક તણાણા જાય તે જાશે, પણ ખાધે મોઢું મીઠું થાશે,
કહે ગોવિંદરામ નામી વિનાનું નામ દીઠું, સાકર કૈયે મોઢું મીઠું.
ચેતવું હોય તો ચેતજો ટાણે, માથે ગાજે છે મોત,
આજ કાલમાં ઉડી જાવું, કુટુંબ કબીલા સોત:
કુટુંબ કબિલા સોત તે જાવું, હરિભજ્યા વિના હડહડ થાવું,
કહે ગોવિંદરામ મન ઉગારો નાંણે, ચેતવું હોય તો, ચેતજો ટાંણે.
સુલી કીધી છે ચોરને કાજે, તેનો મહાજનને ડર નોયે,
જો મહાજન કરે ચોરની સોબત, ચઢે સુલીયે સોયે;
ચઢે સુલીયે સોયે તે ચડશી, ખોટે સંગે પેજારુ પડશે,
કહે ગોવિંદરામ ન્યાય બાંધ્યો છે મહારાજે, સુલી કીધી છે ચોરને કાજે.
ગુરુ કરીએ તો જ્ઞાની કરીએ, સત અસતને જોઈ,
ખલક લેયે તો ઘોડી લેયે, ડોબું લેયે દોઈ;
ડોબું લેયે દોઈ તે લઈયે, સમજુ નામ તે તેનું કહીએ,
કહે ગોવિંદરામ ભવસાગર તો તરીએ, ગુરુ કરીએ તો જ્ઞાની કરીએ.
હરિ જનની નવ્ય કરીએ બાજી, બાજીમાં બગડી જાય,
જુવો વિચારી જાદવની જેને, કૃષ્ણ થયા નહી સાય;

કૃષ્ણ થયા નહિ સાથ સર્વે કુલમાં, નાદા થયા ઘડીપળમાં,
કહે ગોવિંદરામ એમાં નથી રાજી, હરિજનની નવ્ય કરીએ બાજી.
એમાન રાખીને આંકડો વાવે, પ્રબલ પાણી પાય,
બાર મહિના સિંચ્યા કરે, ત્યારે ફળ ફુલ તો થાય;
ફળ ફૂલ તો થાય તે કેવાં, દીકામાં તો કેરી જેવાં,
કહે ગોવિંદરામ સ્વાદ, કાંઈ કેરીનો ના આવે. એમાન૰
જ્ઞાન કથે જેમ બળેલા ચુલા, ચુલેથી ઉતાર્યાં પાટ,
પાક પરોણા ખાઈ ગયા ને, વાંસે રહી છે રાખ;
વાંસે રહી છે રાખ ને કેવી, ઉલટી આંખ્યુ ફોડે એવી,
કહે ગોવિન્દરામ જીવભક્તિ તો ભુખ્યા, જ્ઞાન કથે જેમ બળેલા ચુલા.
એક નામ અનેકનું કારણ, જો ઓળખીને લેવાય,
બહુ નામ લઈ બકતા હાલે, મરગલા સ્વાદે ગાય;
મરગલા સ્વાદે ગાય ગુણ કથી, એક નામની ખબર નથી,
કહે ગોવિન્દરામ હરિ નરક નિવારણ, એક નામ અનેકનું કારણ.
બકબક બોલે તેને બોલવા દઈએ, રતિ ન કરીએ રીશ,
જ્ઞાન માંય તો ખોટ ન આવે, વધે વશા કહું વીશ;
વધે વશા કહું વીશ તે ન બોલે, અને જે બોલે તે એક જ તોલે,
કહે ગોવિન્દરામ તેને બાલક કહીએ, બકબક બોલે તેને બોલવા દઈએ.
કુબુદ્ધિનું નવ કરીએ કહ્યું, રાચીએ કરી સતસંગ,
સતસંગ કરી વિષય મારીએ, કુબુદ્ધિ કરે કુસંગ;
કુબુદ્ધિ કરે કુસંગ તે જાઈને, એને સંગે ન ચાલીયે વહીને,
કહે ગોવિન્દરામ હાથ રાખીએ હૈયું, કુબુદ્ધિનું નવ કરીએ કહ્યું.
ભિત્યે ભુજંગ કાઢીને તલ ઝારે, તેને પૂજી લાગે પાય,
તે ભુજંગને પ્રગટ દેખે, મૂરખ મારવા જાય;
મૂરખ મારવા જાય તે પાપી, ભિત્યે તો પુજે છે થાપી,
કહે ગોવિન્દરામ પ્રગટને મારે, ભિત્યે ભુજંગ કાઢીને તલ ઝારે.
છાણુતણો લઈ કરે સેખો, તેને પૂજી લાગે પાય,
સેખા બાબા રક્ષા કરજો, કુસેર વેંચી ખાય;
કુસેર વેંચી ખાયે તે ખાયે, પ્રગટને ચર્યું ન જાયે,
કહે ગોવિન્દરામ કલીના કૌતુક દેખો, છાણુતણો લઇ કરે સેખો.

હકેથી લઇએ ને હકેથી દઇએ, હકનું અજમ થાય,
અણ હકનો આનો આવે તો, ઉલટી બરકત જાય;
ઉલટી બરકત જાય તે કમાણી, દુધનું દુધ ને પાણીનું પાણી,
કહે ગોવિન્દરામ બીતા હરિથી રહીયે, હકેથી લઇયે ને હકેથી દઇયે.
મતવી નાંખતી દુધમાં પાણી, તેની ઘડાવી નથ,
પાણી ભરતાં પડી ગઇ, તે ગઇ ખમડખત;
ગઇ ખબડખત તે ગઈ, પછે તો વિચારી રઇ,
કહે ગોવિન્દરામ પાછલથી પસતાણી, મતવી નાંખતી દુધમાં પાણી.
વાર વરતોલું રયા કરે, એકાદશી કરે અભંગ,
જુ માકડ ને ચાંચડ મારે, નહી બોલીનો ઢંગ;
નહીં બોલીનો ઢંગ તે વાણી, ગળે નહીં દુધ ને પાણી,
કહે ગોવિન્દરામ એતો પોલા પોલું હરે, વાર વરતોલું રયા કરે.
ગાજરે શું કર્યો ગુન્હો, બાવલે શું માર્યો બાપ,
દોષ છે તે દેખતા નથી, જેનુ લાગે પાપ;
જેનું લાગે પાપ તે અતિ, તેમાં તો દ્રઢ બાંધી મતિ,
કહે ગોવિન્દરામ એ બાલકનો સુનો, ગાજરે શું કર્યો ગુનો.
દાતણમાં તો દોષ જ ભાળે, પરડા ઉપર પ્રેમ,
એક ઝાડમાંથી બે થયાં છે, તેનું કરવું કેમ;
તેનું કરવું કેમ તે વિચાર, એવા તે નહી ઉતરે પાર,
કહે ગોવિન્દરામ એનું મન ચડયું છે ચાલે, દાતણમાં તો દોષ જ ભાળે.
વિપર કરતા વિશેષ વરકત, તે પાળે આચાર,
રસોઈ કરતાં ડાબો કર તે, રાખે ચોકાની બાર;
રાખે ચોકાની બાર તે સિદ્ધ, ગુદા તો રહી ચોકાને મધ્ય,
કહે ગોવિન્દરામ જુઓ એની હરકત, વિપર કરતાં વિશેષ વરકત.
વાડામાંથી વાછડું છુટયું, તે દોડીને ધાવવા જાય,
માતા જાણીને મોઢું ઘાલે, પાડુ પુરણ ખાય;
પાડુ પૂરણ ખાય તે ખાય, પછે વછપાલ એને બતાવે ચાય,
કહે ગોવિન્દરામ એ ફરે વખુટું, વાડામાંથી વાછડું છુટયું.
કેનોક બાપ હતો એક કાણો, તેની ફુટલ આંખ્ય,
તેનો પુત્ર થયો દેખતો, તેને કહે ફોડી નાંખ્ય;

તેને કહે ફોડી નાંખ્ય તે આંખ્ય, ને તારા બાપનો ચોસો રાખ્ય,
કહે ગોવિન્દરામ હરિનું નામ વખાણો, કેનોક બાપ હનો એક કાણો.
માત પિતા મોસાલનું બોલ્યું, નર હોય અથવા નાર,
કૃષ્ણ પતિની કીપા ન રાખી, ચાર વર્ણ ને બાર;
ચાર વર્ણને બાર તે રહુછે, ને વનનો પશુ એને વેદ જ કહે છે,
ગોવિંદ કૃપાનું મુલ ન ખોલ્યું, તેને માત પીતા મોસાલનું બોલ્યું.
કબુદ્ધિ સબુદ્ધિ રહ્યાં છે આંહી, કબુદ્ધિ કરે કુસંગ,
સબુદ્ધીને સતસગ તે સૂઝે, બેયના નોખા રંગ;
બેયના નોખા રગ તે તાણે, ગ્નાની હોય તે બેયને જાણે,
ગોવિંદરામ જોવા જાઓ છો કયાંહી, કબુદ્ધિ સબુદ્ધિ રહ્યાં છે આંહી.
પશુ ટળીને પાત્ર જ થાયે, નિગમ ચારનો સાર,
મહા વાયકનો મર્મ જ મોટો, તે પંડિતે નવ્ય પ્રીછાય;
પંડિતે નવ્ય પ્રીછાય વેદ વાણી, એ શિક્ષા એવી કેઈ વખાણી,
કહે ગોવિંદરામ જે સત્સંગે જાય, તે પશુ ટળીને પાત્ર જ થાય.
આજ કાલમાં ઉઠી જાવું, રેવું નથી રઉ,
રાજા પ્રજા કેડા મોરે, ચાલ્યું જાશે સૌ;
ચાલ્યું જાશે સૌ તે જાશે, ને તે ખાટચા જે હરિ ગુણ ગાશે,
ગોવિંદે રચના રચી છે જુઠી આવું, આજકાલમાં ઉઠી જાવું.
આ તન તો પાણીનો પરપોટો, તે ક્ષણમાં થાશે ખેહ,
અંત્યે નામ નારાયણનું રહેશે, નિશ્ચે ટળશે દેહ;
નિશ્ચે ટળશે દેહ તે ટળશે, જેમ ઢેફું ધરતીમાં ગળશે,
કહે ગોવિંદ એનો પાયોછે ખોટો, આ તન પાણીનો પરપોટો.
જેમ પારેખની પેઢીએ જાય, દેખાડવાને દામ,
ખરા ખોટાના કરે આગલા, તે પારેખનું નામ;
તે પારેખનું નામ તે કહિયે, ત્યાં દેખાડી પૈસા લહિયે,
કહે ગોવિંદ તો ખોટ ન ખાઇયે, જેમ પારખની પેઢીયે જઇએ.
સંત તણે વેશે બહુ ધુતા, જગમાં ફરે અનંત,
તિલક માલા ટોપી ઘાલી, નામ ધરાવે સંત;
નામ ધરાવે સંત જ થયા, કામ ક્રોધને ફેલી જ રહ્યા,
કહે ગોવિંદરામ દેખંતા . દુતા, સંતતણે વેશે બહુ ધુતા.

કાલનિમિ રાવણ ને રાહુ, એ ત્રણે લીધા ભેખ,
કમલાવરથું કપટે રમીઆ, તેમાં ન રહ્યો એક;
તેમાં ન રહ્યો એક તે પાપી, હરિયે મસ્તક નાખ્યાં કાપી,
કહે ગોવિંદરામ દિસતા હાઉ, કાલનિમિ રાવણને રાહુ.
અસંતનો આદર નવ કરીએ, પુરણ લાગે પાપ,
તુલસીદાસે રામકથામાં, કહ્યું છે આપો આપ;
કહ્યું છે આપોઆપ તે કથી, એના દરશને ફળ જ નથી,
કહે ગોવિંદરામ વિખ ખાઇને મરિયે, અસંતને આદર ન કરીએ.
કુવાડો ચંદનને કાપે, એ દુષ્ટની રીત,
હરિ હરિજનની નિંદા માંડે, અભુજ આંધળા ભિત;
અભુજ આંધળા ભિતને આમે, કર્યાં કર્મના ફલ તે પામે,
કહે ગોવિંદ સુગંધી ઉલટી આપે, કુવાડો ચંદનને કાપે.
ભગવું કરીને સ્વાન ભસાવે, કાઢે સંતનો વેશ,
દમડા કારણ ઘેરઘેર ડોલે, રહેણી ન મળે લેશ;
રહેણી ન મળે લેશ તે કહીએ, એવા સંતથી અળગા રહીએ,
ગોવિંદ કહે હરિ સુપને ન આવે, ભગવું કરીને સ્વાન ભસાવે.
ભેખ માંહિ તો ભેલ પડી છે, તે કાલીગાનું કામ,
બાળમાં રાજી થઈ બેઠા, ત્યાંથી ઉઠ્યા રામ;
ત્યાંથી ઉઠ્યા રામ તે કોપી, વાંસે લાજ ધર્મની લોપી,
ગોવિંદ કહે સંત મતિ બગડી છે, ભેખમાંહિ તો ભેલ પડી છે.
દ્વાપર સત્યુગ ઠામે ત્રેતા, એ ત્રણ જુગના દૈત્ય,
તે કલિયુગમાં સંત થયા છે, કુટંબ કબીલા સહિત;
કુટંબ કબીલા સહિત થયાછે, ધર્મખંડન કરી દંભમાં રહ્યાછે,
ગોવિંદ કહે મોટાં ગયા છે કેતાં, દ્વાપર સત્યુગ ઠામે ત્રેતા.
જ્યાં કામ ક્રોધ ને લોભ રહે છે, એ પ્રગટ નર્કના પંથ,
એ માર્ગે તો અંધા ચાલે, પણ કેદી ન ચાલે સંત;
કેદી ન ચાલે સંત તે કેવા, ધ્રૂ પ્રહ્લાદ સનકાદિક જેવા,
ગોવિંદરામ એમ ગીતા કહેછે, જ્યાં કામ ક્રોધ ને લોભ રહેછે.
હંસ બગ દીઠામાં સરિખા, તે ચાર કરતાં ઓળખાય,
હંસ કરે મોતીનો ચારો, ને બગ મચ્છને ખાય;

એક બીજાની લારે વળગ્યા, તે વેદ વચન સુણી નવ થાયે અળગા,
કહે ગોવિંદરામ એ સરજે કુત્તા, દબ્યદરા જે ગુરુ હોય ધૂત્તા.
તુંબડું પાણીમાં બોળીએ ઉંડું, તે બારે નીસરે બાપ,
ખુણે કામ કરે જે ખોટાં, તે પ્રગટ થાયે પાપ;
પ્રગટ થાયે પાપ તે કેવું, ખરે ચઢીને આવ્યા જેવું,
ગોવિંદ કહે એવું કામ છે ભુંડું, તુંબડું પાણીમાં બોળીએ ઉંડું.
ખોટી વાતને ખાસડાં દેયે, તેનો રામ ન આણે રોષ,
જો હોય સાચી ને જુઠી કહીએ, તેનો લાગે દોષ;
તેનો લાગે દોષ તે લાગે, જમીન આસમાનથી જાયગા ભાગે,
ગોવિંદ કહે સાચી સાંભળી લેયે, ખોટી વાતને ખાસડાં દેયે.
સંતોકદાસને તૃષ્ણા ઝાઝી, ટાઢું નહી એનું તંન,
દુવારા બારણે ડોકાં કાઢે, મેલું એનું મંન;
મેલું એનું મંન શા માટે, તો દુવારાબાર જુવે તે માટે,
કહે ગોવિંદ એમાં રામ નથી ગઝી, સંતોકદાસને તૃષ્ણા ઝાઝી.
સીતલદાસ પણ બળતી સગડી, બડબડ કાઢે બોલ,
જાનગરથી તે જાણે નહી, જાણીયે ભુંકયો ખોલ;
જાણીયે ભુંકયો ખોલ તે ખોલો, ને રહેણી કરણીની કોરનો પોલો,
બાનું પેટું તેનું ઘર ગયું બગડી, સીતલદાસ પણ બળતી સગડી.
પ્રગટ દિપનું કારણ મોટું, તે ટાળે અંધકાર,
બીજા મંદિરમાં દશ દીવાની, પ્રગટાવેણી હાર;
પ્રગટાવેણી હાર તે મેલીક, તે અંધારું ન કાઢે હેલી,
ગોવિંદ કહે દીવો નામ નહિ ખોટું, પ્રગટ દિપનું કારણ મોટું.
પ્રગટ હોય તેદિ કોય ન જાણે, રમાપતિની રીત,
હરિ કૃપાથી હરિ જન જાણે, જગત આંધળું ભિત;
જગત આંધળું ભિત તે કેવું, નિંદા કરવા માંડે એવું,
ગોવિંદ કહે પછી સૌ વખાણે, પ્રગટ હોય તેદિ કોય ન જાણે.
વિધિ હરનાં તમે વચન વિચારો, મહાત્મ્ય સતસંગ,
શુક નારદ સનકાદિક માગે, હર્ષ દિયો શ્રીરંગ;
હર્ષ દિયો શ્રીરંગ એમ માગે, લવ સતસંગથી ભવ દુઃખ ભાગે,
ગોવિંદ કહે અવસર છે સારો, વિધિ હરના તમે વચન વિચારો.
લવ સતસંગની સમતા નાવે, તપ તીર્થ વ્રત જોગ,

સતસંગ વિના, સાધન કરવાં, તે સુમાંતરના ભોગ;
સુમાંતરના ભોગ તે આમે, સર્વ સાધન કરી સતસંગ પામે,
ગોવિંદ કહે ગમે ત્યાં જઈ આવે, લવ સતસંગની સમતા નાવે.
સમજ્યા ત્યાંથી સતસંગ કરીએ, ધરીએ વિમળ વિચાર,
વારંવાર ઉમાપતિ માગે, વેદ ચારનો સાર;
વેદ ચારનો સાર જ કાવે, અન્ય સંગે ભવ પાર ન આવે.
ગોવિંદરામ ભુલ્યા નવ ફરિયે, સમજ્યા ત્યાંથી સતસંગ કરીએ.
સતસંગ સર્વેનું આભુષણ, આદ્ય અંત ને મધ્ય,
કુસંગે કરી કંઈ ગયા બગડી, જોગી જતિને સિદ્ધ;
જોગી જતિને સિદ્ધ તે કેવા, રાવણ રાહુ તે નીમી જેવા,
ગોવિંદરામ કુસંગમાં દુષણ, સંતસંગ સર્વેનું આભુષણ
નારાયણનું નામ જ મોટું, કઠણ કલીમાં આજ,
માન મુકી સંતસગ કરશે, તેની રહેશે લાજ;
તેની રહેશે લાજ તે પળમાં, રખે રહેતા કોઈ ભુલમાં,
ગોવિંદ કહે અણું નહીં ખોટું, નારાયણનું નામ જ મોટું.
લવ સંતસંગનો મહિમા મોટો, તે જીવે કહ્યો ન જાય,
સનકાદિક શિવ સરખા માગે, તે જશ ગીતા ગાય,
તે જશ ગીતા ગાય તે ગાવ, ને સાચા સંત મળે ઓળખાય,
ગોવિંદરામ મનનો મત ખોટો, લવ સતસંગનો મહીમા મોટો.
કમલાવર ક્રિપાના સિંધુ, ઈશ ધરે અવતાર,
અધમ ઓધારણ મનોહર મૂર્તિ, પ્રગટ રહે નિરધાર;
પ્રગટ રહે નિરધાર તે હરી, જુગ ચારમે ક્રિપા કરી,
ગોવિંદરામ હરિ દીનના બંધુ, કમલાવર કૃપાના સિંધુ.
વાંસલી વાતા ને ગીત ગાતા, હરિ ગૌધન ચારવા જાય,
તેદી ગડિ ગોવાલિયો કેતા, હવે કથા કરીને ગાય:
કથા કરીને ગાયે તે લોક, કૃષ્ણ કૃપાથકી ઓળખે કોક,
ગોવિંદરામ સર્વ સુખના દાતા, વાંસલી વાતા ને ગીત ગાતા.
બ્રહ્મા સરખે વછને હરિયાં, ઈંદ્રે કીધો કોપ,
કહે ગોકુલમાં ગોવાળિયે, કર્યો ધર્મનો લોપ;
કર્યો ધર્મનો લોપ તે કૈયે, ગોપ ગોવાલને બોલી દૈયે,
ગોવિંદરામ કંઇક કારજ કારમાં બ્રહ્મા સરખે વછને હરિયાં.

અનંત રૂપે થયા અવિનાશી, ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ,
બ્રહ્મા વછ હરી ગયા જ્યારે, ત્યારે પ્રગટ કર્યાં તતકાળ;
પ્રગટ કર્યાં તતકાળ તે કેવાં, જે જેવાં હતાં તેવાં ને તેવાં,
ગોવિંદરામ વાતું વેદમાં ખાસી, અનંત રૂપે થયા અવિનાશી.
ઘર ઝાલીને બેસી રહ્યા, બ્રહ્માને આવ્યો બાર,
ગોવાલ નહી આતો ગોકુલનો પતિ, વેદવચન નિરધાર;
વેદ વચન નિરધાર તે વદે, બ્રહ્માએ એમ જાણ્યું રૂદે,
ગોવિંદરામ પ્રભુની પૂરણ દયા, ઘર ઝાલીને બેસી રહ્યા.
ઈંદ્ર કહે એને લાસું લીધું, મારો ઓચ્છવ ટાળ્યો આજ,
સુરપતિ હું છું સાચો, તેં લીધી મારી લાજ;
લીધી મારી લાજ તે કેવી, જે ઓચ્છવ ટાળી નાખ્યો એવી,
ગોવિંદરામ મહી માખણ ખાધું, ઈંદ્ર કહે એને લાસું લીધું.
ઈંદ્રે અતિ અભિમાન આણી, લીધું મેઘનું શેન,
ગોકુલ ને ગોવરધન ઠામે, કરી નાખ્યું લઇ વેન;
કરી નાંખ્યું લઇ વેન એક પળમાં, ઈંદ્ર જ બોલ્યો એમ જ બળમાં,
ગોવિંદ માનુષ મનમાં જાણી, ઈંદ્રે અતિ અભિમાન આણી.
ઈંદ્ર તણો ત્યાં આંબલો ભાંગ્યો, થાક્યા બારે મેહ,
ગોપ ગોવાલ આનંદ કરે છે, મોટું અચરજ એહ;
મોટું અચરજ એહ જાણી, ઈંદ્રે અંતરમાં દીનતા આણી,
ગોવિંદને પગે જઈ લાગ્યો, ઈંદ્રતણો ત્યાં આંબલો ભાંગ્યો.
હિરણ્યકસ્યપે હાથે કરીને, માગી લીધું મોત,
પામરે આવી પરચો માગ્યો, ને મુવો પરચા સોત;
મુવો પરચા સોત તે પાપી, તોય હરિયે વૈકુંઠ પદવી આપી,
ગોવિંદરામ એમ ઘટે હરિને, હિરણ્યકસ્યપે હાથે કરીને.
કુબુદ્ધિનું હું તો કરતો કહ્યું, ત્યાંથી હરિયે ઝાલ્યો હાથ,
ત્યારે સતસંગે હું તો ચાલીને ગયો, ત્યાંથી સુણી સંતની વાત;
સુણી સંતની વાત તે જૈયે, સંતસંગી થૈ બેઠો તૈયે,
ગોવિંદરામ જેદિ ફુટ્યૈતું હૈયું, કુબુદ્ધિનું હું તો કરતો કહ્યું.
નરનારાયણ સુખના સિંધુ, ગૌ બ્રાહ્મણ પ્રતિપાલ,
હરિજનના સદા હિતકારી, કુબુદ્ધિ કંસના કાલ;
કુબુદ્ધિ કંસના કાલ તે હરિ, જેણે નારાયણ મૂર્ત્તિ ધરી,

ગોવિંદરામ હરિ દીનના બંધુ, નરનારાયણ સુખના સિંધુ.
ધન્ય ધન્ય સ્વામી સતસંગ તમારો, કઠણ કલિમાં આજ,
પરિબ્રહ્મ તમે પ્રગટ થઇને, લીધી કામની લાજ;
લીધી કામની લાજ તે કેવી, એની કોય ન માને રાવ જ એવી,
કામે કુસંગમાં કર્યો ઉતારો, ધન્ય ધન્ય સ્વામી સતસંગ તમારો.
કૃષ્ણ કથાના જે જન રસિયા, તે જોગી હરિજન,
ખોટામાં તેનું મન નવ ખુંચે, તેના માત પિતાને ધન્ય;
માત પિતાને ધન્ય શા માટે, હરિના ગુણ ગાય તે માટે,
ગોવિંદ તેના રુદયામાં હરિ વસિયા, કૃષ્ણ કથાના જે જન રસિયા.
સાચા સંતને ઓળખી લેવા, જેમ પારખની પેર,
સંત જુગલ જોયામાં સરખા, ફરે છે ઘેરાઘેર;
ફરે છે ઘેરાઘેર તે ફરે, પણ દામ વામથી દુર જ તરે,
ગોવિંદ તેની કરવી સેવા, સાચા સંતને ઓળખી લેવા.
સંત સરોવર ચાલી જાશે, તે જન સુખિયા થાય,
અળગો રહેશે તેને વાંસે, અહોનીશ લાગી લાય;
અહોનીશ લાગી લાય તે લાગી, મરે ચઉદ લોક માંયે ભાગી,
ગોવિંદરામ હરીના ગુણ ગાશે, સંત સરોવર ચાલી જાશે.
જેને સંત મળ્યા તે સર્વે સુખિયા, અને દુખિયો સબ સંસાર,
ભવ ભટકણનો રોગ જ લાગ્યો, તેનો ન આવે પાર;
તેનો ન આવે પાર તે કેદી, આ જીવિત તે જાણો એ દી,
ગોવિંદરામ દુઃખી મન સુખિયા, સંત મળ્યા તે સર્વે સુખિયા.
સંત રહ્યા ત્યાં સાચું રહ્યું છે, બીજે રહ્યું છે જૂઠ,
સંત અસંતને જે ન ઓળખે, તે નર હૈયાફૂટ;
તે નર હૈયાફૂટ શે માટે, જે વિવેકની આંખ્ય નહિ તે માટે,
વેદ પુરાણ બે મળીને કહ્યું છે, સંત રહ્યા ત્યાં સાચું રહ્યું છે.
માનસરોવર હંસ જ રહે છે, ને જ્યાં ખાડો ત્યાં બગ,
હંસ કરે છે મોતીનો ચારો, ત્યાં બગ ન મૂકે પગ;
બગ ન મૂકે પગ વિચારી, એ છે મછતણા કહું અહારી,
ગોવિંદરામ એમ ગીતા કહેછે, માન સરોવર હંસ જ રહેછે.
હારજનને હાર હોય અતિ વ્હાલા, લીયે રામનું નામ,
ગુણ ગાયે ગોપીની પેર્યે, તો રીઝે સુંદર શ્યામ;

રીઝે સુંદર શ્યામ મોરારી, એવા દાસ તણી બલહારી,
ગોવિંદરામ આઠે પોર મતવાલા, હરિજનને હરિ હોય અતિ વાલા.

—:o:—

## પ્રેમ ભક્તિ.

આપ બ્રાહ્મણ કરતાતા સેવા, મુખથી થઇને મૂન્ય,
જગ્નશાળામાં વેદ જ ફેરી, થાતી હતી ધૂન્ય;
થાતી હતી ધૂન્ય તે જ્યાં, ગોવાલિયા જઇ ઉભા ત્યાં,
ગોવિંદરામ ગયાતા અન્ન લેવા, ઋષિ બ્રાહ્મણ કરતાતા સેવા.
હરિયે પુછ્યું અન્ન કાંઈ લાવ્યા, કર ઠાલી છે કેમ,
પાછા આવ્યા તે પાડ જ માનો, હરિ અમે કુશલ ક્ષેમ;
આવ્યા કુશલ ક્ષેમ તે હરિ, અન્ન લેવા નહિ જઇયે ફરી,
ગોવિંદરામ ઉભા રઇને આવ્યા, હરિયે પૂછ્યું અન્ન કાંઇ લાવ્યા.
ઋષિ પત્નીને હરિ છે વહાલા, ત્યાં જઇ જાચો અન્ન,
વિલંબ કરો મા વેહેલા જાઓ, એમ બોલ્યા જગજીવન;
એમ બોલ્યા જગજીવન તે હરિ, આજ ક્ષુધા વ્યાપી છે ખરી,
ગોવિંદરામ નહી આવો ઠાલા, ઋષિ પત્નિને હરિ છે વહાલા.

### છપ્પય.

કૃષ્ણ દેવકે કાજ, ગોવાલ અન્ન જાચન આયે;
લેત ચલી ઋષિનાર, ઋષિ તબ મારન ધાયે;
કિયા ન વિશ્વ દેવ, હજુ નહી ભોગ લગાયો;
સબ દેવનકો દેવ, નંદ જસોદાકો જાયો;
ધન્ય ધન્ય બ્રજ નારકુ, લે ભોજન ચલી રાનમેં;
કહે ગોવિંદરામ ગોવાલકી, ભનક પડી જબ કાનમેં.
સબ દેવનકો દેવ, નંદ જસોદાકો જાયો;
સબ દેવનકો દેવ, બેદ ચારે મિલિ ગાયો;
સબ દેવનકો દેવ, સિદ્ધને સુપ્ને નાવે;
સબ દેવનકો દેવ, બનમેં ધેન ચરાવે;
સો જદુપતિ લગમેં જાનુંગી, યું કહી ચલી રાનમેં;
કહે ગોવિંદરામ ગોવાલકી, ભનક પડી જબ કાનમેં.

પતિ તમે પરિબ્રહ્મ, ભામિની હું છું ભોલી;
કૃષ્ણ દેવકે કાજ, સરવસ નાખું ઘોલી;
તો ક્યા ભોજનકો ભાર, ગોવાલપેં અન્ન મંગાયો;
સબ દેવનકો દેવ, નંદ જસોદાકો જાયો;
સો જદુપતિ લગમેં જાવુંગી, યું કહી ચલી રાનમેં;
કહે ગોવિંદરામ ગોવાલકી, ભનક પડી જબ કાનમેં.

પતિ તમે પરિબ્રહ્મ, ભેદ બિરચી કરી જાનો;
નીત ગીતાકું ગાઓ, પ્રગટકી બાત ન માનો;
પ્રગટ રહે પરિબ્રહ્મ, મનોહર મુરતિ ધારી,
કીપા વિના જન કોય, ન જાણે નર ઓર નારી;
સો કૃપા બડિ સતસંગમે, સતસંગ સદા જન કીજીયે;
કહે ગોવિંદરામ ચતુરાઇકું, દુર ફેંક કર દીજીયે.

સબ દેવનકો દેવ, પતિ કહા કહું પોકારી;
તમ રુપિ મારન ધાયે, મૂખસેં બોલી નારી;
તનકે પતિ જો તમે, તન તુમ પાસે રાખો;
પણ જીવકે પતિ જદુનાથ, મુખ બુરુ મત ભાખો;
બોત સહી ઘરમેં ગરી, તજે તન એક તાનમેં;
કહે ગોવિંદરામ ગોવાલકી, ભનક પડી જબ કાનમેં.

ચંદ્રાવળા.

શબ્દ સુણીને દોડી બાઇયો, ભરી ભોજનના થાળ,
હૈડામાં હરખ ઘણો જે, જમશે નંદકુમાર;
જમશે નંદકુમાર તે હરિ, ચાલી સર્વે થાલ જ ભરી,
ગોવિંદ દશો દિશથી ધાઇયો, શબ્દ સુણીને દોડી બાઇયો. ૧

ઘરમાંથી, નીસરિયાં ગોપી, ભરી ભોજનના થાળ,
ગોપ ગોવાળ મંડળી વહાલી, જે જમશે દીનદયાળ;
જમશે દીનદયાળ તે હરિ, ઋષિ પત્ની ઉપર કૃપા કરી,
ગોવિંદ પતિની આજ્ઞા લોપી, ઘરમાથી નીસર્યાં ગોપી. ૨

અમને અન્ન આપીને જાઓ, ઘેર હશે કંઇક કામ,
ખોભરાશો તો ઋષિ કચવાશે, એમ બોલ્યા સુંદર શ્યામ;
બોલ્યા સુંદર શ્યામ મોરારી, તમે ઘેર જાઓ ઋષિ નારી,
ગોવિંદ એમ બોલ્યા મુખે માવો, અમને અન્ન આપીને જાઓ. ૩

કોટી કામ તમપર વારી, નાખું સુંદર શ્યામ,
પાછાં પગલાં અમે નહી ભરીયે, ઘેર નથી કાંઈ કામ;
ઘેર નથી કાંઈ કામ તે હરિ, તમથી નથી અજાણ્યું જરી,
ગોવિંદરામ બોલ્યા ઋષિ નારી, કોટિ કામ તમપર વારી.
ધન્ય ધન્ય વ્રજની વિનતા, એમ કહે સુંદર શ્યામ,
અમ સારુ અન્ન લઇને આવ્યાં, તજીને ઘરનાં કામ;
તજીને ઘરનાં કામ જ આવ્યાં, ભુધરને મન અતિશેં ભાવ્યાં,
ગોવિંદ હરિને વહાલી વિનતા, ધન્યધન્ય વ્રજની વિનતા.
ધન્ય ધન્ય વ્રજની છે નારી, જેણે જાણ્યા જગદીશ,
પડિતના પ્રીછ્યામાં મેં નાવ્યા, ત્યારે ચડાવી રીશ;
ત્યારે ચડાવી રીશ તે ખરી, પાછળથી પસતાણા ફરી,
ગોવિંદરામ રીઝ્યા ગિરિધારી, ધન્ય ધન્ય વ્રજની છે નારી.
ઋષિ પત્નીના પગની રજને, લૈ ચડાવી શીશ,
બ્રહ્મા ઇંદ્ર કહે ધન ધન એને, જે જાણ્યા જગદીશ;
જે જાણ્યા જગદીશ તે કેવા, સર્વે દેવના દેવ હરિ એવા,
ગોવિંદરામ એમ ઉપનું અજને, ઋષિપત્નીના પગની રજને. ૭
ત્યારે આંખ ઉઘડી દ્વિજની, ઘેર પધારો નાર,
આટલી ઘડી અપરાધ અમારો, તમે રહ્યાં છો બહાર;
તમે રહ્યા છો બહાર તે નારી, તમ આગળ અમે સુરખ ભારી,
મહિમા સાંભળી ચરણ રજની, તેંયે આંખ ઉઘડી દ્વિજની. ૮
હરિ કરે છે નારિની સેવા, તમે જુઓ વિચારી આજ,
ઋષિ કહે છે ધન ધન નારી, તમે ઓળખાવ્યા મહારાજ;
ઓળખાવ્યા મહારાજ તે અમને, બ્રહ્મરૂપ અમે જાણ્યાં તમને,
કહે ગોવિંદરામ ગંગા સુત જેવા, હજી કરે છે નારીની સેવા. ૯

## ઉમિયા શિવ સંવાદ.

શિવા પ્રત્યે એમ શંકરે ભાખ્યું, ઉમા વર માંગો આજ,
રામ લક્ષ્મણ બે સિતવા સારુ, વન આવ્યા મહારાજ;
વન આવ્યા મહારાજ તે ચાલી, અહો ચરણ રુદયામાં ઝાલી,
ગોવિંદરામ એની શાસ્ત્રમાં સાખ્યું, શિવા પ્રત્યે શંકરે ભાખ્યું. ૧

સંશેવત થઈ ગયાં સત જેવાં, શિવજી બોલ્યા તે અસત્ય,
પણ કૃપા વિના કળ્યામાં નાવે, એવી હરિની અકળ ગત્ય;
હરિની અકળ ગત્ય તે ખરી, કયાં સિતા એમ બોલ્યા હરિ,
ગોવિંદરામ વચન સાંભળ્યાં એવાં, સંશયવત થઈ ગયાં સતી જેવાં. ૨
સતી કહે બોલ્યા શું ભસ્મના ભોગી, એતો કેફતણું સર્વકામ,
દસરથ તણા એ દિકરા બે છે, એક લક્ષ્મણ એક રામ;
એક લક્ષ્મણ એક રામ તે જાયે, તેને સચ્ચિદાનંદ કેમ કેવાશે,
ગોવિંદ શિવ તો સમર્થ જોગી, સતી કહે બોલ્યા શું ભસ્મ ભોગી. ૩
સતીએ વેષ સિતાનો લીધો, ને વન ગયા તેની વાત,
રામ કહે દક્ષ પ્રજાપતિની પુત્રી, કયાં છે શિવજી તાત;
કયાં છે શિવજી તાત હે માતા, કહો અમને થાયે સુખસાતા,
ગોવિંદ દેહનો પાટલો કીધો, સતીએ વેષ સીતાનો લીધો. ૪
ઉમા વનમાં જઈ આશ્રમે આવ્યાં, હર નમ્યા જોડીને હાથ,
આસન અળગું કાઢીને આપ્યું, કહે ત્યાં બેસો તમે માત;
ત્યાં બેસો માત એમ જ કહ્યું, સતીને અતીશે વિસ્મે થયું,
ગોવિન્દરામ દોષ ઉલટો લાવ્યાં, ઉમા વનમાં જઈ આશ્રમે આવ્યાં. ૫
સતીએ વિમાન સુરનાં દેખી, રૂદયામાં વાધ્યો રોષ,
પિતાયે અમપર પત્રી ન લખી, એવડો અમારો શો દોષ;
એવડો અમારો શો દોષ અતિ, પિતાને પૂજ્યા જોગ અમપતિ,
લાખું ખરચાય ને સુને ન લેખી, સતીએ વિમાન સુરનાં દેખી. ૬
દક્ષ પ્રજાપતિ તણી એ પુત્રી, ને મહામાયા કેવાય,
પિતાએ જગ્નનો પ્રારંભ માંડ્યો, ને વણ તેડ્યાં ત્યાં જાય;
વણ તેડ્યાં જાય તે ગયાં, આદર ન આપ્યો ભસ્મ થયાં,
ગોવિન્દ કહે નોહતી કંકોત્રી, દક્ષ પ્રજાપતિ તણી એ પુત્રી. ૭
ભૃગુનંદિને શ્રાપે કરી, મત બે બગડ્યા બાપ,
દક્ષ જગ્નનો ભંગ જ કીધો, તેનું લાગ્યું પાપ;
તેનું લાગ્યું પાપ તે અતિ, હરિ પ્રગટે મત બેયની ગતિ,
ગોવિન્દરામ એ વાત તે ખરી, ભૃગુનંદિને શ્રાપે કરી. ૮
સતી કહે વરું તો શંભુને વરું, એ છે અખિલ બ્રહ્માંડનો ઇશ,
શિવજીએ ગિરા અસત્ય ઉચ્ચારી, તેણે મુજને ચઢી રીશ;

મુજને ચઢી રીશ તે ખોટી, શિવતણી તો સમજણ મોટી,
કહે બાલા બીજી દેહ ધરું, સતી કહે વરું તો શંભુને વરું. ૯

---

## અલીખાં પઠાણ.*

નંદગામ પાસે વસાણું, લક્ષ્મીજીનું ગામ,
તેમાં રહેતા પઠાણ અલિખાં, ભજતા સુંદર શ્યામ;
ભજતા સુંદર શ્યામ મોરારી, પ્રગટ મૂર્ત્તિ ઉરમાં ધારી,
ગોવિન્દ કહે હરિના ગુણ વખાણું, નંદ ગામ પાસે વસાણું. ૧
અલિખાં પઠાણ રાખતા સુરતી, શ્રીવિઠ્ઠલ કરતા વાત,
ચોરાસી વૈષ્ણવ તે પાસે, આવી, બેસતા સાક્ષાત;
આવી બેસતા સાક્ષાત તે જ્યારે, પોથી છુટે પઠાણ આવે ત્યારે,
ગોવિંદ કહે વચન નભુલે ઉરથી, અલીખાં પઠાણ રાખતા સુરતી. ૨
અલિખાં પઠાણ એવા હુતી, જેને વાલા વલ્લભ બાળ,
શ્રીવિઠ્ઠલની પધરામણી હુતિ, ને વિચમાં આવી ખાળ;
વિચમાં આવી ખાળ આડી, ને ગલીમાં ન ચાલે ગાડી,
ગોવિંદરામ લાંબા થઈ સુતા, અલિખાં પઠાણ એવા હુતા. ૩

---

## નરસિંહ મેહેતો.

નાગરી નાતમાં નરસિંહ મહેતો, ભજતા સુંદરસ્યામ,
નાગર તેની નિંદા કરતા, મેલો મહેતા નામ;
મેલો મહેતા નામ ને માળા, શું લઈ બેઠા ખોટા ચાળા,
કહે ગોવિંદ જુનેગઢ રહેતો, નાગરી નાતમાં નરસિંહ મહેતો. ૧
તિલક માળા મેલો મહેતા, એ નહિ આપણું કામ,
શંકર શંકર રટો સુખેથી, એ નાગરનું નામ;
એ નાગરનું નામ કેવાયે, છબીલાના ગુણ કેમ ગવાયે,
ગોવિંદ શિખામણ નિત્યે દેતા, તિલક માળા મેલો મહેતા. ૨
કરજોડી મહેતો નિત્ય કહેતા, સુણો નાગરી નાત,
રવિ પૂર્વેથી પશ્ચિમ ઉગે, સમુદ્ર સુકે સાત;

* એ મુસલમાન, વલ્લભાચાર્યે કરેલા ચોરાસી વૈષ્ણવમાંનો એક છે.

સમુદ્ર સુકે સાત તે સૂકે, પણ મહેતો તો માળા ન મૂકે,
ગોવિંદરામ જુનેગઢ રેતા, કરજોડી મહેતો નિત્ય કહેતા. ૩
મહેતાને મામેરું દીધુ, હરિયે આપ્યો હાર,
હેત કરીને હુંડી સ્વીકારી, જાણે સૌ સંસાર;
જાણે સૌ સંસાર તે હવે, મહેતો હતા તેદી જમ તમ લવે,
ગોવિંદરામ મિરાંનુ વિખ પીધું, મહેતાને મામેરું દીધું. ૪
જે દિ મેતો હરિગુણ ગાતા, કરમાં લઇને તાળ,
હરિના જનને સંગે લઇને, સુખે ભજતા ગોપાળ;
સુખે ભજતા ગોપાળ તે જે દી, નાગર નિન્દા કરંતા તેદી,
ગોવિંદરામ કોઈ નજીક ન જાતા, જે દિ મહેતો હરિગુણ ગાતા. ૫
નાગર તણી તો નાત્ય ઠગારી, નહાવા મેલ્યું નીર,
કર બોળે તો શ્રીફળ ફાટે, તે કેમ ખમે શરીર;
કેમ ખમે શરીર તે બાઈ, સમોવણ હોય તો આવું નાઈ,
ગોવિંદરામ ઉનું નાખ્યું વારી, નાગર તણી તો નાત્ય ઠગારી. ૬
સમોવણ દેશે સારંગપાણિ, મહેતા કરો મલ્હાર,
મહેતાયે તો રાગ ચલાવ્યો, વરસ્યો અમોઘ ધાર;
વરસ્યો અમોઘ ધાર તે ટાણે, મહાત્મ તો હરિજન જાણે,
વેવાણ બોલ્યાં એમ જ વાણી, સમોવણ દેશે સારંગપાણિ. ૭
વેવાણ કહે મેં વછોહ કીધો, મહેતો નો મોટી વાત,
મંદિર મારું પાવન કીધું, જોડી ઉભી હાથ;
જોડી ઉભા હાથ જ્યારે, પાડોસણ બોલી ઉડી તે ત્યારે,
ગોવિંદ છબીલે પરચો દીધો, વેવાણ કહે મેં વછોહ કીધો. ૮
પાડોસણને પતિજ ન આવી, એવી નાત્ય નાગરી ડાંડ,
ત્યારે મહેતે મેહ વરસાવ્યો, તેની લઈ ખા ખાંડ;
તેની લઈ ખા ખાંડ તે ચલી, એતો મહા મહિનાની વુઠી વાદલી,
ગોવિંદરામ ઉલટી વઢવા આવી, પાડોસણને પતિજ ન આવી. ૯
નાગરે મહેતાની કિધીતી નિંદા, મિરાંને આપ્યું ઝેર,
પ્રહ્લાદને જુવો પિતાયે દુભ્યો, એમ જક્ત ભક્તને વેર;
જક્ત ભક્તને વેર તે કેવું, જુવો આદ્ય અંત્ય મધ્ય છે એવું,
ગોવિંદરામ એક હરિને વંદ્યા, નાગરે મહેતાની કીધીતી નિંદા. ૧૦

મહા મહિનાની વાદલી લુકી, શું મહેતો કરશી મેહ,
શામળીયે તો સમોવણ દીધું, પણ જગતે ન જાણ્યું તેહ;
જગતે ન જાણ્યું તેહ તે કેવાં, એ પંચી પાડોસણ જેવાં,
ગોવિંદરામ એ હૈયાફૂટી, મહા મહિનાની વાદલી લુકી. ૧૧

## રાવણ ને વિભીષણ.

સતી તો સીતાજી જેવાં, ભૂલ્યાં દેખી ભેખ,
રામ ગયા જ્યારે મૃગ મારવા, આવ્યો જોગી એકાએક;
વાંસે એકાએક તે સતી, રામ વાંસે ગયા લક્ષ્મણ જતી,
આગલે દી ભૂલી ગયાં એવાં, સતી તો સીતાજી જેવાં. ૧
તે ભોલા જોગી છૂટી ભિક્ષા લીયો, રહે અમારી લાજ,
આશ્રમ પૂછી ભલે અતિથિ આવ્યા, ધન્ય ભાગ્ય કહું આજ;
ધન્ય ભાગ્ય કહું આજ એ સતી, આણ આપી ગયા છે લક્ષ્મણ જતી,
ગોવિંદ કહે સતીને વિચાર થયો, ભોલા જોગી છૂટી ભિક્ષા લીયો. ૨
છૂટી ભિક્ષા અરથ ન આવે, સતીને થયો સંતાપ,
ઉંમર ઓળંગી ભિક્ષા આપું તો, પૂરણ બેસે પાપ;
પૂરણ બેસે પાપ સતી, આણ આપી ગયાજી લક્ષ્મણ જતી,
ગોવિંદરામ સીતા વનફલ લાવે, છૂટી ભિક્ષા મારે અર્થ ન આવે. ૩
રાવણ ગયા જ્યારે સીતા હરી, ત્યારે પડ્યું રામને કામ,
રુડી પેરથે જઈને રાજાને પુછ્યું, ખરચાશે અમારાં દામ;
ખરચાશે અમારાં દામને ચાલો, તેયે સર્વે મળી આપો ઉત્તર ઠાલો,
ગોવિંદરામ પછે સેન્યા જ કરી, રાવણ ગયા જ્યારે સીતા હરી. ૪
રાવણને કહે રામ દુવાઈ, તમે સાંભળો મારી વાત,
રામ આપણા પિતા થાયે, સીતા આપણી માત;
સીતા આપણી માત તે પાપી, ટાંણે આવો પાછા આપી,
ગોવિંદ બોલ્યા વિભીષણ ભાઈ, રાવણને કહે રામદુવાઈ. ૫
શિખામણ નવ લાગી સારી, રાવણે ચડાવી રીશ,
વિભીષણ કહે વિશ ભુજા કપાશે, દશ કપાશે શીશ;
દશ કપાશે શીશ તે ભાઇ, ખોટું નહીં કહું રામદુવાઇ,
ગોવિંદરામ પાટું લેઇ મારી, શિખામણ નવ લાગી સારી;
રાવણે ચડાવી રીશ. ૬

## હુક્કા વિષે.

કલિજુગમાં હોકા વાણિયે ધર્યા, ભરી બજારે જાય,
જગતાં કુભારણા મોઢામાં ઘાલે, તોય જરાય ન લજાય;
તોય જરાય ન લજાય તે જ્યારે, ધર્મ મેલી અધર્મમાં ચાલ્યા ત્યારે,
ગોવિંદ કલ્પતરુના નરિયા વરયા, કલિજુગમાં હુકા વાણિયે ધર્યા. ૧
રાખ્યા હજુરી સૌને ચાકર, મોટા માણસ ને ભૂપ,
સવારમાં ઉઠતાં સાંભરે, નીરખે એનું રૂપ;
નીરખે એનું રૂપ તે દહાડી, જેમ પખાળે છોકરાની માડી,
ગોવિંદ હોકો સૌનો ઠાકર, રાખ્યા હજુરી સૌને ચાકર. ૨
દેહમાં પાપ તો ડુગલે ઘાલ્યું, કંઇક બગાડ્યા ભેખ,
બજર વાવી ને કરમ કરે, જીવ મરે અનેક;
જીવ મરે અનેક તે જાણી, ધુંવાડા સારુ ઉંધી કમાણી,
આંધળું થાણું એમને એમ ચાલ્યું, દેહમાં પાપ તો ડુગલે ઘાલ્યું. ૩
નરક તો કર્યું છે વ્યસની કાજે, તેનો ડાહ્યાને ડર નોય,
ડાહ્યો કરે જો વ્યસનીની સોબત, તો પડે નરકમાં સોય;
પડે નરકમાં સોય તે પડે, ડાહ્યો દેખી દૂરથી ડરે,
ગોવિંદ વ્યસન ડાહ્યે ન છાજે, નરક તો કર્યું છે વ્યસની કાજે. ૪

# મીરાંબાઈ.

—ꕥꕥꕥ—

સંવત્ ૧૪૫૯ માં મારવાડના મેડતાના રાઠોડને ત્યાં જન્મી હતી. ઉદેપુરના કુમ્ભારાણાની સ્ત્રી–એ સંવત્ ૧૫૨૬ માં શ્રીદ્વારકામાં વૈકુંઠવાસી થઈ હતી. જાતે રાઠોડ રજપુતાણી હતી.

—oo—

## પ્રેમ–ભક્તિનાં પદો.

### પદ ૧ લું–રાગ ગરબી.

કહાં ગયો રે પેલો મોરલીવાળો, અમને રાસ રમાડી રે. કહાં૦ ૧
રાસ રમાડવાને વનમાં તેડ્યાં, મોહની મોરલી સુણાવી રે. કહાં૦ ૨
માતા જસોદા શાખ પુરાવે, કેશર છાંટયા ઘોળી રે. કહાં૦ ૩
હવર્ણાં વેણુ સમારી સુતી, પહેરી કસુંમલ ચોળી રે. કહાં૦ ૪
મીરાંબાઈ કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણકમળ ચિત્ત ચોરી રે. કહાં૦ ૫

### પદ ૨ જું.

અજબ સલુણી પ્યારી મૃગ્યા નેણી, તેં મોહન વશ કીધા રે. ટેક.
ગોકુળમાં સૌ વાત કરે રે વહાલા, કાન કુબજે વશ લીધા રે. અજ૦ ૧
મકનો સૌ કરીને લાલ અંબાડી, અંકુશે વશ કીધા રે. અજ૦ ૨
લવિંગ સોપારી ને પાનનાં બીડલાં, રાધાસું રાખ્યો કીનો રે. અજ૦ ૩
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણેંકમળ ચિત્ત દીનો રે. અજ૦ ૪

### પદ ૩ જું.

ચાલને સખી મહી વેચવા જૈયે, જ્યાં સુંદીર વર રમતો રે. ટેક૦
પ્રેમતણાં પકવાન લઇ સાથે, જોઇયે રસિકવર જમતો રે. ચાલ૦ ૧
મોહનજી તો હવે મોંઘો થયો છે, ગોપીને નથી દમતો રે. ચાલ૦ ૨
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, રણછોડ કુબજાને ગમતો રે. ચાલ૦ ૩

### પદ ૪ થું.

ચાલને સખી મારો શ્યામ દેખાડું, વૃંદાવનમાં ફરતો રે. ટેક૦
નખશિખ સુધી હીરાને મોતી, નવ નવા શણગાર ધરતો રે. ચાલ૦ ૧
કૂટ ધરતો રે. ચાલ૦ ૨

ધેનૂ ચરાવે ને બેનૂ બજાવે, મન મારાંને હરતો રે. ચાલ૦ ૩
રૂપને સંભારું કે ગુણને સંભારું, જીવ રણછોડમાં ભમતો રે. ચાલ૦ ૪
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, શામળિયો કુબજાને વરતો રે. ચાલ૦ ૫

પદ ૫ મું.

કઠણ થયા રે માધવ મથુરાં જઈ, કાગળ ન લખ્યો કટકો રે. ટેક૦
અહિંયાં થકી હરિ હવડાં પધાર્યા, ઓદ્ધવ સાથે અટકયો રે. કઠ૦ ૧
અંગે સોવરણિયા વાઘા પહેર્યા, શિર પીતાંબર પટકો રે. કઠ૦ ૨
ગોકુળમાં એક રાસ રચ્યો છે, કહાન કુબજા સંગ અટકયો રે. કઠ૦ ૩
કાલીશી કુબજા ને અંગે છે કુબડી, એ શું કરી જાણે લટકો રે. કઠ૦ ૪
એ છે કાળો ને તે છે કુબડી, રંગે રંગ બન્યો ચટકો રે. કઠ૦ ૫
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ખોળામાંથી ઘુંઘટ ખટકો રે. કઠ૦ ૬

પદ ૬ ઠું.

પુનમ કેરો પૂર્ણ ચંદ્ર છે, રાસ રમે નંદલાલો રે. ટેક૦
નટવર વેશ ધર્યો નંદલાલે, સૌ જોવાને ચાલો રે. પુન૦ ૧
ગાન તાન વાજીંતર વાજે, નાચે જસોદાનો કાલો રે. પુન૦ ૨
સોળ સહસ્રમાં અષ્ટ પટરાણી, વચ્ચે રહ્યો મારો વહાલો રે. પુન૦ ૩
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, રણછોડ દીસે છોગાલો રે. પુન૦ ૪

પદ ૭ મું.

આતુર થઈ છું સુખ જોવાને, ઘેર આવો નંદલાલા રે. ટેક૦
ગૌ તણાં મીશ કરી ગયા છો, ગોકુળ આવો મારા વાલા રે. આતુ૦ ૧
માસીરે મારી ને ગુણિકા રે તારી, ટેવ તમારી એશી છોગાળા રે. આતુ૦ ૨
કંસ મારી માતપિતા ઉગાર્યાં, ઘણા કપટી નથી ભોળા રે. આતુ૦ ૩
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, ઘણા જ લાગે પ્યારાં રે. આતુ૦ ૪

પદ ૮ મું.

હું જાણું રે જમનાં પાણીડાં, એકપંથ દો કાજ સરે;
જળ ભરવું બીજું હરિને મળવું, દુનિયાં ભોળી દાઝે મરે. હું જા૦ ૧
અજાણપણામાં કાંઈરે નવ સુઝ્યું, જસોદાજી આગળ રાડ કરે;
મોરલી વગાડી વાયો મોહ ઉપજાવે, તલવલ મીરાં જીવ ફરફરે. હું જા૦ ૨
વૃંદાવનને મારગ જાતાં, જનમ જનમની પ્રીત મળે;
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ભવસાગરનો ફેરો ટળે. હું જા૦ ૩

### પદ ૯ મું.

નહિ જાઉં રે જમુનાં પાણીડાં, મારગમાં નંદલાલ મળે;
નંદજીનો રે વાલો આણુ ન માને, કામણગારો જોઈ ચિત્તડું ચળે. નહિ૦ ૧
અમે આહિરડાં સઘળાં સુવાળાં, કઠણ કઠણ કાનુડો મળ્યો;
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ગોપીને કાનુડો લાગ્યો ગળ્યો. નહિ૦ ૨

### પદ ૧૦ મું.

હરિ જાઓ જાઓ રે છબવણુ જુઠડા, હરિ વાત કરતાં અમે દીઠડા. ટેક૦
સૌ દેખતાં વહાલો આળ કરે છે, મારે મન છો મીઠડા રે. જાઓ૦ ૧
વૃંદાવનની કુંજ ગલનમેં, કુબજા સંગે દીઠડા રે. જાઓ૦ ૨
ચંદન પુષ્પ ને માથે પટકો, વળી માથે ધાર્યાંતાં પીછડાં રે. જાઓ૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, મારે મન છો મીઠડા રે. જાઓ૦ ૪

### પદ ૧૧ મું.

હરિ મારા સ્યામ કાલે મળજો, પેલાં કહ્યાં વચન તે પાળજો રે. મારા૦ ૧
જળ જમનાં જળ પાણી જાતાં, મારગ વચ્ચે વેહેલા મળજો રે. મારા૦ ૨
બાલપણાની વહાલી દાસી, પ્રીત કરી પરવરજો રે. મારા૦
વાટે આળ ન કરિયે વહાલા, વચન કહું તે શુણજો રે. મારા૦ ૪
ઘણોજ સ્નેહ થયાથી ગિરિધર, લોક લજ્જાથી વળજો રે. મારા૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, પ્રીત કરી તે પાળજો રે. મારા૦

### પદ ૧૨ મું.

હાંરે ચાલો ડાકોરમાં જઈ વસિયે, હાંરે મને લેહે લગાડી રંગ રસિયે રે. ચાલો૦ ૧
હરિ પ્રભાતના પહોરમાં નોબત વાજે, હરિ અમે દરશન કરવા જઈયે રે. ચાલો૦ ૨
હરિ અટપટી પાઘ કેશરિયો વાઘો, હાંરે કાને કુંડળ સોહિયે રે. ચાલો૦
હાંરે પીળાંપીતાંબર જરકશી જામો, હરિ મોતન માળાથી મોહિયે રે. ચાલો૦
હાંરે ચંદ્ર બદન અણિયાળી આંખો, હાંરે મુખડું સુંદર સોહિયે રે. ચાલો૦
હાંરે રુમઝુમ રુમઝુમ નેપુર બાજે, હરિ મન મોહ્યું મારું મોરલીયે રે. ચાલો૦ ૬
હાંરે મીરાંબાઈ કહે પ્રભુ ગિરિધર નાગર, હાંરે અંગોઅંગ જઈ મળિયે રે. ચાલો૦ ૭

### પદ ૧૩ મું.

મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા મુખડાની માયા લાગી રે. ટેક.
મુખડું મેં જોયું તારું, આ જગતડું થયું ખારું;
મન મારું રહ્યું ન્યારું રે; મોહન પ્યારા૦ ૧

સંસારીનું સુખ એવું, ઝાંઝવાનાં નીર જેવું;
તેને તુચ્છ કરી ફરી રે; મોહન પ્યારા૦ ૨
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શિદ જઇયે રે; મોહન પ્યારા૦ ૩
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો;
રાંડવાનો ભે ટાળ્યો રે; મોહન પ્યારા૦ ૪
મીરાંબાઇ બલિહારી તારી, આશા એક મને ઉરધારી;
હવે હું તો બડભાગી રે; મોહન પ્યારા૦ ૫

## પદ ૧૪ મું.

અરજ કરે છે મીરાં રાંકડી, ઊભી ઊભી અરજ કરે છે મીરાં રાંકડી. ટેક૦
માણિગર સ્વામી મારે મંદિરે પધારો, સેવા કરું દિન રાતડી. ઊભી૦ ૧
ફૂલના રે તોરા ને ફૂલના રે ગજરા, ફુલના તે હાર ફુલ પાંખડી. ઊભી૦ ૨
ફૂલની તે ગાદી ને ફુલના રે તકિયા, ફુલની તે પાથરી પછેડી. ઊભી૦ ૩
પચ પકવાન મીઠાઇ ને મેવા, સેવૈયા ને સુંદર દહીંડી. ઊભી૦ ૪
લવીંગ સોપારી ને એલચી તજવાળી, કાથા ચૂનાની પાનબીડી ઊભી૦ ૫
સેજ બિછાવું ને પાસા મગાવું, રમવા આવો તો જાય રાતડી. ઊભી૦ ૬
મીરાંબાઇ કહે પ્રભુ ગિરિધરનાગર, તમને જોતામાં ઠરે આંખડી. ઊભી૦ ૭

## પદ ૧૫ મું.

આજ મારે સાધુ જનનો સંગ રે રાણા, મારાં ભાગ્ય ભળ્યાં રે. આજ૦ ૧
સાધુ જનનો સંગ જો કરીએ પિયાજી, ચડે તે ચોગણો રંગ રે. મારાં૦ ૨
સાકુટં જનનો સગ ન કરીએ પિયાજી, પાડે ભજનમાં ભંગ રે. મારાં૦ ૩
અડસઠ તિરથ સંતોને ચરણે પિયાજી, કોટિ કાશી ને કોટિ ગંગ રે. મારાં૦ ૪
નિંદા કરશે તે તો નર્ક કુંડમાં જાશે પિયાજી, થશે આંધળાં અપંગ રે. મારાં૦ ૫
મીરાં કહે ગિરિધરના ગુણ ગાયો પિયાજી, સતોની રજમાં શીર સંગ રે. મારાં૦ ૬

## પદ ૧૬ મું.

કાગળ કોણ લઇ જાય રે, મથુરામાં વસે મેવાસી, મોરા પ્રાણ પિયાજી૦ ટેક.
એ રે કાગળમાં ઝાઝું શું લખીએ, થોડે થોડે હેત જણાય રે. મોરા૦ ૧
મિત્ર તમારાં મળવાને ઇચ્છે, જસોમતી અન્ન ન ખાય રે. મોરા૦ ૨
સેજલડી તો સુને સુની રે લાગે, રડતાં તો રજની ન જાય રે. મોરા૦ ૩
મીરાંબાઇ કહે પ્રભુ ગીરિધરના ગુણ, ચરણકમળ મારું ત્યાં જાય રે. મોરા૦ ૪

## પદ ૧૭ મું.

લેતાં લેતાં શ્રી રામજીનું નામ રે હો, લોકડિયાં તો લાજે મરે છે. ટેક.
હરિ મંદિર જાતાં પાવલીયા રે દુઃખે, ફરી આવે સારું ગામ રે. લોક૦
ઝઘડો થાય ત્યાં દોડીને જાય રે, મૂકીને ઘરનાં કામ રે. લોક૦
ભાંડ ભવૈયા ગણુકા નૃત્ય કરતાં, બેશી રહે ચારે જામ રે. લોક૦
મીરાંબાઇ કહે પ્રભુ ગિરિધર ગુણ ગાઉં, ચરણ કમળ ચિત્ત કામ રે. લોક૦

# જૈન કવિ.

ખંભાતનો જતિ, સંવત ૧૭૬૭ માં હૈયાત હતો.

## ઉદયરત્ન.

### ક્રોધ વિષે.

કડવાં ફલ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે;
રીસ તણો રસ જાણીએ, હલાહલ તોલે. કડવાં૦ ૧
ક્રોધે ક્રોડ પુરવતણું, સંજમ ફલ જાય;
ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય. કડવાં૦ ૨
સાધુ ઘણો તપીયો હતો, ધરતો મન વૈરાગ;
શિષ્યના ક્રોધથી થયો, ચંડકોશીયો નાગ. કડવાં૦ ૩
આગ ઉઠે જે ઘરથકી, તે પહેલું ઘર બળે;
જલનો જોગ જો નવી મલે, તો પાસેનું પણ જળે. કડવાં૦ ૪
ક્રોધતણી ગતિ એહવી, કહે કેવલ નાણી;
હાણ કરે જે હેતની, જાલવજો એમ જાણી. કડવાં૦ ૫
ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી;
કાયા કરજો નીરમલી, ઉપસમ રસ નાહી. કડવાં૦ ૬

### માન વિષે.

રે જીવ માન ન કીજીએ, માને વિનય ન આવે રે;
વિનય વિના વિદ્યા નહીં, તો કેમ સમકીત પાવે રે. રે જી૦ ૧
સમકીત વિણ ચરિત્ર નહી, ચારિત્રવિણુ નહીં મુક્તિ રે;
મુક્તિનાં સુખ છે સાશ્વતાં, તે કેમ લહીએ જુક્તિ રે. રે જી૦ ૨
વિનય વડો સંસારમાં, જગમાં અધિકારી રે;
માને ગુણ જાએ ગળી, પ્રાણી જો જો વિચારી રે. રે જી૦ ૩
માન કીયો જો રાવણે, તે તો રામે માર્યો રે;
દુરજોધન ગરવે કરી, અંતે સવિતે હાર્યો રે. રે જી૦ ૪
સુકા લાકડાં સારીખો, દુઃખદાઇ ખોટો રે;
ઉદયરત્ન કહે માનને, દેજો, તમે દેશોટો રે. રે જી૦ ૫

## માયા વિષે.

સમકીતનું મૂલ જાણીએ જી, સત્ય વચન સાક્ષાત;
સાચામાં સમકીત વસે જી, માયામાં મિથ્યાતરે; મકરીશ માયા ૯
મુખ મીઠી જૂઠી મને જી, કુડ કપટનો કોટ;
જીભે તો જીજી કરે જી, ચિત્તમાં તાકે ચોટ રે. મ૦ ૧
આપ ગરજે આઘો પડે જી, પણ ન ધરે વિશ્વાસ;
મનશું રાખે અંતરો જી, એ માયાનો પાસ રે. મ૦ ૨
જે શુ બાંધે પ્રીતડી જી, તે શું રહે પ્રતિકૂલ;
મેલ ન છંડે મનતણો જી, એ માયાનું મૂલ રે. મ૦ ૩
તપ કીધો માયા કરી જી, મિત્રશું રાખ્યો રે ભેદ;
મલ્લિજીનેશ્વર જાણજો જી, તો પામ્યા સ્ત્રી વેદ રે. મ૦ ૪
ઉદયરત્ન કહે સાંભળો જી, મહેલો માયાની બુદ્ધ;
મુક્તિપુરી જાવાતણો જી, શ્રી મારગ છે શુદ્ધ રે. મ૦ ૫

## લોભ વિષે.

તમે લક્ષણ જોજો લોભનાં રે, લોભે જન પામે ખોભના રે;
લોભે ડાહ્યા મન ડોલા કરે રે, લોભે દુરઘટ પંથે સંચરે રે. તમે૦ ૧
તજે લોભ તેનાં લેઉ ભામણાં રે, વલી પાયે નમીને કરું ખામણા રે;
લોભે મર્યાદા ન રહે કેની રે, તમે સંગત મેહેલો તેહની રે. તમે૦ ૨
લોભે ઘર મેહેલી રણમાં મરે રે, લોભે ઉંચ તે નીચુ આચરે રે;
લોભે પાપભણી પગલાં ભરે રે, લોભે અકાર્ય કરતા ન ઓસરે રે. તમે૦ ૩
લોભે મનડુ ન રહે નિર્મળું રે, લોભે સગપણ નાસે વેગલુ રે;
લોભે ન રહે પ્રીતને પાતરું રે, લોભે ધન મેલે બહુ એકઠું રે. તમે૦ ૪
લોભે પુત્ર પ્રત્યે પિતા હણે રે, લોભે હત્યા પાતિક નવ ગણે રે;
તેતો દામ તણે લોભે કરી રે, ઉપર મણિધર થાય તે મરી રે. તમે૦ ૫
જોતાં લોભનો થોભ દીસે નહીં રે, એવું સુત્ર સિદ્ધાંતે કહ્યું સહી રે;
લોભે ચક્રી સંભુમ નામે જુવો રે, તેતો સમુદ્ર માહે ડુબીમુવો રે. તમે૦ ૬
એમ જાણીને લોભીને છંડજો રે, એક ધર્મ શું મમતા મંડજો રે;
કવિ ઉદયરત્ન ભાખે મુદા રે, વંદુ લોભ તજે તેહને સદા રે. તમે૦ ૭

## જીવરૂપી વણજારા વિષે.

નરભવ નયર સોહામણું, વણઝારા રે;
પામીને કરજે વ્યાપાર, અહો મોરા નાયક રે.
સત્તાવન સંવતતણાં; વણ૦ પોઠી ભરજે ઉદાર. અહો૦ ૧
શુભ પરિણામ વિચિત્રના; વણ૦ કરિયાણા બહુ મૂલ. અહો૦ ૨
મોક્ષ નગર જાવા ભણી; વણ૦ કરજે ચિત્ત અનુકૂલ. અહો૦ ૩
ક્રોધ દાવાનલ ઓલવે; વણ૦ માન વિષમ ગિરિરાજ. અહો૦ ૪
ઓલંગજે હલવે કરી; વણ૦ સાવધાન કરે કાજ. અહો૦ ૫
વંશજાલ માયાતણી; વણ૦ નાવ કરજે વિશ્રામ. અહો૦ ૬
ખાડી મનોરથ ભવતણી; વણ૦ પડણનું નહી કામ. અહો૦ ૭
રાગ દ્વેષ બેય ચોરટા; વણ૦ વાટમાં કરશે હેરાન. અહો૦ ૮
વિવિધ વિરજ ઉલ્લાસથી; વણ૦ તે હણજે પહેલે ઠામ. અહો૦ ૯
એમ સર્વ વિધિ વિડારીને; વણ૦ પોહોંચજે શિવપુર વાસ. અહો૦ ૧૦
ક્ષય ઉપસમ જે ભાવના; વણ૦ પોઠી ભર્યાં ગુણ રામ. અહો૦ ૧૧
નાયક ભાવે તે થશે; વણ૦ લાભ હોશે તેથી અપાર. અહો૦ ૧૨
ઉત્તમ વણજ જે એમ કરે; વણ૦ ઉદય નમે વારંવાર. અહો૦ ૧૩

—※—

## શીયલની નવ વાડ વિષે.

### દોહરો.

શ્રીગુરુને ચરણે નમી, સમરિ સરસ્વતી માય;
નવ વિધિ શીલની વાડનો, ઉત્તમ કહું ઉપાય.

### વાડ ૧ લી-ઢાળ.

પહેલી તે વાડે હોજી, વીર જિનવરે કહ્યો, સેવો હો સેવો વસ્તિ વિચારીનેજી;
સ્ત્રી પશુ પન્ડગ હોજી, વાસો વસે જિહાં, ત્યાં નહિ રહેવું શીલવ્રતધારીનેજી. ૧
જેમ તરુ ડાળે હોજી, વસતો વાનરો, મનમાંહિ બિહેજે રખે ભૂયે પડુંજી;
માંજાર દેખી હોજી, પંજર માંહેથી, પોપટ ચેતે રે રખે દાટે ચડુંજી. ૨
જેમ સિદલંકી હોજી, સુંદરી શિર ધરીજી, જલનું બેડું જુગતે જાળવેજી;
તેમ મુનિ મનને હોજી, રાખે ગોપવી, નારીને નિરખી ચિત્ત નવિ ચાળવેજી. ૩
જહાં હોવે વાસો હોજી, સહજે માંજારનો, જોખમ લાગે તિહાં મૂષકની જાતનેજી;
તેમ બ્રહ્મચારી હોજી, નારીની સંગતે, હારી રહે શીલ સિદ્ધાંતનેજી. ૪

કલશ.

એક વાડ વિઘટે વિષય પ્રગટે, શંકા કંખા નીપજે;
તીન્ન કામે ધાતુ બગડે, રોગ બહુવિધ ઉપજે.
મન માંહી વિષય વ્યાપે, મન વિષયસું રહે મળી;
ઉદયરત્ન કહે તે કારણે, નવ વાડ રાખો નિર્મળી. ૨

વાડ ૨ જી.

સુરપતિ સેવિત ત્રિભુવન ધણી, અજ્ઞાન તિમિરહર દિનમણી;
શીલરત્ન યતના નિતંતે, ભાંખી વાડ બીજી ભગવંતે. ૧

ત્રુટક.

ભગવંત ભાંખે સંઘ શાખે, શીયલ સુરતરુ રાખવા;
મુક્તિ મહાફલ હેતુ અદ્દભુત, ચારિત્રનો રસ ચાખવા. ૧
મીઠે તે વચને માનીશું, કથા ન કરે કામની;
વાડ વિધિસું જેહ પાળે, બલિહારી તસ નામની. ૨
વાત વ્રતને ધાતકારી, પવન જ્યમ તરુપાતને;
વાત કરતાં વિષય વ્યાપે, તે માટે તજે વાતને. ૩
લિંબુ દેખી દૂરથી જ્યમ, ખટાશે ડાઢો ગળે;
ગગન ગર્જારવ સુણીને, હડકવા જ્યમ ઉછળે. ૪
તેમ વ્રતિનાં ચિત્ત વિણસે, વેણુ સુંદરીનાં સુણી;
કથા તજે તે કારણે, એમ પ્રકાશે ત્રિભુવનધણી. ૫

વાડ ૩ જી.

ત્રીજી વાડે રે ત્રિભુવન રાજિયો રે, એણિ પેરે દે ઉપદેશ;
આસન છાંડો રે સાધુજી નારીનું રે, મૂર્ત લગે સુવિશેષ. ૧
હું બલિહારી રે જાઉં તેહને રે, ધન્ય ધન્ય તેહની માત;
શીલ સુરંગે રે રંગણી રાચ્યું રે, જેની સાતે હો ધાત. ૨
શયનાસન રે પાટ ને પાટલા રે, જ્યાં જ્યાં બેસે હો નાર;
બે ઘડી લગે રે ત્યાં બેસે નહીં રે, શીલવ્રત રાખણહાર. ૩
કોહલાં કેરી રે ગંધ સંયોગથી રે, જ્યમ જાય કણકનો પાક;
ત્યમ અબળાનું રે આસન સેવનાં રે, વિણસે શીલ સુરંગણુ પાક. ૪

વાડ ૪ થી.

ચોથી વાડે ચેતજો હો રાજ, છયિપેરે ભાખે શ્રીજિન ભૂપ રે; સંવેગી સુધા સાધુજી.
નયનકમલ વિકાશીને હો રાજ, રખે નિરખો રમણી રૂપ રે; સંવેગી૦ ૧
રૂપ જોતાં રઢ લાગશે હો રાજ, હેલા ઉલસે અનંગ રે; સંવેગી૦ ૨
મનમાંહીં લાગશે મોહની હો રાજ, ત્યારે હોશે વ્રતનો ભંગ રે; સંવેગી૦ ૩
દિનકર સામું દેખતાં હો રાજ, જગમાં નયણે ઘટે જ્યમ તેજ રે; સંવેગી૦ ૪
ત્યમ તરુણી તનુ પેખતાં હો રાજ, હીણુ થાય શિયલ સુહેજ રે; સંવેગી૦ ૫

વાડ ૫ મી.

પાંચમી વાડ પરમેશ્વરે, વખાણી વારુ;
સાંભળજો શ્રોતા તમે, ધર્મી વ્રતધારુ. ૧
કુંડ તટપર કામની, રમે જિહાં રાગે;
સ્વર કંકણાદિકનો સુણી, તિહાં મન્મથ જાગે. ૨
તિહાં વસવું બ્રહ્મચારીને, ન કહ્યું વિત રાગે;
વાડ ભાગી શીલ-રત્નને, જિહાં લંછન લાગે. ૩
અગ્નિ પાસેં જેમ આગળે, ભાજન માંહિ ભરિયાં;
લાખ ને મિણ જાય્યે ગળી, ન રહે રસ ધરિયાં. ૪
ત્યમ હાવભાવ નારીતણા, હાંસુ ને રુદન;
સાંભળતાં શીલ વીરરે, મન વેધે મદન. ૫

વાડ ૬ ઠ્ઠી.

છઠ્ઠી વાડે છેલ છબીલો, ગુણ રત્નને ગાઢો ભર્યોજી;
સિદ્ધાર્થ રાયકુળે નગીનો, વીરજીણંદ એમ ઉચર્યોજી. ૧
અવ્રતીપણે જે જે આગે, કામક્રીડા બહુ વિધ કરીજી;
વ્રત લેઇને વિલસિત પહેલાં, રખે સંભારો દિલ ધરીજી. ૨
અગ્નિ ભર્યો ઉપર પૂળો, મેલ્યો જ્યમ જ્વાલા વમેજી;
વરસ દિવસે જ્યમ વિષધરનું, શંકાએ વિષ સંક્રમેજી. ૩
વિષય સુખ વિલસિત પહીલાં, ત્યમ શીલવંત ન સંભારતોજી;
વ્યાકુળ થઇને શીલ વિરાધે, પછે થાય મન ઓરતોજી. ૪

વાડ ૭ મી.

સાતમી વાડે વીર પયંપે, સુણો સયમના રાગી હો.
શીયલ રથના હો ધોરી, સુધા સાધૂ વૈરાગી. ટેક.
મુજ આણાં કરીને બ્રહ્મચારી, વિષય રસના ત્યાગી હો; શીયલ૦ ૧

સરસ આહાર તજજો સહજે, વિગય થોડી વાવરજો હો; શીયલ૦
મોદક આહારે મન્મથ કોપે, તેહનો પરિહરજો હો; શીયલ૦
સન્નિપાતે જ્યમ ઘૃત સંયોગે, અધિક કરે ઉછાળા હો; શીયલ૦
પાંચે ઇન્દ્રિય ત્યમ રસ પોષે, ચારિત્રમાં કરે ચાળા હો; શીયલ૦

## વાડ ૮ મી.

ત્રિશિલાસુત હો ત્રિગડે બેશી એમ, આઠમી વાડ વખાણે દીલની;
અતિ માત્રા હો આહાર તજો અણુગાર, લાલચ રાખો સંયમ શીલની. ૧
અતિ આહારે હો આવે ઉંઘ અપાર, સ્વપ્નમાંહિ કરે શીલની વિરાધના;
વળી તેણે હો થાય મદનતી દેહ, સયમ નવિ થાયે આરાધના. ૨
જ્યમ શેરનાં હો માપ માંહી બશેર, ઓરીને ઉપર દીજે ઢાંકણું;
ફાટે તોલડી હો ખીચડી ખેરુ થાય, ત્યમ અતિ માત્રાએ વ્રત બગડે ઘણું. ૩

## વાડ ૯ મી.

નવમી વાડે નિવારજો રે, સાધુજી શણગાર;
શરીર શોભાએ શોભે નહીં રે, અવનીતલ અણુગાર. ૧
ઇમ ઉપદેશે વીરજી રે, મુનિવર ધરજો રે મન;
શીખામણ એક માહરી રે, કરજો શીલ યતન. ૨
સ્નાન વિલેપન વાસના રે, ઉત્તમ વસ્ત્રઅપાર;
તેલ તબોલ આદિ તજો રે, ઉદ્ઘટ વેષ સફાર. ૩
ધોઇને ધરણી ધર્યું રે, જ્યમ રત્ન હાર્યું કુંભાર;
ત્યમ શીલ રત્નને હારશો રે, જો કરશો શણગાર. ૪

## શિક્ષા-પદ ૧૦ મું.

એકલી નારી સાથે, મારગે ન જાવું હો, વળિ વાટે વાત ન કીજિએ;
એક સેજે નર દોય, શીલવત ન સૂવું હો, સહેજે ગાળ ન દીજિએ. ૧
ન સુવાડે નિજ પાસ, સાડા ૭ વરસની હો, પુત્રીને પણ હેજમાં;
સાત વરસ ઉપરાંત, સુતને પણ ન સુવાડે હો, શીયલવંતી સેજમાં. ૨
ભાંગે શીયલ જે કોઈ, સજ્જન જાણો હો, અદકું પાપ નથી ઇશું;
કરતાં વિષય સંભોગ, સમૂર્ચ્છિમ પંચેંદ્રિય હો, હણાય ઘણું કહિએ કિશું. ૩
ઇમ જાણી નર નારી, શીયલની સદહણા હો, સૂધી મનમાં ધારજો;
એ દુર્ગતિનું મૂળ, અબ્રહ્મ સેવાથી હો, જાતાં મનને વારજો. ૪

તપગચ્છ ગયણ દિણંદ, વાંચ્છિત ફળદાતા હો, શ્રીહિરરત્ન સૂરીશરુ;
નામી તાસ પસાય, વાડ વખાણી હો, શીલની એહ મનોહરુ. ૫
ખંભાત રહિ ચોમાસ, સત્તરસેં ત્રેસઠા હો, શ્રાવણ વદ બીજ બુદ્ધે ભણે;
ઉદયરત્ન કર જોડ, શીલ જે પાળે હો, તેહને જાઉં ભામણે. નમું રે નમું સો વાર. ૬

---

# વીરવિજય.

અમદાવાદનો જતી–સંવત્ ૧૭૯૩–ઈ. સ. ૧૮૪૯ માં હૈયાત હતો.

## હિતશિક્ષા છત્રિસી.

સાંભળજો સજ્જન નર નારી, હિત શિખામણ સારી જી રે;
રીસ કરે દેતાં શિખામણ, ભાગ્ય દશા પરવારી; સુણજો સાજનો રે.
લોક વિરુદ્ધની વાર, સુણજો જગત પજો વ્યવહાર. સુણજો૦ ૧
મૂરખ બાળક જાચક વ્યસની, કારુ ને વળી નારુ જી રે;
જો સસારે સદા સુખ વંછો, ચોરની સંગત વારુ. સુણજો૦ ૨
વેશ્યા સાથે વણજ ન કરીએ, નીચસું નેહ ન કરીએ જી રે;
ખાપણ આવે ઘર ધન જાવે, જીવિતને પરહરિએ. સુણજો૦ ૩
કામ વિના પર ઘર નવ જઈએ, આળે ગાળ ન દીજે જી રે;
બળીઆ સાથે બાથ ન ભરીએ, કુટુંબ કલેશ નવ કીજે. સુણજો૦ ૪
દુશ્મનસું પર નારી સાથે, તજીએ વાત એકાંતે જી રે;
માત બેનસું મારગ જાતાં, વાત ન કરીએ રાતે. સુણજો૦ ૫
રાજા રમણી ઘરનો સોની, વિશ્વાસે નવ રહીએ જી રે;
માત પિતા ગુરુ વિણ બીજાને, ગુજની વાત ન કહીએ. સુણજો૦ ૬
અજાણ્યાસું ગામ ન જઈએ, ઝાડ તળે નવ વસિયે જી રે;
હાથી ઘોડા ગાડી જાતાં, દુર્જનથી દૂર ખસિયે. સુણજો૦ ૭
રમત રમતાં રીસ ન કરીએ, ભય મારગ નવ જઈએ જી રે;
બે જણ વાત કરે જ્યાં છાની, ત્યાં ઉભા નવ રહીએ. સુણજો૦ ૮
હુંકારા વિણ વાત ન કરિએ, ઈચ્છા વિણ નવ જમિએ જી રે;
ધન વિદ્યાનો મદ નવ ધરીએ, નમતા સાથે નમીએ. સુણજો૦ ૯
ગુરુ જોગી રાજા પંડિતને, હાંસી કરી નવ હસીએ જી રે;
હાથી વાઘ સરપ નર વઢતાં, દેખીને દૂર ખસિયે. સુણજો૦ ૧૦
કૂવા કાંઠે હાસી ન કરિયે, કેફ કરી નવ ભમિયે જી રે;
વેરો ન કરિયે ઘર વેચીને, જુગટડે નવ રમીએ. સુણજો૦ ૧૧

ભણતાં ગણતાં આળસ તજિયે, લખતાં વાત ન કરિયે જી રે;
પરહસ્તે પરદેશ દુકાને, આપણું નામ ન ધરિયે. સુણજો૦ ૧૨
નામું મંડો આળસ છંડો, દેવાદાર ન થઇએ જી રે;
કષ્ટ ભયાદિક સ્થાનક વરજી, દેશાવર જઇ રહિયે. સુણજો૦ ૧૩
ધનવંતો ને વેષ મલિનતા, પગસું પગ ઘશી ધોવે જી રે;
નાપિક ઘેર જઈ શિર મુંડાવે, પાણીમાં મુખ જોવે. સુણજો૦ ૧૪
નાવણ દાતણ સુંદર ન કરે, બેઠો તરણાં તોડે જી રે;
બોધ ચિન્તામણ નગ્ન સુએ તો, તેને લક્ષ્મી છોડે. સુણજો૦ ૧૫
માતા ચરણે શીશ નમાવી, બાપને કરો સલામી જી રે;
દેવ ગુરુનાં દર્શન કરીને, કરો સંસારનાં કામો. સુણજો૦ ૧૬
બે હાથે માથું નવ ખણિયે, કાન નહિ ખોતરિયે જી રે;
ઉભા કેડે હાથ ન દઇયે, સામે પૂર ન તરિયે. સુણજો૦ ૧૭
તેલ તમાકુ દૂરે તજીયે, અણગળ જળ નવ પીજે જી રે;
કુલવંતી સતીને શિખામણ, આના ભેગી દીજે. સુણજો૦ ૧૮
સસરો સાસુ જેઠ જેઠાણી, નણદી વિનય ન મૂકો જી રે;
શાણપણે શેરી સંચરતાં, ચતુરા ચાલ ન ચૂકો. સુણજો૦ ૧૯
નીચ સાહેલી સંગ ન કીજે, પર મંદિર નવ ભમિયેજી રે;
રાત પડે ઘર બહાર ન જઇએ, સૌને જમાડી જમિયે. સુણજો૦ ૨૦
ધોબણ માલણ ને કુંભારણ, જોગણ સંગ ન કરીએ જીરે;
સેજે કોઇક આળ ચઢાવે, એવું શીલ આદરીએ. સુણજો૦ ૨૧
નિજ ભરતાર ગયો દેશાવર, તવ શણગાર ન ધારિયે જી રે;
જમવા નાતં વરો નવ જઇએ, દુરિજન દેખી ડરિએ. સુણજો૦ ૨૨
પરશેરી ગરબા ગાવાને, મેળે ખેળે નવ જઇએ જી રે;
નાવણ ધોવણ નદી કિનારે, જાતાં નિર્લજ ન થઇએ. સુણજો૦ ૨૩
ઊપડતે પગ ચાલ ચાલિયે, હુન્નર સહુ શિખીએ જી રે;
સ્નાન સુવસ્ત્રે રસોઈ કરીને, દાન સુપાત્રે દીજે. સુણજો૦ ૨૪
શોકતણાં લઘુ બાળક દેખી, ખેદ ન ધરશો હૈયે જી રે;
તેની સુખ શીતલ આશીષે, પુત્રતણાં ફળ લહિયે. સુણજો૦ ૨૫
બાર વરસ બાળક સુરપડિમાં, એ બે સરીખાં કહિયે જી રે;
ભક્તિ કરે સુખ લીલા પામે, ખેદ કરે દુઃખ લહિયે. સુણજો૦ ૨૬

નર નારી બેઉને શિખામણ, મુખ લવરી નવ હસિયે જી રે;
નાત સગાનાં ઘર છોડીને, એકલડાં નવ વસિયે. સુણજો૰
વમન કરીને ચિંતા ઝાળે, નબળે આસન બેશી જી રે;
વિદિશ દક્ષિણ દિશ આધારે, બોટયું પશુએ પેશી. સુણજો૰ ૨૮
અન્ન જાણે ઋતુવંતી પાત્રે, પેટ અજીરણ વેળા જી રે;
અગાસીએ ભોજન નવ કરિયે, બે જણ બેશી ભેળાં. સુણજો૰ ૨૯
અતિશે ઊનું ખાટું ખારું, શાક ઘણું નવ ખાવું જી રે;
મૌનપણે ઓડીગણ વરજી, જમવા પેસા નાવું. સુણજો૰ ૩૦
અન્ન વખાણી વખોડી ન ખાવું, તડકે બેશી ન જમવુ જી રે;
મંદિર પાસે રાત તજીને, નરણાં પાણી ન પીવું. સુણજો૰ ૩૧
કંદ મૂળ અભક્ષ ને બોલી, વાસી વિદળ તે વરજો જી રે;
જૂઠ તજો પરનિન્દા હિંસા, જો વળી નર ભવ સમજો. સુણજો૰ ૩૨
વ્રત પચ્ચખાણ ધરી ગુરુ હાથે, તીરથ યાત્રા કરીએ જી રે;
પુણ્ય ઉદય જો મોટો પ્રગટે, તો સંઘવી પદ ધરીએ. સુણજો૰ ૩૩
મારગમાં મન મોકળું રાખી, બહુ વિધ સંઘ જમાડો જી રે;
સુરલોકે સુખ સઘળાં પામે, પણ નહીં એવો દહાડો. સુણજો૰ ૩૪
તીરથ તારણ શિવસુખ કારણ, સિદ્ધાચલ ગિરિનાર જી રે;
પ્રભુ ભક્તિ ગુણ શ્રેણે ભવ જલ, તરીએ એક અવતાર. સુણજો૰ ૩૫
લૌકિક લોકોત્તર હિત શિક્ષા, છત્રિસીએ બોલી જી રે;
પંડિત શ્રીશુભ વીરવિજય મુખ, વાણી મોહનવેલી. સુણજો૰ ૩૬

—:૦:—

# અ ભિ વિ જ ય.

## મહાવીરસ્વામિનું પારણું.*

માતા ત્રિશલાએ પુત્ર રત્ન જાઈયો, ચોસઠ ઇંદ્રનાં આસન કંપે સાર;
અવધી ગયા ને જોઇ ધાએ શ્રીજીનરાજને, આવે ક્ષત્રી કુળ નયર મોઝાર. ૧
વીર પ્રતિબિંબ્યો મૂકે માતા કને, અને સ્વાપની એ નિદ્રા દીએ સાર;
મેરુ શીખરે જીનને લાવે મહોચ્છવે, હરી પંચ રૂપ કરી મનોહાર. ૨
એમ અસંખ્ય કોટા કોટી મળી દેવતા, પ્રભુને ઓચ્છવ મંડાણે લઈ જાય;
પંડૂકંબળી સીલા એ જીનને ભક્તિથી, હરી અંક થાપે ઇંદ્રપણું ઉપાય. ૩
એક કોટી સાઠ લાખ કળસે કરી, વીરનો સનાત્ર મહોચ્છવ કરે સાર;
વીર કુમારને અનુક્રમે લાવે જનુની મંદિરે, દાસી પ્રિયંવદા જાગ્યા તેણી વાર. ૪
રાજા સિદ્ધારથને દીધી વધામણી, દાસીને દાન માન દીધાં મનોહાર;
ક્ષત્રી કુળમાંહી ઓચ્છવ મંડાવીઓ, પ્રજા લોકને હરખ અપાર. ૫
ઘેર ઘેર શ્રીફળ તોરણ તરાટજ બાંધીયાં, ગૌરી ગાવે મંગળ ગીત રસાળ;
રાજા સિદ્ધારથે જનમ મહોચ્છવ કર્યો, માતા ત્રિશલાઈ ઊજમાલ. ૬
માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પારણે, ઝુલે લાડકડા પ્રભુજી આણંદભેર;
હરખી નરખીને ઇંદ્રાણી જન જાએ વારણે, આજ આણંદ શ્રીવીરકુંવરને ઘેર. ૭
વીરનાં મુખડાં ઉપર વારૂ કોટી ચંદ્રમા, પંકજ લોચન સુંદર વિશાળ કપોળ;
શુક ચંચુક સરખી દીસે નિર્મળ નાસિકા, કોમળ અધર અરુણ રંગ ચોળ. ૮
ઊલસથી સોવન મઢી રે શોભે હાલરે, નાજુક આભરણ સઘળાં કંચન મોતીહાર;
કર અંગુઠો ધાવે વીરકુંવર હરખે કરી, કાંઈ બોલાવતાં કરે કીલકાર. ૯
વીરને લલાટે કીધા કુમકુમ ચાંદલો, શોભે જડિત મરકત મણીમાં દીસે લાલ;
ત્રિશલાએ જુગતે આંજી અણીયાળી બેહુ આંખડી, સુંદર કસ્તુરીનું ટપકું દીધું ગાલ.૧૦
કંચન સોળે જાતનાં રત્ન જડેલું પારણું, ઝુલાવતાં થાએ ઘુઘરાનો ઘમકાર;
ત્રિશલા વિવિધ વચને હરખી ગાએ હાલરુ, ખેંચે ફુમતીયાળી કંચન દોરી સાર. ૧૧
મારો લાડકવાયો સખાસંગે રમવા જશે, મનોહર સુખલ હુંડી આપીશ એને હાથ;
ભોજન વેળા રુમઝુમ રુમઝુમ કરતો આવશે, હું તો ધાઈને બીડાવીશ હૃદયા સાથ.૧૨

---

* કવિ દયારામના પારણાની આબાદ નકલ છે.

હંસ કારંડવ કોકીલ પોપટ મોરવા, માંહી બપૈયાને સારસ ચકોર;
મૈના મોર મેલ્યાં રમકડાં રમવાતણાં, ધમધમ ઘુંઘરો વજાવે ત્રિશલા કીશોર. ૧૩
મારો વીરકુંવર નિશાળે ભણવા જાશે, સાથે સ્વજન કુટુંબ પરિવાર;
હાથી રથ ઘોડા પાળા એ ભલું શોભતું, કરીશ નીશાળ ગએણું અતિમનોહાર. ૧૪
મારા વીર સમાણી કન્યા સારી લાવશું, મારા કુંવરને પરણાવીશ મોટે ઘેર;
મારો લાડકડો વરરાજા ઘોડે બેસશે, મારો વીર કરશે સદાય લીલા લેહેર. ૧૫
માતા ત્રિશલા ગાએ વીરકુંવરનું હાલરુ, મારો નંદન જીવજો કોડા કોડી વરસ;
એ તો રાજા રાજેશ્રી થાશે ભલો દીપતો, મારા મનના મનોરથ પુરશે વાધે હરષ. ૧૬
ધન ધન ક્ષત્રી કુડ ગ્રામ મનોહરુ, જિહાં વીર કુવરનો જન્મ ગવરાય;
રાજા સિદ્ધારથ કુળ માંહિ દીનમણિ, ધન ધન ત્રિશલા રાણી જેહેની માય. ૧૭
એમ સઇએર ટોળી ભેળી ગાજ્યો હાલરુ, થાયે મનના મનોરથ તેને ઘેર;
અનુક્રમે મહોદય પદવી રૂપ વીજે પદ પામશે, ગાએ અમી વીજય કહે થાશે લીલાલેહેર. ૧૮

અલેલ-હિસાબ વિનાનું
અવકકપાનકઢી-પાંશરી તરવાર કઢારિલી
અવગાહિની-હૃદયમાં ઉતરવાવાળી
અવગણુના-નિંદા
અવડ-વગર વપરાયલું
અવદાન-ઉજળું, સ્વચ્છ
અવાસ-ઘર
અવિચળપદ-મોક્ષ પદ
અવિલોક-તપાસ, શોધ
અવિધારો-નકી, ખચિત
અવેરવું-સંભાળી લેવું
અવ્યક્ત-આત્મા, માયા
અળતો-મેંદી
અંશુમલ / અંશુમાલ } સૂર્ય
અસમંજસ-અઘટિત
અસંભાવના-અઘટિત, સંભાવના નહિ તે
અસિલોમ-તરવાર જેવાં રુવાટાંવાળો
અસ્ત્ર-હથિયાર
અસ્તાચળ-સૂર્ય ચદ્રનો જ્યાં અસ્ત થાય છે પર્વત-પુરાણુ પ્રમાણે
અક્ષ-ઇદ્રિયો

## આ.

આઈ-માતા
આક્રોશ-ઠપકો, નિન્દા, શાપ
આગમાપાઈ-ઉત્પત્તિનાશક
આજ્ય-ઘી
આચમન-સંધ્યાદિક કર્મ કરતાં હથેળીમાંથી જલબિન્દુનું પ્રાશન કરવું તે
આટોપ-ગર્વ કરવો-(આટોપવું)
આઢ્ય-આઢુ દેવું, આડી દીધેલી વસ્તુ
આડંબર-ખોટો ડોળ
આતપ-તડકો
આથ્ય-પુંજી
આદર્શ-આરસી
આદેશ-હુકમ
આદિ-મૂળ, પ્રથમ
આંદુલમાન-ડોલતી, ધુણતી, ઝુલતી
આદ્ય-પેહેલું
આફરો-વધારો, પેટ ફુલવાનો રોગ
આકુણિયે-પોતાની મેળે
આફ્ળે-અથડાઈ
આભ્રણુ-ઘરેણાં, આભૂષણુ
આમિષ-માંસ
આભ્યાંતર-અંદરનું
આયાસ-મેહેનત
આરજા-આરીયાં-ચીભડાંની જાત
આરૂઢ-પદાર્થ સહિત; કોઇપર બેસવું
આલોચન-વિચાર
આલાપ્યો-ગાયો
આલબવું-પહોંચવું
આવટવું-નિવેડવું
આવરણુ-ઢાંકણુ-વસ્ત્ર
આવરવું-ફેલાવું, ઢાંકી દેવું
આહિર-ભરવાડ
આહુતિ-અગ્નિમાં કંઇ પણુ પદાર્થ હોમવો

## ઈ.

ઇદુ-ચંદ્રમા
ઇદ્રગોપ-પહેલે વરસાદે જે રાતાં રાતાં જી ઉભરાય છે તે

## ઉ.

ઉખામણી–કહેવત
ઉગ્ર–ભારે.
ઉઘટ–ઉઘડતું
ઉચ્ચાટ–ચિંતા
ઉઠ–સાડા ત્રણ હાથ
ઉડુગણ–આકાશના તારા
ઉડુ–તારો
ઉડુગણપતિ–ચંદ્રમા
ઉદક–પાણી
ઉદયરાગ–સૂર્ય–ચંદ્રના ઉગવા સમયની રતાસ
ઉદ્વસ્ત–ઉજડ
ઉદ્મ–એક દૈત્યનું નામ છે
ઉદ્દંડ–સખત સજા કરનાર
ઉદુંબર–ઉંબરાનું ઝાડ

ઉદ્ગીત–ઉંચે સ્વરે ગાયેલું
ઉદધિ–સમુદ્ર
ઉદાસ્ય–સાર વિનાનો વેરા
ઉફરો–માયાભેદ ખોટા જાણીને નિવૃત્ત થયેલ
ઉમેટે–પેદા થાય
ઉભેથા–બેઉથી
ઉરોજ–સ્તન
ઉર–છાતી, મન
ઉરેખી–ટાળી
ઉર્વી–પૃથ્વી
ઉર્ણનાભિ–કરોળિયો
ઉસરી જવું–નિકળી જવું
ઉપેક્ષા–અનાદર.
ઉષા–ઓખા

## ઓ.

ઓખર–નરક ખાવું તે [દાણો
ઓગણો–બળેલો, પણ શેકાઇને ફુલેલો નહી એવો
ઓઘ–ઢગલો–સમૂહ
ઓજ–પરાક્રમ
ઓટચ–પડદો, ઓઢણ–ઓઢવાનું વસ્ત્ર

ઓહું–ઉદાહરણ
ૐકાર–પ્રણવ
ઓસંકળ–ઓછો.
ઓતાડું–અળખણું, ખુણેખાચરેનું
ઔંઠ–(જુઓ) ઉંઠ

## ક.

કટિમેખળા–કંદોરો
કટુ(વા)–કડવાશ
કંદન–વધ કરવો–કાપવું
કદળી–કેળ
કણસલું–દાણાનો ઝુમખો
કપાટ–કમાડ
કપિલા–લાલ રંગની ગાય
કબંધ–ધડ
કભાય–અંગરખો, જામો
કમખી–કાંચળી–કમખો
કમઠ–કાચબો
કમળા–લક્ષ્મી

કમળજ–બ્રહ્મા
કમળકોશ–કમળ પુષ્પની કળી
કમળપત્ર–કમળ ઉપર બેસનાર બ્રહ્મા
કમલાસની–બ્રહ્માણી
કરકો–જરો
કરમસતી–ઘણી ખેંચાયલી
કરપી–કંજુસ
કરસણ–કણસલું, ખેડુત
કરિણી–હાથણી
કરી–પરેછ, હાથી
કરીર–કેરડાનું ઝાડ
કલણ–જાણવું તે

કલમો-કુરાનનો ભાગ
કલ્પદ્રુમ-ઇચ્છિત ફળ આપનાર ઝાડ
કપિ-વાનર
કલિંદ-ચંદ્રમાનો પાલક પિતા
ક્લેદન-ભીંજવવું
કલેવર-શરીર, હોશિયાર
કળિયો-જાણવું, સમજવું
કવિ-કહેવું
કવિ ગયા-કથી ગયા, કહી ગયા
કવિરવ-કવિનો અવાજ
કાચકી-પાણીની તરસ લાગવાથી ગળું સુકાઈ જવું તે
કાજગરી-કારજવાળી
કાતરો-ઝુમખો
કાતિ-છરી
કાનન-વન, જંગલ
કારમો-ઓચિન્તો
કાશો-ગાડો, ઘેલો
ક્ષાન્તિ-ક્ષમા
ક્ષુદ્રઘંટિકા-ઘુઘરી
કકણી-ઘુઘરીયાળો પટો
કીટ-કીડા
કિન્નર-કુબેરના સેવકો
કિરચંચુ-પોપટની ચાંચ
કિરિટી-અર્જુન, ઉત્તરા
કિલબ-નપુંસક
કુકટ-કુકડો
કુન્જરકુંડ-ગણપતિ
કુરંગ-હરણ
કુન્જરગામિની-હાથીના જેવી ચાલનારી સ્ત્રી
કુટજ્ઞાની-ખોટા જ્ઞાની
કુદાર-ફરશી
કુદાલ-કોદાળી
કુસુમ-ફુલ
કૃશાન-અગ્નિ, ક્ષુદ્ર, હલકું
કેસપાશ-ચોટલો
કેસરી-સિંહ
કૈવલ્ય-મુક્તિ, મોક્ષ
કોરણ-વાયુનું તોફાન
કોશ-આચ્છાદન, ઢાંકણું
કોકીલા-કોયલ
કોશકી-દુર્ગાદેવીનું નામ
કંઠપ્રાસ-ગળે ફાંસો ખાવો
કંબુ-શંખ

## ખ.

ખં-આકાશ
ખટદશ-સોળ
ખટ્વાંગ-ખાટલાની ઇશ-એક રાજાનું નામ, નાલગોડી જેવું હથિયાર
ખડતાળે-પગને પ્રહારે, લાતે, ઠોકરે
ખડું-કાદવમાં ઢોરના ચાલવાથી જે પગલાં પડે ને સુકાય તે
ખદ્યોત-આગિયો
ખરખરો-સાંત્વન, ગ્હેરું થવું, સમાધાન કરવું
ખાંડુડા-તરવાર
ખાધ-ટોટો, નુકસાન
ખાબડું-ખાબોચિયું
ખેચર-આકાશમાં ફરનારું પ્રાણી
ખુનસ-ઝેર

## ગ.

ગજ-હાથી
ગજ-સામ
ગતસંગીત-ગાયનની રીતિ-કળા

ઝ.

ઝમકાર-ઝણકાર
ઝામરરોગ-ખોટો રાગ
ઝૂરે-તડે
ઝૂમખું-કાનમાં પહેરવાનું ઘરેણું

ત.

તક્ર-છાશ
તનય-પુત્ર
તનકા-ઓખણી, પરે
તમા-દરકાર
તાતા-ચકચકતા, તાજા
તાંબુલ-પાન
તારુણી-તરુણ સ્ત્રી
તાલાવેલી-ચટપટી
તિમિંગલ-મગરમચ્છ
તિમિર-અંધારું
તુખાર-ઘોડો
તુલ-રૂનું પૂમડું
તુષ-શાલનાં ફોતરાં
તુષ્ટિ-ખુશી, સંતોષ
તુંગ-ઊંચા
તુંડ-મ્હોડું
તુરી-ઘોડો
તોખાર-ઘોડો
તોય-પાણી
તોમર-ભાલું
તોર-મિજાજ
તંદ્રા-ઘેન, નિદ્રા
ત્રાણ-તારણું
ત્રાપડ-ગુણપાટ, ત્રાપડું
ત્રિપથી-ત્રણે રસ્તે (સ્વર્ગ, મૃત્યુ પાતાળ) ગ
દેવતા

દ.

દક્ષિણાવર્ત-જમણી તરફથી મ્હોડું હોય એવો શંખ
દધિસુતા-લક્ષ્મી
દનુજારી-દાનવના શત્રુ, દેવ
દશનપંક્તિ-દાંતની હાર
દશે-ડસે, કરડે
દમકે-ચમકે
દમન-દેહકષ્ટ
દપટે-પેસી જાય
દર્પ-પ્રકાશ
દરી-પહાડની ગુફા
દશૈયાં-લગ્ન થયા પછી દસ દિવસ સુધી વરરાજા પોતાને સાસરે જમવા જાય છે તે
દાઢામેથી-દાઢના આગલા ભાગથી
દાણ-જકાત
દામણું-દોરડું-ડામણી
દામિની-કાવાદાર, વિજળી
દિગ્ગજ-દિશાના હાથી
દિનેશ-દિવાકર-દિનેંદ્ર-સૂર્ય
દિવટિયો-મશાલચી, દીવી પકડનાર
દુખવું-દુઃખવવું, દુભાવવું
દુંદુભિ-નોબત
દુર્ધર-પકડી રાખવાને મુશ્કેલ પડે તે
દુર્મતિ-દુષ્ટ બુદ્ધિ
દુલારી-દીકરી
દેવાંગના-દેવની સ્ત્રી
દોટ-દડી, દોડવું
દૈન્ય-દુઃખ
દ્યો-આકાશ
દ્રિગ-આંખ
દ્રુમ-ઝાડ
દ્રોહ-વેરબુદ્ધિ રાખવી
દંતધાવન-દાતણ

## ધ.

ધગા-તાપ
ધમસાણ-ધોંધાટ, શોરબકોર
ધરણિધર-( ધરણિ-પૃથ્વી+ધર-ધરનાર )-પ્રભુ શેષનાગ
ધાત્રી-બ્રહ્માની શક્તિ, પુત્રી, વિધાતા, માતા
ધીશ-ઉપરી-અધિકારી
ધેન-ગાય
ધ્યે-ધ્યાન કરવાનો પદાર્થ
ધૂમર-ધૂમાડો, કાળ, અસુરની જાત

## ન.

નગ-પર્વત
નંદન-દીકરો
નભ-આકાશ
નફેરી-એક વાજીંત્ર
નરડિ-નરડિયો-હડિયો
નરેટાટ-ઉજડ
નરબદ-અદ્ભુત નહીં તે
નવનિત-માખણ
નવે-નવાયે-તીરે-આગે
નર્યે-ક્રિયા
નાગરી-ચતુર-હોંશિયાર
નાટ્ય-નાટક
નાદબિંદુ-ૐકાર
નાળ-તોપ .
નિકટ-પાસે
નિગમ્યો-ખોયો-ગુમાવ્યો
નિર્દળ્યાં-માર્યાં
નિધિ-ભંડાર
નિધન-નાશ
નિધાન-પાત્ર
નિપાત્યો-વધ કર્યો
નિમેષ-જરા-ક્ષણ
નિરંજની-કલંક વિનાની દેષરહિત
નિલાંબર-લીલું વસ્ત્ર
નિર્વેદ-ઇચ્છા-આતુરતા
નેડો-પાસે, પ્રીતિ, સ્નેહ
નેત-નહીં, એમ
નેપુર-ઝાંઝર

## પ.

પંચવદન-મહાદેવ
પખાલ-લઉં-ધુવ, સાફ કરે
પરોણું-ચીર
પડવે-પાઠવે, મોકલે
પડતાળે-પછાડે, મારે
પતિજે-માને, કબુલ કરે
પન્નગ-સાપ
પય-દુધ
પરહરે-તજે
પરજળે-બળે
પરજાપત-બ્રહ્મા, કુંભાર
પરચંડ-મોટું ક્રોધાયમાન
પલવટે-પહેરેલા, ઓઢેલાં વસ્ત્રના છેડાની ગાંઠ વાળવી તે
પરિસ્નાણ-પથારી
પરિહાસ-ઠઠ્ઠા, મશ્કરી
પરું-જૂદું, નિરાળું
પરેશ-શ્રેષ્ઠ-ઈશ્વરી
પરોક્ષ-ન દેખાય તે
પલાણી-સ્વારી કરી, કોઈ વાહનપર બેસી
પલિયો-નાઠો, ભાગ્યો
પવાડા-એક જાતની કવિતા
પાખર-ઘોડાનું બખતર
પાડસણે-ઉપકાર માનીને

